# વિષય સંકલના


| | | |
|---|---|---|
| ૧ | મુદ્રાલેખ .... .... .... .... | પૃષ્ઠ ૧ |
| ૨ | વિષય સંકલના .... .... .... .... | ,, ૨ |
| ૩ | ચિત્ર .... .... .... .... | મુખ પૃષ્ઠ |
| ૪ | નામાભિધાન .... .... .... .... | પૃષ્ઠ ૩ |
| ૫ | મુદ્રણુનિવેદન .... .... .... ... | ,, ૪ |
| ૬ | પ્રસ્તાવના ( ભૂમિકા ) .... .... ... | ,, ૫ |
| ૭ | પ્રકાશકોનું નિવેદન .... .... ... | ,, ૧૧ |
| ૮ | ચિત્રપરિચય ( નકશા સાથે ) ... ... ... | ,, ૧૨ |
| ૯ | ટુંકાક્ષરી સમજ તથા સૂચવાયલા પુસ્તકોની યાદી ... | ,, ૧૭ |
| ૧૦ | આખા પુસ્તકનો અનુક્રમ ... ... ... | ,, ૨૧ |
| ૧૧ | પુસ્તકની આદિ ... ... ... ... | ,, ૨૩ |
| ૧૨ | પ્રથમ ખંડનો અનુક્રમ ... .... ... | ,, ૨૪ |

# સમ્રાટ્ પ્રિયદર્શી

યાને ભૂલથી મનાયલા

# મહારાજા અશોક

અથવા

# જૈન સમ્રાટ્ સંપ્રતિ

(અનેક ચિત્રો, સિક્કાપ્લેટ તથા નકશાઓ સાથે)


લેખક

(ઇ. સ. પૂ. ૯૦૦ થી ઇ. સ. ૧૦૦ સુધીના એક હજાર વર્ષના ઇતિહાસ રૂપે, ગુજરાતીમાં પ્રાચીન ભારતવર્ષનાં પાંચ પુસ્તકો અને અંગ્રેજીમાં એન્સ્યન્ટ ઇન્ડિયાનાં ચાર પુસ્તકો લખનાર)

**ત્રિભુવનદાસ લહેરચંદ શાહ**

એલ. એમ. એન્ડ એસ.
એમ. આર. એ. એસ.


સારાયે ભારતમાં પથરાઇ રહેલા મજકુર સમ્રાટના ૩૬ લેખોના કરાયલા અર્થો, તે વખતના ધર્મશાસ્ત્રીય ગ્રંથોના તેમજ પ્રખ્યાત ઇતિહાસવેત્તાઓનાં કથન સાથે અત્યાર સુધી જે બંધબેસતા થતા નથી, તે સર્વેના અર્થગાંભીર્યને આધારપૂર્વક જુદી જ રીતે સમજાવીને હવે સંપૂર્ણતઃ મેળ ધરાવતા કરવામાં આવ્યા છે.


[આ પુસ્તક પરત્વે સર્વ પ્રકારના હક્ક પ્રકાશકોએ પોતાને સ્વાધીન રાખ્યા છે]


મૂલ્ય " }
રૂા


પ્રકાશકો
શશિકાન્ત એન્ડ કાં.
રાવપુરા, વડોદરા

# વિષય સંકલના


| | | |
|---|---|---|
| ૧ | મુદ્રાલેખ .... .... .... .... | પૃષ્ઠ ૧ |
| ૨ | વિષય સંકલના .... .... .... .... | ,, ૨ |
| ૩ | ચિત્ર .... .... .... .... | મુખ પૃષ્ઠ |
| ૪ | નામાભિધાન .... .... .... .... | પૃષ્ઠ ૩ |
| ૫ | મુદ્રણુનિવેદન .... .... .... ... | ,, ૪ |
| ૬ | પ્રસ્તાવના ( ભૂમિકા ) .... .... ... | ,, ૫ |
| ૭ | પ્રકાશકોનું નિવેદન .... .... ... | ,, ૧૧ |
| ૮ | ચિત્રપરિચય ( નકશા સાથે ) ... ... ... | ,, ૧૨ |
| ૯ | ટુંકાક્ષરી સમજ તથા સૂચવાયલા પુસ્તકોની યાદી ... | ,, ૧૭ |
| ૧૦ | આખા પુસ્તકનો અનુક્રમ ... ... ... | ,, ૨૧ |
| ૧૧ | પુસ્તકની આદિ ... ... ... ... | ,, ૨૩ |
| ૧૨ | પ્રથમ ખંડનો અનુક્રમ ... .... ... | ,, ૨૪ |

# આમુખ

ગ્રંથકર્તા પોતાની કૃતિની આદિમાં હંમેશાં પ્રસ્તાવના લખે છે. તેમાં પ્રથમ તેના ઉદ્દભવ સાથે સંકળાયલાં કારણ, આશય કે અન્યસ્થિતિ અને મુદ્દાઓ જણાવે છે ને પછી તે પુસ્તકમાં આવતાં વર્ણનનું સંક્ષિપ્તમાં હાર્દ સમજાવે છે જ્યારે અમે તે બન્ને ભાગને જુદા દર્શાવી વાચકને સગવડતા મળે તે માટે પ્રથમને ભૂમિકા અને દ્વિતીયને પ્રસ્તાવના નામ આપવાનું ધોરણ રાખ્યું છે.

## ભૂમિકા

વિ. સં. ૧૯૬૫ થી એન્સાઈકલોપીડીયા જૈનિકા–જૈનમતસર્વસંગ્રહ–જૈન જ્ઞાનમહોદધિ-ઓછી વધતી ગતિથી તૈયાર કરાતી રહી છે. વચ્ચે ૧૯૭૬ માં તેને પ્રગટરૂપ આપવાને પ્રયાસ કરાયો હતો પરંતુ ૧૯૭૮ માં યુરોપગમન થતાં તેમાં ખાંચો પડયો અને તે પછી તો સંયોગના પલટાએ મોટો વિલંબ નાંખ્યો. છતાં કાંઈક તો પ્રજા પાસે ધરવું જોઈએ જ તે હેતુથી ભારતના ઈતિહાસરૂપે પ્રકાશન કરવાનું નક્કી કર્યું. મંગળાચરણમાં જ ભારતીય ઈતિહાસને ધરમૂળથી ફેરવી નાંખનાર શિલાલેખના રચયિતા બૌદ્ધધર્મી અશોકને બદલે જૈન ધર્મી પ્રિયદર્શી ઉર્ફે સમ્રાટ સંપ્રતિને મોખરે ધરવો કે, તે મૌર્યવંશી મગધ સમ્રાટોના પુરોગામી અને પશ્ચાદ્‌ગામી રાજકર્તાઓના સમય નિશ્ચિત કરનારી સળંગ મંકોડા ગૂંથતી રાજવંશાવળી સાથે તેમનાં ચરિત્રો પ્રથમ બહાર પાડવાં, તે પ્રશ્ન ઉપસ્થિત થયો. બન્ને યોજનાના લાભાલાભ વિચારતાં (જેનો કાંઈક ચિતાર નિચે અપાયો છે)–સર્વથા લાભદાયી તો એકે પગલું નહોતું જ; પરંતુ સળંગ રાજવંશાવળી સાથે ચરિત્રોવાળી યોજના પ્રથમ અમલમાં મૂકવાના વિચારે અધિક ગણ મેળવ્યા. એટલે "**પ્રિયદર્શી**"ના કરતાં "**પ્રાચીન ભારતવર્ષ**"ના પ્રકાશનને પ્રથમ પસંદગી મળી.

વિ. સં. ૧૯૯૧ થી ૯૮ સુધીના સાત વર્ષમાં "**પ્રાચીન ભારતવર્ષ**" ના પાંચ ભાગ ગુજરાતીમાં અને કિંચિત્ ફેરફાર સાથે તેના લગભગ સમાંતર ઈંગ્રેજીમાં અનુવાદરૂપે "**એન્શ્યન્ટ ઈન્ડિયા**"ના ચાર ભાગ પ્રગટ કરાયા. હવે મૂળ યોજનાનુસાર પાછો "**પ્રિયદર્શી**"નો વારો આવ્યો અને ક્રમ પ્રમાણે આવતા વર્ષ દરમ્યાન જે નવું જાણવાનું કે સુધારવાનું મળશે તેવા ફેરફાર સાથે તેની ઈંગ્રેજી આવૃત્તિ રજુ કરવા ઇચ્છા છે જેથી સર્વ કોટિના વાચકો સમક્ષ અમારૂં મંતવ્ય ધરી શકાયાનો સંતોષ મળી શકે.

ઈતિહાસ સર્જનમાં મૂળ પાયારૂપ ચાર વસ્તુઓ (સાહિત્યીક પુરાવા તેમજ દંતકથાઓ, શિલાલેખો, સિક્કાઓ અને અન્ય દેશના સમકાલિક બનાવો) મુખ્યત: ગણાવાની માન્યતા ચાલુ છે. પેલા પ્રખ્યાત ઈતિહાસવિદ્ ડૉ. વિન્સેન્ટ સ્મિથે તેમાં સમયાવળી (Chronology)નો ઉમેરો કરી પાંચની સંખ્યા ગણાવી છે. એટલું જ નહીં પણ વિશેષમાં ઉમેર્યું છે કે, આવી સમયગણત્રી વિના ઈતિહાસ ઊભો કરવાનું કાર્ય જ વ્યર્થ છે: એટલે કે તેમણે પાંચમી સ્થિતિને સર્વશ્રેષ્ઠ અને

# આમુખ

ગ્રંથકર્તા પોતાની કૃતિની આદિમાં હંમેશાં પ્રસ્તાવના લખે છે. તેમાં પ્રથમ તેના ઉદ્ભવ સાથે સંકળાયલાં કારણ, આશય કે અન્યસ્થિતિ અને મુદ્દાઓ જણાવે છે ને પછી તે પુસ્તકમાં આવતાં વર્ણનનું સંક્ષિપ્તમાં હાર્દ સમજાવે છે જ્યારે અમે તે બન્ને ભાગને જુદા દર્શાવી વાચકને સગવડતા મળે તે માટે પ્રથમને ભૂમિકા અને દ્વિતીયને પ્રસ્તાવના નામ આપવાનું ધોરણ રાખ્યું છે.

## ભૂમિકા

વિ. સં. ૧૯૬૫ થી એન્સાઈક્લોપીડીયા જૈનિકા—જૈનમતસર્વસંગ્રહ—જૈન જ્ઞાનમહોદધિ-ઓછી વધતી ગતિથી તૈયાર કરાતી રહી છે. વચ્ચે ૧૯૭૬ માં તેને પ્રગટરૂપ આપવાનો પ્રયાસ કરાયો હતો પરંતુ ૧૯૭૮ માં સુરેપગમન થતાં તેમાં ખાંચો પડયો અને તે પછી તો સંયોગના પલટાએ મોટો વિલંબ નાંખ્યો. છતાં કાંઈક તો પ્રજા પાસે ધરવું જોઈએ જ તે હેતુથી ભારતના ઈતિહાસરૂપે પ્રકાશન કરવાનું નક્કી કર્યું. મંગળાચરણમાં જ ભારતીય ઈતિહાસને ધરમૂળથી ફેરવી નાંખનાર શિલાલેખના રચયિતા બૌદ્ધધર્મી અશોકને બદલે જૈન ધર્મી પ્રિયદર્શી ઉર્ફે સમ્રાટ સંપ્રતિને મોખરે ધરવો કે, તે મૌર્યવંશી મગધ સમ્રાટોના પુરોગામી અને પશ્ચાદ્ગામી રાજકર્તાઓના સમય નિશ્ચિત કરનારી સળંગ મંકોડા ગૂંથતી રાજવંશાવળી સાથે તેમનાં ચરિત્રો પ્રથમ બહાર પાડવાં, તે પ્રશ્ન ઉપસ્થિત થયો. બન્ને યોજનાના લાભાલાભ વિચારતાં ( જેનો કાંઇક ચિતાર નિચે અપાયો છે )—સર્વથા લાભદાયી તો એકે પગલું નહોતું જ; પરંતુ સળંગ રાજવંશાવળી સાથે ચરિત્રોવાળી યોજના પ્રથમ અમલમાં મૂકવાના વિચારે અધિક ગુણ મેળવ્યા. એટલે "**પ્રિયદર્શી**"ના કરતાં "**પ્રાચીન ભારતવર્ષ**"ના પ્રકાશનને પ્રથમ પસંદગી મળી.

વિ. સં. ૧૯૯૧ થી ૯૮ સુધીના સાત વર્ષમાં "**પ્રાચીન ભારતવર્ષ**" ના પાંચ ભાગ ગુજરાતીમાં અને કિંચિત્ ફેરફાર સાથે તેના લગભગ સમાંતર ઈંગ્રેજીમાં અનુવાદરૂપે "**એન્શ્યન્ટ ઈન્ડિયા**"ના ચાર ભાગ પ્રગટ કરાયા. હવે મૂળ યોજનાનુસાર પાછો "**પ્રિયદર્શી**"નો વારો આવ્યો અને ક્રમ પ્રમાણે આવતા વર્ષ દરમ્યાન જે નવું જાણવાનું કે સુધારવાનું મળશે તેવા ફેરફાર સાથે તેની ઈંગ્રેજી આવૃત્તિ રજુ કરવા ઇચ્છા છે જેથી સર્વ કોટિના વાચકો સમક્ષ અમારૂં મંતવ્ય ધરી શકાયાનો સંતોષ મળી શકે.

ઈતિહાસ સર્જનમાં મૂળ પાયારૂપ ચાર વસ્તુઓ ( સાહિત્યીક પુરાવા તેમજ દંતકથાઓ, શિલાલેખો, સિક્કાઓ અને અન્ય દેશના સમકાલિક બનાવો ) મુખ્યતઃ ગણાવાની માન્યતા ચાલુ છે. પેલા પ્રખ્યાત ઈતિહાસવિદ્ ડૉ. વિન્સેન્ટ સ્મિથે તેમાં સમયાવળી ( Chronology )નો ઉમેરો કરી પાંચની સંખ્યા ગણાવી છે. એટલું જ નહીં પણ વિશેષમાં ઉમેર્યું છે કે, આવી સમયગણત્રી વિના ઈતિહાસ ઊભો કરવાનું કાર્ય જ દુર્ઘટ છે; એટલે કે તેમણે પાંચમી સ્થિતિને સર્વશ્રેષ્ઠ અને

પ્રિયદર્શિનો જણાવી છે, કેમકે સમયાવળી–કાળગણત્રી–ગણિતશાસ્ત્રના હિસાબે રજુ કરાયલી વિગતો પોતે એક એવો પાયો છે કે જેની વિરૂદ્ધમાં કોઇ દુન્યવી માણસ આંગળી સરખી પણ ઊંચી કરે તેમ નથી, સિવાયકે તે સમયગણત્રી (Chronology) બીજી ઘટનાઓના સમયને સંતોષી શકતી ન હોય એટલે જ પ્રથમની ચાર જાતના પુરાવા ન્યૂનાધિકાંશે ઇતિહાસસર્જનમાં ઉપકારક તો છે જ પરંતુ પાંચમાની તુલનામાં એકે આવી શકતા નથી

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ઐતિહાસિક વસ્તુને પ્રથમની ચાર કોટિના પુરાવા સમર્થન આપતા હોય છતાં પાંચમીનો ટેકો ન મળે તો તેને સિદ્ધિ મળી ચૂકી ગણાશે નહીં દૃષ્ટાંત — દેવાનાંપ્રિય પ્રિયદર્શીના લેખોમાંના (પોષધ, ભૂત, પ્રાણ, ચતુર્માસી, અનારંભ, શૌચ, શીલ, દ્રવ્યભાવ, પર્યુપગમન આદિ) શબ્દો જેમ જૈન પારિભાષિક હોવાનું બતાવાય છે તેમ રૂમિન્દિ આઇના લેખમાંનું 'બુદ્ધ જાતે શાકે' વાળું વાક્ય, 'કલકત્તા વૈરાટ' માં દર્શાવેલા પુસ્તકોના નામો, કે મસ્કિમાં લખેલ અશોક શબ્દવાળી પરિસ્થિતિ, પ્રિયદર્શીતે બૌદ્ધધર્મી અશોકનું ઉપનામ હોવાની પ્રચલિત માન્યતાને મદદરૂપ નીવડતી પણ જણાવી શકાય છે વળી મેગેસ્થેનીસના નિવેદનમાંથી પશ્ચાત્ કોલેજના પ્રો. ફ્રિન્ડેલે ઉધ્ધૃત કરેલ સેન્ડ્રેકોટસના જીવન વર્ણવતા અમુક ફકરાને ચંદ્રગુપ્તના જીવન વૃત્તાંત સાથે મારીમચડીને બંધબેસતો પણ કરી શકાય છે તેમજ ઈ સ પૂ ૩૨૭માં હિંદઉપર આક્રમણ કરનાર યવનપતિ અલેક્ઝાંડરને પંજાબમાં (પંચ નદવાળા) પ્રદેશમાં જે મગધપતિ (અથવા રાજ્યાભિષેક થયેલ ન હોવાથી કુમાર કહો) સેન્ડ્રેકોટસ મળેલ હોવાનું ગ્રીસ ઇતિહાસકારોએ નોંધ્યું છે ને જેને સંશોધક પરમવિશારદ–એક વખતના જનરલ અને પછીથી થયેલ સર એલેક્-ઝાંડર કનિંગહામના મંતવ્ય પ્રમાણે ઈ સ. ૧૮૦૦ માં થયેલ સર વિલિયમ જોન્સે કેવળ ઉચ્ચાર ની સામ્યતાને લીધે જ ચંદ્રગુપ્ત ઠરાવી દીધો છે ને જેને પાછળના વિદ્વાનોએ તે વખતના–વૈદિક, બૌદ્ધ અને જૈન, એમ ત્રણે હિંદી ધર્મના થોકબંધ સાહિત્ય ગ્રંથોમાં ચંદ્રગુપ્તના વિવિધાકારે જીવન અને ચારિત્ર આલેખાયા હોવા છતાં, કોઇ એકેયે અલેકઝાંડરનું તો શું પણ કોઈ પરદેશી આક્રમણકારનું નામ લટીકપણ લીધું નથી તે પે, તેના ઉપર મતું મારી પોતાની સીલ મહોર પણ કરી આપી છે એટલે કે વિચારપૂર્વક જે ન કરવું જોઈએ તે પણ કરી દેવાયું છે આ પ્રમાણે પૂર્વદર્શિત ચારે પ્રકારના પુરાવાઓને મન ફાવતી રીતે ગોઠવીને એક ઇમારત ખડી કરી દેવાઈ છે છતાં જો તેનાથી સમયગણત્રીને મેળ ખાતી કોઇ રીતે કરાતી ન હોય, તો શું તે બનાવને ઐતિહાસિક–નગદ સત્ય–તરીકે આપણે તેને સ્વીકારી શકીશું? જવાબમાં આપણે ચોખ્ખી "ના" જ સંભળાવવી પડશે વિશેષ સ્પષ્ટપણે જણાવીશું કે, બૌદ્ધ ગ્રંથોમાં ખુદ અશોકના જીવન બનાવો બૌદ્ધ સંવતમાં નિર્દિષ્ટ કરાયા છે વળી જૈન ગ્રંથોમાં ચંદ્રગુપ્તના પુરોગામી નવમા નંદના મહા માત્ય શકટાળ અને તેના પુત્ર સ્થૂલિભદ્રના તથા તે જ ચંદ્રગુપ્તના ગુરૂ ભદ્રબાહુસ્વામીના, ઉપરાંત ચંદ્રગુપ્તના વંશમાં ચોથી પેઢીએ થયેલ મહાપરાક્રમી સમ્રાટ્ સંપ્રતિના ઉપદેશક ગુરૂભાઇઓ– આર્યમહાગિરિજી અને આર્યસુહસ્તિજી–ના સમય પણ મહાવીર સંવતમાં સ્પષ્ટપણે જણાવાયા છે તેમજ વૈદિક ધર્મના પૌરાણિક ગ્રંથોમાં પણ આ સઘળા મૌર્યવંશી સમ્રાટોના નામો પેઢીવાર, તો

કોઇ વખતે ( ભલે તેમની પદ્ધતિ પ્રમાણે છે છતાં ) સમયદર્શન સાથે, તેમનાં જીવનના અનેક પ્રસંગો વર્ણવાયા છે. આ પ્રમાણે ત્રણે ધર્મના સાહિત્ય ગ્રંથોમાં વિપુલ સામગ્રી પડી છે અને તે ઉપરથી-(ભલે કાર્ય વિકટ છે અને સંશોધનના કાર્ય કયાં વળી સહેલાં પડયાં છે ?-છતાં )-ચોક્કસ સમય તો નક્કી કરી શકાય તેમ છે. આવા નિર્ણીત સમય સાથે, પ્રિયદર્શીએ પોતાનાજ તેરમા શિલાલેખમાં નોંધ્યા પ્રમાણેના પાંચે યવન પતિઓના સમય જો મળી રહેતા થઈ જાય તો તો જરૂર આપણે છાતી ઠોકીને કહી શકીશું કે આપણા નિર્ણયો સર્વથા સાચાજ છે. શું આ પ્રમાણે સ્થિતિ પ્રવર્તે છે ? અમારો જવાબ ફરીને એકવાર "ના" કહેવાનો છે.

આવી ચીરકાલી, પૂર્વ ગ્રહીત અને ઘર કરી બેઠેલી સ્થિતિમાંથી માર્ગ કાઢવાનું કામ અતિ કઠિન અને દુષ્કર છે. છતાં ધીરજથી શું નથી બનતું ? તેના પ્રથમ ઉકેલ તરીકે આખા મૌર્યવંશનો સમયનિર્ણય કરી આપવો જોઇએ. છતાં કેટલાક વિદ્વાનોને મૌર્યવંશની પૂર્વના નંદવંશીઓના સમયની કે, કદાચ તેની પૂર્વેના શિશુનાગવંશી ભૂપાળો, કે જેઓ બૌદ્ધધર્મ સ્થાપક ભગવાન બુદ્ધના અને જૈન ધર્મના પ્રણેતા ભગવાન મહાવીરના કેટલેક અંશે સહયોગી, સમકાલિક અને ધર્માનુયાયી હોઇ તેમના સંવતોનો છૂટથી ઉપયોગ કરતા ( તથા તેમના ધર્મગ્રંથોમાં પણ તે સંવતો વારંવાર નિર્દિષ્ટ થયેલ છે ) હતા; તેમના સમયની સત્યાસત્યતા તપાસવી હોય તો ? આ બન્ને કોટિના ઇચ્છુકોની સગવડતા સાધી આપવા, ઠેઠ બુદ્ધ અને મહાવીરના સમયથી આરંભીને ક્રમિક વંશાવળી સ્થાપિત કરી આપવી જોઇએ. આમ કરવાથી મોટા ભાગને સંતોષ આપી શકાય, છતાં એક અતિ નાનો ભાગ એવો રહી જતો કહેવાય કે જેમને બુદ્ધ અને મહાવીરના સંવતનીજ પ્રમાણિકતા કસી જોવી હોય-તો ? વળી તેની પણ પૂર્વના કોઈ આધારભૂત લેખી શકાય એવા કેન્દ્રને પસંદ કરવું રહે અને તેવું તો કુદરતના નિયમે થતા મહાપુરૂષોના નિષ્ક્રમણરૂપ-સ્મૃતિ, શ્રુતિ કે ઉપનિષદ્‌ના ઉદ્‌ભવરૂપ સમયનું-કેન્દ્રજ નજરે ચડે છે. એટલે ત્યાંથીજ ભારતીય ઇતિહાસની આદિ કરવાના નિર્ણય ઉપર આવવું પડે છે. આ દૃષ્ટિએ-જેના લાભાલાભનો ઇસારો ઉપર કરાયો છે-"**પ્રાચીન ભારતવર્ષ**" નું પ્રકાશન પ્રથમ અને "**પ્રિયદર્શી**" નું પછીથી હાથ ધરવું પડે છે.

એક બીજી પરિસ્થિતિ-ઇતિહાસસર્જનના ઉપરોક્ત પાંચ આવશ્યક પાયામાંના પ્રથમના ચાર એવા પ્રકારના છે કે જેના સંખ્યાબંધ પુરાવા પ્રાપ્ત થવા છતાંયે નિર્ણય તો સાશંકજ રહે; જ્યારે પંચમ મુદ્દોજ માત્ર એવો છે કે જે એકલા ઉપર પણ ખૂબ મદાર બાંધી શકાય. જેમકે પાંચ ને પાંચ દશજ કહેવાય; તેમ બે ને બે ચારજ કહેવાય. આખી અવની ઉપરનો કોઇપણ માણુસ તેને અન્યથા કહી શકશે નહીં, તેમજ તેની સત્યતા માટે કોઇ પુરાવા કે આધારની અપેક્ષા પણ રાખશે નહીં. અમારા પ્રકાશનમાં સમયનિર્ણય માટે જ્યાં ને ત્યાં આવી ગણત્રીએજ કામ લેવાઇ રહ્યું છે એટલે તેવા નિર્ણયની પાકી ખાત્રી કરવા માટે કેવળ એક બે પુરાવા રજુ કરીને આગળ વધી રહ્યા છીએ; જ્યારે વિદ્વાનોમાં પ્રથમના ચાર પાયા ઉપર કામ લેવાની પ્રથા પડી ગઇ હોવાથી તેમને અમારી આ પદ્ધતિ અધૂરી-not sufficiently critical-દેખાઇ છે. ઉપરાંત એક હકીકતને પ્રથમવાર સાબિત કરવા જતાં પુરાવાની આવશ્યકતા ગણાય, પરંતુ બીજી વખત કે ફરીફરીને તેનો

નિર્દેશ કરતી વેળા તો કેવળ તેનું નામજ દેવાય; અને આવડા મોટા (પ્રાચીન ભારતવર્ષના) ૨૨૫૦ પૃષ્ઠોનાં પાંચ વિભાગી પુસ્તકમાં અને તે પણ સઘળા અવલોકનકાર અને વાચકોના અભિપ્રાય પ્રમાણે લગભગ નવીનજ સિદ્ધાંતો પ્રતિપાદિત કરતા ગ્રંથમાં, એવું તો કવચિતજ બને, કે એક પ્રકારની હકીકત પ્રથમ વાર જ્યાં પુરવાર કરાતી હોય ત્યાંજ તે વાચકની નજર હેઠળ આવે. એટલે સ્વાભાવિક છે કે તે વાચકને તે હકીકત સંપૂર્ણ ચર્ચાયલી કે છણાયલી ન પણ માલુમ પડે.

આવી આવી વિધવિધ પ્રકારની ત્રુટિઓ વાચકોની નજરે પડયાનું સાંભળવામાં આવ્યું છે. આપણે હાલ તો આ પ્રકારની ત્રુટિઓને નિરાધાર તરીકેજ સંબોધીશું કેમકે તે પ્રમાણેની સ્થિતિ અમારી ગલતીના કરતાં, વાચકની અમુક મનોદશાનુંજ પરિણામ છે. એટલે તેનો ઉપાય તો તેમનાજ હાથમાં છે. તેમણે શાંતિપૂર્વક ધીરજથી અને નિષ્પક્ષ ચિત્તે અમારૂં પ્રકાશન આદિથી અંત સુધી વાંચી જવું અને પછી પોતાનો પ્રમાણિક મત જણાવવો. ધારીએ છીએ કે આ "પ્રિયદર્શિ"નું વાંચન તેમની અનેક શંકાઓમાંથી મુખ્યભાગનું નિરસન કરવામાં સહાયરૂપ નીવડશે.

## પ્રસ્તાવના

આખા પુસ્તકને ચાર ખંડમાં વહેંચી નાંખ્યું છે.

પ્રથમ ખંડના બે પરિચ્છેદ પાડી, અદ્યાપિ પર્યંત પ્રિયદર્શિને અશોક માની લેવામાં કયાં કયાં ને કેવી કેવી ગલતીઓ થવા પામી છે તેનો ખ્યાલ પ્રથમ પરિચ્છેદમાં આપ્યો છે જ્યારે બીજામાં તે વખતના ત્રણે ધર્મોના—પૌરાણિક, બૌદ્ધ અને જૈન—સાહિત્ય ગ્રંથોમાં ઉતારેલી કાળગણનાને વ્યવસ્થિત રૂપે ગોઠવી છે સાથે સાથે ભારતીય અને પરદેશી નૃપતિઓના સમયની સરખામણી કરી તે સર્વેને અરસપરસ મેળખાતી બતાવી આપી છે. જે ઉપરથી સમયગણત્રીએ પણ પ્રિયદર્શિ અને અશોક બન્ને એક છે કે ભિન્ન, તે તુરત જણાઈ આવે છે. આ ખંડમાં ૪૫ પૃષ્ઠ રોકાયાં છે.

દ્વિતીય ખંડના ચાર પરિચ્છેદ થયા છે. પ્રથમમાં પ્રિયદર્શિ સમ્રાટે કોતરાવેલ ૧૪ મુખ્ય અને બે ભિન્ન શિલાલેખો, બીજામાં ૪ નાના ખડકલેખો, ત્રીજામાં ૭ મુખ્ય સ્થંભલેખો અને ચોથામાં ૬ ગૌણસ્થંભ અને ૩ ગુફાલેખો મળી કુલ ૩૬ લેખો તેના મૂળપાઠ, પાઠાંતરો, અનુવાદ અને સમજૂતિ સહિત આપ્યા છે. અમારી સમજણ છે ત્યાંસુધી આ પ્રમાણે સંપૂર્ણતઃ સર્વ લેખો અદ્યતન આ પ્રથમ વાર જ દેશી ભાષામાં દર્શન દે છે. લેખમાંના શબ્દોના અને વાકયોના અત્યાર સુધી કરાતા તેમજ તેમાં સુધારો કરીને કરવા જોઈતા અર્થની સમજૂતિ પણ આપી છે જેથી કરાઈ રહેલા અને સૂચવાતા અર્થની યથાર્થતાની સરખામણી કરી શકાશે, વળી જેમને આ સઘળા વાંચનની લંબાણમાં કે ઉંડાણમાં ન ઉતરતાં ટૂંકમાંજ અર્થ સાધી લેવો હોય તો તેમને માટે સારરૂપે બે પરિશિષ્ટો, ખંડના અંતે જોડયા છે. પહેલામાં સર્વ લેખોની હકીકત જૈન અને બૌદ્ધ દૃષ્ટિને કયાં કયાં ને કેટલી કેટલી સંગત અસંગત છે તે તારવણી કરીને બતાવ્યું છે જ્યારે બીજામાં આ સર્વ ધર્મલિપિઓ કોતરાવવા માટે આ સ્થળોને જ શા કારણથી પસંદ કરવામાં આવ્યાં છે તેની સમજૂતિ કોષ્ટકરૂપે રજુ કરી છે. આ ખંડે ૧૭૦ પૃષ્ઠો રોકયાં છે.

ત્રીજો ખંડ વળી તદ્દન નવીન વસ્તુ જ રજુ કરવામાં રોકયો છે. એકવાર પ્રિયદર્શીં, ઉપરના બે ખંડોમાં જ્યારે જૈન ધર્માવતંસ સમાન સમ્રાટ સંપ્રતિ પુરવાર થઇ ચૂકયો છે ત્યારે તે સમ્રાટની અત્યાર સુધી કોઇ સાહિત્યગ્રંથમાં બહાર નહીં પડેલી તેવી અન્ય કૃતિઓ પણ જણાવી દેવીજ રહે. તે ફરજમાંથી મૂકત થવા આ ખંડના ચાર પરિચ્છેદ પાડી, પહેલામાં તેણે સ્વતંત્ર રીતે ઉભા કરાવેલ તેમજ કોઇપણ રીતે પોતાનો હિસ્સો જેમાં પુરાવેલ હોય તેવા અનેક સ્તૂપો અને સ્થંભોનું વર્ણન, તેની રચનાનાં કારણ સહિત આપ્યું છે. જેના વાંચનથી જૈનોના અંતિમ તીર્થંકર શ્રી મહાવીર સ્વામીની કલ્યાણક ભૂમિઓનાં તથા તેમને નડેલા ઉપસર્ગની ભૂમિઓનાં સ્થળની પ્રવર્તી રહેલ માન્યતામાં જે પ્રચંડ પરિવર્તન થઇ જતું દેખાય છે તેથી આશ્ચર્યજ ઉત્પન્ન થાય છે. આના પુરાવા માટે સાંચી પ્રદેશમાંથી જે બે હકીકત મળી આવવાની અપેક્ષા અમે **"પ્રાચીન ભારતવર્ષ"**ના પ્રકાશન વખતે સેવી હતી તે બન્ને ફળીભૂત થયાનું જાહેર કરતાં અતિ હર્ષ થાય છે. તે આ પ્રમાણેઃ- (૧) શ્રી મહાવીરનું નામ કોઇક રૂપમાં સાંપડવાની અને (૨) કાલ્સી, ગિરનાર, ધૌલી-જગૌડાના લેખમાં છે તેમ હસ્તિ મળી આવવાની; પહેલી હકીકત "નાતીપુત્ર" શબ્દરૂપે અને બીજી 'હસ્તિયુગલ' સાથે અર્હનની પ્રતિમારૂપે પ્રાપ્ત થઈ છે. પહેલીનું વર્ણન પૃ. ૨૩૨ અને બીજીનું પૃ. ૨૫૪ માં સવિસ્તાર આપ્યું છે તે વાંચી જવા ખાસ વિનંતિ છે. હવે અમારૂં મન શાક્ષી પૂરે છે કે **"પ્રાચીન ભારતવર્ષ"**માં જણાવેલા જે નિર્ણયો અધકચરા અને લૂલા દેખાતા હતા તેમણે હવે પ્રબળ પુરાવા મળી આવવાથી સંગીનરૂપ પકડયું છે. બીજામાં સમ્રાટ સંપ્રતિએ યાને પ્રિયદર્શીંએ ભરાવરાવેલ મૂર્તિઓ, ચણાવરાવેલ મંદિરો અને કોતરાવેલ વિરાટકાય મૂર્તિઓનું સંક્ષિપ્તમાં વર્ણન આપી તે સમયની સ્થાપત્યની કલાનો અને ઘડતરનો ચિતાર રજુ કર્યો છે. ત્યારે ત્રીજા પરિચ્છેદમાં તેણે વસાવરાવેલ નગરો તથા બંધાવરાવેલ ધર્મશાળાઓ, ગુફાઓ, રાજમાર્ગો વિ. અન્ય બાંધકામો વર્ણવવામાં આવ્યાં છે. જે ઉપરથી એક સુચરિત રાજવી પોતાના અધિકારમાં સોંપાયલી અને આવતી પ્રજા પ્રત્યે અસીમ ધર્મ પ્રેમ દાખવી કેટલા દરજ્જે પોતે રાજઋણ અદા કરી શકે છે તેનો અનુકરણીય દૃષ્ટાંત આ બે પરિચ્છેદો પૂરો પાડે છે. ચોથામાં તેના પોતાના તથા પાછળ આવનાર અન્ય રાજવીઓના મળી આવતા સિક્કાઓનું વર્ણન આપ્યું છે. આ ચારે પરિચ્છેદથી જૈનધર્મની શુદ્ધ ભાવના સેવતો એક રાજા, જગતના સકળ પ્રાણીમાત્રમાં કેટલે દરજ્જે વિશ્વબંધુત્વ કેળવી શકે છે અને તેમ કરતાં છતાંયે પોતાની અપૂરિત ત્રૂટિઓથી તે કેટલી ઊંડી માર્મિક વ્યથા અનુભવે છે તેનો ખ્યાલ આવી શકે છે. આ ખંડે લગભગ ૮૦ પૃષ્ઠો રોકયાં છે.

ચોથા ખંડમાં સંપ્રતિનું જીવન ચરિત્ર આલેખ્યું છે. તેમાં તેની પૂર્વના મૌર્ય સમ્રાટો -એટલે પિતામહ અશોક અને પ્રપિતામહ ચંદ્રગુપ્ત-ના સમયની રાજકીય પરિસ્થિતિનું પણ અનુસંધાન મેળવીને સમજી શકાય, તેમાટે પ્રથમ તેમની પણ કાંઇક ટુંક હકીકત આપવી પડી છે. આ ખંડના દશ પરિચ્છેદ પાડયા છે. તે સર્વનું આલેખન કરતી વખતે તેણે ઉભા કરેલ શિલાલેખોને તથા તેની અન્ય કૃતિઓને અને પ્રમાણભૂત આવશ્યક સાહિત્ય સામગ્રીનેજ સન્મુખ રખાઇ છે એટલે

અત્યાર સુધી પ્રગટ થયેલ તેનાં જીવન-ચરિત્રો કરતાં કાંઇક જુદીજ ભાત પાડતું આ સર્જન દેખાશે એમ અમારૂં ધારવું છે. આ ખંડ આશરે સવાસો પૃષ્ઠો રોકયાં છે.

આ પછી અશોકની અને પ્રિયદર્શીની અનેકવિધ કૃતિઓ દર્શાવતા બે નકશા જોડયા છે જે ઉપર ઉડતી નજર નાખતાં સાથેજ તે બન્ને રાજવીઓ ભિન્ન છે એમ સ્વતઃ માલૂમ પડી આવે છે. છતાં તે બંને નકશાનું વિગતવાર વાચન કરવા માટે તેમને કોષ્ટકાકારે ઉતારી અક્ષરદેહે પણ રજુ કર્યો છે. વળી આખાયે પુસ્તકનો સાર—અશોક અને પ્રિયદર્શીની—બન્ને વ્યકિતઓ ભિન્ન હોવા સાથે ધર્મે પણ નિરાળી છે એમ જોઇ શકાય તે માટે, આજે બે હજાર વર્ષ ઉપરાંતની જળવાઈ રહેલ તે બન્નેની સર્વે કૃતિઓને એકત્રિત કરીને વર્ગીકરણ પાડવા ઉપરાંત તેમની પરખનાં લક્ષણો તારવી બતાવ્યાં છે જેથી તેવા જીજ્ઞાસુઓની આકાંક્ષા પણ પોષાઇ ગણાશે.

સામાન્ય રીતે આવા પુસ્તકના વાચકો એવી કોટિના અથવા એવી કક્ષાએ પહોંચેલા ધારી શકાય કે વચ્ચે આવતા અપરિચિત શબ્દોના અર્થનો ઉકેલ તેમના કરેલા અનુવાદ-ભાષાંતર માંથી સ્વમત્યાનુસાર પોતાની મેળી તારવી લ્યે. એટલે પ્રથમ તો કઠિન શબ્દોના અર્થ આપવાની ઈચ્છાજ નહોતી રાખી, જેથી શિલાલેખોનું વર્ણન જ્યાં કર્યું છે ત્યાં તેનો અભાવ દેખાશે. પરંતુ વિશેષ વિચાર કરતાં જણાયું કે તેવા અર્થનો અભાવ તે એક ઉણપજ લેખાશે એટલે કેટલાક અઘરા શબ્દોને કક્કાવારી પ્રમાણે ગોઠવીને તેમનો નાનો શો અર્થકોષ જોડયો છે.

પુસ્તકના અંતે વિષયની ચાવી, સમયાવળી, ચિત્રો તથા 'કયાં અને શું' આપવાની અમારી પ્રથામાં થોડોક ફેરફાર કર્યો છે, વિષયની સૂચિ કેવળ ચોથા ખંડની અને બાકીની ત્રણે વસ્તુઓ પ્રથમના ત્રણ ખંડની આપી છે. તેઓ પોતાપૂરતું કાર્ય બજાવી વાચકની રસવૃત્તિને સંતોષ પમાડશે એવી ઉમેદ રાખીએ છીએ.

આ પુસ્તકની રચનામાં જે જે ગ્રંથોની—થોડા કે વધતા પ્રમાણમાં—સહાય લેવી પડી છે ને જેની ટીપ અન્ય સ્થળે આપી છે તે સર્વે પ્રત્યે અમારૂં ઋણ જાહેર કરીએ છીએ તથા સ્મૃતિમાંથી કોઈનું નામ ખસી જવાથી રહી ગયું હોય તો તે માટે ક્ષમા ચાહીએ છીએ. અંતમા, અમારા કાર્યાલયના મુખ્ય મદદનીશ ભાઈ ચીમનલાલ અમુલખ સંઘવીએ આખા પ્રકાશનમાં પોતાથી બનતી આપેલ સહાયતાનો અને બતાવેલી ખુલ્લા દીલની કાર્યરૂચીનો તો અમારે ખરા અંતઃકરણપૂર્વક સ્વીકાર જ કરવો જોઇએ.

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે, જેથી આ પુસ્તકના સર્જનમાં અને પ્રકાશનમાં માલૂમ પડતી ત્રૂટીઓની વાચકો પાસે ક્ષમા ચાહીએ છીએ.

વડોદરા<br>
વિ. સં. ૧૯૯૯, કાર્તિક<br>
શુકલ પંચમી-જ્ઞાનપંચમી

વિદ્યોપાસક<br>
**ત્રિભુવનદાસ લહેરચંદ શાહ**

# પ્રકાશકોનું નિવેદન

અમે ઉપાડેલ કાર્યમાંનો "પ્રિયદર્શી યાને સંપ્રતિ" ઉર્ફે "પદચ્યૂત મહારાજા અશોક" નામક આ ગ્રંથ પ્રજા સમક્ષ ધરતાં અમને અતિ આનંદ ઉપજે છે અને હવે પછી જે અન્ય કાર્યો ઉપાડવાં ધાર્યાં છે તેનો કાંઈક ખ્યાલ આપતી એક પત્રિકા આ પુસ્તકને અંતે જોડી છે તે વાંચી જવા, તેમજ અત્યાર સુધી જેઓએ ઉદારતાપૂર્વક અમને પ્રોત્સાહન આપ્યું છે તેજ પ્રમાણે-બલ્કે વિશેષ પ્રમાણમાં વળી તેઓ ઉત્તેજન આપતા રહેશે એવી અમો વિજ્ઞપ્તિ પણ કરીએ છીએ.

કોઇ પણ ક્ષેત્રે નવીન વિચારો રજુ થતાં જેમ વ્યવહારમાં બને છે તેમ અમારા પ્રકાશને પણ સાહિત્ય જગતમાં સ્થિતિ ઉપજાવેલ; પરંતુ જેમ જેમ વખત પસાર થતો જાય છે તેમ તેમ તેમાં પણ મનમાનતું પરિવર્તન થતું જાય છે. કેમકે વાચકોને જેમ વાંચવાનો અવકાશ મળતો જાય છે તેમ તેમના મનમાં ઊભી થતી શંકાઓનું નિરસન કરવાની અમને પણ કોઇને કોઇ રીતે તક સાંપડતી જાય છે. અમારી અંતઃકરણની શ્રદ્ધા છે કે પ્રિયદર્શીનું આ પુસ્તક અનેક શંકાઓનું સમાધાન કરવાને ઘણું ઉપયોગી વાંચન પૂરૂં પાડે છે. વળી જ્યારે તેની ઇંગ્રેજી આવૃત્તિ બહાર પડશે ત્યારે તો તે વિશેષ પ્રમાણમાં વંચાતી થવાથી તેને વધારે વેગ મળવાનો; ઉપરાંત વર્તમાન અતુલ યુદ્ધે જેમ અન્ય વ્યવહારો ખોરવી નાંખ્યા છે તેમ અમારા કાર્યને પણ અનેક રીતે મુશ્કેલ બનાવી મૂક્યું છે એટલે તેની શાંતિ થતાં,-પરમાત્મા તેવો દિવસ બહુ જલદી દેખાડે-તેને ઓર જોમ મળશે એવી અમને પાકી ખાત્રી છે.

દરમ્યાન સુધારો વધારા કરવાની હિતેચ્છુઓ તરફથી સૂચના મળવાની-અત્યાર સુધીમાં જેમણે કરી છે તેમનો જાહેર ઉપકાર માનવાની આ તક લઇએ છીએ અને તેજ પ્રમાણે તેમની અને અન્ય તરફથી ભવિષ્યમાં પણ સૂચનાઓ મળતી રહેશે એવી-અપેક્ષા રાખીએ છીએ. અમારા કાર્યમાં ઉત્તેજન આપનાર સઘળા વર્ગનો ફરી એકવાર ઉપકાર માનીએ છીએ. એજ વિનંતિ.

વડોદરા: વિક્રમાર્ક ૧૯૯૯ }

સેવકો
શશિકાન્ત એન્ડ કુંના યથાઘટિત

# ચિત્ર પરિચય

પ્રાચીન ભારતવર્ષ (પ્રાગ્ભા)ની પુસ્તકશ્રેણિમા અપાતા ચિત્રોના નબર તથા વર્ણનપૃષ્ઠ ટાકવાનુ ધોરણ રાખ્યુ હતુ તેને અત્ર અખતરા તરીકે છોડી દીધુ છે તથા બીજો જરૂરી ફેરફાર પણ કીધો છે

ચીત્રો બે કોટિના છે પ્રસગ-વર્ણનને અનુસરતા અને નકશારૂપે ઉતારેલા આ બન્ને વર્ગની સમજૂતિ નીચે પ્રમાણે —

## (अ) પ્રસગ-વર્ણનો

પટ ન. ૧ મુખપૃષ્ઠ ઉપર મહારાજા અશોક અને પ્રિયદર્શીના ખડા ચિત્રો છે અમારી આગલી કૃતિઓમા આપેલ આ બન્ને રાજવીઓના ચહેરા ઉપરથી ગુજરાતના એક સિધ્ધહસ્ત ચિત્રકાર પાસે આ છબીઓ બનાવરાવી છે બન્નેના રાજતેજની અને અન્ય ગુણોની તુલના કરી શકાય તે માટે તેમને પાસે પાસે રજુ કરી છે બૌદ્ધગ્રથમા અશોકને તેણે કરેલા કૃત્યને અનુસરીને ચડાશોક તરીકે સબોધ્યો છે (ગ્રીક ઇતિહાસકારોએ વાપરેલ સેંડ્રેકોટસ શબ્દ મૌર્યવશી ચદ્રગુપ્તને વધારે બધબેસતો છે કે આ ચડાશોકને તે વિચારવુ રહે છે) તથા તેનો રાજ્યકાળ ૪૧ વર્ષનો નોંધ્યો છે જ્યારે તેની પાછળ તુરત જ ગાદીએ બેસનાર અને ઉલગાજ પ્રકારના આચરણવાળા પ્રિય શ્રી ઉર્ફે સપ્રતિને (સબાતિને) તિબેટી અને કાશ્મિરી ગ્રથકારોએ ધર્માશોક તરીકે ઓળખાવીને તેનો રાજ્યકાળ ૫૪ વર્ષનો નોંધ્યો છે આ સર્વ હકીકત આપણને ઉપયોગી નીવડી છે

પટ ન. ૨ મા પાચ મહોરા આપેલ છે વચ્ચે સમ્રાટ પ્રિયદર્શીને મૂકી, ઉપરમા તેના દાદા-દાદીને અને નીચેમા તેના પિતામાતાને ગોઠવેલ છે જેથી એક આખુ રાજકુટુબ બની રહ્યુ છે વિશેષ સમજૂતિ માટે પ્રાગ્ભા પુ ૨મા ચિત્ર ન ૨૦-૨૧ પૃ ૨૪૮, ન ૨૪, ૨૬ પૃ ૨૯૯ અને ન ૨૭ ૨૮ પૃ ૨૯૪-૬ જુઓ

પટ ન. ૩ મા ચાર ચિત્રો છે ઉપરના બેમાનુ એક, જે યવનપતિ અલેકઝાડરે ઇ સ પૂ ૩૨૭મા હિદ ઉપર આક્રમણ કરેલુ અને જેનો સામનો મગધપતિ સેંડ્રેકોટસે કરેલ (આ સેન્ડ્રેકોટસની ઓળખ માટે ઉપર પટ ન ૧ જુઓ) તેનુ છે જ્યારે બીજુ ચિત્ર, તેજ અલેગ્ઝાડરના સરદાર અને તેની ગાદીએ બેસનાર સેલ્યુકસ નિકેટોરનુ છે તણે પોતાના સરદારને પગલે ચાલી હિદ ઉપર ચડાઇ કરી હતી પણ બારેક વખત નિષ્ફળ જવાથી તને ઉપરોક્ત સેંડ્રેકોટસ સાથે (તેના રાજ્યના ૨૬ મા વર્ષે) ઇ સ પૂ. ૩૦૪ મા સધી કરી પોતાની પુત્રી પરણાવવી પડી હતી તથા મેગેસ્થેનીઝને પાટલીપુત્રના દરબારે એલચી તરીકે મોકલવો પડયો હતો આ પ્રમાણે સેલ્યુકસ અને સેંડ્રેકોટસ સસરોજમાઇ બન્યા હતા નીચેના બેમાનુ પહેલુ ચિત્ર રાજમહેલમા સૂતેલી ત્રિશલામાતાના ગર્ભમા શ્રી મહાવીર ભગવાનનો જીવ પ્રવેશ કરે છે તે વખતે ચૌદ સ્વપ્ના આવેલ તેમાનુ એક-ગર્જના કરતા અને આકાશમાથી ઉતરતા હાથીનુ દ્રશ્ય છે આ ચિત્રને અત્યાર સુધી બુધ્ધ ભગવાનની માતાએ દેખેલ સ્વપ્ન તરીકે ઓળખવામા આવે છે તે કેવુ ભૂલભરેલુ છે તેની સમજૂતિ માટે પ્રાગ્ભા પુ ૨, ચિત્ર ન ૨૮ પૃ ૨૮૮ તથા અત્ર પૃ ૨૨૮ ટી ૪૭ અને પૃ ૨૫૭ ટી ૪૦ જુઓ બીજામા પદ્માસને

એટલે શ્રમણ ભગવાન મહાવીરને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થયાનું સૂચવતા ભામંડળ–મસ્તકની આસપાસ ફરતું તેજ બિંબ–સાથે બતાવેલ છે અને તેઓશ્રી ધર્મચક્રવર્તી હોઇને તે સ્થિતિ દર્શાવતું ધર્મચક્ર તથા તેમની પોતાની ઓળખ આપતું લંછન–ચિન્હ જે સિંહ ગણાય છે તે પાદપીઠમાં કોતરાવેલ છે.

પટ નં. ૪ માં ચાર ચિત્રો છે. પ્રથમનું પ્રિયદર્શીની અનેક કૃતિઓ દર્શાવતું સામાન્ય ચિત્ર છે. બીજું, દક્ષિણમાં બેઝવાડા શહેર નજીક કૃષ્ણા ( બેન્ના ) નદીના તીરે ( તટે ) આવેલ બેન્નાતટનગર નામનું પ્રાચીન શહેર, જે હાલ અમરાવતી તરીકે અસ્તિત્વ ધરાવે છે અને ધનકટકની રાજધાની હોવાનું લેખાય છે તથા જે વાણિજ્યનું કેન્દ્ર હતું, તેના સ્તૂપ પાસેથી ખોદી કાઢવામાં આવેલા પાર્શ્વનાથ–જીનબિંબનું ચિત્રછે. તે ચતુર્મુખી છે. વિશેષ વર્ણન માટે પ્રાક્ભા. પુ. ૧, પૃ. ૧૫૩ તથા પુ. ૪, પૃ. ૩૮–૩૯ અને ૩૬૯ જુઓ. ત્રીજું ચિત્ર અમારી દરેક કૃતિના પૂંઠા ઉપર છાપવાને અંગિકાર કરેલું કલ્પવૃક્ષનું છે. તેના વર્ણન માટે પ્રાક્ભા પુ. ૧ માં ચિત્રપરિચયે પૃ. ૪૧ જુઓ. ચોથું ચિત્ર સાંચી સ્તૂપના મુખ્ય સ્તુપ નં. ૧ ના ( પુસ્તકના અંતે તેનો નકશો જુઓ ) પૂર્વ સિંહદ્વાર પાસેથી જે અનેક ખંડિત જૈન પ્રતિમાઓ અને અવશેષો મળી આવેલ છે તેમાંનું એક છે. ' સાંચી એન્ડ ધટસ રીમેઇન્સ 'ના લેખક જનરલ મેઇઝીએ તેનું નામ મંગળહાર આપ્યું છે. વિશેષ માહિતી માટે પૃ. ૨૪૦ નું વર્ણન જુઓ.

પટ નં. ૫ માં બે ચિત્રો છે. પહેલું–મધ્ય હિંદમાં આવેલ સાંચી–ભિલ્સવાળા પ્રદેશનો નકશો છે. તેના પાંચેક માઇલ જેટલા ઘેરાવાના વિસ્તારમાં લગભગ ૭૫ નાનામોટા સ્તૂપો આવેલ છે. અદ્યાપિ પર્યંત આ સ્થળ બૌધ્ધધર્મનું દ્યોતક મનાયું છે હવે તે જૈનધર્મનું ઠરે છે. વિશેષ માટે પૃ. ૨૪૦ થી ૨૫૮ સુધીનું વર્ણન, અને સાંચી સ્તૂપ–પ્રદેશની ( પરિશિષ્ટ–૫ ) બધી સમજૂતિ વાંચો. આ પ્રદેશમાં જૈનના અંતિમ તીર્થંકર શ્રી મહાવીર ભગવાનનું નિર્વાણ થવા પામ્યું હતું જેથી તેને નિર્વાણની કલ્યાણકભૂમિ તરીકે ઓળખી શકાશે. બીજુ–મધ્ય પ્રાંતોમાંના નગોડ રાજ્યમાં ભારહુત ગામની નજીક આવેલ સ્તૂપ-પ્રદેશનું ચિત્ર છે. ગામના નામ ઉપરથી વિદ્વાનો ત્યાં આવેલ સ્તૂપને ' ભારહુત સ્તૂપ ' તરીકે ઓળખે છે. તેને પણ અત્યારસુધી, ઉપરના ચિત્રની માફક બૌદ્ધધર્મનું પ્રતીક લેખાવાયું છે. પરંતુ તે સ્થાને ભગવાન શ્રી મહાવીરને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું હોવાને લીધે તેને હવે કલ્યાણકભૂમિ તરીકે ઓળખીશું. તેનું પ્રાચીન નામ જૃંભીયક ગામ હતું અને તે ઋજુવાળુકા નદીના કાંઠે આવેલ હતું. વિશેષ અધિકાર માટે પૃ. ૨૩૦ થી આગળનું વર્ણન જુઓ.

પટ નં. ૬ માં ત્રણ દશ્યો છે. પ્રથમનું ' સાંચી સ્તૂપ ' (પટ નં. ૫ ના પહેલા ચિત્રની હકીકત જુઓ) તરીકે ઓળખાય છે. તેને અત્યારસુધી બૌધ્ધ પ્રતીક લેખાવ્યું છે. પરંતુ બૌધ્ધ યાત્રિક હુએનશાંગનાજ શબ્દોથી તેમજ અન્ય પુરાવાથી અમે હવે સાબિત કર્યું છે કે તે સ્થાને શ્રી મહાવીર ભગવાન મોક્ષ પામવાથી તેને જૈન ધર્મનું દ્યોતક અને કલ્યાણકભૂમિ તરીકે ઓળખવું રહે છે. વિશેષ વર્ણન માટે સાંચી સ્તૂપનો નકશો તથા તેને લગતું વર્ણન પૃ. ૨૩૬ થી આગળ વાંચો. બીજું ચિત્ર–સાંચી સ્તૂપના ચાર સિંહદ્વારમાંથી ઉત્તર દિશાનું દશ્ય રજુ કરે છે. સામાન્ય ભાષામાં તેને ' તોરણ ' નામથી ઓળખાવાય છે. તેજ પ્રમાણે ત્રીજું ચિત્ર ઉપરમાં વર્ણવી ગયેલા ' ભારહુત સ્તૂપ 'ના એક સિંહદ્વારનું દશ્ય છે. આ બન્ને તોરણો જૈનધર્મના દ્યોતકરૂપ છે. પ્રાચીન કાળે કલ્યાણક ભૂમિને ફરતો કમ્પાઉન્ડ–કોટ તથા તેનાં દ્વાર કેવાં બનાવાતાં હતાં તેનો ખ્યાલ આ ઉપરથી આવે છે. વળી તેની અંદર જે મહાન વિભૂતિની મૂર્તિ બિરાજમાન કરેલી હોય કે તેનાં અવશેષો સાચવી રાખ્યાં હોય તેના દર્શને આવતા દરેક મનુષ્યે, પોતાનો પૂજ્યભાવ અને ભક્તિ દર્શાવવા, અરે છેવટે વધારે નહીં તો માત્ર તેનો સન્માનની ખાતર પણ–આર્યપ્રથા મુજબ મસ્તક નમાવવું જોઇએજ તે રિવાજને જાણ્યેઅજાણ્યે

પણ અનુસરવાના હેતુથી, વર્તમાન તેમજ ભૂતકાળે તીર્થધામના દર્શને આવતા મનુષ્યની સરેરાશ ઊંચાઈથી પ્રવેશ દ્વાર હમેશા કાંઈક નીચું રખાતું આવ્યું છે એટલે જૈન મંદિરોમાં તે વખતના મનુષ્યની ઊંચાઈ ૭ હાથ=૧૦ થી ૧૦ાા ફીટ લખાયાનું જે માલમ પડે છે તેને આ શિલ્પકારોથી સમર્થન મળતું પણ ગણાશે આ શિલ્પોના સૂક્ષ્મ વર્ણનના અભિલાષીઓએ સર અલેકઝાંડર કનિંગહામનું 'ધી ભારહુત સ્તૂપ' અને તેના સમકાલિક જનરલ મેઇઝીનું 'સાંચી એન્ડ ધી્સ રીમેઇન્સ' નામે પુસ્તકો અવલોકવા

પટ નં. ૭ માં બે બ્લોક ચિત્રો છે. પ્રાચીન સમયે વપરાતી બ્રાહ્મીલિપિના મૂળાક્ષરો નીચેના બ્લોકમાં બતાવ્યા છે પ્રિયદર્શીના લેખો મુખ્યત્વે આ લિપિમાં લખાયા છે એટલે તેના અભ્યાસથી ઉપરનું ચિત્ર જેને અત્યારે 'સાંચી સ્તંભ' તરીકે વિદ્વાનો ઓળખાવે છે તેનો ઉકેલ પણ વાચકગણ કરી શકશે. વળી તેનો જે ઉકેલ અત્યારે થઈ રહ્યો છે તેનું વર્ણન પૃ ૧૮૬ થી ૧૯૨ માં આપ્યું છે જ્યારે તેનો ખરો ઉકેલ તેને ઇ સ. ૧૮૫૧ માં નજરે જોનાર જનરલ મેઇઝીએ તે સમયે જળવાઈ રહેલા અક્ષરો વાંચી ને કરી હતો તે સઘળો સમજૂતિ સહિત અમે પૃ ૨૩૨ થી ૨૩૫ માં આપ્યો છે સાત વર્ષ ઉપર 'પ્રાચીન ભારતવર્ષ' પ્રકાશન વખતે અમે જે આનુમાનિક નિર્ણયો બાંધ્યા હતા તેને હવે શિલાલેખી પુરાવો મળતા પાકા નિર્ણયરૂપે જાહેર કરતા અમને આહ્લાદ થાય છે તથા તે સર્વ સમજૂતિ વાંચી જવા વાચકગણને વિનંતિ છે આ હકીકત અમે પ્રસ્તાવનામાં પૃ ૫ ઉપર જણાવી છે વળી ફરીને ભારપૂર્વક જણાવીએ છીએ કે આ સાંચીનું સ્થળજ ભગવાન મહાવીરની નિર્વાણભૂમિનું મૂળ સ્થાન છે

પટ નં ૮ ઉપરના ત્રણ ચિત્રોમાંના પ્રથમના બે–સાંચી ગામેથી જે અનેક અવશેષો મળી આવ્યા છે તેમાંના બે સ્થંભો છે વિશેષ અધિકાર 'સાંચી સ્તૂપ'ના વર્ણને છે વળી યોગીક હકીકત પ્રાચીન ભારતવર્ષ પુ ૧, ચિત્ર નં ૨૮–૨૯ પૃ ૧૮૯ માં પણ આપી છે ત્રીજું ચિત્ર સારનાથના સ્થંભનું છે તેને બૌદ્ધ પ્રતિક તરીકે અત્યારે ખોટી રીતે લેખાઈ રહ્યું છે તેની ટોચે સિંહની ચતુર્મુખી આકૃતિ છે તેનેજ મળતું એક ચિત્ર (નીચેના ત્રણમાંનું વચ્ચેનું) સાંચી સ્થંભનું રજુ કર્યું છે અને સાંચીના દરેકો તો હવે જૈનધર્મી હોવાના પુરવાર થઈ રહ્યા છે એટલે સારનાથને પણ જૈન સ્થંભ તરીકે જ ઓળખવો પડશે નં ૪ અને નં ૬ ચિત્ર (નીચેના ત્રણમાંનું પહેલું અને છેલ્લું) અનુક્રમે વૈશાલી–સ્થંભ અને સંકિસા–સ્થંભ છે આ છએ ચિત્રો જૈન ધર્મના પ્રતીક છે તે માટે પ્રિયદર્શીની કૃતિઓ દર્શાવતો નકશો જે જોડ્યો છે તે તથા તેની સમજૂતિ વાંચી જુઓ.

પટ નં ૯ માં ચાર ચિત્રો છે ઉપરના બેમાંનું પ્રથમ લોરીયા–નંદનગઢ સ્થંભનું ચિત્ર પણ શ્રી મહાવીરના જીવન સાથે સંબંધ ધરાવતા બન સ્થાનનું હોઈ જૈન ધર્મનું સ્મારક છે વિશેષ સમજૂતિ માટે પ્રિયદર્શીની કૃતિવાળો નકશો તથા પ્રાચીન પુ ૧ ચિત્ર નં ૧૮ પૃ ૧૨૨–૩ નું વર્ણન જુઓ બીજું ચિત્ર ગોમટેશ્વરની મૂર્તિનું છે તેને દક્ષિણ હિંદમાં આવેલ શ્રવણ બેલગોલ તીર્થે ૫૬ ફીટ કરતા વધારે ઊંચા એક પથ્થરમાંથી અખંડ કોતરેલી અને સારા વિશ્વની ગણીગાંઠી આશ્ચર્યકારક વસ્તુઓમાંની એક લેખવામાં આવે છે અત્યાર સુધી તેને બાહુબળીજીની દિગંબર સાંપ્રદાયિક પ્રતિમા લેખાઈ છે પરંતુ તે સ્થાનેથી મળી આવેલા શિલાલેખો અને અન્ય પ્રમાણોથી તે મૂર્તિ જૈનશ્વેતાંબર સંપ્રદાયના અંતિમ શ્રુતકેવળી તથા તે મૂર્તિના મૂળ વિધાયક સમ્રાટ સંપ્રતિના પ્રપિતામહ–ચંદ્રગુપ્ત સમ્રાટના ગુરૂ અને તે સ્થાનના તીર્થનાયક શ્રી ભદ્રબાહુ સ્વામીની હોવાના મતવાળા હવે અમે થયા છીએ વિશેષ માટે પૃ ૨૭૭ થી ૨૮૦ નું વર્ણન જુઓ

નીચેની બે આકૃતિમાંની પ્રથમ 'ગૌતમ સ્તૂપ' ની છે ભગવાન શ્રી મહાવીરના ૧૧ માંના પ્રથમ ગણધર ઇંદ્રભૂતિ ગૌતમની મૂર્તિ તે હોઈ આવું નામ અમે આપ્યું છે ભગવાનનું નિર્વાણ કાર્તિક વ૦ ०)) અને હાલની

ગણત્રીએ આશ્વિન વદ ૦))ના રોજ થયું છે. આ સમયે ગૌતમ ગણધર પાસેના ગામમાં ઉપદેશ આપવા ગયેલ હતા. પાછા વળતાં ઉપરોક્ત ખેદકારક સમાચાર સાંભળી સંસારની અસારતા વિચારવા માંડેલ ને અંતે કર્મબંધન તૂટતાં તેમને કાર્તિક શુદ ૧ ના દિવસે કેવળજ્ઞાન ઉપજ્યું છે. જેથી ભગવાનના મોક્ષસ્થળ પાસેજ ભક્તજનોએ કેવળજ્ઞાનના પ્રતીકસમા ભામંડળ સહિત ગૌતમ ગણધરનું સ્મારક ઊભું કર્યું છે. વિશેષ અધિકાર માટે સાંચી સ્તૂપનું વર્ણન વાંચો. બીજું ચિત્ર જૈન ધર્મચક્રનું છે અને તે ધર્મચક્રવર્તી એવા તીર્થંકર પરમાત્માનું પ્રતીક છે. વિશેષ સમજૂતિ માટે ધર્મચક્રવર્તી શબ્દનું વર્ણન જુઓ.

પટ નં. ૧૦ માં ચાર દશ્યો છે ને તે સર્વે 'ભારહુત સ્તૂપ' ને લગતાં છે. તેમાંનાં બે મગધપતિ અજાતશત્રુએ અને બીજાં બે કોશળપતિ પ્રસેનજીતે ઊભાં કરાવેલાં લેખાય છે. તેની સમજૂતિ માટે પ્રાચભા. પુ. ૧. ચિત્ર નં. ૭, પૃ. ૭૭; નં. ૮, પૃ. ૭૯ અને નં. ૪૨, પૃ. ૨૯૬ જુઓ.

પટ નં. ૧૧ માં ઉપરના બે બ્લોકમાં સમ્રાટ સંપ્રતિ અને તેના અનુજોના મળી આવેલ આઠ સિક્કાનાં ૧૬ પાસાં દર્શાવ્યાં છે. તે ઉપરથી જૈનધર્મી રાજાઓ તરફથી વપરાતા ધાર્મિક ચિન્હોનો આછો ખ્યાલ આવે છે. આ ચિન્હોની સમજુતિ માટે પ્રાચભા. પુ. ૨ માં પૃ. ૫૫ થી ૭૨ નું અને સિક્કા માટે તેજ પુસ્તકમાં પૃ. ૧૨૪ થી ૧૩૨ સુધીનું વર્ણન જુઓ. છેલ્લુ ચિત્ર ઓરિસ્સા પ્રાંતમાં આવેલા જગવિખ્યાત તીર્થ જગન્નાથપુરીના મંદિરમાં બિરાજમાન કરેલી ત્રિમૂર્તિનું છે. આ મૂર્તિ સાંચીમાંથી મળી આવેલી તેવીજ મૂર્તિના પ્રતિબિંબરૂપે હોવાની માન્યતા સર અલેકઝાંડર કનિંગહામ તથા જનરલ મેઇઝીએ પોતાના પુસ્તકમાં જાહેર કરી છે. તે સર્વ વિગતો શોધીને અમે પ્રાચભા. પુ. ૪, પૃ. ૩૨૦ થી ૩૪૩ સુધી વિસ્તૃત વિવેચન કરવા સાથે તે મૂર્તિ જૈનોના એક પ્રાચીન સ્તવનમાં ગવાતા 'જગન્નાથ–જગનાથ પાર્શ્વનાથ' હોવાની શક્યતા દર્શાવી છે તથા સાંચીસ્તૂપને અંગે થોડીક હકીકત આ ત્રીમૂર્તિના સંબંધમાં પૃ. ૨૨૫ તથા ટીકા નં. ૩૧ અને પૃ. ૨૪૦ ઉપર પણ દર્શાવી છે.

---

## (બ) નકશાઓ

કુલ પાંચ નકશા છે. તેમાંના બે (સાંચી–પ્રદેશવાળો અને ભારહુતનો) વસ્તુ વર્ણનમાં (જુઓ ચિત્ર પટ નં. ૫) લેવાઇ ગયા છે. તે સિવાયના ત્રણની સમજૂતિ નીચે પ્રમાણેઃ–

**પહેલા**માં સમ્રાટ અશોકનાં, અને **બીજા**માં સમ્રાટ પ્રિયદર્શીનાં રાજ્યની હદ તથા કૃતિઓ બતાવ્યાં છે ને સામસામા રજૂ કર્યાં છે. જેથી જોતાં વાર સમજી શકાય કે બન્ને ભિન્ન કે એક છે. કૃતિ–ચિન્હો સંબંધીની સમજૂતિ પણ સાથે જ આપી છે.

**ત્રીજો**–સાંચી ગામે જ્યાં મુખ્ય ગણાતા સ્તૂપો ઉભા છે ને જે શ્રી ભગવાન મહાવીરની નિર્વાણ કલ્યાણકભૂમિ પુરવાર કરી છે તેમના, તથા અન્ય વિભૂતિઓનાં અવશેષ–સંગ્રહ (સંચયને) લીધે સંચય–સંચી–પુરી કહેવાઇ છે તે સ્થાનનો નકશો છે. કયા સ્થાને કયા અવશેષો છે તેની સમજૂતિ પણ ત્યાં આપી છે. ઉપરાંત પરિશિષ્ટ ૪–૫ના વાચનથી પણ સર્વ સ્થિતિ સ્પષ્ટ થઇ જશે.

## જે જે પુસ્તકોના આધારો ટાંકયા છે તેમની નામાવળી

(ગુજરાતી, સંસ્કૃત-પ્રાકૃત અને ઇંગ્રેજી)

અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા (વિ. સ્મિથ)
અર્લી હિસ્ટરી ઓફ ધ વૈષ્ણવ સેકટ
અર્થશાસ્ત્ર (ચાણક્ય)
અશોક (વિ સ્મિથ)
,, (રાધાકુ મુકરજી)
,, (મેક ફાર્લેન)
,, (ભાંડારકર)
અશોકાવદાન
અશોક ધમ્મલિપિઝ (હરિકૃષ્ણ દેવ)
આચારાંગસૂત્ર
આદિત્યપુરાણ
આવશ્યક સૂત્ર તથા ચૂર્ણિ
આર્કીઓલોજીકલ રીપોર્ટ-મહીસુર
આર્કીઓલોજીકલ સર્વે ઓફ ઇન્ડિયા ૧૯૩૫-૩૬ ૧૯૩૬-૩૭
આર્કીઓજીકલ સર્વે ઑફ સધર્ન ઇન્ડિયા પુ ૧
ઇન્ડિયન એન્ટીકવેરી પુ ૯, ૧૧, ૩૨
ઇન્સ્ક્રીપ્શન્સ કોરપસ ઇન્ડિકેરમ (હુલ્ટઝ)
ઇન્ડીયન હિસ્ટોરીકલ ક્વૉર્ટર્લી પુ ૨
ઉત્તરાધ્યયન સૂત્ર
ઉવાસગ દસાઓ
ઉપદેશ તરંગિણી
ઉપદેશપદ ટિકા (હરિભદ્રસૂરિ)
ઋષિમંડળ સ્તોત્ર
એન્શ્યન્ટ હિસ્ટરી પુ ૨ (સી રોલીન)
એન્શ્ન્ટ જીઓગ્રાફી ઓફ ઇન્ડિયા (કનિંગહામ)
એન્શ્યન્ટ ઇન્ડિયા-ટોલેમી (ક્રીન્ડેલ)
કથાકોશ (શુભશીલ ગણિ)
એ શ્યન્ટ ઇન્ડિયા (ત્રિ લ) ૧ થી ૪ ભાગ
એશિયાટિક રીસર્ચીઝ પુ ૩
એપિગ્રાફિયા ઇન્ડિકા પુ ૨, ૨૦
કલ્પ કિરણાવળી
એન્શ્યન્ટ ઇન્ડિયા ઍઝ ડીસ્ક્રાઇબ્ડ બાય મેગેસ્થીનીસ એન્ડ એરિયન (ક્રીન્ડેલ)
એન્શ્ય ટ ઇન્ડિયા ઇન ક્લાસીકલ લીટરેચર (ક્રીન્ડેલ)
કલ્પ દીપિકા
કલ્પ સુખબોધિકા
કલ્પચૂર્ણિ
કામશાસ્ત્ર
કોઇન્સ ઓફ એન્શ્યન્ટ ઇન્ડિયા (કનિંગહામ)
કોઇન્સ ઓફ ધી ઇન્ડિયન મ્યુઝીયમ
કોઇન્સ ઓફ ધી આંધ્ર ડીનેસ્ટી (રૅપ્સન)
કિતાબ-જૈન તીર્થ ગાઇડ
ગૃહસૂત્ર
ગોમ્મટેશ્વર
કેમ્બ્રીજ હિસ્ટરી ઓફ ઇન્ડિયા પુ ૬
કોન્ફ્લુઅન્સ ઓફ ઓપોઝીટસ
ચંપા-સુવર્ણદ્વીપ (આર સી મજુમદાર)
ચઉપન્ન મહાપુરૂષ ચરિત્ર
ચામુંડરાય પુરાણ
જરનલ, બિહાર-ઓરિસા-રીસર્ચ સોસ પુ ૨૦
જરનલ, એશિયાટિક સોસાયટી બેંગોલ પુ ૭
જરનલ, રોયલ એશિઆ સોસા ૧૯૩૩
જૈન તીર્થોનો ઇતિહાસ
જૈન તીર્થોના ટુંક પરિચય ભા ૨
જૈન સ્તૂપ એન્ડ અધર એન્ટીક્વીટીઝ ઓફ મથુરા (સ્મિથ)
જૈન એન્ટીકવેરી પુ ૫, ૭
જૈન સત્યપ્રકાશ (મહાવીર નિર્વાણ વિશેષાંક)
જૈન તીર્થોનો નકશો (મુનિશ્રી ચારિત્રવિજય

જૈન શ્વે. કો. હેરલ્ડ ( મહાવીર સચિત્ર અંક )
જૈન સિધ્ધાંત ભાસ્કર ભા. ૬
જૈન રૌપ્ય મહોત્સવ અંક
જૈન સાહિત્ય સંશોધક અંક ૧
જૈનીઝમ ઇન નોર્થ ઇન્ડિયા
જૈન સ્થવીર ગણના
જૈનીઝમ ઇન સાઉથ ઇન્ડિયા
તત્વાર્થાધિગમસૂત્ર
તિથ્થોગાલી પઇન્ન
તિલોયપન્નતિ
ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર
દશવૈકાલિક સૂત્ર
દીપવંશ
દિવ્યાવદાન
ધર્મપરીક્ષા
નિશીથ ભાષ્ય
નિશીથ ચૂર્ણિ
નેપાળની રાજવંશાવલી
પરિશિષ્ટ પર્વ
પુરૂષાર્થ સિધ્ધ્યુપાય
પોલિટિકલ હિસ્ટરી ઓફ ઇન્ડિયા
પોમ્પિઆઇ ટ્રોગી-નો અનુવાદ; પ્રો. ક્રિન્ડેલ
પ્રાચીન જૈન તીર્થસ્તવન
પ્રાચીન ભારતવર્ષ ( ત્રિ. લ. ) પુ. ૧ થી ૫
પ્રશ્નવ્યાકરણ સૂત્ર
પ્રજ્ઞાપના સૂત્ર
પંચ કલ્પ
પ્રબંધ ચિંતામણી
પ્રાકૃત કથાવલી ( ભદ્રેશ્વર સૂરિ )
બ્રહ્માંડ પુરાણ
બૃહત્કલ્પ તથા ચૂર્ણિ
બોધિસત્ત્વાવદાન કલ્પલતા
ભારહુત સ્તૂપ-( કનિંગહામ )
ભિલ્સા ટોપ્સ ( „ )
મથુરા સ્કલ્પચર્સ
મલ્લિનાથ પુરાણ
મહાનિશીથ સૂત્ર
મનુ સ્મૃતિ
મહાવંશ
મત્સ્ય પુરાણ
મહાભારત ( શાંતિપર્વ )
મહાવીર ચરિત્ર ( નેમિચંદ્ર સૂરિ )
„ ( ગુણચંદ્ર સૂરિ )
મૂળાચાર
મુદ્રારાક્ષસ
મેઘદૂત (કાલિદાસ )
મેમોર્સ ઓફ આર્કી. સર્વે ઓફ ઇન્ડિયા
નં. ૫૫ ( એકસકેવેશન્સ ઓફ પહાડપુર )
નં. ૫૯
મૌર્ય સામ્રાજ્યકા ઇતિહાસ
યુગપ્રધાન પટ્ટાવલી
રામાયણ (બીજો ખંડ)
રાજપૂતાનેકા ઇતિહાસ (ગૌરીશંકર ઓઝા)
રાજતરંગિણી પ્રથમ ગ્રંથ
રિપોર્ટ; ફોર્થ ઓરીએન્ટલ કોન્ફરન્સ (બી.એમ. બરૂઆ)
રેકર્ડઝ ઓફ ધી વેસ્ટર્ન વર્લ્ડ પુ. ૧, ૨
રાજાવલી કથા
રોક એડીકટ્સ ( સેનાર્ટ )
લલિત વિસ્તરા
વાયુપુરાણ
વાસુપૂજ્ય ચરિત્ર
વિષ્ણુ પુરાણ
વિવિધતીર્થકલ્પ (અપાપાકલ્પ; પાટલીપુત્ર; મથુરાકલ્પ;
વીર નિર્વાણ સંવત ઔર જૈન કાળગણના
વીરવિહાર મિમાંસા ( વિજયેન્દ્રસૂરિ )
વીર વંશાવળી
વિચારસાર
શિલપ્પદિકારમ્ (તામિલ જૈન મહાકાવ્ય)

# પ્રિયદર્શીના પોતાના શબ્દો

सव पासंडा पि मे पूजिता विविधाय पूजाया
ए चु इयं अतना पचूपगमने से मे मोरव्यमते

[ છઠ્ઠો મુખ્ય સ્થંભ-લેખ ]

બધા ધર્મોને મેં વિવિધ પ્રકારની પૂજાથી પૂજ્યા છે.
પરંતુ મારો પોતાનો મુખ્ય મત ( ધર્મ ) તો એ છે કે જેમાં આત્માનું પ્રતિક્રમણ ( પ્રતિક્રમણ એ જૈન દર્શનની વિશિષ્ટ ધર્મક્રિયા છે ) થઇ શકે છે.

* * *

ते पि च उपासका अनुपोसथं यावु एतमेव सासनं विस्वंसयितवे
अनुपोसथं च धुवाये इकिके महामाते पोसथाये याति
एतमेव सासनं विस्वंसयितवे आजानितवे च

[ સારનાથનો ગૌણ સ્થંભ-લેખ ]

ઉપાસકો ( શ્રાવકો ) દરેક પૌપધના દિવસે ( અષ્ટમી અને ચતુર્દશીએ ) પોસહ ( પૌપધ એ જૈન દર્શનની વિશિષ્ટ ધર્મક્રિયા છે ) કરવાને આવે ત્યારે તેમણે આ ધર્મશાસનથી પરિચિત રહેવું જોઈએ.
( એજ રીતે ) પ્રત્યેક પૌષધના દિવસે દરેક મહામાત્ર ( અમલદાર ) નિયમિત પોષહ કરવાને આવે ત્યારે તેણે પણ એ ધર્મશાસનથી સુપરિચિત રહેવું જોઇએ અને તેને સમજવું જોઇએ.

* * *

पियदसि राया....महमत आहे भिखुनं च भिखुनिनं नातिपुतस
....तिख्खि क...वि सं रि....के ये संघ ममेधति भिखु वा भिखुनि वा उदाता निदुसानि सनंधापयितु अनावा
ससि वासपेतविये इच्छा हि मे कि ति संघ समगे चिलथितिकं सियाति

[ સાંચીનો ગૌણ સ્થંભ-લેખ ]

પ્રિયદર્શી રાજા...ના મહામાત્રો ( અમલદાર ) ને આમ કહે છે કે—
જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરના ભિક્ષુકો અને ભિક્ષુણીઓ......
...તેમને કહેવું કે–' જે ભિક્ષુકો કે ભિક્ષુણીઓ સંઘને અભેદ્ય રાખવા ઇચ્છતાં હોય તેમણે શ્વેત વસ્ત્રો ધારણ કરવાં અને ઉપાશ્રયોમાં વસવું એવી મારી ઇચ્છા છે. કેમ ? તો કે સંઘની એકતા ચિરસ્થાયી રહે એટલા માટે. '

# અન્ય વિદ્વાનો શું કહે છે ?

The Rock-edicts belong to Samprati, who was contemporary with the five Yona kings of the then divided Greek Empire

Asoka the Great, whom I indentify with the Grecian Sandra cottus

**P C Mukharji**

Late Assistant to the Director-General of Archaeology [ Ind Ant Vol XXXII P 233-31 ]

× × ×

The Jains of Bhilsa, though they pay no reverence to Sanchi Sthupas, attribute their erection to a Jain Raja Chandragupta, of Pathputra, 162 years after the death ot Mahavir

Some of the small sthupas (at Sanchi) are unquestionably purely Buddhist, but others look more Jain than Buddhist.

There was (at Sanchi) originally, a perfectly hemi-spherical Sthupa, without anything connected with Buddhism

**General F. C Maisey**

(Sanchi and its Remains P. 16-15-117)

× × ×

We cannot, however, decide with certainty whether the three Barabar-Hill inscriptions belong to the same king (Asoka) or to another member of his dynasty

**Hultzsch**

[Cor Ins Ind Introduction. P 29]

શિલાલેખો સમ્પ્રતિએ કોતરાવેલા છે કે જે સમ્પ્રતિ, તે વખતે વ્હેંચાઇ ગયેલા ગ્રીક સામ્રાજ્યના પાંચ યોનપતિઓનો સમકાલિક હતો

મહાન અશોક કે જેને હું ગ્રીક ઇતિહાસમા નોંધાયલા સેન્ડ્રેકોટસ તરીકે ઓળખાવુ છુ.

**પી. સી. મુકરજી**

હિંદી સરકારના પુરાતત્ત્વખાતાના આસી ડાયરેક્ટર જનરલ (ઇન્ડીયન એન્ટીકવેરી પુ ૩૨. પૃ ૨૩૩-૩૧)

× × ×

ભિલ્સાના જૈનો જો કે આજે તો સાંચી-સ્તૂપોની પૂજા નથી કરતા, પરતુ તે સ્તૂપોનુ બાંધકામ મહાવીર સવત ૧૬૨ મા પાટલીપુત્રના જૈન સમ્રાટ ચન્દ્રગુપ્ત દ્વારા થયેલ હોવાનુ જણાવે છે

સાંચીના કેટલાક નાના સ્તૂપો જો કે નિશક પણે બૌદ્ધ છે, પરંતુ બીજા ( મોટા ) તો બૌદ્ધ કરતા જૈન તરીકે વિશેષ જણાઇ આવે છે

શરૂઆતમા તો ત્યા ( સાંચીમા ) સપૂર્ણ ઘુમ્મટાકારનો સ્તૂપ હતો, કે જેમા બૌદ્ધ ધર્મ સાથે સબંધીપણુ કઇજ નહોતુ

**જનરલ એફ સી. મેઇઝી**

(સાંચી એન્ડ ઇટ્સ રીમેઇન્સ પૃ ૧૬-૧૫-૧૧૭)

× × ×

આપણે ચોક્કસપણે એ નથી ઠરવી શકતા કે બરાબરગિરિના ત્રણ ગુફા લેખો તેજ રાજા ( અશોક ) ના છે કે તેના રાજ્યવશમાના કોઇ અનુગામી નૃપતિના છે

**હુલ્ટ્ઝ**

[ કોર્પસ ઇન્સ્ક્રિપ્શન્સ ઇન્ડીકેરમ પ્રસ્તા પૃ ૨૯ )

# સમ્રાટ્ પ્રિયદર્શી

યાને ભૂલથી મનાયલા

## મહારાજા અશોક

અથવા

## જૈન સમ્રાટ્ સંપ્રતિ

# અનુક્રમ


પૃષ્ઠાંક

**પ્રથમખંડ—કાળગણના ૧-૪૪**

પ્રથમ પરિચ્છેદ-પ્રિયદર્શી ઉર્ફે સંપ્રતિ
દ્વિતીય ,, સંપ્રતિ કાળનિર્ણય

**દ્વિતીયખંડ-ધર્મલિપિઓ ૪૫-૨૦૦**

પ્રથમ પરિચ્છેદ-મુખ્ય શિલાલેખો
દ્વિતીય ,, ગૌણ ,,
તૃતીય ,, મુખ્ય સ્થંભલેખો
ચતુર્થ ,, ગૌણ ,,
અને ગુફા ,,
પરિશિષ્ટ-૧ તારવણી ૨૦૧-૨૦૪
,, ૨ લિપિની સ્થળ-
પસંદગી ૨૦૫-૨૧૫

**તૃતીયખંડ-અન્ય કૃતિઓ ૨૧૭-૨૯૬**

પ્રથમ પરિચ્છેદ-સ્તૂપો, સ્થંભો
દ્વિતીય ,, મૂર્તિઓ, મંદિરો ઈ.
તૃતીય ,, ધર્મશાળાઓ, નગરો ઈ.
ચતુર્થ ,, સિક્કાઓ

**ચતુર્થખંડ-જીવનચરિત્ર ૨૧૯-૪૩૨**

પ્રથમ પરિચ્છેદ-મૌર્ય ઉષા
દ્વિતીય પરિચ્છેદ-ચંડાશોક, બૌદ્ધ દિગ્વિજય
તૃતીય ,, કાકિણી
ચતુર્થ ,, સદ્ધર્મને માર્ગે
પંચમ ,, ધર્મયાત્રા, ધર્મવિજય
ષષ્ઠમ ,, મૌર્ય મધ્યાન્હ-સમ્રાટ્પદ
સપ્તમ ,, અમરકૃતિઓ
અષ્ટમ ,, ધર્માશોક-વિશ્વકલ્યાણ
નવમ ,, મૌર્ય સંધ્યા

---

પરિશિષ્ટ-૩ અન્ય તારવણીઓ ૧-૧૧
,, ૪ પ્રિયદર્શીની કૃતિઓ ૧૨-૧૪
,, ૫ સાંચીપ્રદેશ, સ્તૂપો ૧૫
સમયાવળી (પ્રથમ ત્રણ ખંડની) ૧૬-૨૧
કઠિન શબ્દનો કોશ ૨૨-૨૪
શું અને ક્યાં (પ્રથમ ત્રણ ખંડના) ૨૫-૪૪
વિષય શોધી કાઢવાની ચાવી
(ચતુર્થ ખંડની) ૪૫-૫૧
શુદ્ધિપત્રક ૫૨-૫૩
હાથ ધરવાનાં કાર્યની પત્રિકા ૫૪-૫૬
ચિત્રોની પ્લેઇટસ

# પ્રથમ ખંડ

## કાળ ગણના

અનુક્રમ

### પ્રથમ પરિચ્છેદ

પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિના
સર્વદેશીય પ્રમાણોની તપાસ

### દ્વિતીય પરિચ્છેદ

સંપ્રતિ કાળ-નિર્ણય



# પ્રથમ પરિચ્છેદ

---

## પ્રિયદર્શિન ઉર્ફે સંપ્રતિ

સાર—

ગ્રીક દંતકથાઓમાં વપરાયલા ' સેન્ડ્રેકોટસ ' અને ' પાલીબોથ્રા ' એ બે અસ્પષ્ટ શબ્દોના કાલ્પનિક પાયા પર પરદેશી વિદ્વાનોએ ચણેલો હિંદી ઇતિહાસ, સાચા હિંદી ઇતિહાસને વિકૃત કરીને, ભારતીય કાલગણનામાં કઇ રીતે ૫૫ થી ૬૦ વર્ષનો ગોટાળો ઊભો કરે છે; પરિણામે બુદ્ધ-સંવતની શરૂઆત ઇ. સ. પૂર્વે ૫૪૩ને બદલે ઇ. સ. પૂ. ૪૮૭ માં ને મહાવીરસંવતની શરૂઆત ઇ. સ. પૂર્વે ૫૨૭ને બદલે ઇ. સ. પૂ. ૪૬૭ માં મુકાય છે; અશોકની કારકિર્દી તેની ૬૦ વર્ષ પૂર્વે થયેલા ચન્દ્રગુપ્તના વ્યક્તિત્વમાં અને સમ્રાટ સંપ્રતિની કારકિર્દી અને તેનું પ્રિયદર્શિન નામ તેની પૂર્વે થયેલા અશોકના વ્યક્તિત્વમાં સમાઇ જાય છે. આ કાલ્પનિક ઇતિહાસ સાથે સરખાવતાં સાચા હિંદી ઇતિહાસનાં મૂળ કેવાં અભેદ્ય છે; પ્રિયદર્શિનનું વ્યકિતત્વ અશોકથી કેટલું જુદું પડે છે અને સંપ્રતિ સાથે કેટલું સુસંગત છે વગેરે સચોટ પ્રમાણોથી સમજાવીને ટુંકમાં પુરવાર કરવામાં આવ્યું છે કે પ્રિયદર્શિન એ અશોકનું નહિ પણ તેના પૌત્ર ને ઉત્તરાધિકારી સંપ્રતિનું નામ છે.

**કાલ્પનિક પરદેશી પાયો**

ભારતીય ઇતિહાસના આલેખનમાં જ્યારથી પરદેશી વિદ્વાનો પ્રમાણભૂત મનાવા લાગ્યા ત્યારથી ભારતીય ઇતિહાસની વિકૃતિને કશી હદ નથી રહી જગતની કોઈ પણ પ્રજા પાસે હોય તે કરતાં ભારતવર્ષ પાસે વધુમાં વધુ પ્રાચીન ગ્રંથો છે ભારતવર્ષના ત્રણે મહાન ધર્મો—વૈદિક જૈન ને બૌદ્ધ વિપુલ પ્રાચીન સાહિત્ય ધરાવે છે ભારતીય પ્રજાએ જ્ઞાન પ્રત્યે એવો પૂજ્ય ભાવ દર્શાવ્યો છે કે પ્રાચીન ગ્રંથો પણ આજે એક અક્ષરના પણ વધારા, ઘટાડા કે ફેરફાર વિના મૂળ સ્થિતિમાં મળી આવે છે પ્રાચીન સિક્કા શિલાલેખો તામ્રપત્રો આદિ પણ વધુમાં વધુ પ્રમાણમાં ભારતભૂમિમાંજ જળવાઈ રહ્યા છે આમ છતાં પરદેશી વિદ્વાનોએ ઇતિહાસ-આલેખનમાં એ ભારતીય પ્રમાણોના સૂક્ષ્મ અભ્યાસ કે સમન્વયને બાજુએ મૂકી પરદેશી પ્રમાણોને જ આગળ ધર્યાં, અને એ પ્રમાણોથી ઘડાયેલો ઇતિહાસ ભારતના મૂળ ઇતિહાસની કેવી અવહેલના કરે છે તેની કશી પરવા ન કરી ગ્રીક ઇતિહાસમાં તેમણે વાંચ્યું કે—"મેસીડોનિયાના અલેકઝાંડરે ઈ સ પૂર્વે ૩૨૬ માં હિંદ પર આક્રમણ કર્યું હતું, ત્યાં તેણે વિજય મેળવ્યો હતો અને તે પ્રસંગે પંજાબમાં તેને સેંડ્રોકોટસ[1] નામે પ્રાચી (મગધ)નો રાજકુમાર મળ્યો હતો અલેકઝાંડરના મરણ પછી તેના સૂબા સેલ્યુકસ નીકેટોરે હિંદ પર ફરી આક્રમણ કર્યું તે સમયે ઉક્ત સેંડ્રોકોટસ મગધના સિંહાસને હતો અને સેલ્યુકસ સાથેના યુદ્ધમાં તે વધારે સમર્થ નીવડતાં સેલ્યુકસે તેની સાથે ઈ સ પૂર્વે ૩૦૪ માં સંધિ કરી, પોતાની પુત્રી સેંડ્રોકોટસને પરણાવી અને સેંડ્રોકોટસના પાટનગર પાલીબોથ્રામાં મેગેસ્થીનીસ નામે એલચી મૂક્યો " આ વિગતના અનુસંધાનમાં પરદેશી વિદ્વાનોએ ઉક્ત એલચીએ લખેલી, પણ બળી ગયેલી, ને એ બળી ગયેલ અને પ્રાન્તે વિનાશને પામેલી એવી રહી સહી નોંધના ટુકડાઓ પરથી મેસર્સ સ્ટ્રેબો, જસ્ટીન, આરિયન ઇત્યાદિ કરેલી નોંધના તારણો અને એ નોંધના આધારે અથવા એના નામ નીચે કે દંતકથાના સ્વરૂપમાં ગ્રીક ગ્રંથોમાં સેંડ્રોકોટસ, પાલીબોથ્રા અથવા હિંદ વિષે જે કંઈ લખાયું તે બધાને પ્રમાણભૂત માની લઈ, હિંદી ઇતિહાસ સાથે તેના અંકોડા મેળવવા માંડ્યા તેના પરિણામમાં સર વીલિયમ જોન્સે શોધી કાઢ્યું કે સેંડ્રોકોટસ એટલે ચંદ્રગુપ્ત અને પાલીબોથ્રા એટલે પાટલીપુત્ર", આ વિધાનને ભારતીય ઇતિહાસનો પાયો બનાવીને તેના પર પરદેશી વિદ્વાનોએ ભારતીય ઇતિહાસની રચના કરી અને આ રચના સ્વતંત્ર ભારતીય પ્રમાણો સાથે કેવી અસંગત છે, તેને તૈયાર કરવામાં જે ગ્રીક વિધાનોને પ્રમાણભૂત માનવામાં આવ્યાં છે, તે વિધાનોના સંબંધમાં કેવો મતભેદ છે અને સમર્થ ભારતીય વિદ્વાનો તેના પ્રત્યે કેટલો વિરોધ ધરાવે છે તેની પરવા કર્યા વિના, ગોરી પ્રભુતાના બળે તેનો પ્રચાર કરવામાં આવ્યો અને તેને અભ્યાસગ્રંથોમાં દાખલ કરીને સર્વસામાન્ય અને રૂઢ બનાવી દેવામાં આવી પરિણામે ભારતીય ઇતિહાસના અનેક અંગો એકમેકની સાથે ગૂંચવાઈ ગયાં તેમાં સૌથી મોટો ગૂંચવાડો એ થયો છે કે મહાન ભારતીય નૃપતિ સંપ્રતિનું પ્રભાવશાળી વ્યક્તિત્વ અશોકની છાયામાં ઢંકાઈ ગયું છે અને સંપ્રતિએ, પોતાના પ્રિયદર્શિન નામ નીચે કરેલાં ભવ્ય કાર્યો અશોકના નામે ચડાવી દેવાયાં છે આપણે અહીં એ ગૂંચવાડો દૂર કરીને સંપ્રતિના વ્યક્તિત્વને પ્રકાશિત કરવાનું કાર્ય હાથ ધર્યું છે, એટલે પરદેશી વિદ્વાનોએ ઊભી કરેલી સત્રણી ગૂંચો, તેનાં કારણો અને તેનાં પરિણામનું નિરીક્ષણ કરી લેવું જરૂરી છે

(૧) આ શબ્દ વિષે પણ ગ્રીક લખાણોમાં એકમત નથી જુદી જુદી પ્રતોમાં 'સેન્ડ્રોકોટસ' ને બદલે 'એન્ડ્રોકોટસ' શબ્દ વપરાયેલ છે જ્યારે કેટલીક પ્રતોમાં 'સેન્ડ્રોકોટસ'ને બદલે 'સેન્ડ્રોકોટ્ટસ' લખાયેલ છે

પરદેશી વિદ્વાનોએ કરેલી આ ગૂંચનું પ્રથમ કારણ, ભારતીય ગ્રન્થસ્થ વિધાનો પ્રત્યેની તેમની અશ્રદ્ધા છે.

**તેનાં કારણો**

બીજું કારણ ભારતના ત્રણે મહાન ધર્મોનાં સાહિત્યમાં અને શાસ્ત્રોમાં જે વિપુલ ઐતિહાસિક સામગ્રી પડેલી છે તેના સૂક્ષ્મ અભ્યાસની તેમને તક નથી મળી; એટલુંજ નહિ પણ, કેટલીક સામગ્રી તો હજી લગી પણ તેમની નજર બહાર જ રહી છે. એટલે તે દર્શનની પારિભાષિક તેમજ ઐતિહાસિક ઘટનાને સુસંગત કરી તપાસી જોવાથી તેઓ દૂરજ રહ્યા છે. ત્રીજું કારણ, ભારતીય ભાષાઓ અને શૈલીના અધૂરા જ્ઞાનને લીધે તેઓ કેટલીક વખત અવળા અર્થ કરી બેસે છે અને તેમના અનુગામીઓ એ અર્થને સુધારવાની ઇચ્છા નથી ધરાવતા. ચોથું કારણ, એક રાષ્ટ્રજનને નીતિ, રીતિ, ભાષા, સંસ્કૃતિ, ઇતિહાસ આદિનું વંશપરંપરાગત અને સ્વાનુભવ સંકલિત જે જ્ઞાન મળે તેનાથી તેઓ વંચિત છે. અને સૌથી છેલ્લું છતાં મહત્ત્વનું કારણ એ છે કે યુરોપીય જાતિ ગર્વ ( superiority complex )ના કારણે તેઓ પ્રાચીન યુરોપીય કૃતિઓમાં મળી આવતાં વિધાનો, યુરોપીય રાજવીઓના કહેવાતા વિજયો, પુરોગામી યુરોપીય સંશોધકોનાં મંતવ્યો આદિ પર વધારે ભાર મૂકે છે. એટલુંજ નહિ પણ તે સર્વને બંધબેસતાં કરવાને તેઓ મનગમતો સુધારોવધારો પણ કરે છે. પરિણામે સ્વતંત્ર ભારતીય ઇતિહાસનું સાચું સ્વરૂપ કૃત્રિમ ઇતિહાસના પડ નીચે ઢંકાઇ જાય છે. જોકે એ સાચું છે કે વિપુલ સાધન-સામગ્રી, અસરકારક નિરૂપણ પદ્ધતિ અને સત્તાની મદદના પરિણામે એ ઇતિહાસ વિશ્વવ્યાપી પ્રચાર પામે છે; પરંતુ તેનો અર્થ એ નથી કરવાનો કે એ સાચો ઇતિહાસ છે. એ ઇતિહાસે પરંપરાગત અને પવિત્ર ભારતીય મંતવ્યોને કેવાં ચૂંથી નાંખ્યાં છે તેની નોંધ લેવી અહીં સસ્થાને થઇ પડશે.

**પરિણામ**

પરદેશી વિદ્વાનોએ ભારતવર્ષના ઇતિહાસના પાયા તરીકે ચન્દ્રગુપ્ત અને અલેકઝાંડરની સમકાલિકતાને સ્થાપી દઇ ચન્દ્રગુપ્તના રાજ્યાભિષેક તરીકે ઇ. સ. પૂર્વે ૩૨૦ થી ૩૨૩ ની સાલ ઠરવી છે, જ્યારે સ્વતંત્ર ભારતીય પ્રમાણોથી મગધના સિંહાસને ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક ઇ. સ. પૂર્વે ૩૭૨ માં થયો હોવાનું અને નાના પ્રદેશના રાજવી તરીકે રાજતિલક તો તેને ઇ. સ. પૂર્વે ૩૮૨ માં થઇ ચૂકેલ હોવાનું પુરવાર થાય છે [ જુઓ આગળ ઉપર 'સંપ્રતિ-કાલનિર્ણય'નું પ્રકરણ]. પરિણામે સ્વતંત્ર ભારતીય કાલગણના અને પરદેશી વિદ્વાનોએ સ્થાપેલી ભારતીય કાલગણનાવચ્ચે ૫૦ થી ૬૦ વર્ષનો આંતરો આવે છે, જે ભારતીય ઇતિહાસના એકેએક અંગને વિઘાતક અસર પહોંચાડે છે.

પરંપરાનુગત અને સાચા બુધ્ધ સંવત્સરની શરૂઆત ઇ. સ. પૂર્વે ૫૪૩-૪૪ માં થાય છે; જ્યારે પરદેશી વિદ્વાનો તેની શરૂઆત ઇ. સ. પૂર્વે ૪૮૭ થી કરે છે. [ આ પરદેશી વિદ્વાનોની બહુમતીએ સ્વીકારેલો નિર્ણય છે. બાકી ભિન્ન ભિન્ન મતોનો તો પાર નથી. તે માટે ' કાલનિર્ણય ' નું પ્રકરણ જુઓ. ]

પરંપરાગત અને સાચા મહાવીર સંવત્સરની શરૂઆત ઇ. સ. પૂર્વે ૫૨૭ માં થાય છે; જ્યારે પરદેશી વિદ્વાનોનો એક વર્ગ તેની શરૂઆત ઇ. સ. પૂર્વે ૪૬૭થી ગણે છે. [ અને જે બીજો વર્ગ ઇ. સ. પૂર્વે ૫૨૭ સાલ માન્ય રાખે છે તે અલેકઝાંડર અને ચન્દ્રગુપ્તની સમકાલિકતાના મૂળને તો વળગી જ રહે છે, અને આખરી પરિણામે તો તે પછીના ઐતિહાસિક પ્રસંગોમાં તે વર્ગ ઊલટો વધારે હાસ્યાસ્પદ ગૂંચવાડો ઊભો કરે છે. ]

ચન્દ્રગુપ્ત, મહાવીર સંવત ૧૫૫ ( ઇ. સ. પૂર્વે ૩૭૨ ) માં સમ્રાટ બન્યો તે ગાથાઓના અર્થને મચડીને અભિનવ વિદ્વાનોએ તે મહાવીર સંવત ૨૧૫ ( ઇ. સ. પૂર્વે ૩૧૨ ) માં સમ્રાટ બન્યો એમ દર્શાવવા પ્રયાસ કર્યો છે [ જુઓ-' કાલનિર્ણય ' નું પ્રકરણ ]. પણ શ્રી ભદ્રબાહુસ્વામી મ. સં ૧૭૦ ( ઇ. સ. પૂર્વે ૩૫૭ ) માં સ્વર્ગવાસ પામ્યા એ વિષે જૈન શાસ્ત્રો અને સાહિત્યમાં પ્રવર્તતા એકમતમાં તેઓ શંકા સૂચવી શકતા નથી. સાથેસાથ શ્રી ભદ્રબાહુસ્વામી ચન્દ્રગુપ્તના વિદ્યમાન ગુરુ હતા અને ચન્દ્રગુપ્ત દીક્ષા લઇને ભદ્રબાહુ સ્વામીની સાથે દક્ષિણમાં ગયો તે વિધાનને તો તેઓ

કબૂલ રાખે જ છે [૨] છતાં ઈ સ પૂર્વે ૩૫૭ માં સ્વર્ગવાસ પામનાર મુનિવર પાસે, ઈ સ પૂર્વે ૩૨૨ માં સિંહાસને આવનાર, રાજવી દીક્ષા લે એવું સંયોગ વિધાન તો પાશ્ચાત્ય વિદ્વાનો અને તેમનો અનુયાયી વર્ગ જ કરી શકે ! [૧]

પાશ્ચાત્ય વિદ્વાનો અશોકના રાજ્યનું અંતિમ વર્ષ ઈ સ પૂર્વે ૨૩૨ જણાવે છે, જ્યારે અશોકના ઉત્તરાધિકારી સંપ્રતિએ સિંહાસને આવ્યા પછી જેમની રૂબરૂમાં જૈનધર્મ સ્વીકાર્યો તે મુનિવર આર્ય મહાગિરિનો સ્વર્ગવાસ ઇ સ પૂર્વ ૨૮૨ (મ સ. ૨૪૫) માં થયો હોવા સંબંધમાં જૈન શાસ્ત્રો એકમત છે.

આવી રીતે પાશ્ચાત્ય કાળગણનાએ જૈન ઐતિહાસિક કાળગણનામાં ૫૦ થી ૬૦ વર્ષની ગૂંચ ઊભી કરી છે એટલું જ નહિ, પણ તેના પરિણામે બૌદ્ધ અને પૌરાણિક ગણનામાં પણ એટલા જ વર્ષની ગૂંચ ઊભી થવા પામી છે [વિશેષ માટે જુઓ—'કાળનિર્ણય'નું પ્રકરણ] એ સર્વનું પરિણામ એ આવ્યું છે કે ભારતવર્ષના ઇતિહાસની રચનામાં સ્વતંત્ર ભારતીય પ્રમાણોની કશી કિંમત રહી નથી [૩]

મધ્યકાલીન ગ્રીક ઇતિહાસમાં ગુથાયલ અનેકઝાંડરનું રોમાંચક જીવનચરિત્ર અને તેની

ગ્રીક દંતકથાઓ ભવ્ય વિજય ગાથાઓ, એ તેજસ્વી જીવનચરિત્રકાર પ્લુટાર્ક, એરીઅન આદિની કલ્પનાસૃષ્ટિના પ્રતિબિંબ છે તેમણે ભારતીય કર

(૧) *Early History of India by V. Smith* P 144

(૩) ઇ સ પૂર્વે ૬૫ ના અરસામાં અવંતીમાં ગર્દભિલ્લ રાજા રાજ્ય કરતો હતો તેણે અનાચારના આશયથી એક સાધ્વીને કેદ કરતાં તે સાધ્વીના ભાઈ અને જૈનાચાર્ય શ્રી કાલિકાચાર્યે તેને ઇ સ પૂર્વ ૬૧ માં શકોની મદદથી હરાવીને નસાડી મૂક્યો. તે પછી ચાર વર્ષ શકોએ રાજ્ય કર્યું પણ ઇ સ પૂર્વ ૫૭ માં ઉક્ત ગર્દભિલ્લના પુત્ર વિક્રમે શકોને હરાવીને સિંહાસન પાછું મેળવ્યું અને પોતાનો સંવત્સર શરૂ કર્યો"— આ વિધાન અનેક સાહિત્ય કૃતિઓમાં મળી આવે છે એટલું જ નહિ પણ ઇ. સ પૂર્વ ૫૭—૫૬ માં શરૂ થતો વિક્રમ સંવત્સર આજે પણ હયાત છે અને અનેક પ્રાચીન શિલાલેખોમાં એ સંવત્સરના ઉલ્લેખ થયો છે પણ પાશ્ચાત્ય વિદ્વાનો આ ભારતીય પ્રમાણને માન્ય નથી રાખતા, અને તેનું એક કારણ એ પણ છે કે તમણે પ્રાચીન ગણનામાં ઊભી કરેલી ૫૦ થી ૬૦ વર્ષની ગૂંચ આડી પણ નડે છે પણ એ રેમન ઇતિહાસકાર પ્લીનીની નોંધને આશ્રય ધરીને કોઈ પાશ્ચાત્ય સંશોધક તેમને એમ સમજાવે કે— "ઈ. સ પૂર્વ ૬૬ માં વિક્રમથી વહાણમાં આવી ઊતરેલા ઉત્તર હિંદુસ્તાનના નૃપતિ કુંભકરણની, ઇ સ પૂર્વે ૫૬ માં રાજધાની રોમન સુલ્લા મેટેલસ સાથેની અને તે પછી તરત જ રોમનનૃપતિ સાથેની મુલાકાતનું રેખાનું જે વર્ણન કરે છે તે પરથી સ્થળ, સમય, સંયોગ અને ઉચ્ચાર આનુવંશીએ વિચાર કરતાં, એ કરતાં ભારતીય ગ્રંથોનો ગર્દભિલ્લ હોવાનો ઠરતો સંભવ છે. —તો પાશ્ચાત્ય વિદ્વાનો એ પ્રશ્ન અને ન કશું ઐતિહાસિક હોતમાં સમાવે, અને પછી એમના હિંદી અનુયાયીઓ એ માને ઉપાડી લે, પણ જ્યાં સુધી કોઈ પાશ્ચાત્ય

વિદ્વાન એવા સંદેશ સંપ્રહાર નથી પાડતો, ત્યાં સુધી તો ઈ સ પૂર્વે ૫૭ માં અવંતીના સિંહાસને આવનાર ગર્દભિલ્લ પુત્ર અને શકવિજેતા મહાન વિક્રમનું વ્યક્તિત્વ તેની કારકિર્દી, તેનો યશ, તેનાં નવરત્નો, તેનો સુવર્ણયુગ, તેનો સંવત્સર આદિ ઈ. સ ૩૭૫ માં ગાદીએ આવનાર ગુપ્તવંશી અને શકપરિજેતા ચન્દ્રગુપ્તને ફાળે જ રહેવાના છે પાશ્ચાત્ય વિદ્વાનોએ ભારતીય પ્રમાણો પર પડદો નાખીને કહ્યું કે—'ઇ સ પૂર્વે ૫૬—૫૭ માં અવંતીમાં વિક્રમ નામે કોઈ રાજા થયો નથી પણ ઇ સ ૩૭૫ માં ગાદીએ આવનાર ગુપ્તવંશી ચન્દ્રગુપ્ત 'વિક્રમ' બિરુદ ધરાવતો હતો ખરો [કેમ જાણે હિંદુસ્તાનમાં 'વિક્રમ' બિરુદ ધરનાર એક જ રાજવી પેદા થયો હોય!] માટે વિક્રમ સંવત્સરની શરૂઆત તેણે જ કરી છે, કાલિદાસ આદિ નવરત્નો તેના જ સમયમાં થયાં છે. તે ભારતીય ઇતિહાસકારોએ તેમના આ કથનને સ્વીકારી લીધું પણ કોઈએ તમને એમ ન કહ્યું કે—'તમે ભલે ન માનો, પણ અમારા સાહિત્યમાં તો અવંતીમાં ઇ. સ પૂર્વે ૫૬ માં વિક્રમ થઈ ગયો હોવાનાં પૂરતાં પ્રમાણો મળી આવે છે અને તમે જે વિક્રમ બિરુદધારી ચન્દ્રગુપ્તને વિક્રમ સંવત્સરનો યશ આપો છો તે તો વિક્રમ સંવત ૪૩૨ માં ગાદીએ આવ્યો છે પોતાનો સંવત્સર શું તેણે ૪૩૨ વર્ષ ઉમેરીને શરૂ કર્યો? વિક્રમ સંવત્સરનો પ્રવર્તક ગર્દભિલ્લવંશી હતો [દક્ષિણમાં વિક્રમ સંવત્સર આજે પણ ખર (ગર્દભ) સંવતના નામે જ ઓળખાય છે], જ્યારે તમારો ચન્દ્રગુપ્ત તો ગુપ્તવંશી છે વિક્રમ સંવત્સરનો સ્થાપક શકવિજેતા હતો [સંવત્સરપ્રવર્તક વિક્રમને હમેશાં શકારિ વિશેષણ અપાતું આવ્યું છે] જ્યારે ગુપ્તવંશી ચન્દ્રગુપ્ત તો ક્ષત્રપવિજેતા હતો કાલિદાસ આદિ નવરત્નો પ્રથમ સદીમાં થયેલ હોવાનાં અમારા પાસે અઢળક પ્રમાણો છે' અને વિક્રમની ઠરેલીમાં

વામાં કશી મણા નથી રાખી.૪ અને તેમાં કદાચ સત્યનો કંઇ અંશ હોય, મેગેસ્થીનીસની નોંધપોથીનાં બળી ગયેલ પાનાં પરથી લખાયલી નવી નોંધો ભારોભાર સત્યભરી હોય, તોપણ સેન્ડ્રેકોટસ એટલે ચન્દ્રગુપ્ત અને પાલીબોથ્રા એટલે પાટલીપુત્ર હોઇ શકે, એવી ઉચ્ચાર-સમાનતાના નામ નીચે રજૂ થતી સમજૂતી તો સર વીલિયમ જોન્સની એક કલ્પના જ છે. એ કલ્પનાને સાચી ઠેરવવાને, પછીના પાશ્ચાત્ય સંશોધકોએ ગ્રીક ઇતિહાસના નામ નીચે અનેક નવી વિગતોને ઉમેરી દઇ તેને ચન્દ્રગુપ્ત સાથે બંધબેસ્તી કરવા પ્રયાસ કર્યો છે; પણ તે પાછલા યુગની દંતકથાઓ છે,૫ એટલું જ નહિ પણ, તે પ્રયાસ બંધબેસતો આવે છે એ મત પણ ભ્રમ ભરેલો૬ છે. સ્વતંત્ર ઐતિહાસિક પ્રમાણો ધરાવતા ભારતવર્ષના ઇતિહાસની રચના, પરદેશની મધ્યકાલીન દંતકથાઓ, પરદેશી વિદ્વાનોની કલ્પનાઓ કે તેમના ભ્રમ પર ન થઇ શકે.

---

એ રીતનાં અસંખ્ય ભારતીય પ્રમાણો હોવા છતાં, કેવળ પાશ્ચાત્ય વિદ્વાનોના આગ્રહથી તેનું પ્રભાવશાળી વ્યક્તિત્વ ગુપ્તવંશી ચન્દ્રગુપ્તમાં સમાવી દેવામાં આવે છે. એ જ પ્રમાણે એ વિદ્વાનોની વિચિત્ર કાલગણના, ભારતીય કાલગણના કરતાં ૫૦ થી ૬૦ વર્ષ અલગ પડીને અશોકની કેટલીક કારકિર્દીને મૌર્ય ચન્દ્રગુપ્તમાં સમાવી દે છે, અને સમ્રાટ સંપ્રતિ સમી મહાન વ્યક્તિને ઉડાવી દઇ, તેનું ખરૂં નામ જે પ્રિયદર્શિન હતું તે અશોકનું બીજું નામ હતું એમ ઠરાવીને પ્રિયદર્શિનની મહત્ત્વની કારકિર્દીને અશોકના નામે ચઢાવી દે છે.

(૪) Dr. Anville's account of Alexander's progress in the Punjab is extremely erroneous. His conquests in India by no means deserve the credit vulgarly attached to them. The intention of conquering the Prasii i. e. the great kingdom of Magadh on the Ganges, with which tradition has credited him, is a later legend; for he knew nothing of the Ganges or Magadh.

C. Rollin [President of the French Academy] **Ancient History** Vol. II. P. 190-191 F. N.

(૫) આ ગ્રીક દંતકથાઓ કેટલી પોકળ ને પરસ્પરવિરોધી છે તેની ચર્ચા વિશ્વ વિખ્યાત ફ્રેંચ ઇતિહાસકાર સી. રોલીનના 'Ancient History Vol. II' નાં પૃ. ૧૯૦ થી ૨૨૦ માં સુંદર રીતે કરવામાં આવી છે.

(૬) ડીયોડોરસની નોંધ પ્રમાણે પુરુરાજે (પોરસે) અલેકઝાંડરને એમ કહ્યું હતું કે, 'મગધપતિ હજામનો છોકરો છે અને તે લોકમાં પ્રિય નથી.' —તે ઉપરાંત સ્ટ્રેબો, જસ્ટીન, એરિયન વગેરેએ અલેકઝાંડર, સેન્ડ્રેકોટસ, સેલ્યુકસ નીકેટોર વગેરે સંબંધમાં જે નોંધ કરી છે તેનો સાર નીચે પ્રમાણે છે.—

'જ્યારે અલેકઝાંડરે જેલમને કાંઠે પડાવ નાંખ્યો ત્યારે એક હિંદી સરદારે તેને સમાચાર આપ્યા કે ગંગાનદીના તટ પ્રદેશમાં વસતી ગંગેરીડી અને પ્રાસી પ્રજાના રાજાનું નામ ઝેન્ડ્રમ્સ અથવા અગ્રમ્સ હતું. તે પોતાના નીચ કુળ અને હલકા સ્વભાવના કારણે લોકમાં અપ્રિય થઇ પડયો હતો. તેનો પિતા હજામ હતો પણ રાજરાણીના પ્રેમિક બનીને તેણે વિદ્યમાન રાજવી અને તેના કુમારોનાં મરણ નીપજાવ્યાં હતાં પછી તેણે પોતાના સહવાસથી રાજરાણીને પેટે અવતરેલા કુમારને ગાદીએ બેસાડયો, જે અલેકઝાન્ડરના આક્રમણ વખતે રાજ્ય કરતો હતો.

'અલેકઝાંડરના મરણ પછી તેના સેનાપતિઓએ સામ્રાજ્યના ભાગલા પાડી નાંખ્યા. તેમાંના એક સેનાપતિ સેલ્યુકસ નીકેટોરે બેબીલોન અને બેકટ્રીયા જીતીને હિંદ પ્રતિ આક્રમણ કર્યું. હિંદી પ્રજાએ તે સમયે ગુલામીની ધૂંસરી ફગાવી દઇને અલેકઝાંડરે નિમેલા સરદારોની કતલ કરી નાંખેલી હતી. તેમનો સરદાર સેન્ડ્રેકોટસ હતો. પ્રથમ તો તે મુક્તિદાતા તરીકે સન્માનાયલ પણ પછી જે પ્રજાને તેણે મુક્તિ અપાવી હતી તેને તેણે દબાવી દીધી ને જુલમ ગુજાર્યો અને પરિણામે તેનું મુક્તિદાતાનું બિરૂદ ભૂંસાઇ જવા પામ્યું. તેનો જન્મ સામાન્ય સ્થિતિમાં થયો હતો. પણ શુભ શુકનથી ઉત્તેજાઇને તેનામાં સિંહાસને ચડવાની મહત્ત્વાકાંક્ષા ખીલી હતી. કેમકે જ્યારે પોતાના ઉધ્ધત વર્તનથી તેણે 'નંદ્રસ' (?) રાજાનું અપમાન કર્યું ત્યારે તે 'નંદ્રસે' તેને મરણની સજા ફરમાવતાં તે નાસી છૂટયો. અને એક પ્રસંગે જ્યારે તે જંગલમાં સૂતો હતો ત્યારે તેની નજીક આવેલો એક વન્ય સિંહ તેના અંગમાંથી નીકળતો પરસેવો ચાટવા લાગ્યો અને સેન્ડ્રેકોટસ જાગતાં તે સિંહ શાંતિથી ચાલ્યો ગયો. આ શુભ શુકન પછી સેન્ડ્રેકોટસે ટોળી જમાવી અને હિંદીઓને રાજકર્તા વર્ગ સામે ઉશ્કેર્યા, તે પછી જ્યારે તે અલેકઝાંડરના સરદારો સામે હુમલો લઇ ગયો ત્યારે એક જંગલી હાથીએ તેની સમીપ આવીને પોતાની સૂંઢથી ઊંચકી લઇને તેને પોતાની પીઠપર બેસાડયો. એ રીતે સૈન્યને મોખરે રહી સેન્ડ્રેકોટસે અલેકઝાંડરના સરદારોને માર્યા અને તે પોતે સમ્રાટ બન્યો. સેલ્યુકસે હિંદ પર આક્રમણ કર્યું ત્યારે આ સેન્ડ્રેકોટસ

**ભારતીય ગણનાનુસાર હિંદના ઇતિહાસનો ખરો પાયો**

ભગવાન બુદ્ધ અને મહાવીરના નિર્વાણ પછી મગધના સિંહાસને અજાતશત્રુ (કોણિક) અને ઉદયને રાજ્ય કર્યું. (તે સર્વેના સમયની ચર્ચા માટે જુઓ આ જ પુસ્તકમાં 'કાલનિર્ણય'નું પ્રકરણ).

તે પછી મગધનું રાજ્ય નંદોના હાથમાં ચાલ્યું ગયું. નંદોએ સો વર્ષ લગી રાજ્ય કર્યું. તેમાં છેલ્લો નંદ (મહાનંદ અથવા ધનનંદના નામે ઓળખાયલો નંદ નવમો) ઇ. સ. પૂર્વે ૪૧૫ માં મગધનાં સિંહાસને બેઠો

ધનનંદને શકટાળ નામે મહામંત્રી હતો દુશ્મનોની ભંભેરણીથી ધનનંદ પોતાના એ વફાદાર મંત્રી પ્રત્યે

---

રાજકર્તા હતો, તેની સાથે સેલ્યુકસને યુદ્ધ થયું અને તેમાં સેલ્યુકસને જ સંધિ કરવી પડી, તેણે પોતાની પુત્રી સેંડ્રેકોટસ વેરે પરણાવી. સંધિ અનુસાર વ્યવસ્થા સ્થાપી અને પછી એન્ટીગોનસ સાથેની તકરાર પતાવવાને તે સ્વદેશ પાછો ફર્યો.'

ઉપરના વૃત્તાન્તમાં એવું કોઇજ વિશિષ્ટ તત્ત્વ નથી કે એથી સેન્ડ્રેકોટસ એટલે ચન્દ્રગુપ્ત મૌર્ય એમ માનવાને કારણ મળે. આક્રમણકર્તા સેનાપતિઓ કે નૃપતિઓને ઉત્તેજવાને તેમની સમક્ષ આક્રમણનો ભોગ બનેલ દેશોના રાજવીઓ, પ્રજા, સંસ્કૃતિ વગેરે સંબંધમાં ચિત્ર-વિચિત્ર અહેવાલો રજૂ કરવામાં આવે છે એ વાત જાણીતી છે, બીજી બાજુ પ્રસિદ્ધ ઐતિહાસકાર સી, રોલીન આદિનુ એમ માનવું છે કે—હિંદમાં જેમ વિક્રમ સંબંધમાં અનેક વાતો વધેલી મૂકવામાં આવી છે તેમ 'મધ્યયુગના ગ્રીસમાં અલેકઝાંડર અંગે અનેક દંતકથાઓ જોડી કઢાયલી છે. બાકી તો તેણે હિંદમાં નોંધપાત્ર વિજય મેળવ્યો નથી અને મગધદેશ કે ગંગાનદીની હયાતિ વિષે તો તેને કશો ખ્યાલ પણ નહોતો.' અને હિંદી સાહિત્યમાં અલેકઝાંડર અંગે કોઇ નોંધ નથી મળતી તે જોતાં સી, રોલીનનો આ મત સાચો હોવાનો પૂરતો સંભવ છે,

હવે ઉપરની દંતકથાને એક વખત ધ્યાનપાત્ર ગણી લઇએ તો પણ તેમાં ઐતિહાસિક તત્ત્વ શું છે? મેગેસ્થીનીસે સેન્ડ્રેકોટસને પાલીબોથ્રાનો રાજા કહ્યો છે અને ઉપરની દંતકથામાં 'નન્દ્રસ' શબ્દ છે તે પરથી વિદ્વાનોએ જો કે નન્દ્રસ એટલે નંદ સેન્ડ્રેકોટસ એટલે ચન્દ્રગુપ્ત અને પાલીબોથ્રા એટલે પાટલીપુત્ર એવો મેળ બેસાડી દીધો છે પણ તે વિધાનો કેટલાં ભ્રમભરેલાં છે તે નીચેની વિગત પરથી સમજાઇ આવશે.

ઉપરની દંતકથામાંનો 'નન્દ્રસ' શબ્દ 'Pompei Trogi'ના મી. ફ્રેન્ડલે કરેલા અનુવાદમાં મળી આવે છે. પણ પ્રાચીન મૂળ પ્રતોમાં તે સ્થળે 'અલેક્ઝન્ડ્રમ' શબ્દ મળી આવે છે. The older editions read 'Alexandrum.' (ons cor-ind સીરીઝના Asoka ગ્રન્થમાં મી, હુલ્ત્ઝની પ્રસ્તાવના, પ ૩૬ ફૂ.નો) એ પરથી વિદ્વાનોએ જેમ સેન્ડ્રેકોટસે નન્દનું અપમાન કર્યાનું જોડી કાઢ્યું છે તેમ તેણે અલેકઝાંડરનું અપમાન કર્યાનું પણ જોડી કાઢી શકાય છે (જુઓ-પ્રાચીન ભારતવર્ષ ભાગ-બીજો, પૃ. ૨૫૦ થી ૨૬૦) અને 'નન્દસ' શબ્દને સાચો માનીએ તોપણ તેનો અર્થ મગધપતિ નંદ હોવાનું કોઇ પ્રમાણ નથી કેમકે અલેક-

ઝાંડરના આક્રમણ વખતે પ્રાસી (મગધ)નો જે રાજા હતો તેને ગ્રીક દંતકથાઓમાં જ ઝેન્ડ્રમ્સ અથવા અગ્રમ્સ તરીકે ઓળખાવેલ છે, અને ભારતીય સાહિત્યાધારે પણ નંદનું અપમાન ચાણક્યે કર્યું હતું, ચન્દ્રગુપ્તે સાથે તેને કંઇ સંબંધ નથી, અને ઉપરનો પ્રસંગ જેટલી હદે નંદ અને ચન્દ્રગુપ્ત સાથે બંધબેસતો કરાય છે, તે કરતા પણ સુસીમ અને ચંડાશોક વચ્ચે વધારે બંધબેસતો થઇ શકે છે, કેમકે બિન્દુસારના બે મહત્ત્વના પુત્રો—સુસીમ અને અશોક—માં યુવરાજ સુસીમ હતો અને નાનો છતાં તેજસ્વી પુત્ર અશોક સામાન્ય કન્યાને પેટે જન્મ્યો હતો. ['અશોકાવદાન'ને 'દિવ્યાવદાન'માં જણાવ્યા પ્રમાણે ચંપ નગરના એક જ્યોતિષી બ્રાહ્મણને પોતાની પુત્રીના ભાગ્યમાં રાજરાણી અને રાજમાતાનું પદ જણાતાં તેણે તેને દાસી તરીકે બિન્દુસારના અન્તઃપુરમાં મોકલાવી, તેનું અપ- [illegible] હલમકી [illegible] સ્વરૂપ [illegible] રાણી બનાવી, તે બિન્દુસારની પ્રિય રાણી બની, અશોકનો જન્મ તે રાણીના પેટે થયો હતો.] પણ શુભ શુકનથી ઉત્તેજાઇને તેનામાં સિંહાસનની તમન્ના જાગી, પરિણામે બિન્દુસારના મરણ પછી જ્યારે સુસીમે રાજ્યની લગામ હાથમાં લીધી ત્યારે અશોકે તેને ઉથલાવી પાડવાની પેરવી કરી, સુસીમે ઉશ્કેરાઇને તેને મોતની સજા ફરમાવી, અશોક પાટલીપુત્રથી નાસી ગયો અને પંજાબમાં સીકંદરના આક્રમણ પ્રસંગે પ્રગટેલી અશાંતિ દબાવીને તેણે પોતાની પ્રતિભા દર્શાવી, પછી સુસીમને ઉથલાવીને તેણે સિંહાસન કબજે કર્યું અને પ્રજા પર હાક બેસાડવાને તેણે એટલો ત્રાસ વર્તાવ્યો કે તેને 'ચંડનું' વિશેષણ મળ્યું ને તે ચંડાશોકના નામે ઓળખાયો, તે ઉપરાંત ગ્રીક દંતકથા અલેકઝાંડરના સમકાલિક મગધપતિને હજામના પુત્ર તરીકે ઓળખાવે છે જ્યારે ભારતીય પ્રમાણો નપાસના નો હજામના પુત્ર તરીકે બીજા નંદો ગણાય છે જેમનો સમય સિકંદરની ચોદસો વર્ષ પહેલાંનો છે. [ઇ.સ. પૂર્વે ૪૬૭] ઉપરાન્ત બિન્દુસાર આદિના એટલા સંખ્યાબંધ નામ હતા (સિંહસેન, ભદ્રસાર, વારિસાર, અમિત્રકેતુ) કે ઉચ્ચારના કાલ્પનિક મળતાપણાના આધારે ઇતિહાસ રચી કાઢવો એ હાસ્યાસ્પદ જ ગણાય, એટલે ભારતીય ઇતિહાસક્રમમાં ગ્રીક દંતકથાઓની કિંમત કોડીની ગપ કરતા જરા પણ વિશેષ નથી,

વહેમે ભરાયો. શકટાળને એ સમાચાર અગાઉથી મળી ચૂક્યા અને એ પ્રતિભાશાળી પુરુષ તરતજ સમજી ગયો કે જો પોતે પોતાનું બળિદાન નહિ આપે તો ધનનંદ પોતાના સમગ્ર કુટુંબનો નાશ કરી નાખશે.

શકટાળને લક્ષ્મીવતી નામે પત્ની, સ્થુલિભદ્ર અને શ્રીયક નામે બે પુત્રો અને યક્ષા, યક્ષદત્તા, ભૂતા, ભૂતદત્તા, શેણા, વેણા અને રેણા નામે સાત પુત્રીઓ હતાં. તેમાં જ્યેષ્ઠ પુત્ર સ્થુલીભદ્ર તો કોશ્યા નામે ગણિકાને ત્યાં પડયો પાથર્યો રહેલો. પરિણામે શકટાળે શ્રીયકને પરિસ્થિતિ સમજાવી અને કહ્યું કે– ' સમગ્ર કુટુંબને બચાવી લેવાને ખાતર તારે રાજા પ્રત્યે વિરલ વફાદારી બતાવવી જોઇએ, અને તેમ કરવાને ભરસભામાં મારો વધ કર્યા વિના બીજો કોઇ માર્ગ નથી. '

શ્રીયકે પિતાની આજ્ઞાનો અમલ કરતાં નંદને તેની વફાદારીમાં અપૂર્વતા જણાણી. તેણે શ્રીયકને મહામંત્રીનું પદ સંભાળી લેવા સૂચના કરી. પણ શ્રીયકે કહ્યું કે—' આ વંશપરંપરાગત પદનો અધિકાર મારા વડીલ ભાઇ સ્થુલિભદ્રને છે.'.

સ્થુલિભદ્રને રાજસભામાં બોલાવીને વસ્તુસ્થિતિ સમજાવવામાં આવી. તે કોશ્યાની સાથેના વિલાસથી કંટાળી તો ગયો હતો, તેમાં રાજકીય જીવનનું આ પરિણામ નિહાળ્યું એટલે ભયગ્રસ્ત બન્યો. તેણે તરતજ સંસાર તજીને દીક્ષા સ્વીકારી. [ મ. સં. ૧૪૫=ઇ. સ. પૂર્વે ૩૮૨ ] તે જ વખતે શ્રીયકે મહામંત્રીનું પદ સંભાળી લીધું. [ તે પિતાનો વધ કરનાર હોઇને બ્રાહ્મણોએ તેને ' રાક્ષસ ' નું ઉપનામ આપ્યું ને પરિણામે બ્રાહ્મણ-ગ્રન્થો તેમજ ' મુદ્રારાક્ષસ ' નાટકમાં તે ' રાક્ષસ મંત્રી ' ના નામે ઓળખાયલ છે. ] તે પછી પિતાના સઘળા ગુપ્ત દુશ્મનોને શોધીશોધીને તેણે તેમનું જડમૂળ ઉખેડી નાખ્યું.

શકટાળનો દેખીતો વધ ભલે શ્રીયકે કર્યો, પણ ખરી રીતે તો તે કુટુંબને બચાવી લેવાને ખાતર શકટાળે કરેલો આપઘાત જ હતો અને તેનું કારણ કાચા કાનનો નંદ હતો એ છાનું રહી શકે તેમ નહોતું. એટલે લોકપ્રિય મહામંત્રી શકટાલના વધની જવાબદારી નંદ પરજ જઇ પડી. તે ઉપરાંત નંદ શુદ્રકુળમાં ઊતરી આવેલો હતો અને અતિલોભના કારણે તેણે પ્રજાને લગભગ લૂંટી ખાધી હતી. એટલામાં તેના રાજદરબારે ચાણક્ય નામે એક ક્રોધી બ્રાહ્મણનું અપમાન થયું. પરિણામે ચાણક્યે ચન્દ્રગુપ્ત નામના એક બાલકુમારને રાજતિલક કરીને તેને મગધનું સિંહાસન અપાવવાની યોજના ઘડી. તે પછી તે બંનેએ નંદ સામે સતત આક્રમણ આદર્યાં અને તેમાં હિમવતકૂટ પ્રદેશના રાજવી પર્વતકનો તેમને સાથ મળતાં તેઓ વિજયી નીવડયા. ને એ રીતે ઇ. સ. પૂર્વે ૩૭૨ ( મ. સં. ૧૫૫-વિશેષ માટે જુઓ હવે પછી ' કાલ નિર્ણય ' નું પ્રકરણ ) માં નંદવંશનો અંત આણીને ચન્દ્રગુપ્ત મગધનો સમ્રાટ બન્યો. પર્વતક એક વિષકન્યાના મોહમાં પડીને અકાળ મરણ પામવાથી સમગ્ર મહારાજ્ય ચન્દ્રગુપ્તના કાબૂમાં આવ્યું. ચન્દ્રગુપ્તે ધનનંદની પુત્રી વેરે લગ્ન કર્યાં.

નંદ હારવા છતાં, મહામંત્રી શ્રીયકે ચન્દ્રગુપ્તનું શાસન સ્વીકારવાની ના કહી. તેણે તો ચન્દ્રગુપ્તને

---

મેગેસ્થીનાસે નોંધેલા પાલીબોથ્રાને પાટલીપુત્ર તરીકે સ્વીકારી લેવાનું પણ કોઇ કારણ નથી. ઊલટું આના પક્ષે એમ કહી શકાય કે મેગેસ્થીનીસ પાલીબોથ્રાને ગંગા અને યમુનાના સંગમ પર આવેલા નગર તરીકે ઓળખાવે છે. જ્યારે પાટલીપુત્ર તો ગંગા અને શોણ નદીના સંગમ પર આવેલું છે. મેગેસ્થીનીસ પાલીબોથ્રાના વસાવનાર તરીકે શ્રીકૃષ્ણને ઓળખાવે છે, જ્યારે પાટલીપુત્ર તો શ્રીકૃષ્ણના પછી કેટલાય હજાર વર્ષે થયેલા ઉદયને વસાવ્યું હતું અને મેગેસ્થીનીસના સમયે તે નગર વસ્યાંને ફકત સો વર્ષ જ થયાં હતાં.

ઈ. સ. ૧૮૯૭-૯૮ માં પ્રાચીન પાટલીપુત્રના ખોદકામ વખતે તે ખોદકામના મુખ્ય અધિકારી શ્રી. પી. સી. મુકરજીને પાશ્ચાત્ય વિદ્વાનોએ ભારતીય ઇતિહાસના વિષયમાં કરેલો ગૂંચવાડો સમજાયો હતો અને તેમણે જાહેર કર્યું કે-'ગ્રીક દંતકથાઓનો સેન્ડ્રેકોટસ એ ચન્દ્રગુપ્ત નહિ પણ ચંડાશોક છે. પ્રિયદર્શિનના શિલાલેખોમાં સંડોવાયલા પાંચ યેવન રાજાઓનો સમકાલિક સંપ્રતિ હતો અને શિલાલેખો પણ તેણેજ કોતરાવેલા છે. ' [Indian Antiquary Vol. XXXII P. 231--233]—આ સર્વ પરથી એ સ્પષ્ટ જણાઇ આવશે કે સેન્ડ્રેકોટસ એટલે ચન્દ્રગુપ્ત એ ઐતિહાસિક ભૂમિકા વિનાની કેવળ કલ્પના છે.

એ અરસામાં સિકંદરે ઇરાન પર આક્રમણ આદર્યું અને એ પ્રાચીન શહેનશાહત પર પડતા ઘાના છાંટા પૂર્વમાં ઠેઠ પંજાબ લગી ઊડયા. પંજાબમાં અવ્યવસ્થા અને બળવો ફેલાયાં. બિન્દુસારે પોતાના વડીલ પુત્ર સુસીમને એ બળવો દાબી દેવાને મોકલ્યો અને સુસીમે બળવાને કામચલાઉ દબાવી પણ દીધો પણ સિકંદર પૂર્વમાં આગળ વધતો હતો એટલે રાજકીય સ્થિતિમાં જોઇતો સુધારો ન થયો. પરિણામે બિન્દુસારે અવંતીમાં સૂબાપદે રહેલા પોતાના વધારે પ્રભાવશાળી પુત્ર અશોકને પંજાબમાં મોકલ્યો. એટલામાં બિન્દુસારનું મરણ થયું અને સુસીમે રાજગાદી સંભાળી લીધી. પણ તે વખતે પંજાબમાં થયેલી અવ્યવસ્થા દાબી દઇને, સિકંદરના સરદારોને મારી હઠાવીને અને લશ્કર તેમજ પ્રજા પર પોતાનો પ્રભાવ જમાવીને અશોક જ્યારે પાટલીપુત્ર આવી પહોંચ્યો અને સુસીમને પડકાર્યો ત્યારે સુસીમ ટકી ન શક્યો ને અશોક તે જ સમયે મગધનો સમ્રાટ બન્યો. (ઇ. સ. પૂર્વે ૩૨૬)

અશોકે સિંહાસન ગેરકાયદેસર ધોરણે પચાવી પાડયું હતું એટલે તેના સામે ઠેરઠેર વિરોધ પ્રગટયો. તેણે તે સામે ખૂબજ કડકાઇથી કામ લીધું અને હજારોને યમધામ મોકલવા માંડયા. પરિણામે તે 'ચંડાશોક' ના નામે ઓળખાયો. પરંતુ થોડોક સમય આમ ચાલ્યા પછી તેના પર બૌધ્ધ ધર્મની છાપ પડી. તેણે તે ધર્મ સ્વીકાર્યો. તેના પુત્ર મહેન્દ્ર અને પુત્રી સંઘમિત્રાએ બૌધ્ધ ધર્મની દીક્ષા લીધી. અને બૌધ્ધ ભિક્ષુકસંઘમાં પેઠેલા સડાને દૂર કરવાને ખાતર અશોકે ત્રીજી બૌધ્ધ પરિષદ બોલાવી. તે પ્રસંગે નીતિહીન ભિક્ષુકોને સંઘમાંથી દૂર કરવાનો અને ઠેરઠેર બૌધ્ધ ધર્મનો પ્રચાર કરવાનો નિર્ણય કરવામાં આવ્યો.

અશોકનો યુવરાજપુત્ર કુણાલ અવંતીમાં સૂબા પદે હતો. સાવકી માતાના પ્રપંચથી તે અંધ બન્યો. પરિણામે સિંહાસન પરનો અધિકાર તેને તજી દેવો પડયો. પરંતુ પાછળથી તેને એક પુત્ર થયો. અશોકે એ પુત્રનું 'પ્રિયદર્શિન' [વિશેષ માટે જુઓ પ્રથમ મુખ્ય શિલાલેખની ફૂટ નોટ] નામ પાડયું, અને તેને પોતાનો યુવરાજ બનાવ્યો. જૈન સાહિત્યમાં એ યુવરાજ સંપ્રતિના નામે મશહૂર[૧૦] છે.

અલેક્ઝાંડરના મરણ પછી તેના એક સેનાપતિ સેલ્યુકસ નીકેટોરે હિંદ પર—કહેવાય છે કે આશરે અઢારેક વખત—આક્રમણ કર્યું અને તેમાં દરેક સમયે અશોકે તેને એવી સજ્જડ હાર આપી કે છેવટે સેલ્યુકસે ઇ. સ. પૂર્વે ૩૦૪ માં અશોક સાથે સંધિ કરીને તેને પોતાની પુત્રી પરણાવી અને અશોકના દરબારમાં તેણે મેગેસ્થીનીસ નામે એક એલચી નીમ્યો. તેમજ અશોકના યુવરાજના દરબારમાં ડીમેકસ નામે એલચી નીમ્યો.[૧૧]

ઈ. સ. પૂર્વે ૨૮૯ માં અશોક નિવૃત્ત બનતાં સંપ્રતિ યાને પ્રિયદર્શિનનો રાજ્યાભિષેક ઉજવાયો અને અઢી વર્ષ પછી તે ફરતાં ફરતાં અવંતી ગયો ત્યારે ત્યાં નીકળેલા રથયાત્રાના વરઘોડામાં આગળ ચાલતા આર્યમહાગિરિ અને આર્ય સુહસ્તી ( આ બંનેના

---

ચન્દ્રગુપ્તે રાજ્ય તજીને દીક્ષા લીધી અને મ. સં. ૧૬૯ ( ઇ. સ. પૂર્વે ૩૫૭ ) માં તે શ્રી ભદ્રબાહુસ્વામી સાથે શ્રમણ બેલગોલ (દક્ષિણહિંદ) પહોંચ્યો. શ્વેતાંબર સાહિત્ય આ પ્રસંગ પરત્વે મૌન સેવે છે; પણ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય ભદ્રબાહુ સ્વામીને માટે ययौ स्वर्गं समाधिना ( સમાધિ-મરણ પામીને સ્વર્ગે ગયા ) અને ચન્દ્રગુપ્તને માટે समाधि मरणे प्राप्य दिवं ययौ ( સમાધિમરણ પામીને સ્વર્ગે ગયા ) એ પ્રમાણે નોંધ કરે છે તે જોતાં ચન્દ્રગુપ્તે દીક્ષા સ્વીકાર્યાનું તો તેઓ કબૂલે છે પણ શ્રમણ બેલગોલ દિગંબર તીર્થ હોઇને તેમાં વિશેષ રસ દાખવતા નથી. યુરોપીય વિદ્વાનો પણ ચન્દ્રગુપ્તની દીક્ષા અને ભદ્રબાહુસ્વામી સાથેનો તેનો દક્ષિણવિહાર માન્ય રાખે છે. ( જુઓ 'કાલગણના' નું પ્રકરણ )

(૧૦). પ્રાચીન ધાર્મિક સાહિત્યની એક એવી લાક્ષણિકતા છે કે તેમાં ગમે તેવી મહાન વ્યક્તિને માટે પણ વિરોધી 'ધર્મે' જે વિશિષ્ટ નામ વાપર્યું હોય તે નથી વપરાતું. ભગવાન મહાવીર અને બુદ્ધના સમકાલિક મગધપતિ માટે બૌદ્ધ સાહિત્યમાં બિંબિસાર નામ વપરાયું છે, અને બિંબિસારના ઉત્તરાધિકારી માટે અજાતશત્રુ નામ વપરાયું છે; જ્યારે જૈન સાહિત્યમાં તે જ વ્યક્તિઓને માટે અનુક્રમે શ્રેણિક અને કોણિક નામ વપરાયાં છે, એજ રીતે પ્રિયદર્શિનને માટે જૈન સાહિત્યમાં સંપ્રતિ નામ વપરાયું છે.

(૧૧). સ્ટ્રેબોના જણાવ્યા પ્રમાણે આ યુવરાજનું નામ

સમય વગેરે માટે જુઓ 'કાળ નિર્ણય 'નુ પ્રકરણ) નામના બે જૈન મુનિવરો પર નજર પડતાજ તેને પોતાનો કંગાલ પૂર્વભવ સાંભરી આવ્યો અને એ કંગાલિયતમાંથી આ બન્ને મુનિવરોએ પોતાને બચાવ્યો હતો તે પ્રસંગ (વિશેષ માટે જુઓ આગળ ઉપર ચરિત્ર વિભાગ) યાદ આવતા તે તે મુનિવરોના ચરણમા ઢળ્યો ને તેમની સમીપ જૈન ધર્મ સ્વીકાર્યો [મ સં ૨૪૦= ઇ સ પૂર્વે ૨૮૬]

જૈન ધર્મ સ્વીકાર્યા પછી તેણે તરતજ અનાર્ય દેશમા પણ સાધુઓના વિહારની સગવડતા કરી અને ત્યાં પણ તે ધર્મનો પ્રચાર આદર્યો

તે અરસામા અવંતીમા દુષ્કાળ પડ્યો તે પ્રસંગે સાધુઓને ભિક્ષામા પડતી હાડમારી નિહાળીને સંપ્રતિએ તેમને સહજમા ભિક્ષા મળી રહે એવી વ્યવસ્થા કરી આર્યસુહસ્તીએ આ ચલાવી લીધુ પણ શ્રી આર્ય મહાગિરિએ સાધુઓ આ રીતે રાજકૃપાથી જીવનનિર્વાહ ચલાવે તે સામે વિરોધ દર્શાવ્યો ને આર્યસુહસ્તીથી જુદા પડી ગયા. પણ પછીથી આર્યસુહસ્તીએ પોતાની ભૂલ સુધારી તેમની ક્ષમા માગી તે પછી આર્યમહાગિરિ તેમને યુગપ્રધાન[12] પદવી આપી (મ સ. ૨૪૫=ઇ સ પૂ ૨૮૨) અણસણ (તપશ્ચર્યા) પૂર્વક સ્વર્ગે સિધાવ્યા (મ સ ૨૪૫=ઇ સ. પૂ ૨૮૨)

ગાદીએ આવ્યા પછી સંપ્રતિએ તરતજ સૌરાષ્ટ્ર, આંધ્ર, દ્રમિલ અને કલિંગ ઉપર આક્રમણ કર્યુ અને ત્યા વિજય મેળવ્યો[13] એ રીતે તે સમસ્ત ભરતખંડનો નૃપતિ બન્યો તે પછી તેણે ભરતખંડની બહાર પણ

---

અમિત્રોચડ્સ (Amitrochades) હતુ મૌર્યવંશમા આ ઉચ્ચારને મળતા ઉપનામ બે રાજવીઓ ધરાવતા હતા (૧) બિન્દુસાર, (૨) સંપ્રતિ બિન્દુસારનુ ઉપનામ અમિત્રકેતુ હતુ અને સંપ્રતિ યાને પ્રિયદર્શિનનુ ઉપનામ અમિત્રઘાત હતુ ઉપર્યુક્ત અમિત્રોચડ્સ શબ્દ 'અમિત્રકેતુ' કરતા 'અમિત્રઘાત' નામ સાથે વધારે બંધબેસતો છે છતા આપણે નિર્ણયને વધારે પાકો બનાવવાને બીજા પ્રમાણો પણ તપાસી જઇએ

આપણે અનેક પ્રમાણોથી પુરવાર કરી ગયા છીએ અને હજી પણ પુરવાર કરીશુ કે સેલ્યુકસ સાથે યુદ્ધ કરનાર રાજવી 'સેન્ડ્રેકોટસ' એ ચન્દ્રગુપ્ત નહિ પણ ચંડાશોક હતો અને ચંડાશોકનો યુવરાજ સંપ્રતિ હતો એટલે દેખીતી રીતેજ અમિત્રોચે્ડ્સ એ સંપ્રતિનું નામ ઠરે છે

યુવરાજના દરબારમા પણ પરદેશી નૃપતિ પોતાનો એલ્ચી મૂકે એનો અર્થ એ કે તે યુવરાજનો દરજ્જો રાજવીના જેટલોજ હોય અને યુવરાજની રાજધાની પણ મુખ્ય પાટનગર કરતા જુદા સ્થળે હોય હવે 'અમિત્રચડ્સ'નો અર્થ બિન્દુસાર કરીએ તો નથી તેને ચંદ્રગુપ્તની હયાતિ દરમિયાન એવુ પદ અર્પણ થયુ કે નથી તેને રાજકર્તા તરીકે અન્ય સ્થળે મોકલવામા આવ્યો જ્યારે સંપ્રતિને તો અશોકે પોતાની હયાતિ દરમિયાન જ ગાદીએ બેસાડી દીધા હતા [गप्रति भूपति भूत् स च जातमात्र एव पितामह दत्तराज्य 'कल्प किरणावली'] એટલે તેના દરબારમાં પરદેશી નૃપતિ પોતાનો એલચી મોકલે તે સર્વથા સુસંગત છે,

તે ઉપરાંત, એથેનસના જણાવ્યા પ્રમાણે (Cor Ins. Ind Asoka by Hultzsch Introduction P. 35) ઉપરોક્ત અમિત્રઘાતે સીરિયન રાજવી એન્ટિયોકસ પહેલા (ઇ સ પૂર્વે ૨૮૦ થી ઇ સ. પૂ ૨૬૧) પર એક પત્ર લખીને તેના પાસે સૂકા અંજીર આદિ મંગાવેલ. [ Dried figs were so eagerly desired by all men that even Amitrochates, the king of the Indians, wrote to Antiochus asking him, says Hegesander, to purchase and send him sweet wine dried figs, and a sophist, and that Antiochus wrote back 'We shall send you dried figs and sweet wine, but it is not lawful in Greece to sell a sophist ]

આપણે ઉપર જોઈ ગયા અને કાળગણનાના પ્રકરણમાં હજી પણ સવિસ્તર પ્રમાણો પૂર્વક પુરવાર કરીશુ તે પ્રમાણે એન્ટીઓકસ પહેલો સંપ્રતિનો સમકાલિક છે સંપ્રતિ–પ્રિયદર્શિન એ પોતાના શિલાલેખમા પણ એ રાજવીનુ પોતાના સમકાલિક નૃપતિ તરીકે સૂચન કર્યું છે [જુઓ મુખ્ય શિલાલેખ તેરમો] વળી મૌર્ય-યુગમા હિંદનો પરદેશી સાથેનો સંબંધ પણ અશોકથી જ અસ્તિત્વમા આવેલ છે આ બધા સંયોગમા, જેના દરબારમા ડીમેકસ એલચી તરીકે મુકાયો તથા જેણે એન્ટિયોકસ પાસેથી અંજીર મંગાવ્યા તે 'અમિત્રોચડ્સ' બિન્દુસાર યાને અમિત્રકેતુ નહિ પણ સંપ્રતિ, યાને પ્રિયદર્શિન યાને અમિત્રઘાત જ લેખાય

(૧૨) ભગવાન મહાવીર પછી અનુક્રમે જૈન શ્રમણસંઘના નાયકપદે જે જે મુનિવરો નિયતા તે યુગ પ્રધાન કહેવાતા.

(૧૩) तेण पुरंतुविनीयो अंध्रा दमिला य आयविया।

निशीथचूर्णि

પોતાનો પ્રભાવ પાથરવા માંડ્યો. એ રીતે તેણે સ્વદેશમાં અને પરદેશમાં કરેલા ધર્મપ્રચારની અમર સ્મૃતિઓ સમા શિલાલેખો અને સ્તંભલેખો આજે પણ હયાત છે. એ લેખોમાં તેના ધર્મપ્રચારનો ઇતિહાસ મળી આવે છે એટલું જ નહિ, પણ તે લેખો સંપ્રતિના ધર્મનું ચોક્કસ સ્વરૂપ સમજવામાં, તેનો સમય ઠેરવવામાં અને તેનું વ્યક્તિત્વ સમજવામાં પણ અતીવ ઉપયોગી થઇ પડે છે.

**શિલાલેખો અને તેનો કોતરાવનાર**

આ શિલાલેખો નથી સીધા[૧૪] સંપ્રતિના નામે કોતરાયા, તેમ નથી સ્પષ્ટ[૧૫] અશોકના નામે કોતરાયા. કોતરાવનાર રાજવીના નામ તરીકે તેમાં તો દેવાનાંપ્રિય પ્રિયદસિ એ બે શબ્દો મળી આવે છે. આજલગીના મોટા ભાગના વિદ્વાનોએ એ શબ્દો અશોકના નામે ચડાવી દીધા છે પણ આપણે અત્યારલગી પુરવાર કરી ગયા અને હજી પણ આ નામોના અન્યત્ર મળી આવતા ઉલ્લેખો, સમકાલિક રાજવીઓનો સમય, ધર્મનું સ્વરૂપ આદિ પ્રમાણોથી પુરવાર કરીશું કે એ નામ સંપ્રતિનું છે અને સઘળા લેખો પણ સંપ્રતિના છે.

બરાબર ગુફાના લેખમાં નૃપતિ દશરથે પોતાને દેવાનાંપ્રિયના પુત્ર અને ઉત્તરાધિકારી તરીકે ઓળખાવેલ છે,[૧૬] અને 'મત્સ્ય પુરાણ' એ દશરથને સંપ્રતિના પુત્ર તરીકે ઓળખાવે છે.[૧૭] આ પરથી સ્પષ્ટ થાય છે કે સાહિત્યકૃતિઓમાં સંપ્રતિના નામે મશહૂર બનેલા રાજવીએ શિલાલેખોમાં પોતાને માટે દેવાનાંપ્રિય અને પ્રિયદર્શિ નામો પસંદ કર્યાં છે.

તેરમા મુખ્ય શિલાલેખમાં પાંચ સમકાલિક યોનપતિઓનાં નામનો ઉલ્લેખ થયો છે [ તેમના સમય અને પરિચય માટે જુઓ 'કાલનિર્ણય'નું પ્રકરણ. ] ને પાંચે સંપ્રતિના સમકાલિક હોવાનું તો મશહૂર સંશોધકો પણ કબૂલ રાખે છે.[૧૮] પરિણામે દેખીતી રીતે જ એ શિલાલેખોનો કોતરાવનાર સંપ્રતિ હોવાનું પુરવાર થાય છે.

કોઇ પણ સ્થળે શિલાલેખોમાં સંપ્રતિના નામનો સ્પષ્ટ ઉલ્લેખ નથી થયો, એટલે કેટલાક તો તેના અસ્તિત્વ વિષે પણ શંકા ધરાવે છે. પણ ખરી વાત એ છે કે શિલાલેખોમાં તો સંપ્રતિ 'દેવાનાંપ્રિય' અથવા 'પ્રિયદસિ,' અથવા તો 'દેવાનાંપ્રિય પ્રિયદર્શિ' ના નામે વ્યક્ત થયેલ છે. સંપ્રતિ એ તો સાહિત્યિક

---

तांहे तेण संपइणा उज्जेणीआई काउं दक्खिणावहो सव्वो तत्थ ठिण्ण वि अज्जावितो ।    कल्प चूर्णि

(૧૪) શિલાલેખોમાં સંપ્રતિના નામનો સીધો ઉલ્લેખ નથી થયો. પણ સર્વે શિલાલેખોમાં જ્યાં જ્યાં કંઇ સારા કામનો ઉલ્લેખ થયો હોય ત્યાં संप्रतिप्रति અને ખરાબ કામનો ઉલ્લેખ થયો હોય ત્યાં असंप्रतिप्रति શબ્દ વપરાયા છે [ देवानंप्रियस प्रियदसिनो राजो धंमानुसस्टिया अनारंभो प्राणानं अविहीसा भूतानं ञातिनं **संपटिपती** ब्रह्मणसमणानं **संपटिपती** मातरि पितरि सुसुसा थैरसुसुसा ॥ अतिक्रातं अंतरं बहूनि वाससतानि वढितो एव प्राणारंभो विहिंसा च भूतानं ञातीसु **असंप्रतिपती** ब्राह्मणस्रमणानं **असंप्रतिपती** ] તે ખાસ સૂચક છે. [ વિશેષ માટે જુઓ મુખ્ય શિલાલેખો ]

(૧૫) 'મસ્કી'ના શિલાલેખમાં અશોક નામનો ઉલ્લેખ થયો છે. પણ તે ઊલટું શિલાલેખોનો કોતરાવનાર અશોક કરતાં કોઇક બીજો જ રાજવી છે એ મંતવ્યને પુષ્ટી આપે છે. કેમકે ત્યાં અશોક શબ્દ 'અશોકની અનુમતિથી મેં' આમ કર્યું' એવા આશયમાં વપરાયો છે. ( વિશેષ માટે જુઓ 'મસ્કી'નો મૂળ શિલાલેખ અને તેનો અનુવાદ )

(૧૬) वहियका कुभा दपलथेन देवानंपियेना आनंतलियं अभिषितेना......

(૧૭) षट्त्रिंशत्तु समा राजा भविताऽशोक एव च।
सप्ततिर्दश वर्षाणि तस्य नप्ता भविष्यति ॥ २३ ॥
राजा दशरथोऽष्टौ तु तस्य पुत्रो भविष्यति ।

—मत्स्यपुराण अ. २७२ ।

(૧૮) Samprati who was contemporary with the five yona kings, of the then divided Greek Empire.    P. C. Mukharji

Indian Antiquary Vol. XXXII, P. 233

અને ધાર્મિક નામ છે બીજી બાજુ પ્રિયદર્શિ એ અશોકનું નામ ન હોવાનો સબળ પુરાવો એ છે કે જ્યાં સ્પષ્ટ રીતે અશોકનું જ સૂચન કરવાનું છે ત્યાં ' પ્રિયદર્શિ ' શબ્દ ન વાપરતાં અશોક શબ્દ વાપર્યો છે. રુદ્રદામાના સુદર્શન તળાવની પ્રશસ્તિના લેખમાં અશોકને માટે સ્પષ્ટ રીતે મૌર્ય અશોક શબ્દ વપરાયલ છે એ જ રીતે ' મસ્કી ' ના લેખમાં પણ પ્રિયદર્શિના પુરોનામી અને મુખ્યનામી નૃપતિ તરીકે પણ અશોક શબ્દનો જ ઉલ્લેખ થયેલ છે

શિલાલેખો અને સ્થંભલેખો બૌદ્ધધર્મી અશોકના હોવા સબંધમાં કેટલાક વિદ્વાનો મુખ્ય દલીલ એ રજૂ કરે છે કે ઉક્ત લેખોમાં બૌદ્ધ ધર્મની છાયા છે અને અશોકે શિલાસ્થંભો કોતરાવ્યા સબંધમાં બૌદ્ધ સાહિત્યમાં ઉલ્લેખો મળી આવે છે, જ્યારે સંપ્રતિએ એવા શિલાલેખો કોતરાવ્યા સબંધમાં જૈન સાહિત્યમાં કશો નિર્દેશ નથી, પણ આ શંકાઓ નિરર્થક અશોકની વિરુદ્ધમાં જાય છે

**શિલાલેખો બૌદ્ધ ધર્મના કે અશોકના નથી**

ભારતીય દર્શનશાસ્ત્રોના સંખ્યાબંધ પ્રખર અભ્યાસીઓ સ્પષ્ટ જણાવે છે કે ઉક્ત શિલાલેખોમાં કોઈપણ ચોક્કસ ધર્મની છાયા નથી પણ તેમાં સર્વસામાન્ય ધર્મ આલેખાયેલ છે[१९] બીજી બાજુ બૌદ્ધ સાહિત્યમાં જે ઉલ્લેખ મળે છે તે અશોકે ૮૪૦૦૦ સ્થંભ ઊભા કરાવ્યા સબંધીનો છે નહિ કે તેણે શિલાલેખો કે સ્થંભલેખો કોતરાવ્યા અંગેનો અને રૂપનાથના લેખમાં પ્રિયદર્શિન જણાવે છે કે—'આ લેખો જ્યાં જ્યાં પર્વતો હોય ત્યાં ત્યાં અને અહિં નજીકમાં કે દૂર જ્યાં જ્યાં શિલાસ્થંભો ઊભા હોય ત્યાં ત્યાં સર્વત્ર કોતરાવ્યા ' તે પરથી સ્પષ્ટ થાય છે કે પ્રિયદર્શિનના પુરોગામી નૃપતિએ પણ શિલાસ્થંભો ઊભા કરાવ્યા હશે. અને અશોક સિવાયના બીજા કોઈ રાજાએ તો એવા સ્થંભો ઊભા કરાવ્યાનો ઉલ્લેખ મળતો નથી એટલે સ્પષ્ટ થાય છે કે પ્રિયદર્શિન અશોકની પછીનો રાજવી હતો

જૈન સાહિત્યમાં સંપ્રતિના પ્રિયદર્શિન નામનો કે તેણે શિલાલેખો કોતરાવ્યાનો નિર્દેશ નથી તે જૈન સાહિત્યની લાક્ષણિક શૈલિને આભારી છે. જૈન સાહિત્ય મોટે ભાગે સાધુઓને હાથે રચાયું હતું. અને જૈન સાધુઓએ એવી પ્રથા સ્વીકારી હતી કે કોઈ પણ વ્યક્તિનું ચરિત્ર લખતાં તેણે ધર્મના કે મુક્તિના આશયથી જે કાર્યો કર્યાં હોય તેની નોંધ રાખવી, પણ તેણે કીર્તિના કે સાંસારિક ફરજ બજાવવાના આશયથી જે કાર્યો કર્યાં હોય તેની ઉપેક્ષા કરવી પરિણામે તેમણે કોઈ પણ વિશિષ્ટ જૈન વ્યક્તિએ કે નૃપતિએ કેટલાં મંદિર કે કેટલા ઉપાશ્રય બંધાવરાવ્યા, કેવા સંઘ કાઢ્યા અને કઈ રીતે યાત્રા કરી, સાધુઓને કેવું દાન આપ્યું, ધર્મનો કેવો પ્રચાર કર્યો, કેવી અને કેટલી મૂર્તિઓ ભરાવી, કેવા વ્રત પાળ્યા વગેરે દર્શાવ્યું છે પણ તેણે કેટલા રાજ્યમહેલો બંધાવ્યા, કેટલા કુવા-તળાવ-ધર્મશાળાઓ બંધાવરાવ્યા, કેવા લેખો લખાવ્યા આદિ પ્રત્યે ઉપેક્ષા સેવી છે આ ધોરણ કેવળ પ્રિયદર્શિનના વિષયમાંજ નહિ, પરંતુ શ્રેણિક, વિમળશાહ, કુમારપાળ વગેરેના સબંધમાં પણ અચળ રહ્યું છે અને પ્રિયદર્શિન

(१९) ફ્લીટ (જ રો એ સ ૧૯૦૮, પૃ. ૪૯૧ ૪૯૨), રહીસ (બુદ્ધ ઇ પૃ. ૫૯-૬૦); વીન્સન (જ રો એ સો ૧૯૦૮, પૃ ૨૩૮); હ્યુમ્સ (જ રો એ સો પુ ૬ પૃ. ૧૮૧); ભાંડારકર (અશોક પૃ. ૮૧); મેકફેલ (હ અન બો પૃ. ૨૧૪); કર્ન (મેન્યુઅલ બો પૃ ૧૧૨); સ્મીથ (ઇ એ પુ ૨૦ પૃ ૨૬૦); ફુહરર (મો. આર્કી. અ ઇ પૃ ૪૮); પ્રો. રાધાકુમુદ મુકરજી (અશોક પૃ. ૧૦૮) આદિ વિદ્વાનો એમ માને છે કે શિલાલેખો પર બૌદ્ધ ધર્મની છાયા નથી, અને વધુમાં ટેવ, એચ હેરસ તો આગળ વધીને એમ કહે છે કે, 'એ શિલાલેખોમાં સામાન્ય રાજધર્મનું જ આલેખન થયું છે, અને અહિંસાના વિષયમાં તો તેના પર જૈન ધર્મનો વધારે પ્રભાવ જણાય છે' (જ બોમ્બે એસ પુ. ૧૭ પૃ. ૨૭૧) જ્યારે શ્રી પી. સી. મુકરજી તો ઉક્ત શિલાલેખો સ્પષ્ટ રીતે સંપ્રતિના હોવાનું જ જણાવે છે (ઇ એ પુ ૩૨, પૃ. ૨૩૩)

એ બૌદ્ધ નામ ( અશોક સમ્રાટ પોતે બૌદ્ધ ધર્માનુયાયી હતો તે સમર્થનું ) હોઇને જૈન સાહિત્યે પોતાની લાક્ષણિક શૈલી અનુસાર 'સંપ્રતિ' નામ વાપર્યાં અંગેનો ખુલાસો અગાઉ આવી ગયો છે.

**શિલાલેખોની જૈન દૃષ્ટિએ સુસંગતિ અને બૌધ દૃષ્ટિએ અસંગતિ**

શિલાલેખો એ વિશિષ્ટ ધર્મકાર્ય ન હોઇને જૈન સાહિત્યમાં તેનો ઉલ્લેખ નથી થયો પણ શિલાલેખોમાં પ્રિયદર્શિને પોતાનાં જે જે ધર્મ કાર્યોનો નિર્દેશ કર્યો છે તે જૈન સાહિત્યમાંના સંપ્રતિએ કરેલા ધાર્મિક કાર્યોના નિર્દેશ સાથે પૂર્ણતઃ મળી રહે છે, જ્યારે અશોકનાં ધર્મકાર્યો અંગેના બૌધ્ધ સાહિત્યમાંના નિર્દેશ સાથે તે જરા પણ મેળ ખાતા નથી.

'પરિશિષ્ટ પર્વ' આદિ જૈન ગ્રન્થોમાં જણાવાયું છે કે–'ગાદીએ બેઠા પછી તરતમાં સંપ્રતિ ફરતો ફરતો અવંતી જઇ પહોંચ્યો. ત્યાં રથયાત્રાના વરઘોડામાં આર્ય મહાગિરિ અને આર્યસુહસ્તીને નિહાળી તેને પોતાના કંગાળ પૂર્વજન્મનું જ્ઞાન થયું. તે તરત ઉકત બંને મુનિવરોના પગમાં પડયો અને તે શ્રાવક બન્યો. શ્રાવક બન્યા પછી થોડાજ સમયમાં તેણે અનાર્ય દેશોમાં પણ સાધુઓના વિહારની સગવડતા કરી.'

આ વિધાન 'રૂપનાથ'–'સહસ્રામ' વગેરે લેખો સાથે પૂર્ણતઃ મળતું આવે છે. તે લેખોમાં જણાવાયું છે કે–'અઢી વર્ષ લગી પ્રિયદર્શિન સામાન્ય શ્રાવક અથવા ઊપાસક રહ્યો. અને ત્રીજા વર્ષે તેણે જંબૂદ્વીપની જે અનાર્ય પ્રજાઓ સાધુ (દેવો) ઓનાં દર્શન પણ નહોતાં કર્યા તેને તેણે સાધુઓનો સંસર્ગ કરાવ્યો.' [વિશેષ માટે જુઓ 'રૂપનાથ' નો શિલાલેખ]. પોતાના રાજ્યાભિષેકના બારમા વર્ષે લખાવાયેલા મુખ્ય શિલાલેખોમાં પણ તે પોતાના પરદેશોમાંના ધર્મપ્રચારનો ઉલ્લેખ કરે છે.

બીજી બાજુ બૌધ્ધ સાહિત્ય તો સ્પષ્ટ જણાવે છે કે અશોકે પોતાના રાજ્યાભિષેકના ચોથા વર્ષે બૌધ્ધ ધર્મ સ્વીકાર્યો અને રાજ્યાભિષેકના અઢારમા વર્ષે–ત્રીજી બૌધ્ધ પરિષદની પૂર્ણાહુતિ પછી–થેર મોગલીપુત્રની સૂચનાનુસાર પરપ્રદેશોમાં ધર્મપ્રચારાર્થે બૌધ્ધ થેરાઓ મોકલ્યા. (મહાવંશ, અ. ૫)

બીજા અને તેરમા મુખ્ય શિલાલેખમાં પ્રિયદર્શિને પોતે કયા કયા પ્રદેશોમાં ધર્મનો પ્રચાર કર્યો હતો તે સૂચવતાં ગાંધાર (અફઘાનીસ્તાન), ઇજીપ્ત, સીરિયા, મેસીડોનિયા, શીરીન, એપીરસ વગેરે પશ્ચિમના અને ચોલ, પાંડ્ય, સતિયપુત્ર, કેરલપુત્ર, લંકા વગેરે દક્ષિણના દેશોનો નિર્દેશ કર્યો છે. પશ્ચિમ અને દક્ષિણના આ બધા પ્રદેશોમાંથી જૈનધર્મના પ્રાચીન અવશેષો મળી આવે છે, અને તે તે પ્રદેશોમાં તે સમયે ઘડાયલ તત્ત્વજ્ઞાન પર પણ જૈનધર્મની[૨૦] અસર છે; જ્યારે એ પ્રદેશોમાંની એક લંકાને બાદ કરતાં બીજા કોઈ પણ સ્થળે બૌદ્ધ ધર્મને સ્થાન નથી મળ્યું.[૨૧] બીજી બાજુ અશોકના સમયમાં ઉત્તરના ચીન, સિયામ, તિબેટ, સુનાન વગેરે અને પૂર્વના જાવા,

---

(૨૦) The Egyptian and Greek philosophy do betray Jain influence. [ Confluence of opposites ] Ancient Greek found the sramanas, who should be Jains, traversing the countries of Euthopia and Abyssinia [Asiatic Researches Vol. III, p. 6.] The Greek philosopher Pyrrho studied near the Jain sramans and preached his doctrine in Greece [ Historical Gleanings p. 42 ]. A naked sramanacharya ( Jain preacher ) went to Greece as his samadhi spot was found marked at Athens [ I. H. Q. Vol. II, p. 293 ]. The ruling monarch of Ceylon built a vihar and a monastery for Nirgranthas in 3rd century B. C. [On the Indian sect of Jains p. 15 ].

(૨૧) No Buddhist records are kept in the history of Egypt, Mecedonia, Corynth and Cyrene, which countries were supposed to be converted to Buddhism by the zeal of Asoka [ J. M. S. XVII, p. 272 ]

અને તે પણ જૈન હોવાનો સંભવ છે. કેમકે આજીવિક મતનો સ્થાપક ગોશાલો એક સમયે ભગવાન મહાવીરનો ભક્ત હતો એટલું જ નહિ, પણ તેણે મરતી વખતે પણ ભગવાન મહાવીરની ક્ષમા માગી લીધી હતી, એટલે જૈનો આજીવિકો પ્રત્યે સદ્‌ભાવ રાખતા હતા. અને ઉપર આપણે જોતા ને પુરવાર કરતા આવ્યા છીએ કે 'પ્રિયદર્શિન' એ જૈન નૃપતિ સંપ્રતિનું બીજું નામ છે. આ વિધાન પણ તેને ટેકારૂપજ નીવડે છે.

પાંચમા સ્થંભલેખમાં પ્રિયદર્શિને કયા કયા દિવસોએ અમુક પાપો ન કરવાં તેનું સૂચન કરતાં અષ્ટમી અને ચતુર્દશીને માટે 'अनुपोसथ' શબ્દ વાપરેલ છે. બૌધ્ધ સાહિત્યમાં પર્વને માટે ઉપાસથ શબ્દ મળી આવે છે, પણ તે પોષથ ને મળતો નથી, તેમજ તે કોઇ ખાસ વિશિષ્ટ તિથિનું પણ સૂચન નથી કરતો. જ્યારે જૈનોમાં ભગવાન આદીશ્વરના પૌત્ર સૂર્યયશાના સમયથી અષ્ટમી અને ચતુર્દશી બંને તિથિ પૌષધ (पोषथ)-દિન તરીકે જાણીતી છે. (વિશેષ માટે જુઓ પાંચમો સ્થંભલેખ)

બીજા મુખ્ય શિલાલેખમાં જણાવ્યા પ્રમાણે પ્રિયદર્શિને ઠેર ઠેર પશુઓનાં દવાખાનાં–પાંજરાપોળોના વ્યવસ્થા કરી હતી. આ કાર્ય બૌદ્ધ કરતાં જૈન ધર્માનુયાયીને વધારે બંધ બેસતું છે.

બ્રહ્મગિરિનું શાસન પ્રિયદર્શિને પોતાની યાત્રા દરમિયાન સુવર્ણગિરિથી બહાર પાડેલું છે. આ સુવર્ણગિરિને બૌદ્ધ ધર્મ સાથે તલપૂર સંબંધ નથી, જ્યારે જૈનોનું તે એક પવિત્ર તીર્થધામ છે. ( જુઓ 'બ્રહ્મગિરિ' નો શિલાલેખ )

મી. રામપ્રસાદ ચંદ પણ માને છે[૨૮] કે જે સ્થંભો ઉપર ઋષભ, હાથી, સિંહ, ગરૂડ, વગેરે ચિન્હો છે. તે કોઈપણ સંયોગોમાં અશોકના ન હોઇ શકે. કેમકે એ ચિન્હો કોઈપણ સંયોગોમાં બૌધ્ધ ધર્મનાં સૂચક બનતાં નથી. જ્યારે બીજી બાજુ જૈન દૃષ્ટિએ તે તીર્થકરોનાં લંછન હોઇને સંપૂર્ણતઃ જૈનત્વના પ્રતીક છે. એટલે જૈન નૃપતિ સંપ્રતિ દ્વારા તેમનું આરોપણ સર્વથા સુસંગત છે.

અશોકના કુટુંબનું અને તેનાં કાર્યોનું બૌદ્ધ પુસ્તકો વિગતવાર વર્ણન કરે છે; તે કાયદેસર યુવરાજ ન છતાં જોરતલબીથી અને ભાઇઓની કતલ કરીને સિંહાસનનો સ્વામી બની બેઠો; પૂર્વાવસ્થામાં તેણે ખૂબ જ ઉગ્રતા દર્શાવી. પદ્માવતી, અસંધિમિત્રા, તિષ્યરક્ષિતા વગેરે તેની મુખ્ય રાણીઓ હતી અને મહેન્દ્ર ને કુણાલ તેના નામાંકિત રાજકુમાર હતા. તેના પુત્ર મહેન્દ્ર અને પુત્રી સંઘમિત્રાએ બૌદ્ધ ધર્મની દીક્ષા લીધી અને બંનેએ લંકા જઇ ત્યાં બૌધ્ધ ધર્મ ફેલાવ્યો. તેના યુવરાજ પુત્ર કુણાલે સાવકીમાતાના દ્વેષને પરિણામે આંખો ગુમાવી. તે પછી કુણાલને સંપ્રતિ નામે પુત્ર થયો અને તેને અશોકે યુવરાજ બનાવ્યો. રાજ્યાભિષેકના અઢારમા વર્ષે અશોકે ત્રીજી બૌધ્ધ પરિષદ ભરી અને તેમાં બૌધ્ધ ભિક્ષુકસંઘમાં શુધ્ધિ જાળવવા માટે કડક વ્યવસ્થા કરવામાં આવી. અને બૌધ્ધ ધર્મના પ્રચાર માટે ઠેરઠેર બૌધ્ધ ભિક્ષુકો રવાના કરવામાં આવ્યા. તે જ વર્ષમાં દેવાનાંપ્રિય તિસ્સ લંકાના સિંહાસને બેઠો અને અશોકે ત્યાં બોધિવૃક્ષની ડાળ મોકલાવી.

આમાંનો એક પણ પ્રસંગ પ્રિયદર્શિનના શિલાલેખો સાથે સુસંગત નથી. શિલાલેખોમાં પ્રિયદર્શિન પોતાની રાણી ' ચારુવાકી ' અને રાજકુમાર ' તિવર ' ના નામનો નિર્દેશ કરે છે. અગાધ બૌદ્ધ સાહિત્યનો ઘણોખરો ભાગ અશોકના જીવનથી જ ભરેલો છે, પણ તેમાં ઉપરનાં નામ કયાંય પણ મળતાં નથી. જ્યારે જૈન સાહિત્યમાં સંપ્રતિ અંગે જે ટૂંકી પણ નોંધો થયેલી છે–ગાદીએ આવ્યા પછી તરતમાં તે શ્રાવક બન્યો; અનાર્ય દેશોમાં પણ સાધુઓના વિહારની વ્યવસ્થા કરીને તેણે ત્યાં ધર્મનો પ્રચાર કર્યો; દક્ષિણે તે ભયાનક આક્રમણ લઇ ગયો; તેણે સંઘ–યાત્રા કાઢી, દાનશાળાઓ સ્થાપી હતી, પ્રજાને ધર્મ પ્રત્યે આસક્ત કરી હતી. રાજાઓ ઉપર જીત મેળવી તેમને પુનઃ તેમના સ્થાને જ સ્થાપન કરી પોતે ઉપદેશેલ ધર્મ પ્રજામાં ફેલાવવાની આજ્ઞા કરતો–ઈ. ઈ. હકીકત સાથે શિલાલેખો પૂર્ણપણે મળતા આવે છે. જૈન સાહિત્યમાં સંપ્રતિના કુટુંબ અંગે કંઇ લખાયું નથી. નહિતર તેમાંથી તિવર અને ચારુવાકીનાં નામ જરૂર મળી આવત.

---

(૨૮) The civilization of the East, P. 88.

લૌરિય–અરરાજ, લૌરિય–નંદનગઢ અને રામપૂર્વા એ ત્રણ સ્થંભો ઉત્તર બિહારમાં–ચંપારણ્યમાં આવેલા છે. તેમાંનો પ્રથમ સ્થંભ કેસરિયાથી વીશ માઇલ ઉત્તર–પશ્ચિમે લૌરિય નામના ગામે અને અરરાજ નામના શિવ–મંદિરની નજીકમાં આવેલો છે ને તે સ્થંભ પર વીન્સેન્ટ સ્મીથના જણાવ્યા પ્રમાણે, ગરૂડાકૃતિ હતી. બીજો સ્થંભ લૌરિય ગામ અને નંદનગઢ નામના જીર્ણશીર્ણ કિલ્લાની નજીકમાં આવેલો છે અને તેના પર સિંહની આકૃતિ છે. ત્રીજો સ્થંભ બેટિયાથી સાડા બત્રીશ માઇલ ઉત્તરે રામપૂર્વા ગામમાં આવેલો છે અને તેના પર સિંહની આકૃતિ છે. અલ્હાબાદ કૌશાંબીનો સ્થંભલેખ મૂળ કૌશાંબીમાં કોતરાયલ, પણ ઘણું કરીને અકબર-બાદશાહ, ફીરોઝશાહની જેમ એ સ્થંભ અલ્હાબાદ ખેંચી ગયો અને આજે તે અલ્હાબાદના કિલ્લામાં ઊભેલો છે.[30] આ સ્થંભ ઉપર મુખ્ય સ્થંભલેખો ઉપરાંત 'દેવી–શાસન' અને 'કૌશાંબી શાસન'ના નામે જાણીતા બનેલા બે ગૌણ સ્થંભલેખો પણ કોતરાયલા છે. સાંચી સ્થંભ–લેખ મધ્ય હિંદમાં, ભોપાલ રાજ્યમાં આવેલો છે ને તેના પર ચારે કોર સિંહની આકૃતિઓ છે. સારનાથનો સ્થંભલેખ બનારસની ૩½ માઇલ ઉત્તરે મળી આવેલ છે અને તે સ્થંભ ઉપર પણ ચારે કોર

---

'ઠઠ્ઠાના આક્રમણમાંથી પરવાર્યા પછી સુલતાન ફીરોઝ દિલ્હીની પડોશમાં વારંવાર આવજા કરતો, તે પ્રસંગે તે પ્રદેશમાં તેણે અજાયબી ઉપજાવે એવા બે ભવ્ય સ્થંભો નિહાળ્યા. [પ્રિય-દર્શિનના સ્થંભોની સરેરાશ લંબાઈ ૫૦૦ થી ૬૦૦ તસુ છે અને જાડાઈ ૩૧ તસુની છે.] તેમાંનો પ્રથમ સ્થંભ ડુંગરોની તળેટીમાં આવેલા સધૌરા અને ખીઝરાબાદ પ્રાંતમાંના ટોપ્રા ગામમાં હતો અને બીજો સ્થંભ મીરત ગામની નજીકમાં હતો. ફિરોઝશાહે એ બન્ને સ્થંભોને સ્મરણચિન્હો તરીકે સંભાળપૂર્વક દિલ્હી લઇ જવાનો નિશ્ચય કર્યો.

'તે (ટોપ્રાના) પ્રદેશનાં સર્વ પ્રજાજનોને અને રાજ્યની સેનાને તેણે સ્થંભની આસપાસ એકત્ર કર્યાં, અને સુંદર હથિયારો સાથેના અસંખ્ય કારીગરોએ સ્થંભનું ખોદકામ શરૂ કર્યું. ફીરોઝશાહે સેંબલ (રેશમના જેવું મુલાયમ રૂ)ની ગાંસડીઓ મંગાવીને તેમાંનું રૂ સ્થંભની ચારે કોર ઢગલાબંધ પાથરી દીધું. સ્થંભ જમીન પર ઢળી ગયા પછી ધીમે ધીમે રૂની પથારી ખેંચી લેવામાં આવી. સ્થંભના પાયાની તપાસ કરતાં તળિયેથી એક ભવ્ય ચોરસ પત્થર મળી આવ્યો.

'પછી તે સ્થંભને નુકશાન ન થાય એ આશયથી તેની આસપાસ રેડાં અને કાચાં ચામડાં વીંટાળી દેવામાં આવ્યાં. સ્થંભને અનેક દોરડાં બાંધવામાં આવ્યાં ને ભારે જહેમતના પરિણામે તે સ્થંભ ૪૨ પૈડાંની ગાડીમાં ગોઠવાયો. ગાડીના દરેક પૈડાને એકેક મજબૂત દોરડું બાંધવામાં આવ્યું અને એકેક દોરડે વીશ વીશ માણસ—એ પ્રમાણે ૮૪૦૦ માણસોથી ખેંચાતી તે ગાડી યમુના—કિનારે પહોંચી. ત્યાં સુલતાન સ્થંભના નિરીક્ષણે આવ્યો. બેથી સાત હજાર મણ વજન ખેંચતાં સંખ્યાબંધ વહાણોને એકત્ર કરવામાં આવ્યાં. ઉક્ત સ્થંભને તે વહાણો પર ચાલાકીથી સુવાડી દેવામાં આવ્યો, ત્યાંથી તે કાળજીપૂર્વક ફીરોઝાબાદ ને કુશ્કમાં લઇ જવાયો. ઠેરઠેર તે સ્થંભનો અદ્‌ભુત સત્કાર થયો. સુલતાનના કાબેલ સ્થપતિઓએ એકેક પગથિયું ચણીને સ્થંભને આવશ્યક ઊંચાઇએ પહોંચાડયો. પછી અનેક પ્રકારની યુક્તિઓથી તેને ધીમે ધીમે ઊભો કરવામાં આવ્યો. પછી તળિયાના ભવ્ય ચોરસ પત્થરને નીચે ગોઠવી દેવામાં આવ્યો.'

(૩૦) આ સ્થંભ પર પ્રિયદર્શીના છ મુખ્ય સ્થંભલેખો ઉપરાંત તેના ગૌણ સ્થંભલેખોમાંથી 'દેવી–શાસન' અને 'કૌશાંબી–શાસન' પણ કોતરાયલ છે તથા પાછળથી તે સ્થંભ પર સમ્રાટ સમુદ્રગુપ્ત, બીરબલ વગેરેના લેખો પણ કોતરાયલા મળી આવે છે.

કેટલાક વિદ્વાનો આ સ્થંભને અકબર કૌશાંબીથી અલ્હાબાદ ખેંચી ગયો એમ માને છે તો કેટલાક વળી અકબરને બદલે સમ્રાટ સમુદ્રગુપ્ત, ફીરોઝશાહ કે જહાંગીરનું નામ સૂચવે છે. છેલ્લે રા. સા. સી. એસ. કૃષ્ણસ્વામી ને અમલાનંદ ઘોષ તે વિવિધ મંતવ્યો પર એક વિસ્તૃત ચર્ચાત્મક લેખ લખી ( The Journal of the Royal Asiatic Society. Oct. 1935 ) એવો મત દર્શાવે છે કે પ્રિયદર્શિને જાતેજ આ સ્થંભ અલ્હાબાદમાં ઊભો કરાવરાવેલ હોવો જોઇએ. ને એમ દર્શાવીને તેઓ આ સ્થંભને 'અલ્હાબાદ–કૌશાંબી' સ્થંભને બદલે કેવળ 'અલ્હાબાદ–સ્થંભ'ના નામે ઓળખાવે છે.

આ સ્થંભ ઊપર મૂળ સિંહાકૃતિ હતી એવી દંતકથાના આધારે ઇ. સ. ૧૮૩૮ માં કેપ્ટન સ્મીથ નામે એન્જીનિયરને તે સ્થંભ ઊપર બીજા સ્થંભો અનુસાર નવી આકૃતિ બનાવવાનું કામ સોંપ્યું. પણ તે કામ, જનરલ કનીંગહામના શબ્દોમાં જ 'સોનાની થાળીમાં લોખંડની મેખ' જેવું થયું છે.

સિંહાકૃતિઓ છે રૂમ્મિનદેઇ[31] અને નિગ્લીવ બન્ને સ્તંભલેખો નેપાળની તરાઈમાં આવેલા છે. તેમાંનો પ્રથમ ભગવાનપુરની બે માઈલ ઉત્તરે છે અને બીજો નીગલી સાગર નામે સરોવરને કાંઠે આવેલો છે. ત્રણ ગુફા લેખો ગયાની નજીકમાં બરાબર ટેકરીની ગુફાઓમાં કોતરાયલા છે.

આ રીતે ગિરનાર, કાલ્સી, શાહબાઝગઢી, મન્શેરા, સોપારા, ધૌલી, અને જૌગડા, એમ સાત સ્થળે મળીને ચૌદ મુખ્ય શિલાલેખો (Major Rock-Edicts) મળી આવે છે [ તેમાંથી ધૌલી અને જૌગડા એમ બે સ્થળે નં. ૧૧ ૧૨ ને ૧૩ એ ત્રણ શાસનોને રદ કરીને તેને સ્થળે બે "નવાજ શાસનો કોતરાયા છે તે બે ભિન્ન શાસનો (Separate Rock Edicts) ઉમેરતા કુલ સોળ શિલાલેખ ], રૂપનાથ, સહસ્રામ, વૈરાટ, કલકત્તા–વૈરાટ, મસ્કી, બ્રહ્મગિરિ, સિદ્ધાપુર, અને જટીંગ રામેશ્વર–એમ આઠ સ્થળે ગૌણ ચાર વિવિધ શિલાલેખ [રૂપનાથ, સહસ્રામ ને વૈરાટના લેખો લગભગ સરખા છે, તેમજ બ્રહ્મગિરિ, સિદ્ધાપુરને જટીંગ–રામેશ્વરના લેખો પણ સરખા છે] મળી આવે છે, દિલ્હી–તોપ્રા, દિલ્હી–મીરત, લૌરિય–અરરાજ, લૌરિય–નન્દનગઢ, રામપૂર્વા અને અલ્હાબાદ–કૌશામ્બી એ નામથી જાણીતા બનેલા ૭ સ્તંભો ઉપર સાત મુખ્ય સ્તંભલેખો કોતરાયલા મળે છે, રેતી–રાણી–શાસન, કૌશામ્બી–શાસન, સાંચી, સારનાથ, રૂમ્મિનદેઇ ને નિગ્લીવ એ નામે જાણીતા થયેલા ૭ ગૌણ સ્તંભલેખો માંના પ્રથમ બે અલ્હાબાદ–કૌશામ્બીના મુખ્ય સ્તંભ ઉપર કોતરાયલા છે અને ત્રણ ગુફાલેખો બરાબર ગિરિની ગુફાઓમાં કોતરાયલા છે. આ રીતે ૨૮ સ્થળે થઈ[32] વિવિધ પ્રકારના ૩૬ લેખો મળી આવે છે.

આ રીતે શિલાલેખો જ્યાં જ્યાં કોતરાયા છે તેના સ્થાન પરથી તેમ જ બીજા (પૃ ૫૬), પાંચમા (પૃ. ૬૯) અને તેરમા (પૃ. ૧૦૧) શાસનમાં થયેલા નિર્દેશ પરથી આપણે પ્રિયદર્શીના સામ્રાજ્યની સરહદો નીચે પ્રમાણે આંકી શકીએ છીએ.

ઉત્તર–પશ્ચિમે તેના સામ્રાજ્યની સરહદ યોન, કમ્બોજ, અને ગાંધાર લગી લબાયલી છે જ્યારે તેણે ધર્મવિજય તો ઠેઠ સીરિયા, મેસીડોનિયા, ઇજીપ્ત, ઇપીરસ, સાઇરીન, અને ગ્રીસ પર્યન્ત મેળવ્યો હતો. દક્ષિણ–પશ્ચિમે તેની સરહદો રીષ્ટીક–પેતેણિક [ ઓળખ માટે જુઓ–પાંચમા શાસનની ટી ન ૯ પૃ ૭૦] લગી હતી. દક્ષિણે તેની સરહદ ચોલ, પાંડ્ય, સતિયપુત્ર અને કેરલપુત્રથી આગળ વધીને ઠેઠ તામ્રપર્ણી (લંકા) પર્યન્ત પહોચતી હતી ઉત્તરે હિમાલયની પણ પેલે પાર નાભિકપુર (પૃ ૧૦૭ ટી. નં. ૩૦) લગી અને પૂર્વે મહાસાગર લગી તેનું સામ્રાજ્ય વિસ્તરેલું હતુ

અશોકનું સામ્રાજ્ય આટલો વિસ્તાર પામ્યું જ નહોતું મહાવંશના ૫ મા અધ્યાયના ૨૮૦થી આગળના અને દીપવંશના આઠમા અધ્યાયના ૧થી ૧૧ લગીના શ્લોકોમા જણાવ્યા પ્રમાણે–'અશોકે પોતાના રાજ્યાભિષેકના સત્તરમા વર્ષે, ત્રીજી બૌદ્ધ પરિષદના અંતે કાશ્મીર, ગાંધાર, મહિષમંડળ (મ્હેસુર), વનવાસ,

---

(૩૧) આ સ્તંભ ઉપર પણ મૂળમાં સિંહ અથવા અશ્વની આકૃતિ હોવી જોઈએ એમ જણાય છે.

(૩૨) વિદેશ માં ર સ્તંભો એવા પણ મળી આવેલ છે કે જેના પર લેખ કોતરાયલ નથી, પરંતુ સ્તંભોના ઘડતર પરથી તે પ્રિયદર્શીના જણાય છે અને જાણકારો અનુમાન કરે છે કે પ્રિયદર્શીનાં કોતરાયલ સ્તંભોને સમાંતર હોઈ એ ચારે સ્તંભો પણ પ્રિયદર્શીનાં હોવાનો જ પૂરતો સંભવ છે

તેમાંનો પહેલો સ્તંભ કૌસમ (કૌશામ્બી)માં મળી આવેલો હોઈ તે "કોસામ"ના નામે ઓળખાય છે તેના પરની આકૃતિ મળી આવેલી નથી પણ ઘડતર જોતાં અનુમાન તેના પર સિંહાકૃતિ હોવાનો પૂરતો સંભવ છે બીજો સ્તંભ 'બખરા' (વૈશાલી) નામે જાણીતો થયો છે અને તેના પર સિંહની સુંદર આકૃતિ છે (આ સ્થળે ભગવાન મહાવીરને પ્રથમ ઉપસર્ગ નડયો હતો.) ત્રીજો સ્તંભ 'રામપૂર્વા'નો સિંહાકૃતિવાળા લેખયુક્ત મુખ્ય સ્તંભની નજીકમાં છે અને તેના પર વૃષભની આકૃતિ છે ચોથો સ્તંભ "સંકિસા"માં છે અને તેના પર હાથીની આકૃતિ છે આ ચારે સ્તંભો પર કોઈ લેખ કોતરેલ જણાયો નથી.

અપરાન્તક, યોન, મહારક (મહારાષ્ટ્ર), હિમવન્ત (હિમાલય), સુવર્ણભૂમિ (પેગુ-મુલમીન) ને લંકા વગેરે (પોતાના મહારાજ્યના બહારના) પ્રદેશોમાં પણ બૌદ્ધ ધર્મના પ્રચારને માટે બૌદ્ધ થેરાઓ મોકલ્યા.' આ પરથી આ દેશ-પ્રદેશો અશોકના રાજ્યાભિષેકના સત્તરમા વર્ષે પણ અશોકના સામ્રાજ્યની બહાર હોવાનું પુરવાર થાય છે જ્યારે પ્રિયદર્શી રાજ્યાભિષેકના બારમા વર્ષે કોતરાવેલા લેખમાં પણ પોતાની સામ્રાજ્યની જે હદ આંકે છે તેમાં ઉપરોક્ત દશે પ્રદેશોનો સમાવેશ થઇ જાય છે. એટલે પ્રિયદર્શી એ અશોકનું ઉપનામ હોવાનો કોઇ સંભવ નથી રહેતો.

બીજી બાજુ कल्पचूर्णि, निशीथचूर्णि વગેરે સાતમી સદીના પ્રમાણભૂત પ્રાચીન જૈન ગ્રન્થોમાં અને संप्रतिराजकथा સમા મધ્યકાલીન ગ્રન્થોમાં સંપ્રતિએ રાજ્યાભિષેક પછી તરત જ ઉક્ત પ્રદેશો પર વિજય મેળવેલ હોવા અંગે સ્પષ્ટ નિર્દેશો થયેલા છે (જુઓ પૃ. ૫૨-૭૧-૧૦૭) એટલે શિલાલેખોમાં અંકાયલી સામ્રાજ્યની સરહદો અશોકને નહિ પણ સ્પષ્ટ રીતે સંપ્રતિને લાગુ પડે છે.

**શિલાલેખો અને જૈન દર્શન**

છઠ્ઠા મુખ્ય સ્થંભ-લેખમાં (પૃ. ૧૬૫-૧૬૬) માં પ્રિયદર્શી જણાવે છે કે-' सव पासंडा पि मे पूजिता विविधाय पूजाया ए चु इयं अतना पचूपगमने से मे मोख्यमते [બધા ધર્મોને મેં વિવિધ પૂજાથી પૂજ્યા છે; પરંતુ મારો પોતાનો મુખ્ય મત (ધર્મ) તો એ છે કે જેમાં આત્માનું પ્રતિક્રમણ થઇ શકતું હોય. ] '-પ્રતિક્રમણ એ સ્પષ્ટ રીતે જૈન દર્શનની ક્રિયા છે, એટલું જ નહિ પરંતુ જૈન ધર્મને પ્રતિક્રમણ-ધર્મના નામે પણ ઓળખાવી શકાય છે, જ્યારે જગતનાં બીજાં કોઇ પણ દર્શનોમાં પ્રતિક્રમણને સ્થાન નથી.

ચોથા મુખ્ય શિલાલેખ (પૃ. ૬૩) માં પ્રિયદર્શી જણાવે છે કે પોતે ધર્મવિકાસને માટે પ્રજાને હાથી, વિમાન, અગ્નિસ્કંધ વગેરેનાં દર્શન કરાવવાની પ્રવૃત્તિ હાથ ધરી છે. આ વસ્તુઓને બૌદ્ધ ધર્મ સાથે કંઇ સંબંધ નથી. જ્યારે જૈન દર્શનનું તે એક વિશિષ્ટ સ્વરૂપ છે. તીર્થંકરના ગર્ભપ્રવેશ સમયે તીર્થંકરની માતા હાથી, સિંહ, વિમાન, અગ્નિસ્કંધ આદિ ચૌદ સ્વપ્નો નિહાળે છે. એ ચૌદે સ્વપ્નોને ચાંદીનાં બનાવીને તે આજે પણ પર્યુષણમાં જૈન ઉપાશ્રયોમાં પ્રજાને બતાવવામાં આવે છે. તેની શરૂઆત ઉપર દર્શાવ્યું છે તે અનુસાર કદાચ પ્રિયદર્શીએ જ કરી હોય.

જ્યાં જ્યાં શિલાલેખો કે સ્થંભલેખો કોતરાયા છે તેમજ સ્થંભો પર જે આકૃતિઓ મૂકવામાં આવી છે તેને બૌધ્ધ દર્શન સાથે કોઇ સંબંધ નથી જ્યારે જૈન દૃષ્ટિએ ઉક્ત સ્થળો કલ્યાણક તીર્થ ભૂમિઓ છે અને આકૃતિઓ તીર્થંકરોનાં લક્ષણ સાથે સંકળાયલી છે. દા.ત. બખરા (વૈશાલી) સ્થંભ. તે વૈશાલીની નજીકમાં ઊભો કરાયલો છે અને તેના પર સિંહની આકૃતિ છે. બૌધ્ધ ધર્મને આ સ્થળ કે આકૃતિ સાથે કંઇ લાગતું વળગતું નથી. જ્યારે ભગવાન મહાવીરનો જન્મ જ્યાં આ સ્થંભ ઊભો કરાયો છે (વૈશાલીની નજીકમાં) તે પ્રદેશમાં (વૈશાલીની નજીકના ક્ષત્રિયકુંડ પરા)માં થયો હતો અને દીક્ષા પછી તેમને ગોવાળિયાનો જે પ્રથમ ઉપસર્ગ નડેલો તે જ્યાં આ સ્થંભ ઊભો છે તે જ સ્થાન પર થયો હતો તેમજ ભગવાન મહાવીરનું લંછન સિંહ હોઇ તે સ્થંભ પર સિંહની આકૃતિ મૂકવામાં આવી છે. એ જ રીતે ભગવાન ઋષભદેવના જીવનપ્રસંગો સાથે સંકળાયલ ભૂમિમાં ઊભા કરાયલ સ્થંભો પર શ્રી ઋષભદેવનું લંછન ઋષભ (બળદ), ભગવાન અજીતનાથના જીવનપ્રસંગો સાથે સંકળાયલ ભૂમિમાં ઊભા કરાયલા સ્થંભો પર શ્રી અજીતનાથનું લંછન હાથી વગેરે કોતરાયલ છે. શિલાલેખો કોતરાવવાનાં સ્થળ પણ એ જ રીતે જૈન દર્શન સાથે સંકળાયલાં છે. (વિશેષ માટે જુઓ પૃ. ૫૧. ટી. નં. ૧ વગેરે).

આઠમા મુખ્ય શિલાલેખ (પૃ. ૮૧)માં તેમજ ગૌણ શિલાલેખો (પૃ. ૧૨૮ વગેરે)માં પ્રિયદર્શી જે ધર્મયાત્રા-સંઘયાત્રાનો નિર્દેશ કરે છે તે પણ જૈન દર્શન સાથે સંકળાયલ છે.

ગૌણ શિલાલેખો (પૃ. ૧૨૮ વગેરે)માં જણાવેલું છે કે-' જંબૂદ્વીપમાં જે દેવો મિશ્ર થયા ન હતા તેમને

મિશ્ર કરવામાં આવ્યા ' એટલે કે- જે અનાર્ય પ્રજા આજ લગી સાધુઓની સાથે મિશ્ર નહોતી બની અથવા તો સાધુઓ જે પ્રજાની સાથે મિશ્ર નહોતા બન્યા ત્યાં પણ મુનિ-વિહારનો પ્રબંધ કરીને પ્રિયદર્શીએ એ બંને વર્ગને મિશ્ર બનાવ્યા ' અથવા ' આજલગી અનાર્ય પ્રજાઓ દેવમંદિરો અને મૂર્તિઓથી અણુજાણુ-અમિશ્રિત હતી પરંતુ પ્રિયદર્શીએ સમસ્ત જંબૂદ્વીપને દેવમંદિરો અને પ્રભુ-પ્રતિમાઓથી અલંકૃત બનાવીને તે ઊણપ દૂર કરી છે આ ક્રિયા જૈન દર્શનના આચાર્યોની સંમતિ લઇને સંપ્રતિએ કરી છે

ગૌણ સ્થંભલેખો ( પૃ ૧૮૭ વગેરે ) માં ભિક્ષુ અને ભિક્ષુણીનો વિશેષ મહત્ત્વના સાધુ-સાધ્વી તરીકે નિર્દેશ થયેલો છે આ વિષયમાં હ્યુએન્સંગનો મત પણ જૈન દર્શનની તરફેણમાં ખેંચાય છે તે કબૂલ રાખે છે કે જૈનોમાં સામાન્ય સાધુઓ ' શ્રમણ ' તરીકે ઓળખાય છે અને વિશિષ્ટ સાધુઓ ' ભિક્ખુ ' તરીકે ઓળખાય છે જ્યારે બૌધ્ધોમાં ભિક્ષુ-ભિક્ષુણી એ શબ્દો સામાન્ય સાધુ-સાધ્વી માટે વપરાયલ છે

છઠ્ઠા અને દશમા મુખ્ય શિલાલેખ (પૃ ૭૫, ૮૯) માં પ્રિયદર્શી પરાક્રમને એક મહત્ત્વનો આચાર ગણાવે છે બૌધ્ધ દર્શનમાં પરાક્રમને સ્થાન નથી જ્યારે જૈન દર્શનાનુસાર પરાક્રમ એ જીવનના પાંચ આચારો-માંનો એક મહત્ત્વનો આચાર છે

બંને ભિન્ન શાસનો ( પૃ ૧૧૫ અને ૧૨૨ ) તેમજ પાંચમો મુખ્ય સ્થંભલેખ ( પૃ ૧૬૦ ) વગેરે સ્થળે પ્રિયદર્શી પુષ્યનક્ષત્રને ખૂબ જ મહત્ત્વ આપે છે બૌદ્ધ દર્શન તેનો કંઈ જ ઉકેલ આપી શકે તેમ નથી જ્યારે જૈન ધર્મમાં તીર્થંકરોના વધુમાં વધુ કલ્યાણકો જે તિથિએ થયા છે તે તિથિ-પોષ દશમ આજે પણ ખૂબ જ મહત્ત્વનું પર્વ ગણાય છે એ તિથિ તિષ્ય નક્ષત્રની સૂચક છે

લગભગ દરેક શિલાલેખમાં પ્રિયદર્શી આલોક અને પરલોક બંનેને સરખું મહત્ત્વ આપે છે. આ વિચારશ્રેણી જૈન દર્શનને આભારી છે

કલકત્તા-વિરાટના શિલાલેખ ( પૃ ૧૩૯ ) માં તે બૌદ્ધ સંઘને દૂરથી જે શુભેચ્છાનો સંદેશો મોકલાવે છે તેનું સ્વરૂપ કોઈ પણ સંયોગોમાં પ્રિયદર્શિના બૌધ્ધત્વને માન્ય નથી રાખતું, કેમકે કોઈ પરધર્મી રાજા અન્ય ધર્મની પરિષદને જે સલાહ-સૂચનો-સંદેશ મોકલાવે એવી જ ભાષામાં તે ઘડાયેલો છે ( વિશેષ માટે જુઓ પૃ ૧૩૯ )

ત્રીજા મુખ્ય સ્થંભલેખ ( પૃ ૧૪૯ ) માં પ્રિયદર્શી પાપ અને આશ્રવને ભિન્ન ભિન્ન તત્ત્વો તરીકે ઓળખાવે છે, અને બંનેના ભિન્ન ભિન્ન ભેદો પાડે છે જ્યારે બૌદ્ધ દર્શન તો પાપ અને આશ્રવને એકજ અર્થમાં લે છે જગતમાં એક જૈન દર્શન જ મૂળભૂત તત્ત્વોમાં પણ પાપ અને આશ્રવને ભિન્ન ભિન્ન સ્થાન આપે છે ( જુઓ પૃ ૧૪૭ ) આશ્રવના એ સ્વરૂપના સૂક્ષ્મ અભ્યાસ અને વિવેચન પછી બુલર અને ડૉ. ભાંડારકર પણ કબૂલે છે કે-' આ સ્થળે તાત્ત્વિક દૃષ્ટિએ પ્રિયદર્શી બૌદ્ધ કરતા જૈન વધારે જણાય છે '

ચોથા મુખ્ય સ્થંભલેખ ( પૃ ૧૫૨ ) માં પરદેશોમાં ધર્મ પ્રચારાર્થે મોકલેલા 'પુરુષવર્ગ'નો ઉલ્લેખ આવે છે વિદ્વાનો હજી આ વર્ગની પૂરતી ઓળખ મેળવી શક્યા નથી સૌ જુદા જુદા અર્થ સૂચવે છે પરંતુ જો જૈન શાસ્ત્રો તપાસવામાં આવે તો સંપ્રતિએ ધર્મ પ્રચારાર્થે પરદેશોમાં જે કાર્યકરો મોકલ્યા તેને તેણે 'પુરુષવર્ગ'ના નામે ઓળખાવેલ હોવાના પૂરતા પ્રમાણો સાંપડી રહેશે ( જુઓ પૃ ૧૫૫ )

એ જ સ્થંભલેખમાં પ્રિયદર્શી માનવી મરતી વેળા પુણ્યાર્થે દાન અને ઉપવાસનો આશ્રય લે એવી ઇચ્છા દર્શાવે છે આ પદ્ધતિ પૂર્ણતઃ જૈન દર્શનને આભારી છે, એટલું જ નહિ બૌદ્ધ વગેરે જૈનેતર દર્શનો એ પદ્ધતિના વિરોધી છે ( વિશેષ માટે જુઓ પૃ ૧૫૭, ટી નં. ૧૯ )

પાંચમા સ્થંભલેખ ( પૃ ૧૬૦ ) માં પુણ્યકાર્ય અને હિંસાવર્જનને માટે જે ચાતુર્માસી, પૌસધદિન આદિ પર્વદિવસો સૂચવેલ છે તે જૈન પર્વો છે

(પૃ. ૧૯૯) માં જણાવ્યા પ્રમાણે ઓગણીસમા વર્ષે તેણે આજીવિકોને ત્રીજી ગુફા ભેટ આપી છે; રૂમ્મિન્ડેઇ ને નિગ્લીવના સ્થંભલેખોમાં જણાવ્યા પ્રમાણે (પૃ. ૧૯૪) વીશમા વર્ષે તેણે નિગ્લીવ–સ્તૂપ ને લુંમિનીગ્રામની યાત્રા કરી છે ને લુંમિનીમાં સ્થંભ ઊભો કરાવ્યો છે. મુખ્ય સ્થંભલેખ પહેલા (પૃ. ૧૪૩), ચોથા (પૃ. ૧૫૨) અને છઠ્ઠા (પૃ. ૧૬૬) માં જણાવ્યા પ્રમાણે તેણે ઘણા ખરા મુખ્ય સ્થંભલેખો રાજ્યાભિષેકના છવ્વીશમા વર્ષે કોતરાવ્યા છે; મુખ્ય સ્થંભલેખ પાંચમા (પૃ. ૧૬૦) માં જણાવ્યા અનુસાર રાજ્યાભિષેકના છવ્વીશમા વર્ષે અનેક પ્રાણીઓને અવધ્ય જાહેર કરતો અમારી–પટહ જાહેર કર્યો છે ને તે વર્ષ લગીમાં પચીશ વખત કેદીઓને બંધનમુક્ત કર્યા છે. ને મુખ્ય સ્થંભલેખ સાતમા (પૃ. ૧૭૪) માં જણાવ્યા પ્રમાણે તે સ્થંભલેખ તેણે રાજ્યાભિષેકના સત્તાવીશમા વર્ષે કોતરાવ્યો છે.

બૌદ્ધ સાહિત્યમાં જણાવ્યા અનુસાર આ સાલો-માંની એક પણ સાલને અશોકના જીવનમાં મહત્ત્વનું સ્થાન નથી. કેમકે અશોકના જીવનમાં તો રાજ્યા-ભિષેકનું છઠ્ઠું વર્ષ કે જ્યારે મહેન્દ્ર–સંઘમિત્રાએ દીક્ષા લીધી, રાજ્યાભિષેકનું સત્તરમું વર્ષ કે જ્યારે અશોકે ત્રીજી બૌદ્ધ પરિષદ નોતરી અને રાજ્યા-ભિષેકનું અઢારમું વર્ષ કે જ્યારે તેણે સીલોનપતિ દેવાનાંપિય તિસ્સના રાજ્યાભિષેક પ્રસંગે બોધિવૃક્ષની ડાળ મોકલાવરાવી-એ જ સાલોનું વિશેષ મહત્ત્વ છે. એમાંની એક પણ સાલ કે પ્રસંગનો અહીં નિર્દેશ નથી. જ્યારે આપણે આગળ ઉપર ધર્મલિપિઓની ફૂટનોટો તેમજ ચરિત્ર–વિભાગમાં જોઈશું તે પ્રમાણે સંપ્રતિના જીવન સાથે આ સાલો તેમજ પ્રસંગો પૂર્ણતઃ સંકળાયલ છે.

આ રીતે શિલાલેખો અને સ્થંભલેખોમાં સાલોનો જે પરસ્પર–સંબંધિત નિર્દેશ થયેલો છે તે પરથી બધી ધર્મલિપિઓ એક જ રાજવીની હોવાનું પુરવાર થાય છે અને શ્રી પી. સી. મુકરજી જેઓ શિલાલેખોને તો અચૂકપણે સંપ્રતિના જ માને છે પણ સ્થંભલેખો અશોકના હોવાનો અભિપ્રાય દર્શાવે છે (વિશેષ માટે જુઓ પૃ. ૧૬૬) તેમનું એ મંતવ્ય આધારહીન બને છે અને શિલાલેખો ને સ્થંભલેખોમાં કોતરાયલી બધી જ ધર્મલિપિઓ એકજ રાજવી–સંપ્રતિની હોવાનું અટલ બને છે.

**પરદેશી પ્રમાણો**

ફાહિયાન, હ્યુએન્સાંગ ને વુકુંગ સમા બૌધ્ધધર્મી પરદેશી મુસાફરોએ પ્રાચીન કાળમાં હિંદની મુલાકાત લીધેલી છે અને તેમણે અશોકની તેમજ બૌધ્ધ ધર્મની કૃતિઓ અંગે વિગતવાર નોંધો લખી છે પણ તે નોંધો પ્રિયદર્શીની કૃતિઓ સાથે જરાય મેળ ખાતી નથી. (જુઓ પૃ. ૧૯૫ અને આગળ).

કપીલવસ્તુના બૌદ્ધધર્મી રાજવીએ ઇ. સ. ૪૨૮માં ચીનના બૌધ્ધ સમ્રાટને લખેલો પત્ર ચીનનાં રાજદફ્-તરોમાં જળવાઇ રહ્યો છે. તે પત્રમાં હિંદની બૌધ્ધ ધર્મવિષયક પ્રવૃત્તિનું વર્ણન કર્યું છે પણ પ્રિયદર્શીની ધર્મલિપિઓ અંગે કશોજ નિર્દેશ નથી.[૩૪]

**નામ અંગે ખુલાસો**

ચૌદ મુખ્ય શિલાલેખો, સાત મુખ્ય સ્થંભલેખો, કલકત્તા–વૈરાટનો ગૌણ શિલાલેખ તેમજ રૂમ્મિન્ડેઇ–નીગ્લીવના ગૌણ સ્થંભલેખોમાં ધર્મલિપિઓનો કોતરાવનાર નૃપતિ પોતાને દેવા-નાંપ્રિય પ્રિયદસિના નામે ઓળખાવે છે, ગુફાલેખોમાં તે પોતાને એકલા પ્રિયદસિ નામથી ઓળખાવે છે, બ્રહ્મગિરિના ગૌણ શિલાલેખમાં તે પોતાને આર્યપુત્રના નામે ઓળખાવે છે જ્યારે બીજા લેખોમાં તે પોતાને કેવળ દેવાનાંપ્રિયના નામે ઓળખાવે છે. નામોની આ વૈવિધ્યતા તેમજ ધર્મલિપિઓના કોતરાવનાર નૃપતિ માટે અમે વાપરેલું નામ એ અંગે કેટલોક ખુલાસો જરૂરી છે.

---

(૩૪) The Journal of the Royal Asiatic Society. Oct. 1933, p. 902

ખાણી છે. રૂમ્મિન્દેઈમા લુમ્બિની ગામમા પ્રિયદર્શીએ મતાવરાવેલ સ્થળની ને મહેસૂલ-ઘટાડાની તથા નિગ્લીવમા કોનાકમનના સ્થભને વિસ્તાર્યાની હકીકત છે. બરાબર-ગિરિના ત્રણે ગુફાલેખોમા તે ગુફાઓ આજીવિકોને ભેટ આપ્યા અગેનો નિર્દેશ છે.

**અન્ય કૃતિઓ** સ પ્રતિએ આ શિલાલેખો ને સ્થભલેખો ઉપરાત બીજી પણ અનેક અમર કૃતિઓ સર્જેલી ભારતભૂમિમા આજે અવશેષ રૂપે મળી આવતી કરોડો પ્રતિમાઓ, ભવ્ય સ્તૂપો અને વિરાટકાય મૂર્તિઓમાની ઘણીખરી કૃતિઓ સ પ્રતિરાજની જ છે તે બધાનો વિસ્તૃત પરિચય આગળ ઉપર ચરિત્રાદિ વિભાગોમા આપવામા આવશે.

**શિલાલેખો અને સમય** જુદા જુદા શિલાલેખોમા સમય ગણતરીએ નીચે પ્રમાણે નિર્દેશો મળી આવે છે—જે પ્રિયદર્શીનુ વ્યકિતત્વ સમજવામા, અશોક સાથેની તેની ભિન્નતા પુરવાર કરવામા અને કાલનિર્ણયમા ખૂબ જ ઉપયોગી નીવડવા સ ભવ છે.

'રૂપનાથ' વગેરે ગૌણ શિલાલેખો (પૃ ૧૨૮ ને આગળ) મા જણાવ્યા અનુસાર પ્રિયદર્શી ધર્મપરિવર્તન પછી અઢી વર્ષ લગી સામાન્ય શ્રાવક-ઉપાસક તરીકે નિષ્ક્રિય રહ્યો હતો પરતુ એક વર્ષ કરતા કઈક વધુ સમયથી તેણે ધર્મયાત્રા -સઘયાત્રાદિની ધર્મપ્રવૃત્તિ આદરી છે આ એક વર્ષમા જ તેણે દેશપરદેશમા ધર્મપ્રચાર પણ શરૂ કરી દીધો છે હવે આઠમા મુખ્ય શિલાલેખ (પૃ ૮૧)મા જણાવ્યા અનુસાર તેણે સઘયાત્રા-ધર્મયાત્રાની પ્રવૃત્તિ રાજ્યાભિષેકના દશમા વર્ષે શરૂ કરી છે એટલે રૂપનાથનો શિલાલેખ કે જે તેણે ધર્મયાત્રાની શરૂઆતને એક વર્ષ કરતા કઈક વિશેષ સમય થઈ ગયા પછી કોતરાવ્યો છે તે કોતરાવતી વખતે તેના રાજ્યાભિષેકનુ બારમુ વર્ષ ચાલતુ હોવુ જોઈએ છઠ્ઠા મુખ્ય સ્થભલેખ (પૃ ૧૬૬) મા જણાવ્યા અનુસાર પ્રિયદર્શીએ ધર્મલિપિઓ કોતરાવવાની શરૂઆત રાજ્યાભિષેકના બારમા વર્ષે કરી છે, તે વિધાન સાથે પણ ઉપરોક્ત નિર્ણય મળી રહે છે.

'રૂપનાથ' વગેરે ગૌણ શિલાલેખોમા ૨૫૬ નો આક છે. ઉપર આપણે જોયુ તેમ આ શિલાલેખ રાજ્યાભિષેકના બારમા વર્ષે કોતરાયલ છે એટલે જૈનોનો જે પક્ષ સ પ્રતિનો રાજ્યાભિષેક મહાવીર સવત ૨૪૪ મા લે છે (જુઓ પૃ. ૩૩, ટી નં. ૨૧) તેને માન્ય રાખીએ તો ૨૫૬ નો આ આક સ્પષ્ટ રીતે મહાવીર-સવત ઠરે છે અને તે 'રૂપનાથ' નો શિલાલેખ મ. સ. ૨૫૬ મા કોતરાયલ છે તેનો દ્યોતક બને છે ને સ પ્રતિનો રાજ્યાભિષેક મ સં ૨૪૪ મા માન્ય ન રાખતા મ. સ ૨૩૭ ની સાલને વિશેષ વજનદાર લેખીએ તો પણ ૨૫૬ નો આક તો મહાવીર સવત સાથે જ સ કળાયલ છે કેમકે એ ગણતરીએ એ જ સાલમા સમ્રાટ અશોકનુ મરણ થયુ છે અને તે આક પણ તેનો દ્યોતક હોય ૩૩

તેરમા મુખ્ય શિલાલેખ (પૃ. ૧૦૦) મા જણાવ્યા અનુસાર પ્રિયદર્શીએ રાજ્યાભિષેકના આઠમા વર્ષે કલીગ પર વિજય મેળવ્યો છે, આઠમા મુખ્ય શિલાલેખ (પૃ ૮૧) મા જણાવ્યા અનુસાર તેણે દશમા વર્ષે ધર્મયાત્રાની પ્રવૃત્તિ શરૂ કરી છે, મુખ્ય શિલાલેખ ત્રીજો (પૃ ૫૯), ચોથો (પૃ ૬૩), મુખ્ય સ્થભ-લેખ છઠ્ઠો (પૃ ૧૬૬) તેમ જ બરાબર-ગિરિ-ગુફાલેખ (પૃ.૧૯૯) મા જણાવ્યા પ્રમાણે રાજ્યાભિષેકના બારમા વર્ષે તેણે ધર્મલિપિઓ લખાવવાની શરૂઆત કરી છે, એજ વર્ષમા ઘણાખરા મુખ્ય-શિલાલેખ કોતરાવ્યા છે, ને બરાબર-ગિરિની બે ગુફાઓ આજીવિકોને ભેટ આપી છે, પાચમા મુખ્ય શિલાલેખ (પૃ ૬૯) મા જણાવ્યા પ્રમાણે રાજ્યાભિષેકના તેરમા વર્ષે તેણે ધર્મ મહામાત્રાઓની નિમણૂક કરી છે, નિગ્લીવ-સ્થભલેખ (પૃ ૧૯૪) મા જણાવ્યા પ્રમાણે ચૌદમા વર્ષે તેણે કોનાકમનનો સ્તૂપ વિસ્તાર્યો છે, બરાબર-ગિરિ-ગુફાલેખ

---

(૩૩) વિશેષ માટે જુઓ 'પ્રાચીન ભારતવર્ષ' ભાગ બીજો પૃ. ૨૪૯, ૨૮૧ ને ૩૬૬ તથા આ ગ્રન્થમાં પૃ. ૧૩૧.



# દ્વિતીય પરિચ્છેદ

## સંપ્રતિ-કાલનિર્ણય

સાર—

કલ્પનાનાં મોજાં સમી ગ્રીક દંતકથાઓના આધારે પરદેશી વિદ્વાનોએ ઠેરવેલી ભારતીય ઐતિહાસિક કાલગણના કેટલી ભૂલભરેલી છે, ભારતીય ઇતિહાસ-ક્રમ સાથે તે કેટલી અસંગત છે, વૈદિક-બૌધ્ધ ને જૈન ત્રણે કાલગણનાઓના સુંદર સુમેળ પર ઘા કરીને તે પરદેશી કાલગણના સ્વતંત્ર અને સાચી ભારતીય કાલગણનાને કેવી રીતે ચૂંથી નાંખે છે ઇત્યાદિ દર્શાવીને આ પ્રકરણમાં પુરવાર કરવામાં આવ્યું છે કે પ્રચલિત મહાવીર-સંવત્સર અને બુધ્ધ-સંવત્સર બંને સંપૂર્ણ સાચા છે, ચન્દ્રગુપ્ત મગધના સિંહાસને ઇ. સ. પૂર્વે ૩૭૨ માં બેઠો, અશોક ઇ. સ. પૂ. ૩૨૬ માં મગધનો સમ્રાટ બન્યો અને સમ્રાટ સંપ્રતિ યાને પ્રિયદર્શિન ઇ. સ. પૂર્વે ૨૮૯ માં ભારતના સિંહાસને આવ્યો અને પ્રિયદર્શિનના તેરમા મુખ્ય શિલાલેખમાં ઉલ્લેખાયલ પાંચે યોનપતિઓનો સમકાલિક ભારત સમ્રાટ તે સંપ્રતિ જ હતો.

'ખલગિરિમા વપરાયલુ આર્યપુત્ર નામ બીજા વિદ્વાનો ધારે છે તે પ્રમાણે પ્રિયદર્શિએ પોતે પોતાને માટે વાપર્યું હોય એમ નથી જણાતુ પણ પ્રિયદર્શિની રાણીએ રાજાની વતી શાસન મોકલાવતા આર્ય પ્રથાનુસાર તેણે પતિને માટે આર્યપુત્ર શબ્દ વાપર્યો હોય તે વિશેષ સભવિત જણાય છે ( વિશેષ માટે જુઓ પૃ ૧૩૩ ટી ન ૨ )

નાગાર્જુન ગિરિ-ગુફાનેખમા દશરથ જણાવે છે કે પોતાનો રાજ્યાભિષેક દેવાનાપ્રિય ની પછી તરત જ થયેલો છે ( જુઓ પૃ ૫૨ ) મત્સ્યપુરાણ વગેરે ગ્રથો જણાવે છે કે દશરથ સપ્રતિનો પુત્ર હતો અને તેનો રાજ્યાભિષેક સપ્રતિની પછી તરતજ થયેલો ( પૃ ૫૨ ) આપણે આ ગ્રન્થમા પુરવાર કરી રહ્યા કે ધર્મ લિપિઓનો કોતરાવનાર દેવાનાપ્રિય પ્રિયદર્શિ નૃપતિ એ સમ્રાટ સપ્રતિ છે આ બધા પરસ્પર સકલિત વિધાનોથી એ પુરવાર થાય છે કે દશરથે પોતાના પિતા અને પુરોગામી સમ્રાટ સપ્રતિ યાને દેવાનાપ્રિય પ્રિયદર્શિ ને માટે જ દેવનાપ્રિય શબ્દનો ઉપયોગ કર્યો છે એટલે દવાનાપ્રિય એ અર્થસૂચક વિશેષણ ( જુઓ પૃ ૫૨, ટી ન ૪ ) હોવા ઉપરાત સપ્રતિનુ ઉપનામ પણ છે

આ ગ્રથમા અમે ધર્મલિપિઓના કોતરાવનાર સપ્રતિ નૃપતિને માટે પ્રિયદર્શિ (પિયદર્શિ) પ્રિયદર્શી અને પ્રિયદર્શિન એ ત્રણ પ્રયોગમા નામ-નિર્દેશ કર્યો છે. આ નામ પસદ કરવાના મુખ્ય બે કારણો છે એક તો એ કે સપ્રતિનુ એક ઉપનામ ભલે દવાનાપ્રિય હોય પરતુ તેનુ પ્રચલિત વિશિષ્ટ નામ તો પ્રિયદર્શી છે ( જુઓ પૃ ૫૨-૫૩, ટી ન ૫ ) અને બીજુ આ ધર્મલિપિઓમા વધુમા વધુ વખત એ નામનો નિર્દેશ થયો છે

ઉક્ત નામના ત્રણે પ્રયોગો વાપરવાની પાછળ પણ ખાસ ઉદ્દેશ છે ધર્મલિપિઓમા પ્રિયદર્શિ-પિયદર્શિ શબ્દ વપરાયલ હોઈને એ જ સ્વરૂપમા એ નામ પણ ધ્યાનપાત્ર લેખાય. બીજી બાજુ પ્રિયદર્શિ, પ્રિયદર્શિ પિયદર્શિ એ પ્રયોગો પ્રાચીન ભાષાઓના હોઈને તેનુ સસ્કૃત રૂપાતર જરૂરી ગણીને પ્રિયદર્શી પ્રયોગ વાપરેલ છે. પરતુ આ નામની પાછળ જેનો દેખાવ અથવા જેનુ દર્શન પ્રિય છે, એવો ઉદ્દેશ રહેલો છે. એ ઉદ્દેશને સૂચવી દેવાને ખાતર મૂળરૂપ પ્રિયદર્શિન્ મા નો ન્ કાર જરૂરી જણાય છે એટલે મૂળરૂપ પ્રિયદર્શિન્ નો ઉપયોગ પણ જરૂરી જણાયો, ને ગુજરાત વિદ્યાપીઠે વ્યજનાત નામોને ગુજરાતી ભાષામા સ્વરાત બનાવી દેવાનો નિયમ સ્થાપ્યો હોઈ એ નિયમાનુસાર અમે પ્રિયદર્શિન પ્રયોગ પણ ઉપયોગમા લીધેલ છે

પર આવેલું હતું.[1] મેગેસ્થીનીસ પાલીબોથાના વસાવનાર તરીકે હીરેકલીસ (શ્રી કૃષ્ણ) ને જણાવે છે, જ્યારે પાટલીપુત્ર તો ઉદયને વસાવ્યું હતું.

(૨) 'સેન્ડ્રેકોટસ' ની ચન્દ્રગુપ્ત સાથેની ઉચ્ચાર–સમાનતા પણ પાયા વિનાની છે. કેમકે વધુ પ્રાચીન ગ્રીક પ્રતોમાં 'સેન્ડ્રેકોટસ' નહિ પણ 'એન્ડ્રેકોટસ' શબ્દ વપરાયો છે.

(૩) ચંદ્રગુપ્ત ઇ. સ. પૂર્વે ૩૭૨ માં [ મહાવીર સંવત ૧૫૫ માં ] પાટલીપુત્રના સિંહાસને આવ્યો તે સંબંધમાં જૈન, બૌદ્ધ અને વૈદિક–ત્રણે કાલગણનાઓ એકમત છે. [ પ્રમાણો માટે આગળ વાંચો.] જ્યારે આ ગણના તે ત્રણે કરતાં પચાસ વર્ષ છેટી પડી જાય છે.

(૪) સેન્ડ્રેકોટસ સંબંધમાં ગ્રીક દંતકથાઓ એકમત નથી. એક પક્ષ એમ જણાવે છે કે, 'તે એક રખડતો તખ્તહીન રાજકુમાર હતો અને તેણે અલેકઝાંડરની મુલાકાત લઇ તેને પ્રાસી (મગધ) ઉપર ચડાઇ કરવાની સલાહ આપી હતી.' બીજો પક્ષ એમ કહે છે કે, 'તે અલેકઝાંડરને મળ્યોજ નથી.' ત્રીજો પક્ષ એમ કહે છે કે, 'તેણે અલેકઝાંડરનું અપમાન કર્યું હતું.'

(૫) ફ્રેંચ એકેડેમીના પ્રમુખ સી. રોલીન આદિ નામાંકિત ઇતિહાસકારોનું એમ ધારવું છે કે 'અલેકઝાંડરના ભારતવિજય સંબંધમાં ગ્રીક ઇતિહાસકારોએ ભાટાઇજ કરી છે. તેને પંજાબમાં જોઈતી સફળતા સાંપડી નહોતી, એટલુંજ નહિ પરંતુ ગંગા અને મગધના અસ્તિત્વનો પણ તેને ખ્યાલ નહોતો. તે મગધ જીતવા માગતો હતો તે તો તે પછીના યુગની કાલ્પનિક દંતકથા છે.'[2]

(૬) ચંદ્રગુપ્ત અને અલેકઝાંડરની સમકાલિકતા ઠેરવવાના પ્રયાસમાં પ્રચલિત બૌદ્ધ અને જૈન સંવત્સરોમાં પણ પચાશથી સાઠ વર્ષનો કાપ સૂચવાય છે, જેથી આટલાંજ વર્ષો સુધી ભારતખંડ પર એક ચક્રે શાસન ચલાવનાર સમ્રાટ સંપ્રતિના વ્યક્તિત્વ પર તિમિરપટ ઢાંકી દેવામાં આવે છે.[3]

(૭) ગ્રીક ઇતિહાસકારો જણાવે છે, કે 'અલેકઝાંડરની પછી સેલ્યુકસ નીકેટોરે હિંદ પર વારંવાર હુમલા કર્યા પણ દરેક પ્રસંગે નિષ્ફળ જવાથી અંતે તેણે

---

(૧) સર વીલિયમ જોન્સે આ અંગે એવો ખુલાસો કરેલ છે કે, "મેગેસ્થીનીસે બીજી નદીને માટે Erranaboas શબ્દ વાપર્યો છે. અને આ શબ્દ 'યમુના' કરતાં પણ 'સોણ' ના બીજા નામ 'હિરણ્યબાહુ' ને વધારે મળતો આવે છે," પણ પરદેશી પ્રવાસીઓએ યમુનાને હંમેશાં Erranaboas ના નામે ઓળખાવી છે, જેનો ખુલાસો સર વીલિયમ આપી શકયા નથી. તદુપરાંત, સામાન્ય પ્રસંગોમાં આવી ઉચ્ચાર–સમાનતાને આપણે સ્વીકારી લઇએ, પણ જ્યારે ભારતીય ઇતિહાસનો પાયો જ એવી ઉચ્ચાર–સમાનતા પર ચણાતો હોય ત્યારે તો આપણે સહેજે વધારે નક્કર પ્રમાણોની અપેક્ષા રાખી શકીએ.

(૨) કેંબ્રીજ–ઇતિહાસમાં પણ આ વિધાનને માન્ય રાખતાં લખાયું છે કેઃ—

'The intention of conquering the Prassi, i. e. the great kingdom of Magadh on the Ganges, with which tradition has credited him, is a later legend, for he knew nothing of the Ganges or Magadh.

Cambridge Ancient History
Vol. VI, P. 410

(૩) મહાવીર સંવત ઇ. સ. પૂર્વે ૫૨૭માં શરૂ થાય છે, અને બુદ્ધ સંવત ઈ. સ. પૂર્વે ૫૪૩ માં શરૂ થાય છે. પરંતુ બંને સંવત્સરોને મૂળ સ્વરૂપમાં જાળવી રાખતાં પાશ્ચાત્ય કાલગણના એક પણ આંકોડો નથી મેળવી શકતી એટલે બંને સંવત્સરોમાં સુધારાઃ સૂચવાય છે. બુદ્ધ સંવતમાં—મેકસમુલર, સીતાનાથ પ્રધાન, ગોપાલ આયર આદિ ૫૬ વર્ષનો કાપ મૂકે છે [ ઇ. સ. પૂર્વે ૪૮૭ થી ગણે છે ], પ્રો. ઓલ્ડેનબર્ગ ને બાર્થ ૫૪ વર્ષનો કાપ મૂકે છે [ ઇ. સ. પૂર્વે ૪૮૯ થી ગણે છે ], ડૉ. ફ્લીટ ૫૧ વર્ષનો કાપ મૂકે છે [ ઈ. સ. ૪૯૨ થી ગણે છે ], તેમજ કર્ન ૧૫૫ વર્ષનો, પ્રો. રીઝ ડેવીસ ૧૭૧ વર્ષનો અને સ્મીથ ૭૩, ૬૩, ૫૬ અને ૩૫ વર્ષના કાપ સૂચવે છે. આ બધામાંથી ૫૬ વર્ષના કાપવાળો પ્રથમ મત વધારે સ્થિર બન્યો છે એટલે ઇતિહાસમાં આજે બુદ્ધ સંવત ઈ. સ. પૂર્વે ૫૪૩ ને બદલે ઇ. સ. પૂર્વે ૪૮૭ થી શરૂ કરાય છે. આ જ રીતે હર્મન જેકોબી, જાલ કાર્પેન્ટિયર આદિ મહાવીર સંવતમાં ૬૦ વર્ષનો કાપ મૂકી વીરનું નિર્વાણ ઈ. સ. પૂર્વે ૪૬૭માં મૂકે છે. આ બધાનું કારણ ફક્ત અલેકઝાંડરનો સમકાલિક સેન્ડ્રેકોટસ એ ચદ્રગુપ્ત છે એવી ગ્રીક દંતકથા પર રચાયલી કલ્પનાને સાચી ઠેરવવાનું છે. એ કલ્પનાના પરિણામે ચન્દ્રગુપ્તનો શાસનકાળ

**પરદેશી પાયો**

આર્યાવર્તના હજારો વર્ષના ઐશ્વર્યસંપન્ન ઇતિહાસમાં અનેક રાજવંશોએ પોતાનો યશસ્વી ફાળો નોંધાવ્યો છે પણ એ રાજવંશોમાં મૌર્યવંશની કીર્તિ અનન્ય નીવડી છે હિંદનો મહાન શાસક ચન્દ્રગુપ્ત, બૌદ્ધોનો સર્વ શ્રેષ્ઠ રાજવી અશોક અને જૈનોનો સમર્થ સમ્રાટ સંપ્રતિ એ વંશમાં થઇ ગયા છે

પાશ્ચાત્ય કાલગણનાના વિશેષ પ્રાબલ્યને લીધે આજે એ વંશના ઇતિહાસમાં અનેક ક્ષતિઓ પેસી ગઈ રહી છે અને એ ક્ષતિઓના પરિણામે જ મેની અવ્યવસ્થામાં ચન્દ્રગુપ્ત કે અશોકને પણ સર્વક્ષેત્રે સર્વપ્રકારે ટપી જતા સમ્રાટ સંપ્રતિનું વ્યક્તિત્વ કચરાઇ ગયું છે અહીં એ ક્ષતિઓને દૂર કરી મૌર્યવંશના ઇતિહાસને સ્પષ્ટ બનાવવાનો અને સંપ્રતિના વ્યક્તિત્વને સાચા પ્રકાશમાં આણવાનો આશય છે તેમ કરતી વખતે આપણે સૌથી પ્રથમ પાશ્ચાત્ય કાલગણના મૌર્યવંશના ઇતિહાસને કયા કારણોએ કયા સ્વરૂપમાં નિહાળે છે તે અવલોકી જઈએ

ઇ સ પૂર્વ ૩૦૦ માં હિંદમાં મેગેસ્થીનીસ નામે એક ગ્રીક એલચી રહી ગયેલો તેણે હિંદ વિષે એક નોંધ લખેલી પણ કમભાગ્યે તે બળી ગઇ તે બળી ગયેલી નોંધના રહ્યા સહ્યા કોઈક ટુકડાઓ પરથી સ્ટ્રેબો—જસ્ટીન આદિ ગ્રીક વિદ્વાનોએ લખ્યું કે—'મેગેસ્થીનીસ જણાવે છે તે પ્રમાણે 'ઇ સ પૂર્વે ૩૦૪ માં સેલ્યુકસે હિંદ પર સ્વારી કરી ત્યારે પ્રાસીમાં સેંડ્રેકોટસ રાજા રાજ્ય કરતો હતો તેનું પાટનગર પાલીબોથ્રા હતું તે ગંગા અને જમના નદીના સંગમ પર આવેલું હતું.

આ સેંડ્રેકોટસ કોણ અને પાલીબોથ્રા એટલે કયું નગર તે વિષે જૂના ઇતિહાસકારો કશોજ નિર્ણય ન બાંધી શકેલા સરિતાઓના સંગમસ્થાન અને ઉચ્ચારની અનુસરીએ તેઓ પાલીબોથ્રા એ કદાચ પ્રયાગ હોય એવી કલ્પના કરતા પરંતુ ઇ સ ૧૭૯૩ ના ફેબ્રુઆરીમાં સર વીલિયમ જોન્સે ઉચ્ચારની સામ્યતાના આધારે જણાવ્યું કે, 'પાલીબોથ્રા એ પાટલીપુત્રને મળતો શબ્દ છે અને સેન્ડ્રેકોટસ એ પાટલીપુત્રના પ્રાચીન રાજવી ચંદ્રગુપ્તને મળતો શબ્દ છે એટલે અલેકઝાંડરનો સમકાલિક રાજવી સેંડ્રેકોટસ તે મગધપતિ ચન્દ્રગુપ્ત મૌર્ય ગણાય.' અને પોતાના આ વિધાનના ટેકામાં તેણે સેન્ડ્રેકોટસ અને ગ્રીક ઇતિહાસમાં નોંધાયલી કેટલીક દંતકથાઓને ચન્દ્રગુપ્તના કેટલાક જીવનપ્રસંગો સાથે બંધબેસતી જણાવી. વિશેષ આશ્ચર્યકારક તો એ ઘટના કહેવાય કે ઘણા પાશ્ચાત્ય વિદ્વાનોએ, અને તે પછી કેટલાક હિંદી વિદ્વાનોએ વિશેષ ઊંડાણમાં ઊતર્યા સિવાય આ વિધાનને સ્વીકારી પણ લીધું અને તેમણે નીચે પ્રમાણે મૌર્ય—કાલગણના ગોઠવી કાઢી—

| | | |
|---|---|---|
| ૧ ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક ઇ.સ.પૂ. ૩૨૫થી ૩૨૦ની વચ્ચે | | |
| ૨ અલેકઝાંડરની સ્વારી | ,, | ૩૨૬ |
| ૩ સેલ્યુકસ નિકેટોરની સ્વારી | ,, | ૩૦૫ થી ૩૦૪ ,, |
| ૪ બિન્દુસારનો રાજ્યાભિષેક | ,, | ૩૦૧ થી ૨૯૬ , |
| ૫ બિન્દુસારનું મરણ | ,, | ૨૭૩ થી ૨૬૮ ,, |
| ૬ અશોકનો રાજ્યાભિષેક | ,, | ૨૬૯ થી ૨૬૪ ,, |
| ૭ કલિંગ સાથેનો વિગ્રહ | ,, | ૨૬૧ થી ૨૫૬ ,, |
| ૮ અશોકનું મરણ | ,, | ૨૩૨ થી ૨૨૮ , |

ઉચ્ચાર—સમાનતાના કાલ્પનિક આધાર પર ગોઠવાયલી આ કાલગણનાનો એટલો સર્વવ્યાપી પ્રચાર કરવામાં આવ્યો કે તેની વિરુદ્ધની બધી દલીલો ધીમે ધીમે દબાવા લાગી, અને આ કાલગણના હિંદી ઇતિહાસનો પાયો બની ગઇ આ કાલગણના સત્યથી કેટલી વેગળી છે તે નીચેની દલીલો પરથી સમજાશે અને તે પછી સાચી કાલગણના કઇ હોઈ શકે તે દર્શાવવામાં આવશે

**કાચી ઇંટો**

(૧) પાલીબોથ્રા સાથે પાટલીપુત્રની ઉચ્ચાર—સમાનતાના જે મૂળ પર આ કાલગણના ચણવામાં આવી છે તે મૂળજ અર્થહીન છે કેમકે મેગેસ્થીનીસ પાલીબોથ્રાને ગંગા અને જમનાના સંગમ પર જણાવે છે જ્યારે પાટલીપુત્ર તો ગંગા અને સોણ નદીના સંગમ

અભેદ્ય છે. એટલે પાશ્ચાત્ય વિદ્વાનોએ એવો ઉકેલ કાઢ્યો કે અશોકની પછી મૌર્ય સામ્રાજ્ય બે વિભાગમાં વહેંચાઇ ગયું. તેમાંથી અવંતીવાળો પશ્ચિમ વિભાગ સંપ્રતિના હાથમાં આવ્યો અને પાટલીપુત્રનો પૂર્વ વિભાગ દશરથને સોંપાયો. સામ્રાજ્યના આ રીતે ભાગલા પાડવાની પ્રથા ભારતીય શાસન વ્યવસ્થામાં તો શું પણ જગતની કોઇ પણ રાજ્યવ્યવસ્થામાં નથી. સામ્રાજ્ય હંમેશાં યુવરાજને જ સોંપાતું આવ્યું છે અને અશોકે પણ પોતાનું સામ્રાજ્ય પોતાના અંધ યુવરાજપુત્ર કુણાલના પ્રથમ પુત્ર સંપ્રતિને સોંપેલું છે. સાચી ભારતીય કાલગણનાનુસાર તો સંપ્રતિ, એ જ દેવાનાંપ્રિય છે અને દશરથ તેનો પુત્ર હોવાનાં પૌરાણિક પ્રમાણો પણ મળી આવે છે.[10] એટલે અશોકની પછી સંપ્રતિ અને સંપ્રતિની પછી દશરથ, મૌર્ય સામ્રાજ્યના સ્વામી બનેલ છે. પણ પાશ્ચાત્ય વિદ્વાનોએ ૫૦-૬૦ વર્ષનો ગોટાળો સમાવી દેવાને માટે સામ્રાજ્યના બે ભાગ પાડી નાંખ્યા અને એક પછી એક આવેલા રાજવીઓને સમકાલિક ઠેરવી દીધા.

(૧૨) સેન્ડ્રેકોટસ એટલે ચન્દ્રગુપ્ત એ મંતવ્ય એટલું પાયાહીન અને સ્વતંત્ર ભારતીય કાલગણનામાં ૫૮-૬૦ વર્ષનો સર્વત્ર ગૂંચવાડો ઉત્પન્ન કરનારું છે કે ટ્રોયર, પી. સી. મુકરજી, ટી. એસ. નારાયણશાસ્ત્રી, એમ. કે આચાર્ય, ટી. સુબ્બારાવ વગેરે વિદ્વાનો એ મંતવ્યનો સ્વીકાર કરતા નથી. પરંતુ તેઓ ભારતીય ઐતિહાસિક કાલગણનાનો નિર્ણય ભારતીય પ્રમાણોથીજ થાય એવું માત્ર આગ્રહપૂર્વક કથન કરી અટકી ગયા છે, જ્યારે અમે તે પ્રમાણપુરઃસર એન્શન્ટ ઇન્ડિયા (ગુજરાતી નામ-પ્રાચીન ભારતવર્ષ) માં સાબિત કર્યું છે અને અત્રે પ્રિયદર્શિનના જીવન-ચરિત્રના આ સ્વતંત્ર પુસ્તકે સ્પષ્ટ બનાવવાની આશા રાખીએ છીએ.

... ... ...

સ્વતંત્ર ભારતીય કાલગણનાના વિષયમાં આપણા પાસે જૈન, બૌદ્ધ અને પૌરાણિક એમ ત્રણ પ્રકારનાં સાધનો છે. તેમાં ઓછામાં ઓછો મતભેદ જૈન સાધનમાં છે. એટલે આપણે સૌથી પ્રથમ જૈન ગણતરીએ એ ગણનાનું સ્વરૂપ વિચારી જોઇએ.

શક સંવત પૂર્વે ૬૦૫,[11] ઇ. સ. પૂર્વે ૫૨૭ અને

---

વશ થઇ, અશોક પોતાના અંત સમયે બૌદ્ધ સાધુઓને બેહદ દાન આપતો હતો, તેમાં કાપ મૂકવાથી અશોકે આખી પૃથ્વી જ બૌદ્ધ સાધુઓને દાનમાં આપી દીધી અને સંપ્રતિએ ચાર કરોડ સોનામહોર આપીને બૌદ્ધ સાધુઓ પાસેથી એ પૃથ્વી પાછી મેળવ્યા (શિલાલેખમાં પૃથ્વી મેળવવાના બે ભેદ પાડયા છે, તેમાંનો એક અને બીજો અર્થ conquerred by valour નો સમજવો.) પછીજ તેનો રાજ્યાભિષેક થયો હોવાનો હેવાલ મળી આવે છે.—

तस्मिं श्च समये कुनालस्य संपदी नाम पुत्रो युवराज्ये प्रवर्तते ।...संपदी राज्ये प्रतिष्ठापितः । दिव्यावदान-८६

(૯) निशीथचूर्णि, बृहत्कल्प, पंचकल्प, कल्पकिरणावली, कल्पचूर्णि, भद्रेश्वरकथावली, परिशिष्टपर्व, विविधतीर्थकल्प આદિ પ્રમાણભૂત જૈન ગ્રન્થોમાં જણાવેલ છે કે, 'અપર માતાના પ્રપંચથી અશોકનો યુવરાજપુત્ર કુણાલ અંધ બન્યો. અંધ માનવી સિંહાસને ન આવી શકે એ ભારતીય નીતિ અનુસાર કુણાલે રાજ્યહકક ગુમાવ્યો. પરંતુ પાછળથી કુણાલને સંપ્રતિ નામે પુત્ર થતાં અશોકે તરતજ તેને પોતાનો ઉત્તરાધિકારી નીમ્યો અને અશોકની પછી સંપ્રતિ સિંહાસને આવ્યો.'—તેમાંથી નિમ્નોકત બે પ્રમાણો પૂરતાં થઇ પડશે:

तद्वंशे तु बिन्दुसारोऽशोकश्रीः कुणालस्तत्सूनु स्त्रिखंड भरताधिपः परमार्हतोऽनार्यदेशेष्वपि प्रवर्तित श्रमणविहारः सम्प्रति महाराजश्चाभवत् ।

विविधतीर्थकल्पांतर्गत पाटलीपुत्र नगर कल्प ६९

तस्य सुतः कुणालस्तन्नंदनस्त्रिखंड भोक्ता संप्रति नामा भूपति भूत्, स च जातमात्र एव पितामहदत्तराज्यः ।

कल्प किरणावली-१६५

(૧૦) सप्तति (संप्रति) दश वर्षाणि, तस्य नप्ता भविष्यति ॥
राजा दशरथोऽष्टौ तु, तस्य पुत्रो भविष्यति ॥

मत्स्यपुराण-अ-२७२

(૧૧) पंच य मासा पंच य वासा, छच्चेव होंति वाससया ।
परि निव्वुअस्स ऽरिहंतो, तो उप्पन्नो सगो राया ॥६२३

तित्थोगाली पइन्नय

સેન્ડ્રેકોટસ સાથે સધિ કરી એ સધિ સેન્ડ્રેકોટસના રાજ્યના છવીશમા વર્ષ–ઈ સ પૂર્વે ૩૦૪ મા–થઇ અને એ સધિની રૂએ સેલ્યુકસે પોતાની પુત્રી સેન્ડ્રેકોટસને પરણાવી અને મેગેસ્થીનીસ નામના સૂબાને સેન્ડ્રેકોટસના દરબારમા મૂકયો [૪]

આ ત્રણે વિધાનો ચન્દ્રગુપ્તના વિષયમા અસભવિત ઠરે છે કેમકે તેનો રાજ્યકાળ વધુમા વધુ ચોવીશ વર્ષનો છે, જ્યારે અહીં છવીશમા વર્ષે તેનું લગ્ન જણાવાય છે ઇ. સ પૂર્વે ૩૦૪ એ તેના રાજ્યકાળનુ છવીશમુ વર્ષ હોય તો તેનો રાજ્યાભિષેક ઇ સ. પૂર્વે ૩૩૦ મા આવે છતા આ માન્યતા સ્વીકારનાર પોતેજ પાછા ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક તો ઈ સ પૂર્વે ૩૨૦ માજ મૂકે છે,[૫] જે હકીકત ઉપરોક્ત ગ્રીક દતકથા સાથે મળતી નથી થતી તેઉપરાત ચન્દ્રગુપ્તનો ગુરુ અને મહા મત્રીચાણક્ય ધર્મે જૈન છતા જાતિથી ચુસ્ત બ્રાહ્મણ અને વર્ણાશ્રમવ્યવસ્થાનો પૂજારી હતો તેણે પોતાના અર્થ-શાસ્ત્રમા યવનકન્યા સાથેના લગ્નને તો શુ પણ યવનો સાથેના સસર્ગને કે યવનભાષાના અભ્યાસને પણ ભયકર ગુન્હા તરીકે ઓળખાવેલ છે તે કોઇ પણ સયોગોમા ચન્દ્રગુપ્તને યવનકન્યા સાથે લગ્ન કરવા ન દઇ શકે જ્યારે અશોક બૌદ્ધ હોઇને તેના વિષયમા એવા લગ્ન સભવિત છે એટલુજ નહિ, પણ અશોકે એવા લગ્ન કર્યા હોવાનો 'મહાવશ,' 'દીપવશ' આદિ બૌદ્ધ પુસ્તકોમા ઉલ્લેખ મળે પણ છે

(૮) મેગેસ્થીનીસે જેમ ભારતની સ્થિતિ પરત્વે નોધલખી છે તેમ ચાણક્યે પણ અર્થશાસ્ત્રમા એ સ્થિતિનુ વર્ણન કર્યુ છે બનેના વર્ણનો ભિન્ન પડી જાય છે અને તે બને સમકાલીન સ્થિતિના હોવાનો તેમાથી જરા પણ ધ્વનિ નથી નીકળતો

(૯) વૈદિક, બૌદ્ધ અને જૈન, એ ત્રણે સાહિત્યમા ચન્દ્રગુપ્ત અગે ઘણુજ લખાયુ છે. પણ તેમા તેના સમયમા અનેકઝાંડરની તો શુ પણ બીજી પણ કોઇ પરદેશી સ્વારીનો ઉલ્લેખ નથી

(૧૦) મેગેસ્થીનીસ જણાવે છે કે જ્યારે તે પોતે સેન્ડ્રેકોટસ પાસે એલચી તરીકે રહેતો હતો, ત્યારે સે ડ્રેકોટસના યુવરાજ અમિટ્રોચેડ્સ પાસે એલચી તરીકે ડીમેકસ નીમાયો હતો. બનેનો દરબાર એકજ સ્થળે હોય તો દેખીતી રીતેજ બે એલચીઓ ન નિમાય એટલે ડીમેકસ તો સેન્ડ્રેકોટસનો યુવરાજ જ્યા સૂબા તરીકે શાસન ચલાવતો હોય ત્યાજ એલચી તરીકે નિમાઇ શકે ચન્દ્રગુપ્તે બિન્દુસારને કયાય સૂબા તરીકે મોકલ્યો નહોતો જ્યારે બિન્દુસારે અને અશોકે પોતાના પુત્રોને પાટનગરની બહાર એલચીઓ તરીકે મોકલ્યા હતા એટલે સે ડ્રેકોટસ એ ચન્દ્રગુપ્ત પછીનો જ કોઇ રાજવી છે

(૧૧) નાગાર્જુન ગુફાઓના દાન–લેખોમા દશરથ જણાવે છે કે પોતાનો રાજ્યાભિષેક દેવાનાપ્રિયની પછી થયો છે[૬] અને પાશ્ચાત્ય વિદ્વાનોએ દેવાન પ્રિય એટલે અશોક ઠેરવ્યો છે પરિણામે તેમણે દશરથને અશોકના પછીના રાજવી તરીકે ઓળખાવ્યો પરતુ બીજી બાજુ અશોકની પછી સપ્રતિ સિહાસને આવેલ હોવાના વૈદિક[૭], બૌદ્ધ[૮] અને જૈન[૯] ધર્મના સાહિત્યિક ઉલ્લેખો

---

મૂળ સ્થિતિ કરતા ૫૦ થી ૬૦ વર્ષ પાછો મૂકાય છે અને એના પરિણામે અશોકનો શાસનકાળ પણ એટલોજ પાછો મૂકાવાથી સપ્રતિનો શાસનકાળ અશોકમાં લુપ્ત બને છે અને પરિણામે તેનુ વ્યક્તિત્વ દટાઈ જાય છે

(૪) Early History of India 3rd ed pp 119

(૫) Cor Ins Ind Vol 1 Asoka (Hultzsch) Introduct on P 35

(૬) वहियका कुभा दपलथेन देवानंप्रियेना आनत लियं अभिषितेना [आजीविकेहि] भदतेहि वाष निषिदियाये निषिते ।

(૭) पद् त्रिंशत्तु समा राजा भविताऽशोक एव च।
सप्तति (सम्प्रति)र्दश वर्षाणि, तस्य नप्ता भविष्यति॥२३

मत्स्यपुराण अ–२७२

'राजपूतानेका इतिहास मा श्री गौरीशकर ओझा जणावे છે તે પ્રમાણે वायुपुराण ની એક હસ્તલિખિત પ્રતમાં પણ સપ્રતિનુ નામ મળી આવે છે

(૮) दिव्यावदान તથા बोधिसत्त्वावदान कल्पलता માં અશોકે અપુત્ર મરતા પ્રથમથી જ મ અનેલા કુણાલ પુત્ર સપ્રતિને પોતાનો યુવરાજ બનાવ્યો, અને એ સપ્રતિએ, લોભને

[૧ ભાઇલ્લ, ૧૪ નાઇલ્લ ને ૧૦ નાહડ] ને પાંચ મહિના[૧૪] એ પ્રમાણે લખીને મહાવીર નિર્વાણ સંવત ૬૦૫ માં શકસંવત્સરની શરૂઆત ગણાવાય છે.

આ પ્રમાણે વિક્રમસંવત પૂર્વે ૪૭૦ અને શકસંવત પૂર્વે ૬૦૫ (=ઇ. સ. પૂર્વે ૫૨૭) માં ભગવાન મહાવીર નિર્વાણ પામ્યા. તેની વ્યવસ્થિત ગણનાની સાથેસાથ એ પણ જોઇ શકયા કે મહાવીર સંવત ૧૫૫ માં નંદ-વંશનો અંત આવ્યો અને તે જ વર્ષમાં મૌર્ય વંશની શરૂઆત થઇ, એટલે કે ચન્દ્રગુપ્ત મગધના સિંહાસને આવ્યો.

મહાવીર સંવત ૧૫૫ માં નંદવંશનો અંત આણીને ચન્દ્રગુપ્ત મગધના સિંહાસને આવ્યો તે સંબંધમાં આ ઉપરાંત બીજાં પણ અનેક પ્રમાણો મળી આવે છે.

શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય પોતાના परिशिष्ट पर्व નામે ઐતિહાસિક ગ્રન્થમાં જણાવે છે કે—

'ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૬૦ વર્ષ વીતતાં નન્દ નૃપતિ બન્યો અને ભગવાન મહાવીરના નિર્વાણ પછી ૧૫૫ વર્ષ[૧૫] વીતતાં ચન્દ્રગુપ્ત નૃપતિ થયો.'

બારમી સદીમાં રચાયલ મહાગ્રન્થ प्राकृत कथावली[૧૬] માં તેના નામાંકિત કર્તા ભદ્રેશ્વરસૂરિ જણાવે છે કે—

'એ પ્રમાણે મહાવીરના મુકિત સમયને ૧૫૫ વર્ષ વીતતાં નંદવંશનો નાશ થયો અને ચન્દ્રગુપ્ત રાજા બન્યો.'[૧૭]

જૈન સ્થવિરગણના પણ આ વિધાનને સંપૂર્ણ ટેકો આપે છે.

આઠમા જૈન યુગપ્રધાન શ્રી સ્થુલિભદ્રનો જન્મ મહાવીર સંવત ૧૧૬ માં થયેલો. મ. સં. ૧૪૬ માં ત્રીશ વર્ષની વયે તેમણે દીક્ષા લીધી. તેમના પિતા શકટાલ, મગધપતિ નંદ નવમાના મહામંત્રી હતા અને નંદે વહેમથી પોતાના મહામંત્રીના વધનો પ્રસંગ આણ્યો, તે પછી થોડાજ દિવસમાં તેમણે દીક્ષા લીધી છે. આ પ્રમાણે મ. સં. ૧૪૫–૪૬ ના અરસામાં શકટાલનો વધ થયો. અને શકટાલના વધ પછી ફેલાયલી અવ્ય-વસ્થાએ નવ–દશ વર્ષમાંજ નંદવંશનું જડમૂળ ઉખેડી નાંખ્યું છે. આ ગણતરીએ પણ નંદવંશનો અંત અને ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક મહાવીર સંવત ૧૫૫ લગભગમાં આવે છે.

પાશ્ચાત્ય વિદ્વાનોએ પણ ચન્દ્રગુપ્તના ગુરુ તરીકે જેમનો સ્વીકાર કર્યો છે તે શ્રુતકેવલી શ્રી ભદ્રબાહુસ્વામી મહાવીર સંવત ૧૫૬ માં યુગપ્રધાન બન્યા અને મ. સં. ૧૭૦ માં તે સ્વર્ગવાસ પામ્યા. સ્વાભાવિક રીતેજ ચન્દ્રગુપ્ત તેમનો સમકાલિક ગણાય.

પાટલીપુત્ર વાચનાને નામે જાણીતો બનેલો જૈનોનો પહેલ પ્રથમ શાસ્ત્રસંગ્રહ મ. સં. ૧૬૦ માં, ચન્દ્રગુપ્તના રાજ્યકાળમાં, પાટલીપુત્રમાં થયેલો છે.

આ રીતે મહાવીર સંવત ૧૫૫ માં ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક જૈન ગણતરીએ તો અફર છે. અને મહાવીર સંવત ૧૫૫ એટલે ઇ. સ. પૂર્વે ૩૭૨ ગણાય.

ચન્દ્રગુપ્તના રાજ્યાભિષેક પછીની મૌર્ય કાલગણના જૈન સાહિત્યમાં ખૂબજ સ્પષ્ટ રીતે આલેખાયલી નથી. પરંતુ સ્થવિરગણનાના આધારે કેટલાક નિર્ણયો તારવી શકાય છે.

---

(૧૪) तह गद्दभिल्लरज्जं बावन्नसयं च पंच मासहियं ।

विचारसार ९५

(૧૫) अनन्तरं वर्द्धमानस्वामिनिर्वाण वासरात् ।
गतायां षष्ठिवत्सर्यामेष नन्दोऽभवन्नृपः ॥
एवं च श्री महावीर मुक्तेर्वर्षशते गते ।
पञ्चपञ्चाशदधिके चन्द्रगुप्तो भवन्नृपः ॥

परिशिष्टपर्व [illegible]

(૧૬) આ ગ્રન્થ હજી લગી અપ્રગટ છે. પાટણના ભંડારમાં જળવાયલી તેની તાડપત્ર પ્રતિપરથી તેના કર્તાનો સમય બારમી સદીનો તારવી શકાય છે. એ પુસ્તકના ઐતિહાસિક ભાગની ફોટો–પ્રીન્ટ, વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરે ઉતારી લીધી છે. તે સંસ્થાના જૈન પંડિતશ્રી લા. ભ. ગાંધીની સહાયથી અમને તે પુસ્તકના વાચનની તક સાંપડેલી.

(૧૭) एवं च महावीरमुत्ति समयाओ पंचावन्न वरिस सए वुच्छिन्ने नंदवंसे चंदगुत्तो राया जाउत्ति । ५२६–

कथावली

વિક્રમસંવત્સર પૂર્વે ૪૭૦[12]ના આસો વદિ અમાવાસ્યાની રાત્રે ભગવાન મહાવીર મુક્તિ પામ્યા અને કાર્તિક સુદ એકમની પ્રભાતથી મહાવીર સંવત્સર પ્રવર્ત્યો, તે વિષયમાં

**જૈન ગણુત્રીએ કાલગણુના**

સમગ્ર જૈન શાસ્ત્રો એકમત છે અને પ્રચલિત જૈન પંચાગ પણ તે જ ગણુનાનુસાર ચાલ્યુ આવે છે. એટલુ જ નહિ, પણ જૈનેતર ગણુનાઓ સાથે પણ તે સંપૂર્ણ મેળ ખાય છે એટને ભારતીય ઇતિહાસ-ગણુનાના પાયા તરીકે ઇ. સ પૂર્વે ૫૨૭ નુ મહાવીર નિર્વાણ અચળ બની શકે છ

ભગવાન મહાવીર જે રાત્રે મુક્તિ પામ્યા તે જ રાત્રે અવંતીપતિ ચંડનુ પણ અવસાન થયુ, તેમજ વિક્રમસંવત્સર તથા શકસંવત્સરની શરૂઆત પણ અવંતીમાંથી થાય છે, એટને જૈન શાસ્ત્રકારો વિક્રમ કે શકસંવત્સર અને મહાવીર સંવત્સર વચ્ચેની કાલગણુના અવંતીપતિઓને જ [ અને અવંતી જ્યારે સ્વતંત્ર ન હોય ત્યારે પર-પ્રાન્તના જે રાજવીએ અવંતી પર જેટલાં વર્ષ શાસન કર્યું હોય તે ગણુતરીએ ] આશ્રયીને આપે છે–

ભગવાન મહાવીર જે રાત્રીએ[13] નિર્વાણ પામ્યા તે જ રાત્રિએ અવંતીમાં પાલક રાજા ગાદીએ બેઠા. પાલકે (ને તેના વંશે) ૬૦ વર્ષ પર્યન્ત રાજ્ય ભોગવ્યું. (તે પછી) નંદોએ [ અવંતિની ગાદી પર-ભગવાન મહાવીરના નિર્વાણના ] ૧૫૫મા વર્ષ પર્યન્ત (રાજ્ય ભોગવ્યુ ) (તે પછી) ૧૬૮ વર્ષ પર્યન્ત મૌર્યો, ૩૦ વર્ષ પુષ્યમિત્ર (ને તેના વંશજો), ૬૦ વર્ષ બલમિત્ર-ભાનુમિત્ર, ૪૦ વર્ષ નભોવહન, ૧૩ વર્ષ ગર્દભિલ્લ ને ૪ વર્ષ શકરાજા [ એ રીતે શકોને હરાવી વિક્રમે પોતાનો સંવત્સર પ્રવર્તાવ્યો ત્યાંસુધી મહાવીર સંવત્સરના કુલ ૪૭૦ વર્ષ પૂરા થયા ]

વિક્રમસંવત્સરની ગણુનાની સાથોસાથ જ્યારે શકસંવત્સરની ગણુના પણ જરૂરી બને ત્યારે ઉપરની ગાથાઓમાં-છેલ્લી પંક્તિમાં-જ્યાં ગર્દભિલ્લના ૧૩ ને શકના ૪ છે ત્યાં, ગર્દભિલ્લનો-૧૫૨ વર્ષ [ ૧૩ ગર્દભિલ્લ પોતે, ૪ શક, ૬૦ વિક્રમ, ૪૦ ધર્માદિત્ય,

---

(૧૨) विक्कमरज्जारंभा पर ओ सिरिवीर निव्वुई भणिया ।
सुन्न-मुणि-वेद (४७०) जुत्तो विक्कम कालाउ जिणकालो॥

तित्थोगाली पइन्नय

(१३) ज रयणिं कालगओ अरिहा तित्थंकरो महावीरा ।
त रयणिमवंतिवई अहिसित्तो पालओराया ॥ ६२०
सट्ठी पालगरञ्ञो पणवन्नसय तु होइ नन्दाण ।
अट्ठसट्ठीसय [अट्ठसय?] मुरियाण तीसच्चिय पूसमित्ताण्णम्॥६२१
बलमित्त-भाणुमित्ताण सट्ठी वरिसाणि चत्त नहवहणे।
तह गद्दभिल्लरज्ज तेरस वासे सगस्स चउ ॥ ६२२

तित्थोगाली पइन्नय

ઉપરોક્ત ત્રણુ ગાથાઓમાંની सट्ठी पालगरञ्ञो पणवन्नसय तु होइ नन्दाण-એ પંક્તિનો સાચો અર્થ તો "(ભગવાન મહાવીરના નિર્વાણુ પછી) ૬૦ વર્ષ પાલકવંશે રાજ્ય કર્યુ અને (ભગવાન મહાવીરના નિર્વાણુ પછી) ૧૫૫ વર્ષ પર્યન્ત નન્દોએ રાજ્ય કર્યુ" એટલે કે ૬૦ વર્ષ પાલકવંશનાં ને ૯૫ નન્દોનાં એમ કુલ ૧૫૫. પણ મધ્યયુગના ગમે તે કોઈક વિદ્વાને એ પંક્તિના અર્થ 'ભગવાન મહાવીરના નિર્વાણુ પછી ૬૦ વર્ષ પાલકવંશે રાજ્ય કર્યું અને તે પછી ૧૫૫ વર્ષ પર્યન્ત નન્દોએ રાજ્ય કર્યું '-એ પ્રમાણે કર્યો, પરંતુ તેમ થતાં કુલ સરવાળો ૪૭૦ ને બદલે ૫૩૦ થવા લાગ્યો, જેથી પ્રચલિત અને સર્વમાન્ય સાંવત્સરિક ગણુનામાં ૬૦ વર્ષનો વધારો જણાવા લાગ્યો, પરિણામે મૌર્યવંશના ૧૬૮ વર્ષ [अट्ठसट्ठीसयं] ને બદલે ૧૦૮ વર્ષ [ अट्ठसय ] એવો સુધારો કરવામાં આવ્યો પણ મૌર્ય શાસનકાળ તો ચોક્કસ સ્વરૂપમાં ૧૬૦ કરતા પણ થોડાક વધુ વર્ષ ચાલ્યો છે, અને નન્દવંશનો અંત અને ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક મહાવીર નિર્વાણુસંવત ૧૫૫ મા વર્ષમાં કરાવનારાં બીજાં પણ સંખ્યાબંધ જૈન પ્રમાણો મળી આવે છે, એટલે તે સુધારાવાળી ગાથાઓ કરતાં મૂળ ગાથાઓ જ વધારે વ્યાજબી જણાય છે અન્ય વિદ્વાનો આ ગાથાઓમાં રૂપગે રૂપગે મનગમતાં ફેરફારો સૂચવે છે પણ તેટલા બધા ફેરફાર પછી તો મૂળ ગાથાઓનો કંઈ અર્થ જ ન રહે.

રીતેજ મહાવીર સંવત ૨૩૭ (ઇ. સ. પૂર્વે ૨૯૦) માં અશોકના શાસનકાળની પૂર્ણાહુતિ થાય. અને અશોકની પછી તેના અંધ વડીલપુત્ર કુણાલનો પુત્ર સંપ્રતિ ગાદીએ આવ્યો હોવાના સંબંધમાં તો સર્વે એકમત છે. એટલે મ. સં. ૨૩૭ (ઇ. સ. પૂર્વે ૨૯૦) થી[૨૬] મૌર્યવંશનો મોવડી અને ભારતનો સમ્રાટ સંપ્રતિ જ લેખાય.

ચન્દ્રગુપ્તને અલેકઝાંડરનો સમકાલિક લેખવતા સર વિલિયમ જોન્સના કથનને વધારે ખ્યાતિ મળ્યા પછી, જૈનોમાં એક એવો નાનો વર્ગ ઊભો થયો છે કે જે ઉપર્યુક્ત કાલગણનાને બાજુએ રાખી નવી કાલગણના ઉપજાવી કાઢે છે. તે પક્ષ, ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક મ. સં. ૧૫૫ માં થયો એવા શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યના અને શ્રી ભદ્રેશ્વરસૂરિના સ્પષ્ટ કથનને તુચ્છકારી કાઢી, तित्थोगाली पइन्नय ની ગાથાઓનો મનફાવતો અર્થ કરીને ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક મ. સં. ૨૧૫ માં મૂકે છે અને એ. રીતે ૬૦ વર્ષના ઉમેરાથી સંપ્રતિનો રાજ્યાભિષેક મ. સં. ૨૯૭ માં ધકેલાય છે. આ વિધાનના ટેકામાં તેઓ પાછલા યુગના दीपालीका कल्प નામે એક બિનસત્તાવાર ગ્રન્થનો નિમ્નોક્ત મત ટાંકે છે—

તે ગ્રન્થમાં ભગવાન મહાવીરના મુખે એવું કથન ઉચ્ચરાવવામાં આવ્યું છે કે—'મારાં મોક્ષગમનને ત્રણ સૈકા થતાં ઉજ્જયિની મહાનગરમાં સંપ્રતિ રાજા થશે.'[૨૭]

એક તો આ ગ્રન્થ પ્રાચીન કે પ્રામાણિક નથી. બીજું તેની રચના થઇ તે સમયે तित्थोगाली पइन्नय ની ઉપરોક્ત ગાથાઓના અર્થમાં મતભેદ પડી ચૂકયો હતો અને ત્રીજું તેમજ મહત્ત્વનું લક્ષણ એ છે કે આ મતમાં સંપ્રતિના રાજ્યકાળના વર્ષનો સ્પષ્ટ નિર્દેશ નથી પણ કેવળ ત્રીજા સૈકાનુંજ સૂચન છે. મ. સં. ૨૯૭ જેમ ત્રીજા સૈકામાં ગણાય તેમ મ. સં. ૨૩૭ પણ ત્રીજા સૈકામાંજ લેખાય.

જૈન ગણતરીએ આ કાલગણના સ્વીકાર્ય ન બનવાનું એક મહત્ત્વનું કારણ અભેદ્ય અને એકમત ધરાવતી એવી જૈન સ્થવિરગણના છે.

ચન્દ્રગુપ્તના ગુરુ શ્રી ભદ્રબાહુસ્વામી મહાવીર સંવત ૧૭૦ માં સ્વર્ગવાસ પામ્યા. તેમની પછી યુગપ્રધાન (જૈન સાધુ-સમુદાયના શિરોમણિ) પદે શ્રી સ્થૂલિભદ્ર આવ્યા. સ્થૂલિભદ્ર મ. સં. ૨૧૫ માં સ્વર્ગવાસ પામ્યા ને તેજ સાલમાં આર્યમહાગિરિ યુગપ્રધાન બન્યા. આર્યમહાગિરિ મ. સં. ૨૪૫ માં સ્વર્ગવાસ પામ્યા અને તે જ વર્ષમાં તેમના લઘુ ગુરુભાઇ શ્રી આર્યસુહસ્તી યુગપ્રધાનપદે આવ્યા. સંપ્રતિ રાજા છેલ્લા બંને યુગપ્રધાનોનો સમકાલિક હોવાની હકીકતો પ્રાચીનમાં પ્રાચીન અને પ્રમાણભૂત ગ્રન્થોમાં પણ મળી આવે છે—

'એક પ્રસંગે સંપ્રતિ નૃપતિ ફરતા ફરતા ઉજ્જયિનીપુરીમાં ગયા......એ વખતે જીવંતસ્વામીની પ્રતિમાની રથયાત્રાનો મહોત્સવ હોવાથી આર્યમહાગિરિ

---

(૨૬) हिमवत् थेरावली માં અશોકનું મરણ અને સંપ્રતિના સમ્રાટપદની શરૂઆત મહાવીર સંવત ૨૪૪ માં જણાવેલ છે, જ્યારે હિંદી સરકારના પુરાતત્ત્વખાતાના માજી નાયબ અધિકારી શ્રી. પી. સી. મુકરજી Indian Antiquary ના ૩૨ મા ગ્રંથમાં (પૃ. ૨૩૧-૨૩૩) હસ્તલિખિત જૈન ગ્રંથોના આધારે સંપ્રતિના શાસનકાળની શરૂઆત મહાવીર સંવત ૨૩૫ માં થતી હોવાનું જણાવે છે.

Indian Antiquary ના XI ગ્રંથના પૃ. ૨૪૬ પર પણ આ જ મંતવ્ય રજુ થયું છે. (નીચેની નં. ૩૦ નોટ જુઓ.)

આ મતે સંપ્રતિના સમ્રાટપદની શરૂઆત આપણા કરતાં બે વર્ષ વહેલી થતી જણાય છે. તેના કારણ તરીકે-કાં તો બિન્દુસારનો શાસનકાળ ૨૮ ને બદલે ૨૫ વર્ષ વધારે વ્યાજબી માનવામાં આવ્યો હોય અથવા તો અશોકે પોતાના રાજ્યાભિષેકના ૩૫ મા વર્ષમાં સંપૂર્ણ નિવૃત્તિ સ્વીકારી લીધી હોવાનું ગણીને બાકીનાં બે વર્ષ સંપ્રતિનેજ ફાળે નોંધાયાં હોય.

(૨૭) दिनतो मम मोक्षस्य गते वर्षशतत्रये।
उज्जयिन्यां महापुर्यां भावी संप्रतिभूपतिः॥
जिनसुन्दर सूरि कृत—दीपालिका कल्प

પાશ્ચાત્ય વિદ્વાનો અને પ્રચલિત ઇતિહાસ પણ એ વાત તો કબુલે છે[18] કે ચન્દ્રગુપ્ત પોતાની ઉત્તરાવસ્થામાં રાજપાટ અને સંસાર તજીને ભદ્રબાહુસ્વામીની સાથે દક્ષિણમાં શ્રવણબેલગોલ ચાલ્યો ગયેલો ભદ્રબાહુસ્વામી દક્ષિણ-ગમન પછી તરતમાં જ મહાવીર સંવત ૧૭૦ (ઇ સ પૂર્વે ૩૫૭)માં[19] સ્વર્ગવાસ પામ્યા છે એટલે ચંદ્રગુપ્તે ઇ સ પૂર્વે ૩૫૮ થી ૩૫૭ ના ગાળામાં રાજપાટનો ત્યાગ કરેલો ગણાય ચંદ્રગુપ્ત ભદ્રબાહુસ્વામીની સાથે સાધુવેશે દક્ષિણમાં ગયો હોવા સંબંધી વિસ્તૃત હકીકત તો એકલા દિગંબર જૈન સાહિત્યમાંજ મળે છે,[20] પરંતુ મહાવીર સંવત ૧૭૦ માં ભદ્રબાહુના સ્વર્ગવાસ વિષે તો દિગંબરો અને શ્વેતાંબરોનું સર્વ સાહિત્ય એકમત છે

બિંદુસાર સંબંધમાં જૈન સાહિત્યમાં જોઇતી હકીકત મળતી નથી[21] પરંતુ પુરાણોમાં અને બૌદ્ધ સાહિત્યમાં તે મળી આવે છે એટલે આ ખોટ એમની મદદથીજ પૂરવી રહી પુરાણો બિન્દુસારનો શાસનકાળ ૨૫ વર્ષનો[22] જણાવે છે જ્યારે બૌદ્ધ સાહિત્ય તેનો શાસનકાળ ૨૮ વર્ષનો[23] જણાવે છે પરંતુ કાળગણના વર્ષોના વિષયમાં પુરાણો કરતાં બૌદ્ધ સાહિત્ય વધારે કાળજી રાખે છે એટલે બિંદુસારનો શાસનકાળ ૨૮ વર્ષનો ગણતાં તેનો અંત મહાવીરસંવત ૧૯૭ અથવા તો ઇ સ પૂર્વે ૩૩૦ માં ગણાય

બિંદુસારનો મોટો પુત્ર અને યુવરાજ સુસીમ હતો, પરંતુ પ્રતિભા નાના પુત્ર અશોકમાં વધારે હતી બિંદુસારના મરણ પછી અશોકે સુસીમનો વધ કરાવી તેને આગની ખાઇમાં ફેંકાવી દીધો [ 'અશોકાવદાન' ને દિવ્યાવદાન '] અને તે પોતે સિંહાસને ચડી બેઠો 'મહાવંશ' માં જણાવ્યા અનુસાર અશોકે પોતાના કુલ ૯૯ ભાઇનો વધ કર્યો આ અવ્યવસ્થામાં ચાર વર્ષ વીતી ગયાં તે પછી અશોકે પોતાનો રાજ્યાભિષેક ઉજવ્યો છે એટલે સ્વાભાવિક રીતેજ તેનો રાજ્યાભિષેક મ. સ ૨૦૧ અથવા ઇ સ પૂર્વે ૩૨૬ માં થયેલ ગણાય.

અશોકનો શાસનકાળ કેટલાં વર્ષ ચાલ્યો તે અંગે જૈન સાહિત્યમાં સત્તાવાર હકીકત મળતી નથી[24] એટલે તે વિષયમાં પણ પૌરાણિક અને બૌદ્ધમતને અનુસરવું રહ્યું પણ સદ્‌ભાગ્યે આ વિષયમાં પુરાણો તથા બૌદ્ધ સાહિત્ય એકમત છે તેઓ બંને અશોકનો શાસનકાળ ૩૬ થી ૩૭ વર્ષનો જણાવે છે[25] એટલે સ્વાભાવિક

---

(૧૮) I am disposed to bel eve that—Chandragupta really abdicated and became a Ja na ascetic— Early H story of India 144 by V Sm th
આ અંગે વિશેષ પ્રમાણો માટે જુઓ પ્રાચીન ભારતવર્ષ ભાગ બીજો પૃ. ૨૦૧ થી ૨૦૪.

(૧૯) श्री वीर मोक्षाद्वर्षशते सप्तत्यग्र गते सति।
भद्रबाहुरपि स्वामी ययौ स्वर्गं समाधिना ॥
परिशिष्ट पर्व[ श्रीमद् हेमचन्द्राचार्य ]

(૨૦) શ્વેતાંબર જૈન સાહિત્યમાં તો ચંદ્રગુપ્તના અંત વિષે એટલું જ જણાવ્યું છે કે 'તે સમાધિ-મરણ પામી સ્વર્ગે ગયો
'समाधिमरण प्राप्य दिवं ययौ
श्रीमद् हेमचन्द्राचार्य कृत परिशिष्टपर्व-सर्ग-५
પરંતુ ભદ્રબાહુસ્વામી અને ચંદ્રગુપ્ત બંનેને માટે શ્વેતાંબર સાહિત્ય સમાધિમરણ પામીને સ્વર્ગે ગયા એ પ્રમાણે ઉલ્લેખ કરે છે તે ચન્દ્રગુપ્તે દીક્ષા સ્વીકારેલ હોવાનું સ્પષ્ટ સૂચન છે

(વિશેષ માટે જુઓ પ્રથમ પરિચ્છેદ નં ૯)

(૨૧) हिमवत् थेरावली નામે એક બિનસત્તાવાર જૈન ગ્રન્થમાં તેનો શાસનકાળ ૨૫ વર્ષનો જણાવેલ છે

(૨૨) भविता भद्रसार ( वि पु बिन्दुसार ) स्तु पञ्चविंशत्समा नृप ।
ब्रह्माण्डपुराण
म० भा० उपोद्घात ३ अ ७४ प १८५

(૨૩) तस्स पुत्तो बिन्दुसारो अट्ठवीसति कारयि ।
महावंश ५-१८

(૨૪) हिमवत् थेरावली માં તેનો શાસનકાળ ૩૫ વર્ષનો જણાવાયેલ છે

(૨૫) षट् त्रिंशत्तु समा राजा भविताऽशोक एव च ।
मत्स्यपुराण-२७२
આ સંબંધમાં महावंश, दीपवंश अशोकावदान दिव्यावदान આદિ બૌદ્ધ ગ્રંથો એકમત છે

રીતેજ મહાવીર સંવત ૨૩૭ (ઈ. સ. પૂર્વે ૨૯૦) માં અશોકના શાસનકાળની પૂર્ણાહુતિ થાય. અને અશોકની પછી તેના અંધ વડીલપુત્ર કુણાલનો પુત્ર સંપ્રતિ ગાદીએ આવ્યો હોવાના સંબંધમાં તો સર્વે એકમત છે. એટલે મ. સં. ૨૩૭ (ઈ. સ. પૂર્વે ૨૯૦) થી[૨૬] મૌર્યવંશનો મોવડી અને ભારતનો સમ્રાટ સંપ્રતિ જ લેખાય.

ચન્દ્રગુપ્તને અલેક્ઝાંડરનો સમકાલિક લેખવતા સર વિલિયમ જોન્સના કથનને વધારે ખ્યાતિ મળ્યા પછી, જૈનોમાં એક એવો નાનો વર્ગ ઊભો થયો છે કે જે ઉપર્યુક્ત કાલગણનાને બાજુએ રાખી નવી કાલગણના ઉપજાવી કાઢે છે. તે પક્ષ, ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક મ. સં. ૧૫૫ માં થયો એવા શ્રીમદ હેમચન્દ્રાચાર્યના અને શ્રી ભદ્રેશ્વરસૂરિના સ્પષ્ટ કથનને તુચ્છકારી કાઢી, तित्थोगाली पइन्नय ની ગાથાઓનો મનફાવતો અર્થ કરીને ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક મ. સં. ૨૧૫ માં મૂકે છે અને એ રીતે ૬૦ વર્ષના ઉમેરાથી સંપ્રતિનો રાજ્યાભિષેક મ. સં. ૨૯૭ માં ધકેલાય છે. આ વિધાનના ટેકામાં તેઓ પાછલા યુગના दीपालीका कल्प નામે એક બિનસત્તાવાર ગ્રન્થનો નિમ્નોકત મત ટાંકે છે—

તે ગ્રન્થમાં ભગવાન મહાવીરના મુખે એવું કથન ઉચ્ચરાવવામાં આવ્યું છે કે—'મારા મોક્ષગમનને ત્રણ સૈકા થતાં ઉજ્જયિની મહાનગરમાં સંપ્રતિ રાજા થશે.'[૨૭]

એક તો આ ગ્રન્થ પ્રાચીન કે પ્રામાણિત નથી. બીજું તેની રચના થઈ તે સમયે तित्थोगाली पइन्नय ની ઉપરોકત ગાથાઓના અર્થમાં મતભેદ પડી ચૂકયો હતો અને ત્રીજું તેમજ મહત્ત્વનું લક્ષણ એ છે કે આ મતમાં સંપ્રતિના રાજ્યકાળના વર્ષનો સ્પષ્ટ નિર્દેશ નથી પણ કેવળ ત્રીજા સૈકાનુંજ સૂચન છે. મ. સં. ૨૯૭ જેમ ત્રીજા સૈકામાં ગણાય તેમ મ. સં. ૨૩૭ પણ ત્રીજા સૈકામાંજ લેખાય.

જૈન ગણતરીએ આ કાલગણના સ્વીકાર્ય ન બનવાનું એક મહત્ત્વનું કારણ અભેદ્ય અને એકમત ધરાવતી એવી જૈન સ્થવિરગણના છે.

ચન્દ્રગુપ્તના ગુરુ શ્રી ભદ્રબાહુસ્વામી મહાવીર સંવત ૧૭૦ માં સ્વર્ગવાસ પામ્યા. તેમની પછી યુગપ્રધાન (જૈન સાધુ-સમુદાયના શિરોમણિ)પદે શ્રી સ્થૂલિભદ્ર આવ્યા. સ્થૂલિભદ્ર મ. સં. ૨૧૫ માં સ્વર્ગવાસ પામ્યા ને તેજ સાલમાં આર્યમહાગિરિ યુગપ્રધાન બન્યા. આર્યમહાગિરિ મ. સં. ૨૪૫ માં સ્વર્ગવાસ પામ્યા અને તે જ વર્ષમાં તેમના લઘુ ગુરુભાઈ શ્રી આર્યસુહસ્તી યુગપ્રધાનપદે આવ્યા. સંપ્રતિ રાજા છેલ્લા બંને યુગપ્રધાનોનો સમકાલિક હોવાની હકીકતો પ્રાચીનમાં પ્રાચીન અને પ્રમાણભૂત ગ્રન્થોમાં પણ મળી આવે છે—

'એક પ્રસંગે સંપ્રતિ નૃપતિ ફરતા ફરતા ઉજ્જયિનીપુરીમાં ગયા......એ વખતે જીવંતસ્વામીની પ્રતિમાની રથયાત્રાનો મહોત્સવ હોવાથી આર્યમહાગિરિ

---

(૨૬) हिमवत् थेरावली માં અશોકનું મરણ અને સંપ્રતિના સમ્રાટપદની શરૂઆત મહાવીર સંવત ૨૪૪ માં જણાવેલ છે, જ્યારે હિંદી સરકારના પુરાતત્ત્વખાતાના માજી નાયબ અધિકારી શ્રી. પી. સી. મુકરજી Indian Antiquary ના ૩૨ મા ગ્રંથમાં (પૃ. ૨૩૨-૨૩૩) હસ્તલિખિત જૈન ગ્રંથોના આધારે સંપ્રતિના શાસનકાળની શરૂઆત મહાવીર સંવત ૨૩૫ માં થતી હોવાનું જણાવે છે.

Indian Antiquary ના XI ગ્રંથના પૃ. ૨૪૬ પર પણ આ જ મંતવ્ય રજુ થયું છે. (નીચેની નં. ૩૦ નોટ જુઓ.)

આ મતે સંપ્રતિના સમ્રાટપદની શરૂઆત આપણા કરતાં બે વર્ષ વહેલી થતી જણાય છે. તેના કારણ તરીકે—કાં તો બિન્દુસારનો શાસનકાળ ૨૮ ને બદલે ૨૫ વર્ષ વધારે વ્યાજબી માનવામાં આવ્યો હોય અથવા તો અશોકે પોતાના રાજ્યાભિષેકના ૩૫ મા વર્ષમાં સંપૂર્ણ નિવૃત્તિ સ્વીકારી લીધી હોવાનું ગણીને બાકીનાં બે વર્ષ સંપ્રતિનેજ ફાળે નોંધાયાં હોય.

(૨૭) दिनतो मम मोक्षस्य गते वर्षशतत्रये।
उज्जयिन्यां महापुर्यां भावी संप्रतिभूपतिः ॥
जिनसुन्दर सूरि कृत—दीपालिका कल्प

અને આર્યસુહસ્તી આચાર્ય પણ ત્યાં પધાર્યા હતા જીવતસ્વામીનો રથ, ઉત્સવ સાથે જિનમંદિરની બહાર નીકળ્યો અને બન્ને આચાર્યો તમજ સંઘથી પરવરેલો તે રથ ફરતાં ફરતાં રાજમંદિરના દ્વાર આગળ આવતાં રાજાની નજર આચાર્ય પર પડી તેને પોતાનો પૂર્વભવ સાંભરી આવ્યો તે જાણીને આચાર્યના ચરણમાં નમ્યો અને બાર વ્રતના સ્વીકારવાપૂર્વક જૈન ધર્મ અંગીકાર કર્યો [૨૮]

આ રીતે સંપ્રતિએ આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તી બન્નેની રૂબરૂમાં જૈન ધર્મ સ્વીકાર્યો છે અને શ્રીમદ્ હેમચંદ્રાચાર્યના આ કથનને જૈન સાહિત્યના સમસ્ત ઐતિહાસિક ગ્રન્થો અને આચાર્યોનો ટેકો છે

અને સંપ્રતિએ જૈન ધર્મ સ્વીકાર્યો પછી પણ કેટલાક વર્ષ પર્યન્ત આર્યમહાગિરિ હયાત હોવાના અનેક પ્રમાણો પ્રાચીન જૈન શાસ્ત્રોમાંથી મળી આવે છે—

'સંપ્રતિ રાજાએ નગરની ચારે દિશામાં ભોજન શાળાઓ કરાવી અને ત્યાંથી સાધુઓને આહાર મળે એવી તેણે વ્યવસ્થા કરી તે ઉપરાંત નગરના વ્યાપારીઓને તેણે એવી સૂચના કરી કે તમણે જૈન સાધુઓને સર્વ સામગ્રી પુરી પાડવી અને તેના નાણાં તેમને રાજા પાતે ચૂકવી આપશે આમ થવાથી સાધુઓને બધી ચીજો સહજ મળવા લાગી અને તેમને કોઈ પણ પ્રકારનું કષ્ટ રહ્યું નહિ આ એક પ્રકારનો રાજપિંડ (રાજકૃપાથી મળતું ભોજન) કહેવાય અને તે સ્વીકારવાનો જૈન શાસ્ત્રમાં નિષેધ હોઈ આર્ય મહાગિરિએ સાધુઓના ઉક્ત વર્તન પ્રત્યે વિરોધ દર્શાવ્યો પણ આર્યસુહસ્તીએ કહ્યું કે એ 'રાજપિંડ' નથી પરંતુ પ્રજા પોતાની સ્વૈચ્છિક ભક્તિથીજ સાધુઓને વહોરાવે છે આર્યસુહસ્તીની એ વર્તણુથી આર્ય મહાગિરિએ આર્યસુહસ્તી સાથેનો સંબંધ તોડી નાખ્યો. પરંતુ પાછળથી આર્યસુહસ્તીએ ક્ષમા માગી અને ઉપર પ્રમાણે 'રાજપિંડ' ન લેવાની પ્રતિજ્ઞા કરી ત્યારે આર્યમહાગિરિએ આર્યસુહસ્તી સાથેનો પોતાનો સંબંધ ફરી ચાલુ કર્યો [૨૯]

ઉપરના બન્ને ઉલ્લેખોથી એ સ્પષ્ટ જણાઈ આવે છે કે સંપ્રતિ નૃપતિએ જૈન ધર્મ સ્વીકાર્યો ત્યારે આર્યમહાગિરિ હયાત હતા અને તે પછી સંપ્રતિએ જૈન સાધુઓ માટે આહારની વ્યવસ્થા કરી તે

અને માર્ગ બદલવાથી આર્યમહાગિરિએ તેમની સાથે સંબંધ ચાલુ કર્યો તે પછી આર્યમહાગિરિ સ્વર્ગવાસ પામ્યા અને આર્યસુહસ્તી તેમના પદે (યુગ પ્રધાનપદે) આવ્યા

હવે આર્ય મહાગિરિ મ સં ૨૧૫ માં યુગ પ્રધાનપદે આવ્યા અને ૨૪૫ માં સ્વર્ગવાસ પામ્યા તેમજ મ સ ૨૪૫ માં આર્યસુહસ્તી યુગપ્રધાન બન્યા તે સંબંધમાં સ્થવિરાવલી, યુગપ્રધાનપટ્ટાવલી આદિ સમગ્ર જૈન શાસ્ત્રો એકમત છે એટલે દેખીતી રીતજ સંપ્રતિ-રાજા મ સ ૨૪૫ ની કેટલાક વર્ષ અગાઉ સિંહાસને આવ્યો હોય. એ સંયોગોમાં સંપ્રતિના

---

(૨૮) શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય કૃત-परिशिष्ट पर्व સર્ગ ૧૧

(૨૯) આ બાબતને લગતું વર્ણન परिशिष्ट पर्व ભદ્રેશ્વર કથાવલી અને बृहत्कल्प चूर्णि ઉપરાંત સાતમી સદીમાં રચાયેલ निशीथचूर्णि માં પણ મળી આવે છે તેમનો જરૂરી ભાગ મૂળ પ્રમાણ તરીકે નીચે રજૂ કરીએ છીએ—

ताहे राया त सुवगारे भणति—साधूण दवगहा कठा। ण कवल भुवगारा भणति एमव तक्कि गहा कठा। पणित्ति महझावणा, विरणित्ति दारिद्दावणा, एव दाणे पुच्छाय महागिरिणोत्ति। ताहे अज्जमहागिरिणा अज्जसुहत्थी भणितो अज्जो! तुम नाम एरिसो एव भणसि। तत्ति सभोगवच्छेद् कठ।

—बृहत्कल्पचूर्णि उ १ पृ १२५।

ततो अज्जसुहत्थी पच्चाउट्टो मिच्छामि दुक्कड करोति। ण पुणो गण्हामो एव भणिए सभुत्तो।

—निशीथ चूर्णि उ ८ पृ १५१।

રાજ્યાભિષેક મહાવીર સંવત ૨૯૭ કરતાં મ. સં. ૨૩૭ માં વધારે સુસંગત ગણાય.

આ રીતે જૈન ગણતરીથી ભારતીય કાલગણનામાં આપણે નીચે પ્રમાણે નિર્ણયો તારવી શકીએ છીએ :-

| | મ. સં. | ઈ. સ. પૂર્વે |
|---|---|---|
| નવમા નંદના મહામંત્રી શકટાળનો વધ | ૧૪૫ | ૩૮૨ |
| નંદવંશનો અંત ... ... | ૧૫૫ | ૩૭૨ |
| ચન્દ્રગુપ્ત મગધના સમ્રાટપદે ... | ૧૫૫ | ૩૭૨ |
| ચન્દ્રગુપ્તની દીક્ષા ... ... | ૧૬૯ | ૩૫૮ |
| બિન્દુસારનો રાજ્યાભિષેક ... | ૧૬૯ | ૩૫૮ |
| બિન્દુસારનું મરણ ... ... | ૧૯૭ | ૩૩૦[૩૦] |
| અશોકનો રાજ્યાભિષેક ... | ૨૦૧ | ૩૨૬ |
| સંપ્રતિનો રાજ્યાભિષેક ... | ૨૩૭ | ૨૯૦ |

આનીસાથેસાથ જૈન સ્થવિર-ગણના પણ ભારતની ઐતિહાસિક કાલગણનામાં મહત્ત્વનો ભાગ ભજવે છે, એટલે તે પણ અહીં ઉપયોગી થઈ પડવા સંભવ છે. એ સ્થવિરગણના વિષે સમગ્ર જૈન શાસ્ત્રો એકમત હોઈને તે પર ચર્ચા ન કરતાં તેને તે તે રાજાની સમકાલિકતાના સૂચન સાથે રજૂ કરવાનું જ યોગ્ય થઈ પડશે—

| પ્રસંગ. | મ. સં. | ઈ.સ.પૂર્વે | સમકાલિક રાજા |
|---|---|---|---|
| ભગવાન મહાવીરની મુક્તિ ... | ૦ | ૫૨૭ | મગધપતિ અજાતશત્રુ (કોણિક) ના સમયે. તે જ દિવસે અવંતીમાં નૃપતિ ચંડનું અવસાન ને પાલકનો રાજ્યાભિષેક |
| સુધર્માસ્વામી યુગપ્રધાનપદે ... | ૦ | ૫૨૭ | મગધપતિ અજાતશત્રુના સમયે |
| સુધર્માસ્વામીની મુક્તિ ... | ૨૦ | ૫૦૭ | મગધપતિ ઉદયનના સમયે |
| જંબુસ્વામી યુગપ્રધાનપદે ... | ૨૦ | ૫૦૭ | મગધપતિ ઉદયનના સમયે |
| જંબુસ્વામીની મુક્તિ ... | ૬૪ | ૪૬૩ | મગધપતિ પ્રથમ નંદના સમયે |
| પ્રભવસ્વામી યુગપ્રધાનપદે ... | ૬૪ | ૪૬૩ | મગધપતિ પ્રથમ નંદના સમયે |
| શય્યંભવસ્વામી યુગપ્રધાનપદે ... | ૭૫ | ૪૫૨ | મગધપતિ બીજા નંદના સમયે |
| યશોભદ્રસૂરિ યુગપ્રધાનપદે ... | ૯૮ | ૪૨૯ | મગધપતિ બીજા નંદના સમયે |
| શ્રી સ્થૂલિભદ્રની દીક્ષા ... | ૧૪૫ | ૩૮૨ | મગધપતિ નવમા નંદના સમયે |
| સંભૂતિવિજય યુગપ્રધાનપદે ... | ૧૪૮ | ૩૭૯ | મગધપ ત નવમા નંદના સમયે |

(૩૦) પુરાણો બિન્દુસારનો શાસનકાળ ૨૫ વર્ષનો આંકે છે [भविता बिन्दुसारस्तु पञ्चविंशत् समा नृपः—विष्णुपुराण, ब्रह्मांडपुराण म. भ. उपोन्या. ३ अ. ७४ प. १८५]. જૈન ગ્રન્થો પણ તે ૨૫ વર્ષનોજ જણાવે છે [हिमवत् थेरावली], તેમજ બ્રહ્મદેશની બૌદ્ધ ગણના તેનો શાસનકાળ ૨૭ વર્ષનો ગણાવે છે. આ સંયોગોમાં બિન્દુસારના અને અશોકના રાજ્યાભિષેક વચ્ચે સિલોનગણનાનુસારનું ૩૨ વર્ષનું અંતર કંઈક વિશેષ પડતું લાગે છે, પરિણામે ઉપરની ગણનાઓને માન આપી સીલોન ગણનામાંથી ચોક્ક વર્ષનો ઘટાડો કરવામાં આવે તો અશોકનો રાજ્યાભિષેક ઇ. સ. પૂર્વે ૩૨૯-૩૦ ના ગાળામાં મુકાય છે. ગ્રીક દંતકથાઓ જણાવે છે કે સેલ્યુકસે ઇ.સ. પૂર્વે ૩૦૪ માં સેન્ડ્રેકોટસ (ચંડાશોક) સાથે સંધિ કરીને તેને પોતાની પુત્રી પરણાવી ત્યારેતે રાજાનું બત્રીસમું વર્ષ ચાલતું હતું. [ અર્લી હીસ્ટરી ઓફ ઇન્ડિયા પૃ.૧૧૯ ]. આ વિધાન ઉપરોક્ત મંતવ્યને ટેકારૂપ નીવડે છે, તે પછી અશોકના રાજ્યકાળનાં ૩૭ વર્ષ પસાર થયે સંપ્રતિનો રાજ્યાભિષેક થાય છે, એટલે સંપ્રતિનો રાજ્યાભિષેક ઇ. સ. પૂર્વે ૨૯૨-૯૩ ના અરસામાં મૂકાય, આ વિધાન જૈન ગણતરી સાથે મળતું આવે છે, કેમકે કેટલીક પ્રાચીન જૈન પ્રતોમાં સંપ્રતિનો રાજ્યાભિષેક મ. સં. ૨૩૫ માં દર્શાવવામાં આવેલ છે [Indian Antiquary Vol. XI, p. 246 તથા Vol. XXXII, p. 232] જે ઇ. સ. પૂર્વે ૨૯૨ ને સમાંતર છે. એટલે આ ગણના પણ ધ્યાનપાત્ર તો છે જ. આપણી ગણના અને આ ગણના વચ્ચે માત્ર બે વર્ષનું જ અંતર છે.

અને આર્ય સુહસ્તી આચાર્ય પણ ત્યાં પધાર્યા હતા. જીવતસ્વામીનો રથ, ઉત્સવ સાથે જિનમંદિરની બહાર નીકળ્યો અને બંને આચાર્યો તેમજ સંઘથી પરવરેલો તે રથ ફરતા ફરતા રાજમંદિરના દ્વાર આગળ આવતા રાજાની નજર આચાર્ય પર પડી તેને પોતાનો પૂર્વભવ સાભરી આવ્યો તે જાણીને આચાર્યના ચરણમાં નમ્યો તેણે બાર વ્રતના સ્વીકારવાપૂર્વક જૈન ધર્મ અંગીકાર કર્યો ' ૨૮

આ રીતે સંપ્રતિએ આર્યમહાગિરિ અને આર્ય સુહસ્તી બંનેની હયાતીમાં જૈન ધર્મ સ્વીકાર્યો છે અને શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યના આ કથનને જૈન સાહિત્યના સમસ્ત ઐતિહાસિક ગ્રન્થો અને આચાર્યોનો ટેકો છે

અને સંપ્રતિએ જૈન ધર્મ સ્વીકાર્યા પછી પણ કેટલાક વર્ષ પર્યન્ત આર્યમહાગિરિ જીવત હોવાના અનેક પ્રમાણો પ્રાચીન જૈન શાસ્ત્રોમાંથી મળી આવે છે—

'સંપ્રતિ રાજાએ નગરની ચારે દિશામાં ભોજન શાળાઓ કરાવી અને ત્યાંથી સાધુઓને આહાર મળે એવી તેણે વ્યવસ્થા કરી તે ઉપરાંત નગરના વ્યાપારીઓને તેણે એવી સૂચના કરી કે તેમણે જૈન સાધુઓને સર્વ સામગ્રી પુરી પાડવી અને તેના નાણાં તેમને રાજા પોતે ચૂકવી આપશે આમ થવાથી સાધુઓને બધી ચીજો સહજ મળવા લાગી અને તેમને કોઈ પણ પ્રકારનું કષ્ટ રહ્યું નહિ. આ એક પ્રકારનો રાજપિંડ' (રાજકૃપાથી મળતું ભોજન) કહેવાય અને તે સ્વીકારવાનો જૈન શાસ્ત્રમાં નિષેધ હોઈ આર્ય મહાગિરિએ સાધુઓના ઉક્ત વર્તન પ્રત્યે વિરોધ દર્શાવ્યો પણ આર્યસુહસ્તીએ કહ્યું કે એ 'રાજપિંડ' નથી પરંતુ પ્રજા પોતાની સ્વૈચ્છિક ભક્તિથીજ સાધુઓને વહોરાવે છે આર્યસુહસ્તીની એ વર્તણુંથી આર્યમહાગિરિએ આર્યસુહસ્તી સાથેનો સંબંધ તોડી નાખ્યો પરંતુ પાછળથી આર્યસુહસ્તીએ ક્ષમા માગી અને ઉપર પ્રમાણે 'રાજપિંડ' ન લેવાની પ્રતિજ્ઞા કરી ત્યારે આર્યમહાગિરિએ આર્યસુહસ્તી સાથેનો પોતાનો સંબંધ ફરી ચાલુ કર્યો '૨૯

ઉપરના બંને ઉલ્લેખોથી એ સ્પષ્ટ જણાય આવે છે કે સંપ્રતિ નૃપતિએ જૈન ધર્મ સ્વીકાર્યો ત્યારે આર્યમહાગિરિ હયાત હતા અને તે પછી સંપ્રતિએ જૈન સાધુઓ માટે આહારની વ્યવસ્થા કરી, તે વ્યવસ્થા સંબંધમાં આર્યમહાગિરિ અને આર્યસુહસ્તી વચ્ચે મતભેદ પડ્યો બંને જુદા પડ્યા, પણ પાછળથી આર્યસુહસ્તીએ પોતાની ભૂલ સમજીને ક્ષમા માગવાથી અને માર્ગ બદલવાથી આર્યમહાગિરિએ તેમની સાથે સંબંધ ચાલુ કર્યો તે પછી આર્યમહાગિરિ સ્વર્ગવાસ પામ્યા અને આર્યસુહસ્તી તેમના પદે (યુગ પ્રધાનપદે) આવ્યા

હવે આર્ય મહાગિરિ મ. સં ૨૧૫ માં યુગ પ્રધાનપદે આવ્યા અને ૨૪૫ માં સ્વર્ગવાસ પામ્યા તેમજ મ સં ૨૪૫ માં આર્યસુહસ્તી યુગપ્રધાન બન્યા તે સંબંધમાં સ્થવિરાવલી, યુગપ્રધાનપટ્ટાવલી આદિ સમગ્ર જૈન શાસ્ત્રો એકમત છે એટલે દેખીતી રીતેજ સંપ્રતિ–રાજા મ સં ૨૪૫ ની કેટલાક વર્ષ અગાઉ સિંહાસને આવ્યો હોય એ સંયોગોમાં સંપ્રતિનો

---

(૨૮) શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય કૃત–પરિશિષ્ટ પર્વ સર્ગ ૧૧

(૨૯) આ ભાવાર્થને લગતું વર્ણન પરિશિષ્ટ પર્વ ભરતેશ્વર કથાવલી, અને બૃહત્કલ્પ ચૂર્ણિ ઉપરાંત સાતમી સદીમાં રચાયેલ નિશીથચૂર્ણિ માં પણ મળી આવે છે તેમાંના જરૂરી ભાગ મૂળ પ્રમાણ તરીકે નીચે રજૂ કરીએ છીએ—

'ताहे राया त सुवगारे भणति–साधूण दवगाहह कठा। ण केवल सुवगारा भणति एमेव तिल्ल गाहा कठा। पणित्ति महआवणा, विपणित्ति दारिद्दावणा, एव दाणे पुच्छाय महागिरिणोत्ति। ताहे अज्जमहागिरिणा अज्जसुहत्थी भणितो अज्जो! तुम नाम एरिसो एव भणसि। तति सभोगवच्छद्द कठ।

—बृहत्कल्पचूर्णि उ. १ पृ १३५।

'ततो अज्जसुहत्थी पच्चाउट्टो मिच्छामि दुक्कड करोति। ण पुणो गेण्हामो ' एव भणिए समुत्तो।'

—निशीथ चूर्णि उ ८ पृ १९१।

રાજ્યાભિષેક મહાવીર સંવત ૨૯૭ કરતાં મ. સં. ૨૩૭ માં વધારે સુસંગત લાગે.

આ રીતે જૈન ગણતરીથી ભારતીય કાલગણનામાં આપણે નીચે પ્રમાણે નિર્ણયો તારવી શકીએ છીએ :—

| | મ. સં. | ઇ. સ. પૂર્વે |
|---|---|---|
| નવમા નંદના મહામંત્રી શકટાલનો વધ | ૧૪૫ | ૩૮૨ |
| નંદવંશનો અંત ... ... | ૧૫૫ | ૩૭૨ |
| ચન્દ્રગુપ્ત મગધના સમ્રાટપદે ... | ૧૫૫ | ૩૭૨ |
| ચન્દ્રગુપ્તની દીક્ષા ... ... | ૧૬૯ | ૩૫૮ |
| બિન્દુસારનો રાજ્યાભિષેક ... | ૧૬૯ | ૩૫૮ |
| બિન્દુસારનું મરણ ... ... | ૧૯૭ | ૩૩૦[30] |
| અશોકનો રાજ્યાભિષેક ... | ૨૦૧ | ૩૨૬ |
| સંપ્રતિનો રાજ્યાભિષેક ... | ૨૩૭ | ૨૯૦ |

આની સાથોસાથ જૈન સ્થવિર-ગણના પણ ભારતની ઐતિહાસિક કાલગણનામાં મહત્ત્વનો ભાગ ભજવે છે, એટલે તે પણ અહીં ઉપયોગી થઈ પડવા સંભવ છે. એ સ્થવિરગણના વિષે સમગ્ર જૈન શાસ્ત્રોનો એકમત હોઈને તે પર ચર્ચા ન કરતાં તેને તે તે રાજાની સમકાલિકતાના સૂચન સાથે રજૂ કરવાનું જ યોગ્ય થઈ પડશે—

| પ્રસંગ | મ. સં. | ઇ. સ. પૂર્વે | સમકાલિક રાજા |
|---|---|---|---|
| ભગવાન મહાવીરની મુક્તિ ... | ૦ | ૫૨૭ | મગધપતિ અજાતશત્રુ (કોણિક) ના સમયે. તે જ દિવસે અવંતીમાં નૃપતિ ચંડનું અવસાન ને પાલકનો રાજ્યાભિષેક |
| સુધર્મોસ્વામી યુગપ્રધાનપદે ... | ૦ | ૫૨૭ | મગધપતિ અજાતશત્રુના સમયે |
| સુધર્મોસ્વામીની મુક્તિ ... | ૨૦ | ૫૦૭ | મગધપતિ ઉદાયનના સમયે |
| જંબુસ્વામી યુગપ્રધાનપદે ... | ૨૦ | ૫૦૭ | મગધપતિ ઉદાયનના સમયે |
| જંબુસ્વામીની મુક્તિ ... | ૬૪ | ૪૬૩ | મગધપતિ પ્રથમ નંદના સમયે |
| પ્રભવસ્વામી યુગપ્રધાનપદે ... | ૬૪ | ૪૬૩ | મગધપતિ પ્રથમ નંદના સમયે |
| શય્યંભવસ્વામી યુગપ્રધાનપદે ... | ૭૫ | ૪૫૨ | મગધપતિ બીજા નંદના સમયે |
| યશોભદ્રસૂરિ યુગપ્રધાનપદે ... | ૯૮ | ૪૨૯ | મગધપતિ બીજા નંદના સમયે |
| શ્રી સ્થૂલિભદ્રની દીક્ષા ... | ૧૪૫ | ૩૮૨ | મગધપતિ નવમા નંદના સમયે |
| સંભૂતિવિજય યુગપ્રધાનપદે ... | ૧૪૮ | ૩૭૯ | મગધપતિ નવમા નંદના સમયે |

(૩૦) પુરાણો બિન્દુસારનો શાસનકાળ ૨૫ વર્ષનો આપે છે [ भविता बिन्दुसारस्तु पञ्चविंशत् समा नृपः—विष्णुपुराण, ब्रह्मांडपुराण म. भ. उपोद्घा. ३ अ. ७४ प. १८५ ]. જૈન ગ્રન્થો પણ તે ૨૫ વર્ષનોજ જણાવે છે [हिमवंत थेरावली], તેમજ બ્રહ્મદેશની બૌદ્ધ ગણના તેનો શાસનકાળ ૨૭ વર્ષનો ગણાવે છે. આ સંયોગોમાં બિન્દુસારના અને અશોકના રાજ્યાભિષેક વચ્ચે સિલોનગણનાનુસારનું ૩૨ વર્ષનું અંતર કંઇક વિશેષ પડતું લાગે છે. પરિણામે ઉપરની ગણનાઓને માન આપી સીલોન ગણનામાંથી ચોક્કસ વર્ષનો ઘટાડો કરવામાં આવે તો અશોકનો રાજ્યાભિષેક ઇ. સ. પૂર્વે ૩૨૯–૩૦ ના ગાળામાં મુકાય છે. ગ્રીક ઇતિહાસકારો જણાવે છે કે સેલ્યુકસે ઇ. સ. પૂર્વે ૩૦૪ માં સેન્ડ્રોકોટસ (અશોક) સાથે સંધિ કરીને તેને પોતાની પુત્રી પરણાવી ત્યારે તે રાજાનું છવીસમું વર્ષ ચાલતું હતું. [ અર્લી હીસ્ટરી ઓફ ઇન્ડિયા પૃ. ૧૧૯ ]. આ વિધાન ઉપરોક્ત અંતરને ટેકારૂપ નીવડે છે, તે પછી અશોકના રાજ્યકાળનાં ૩૭ વર્ષ પસાર થયે સંપ્રતિનો રાજ્યાભિષેક થાય છે. એટલે સંપ્રતિનો રાજ્યાભિષેક ઇ. સ. પૂર્વે ૨૯૨-૯૩ ના અરસામાં મૂકાય. આ વિધાન જૈન ગણતરી સાથે મળતું આવે છે. કેમકે કેટલીક પ્રાચીન જૈન પ્રતોમાં સંપ્રતિનો રાજ્યાભિષેક મ. સં. ૨૩૫ માં દર્શાવવામાં આવેલ છે [Indian Antiquary Vol. XI, p. 246 તથા Vol. XXXII, p. 232] જે ઇ. સ. પૂર્વે ૨૯૨ ને સમાંતર છે. એટલે આ ગણના પણ ધ્યાનપાત્ર તો છે જ. આપણી ગણના અને આ ગણના વચ્ચે માત્ર બે વર્ષનું જ અંતર છે.

| પ્રસંગ | મ સ | ઇ સ પૂર્વે | સમકાલિક રાજા |
|---|---|---|---|
| શ્રી ભદ્રબાહુસ્વામી યુગપ્રધાનપદે | ૧૫૬ | ૩૭૧ | મગધપતિ ચંદ્રગુપ્તના સમયે |
| પાટલીપુત્રનું પ્રથમ જૈન સંમેલન | ૧૬૦ | ૩૬૭ | મગધપતિ ચંદ્રગુપ્તના સમયે |
| શ્રી ભદ્રબાહુસ્વામીનો સ્વર્ગવાસ | ૧૭૦ | ૩૫૭ | ચંદ્રગુપ્ત આ મુનિવરનો ભક્ત બનેલો ને તેણે તેમના પાસે ઇ સ પૂર્વે ૩૫૮ માં દીક્ષા લીધી ને એજ વર્ષમાં બિંદુસાર ગાદીએ બેઠો |
| શ્રી સ્થૂલિભદ્ર યુગપ્રધાનપદે | ૧૭૦ | ૩૫૭ | બિંદુસારના સમયમાં |
| શ્રી આર્યમહાગિરિ યુગપ્રધાનપદે | ૨૧૫ | ૩૧૨ | મગધપતિ અશોકના સમયે |
| શ્રી આર્યમહાગિરિનો સ્વર્ગવાસ | ૨૪૫ | ૨૮૨ | ભારતપતિ પ્રિયદર્શિન (સંપ્રતિ)ના સમયે |
| શ્રી આર્યસુહસ્તી યુગપ્રધાનપદે | ૨૪૫ | ૨૮૨ | પ્રિયદર્શિનના સમયે |

કાલગણનાના વિષયમાં બૌદ્ધ સાહિત્યમાં વિગતવાર આંકડાઓ મળી આવે છે પરંતુ તેમાં પરસ્પર મતભેદ છે બુધ્ધસંવત સંબંધમાં બૌદ્ધ કાળગણના અર્વાચીન વિદ્વાનો જે વિવિધ મત ધરાવે છે તે આપણે ઉપરમાં (પૃ ૨૭) જોઇ ગયા તે ઉપરાંત પ્રાચીન અને મધ્યકાલીન બૌધ્ધ સાહિત્યમાં પણ એવોજ મતભેદ માલમ પડે છે બુદ્ધસંવત બે પ્રકારનો છે એક—જે વર્ષમાં બુદ્ધને જ્ઞાનપ્રાપ્તિ થઇ તે વર્ષથી ૨૩ વર્ષ થતાં બુદ્ધ નિર્વાણસંવત અને બીજો—જે વર્ષમાં બુદ્ધ મુક્તિ પામ્યા તે બુદ્ધ પરિનિર્વાણસંવત નિર્વાણ (જ્ઞાનપ્રાપ્તિ) અને પરિનિર્વાણ (મરણ) વચ્ચે ૨૧ અથવા ૨૩ વર્ષનું અંતર છે પણ જુદા જુદા પ્રદેશો અને પ્રસંગોની નોંધ કરનાર કર્તા ભિન્ન ભિન્ન પ્રકારનો મતભેદ માલમ પડે છે—જે નીચેના કોઠા પરથી સમજાશે

| | | બ્રહ્મદેશ ગણનાનુસાર | તિબેટ-ગણનાનુસાર | સિલોનના મહાવંશ દીપવંશની ગણતરીએ | સિલોન-મહાવંશની ગણતરીએ | જાવા-ગણનાનુસાર |
|---|---|---|---|---|---|---|
| અજાતશત્રુનો રાજ્યાભિષેક બુદ્ધસંવતપૂર્વે | — | ૫ | ૫ | ૮ | ૮ | |
| ઉદયભદ્રનો | —બુદ્ધસંવત | ૩૦ | ૨૭ | ૨૪ | ૨૪ | |
| અનુરૂદ્ધ—મુંડ | — | ૪૬ | | ૪૦ | ૪૮ | |
| નાગદાસક | — | ૫૪ | | ૪૮ | ૬૬ | |
| સુસુનાગ | — | ૫૮ | ૬૩ | ૭૨ | ૯૦ | |
| કાલાશોક | — | ૯૦ | | ૯૦ | ૧૦૮ | |
| કાલાશોકના દશપુત્રો— ભદ્રસેન કોરંડવર્ણ, મંગુરિય સર્વંજહ જાલીક ઉભેક સંજેય કોરવ્ય, નંદીવર્ધન પંચમેધેક— | | ૧૧૮ | | ૧૧૮ | ૧૩૬ | |
| નંદો—— ઉગ્રસેનનંદી પંડુકનંદી, પાડુકગતિ-નંદી ભૂપાલનંદી રત્નપાલનંદી | | | | | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ગોવિષ્ણુનંદી, દસેસીદ્રીકાનંદી, | | | | | | |
| ધનપાલનંદી | — | ૧૫૧ | | ૧૪૦ | ૧૫૮ | |
| ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક | — | ૧૭૨ | | ૧૬૨ | ૧૮૦ | ૧૫૧ |
| બિન્દુસારનો ,, | — | ૧૯૬ | | ૧૮૬ | ૨૦૪ | |
| બિન્દુસારનું મરણ | — | ૨૨૩ | ૨૩૪ | ૨૧૪ | ૨૪૨ | |
| અશોકનો રાજ્યાભિષેક | — | ૨૨૬ | ૨૩૮ | ૨૧૮ | ૨૪૬ | |
| સંપ્રતિનો ,, | — | | | ૨૫૫ | | |

આ પ્રમાણે જુદી જુદી ગણનાઓમાં બુદ્ધસંવત અંગે ૫ થી ૩૦ વર્ષ લગીનો મતભેદ માલમ પડે છે. બ્રહ્મદેશ અને સિયામનો ઇતિહાસ જોતાં તે બંને દેશો વચ્ચે પણ બુદ્ધસંવત અંગે ૧૫ વર્ષનો મતભેદ છે. બર્મા અને સિયામ વચ્ચેના પ્રથમ મહાવિગ્રહની શરૂઆતની સાલ તરીકે બર્માના ઇતિહાસમાં બુ. સં. ૨૦૯૦ નોંધાયલ છે, જ્યારે સિયામના ઇતિહાસમાં ૨૧૦૫ નોંધાયલ છે.

સિલોન-બર્મા આદિ સ્થળોનાં પરંપરાનુગત પ્રચલિત પંચાંગોની ગણતરીએ બુદ્ધસંવત ઈ. સ. પૂર્વે. ૫૪૩ માં શરૂ થાય છે. આ સંવતને વિદ્વાનો પરિનિર્વાણ-સંવત તરીકે ઓળખાવે છે. પણ સિલોનના ગ્રંથો પરિનિર્વાણ અને નિર્વાણ વચ્ચેનો ચોક્કસ ભેદ જાળવી શકતા નથી. એક સ્થળે જેને નિર્વાણ-ગણના દર્શાવવામાં આવી હોય, તેનેજ બીજે સ્થળે તેઓ પરિનિર્વાણ-ગણના તરીકે ઓળખાવે છે. ૩૧ એટલે સ્વતંત્ર દૃષ્ટિએ બુધ્ધ-ગણના પરથી કશો નિર્ણય તારવવાને બદલે જૈન ગણના, પૌરાણિક ગણના અને અન્ય ઐતિહાસિક પ્રમાણો સાથે મેળ ખાતી બૌધ્ધ ગણનાને આપણે વધારે વજનદાર લેખવી જોઇએ.

બુધ્ધ-ગણનામાંથી સત્ય શોધી કાઢવાને આપણે અશોક ઉપર દૃષ્ટિ ઠેરવવી જોઇએ. કેમકે અશોક એ બૌધ્ધ રાજવી હોઇને તેના સંબંધમાં બૌધ્ધોમાં અનેક ઉલ્લેખો મળી આવે છે અને તેમાં સત્ય પણ વિશેષ પ્રમાણમાં હોવાનો સંભવ છે.

બર્મીઝ ગણનાનુસાર અશોકનો રાજ્યાભિષેક બુ. સં ૨૨૬ માં છે, તિબેટિયન ગણનાનુસાર ૨૩૮ માં છે અને સીલોનના 'મહાવંશ'-'દીપવંશ' ની ગણતરીએ તે બુ. સં. ૨૧૮ માં તથા 'મહાવંશી' ગણનાનુસાર તે ૨૪૬ માં છે. તેમાં છેલ્લો ગ્રન્થ બહુ વિશ્વાસપાત્ર નથી મનાતો, એટલે પ્રથમના ત્રણનો અને બીજા ઉલ્લેખોનોજ અહીં વિચાર કરવો રહ્યો. તેમાં બુધ્ધ સંવતની શરૂઆત આપણે પ્રચલિત પંચાંગોને અનુસરીને ઇ. સ. પૂર્વે ૫૪૩ થીજ ગણીશું.

'મહાવંશ'-'દીપવંશની એ ગણતરીએ અશોકનો રાજ્યાભિષેક બુ. સં. ૨૧૮=ઇ. સ. પૂર્વે ( ૫૪૩ -૨૧૮ ) ૩૨૫ આવે છે.

તિબેટની ગણતરીએ અશોકનો રાજ્યાભિષેક ૫૪૩-૨૩૮=ઇ. સ. પૂર્વે ૩૦૫માં આવે. પરંતુ હિંદ સરકારના માજી નાયબ પુરાતત્ત્વાન્વેષણાધિકારી શ્રી. પી. સી. મુકરજી તિબેટની ગણનાના સૂક્ષ્મ સંશોધન પછી જણાવે છે કે તિબેટમાં બુદ્ધ સંવત ઇ. સ. પૂર્વે ૫૬૩માં શરૂ થાય છે. એટલે એ વિધાનને સ્વીકારી લઇએ તો તિબેટની ગણતરીએ પણ અશોકનો રાજ્યાભિષેક ૫૬૩-૨૩૮=ઇ. સ. પૂર્વે ૩૨૫માં આવે છે.

ચીનામાં બુધ્ધસંવત ઇ. સ. પૂર્વે ૫૪૩માં શરૂ થાય છે. અને 'સુદર્શન વિભાસ' નામે ચીનાઈ ગ્રન્થમાં પણ અશોકનો રાજ્યાભિષેક બુ. સં. ૨૧૮માં જણાવેલ

---

(૩૧) અજાતશત્રુના આઠમા વર્ષે ભગવાન બુદ્ધ પરિનિર્વાણ પામ્યા અને તેજ વર્ષમાં રાજા વિજય લંકાના સિંહાસને બેઠો એમ બૌદ્ધ ગ્રન્થો ભારપૂર્વક જણાવે છે. પરિનિર્વાણના એજ પ્રસંગને દીપવંશ 'નિર્વાણ' ના નામે ઓળખાવે છે—
निब्बुते लोकनाथस्मिम्, वस्सानि सोलसम् तदा ।
अजातसत्तु चतुवीसम्, विजयस्स सोलसम् अहु ॥ ૨૫-૪

છે એટને એ ગણતરીએ પણ અશોકનો રાજ્યાભિષેક ૫૪૩–૨૧૮=ઈ સ પૂર્વે ૩૨૫મા આવે છે

બૌદ્ધ સ્થવિર-ગણનામા મહાન બૌધ્ધાચાર્ય તિસ્સનુ મરણ બુ સ ૨૪૪મા જણાવવામા આવે છ અને તે વખતે અશોકનુ ૨૬મુ વર્ષ ચાલતુ હતુ એમ જણાવેલ છે એ ગણતરીએ અશોકનો રાજ્યાભિષેક ૨૪૪–૨૬=બુ સ ૨૧૮ ઈ સ પૂર્વે ૩૨૫મા આવે છે

એજ બાદ્ધ સ્થવિર–ગણનામા મહેન્દ્ર બુ સ ૨૨૪ મા દીક્ષા લીધાનુ જણાવ્યુ છે મહેન્દ્ર અશોકનો પુત્ર હતા અને તેણે અશોકના છઠ્ઠા વર્ષ દીક્ષા લીધી હોવાનુ બધાજ બૌધ્ધ ગ્રથો માન્ય રાખે છે એટલે તે ગણતરીએ પણ અશોકનો રાજ્યાભિષેક બુ સ ૨૨૪–૬=૨૧૮=ઈ સ પુ ૩૨૫ આવે છે

શ્રી પી સી મુકરજી પણ કાળગણનાનો નિર્ણય કરતા જણાવે છે કે અશોક ઇ સ પૂર્વે ૩૨૯થી ૩૨૫ ની વચ્ચે ગાદીએ બેઠેલો [૩૨]

'મહાવસી' મા જણાવ્યુ છે કે–બિન્દુસારની છેલ્લી માદગી વખતે અશોક તક્ષશિલા બાજુ હતો અને પાટવીકુમાર સુસીમ પાટલીપુત્રમા હતો માદગી પ્રસંગે બિન્દુસારે સુસીમને પાટલીપુત્રના સિંહાસને બેસાડ્યો આ સમાચાર મળતાજ અશોક તાબડતોબ મગધ દોડી આવ્યો અને તે કુસુમપુર (ચપા) ના સિંહાસને ચડી બેઠો એટલુ જ નહિ પણ તેણે બિન્દુસાર પાસે પોતાનો એ હક્ક કબૂલ કરાવ્યો બિન્દુસારના મરણ પછી આ બને રાજવીઓ વચ્ચે મહાયુદ્ધ થયુ અને તેના અતમા સુસીમ મરાયો અને અશોકે પાટલીપુત્રના સિંહાસને ચડી પોતાનો રાજ્યાભિષેક ઉજવ્યો ' આ ગણતરીએ અશોકના રાજ્યપદ અને રાજ્યાભિષેક વચ્ચે ચાર વર્ષનુ અતર છે એટલે કે ઇ સ પૂર્વે ૩૨૯–૩૦ ના અરસામા અશોક ચપાનો ગાદીપતિ બને છે અને ઇ સ પૂર્વે ૩૨૫ ૨૬ ના અરસામા પાટલીપુત્રમા તેનો રાજ્યાભિષેક ઉજવાય છે

આપણે ઉપરમ પુરવાર કરી ગયા અને જેના ટેકામા હવે પછી પણ સખ્યાબધ દલીલો રજૂ થશે તે મતવ્યાનુસાર ગ્રીકોએ જેને સેન્ડ્રેકોટસના નામે ઓળખાવેલ છે તે ભારતીય નૃપતિ ચદ્રગુપ્ત નહિ પરતુ અશોક છે [૩૩] પૂર્વાવસ્થામા તે વધારે ઉગ્ર સ્વભાવનો હોઇ ચડાશોકના નામે ઓળખાયલ છે અને સેડ્રોકટસ એ ચડાશોકનુ ગ્રીક રૂપાતર છે ગ્રીક ઇતિહાસના જણાવ્યા પ્રમાણે–[૩૪] આ સેન્ડ્રોકટસે (અશોકે) ઇ સ પૂર્વે ૩૦૪ મા સેલ્યુકસ નીકેટોર સાથે સધિ કરેલી અને તે સધિની સરત અનુસાર સેલ્યુકસ તેને પુત્રી પરણાવી એ વર્ષ સેન્ડ્રેકોટસના રાજ્યકાલનુ ૨૬ મુ વર્ષ હતુ ' આપણે ઉપર જોઇ ગયા તેમ અશોકના રાજ્યકાળની શરૂઆત ઇ. સ પૂર્વે ૩૨૯–૩૦ (રાજ્યાભિષેક ઇ સ પૂર્વે ૩૨૫–૨૬) મા થાય છે તે ગણતરીએ ૩૦૪ ની સાલ મળી રહે છે

આ રીતે અનેક ગણતરીએ અશોકનો રાજ્યાભિષેક બુ. સ ૨૧૮–ઇ સ પૂર્વે ૩૨૫–૨૬ મા આવે છે એટલે અનદેશની ગણનામા જે અઢ વર્ષનો ફેર રહે છે તે નદોના રાજ્યકાળમા બીજી ગણનાઓ કરતા થએલા દશ વર્ષના વધારાને આભારી હોવા સભવ છે તે ચડોળામા તે ગણના પર વિશેષ વજન ન મૂકતા અન્ય પ્રમાણોથી પુરવાર થએલા ઇ સ પૂર્વે ૩૨૫ ના વર્ષનેજ આપણે અશોકના રાજ્યાભિષેક તરીકે માન્ય રાખીશુ અને જૈન કાળગણના પર નજર નાખતા પણ જ્યારે અશોકનો રાજ્યાભિષેક આપણે ઇ સ પૂર્વે ૩૨૬ મા જોઇએ છીએ ત્યારે તો તે વર્ષ અભેદજ લેખાવુ જોઇએ તાને રાજ્યાભિષેક પછી અશોકનુ

---

(૩૨) Asoka ascended the throne between B C. 3.9 and 325 Indian Ant quary Vo. 32 pp 232

(૩૩) શ્રી પી સી. મુકરજી પણ અશોકને મતધરાવતાં લખે છે કે– Asoka the Great whom I identify with Greecian Sandracottus Indian Antiquary Vol 32 pp. 233

(૩૪) Early History of India pp. 119 Corp. Inscr Indic Prof Hultzch Vol. I pre XXXV

શાસન ૩૬-૩૭ વર્ષ ચાલ્યું હોવા સંબંધમાં બૌદ્ધ અને પૌરાણિક ગ્રન્થો એકમત છે. એટલે સર્વ ગણતરીએ અશોકના શાસનનો અંતિમ[૩૫] સમય અને સંપ્રતિનો રાજ્યાભિષેક[૩૬] બુ.સં. ૨૫૫=મ. સં. ૨૩૭=ઇ. સ. પૂર્વે ૨૮૯ માં મુકાય છે.

અશોકનો રાજ્યાભિષેક બુ. સં. ૨૧૮=ઇ. સ. પૂર્વે ૩૨૬ માં મૂકાવાથી,-બિન્દુસારનું મરણ બુ. સં. ૨૧૪=ઇ. સ. પૂ. ૩૩૦ માં મૂકાય છે અને બિન્દુસારનો રાજ્યાભિષેક બુ. સં. ૧૮૬=ઇ. સ. પૂર્વે ૩૫૮ માં મૂકાય છે. આ બધાં વર્ષ જૈન કાલગણનાની સાથે પૂર્ણતઃ મળતાં આવે છે. એટલે એમના સાચાપણા સંબંધમાં કશોજ સંદેહ ન હોઇ શકે. ફકત ચન્દ્રગુપ્તના વિષયમાં કંઇક મતભેદ છે તે આપણે વિચારી જઇએ.

ચન્દ્રગુપ્તના શાસનકાળનું અંતિમ વર્ષ ઇ. સ. પૂર્વે ૩૫૮ હોવા સંબંધમાં તો જૈન અને બૌદ્ધ બંને ગણનાઓ એકમત છે. પણ તેની શરૂઆત તરીકે જૈન ગણના મ. સં. ૧૫૫=ઇ સ. પૂર્વે ૩૭૨ જણાવે છે, જ્યારે બૌદ્ધ ગણના બુ. સં. ૧૬૨=ઇ. સ. પૂ. ૩૮૨ જણાવે છે. આ પ્રસંગમાં બ્રહ્મદેશની બૌદ્ધ ગણના જૈન ગણના સાથે બંધબેસતી [ બુ. સં. ૧૭૨=ઇ. સ. પૂર્વે ૩૭૨ ] આવે છે. છતાં બૌધ્ધો ચન્દ્રગુપ્તનો શાસનકાળ ૨૪ વર્ષનો આંકે છે જ્યારે જૈનો તેનો શાસનકાળ ૧૪ વર્ષનો જણાવે છે, એ પ્રશ્નનો ઉકલ તો કરવોજ જોઇએ. અને તે ઉકેલ એ છે કે બૌધ્ધો ચન્દ્રગુપ્તના શાસનકાળની શરૂઆત તે એક નાના ગામનો રાજવી બન્યો ત્યારથી આંકે છે, જ્યારે જૈનો, તે નંદને હરાવીને મગધના સિંહાસને વિરાજ્યો ત્યારથી આંકે છે. આ રીતે આટલા વિવેચન પછી આપણે નીચે પ્રમાણે બૌદ્ધ-ગણના નિશ્ચિત કરી શકીએ છીએ—

| | બુ. સં. | ઈ. સ. પૂર્વે |
|---|---|---|
| ચન્દ્રગુપ્ત રાજવી બન્યો | – ૧૬૨ | ૩૮૨ |
| ચન્દ્રગુપ્ત મગધના સમ્રાટ તરીકે | – ૧૭૨ | ૩૭૨ |
| ચન્દ્રગુપ્તનો અંતિમકાળ | – ૧૮૬ | ૩૫૮ |
| બિન્દુસારનો રાજ્યાભિષેક | – ૧૮૬ | ૩૫૮ |
| બિન્દુસારનું મરણ | – ૨૧૪ | ૩૩૦ |
| અશોક-ચંપાના રાજવી તરીકે | – ૨૧૪ | ૩૩૦ |
| અશોક-મગધના સમ્રાટપદે | – ૨૧૮ | ૩૨૬ |
| સંપ્રતિનો રાજ્યાભિષેક | – ૨૫૫ | ૨૮૯ |

પુરાણો મૌર્ય કાલગણનામાં બુદ્ધ સંવત કે મહાવીર સંવતનો ઉલ્લેખ ન કરતાં અજાતશત્રુના રાજ્યાભિષેકથીજ તેની શરૂઆત કરે છે પણ

**પૌરાણિક ગણના**

અજાતશત્રુનો રાજ્યાભિષેક બુદ્ધના પરિનિર્વાણની આઠ વર્ષ પૂર્વે હોવાનું આપણે જોઈ ગયા છીએ. એટલે પૌરાણિક ગણનાને આપણે સહેજે ઇ. સ. કે બુ. સં.માં ફેરવી શકીશું.

ઇ. સ. પૂર્વે ૫૪૩થી શરૂ થતો બુદ્ધ સંવત જો બુદ્ધ પરિનિર્વાણ સંવત હોય તો અજાતશત્રુનો રાજ્યાભિષેક ઇ સ. પૂર્વે ૫૫૧ માં મુકાય. જે જૈન ગણનાનુસાર તદ્દન અસંભવિત છે.[૩૭] એટલે આ સંવતને નિર્વાણ-સંવત માનવાનું અનિવાર્ય બને છે. તેમ થતાં બુદ્ધનું પરિનિર્વાણ ઇ સ. પૂર્વે ૫૨૨ થી ૫૨૦ ના ગાળામાં મુકાશે [ નિર્વાણ અને પરિનિર્વાણ વચ્ચેનું અંતર જો ૨૧ વર્ષ ગણીએ તો ઇ. સ. પૂર્વે ૫૨૨, અને જો ૨૩ વર્ષ ગણીએ તો ૫૨૦ ]. પરિણામે અજાતશત્રુનો રાજ્યાભિષેક ઇ. સ. પૂર્વે ૫૩૦ થી ૫૨૮ ના ગાળામાં ગણાય.

અજાતશત્રુથી શરૂ થતી પૌરાણિક ગણના નીચે

---

(૩૫-૩૬) તિબેટના ગ્રંથો ધર્માશોકનો શાસનકાળ ૫૪ વર્ષનો જણાવે છે, તેને કેટલાક અશોક માની લે છે. પરંતુ ધર્માશોક એ તો સંપ્રતિનું ઉપનામ હોવાનો સંભવ છે. કેમકે અન્ય પ્રમાણોથી પણ સંપ્રતિનો શાસનકાળ ૫૪ વર્ષનોજ પુરવાર થાય છે અને અગાઉના બે અશોકો ઉગ્ર હોવાને ખાતર તેમની આગળ કાળ (કાળાશોક) અને ચંડ (ચંડાશોક) એવાં વિશેષણો મૂકાયલાં, પણ સંપ્રતિ ધર્મપ્રિય હોઇને તેને ધર્માશોક બિરુદ મળ્યું. વળી ૫૪ વર્ષનો શાસનકાળ પણ તેનો છે. બાકી, અશોક (ચંડાશોક)નો શાસનકાળ તો સર્વાનુમતે ૩૬ થી ૩૭ વર્ષનો જ છે.

(૩૭) ઇ. સ. પૂર્વે ૫૫૭માં ભગવાન મહાવીરને કેવળજ્ઞાન ઉપજે છે. તે પછી મગધપતિ શ્રેણિક ભગવાનના સંસર્ગમાં આવે છે અને તેમનો ભકત બને છે. એ પ્રસંગ પછી ભગવાન

પ્રમાણે છે —૩૮

| | | | |
|---|---|---|---|
| ૧ અજાતશત્રુ | — ૩૭ વર્ષ | ૬ નન્દ | ૧૦૦ વર્ષ |
| ૨. વંશક | — ૨૪ ,, | ૭ ચંદ્રગુપ્ત | ૨૪ ,, |
| ૩ ઉદાયી | — ૩૩ ,, | ૮ બિંદુસાર | ૫ ,, |
| ૪ નંદિવર્ધન | — ૪૨ ,, | ૯ અશોક | ૩૬ ,, |
| ૫. મહાનંદી | — ૪૩ ,, | | |

પરંતુ ઉપરોક્ત ગણનામાં નવ નંદ પછીની કાળગણના પરંપરા-સંકલિત અને ખૂબજ ગૂંચવણભરેલી છે બૌદ્ધગ્રંથો અજાતશત્રુનો શાસનકાળ ૩૨ વર્ષનો ગણાવે છે જ્યારે પુરાણો ૩૭ વર્ષનો જણાવે છે તેનો અર્થ એ હોવાનો સંભવ છે કે બૌદ્ધો અજાતશત્રુના શાસનકાળની શરૂઆત તેના પિતા શ્રેણિકના મરણ પછી ગણતા હોય, પણ પુરાણો જ્યારથી શ્રેણિકના જ્યેષ્ઠ પુત્ર, મહામંત્રી અને ગાદીવારસ અભયકુમારે દીક્ષા લીધી એટલે અજાતશત્રુને યુવરાજપદે નિયુક્ત કર્યો ત્યારથી ગણતા હોય. વળી 'વંશક' એ કોઈ સ્વતંત્ર રાજવી નથી. 'સ્વપ્ન વાસવદત્તા' નાટક પરથી જોઈ શકાય છે કે અજાતશત્રુએ પોતાની રાજધાની ચંપામાં ફેરવી ત્યાંથી શાસન ચલાવવું શરૂ કર્યું ત્યારે મૂળ રાજધાની રાજગૃહમાં 'વંશક' અથવા 'દર્શક' નામે નૃપતિ શાસન ચલાવતો હતો એટલે સહેજે અનુમાન થઈ શકે છે કે ચંપામાં રાજધાની લઈ જતા અજાતશત્રુએ રાજગૃહની ગાદીએ પોતાના કોઈ આશ્રિત, સંબંધી અથવા કુટુંબીને બેસાડ્યો હોય, અને તેનું નામ 'વંશક' હોય તે સંયોગોમાં 'વંશક' અજાતશત્રુનો સમકાલિક ગણાય અને તેના વર્ષો જુદા ન ગણી શકાય.

ઉદયન સંબંધમાં પુરાણો અને બૌદ્ધ-ગણના વચ્ચે નવ વર્ષનો ભેદ છે તે પણ એવીજ કોઈક ગણતરી-ભિન્નતાને આભારી હોવા સંભવ છે અજાતશત્રુ પોતાની ઉત્તરાવસ્થામાં ચક્રવર્તી બનવાની લાલસામાં પૃથ્વીવિજયે નીકળેલો અને રાજપાટ પોતાના યુવરાજ ઉદયનને તે ભળાવી ગયેલો તે વિજયયાત્રામાં અજાતશત્રુ હણાયો અને પરિણામે ઉદયન મગધની ગાદીએ બેઠો. બૌદ્ધોએ તેના શાસનકાળની શરૂઆત તેના એ રાજ્યાભિષેકથી કરી છે જ્યારે પુરાણોએ અજાતશત્રુ વિજયયાત્રાએ ચાલ્યો ત્યારથીજ ઉદયનના શાસનકાળની ગણના કરી હોવાનો સંભવ છે. સાથો સાથ એ પણ સંભવિત છે કે, ઉદયન પોતાની ઉત્તરાવસ્થામાં પુત્રો ( અનુરૂદ્ધ અને

---

મહાવીર અને શ્રેણિકના સંબંધમાં જૈન શાસ્ત્રમાં એવા સંકેતો પ્રસંગો એવા મળે છે કે જેના આધાર માટે બીજા વર્ષના ગણો અનિવાર્ય છે જેમકે—એક પ્રસંગે શ્રેણિક ભગવાન મહાવીરને વંદનમાં જન્મથી અને રસ્તામાં નષ્ટ થવાથી ખાસ કોઈનું ભવિષ્ય પૂછે છે ભગવાન મહાવીર કહે છે કે, 'તે તારી રાણી બનશે. તે પછી તે બાળકી શ્રેણિકની રાણી બને છે એટલું જ નહિ પણ શ્રેણિકની હયાતિ દરમિયાનજ તે ભગવાન મહાવીર પાસે દીક્ષા લે છે. તે ઉપરાંત—રાજ્યાભિષેક વખતે અજાતશત્રુનો રાજકુમાર ઉદયન જન્મી ચૂકેલ છે એટલે રાજ્યાભિષેક વખતે અજાતશત્રુ યુવાવસ્થાનો ના સહેજે ગણાય અને અજાતશત્રુની માતા ચેલણાનું લગ્ન ઇ સ પૂર્વ ૫૫૭ પછી (ભગવાન મહાવીરને કેવળજ્ઞાન ઉપજ્યા પછી) થયું છે આ બધા સંજોગોમાં ઇ સ. પૂર્વે ૫૫૧માં અજાતશત્રુનો રાજ્યાભિષેક અશક્ય જ લેખાય. બીજી બાજુએ શ્રેણિકનો રાજ્યાભિષેક અને અંતકાળના મરણ વચ્ચે ૩૧૧ વર્ષનું અંતર છે તે કાળ પ્રમાણે ઇ સ. પૂ. ૨૬૦+૩૧૧=૫૭૧ માં શ્રેણિકનો રાજ્યાભિષેક થયો છે ને તેણે બાવન વર્ષ રાજ્ય કર્યું છે એટલે તેનું મરણ (૨ જ અજાતશત્રુનો રાજ્યાભિષેક) ઇ સ. પૂ. ૫૨૮ કર્યાં આરથી.

(૩૮) अजातशत्रुर्भविता, सप्त त्रिंशत् समा नृप ।
चतुर्विंशत्समा राजा, वंशकस्तु भविष्यति ॥

मत्स्य पुराण अ २७२

उदायी भविता तस्मात् त्रयस्त्रिंशत् समा नृप ।
द्वाचत्वारिंशत् समा भाव्यो, राजा वै नन्दिवर्धन ।
चत्वारिंशत्त्रय चैव, महानन्दी भविष्यति ॥

वायुपुराण-उत्तरखंड-अ ३७

भुक्त्वा महीं वर्षं शत, नरेन्द्र स भविष्यति ।

. . . .

चतुर्विंशत् समा राजा, चन्द्रगुप्तो भविष्यति ।
भविता भद्रसार (विष्णु पुराण मा बिन्दुसार) स्तु
पञ्चविंशत् समा नृप ।
षट् त्रिंशत्तु समा राजा, अशोकानां च तृप्तिद ॥

—ब्रह्माण्डपुराण म भा उपोद्घा ३ अ ७४

મુદ )ને કારભાર સોંપી તીર્થયાત્રાએ ગયો હતો. આ પુત્રોએ આઠ વર્ષ રાજકારભાર ચલાવ્યો છે. તેવામાં મગધદેશમાં મહામારી ફાટી નીકળવાથી આ બન્ને પુત્રો તેમજ મુંદની રાણી મરણ પામ્યાં. તેના સમાચાર રાજા ઉદયનને મુસાફરીમાં મળતાં, તીર્થ-યાત્રામાંથી પાછા ફરી તેણે રાજકાજ સંભાળી લીધું. આ સ્થિતિમાં લગભગ એક વર્ષ રાજ કર્યું ત્યાં, એક વેષધારી સાધુએ પૂર્વ વૈરને લીધે ભકત ઉદયનનું ખૂન કર્યું. રાજા ઉદયન તે સમયે અપુત્રિયો મરણ પામવાથી શિશુનાગવંશનો અંત આવ્યો. એટલે અનુરૂદ્ધમુંદના જે આઠ વર્ષ તે ખરી રીતે તો ઉદયનના શાસનકાળની અંતર્ગતનાંજ વર્ષો છે છતાં ઉદયને ફરીને રાજપાટ સંભાળી લીધેલ હોવાથી તેનામાં તેટલો કાળ ફરીને પુરાણકારોએ ઉમેર્યો લાગે છે.

નંદિવર્ધન અને મહાનંદી સંબંધમાં પણ ગણતરી-ભેદ થયેલ છે. ખરી રીતે તો નંદિવર્ધન અને મહાનંદી બંને, નવ નંદમાંનાજ બે મહત્વના નંદો છે અને તેમનો શાસનકાળ લાંબો હોઈ તેમનાં નામોનો ચાલુ ઉલ્લેખ થયા કર્યો છે. ત્યાં સાચો અર્થ તો એ હોવો જોઇએ કે, 'નવનંદોએ કુલ સો વર્ષ રાજ્ય કર્યું', તેમાં ૪૨ વર્ષ નંદિવર્ધને, ૪૩ વર્ષ મહાનંદિએ અને બાકીનાં ૧૫ વર્ષ સાત નંદોએ શાસન ચલાવ્યું.' નવ નંદોમાં નંદિવર્ધન પહેલો નંદ છે, અને મહાનંદી અથવા ધનનંદ એ છેલ્લો—નવમો નંદ છે.

આ રીતે પૌરાણિક ગણનાને વ્યવસ્થિત કરતાં, અજાતશત્રુના રાજયાભિષેકથી નંદવંશના અંત લગીમાં ૧૫૬ વર્ષ [ અજાતશત્રુ—૩૨, ઉદયન—૨૪, નંદ—૧૦૦] આવે છે જેને ઇ. સ. માં ફેરવતાં ઇ. સ. પૂર્વે ૩૭૪ અથવા ઈ. સ. પૂર્વે ૩૭૨ [ બુદ્ધ પરિનિર્વાણ સંવત ઈ. સ. પૂર્વે ૫૨૨ માં લઇએ તો ઇ. સ. ૩૭૪, અને ઇ. સ. પૂર્વે ૫૨૦ માં લઇએ તો ઇ. સ. પૂર્વે ૩૭૨ ] આવે છે. તેમાં ઈ. સ. પૂર્વે ૩૭૨ ની સાલ જૈન તેમજ બૌદ્ધ—બંને ગણનાઓ સાથે મળી રહે છે એટલે તેનેજ વધારે વ્યાજબી લેખીશું.

બૌધ્ધ ગ્રંથોની જેમ પુરાણો પણ ચંદ્રગુપ્તના શાસનકાળનાં ૨૪ વર્ષ ગણે છે. એટલે તેઓ પણ બૌધ્ધોની જેમ, ચંદ્રગુપ્તના રાજ્યકાળની શરૂઆત તે સામાન્ય રાજવી બન્યો અથવા કહો કે તેણે પોતાના મૌર્ય વંશની સ્થાપના કરી ત્યારથી કરતા હોવાનો સંભવ છે. પરિણામે પૌરાણિક ગણના નીચે પ્રમાણે વ્યવસ્થિત કરી શકાય છે.—

| | | | |
|---|---|---|---|
| અજાતશત્રુનો રાજ્યાભિષેક—ઇ. સ. પૂર્વે | | | ૫૨૮ |
| બુધ્ધનું પરિનિર્વાણ | — | ” | ૫૨૦ |
| ઉદયનનો રાજ્યાભિષેક | — | ” | ૪૯૬ |
| પ્રથમનંદ—નંદિવર્ધનનો રાજ્યાભિષેક | | | ૪૭૨ |
| છેલ્લાનંદ—મહાનંદનો | — | ” | ૪૧૫ |
| ચંદ્રગુપ્ત રાજવી બન્યો | — | ” | ૩૮૨ |
| નંદવંશનો અંત | — | ” | ૩૭૨ |
| ચંદ્રગુપ્ત સમ્રાટ બન્યો | — | ” | ૩૭૨ |
| બિંદુસારનો રાજ્યાભિષેક | — | ” | ૩૫૮ |
| અશોકનો રાજ્યાભિષેક | — | ” | ૩૩૩ |
| સંપ્રતિનો ” | — | ” | ૨૯૭ |

પુરાણો બિન્દુસારનો શાસનકાળ ૨૮ ને બદલે ૨૫ વર્ષનો ગણે છે અને બિન્દુસારની પછી, અશોકનો રાજ્યાભિષેક થતાં લગીમાં, ચાર વર્ષ અવ્યવસ્થામાં ચાલ્યાં ગયાં તેની પણ નોંધ નથી લેતાં; તે પરથી તે વિષય પરત્વે તેમની માહિતી ઊણપભરેલી હોવાનો સંભવ છે. તે સંબંધમાં બૌધ્ધ ગણના વધારે માનનીય લેખાય.

**અન્ય સામાન્ય ગણના**

આ પ્રકરણમાં આપણે સંપ્રતિનો કાલનિર્ણય વિચારવા માગીએ છીએ એટલે વિશેષ પ્રાચીન ગણનામાં ઊતરવું અસ્થાને છે. છતાં પ્રસંગોપાત તેની તુરત પૂર્વનાં થોડાં વર્ષો ઉપર ઊડતી નજર નાંખી જઇએ.

ભગવાન મહાવીર ૭૨ વર્ષની વયે મુક્તિ પામ્યા તે સંબંધમાં સર્વે જૈન શાસ્ત્રો અને ભગવાન બુધ્ધ ૮૦ વર્ષની વયે પરિનિર્વાણ પામ્યા તે સંબંધમાં સર્વે બૌધ્ધ શાસ્ત્રો એકમત છે. અજાતશત્રુનો પિતા રાજવી શ્રેણિક ( બિંબિસાર ) બુધ્ધની પછી પાંચ વર્ષે

જન્મેનો અને ૫૯૨ વર્ષની વયે તેનો રાજ્યાભિષેક થયો તેમજ ૬૭ વર્ષની વયે તે અવસાન પામ્યો. અવંતીપતિ ચંડ, ભગવાન મહાવીરની મુક્તિના સમયેજ અવસાન પામ્યો અને તે જ રાત્રે અવંતીના સિંહાસને તેના પુત્ર પાલકનો રાજ્યાભિષેક થયો

**ત્રણે ભારતીય ગણનાનો સુમેળ**

આ રીતે જૈન, બૌધ્ધ અને પૌરાણિક–ત્રણે કાલગણનાઓ પર તુલનાત્મક તેમજ અન્ય સામાન્ય વિચારણા ચલાવ્યા પછી અને પાછલા પ્રસંગો પર ઊડતી નજર નાખ્યા પછી આપણે નીચે પ્રમાણે કાલનિર્ણય દર્શાવી શકીએ છીએ—

| | | | |
|---|---|---|---|
| ૧ | ભગવાન બુધ્ધનો જન્મ | ઈ સ પૂર્વે | ૬૦૦ |
| ૨ | ભગવાન મહાવીરનો જન્મ | ” ’ | ૫૯૯–૯૮ |
| ૩ | મગધપતિ શ્રેણિકનો જન્મ | ’ ” | ૫૯૫ |
| ૪ | મગધપતિ શ્રેણિકનો રાજ્યાભિષેક | ” ” | ૫૮૦ |
| ૫ | ભગવાન મહાવીરને કૈવલ્યજ્ઞાન | ” ’ | ૫૫૭ |
| ૬ | ભગવાન બુધ્ધનુ નિર્વાણ (જ્ઞાનપ્રાપ્તિ) | ” | ૫૪૩–૪૪ |
| ૭ | અજાતશત્રુનો રાજ્યાભિષેક | ” ’ | ૫૨૮ |
| ૮ | ભગવાન મહાવીરની મુક્તિ | ’ ’ | ૫૨૭–૨૬ |
| ૯ | અવંતીપાત પાલકનો રાજ્યાભિષેક | ” | ૫૨૭–૨૬ |
| ૧૦ | ભગવાન બુધ્ધનુ પરિનિર્વાણ | ’ ” | ૫૨૦ |
| ૧૧ | પ્રથમ બૌધ્ધ સમેલન | ” ” | ૫૨૦ |
| ૧૨ | ઉદાયીનો રાજ્યાભિષેક | ” ’ | ૪૮૬ |
| ૧૩ | નંદવંશની શરૂઆત | ’ | ૪૭૨ |
| ૧૪ | બીજુ બૌધ્ધ સમેલન | ” | ૪૪૩ |
| ૧૫ | નવમા નંદનો રાજ્યાભિષેક | ’ ” | ૪૧૫ |
| ૧૬ | નવમા નંદના મહામંત્રી શકટાલનો વધ | | ૩૮૨ |
| ૧૭ | ચંદ્રગુપ્તને નાના રાજવી તરીકે રાજતિલક | | ૩૮૨ |
| ૧૮ | નંદવંશનો અંત | ” ” | ૩૭૨ |
| ૧૯ | ચંદ્રગુપ્તનો મગધના સિંહાસને રાજ્યાભિષેક | ’ ” | ૩૭૨ |
| ૨૦ | પાટલીપુત્રનુ જૈનસંઘ–સમેલન | ” ” | ૩૬૭ |
| ૨૧ | ચંદ્રગુપ્તની નિવૃત્તિ અને બિન્દુસારનો રાજ્યાભિષેક | ’ ’ | ૩૫૮ |
| ૨૨ | ચન્દ્રગુપ્તના ગુરુ ભદ્રબાહુસ્વામીનો સ્વર્ગવાસ | ” | ૩૫૭ |
| ૨૩ | બિંદુસારનુ મરણ | ” ” | ૩૩૦ |
| ૨૪ | અશોકનો રાજ્યાભિષેક | ,, ,, | ૩૨૬ |
| ૨૫ | ત્રીજું બૌદ્ધ સમેલન | ,, ,, | ૩૦૮ |
| ૨૬ | સંપ્રતિ (પ્રિયદર્શિન) નો રાજ્યાભિષેક | ,, ,, | ૨૮૯ |
| ૨૭ | સંપ્રતિના પ્રથમ ગુરુ આર્ય મહાગિરિનો સ્વર્ગવાસ | ,, ,, | ૨૮૨ |
| ૨૮ | ,, દ્વિતીય ગુરુ આર્ય સુહસ્તી યુગપ્રધાનપદે | ,, ,, | ૨૮૨ |
| ૨૯ | સંપ્રતિના શાસનકાળની સમાપ્તિ | ,, ,, | ૨૩૫ |

જૈન, બૌધ્ધ અને વૈદિક ગણતરીએ આ પ્રમાણે કાલનિર્ણય કર્યો પછી આપણે પરદેશી પ્રમાણો પણ તપાસી જઈએ

**પરદેશી પ્રમાણો**

ઉપર આપણે–ભારતીય કાલગણના, સેન્ડ્રેકોટસનુ યવન સેલ્યુકસની પુત્રી સાથેનુ લગ્ન, ચંદ્રગુપ્તના સમય પરત્વે રચાયલા અપૂર્ણ ભારતીય સાહિત્યમા પરદેશી આક્રમણની નોંધનો અભાવ, બિંદુસારના અંતિમ સમયે પંજાબમા યવન બળવાઓનો ઉલ્લેખ, તટસ્થ વિદ્વાનોના અભિપ્રાય, તેમજ ચાણક્યના અર્થશાસ્ત્ર અને મેગેસ્થીનીસની નોંધના વર્ણનો વચ્ચેનો તફાવત, આદિ–પ્રમાણોથી પુરવાર કરી ગયા છીએ કે સેન્ડ્રેકોટ્સ અંગેની ગ્રીક દંતકથાઓમા કશુ તથ્ય હોય તો તે સેન્ડ્રેકોટસ, એ કેટલાક વિદ્વાનો માને છે તે પ્રમાણે ચન્દ્રગુપ્ત મૌર્ય નહિ પણ ચંડાશોક છે. અહીં હવે આપણે પ્રિયદર્શિન એટલે અશોક નહિ પણ સંપ્રતિ, એ મંતવ્ય સાથે પરદેશી પ્રમાણો કેટલા સુસંગત છે, તે તપાસી જવાનુ છે

પ્રિયદર્શિનના તેરમા શિલાલેખમા અંતિયોક, તુરમય, અંતિકિનિ, મક અને અલિકસુંદર નામે પાંચ સમકાલિક યવન–નૃપતિઓનો ઉલ્લેખ થયો છે પરદેશી ઇતિહાસો તપાસી જતા તે પાંચેનો સમય અને પરિચય નીચે પ્રમાણે મળી આવે છે—

| | |
|---|---|
| ૧. અંતિયોક–સિરિયાનો રાજવી એન્ટીયોકસ પહેલો ... ... ... | ઈ. સ. પૂ. ૨૮૦ થી ૨૬૧ |
| ૨. તુરમય–ઈજીપ્તનો રાજવી ટોલેમી–ફીલાડેલ્ફસ ... ... ... | ” ૨૮૫ થી ૨૪૭ |
| ૩. અંતિકિનિ–મેસીડોનિયાનો નૃપતિ એન્ટીગોનસ ... ... ... | ” ૨૭૬ થી ૨૩૯ |
| ૪. મક–સાઈરીનીનો રાજવી મગ ... ... ... : | ” ૩૦૦ થી ૨૫૦ |
| ૫. અલિકસુંદર–ઈપીરસનો નૃપતિ અલેકઝાંડર ... ... ... | ” ૨૭૨ થી ૨૫૫ |

ઉપરના પાંચે રાજવીઓના સમય પર નજર નાંખતાં એ તો સ્પષ્ટ જણાઇ આવે છે કે, એ પાંચે સાથેની કોઇ-પણ નૃપતિની સમકાલીનતા સૂચવવી હોય તો તે ઇ. સ. પૂર્વે ૨૭૨ થી ઇ. સ. પૂર્વે ૨૬૧ ના ગાળામાંજ સૂચવાઇ શકે.

અગાઉ આપણે પુરવાર કરી ગયા છીએ કે સંપ્રતિ ઇ. સ. પૂર્વે ૨૮૯ માં ગાદીએ આવ્યો છે. અને જે તેરમા શિલાલેખમાં પ્રિયદર્શિન પોતાના ઉપરોકત પાંચ સમકાલિક નૃપતિઓનાં નામ સૂચવે છે તે શિલાલેખ તેણે પોતાના રાજ્યાભિષેકના ૨૮ મા વર્ષે[૩૯] કોતરાવ્યો હોવા સંબંધમાં તો ઘણા ખરા વિદ્વાનો એકમત થયા છે. સંપ્રતિનું ૨૮ મું વર્ષ ઈ. સ. પૂર્વે ૨૬૧ (૨૮૯–૨૮) માં આવે છે. એટલે ઉપરના પાંચે રાજવીઓ સાથેની તેની સમકાલિકતા સ્વાભાવિક બની રહે છે. અશોકના રાજ્યકાળનો અંત ઇ. સ. પૂર્વે ૨૮૯ માં આવી ગયેલો હોઇને તેની ઉપરોકત પાંચ રાજવીઓ સાથેની સમકાલિકતાને તો સ્થાન જ નથી. પણ વધુમાં, શિલાલેખોમાં પ્રિયદર્શિનના સામ્રાજ્યની જે હદ આંકવામાં આવી છે અને તેનો જે વિસ્તાર દર્શાવવામાં આવ્યો છે તે ગણતરીએ તે સામ્રાજ્યનો સ્વામી ઇ. સ. પૂર્વે ૨૮૯ થી ઇ. સ. પૂર્વે ૨૩૫ લગી સંપ્રતિ હોઇને, શિલાલેખોમાં પ્રિયદર્શિન ના નામે મશહુર બનેલો રાજવી અફરપણે સંપ્રતિ જ છે. ઉકત પાંચે યોન રાજાઓ સાથેની સંપ્રતિની સમકાલિકતાને તો નામાંકિત વિદ્વાનો પણ માન્ય રાખે છે.[૪૦]

અને એથેનિયન તેમજ પ્લીનીની નોંધોના આધારે એ પણ પુરવાર થઇ શકે છે કે ઉપરોકત પાંચ રાજવી-ઓમાંના બેની સાથે તો સંપ્રતિને મિત્રતાનો સંબંધ પણ હતો.

એથેનિયન જણાવે છે કે,[૪૧] 'ભારતીય નૃપતિ અમિત્રઘાતે (સંપ્રતિએ) સીરિયન નૃપતિ એન્ટીયોકસ પહેલા પર પત્ર લખીને તેને–સૂકાં અંજીર, દ્રાક્ષાસવ અને એક ગ્રીક વિદ્વાનને હિંદ મોકલાવી આપવાની સૂચના કરેલી. અને એન્ટીયોકસે તે સૂચનાનો શકય અમલ કર્યો.'[૪૨]

---

(૩૯) સેનાર્તે એવો મત પ્રદર્શિત કરેલો કે પ્રિયદર્શિને પોતાના બધા શિલાલેખો [ Rock Edicts ] રાજ્યાભિષેકના ચૌદમા વર્ષે કોતરાવેલા; અને યુરોપીય વિદ્વાનોએ આ મતને એકે અવાજે વધાવી લીધેલો. પણ શ્રી હરિત કૃષ્ણ દેવ નામના બંગાળી વિદ્વાને એ શિલાલેખોના સૂક્ષ્મ અભ્યાસ પછી 'Asok's Dhamma lipis' નામે ગ્રન્થ લખીને તેમાં એવું પુરવાર કરી બતાવ્યું છે કે બીજા શિલાલેખો ચૌદમા વર્ષે કોતરાયા હશે પણ બીજો અને તેરમો મુખ્ય શિલાલેખ તો રાજ્યાભિષેકના ૨૮ મા વર્ષે જ કોતરાયલ છે, ધૌલી અને જાગૌડામાં તેરમા શિલાલેખને સ્થળે જુદી જ વસ્તુનો લેખ કોતરાયો છે અને રાજ્યાભિષેકના ૨૭ મા વર્ષે કોતરાયલા સાતમા સ્થંભલેખમાં પ્રિયદર્શિન પોતાનાં બધાં જ ધર્મશાસનો અને કાર્યોનો સાર તારવી તેને લેખ રૂપે કોતરાવ્યો છે. તેમાં બીજા અને તેરમા શિલાલેખની હકીકતનો સમાવેશ નથી કર્યો એટલે તે બંને લેખ તેણે રાજ્યાભિષેકના ૨૮ મા વર્ષે કોત-રાવેલા હોવાનો પૂરતો સંભવ છે. ડૉ૦ ભાંડારકર આદિ વિદ્વાનો આ મતને માન્ય રાખે છે.

(૪૦) Rock edicts belong to Samprati who was contemporary with the five Yona kings, of the then divided Greek empire. Indian Antiquary Vol. xxx p. 233. P. C. Mukharji

(૪૧) Cor. Ins. Ind. Vol. I. (By–Hultzsch)–Introduction P. 35.

(૪૨) વિશેષ માટે જુઓ પરિચ્છેદ ૧. ટુ. નો. ૧૧.

પ્લીની જણાવે છે કે,[૪૩] 'ટોલ્પતિ ટોલેમી ફીલાડેલ્ફે ભારતપતિ (અમિત્રઘાત) ના દરબારમા પોતાના એલચી તરીકે ડાયોનીસિયસને મૂક્યો ને તે એલચીએ પણ મેગેસ્થીનીસની જેમ જ પોતાના ભારતીય સંસ્મરણોની નોંધ લખી છે'[૪૪]

મેગેસ્થીનીસ, અમિત્રઘાતને સેન્ડ્રોકોટસના યુવરાજ તરીકે ઓળખાવે છે તેથી 'સેન્ડ્રોકોટસ એટલે ચન્દ્રગુપ્ત' એમ માનતા વિદ્વાનો 'અમિત્રઘાત એટલે બિન્દુસાર' એવી કલ્પના કરે છે અને એ કલ્પના સાથે ઉપરના બન્ને વિધાન કેટલા અસંગત છે [ કેમકે પ્રિયદર્શિને પોતાના રાજ્યાભિષેકના અઠ્ઠાવીસમા વર્ષે (ઈ સ. પૂ. ૨૬૧ મા ) કોતરાવેલ શિલાલેખમા એ બન્ને રાજવીઓને પોતાના સમકાલિક તરીકે ઓળખાવ્યા છે. હવે પ્રિયદર્શિન એટલે સંપ્રતિ નહિ પણ અશોક, એવી દલીલને એક વખત સ્વીકારી લઈએ તોપણ, એન્ટીયોકસ અને ટોલેમી ફીલાડેલ્ફસ બિન્દુસારના સમયમા તો સિંહાસને ન જ હોઈ શકે. કેમકે બન્નેનો રાજ્યાભિષેક બિન્દુસારના મરણ પછી થયેલ છે. (બિન્દુસારનુ મરણ-ઈ સ પૂ. ૩૩૦ એન્ટીયોકસનો રાજ્યાભિષેક-ઈ સ. પૂ ૨૮૦. ટોલેમી ફીલાડેલ્ફસનો રાજ્યાભિષેક-ઈ સ પૂ ૨૮૫.) અને આ કાલગણનાને એક વખત બાજુએ મૂકીએ તોપણ, એન્ટીયોકસનો કુલ શાસન કાળ જ ૧૯ વર્ષનો છે. એટલે તે જો બિન્દુસારના સમયમા સિંહાસને હોય તો અશોકના અઠ્ઠાવીશમા તો શુ પણ સોળમા વર્ષે પણ હયાત ન હોઈ શકે (અશોકનો રાજ્યાભિષેક બિન્દુસારના મરણ પછી ચાર વર્ષે થયો છે.)] તેની દરકાર નથી કરતા. ખરી વાત તો એ છે કે, બિન્દુસારનું બીજું નામ તો અમિત્રકેતુ છે અને જે અમિત્રઘાતના દરબારમા સેલ્યુકસે પોતાના એલચી તરીકે ડીમેકસને નીમ્યો, જે અમિત્રઘાતના દરબારમા ટોલેમી ફીલાડેલ્ફસે પોતાના એલચી તરીકે ડાયોનીસિયસને નીમ્યો અને જે અમિત્રઘાતે એન્ટીયોકસ પાસે અંજીરાદિ મંગાવ્યા તે અમિત્રઘાત નામ સંપ્રતિ યાને પ્રિયદર્શિનનું ઉપનામ છે અને એન્ટીયોકસ, ટોલેમી ફીલાડેલ્ફસ, એન્ટીગોનસ, મગ અને એપિરસના અલેકઝાંડરનો સમકાલિક ભારતપતિ તે જ નૃપતિ છે.

આ પ્રમાણે, જૈન, બૌદ્ધ અને પૌરાણિક ત્રણે પ્રકારની ભારતીય કાલગણના, પરદેશી પ્રમાણો તથા શિલાલેખોમા નિર્દેશાયલ પ્રિયદર્શિનના પાંચ સમકાલિક રાજવીઓ વગેરે પરત્વે વિચારણા ચલાવ્યા પછી આપણે નીચે પ્રમાણે મૌર્ય-કાલનિર્ણય કરી શકીએ છીએ.

| | ઈ. સ. પૂર્વે | મ. સં. |
|---|---|---|
| ચન્દ્રગુપ્ત મગધના સમ્રાટપદે | —૩૭૨ | ૧૫૫ |
| બિન્દુસારનો રાજ્યાભિષેક | —૩૫૮ | ૧૬૯ |
| બિન્દુસારનું મરણ | —૩૩૦ | ૧૯૭ |
| અશોકનો રાજ્યાભિષેક | —૩૨૬ | ૨૦૦ |
| સંપ્રતિ (પ્રિયદર્શિન)નો રાજ્યાભિષેક | —૨૮૯ | ૨૩૭ |

(૪૩) Pliny Hist Nat VI, 17

(૪૪) ડાયોનીસિયસની એ નોંધ આજે મળી આવતી નથી, પરંતુ પ્લીનીના ઉલ્લેખો પરથી જણાય છે કે તેણે એ નોંધ લખેલી છે.

# દ્વિતીય ખંડ

## પ્રિયદર્શિનની ધર્મલિપિઓ યાને શાસનો

---

અનુક્રમ

### પ્રથમ પરિચ્છેદ

(અ) ૧૪ મુખ્ય ખડકલેખો – શાસનો – શિલાલેખો

(આ) ૨ ભિન્ન ખડકલેખો – શાસનો – શિલાલેખો

### દ્વિતીય પરિચ્છેદ

૪ નાના ખડકલેખ

### તૃત્રીય પરિચ્છેદ

૭ મુખ્ય સ્થંભલેખ

### ચતુર્થ પરિચ્છેદ

૬ ગૌણ સ્થંભલેખ

૩ ગુફા – લેખ

# માર્ગદર્શન

પ્રિયદર્શિનના લેખો–ધર્મલિપિઓ, ધર્માજ્ઞાઓ, ધર્મશાસનો, શિલાલેખો આદિ નામે, જગમશહૂર બન્યા છે. તેમાંથી આપણે અહીં ' ધર્મલિપિ ' નામ એટલા ખાતર પસંદ કર્યું છે કે પ્રિયદર્શિને પોતેજ તે લેખોનો નિર્દેશ ' ધર્મલિપિ ' [ ध्रं धंमलिपि ] તરીકે કર્યો છે.

પ્રિયદર્શિને આવા લેખો કુલ કેટલા કોતરાવ્યા હશે તેનો ચોક્કસ નિર્ણય થઇ શકતો નથી પરંતુ આજે વિભક્ત સ્વરૂપના કુલ ૩૬ લેખો મળી આવે છે. વિદ્વાનોએ તેના, મુખ્ય ખડકલેખો ( Major Rock-Edicts ) ભિન્ન ખડકલેખો ( Separate Rock–Edicts ) ગૌણ ખડકલેખો ( Minor Rock-Edicts ); મુખ્ય સ્થંભલેખો ( Major Pillar–Edicts ); ગૌણ સ્થંભલેખો ( Minor Pillar-Edicts ) અને ગુફાલેખો ( Cave–Inscriptions ) એવા વિભાગ પાડયા છે.

તેમાંથી મુખ્ય ખડકલેખો ચૌદ છે અને તે ગિરનાર, કાલ્સી, શાહબઝગઢી, મન્શેરા, સોપારા, ધૌલી અને જગૌડા એમ સાત સ્થળે મળી આવે છે. ભિન્ન ખડકલેખો બે છે અને તે ધૌલી તથા જઘૌડામાં મુખ્ય શિલાલેખોમાંના નં. ૧૧, ૧૨, ૧૩ ને રદ કરીને તે સ્થાન પર કોતરાયલા છે. ગૌણ શિલાલેખો રૂપનાથ, સહસ્રામ, વૈરાટ, કલકત્તા–વૈરાટ, મસ્કી, બ્રહ્મગિરિ, સિધ્ધાપુર અને જટીંગ–રામેશ્વર એમ આઠ સ્થળે એકેક તરીકે મળી આવેલા, પરંતુ તેમાં રૂપનાથ, સહસ્રામને વૈરાટની નકલો લગભગ સરખી છે તથા બ્રહ્મગિરિ, સિદ્ધાપુર અને જટીંગ–રામેશ્વર એ ત્રણ પણ એક સરખા છે. એટલે મહત્ત્વના ગૌણ લેખો ચાર જ ગણ્યા છે. મુખ્ય સ્થંભલેખો સાત છે અને તે દિલ્હી–ટોપ્રા, દિલ્હી–મિરત, લૌરિય–અરરાજ, લૌરિય–નંદનગઢ, રામપૂર્વા અને અલ્હાબાદ–કોશાંબી એ નામથી જાણીતા બનેલા ૭ સ્થંભો પર કોતરાયલા છે. ગૌણ સ્થંભલેખો દેવી–શાસન, કોશાંબી–શાસન, સાંચી, સારનાથ, રૂમ્મિન્ડીઆઇ અને નિગ્લીવ એમ ૭ નામથી જાણીતા છે અને તેમાંથી પહેલા બે અલ્હાબાદ–કોશાંબી સ્થંભ પર કોતરાયલા છે. ગુફાલેખો ત્રણ છે અને તે બરાબર–ગિરિની ગુફાઓમાં છે. આ રીતે ૨૮ સ્થળે થઇને વિવિધ પ્રકારના ૩૬ લેખો મળી આવે છે.

આ ઠેકાણે ભિન્ન ભિન્ન સ્થળના–લગભગ એકજ પ્રકારના લેખો પ્રગટ કરવા તે તો શકિતનો અપવ્યયજ લેખાય. તે ઉપરાંત દરેક સ્થળે મળી આવેલા લેખો અખંડ પણ નથી. દા. ત. સોપારામાં તો ફકત આઠમા મુખ્ય ખડકલેખના થોડા ટુકડા જ મળી આવેલા છે. એટલે એકમેકની નકલ સમા, ભાગેલા–તૂટેલા, સેંકડો લેખો પ્રગટ કરવા કરતાં, જે જે સ્થળે એ લેખોમાંના મૂળ ૩૬ લેખો અખંડ રૂપમાં મળી આવે છે તે ચૂંટીને એવી રીતે પ્રગટ કરવા કે જેથી બધા લેખોનું અને બધાં સ્થળોનું પ્રતિનિધિત્વ જળવાઈ રહે, એ નીતિને અમે અનુસર્યા છીએ. દા. ત. ગિરનાર, કાલ્સી, શાહબઝગઢી, મન્શેરા, સોપારા, ધૌલી ને જગૌડા એ સાત સ્થળે થઇ, અખંડ કે તૂટેલા મળી, કુલ ૮૩ લેખ કોતરાયલા મળી આવે છે. તેમાં મૂળ લેખો તો ૧૪ મુખ્ય ખડકલેખ ને ૨ ભિન્ન ખડકલેખ મળી, સોળ જ છે ને બાકીના ૬૭ તો એ સોળની નકલો છે. આમાં સોપારામાં તો એકે લેખ અખંડ નથી મળતો. એટલે એ સ્થળને બાદ કરી, વૈવિધ્યતા–ભાષાની સરળતા અને અખંડતાના તત્ત્વને નજરમાં રાખી, આ પરિચ્છેદમાં ૧૧ લેખ ગિરનારમાંથી, ૧ કાલ્સીમાંથી, ૧ શાહબઝગઢીમાંથી, ૧ મન્શેરામાંથી

૧ ધૌલીમાથી અને એક જગૌડામાથી એમ કુલ ૧૬ મૂળલેખ પ્રગટ કર્યા છે લેખને મથાળે એ શાસન કયા ગ્યળનુ છે તે જણાવ્યુ છે અને જુદા જુદા સ્થળે કોતરાયેલા લેખોમા તે તે પ્રાતની ભાષા વપરાયેલી છે તેને બાદ કરતા તે સ્થળે એકબીજા લેખ વચ્ચે જે શાબ્દિક ફેરફાર હોય તે નીચે ફૂટનોટમા જણાવેલ છે

એ ૮ રીતે બીજા પરિચ્છેદમા રૂપનાથ, સહસ્રામ, વૈરાટ, કલકત્તા-વૈરાટ, મસ્કી, બ્રહ્મગિરિ, સિદ્ધાપુર અને જટીગ-રામેશ્વર એ આઠ સ્થળે કોતરાયેલા ગૌણ ખડકલેખોમાથી રૂપનાથ, બ્રહ્મગિરિ, કલકત્તા-વૈરાટ અને મસ્કી એ ચાર સ્થળના મૂળલેખોનેજ સ્થાન આપ્યુ છે સસ્રામ ને વૈરાટના લેખ રૂપનાથની નકલ સમા છે અને સિદ્ધાપુર અને જટીગ રામેશ્વરના લેખ બ્રહ્મગિરિની નકલ સમા છે એટલે એ ચારે સ્થળને બાદ રાખ્યા છે પણ જે શાબ્દિક ફેરફાર હોય તે પ્રગટ કરેલ લેખોની ફૂટનોટમા આપેલ છે

ત્રીજા પરિચ્છેદમા સાત મુખ્ય સ્થભલેખો પ્રગટ થયા છે આ સ્થભલેખ દિલ્હી-ટોપ્રા, દિલ્હી-મીરત, લૌરિય-અરરાજ લૌરિય-નન્દનગઢ, રામપૂર્વા અને અલ્હાબાદ-કૌશાબી, એમ છ સ્થલ પર કોતરાયલ છે પણ વધારે જળવાયલી સ્થિતિમા તો તે લેખો કેવળ દિલ્હી-ટોપ્રા સ્થભપર જ મળી આવે છે એટલે સાતે સ્થભ લેખ, દિલ્હી-ટોપ્રા સ્થભ પ્રમાણેના જ પ્રગટ કર્યા છે અને બીજા સ્થભોપર જે ફેરફાર હોય તે ફૂટનોટમા સૂચવેલ છે

ચોથા પરિચ્છેદમા દેવી-શાસન, કૌશાબી-શાસન, સારનાથ, સાચી, રૂમ્મિનદેઈ અને નિગ્લીવ, એમ ૭ ગૌણ સ્થભલેખો અને ત્રણ બરાબર પર્વતની ગુફાના લેખ, એમ કુલ નવ શાસનો પ્રગટ થયા છે તેમાનુ પ્રત્યેક શાસન લગભગ સ્વતંત્ર હોઈને નવે શાસન પ્રગટ કરેલ છે

વાચકોની સગવડતાને ખાતર, લેખની મુશ્કેલીઓ વેઠીને પણ, મૂળ લેખો અને તેનો અનુવાદ સાથોસાથ પ્રગટ કરેલ છે શિલા કે સ્થભો પર આ લેખો જેટલી લીટીઓમા કોતરાયલ છે તેટલીજ લીટીઓમા તે પ્રગટ કરીને, તે અનુસાર શરૂઆતમા આકડા મૂકયા છે પણ વાકયોને એકમેકથી જુદા પાડવાને ખાતર અને મૂળ તેમજ અનુવાદના સયુક્ત વાચનમા સરળતાને ખાતર, દરેક વાકયની શરૂઆતમા क-ख-ग આદિ મૂળાક્ષરો મૂકયા છે

ફૂટનોટમા વપરાયેલ ટૂકાક્ષરોની સમજૂતિ નીચે પ્રમાણે છે—

| પરિચ્છેદ-૧ | પરિચ્છેદ-૨ | પરિચ્છેદ-૩ |
|---|---|---|
| ૧ ગિ-ગિરનાર | ૧ રૂ-રૂપનાથ | ૧ દિ-ટો-દિલ્હી-ટોપ્રા |
| ૨ કા-કાલ્સી | ૨ સ-સહસ્રામ | ૨. દિ-મિ-દિલ્હી-મિરત |
| ૩ શા-શાહબાઝગઢી | ૩ વૈ-વૈરાટ | ૩. લૌ-અ-લૌરિય-અરરાજ |
| ૪ મ-માનસેરા | ૪ ક-વૈ-કલકત્તા-વૈરાટ | ૪ લૌ-ન-લૌરિય-નન્દનગઢ |
| ૫ ધૌ-ધૌલી | ૫ મ-મસ્કી | ૫ રા-રામપૂર્વા |
| ૬ જ-જગૌડા | ૬. બ્ર-બ્રહ્મગિરિ | ૬ અ-કૌ-અલ્હાબાદ-કૌશાબી |
| | ૭ સિ-સિદ્ધાપુર | |
| | ૮ જ-રા-જટીગ રામેશ્વર | |



# પ્રથમ પરિચ્છેદ

# મુખ્ય શિલાલેખો

સાર—

ગિરનાર, કાલ્સી, શાહબઝગઢી, મન્શેરા, સોપારા, ધૌલી અને જગૌડા એ સાત સ્થળમાંથી પ્રથમનાં પાંચ સ્થળે પ્રિયદર્શિને એક સરખા ચૌદ-ચૌદ શિલાલેખ કોતરાવેલ છે; જ્યારે છેલ્લાં બે સ્થળે ઉક્ત ચૌદ શિલાલેખમાંના નં.-૧૧, ૧૨, ૧૩-ને ઠેકાણે બે ભિન્ન શિલાલેખ કોતરાવ્યા છે. આ પ્રમાણે સાતે સ્થળે થઇ, અખંડ કે ભાગીતૂટી સ્થિતિમાં મળી આવતા કુલ ૮૩ લેખોમાં, મૂળ લેખો તો ૧૬ જ છે. આ પરિચ્છેદમાં અનુવાદ અને વિવેચન સાથે એ સોળે લેખ પ્રગટ કર્યા છે. ને તેમની ચૂંટણીમાં વૈવિધ્યતા, ભાષાની સરળતા અને અખંડતાના દૃષ્ટિબિન્દુને ખ્યાલમાં રાખીને, ૧૧ લેખ ગિરનારમાંથી, ૧ કાલ્સીમાંથી, ૧ શાહ બઝગઢીમાંથી, ૧ મન્શેરામાંથી, ૧ ધૌલીમાંથી અને ૧ જગૌડામાંથી-એ પ્રમાણે ૧૬ લેખ પ્રગટ કરવામાં આવેલ છે. લેખને મથાળે સ્થળનું નામ સૂચવવામાં આવ્યું છે અને પ્રાન્તિક ભાષાના ભેદને બાદ કરતાં એક બીજા લેખ વચ્ચે જે શાબ્દિક ફેરફાર છે તે ફૂટનોટમાં દર્શાવેલ છે.

મુખ્ય શિલાલેખોમાંના પહેલા લેખમાં, પ્રાણીવધ અને હિંસક મેળાઓ સામે પ્રતિબંધ મૂકેલ છે. બીજામાં દેશપરદેશમાં પાંજરાપોળોની સ્થાપના સૂચવેલ છે. ત્રીજામાં વડીલોની સેવા અને અપારગ્રહવ્રતને પ્રાધાન્ય અપાયું છે. ચોથામાં અહિંસા, વિવેક, પુણ્યોત્સવ આદિ ધર્મના માર્ગ દર્શાવ્યા છે. પાંચમામાં ધર્મમહામાત્રાઓની નિમણુંક અને તેમનાં કર્તવ્ય દર્શાવ્યાં છે. છઠ્ઠામાં સમ્રાટની પોતાની ધર્મ અને વહીવટ પ્રત્યેની ભાવના વર્ણવી છે. સાતમામાં સંયમ અને ભાવશુદ્ધિ પર ભાર મૂકયો છે. આઠમામાં પોતાની ધર્મયાત્રા વર્ણવી છે. નવમામાં ધર્મમંગલનો મહિમા ગાયો છે. દશમામાં પરિશ્રવ સામે લાલબત્તી ધરી છે. અગ્યારમામાં ધર્મદાન પ્રરૂપ્યું છે. બારમામાં ધાર્મિક સહિષ્ણુતા આલેખી છે. તેરમામાં કલિંગ પરના આક્રમણમાં થયેલી હિંસા માટે પશ્ચાતાપ દર્શાવી પરદેશોમાંનું પોતાનું ધર્મકાર્ય વર્ણવ્યું છે. ચૌદમામાં ધર્મલિપિઓના સ્વરૂપનો નિર્દેશ કર્યો છે. અને બંને ભિન્ન શાસનોમાં અમલદારોને પ્રજા પ્રત્યે કર્તવ્યશીલ બનવાની અને પ્રજાને ધર્મપ્રિય બનવાની ભલામણ છે. આ સોળે શાસનો પર ઝીણવટભરી નોંધો લખીને આ પ્રકરણમાં પુરવાર કરવામાં આવ્યું છે કે આ શાસનોનો કોતરાવનાર નૃપતિ પ્રિયદર્શિન જૈન છે અને તે સમ્રાટ સંપ્રતિના નામે જૈન સાહિત્યમાં મશહુર બનેલો રાજવીજ છે.

## प्रथम शासन[1] – [ गिरनार ]

१ (क) इयं धंमलिपी[2] देवानंप्रियेन
२ प्रियदसिना[3] राञा लेखापिता (ख) इध न कि-
३ चि जीवं आरभित्पा प्रजूहितव्यं
४ (ग) न च समाजो कतव्यो (घ) बहुकं हि दोसं
५ समाजम्हि पसति देवानंप्रियो प्रियदसि राजा
६ (ङ) अस्ति पि तु एकचा समाजा साधुमता[4] देवानं-
७ प्रियस प्रियदसिनो राञो (च) पुरा[5] महानसम्हि[6]
८ देवानंप्रियस प्रियदसिनो राञो अनुदिवसं ब-
९ हूनि प्राणसतसहस्रानि आरभिसु सूपाथाय
१० (छ) से अज[7] यदा अयं धंमलिपी लिखिता ती एव प्रा-
११ णा आरभरे सूपाथाय द्वो मोरा[8] एको मगो सो पि
१२ मगो न ध्रुवो[9] (ज) एते पि त्री प्राणा पछा न आरभिसरे

---

१ भ. અને બ્યૂ. મા આ શાસનનો કેટલોક ભાગ તૂટી ગયો છે

૨ જ. અને બ્યૂ.મા આ શબ્દની પછી, શાસન કયા સ્થળે કોતરાયુ છે તે સબધમા આ પ્રમાણે ઉમેરો મળી આવે છે—જ. खेपिंगलसि पवतसि બ્યૂ. .. सि पवतसि.

૩ શા. માં देवानप्रियेन प्रियद्रसिना ને સ્થળે દરેક દેવાનપ્રિઅસ છે.

૪ ભ साधुमत શા. सस्रुमते

૫ જ. पुलुव

૬ મૂળ मेहानसेम्हि વંચાય છે.

૭ શા. इदमि

૮ શા. मजुर જ. मजूला

૯ સેનાર્ટ અને બ્યુલર ध्रुवो ને ઠેકાણે ध्रुवो વાચે છે

# પહેલું શાસન[1] [ગિરનાર][2]

(क) આ ધર્મશાસન[3] દેવાનુપ્રિય[4] પ્રિયદસિ[5] રાજાએ લખાવેલ છે.
(ख) અહીં[6] કોઈ પણ પ્રાણીનો[7] વધ કરી તેનો ભોગ[8] આપવો નહિ
(ग) તેમજ મેળો[9] ભરવો નહિ.
(घ) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા મેળાઓમાં ઘણા દોષ જુએ છે.
(ङ) પરંતુ કેટલાક મેળાઓ[10] એવા પણ છે જેને દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા સારા ગણે છે.
(च) પૂર્વે[11] દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાના રસોડામાં પ્રતિદીન સેંકડો અને હજારો પ્રાણીઓનો રસોઇ માટે વધ થતો હતો.
(छ) પણ હવે[12] આ ધર્મશાસન લખાવતી વેળા બે મોર અને એક હરણ—તેમાં પણ હરણ તો નિયમિત નહી—એમ માત્ર ત્રણ પ્રાણીઓનો રસોઈ માટે વધ થાય છે.
(ज) આ ત્રણ પ્રાણીઓને પણ હવે પછી હણવામાં નહી આવે.

---

(૧) પ્રિયદર્શિને મોટા ખડકલેખ કેટલા અને કયા કયા સ્થળોએ કોતરાવ્યા હશે તેનો નિર્ણય થઇ શકતો નથી, પરંતુ અત્યારે જે સાત [ ગિરનાર, કાલ્સી, ધૌલી, જગૌડા, શાહબાઝગઢી, મન્શેરા અને સોપારા ] સ્થળોએ તે અખંડ અથવા અવશેષરૂપ સ્થિતિમાં મળી આવે છે તે પરથી જોઇ સકાય છે કે તેણે ધાર્મિક દ્દષ્ટિએ મહત્ત્વનાં સ્થાનો પર તે લેખ કોતરાવ્યા છે. કેમકે-ગિરનાર એ નામાંકિત જૈન તીર્થ છે અને બાવીશમા જૈન તીર્થંકર શ્રી નેમિનાથ ત્યાં નિર્વાણ પામેલા. કાલ્સી એ અષ્ટાપદ પર્વતની તલેટી છે અને ત્યાં પ્રથમ જૈન તીર્થંકર શ્રી આદિનાથ નિર્વાણ પામેલા. ધૌલી—જગૌડા કલિંગના એ ભાગમાં આવેલ છે જ્યાં માનવાને કારણ મળે છે કે સમ્મેતશિખર પર્વતની તલેટી પથરાયલી હતી અને તે પર્વત પર વીસ જૈન તીર્થંકરો નિર્વાણ પામેલા હોઇ પ્રાગૈતિહાસિક કાળથી તે મહત્ત્વનું જૈન તીર્થ લેખાતું આવ્યું છે. સોપારા પણ પ્રાચીન સમયમાં મહત્ત્વનું જૈન તીર્થ લેખાતું હતું. એજ રીતે શાહબાઝગઢી અને મન્શેરાની પાછળ પણ સ્મરણીય પ્રસંગો છે. [ વિશેષ માટે જુઓ પ્રાચીન ભારતવર્ષ—ભાગ બીજો, પૃ. ૩૬૨ થી ૩૬૭].

પ્રિયદર્શિને મુખ્ય શિલાલેખો માટે ચૌદની સંખ્યા પસંદ કરી છે તેની પાછળ પણ ચોક્કસ આશય રહેલો હોવો જોઇએ. અશોકે ૮૪૦૦૦ સ્થંભ ઊભા કરાવ્યા તે અંગે વિવેચન કરતાં જનરલ કનીંગહામે લખ્યું છે કે, " અશોકે '૮૪' નો આંક પસંદ કર્યો તેની પાછળ હિંદુ વિચારશ્રેણિ રહેલી છે. કેમકે 'ચોરાશીનો ફેરો,' 'ચોરાશી બંદરે ફરકતો ધ્વજ,' 'ચોરાશી લાખ જીવયોનિ' આદિ સૂચનો હિંદુ સંસ્કૃતિનાં અંગ બની ગયાં છે."—આ વિચારશ્રેણિ કરતાં પણ સંપ્રતિના શિલાલેખોની ચૌદની વિચારશ્રેણિ વધારે સ્પષ્ટ છે.

જૈન તીર્થંકરનો આત્મા જ્યારે ગર્ભમાં પ્રવેશે છે ત્યારે તેમની માતા ચૌદ સ્વપ્ન નિરખે છે. વળી જૈન શાસ્ત્રોમાં લૌકિક જગતને ચૌદ વિભાગોમાં વ્હેંચી નાંખવામાં આવ્યું છે, અને તે ચૌદ રાજલોકના નામે ઓળખાય છે. એજ રીતે આત્માના વિકાસક્રમને પણ જૈન શાસ્ત્રો ચૌદ વિભાગમાં વ્હેંચે છે અને તે ચૌદ ગુણસ્થાનકના નામે ઓળખાય છે. એટલે સંપ્રતિએ યાને પ્રિયદર્શિને પ્રજાના લૌકિક અને આધ્યાત્મિક બંને પ્રકારના વિકાસ માટે કોતરાવવાના મુખ્ય શિલાલેખોની સંખ્યા ચૌદનીજ પસંદ કરી જણાય છે.

(૨) સુદર્શન તળાવ પરના રૂદ્રદામનના લેખ પરથી જણાય છે કે ચન્દ્રગુપ્ત મૌર્યના સમયમા સૌરાષ્ટ્રમા ચન્દ્રગુપ્તનો સૂબો વૈશ્ય પુષ્યગુપ્ત શાસન ચલાવતો હતો. અને મૌર્ય અશોકના સમયમા ત્યા યવનરાજ તુષાસ્ફ અમલ ચલાવતો હતો સભવિત છે કે તે અશોકનો સૂબો હોય. પરતુ અશોકના ઉત્તરાધિકારી સપ્રતિએ સૌરાષ્ટ્ર પર વિજય મેળવ્યા અંગે અતિ પ્રાચીન પ્રમાણો મળી આવે છે —

**तेण सुरट्ठविसयो अधा दमिला च ओयविया–'**
**[ निशीथचूर्णि ]**

આ પરથી એ સ્પષ્ટ થઇ શકે છે કે સૌરાષ્ટ્ર પર અશોકનો અધિકાર કેટલાક સમય માટે નહોતો, અને પરિણામે ગિરનાર પર શાસન કોતરાવવાનો તેને હક્ક ન હોઇ શકે મૌર્યવશમા ચન્દ્રગુપ્તની પછી સપ્રતિએ જ ગિરનાર પર સીધુ શાસન ચલાવ્યુ છે અને લેખો કોતરાવનાર પણ તે જ છે એ ઉપરાત રૂદ્રદામનના ઉપરોક્ત લેખમા અશોકને માટે 'મૌર્ય અશોક' એવા શબ્દ વાપર્યા છે જ્યારે ખડકલેખો આદિના કોતરાવનારે પોતાને માટે દેવાનાપ્રિય અને પ્રિયદર્શિ શબ્દ વાપરેલ છે એટલુ જ નહિ, પણ રાજવી દશરથે પણ પોતાના પુરોગામીને માટે દવાનાપ્રિય શબ્દ વાપરેલ છે આ પરથી એ સ્પષ્ટ થઈ શકે છે કે દેવાનાપ્રિય અથવા પ્રિયદર્સિ અશોક કરતા જુદી જ વ્યક્તિ છે અને તે, બીજા પ્રમાણોથી પુરવાર થયુ છે તેમ, સપ્રતિ છે

(૩) રાજ્યાભિષેકના ત્રીજા વર્ષે ગુરુની મદદથી સંપ્રતિ ધર્મનુ જ્ઞાન પામ્યો. અને એ જ્ઞાનના પ્રચાર માટે કોતરાવેલા શાસનોને તેણે ધર્મલિપિ' નામ આપ્યુ

(૪) દેવાનપ્રિય, દેવાનાપ્રિય વગેરે શબ્દો માનાર્થે પ્રાચીન ભારતમા વપરાતા હતા પાછળના સાહિત્યમા તે પરથી દેવાનુપ્રિય શબ્દ જળવાઇ રહેલો–જે ગુજરાતી વાચકવર્ગને વધારે પરિચિત હોય અહીં વાપર્યો છે. પતિ પરત્વે આર્યપુત્ર અને સન્માનનીય વ્યકિત પરત્વે દેવાનુપ્રિય એ બંને શબ્દો આર્ય પ્રથાના અગ છે પ્રાચીન કાળમા અનેક નૃપતિઓના નામની પૂર્વે તે વિશેષણ તરીકે વપરાયલ છે. તેમા ભગવાન મહાવીરના પિતા સિદ્ધાર્થ, સિલોનપતિ તિસ્સ આદિ નામોની પૂર્વે તે વારવાર મળી આવે છે તેનો સામાન્ય અર્થ His beloved Majesty થાય છે સપ્રતિને માટે આ શબ્દ વિશેષણની સાથેસાથ વિશેષનામ તરીકે પણ વપરાયલ હોવાનું પ્રમાણ મળી શકે છે —

મત્સ્યપુરાણ ના ૨૭૨ મા અધ્યાયમા પાટલીપુત્રના મૌર્ય રાજવી દશરથને સપ્રતિના પુત્ર તરીકે ઓળખાવેલ છે—

**ससति (संप्रति) र्दश वर्षाणि, तस्य नप्ता भविष्यति**
**राजा दशरथोऽष्टौ तु, तस्य पुत्रो भविष्यति।**

અને બીજી બાજુ બરાબર–ગુફાના લેખમા દશરથે પોતાને દેવાનાપ્રિયના પુત્ર તરીકે ઓળખાવેલ છે—

**वहियका कुभा दशलथेन देवानाप्रयेन आनंतलियं**
**अभिषितेना**

આ પરથી સ્પષ્ટ થાય છે કે સપ્રતિ 'દેવાનપ્રિય' ના નામથી પણ ઓળખાયલ છે પરતુ પાછળા સાહિત્યમા ધીમે ધીમે એ શબ્દનો અર્થ વિકૃત બનવા લાગ્યો અને તે 'મૂર્ખ' અર્થ લગી જઇ પહોચ્યો એટને સાહિત્ય કૃતિઓમાથી 'દેવાનપ્રિય' શબ્દને દૂર કરવામા આવ્યો અને કેવળ 'સપ્રતિ' રહ્યો, પણ શિલાલેખો પર તો મૂળ શબ્દ જળવાઈ જ રહ્યો.

(૫) આ શબ્દ વિશેષણ છે કે વિશેષનામ તેનો નિર્ણય કરવો કઠિન છે, કેમકે સાહિત્યકૃતિઓમા ચન્દ્રગુપ્તને માટે એ શબ્દ વપરાય છે [ मुद्राराक्षस ] બૌદ્ધગ્રથોમા તે નામ અશોકને માટે વપરાય છે [ दीपवंश ] અને જૈન સાહિત્યમા સંપ્રતિને માટે તે શબ્દ વપરાયલ છે (Jain Antiquary Vol VII, No, I, P 24) આ રીતે મૌર્યવશના ત્રણે મહત્વના રાજવીઓ માટે એ શબ્દ વપરાયલ છે ને જૂના સમયમા જગત ભરના રાજવશોમા એ પ્રથા પ્રચલિત પણ હતી રોમના સમ્રાટો 'સીજર'નુ નામ ધારણ કરતા કનોજપતિઓ ભોજ ના નામે ઓળખાતા, અવતીના પ્રભાવશાળી સમ્રાટો વિક્રમ તરીકે જાણીતા બનેલા અને વલ્લભિપતિઓ શિલાદિત્ય ના નામે મશહુર બન્યા છે—એ જ રીતે વિશિષ્ટ મૌર્ય રાજવીઓએ 'પ્રિયદર્શન' નામને પસંદગી આપી હોય તે સભવિત છે સીઝર એ વાસ્તવિક રીતે જુલિયસ સીઝરનુ નામ છતા, પાછળથી તે

નામ, તેની પછીના અને પૂર્વેના પણ રોમપતિઓ માટે વપરાયું છે. તેમ 'પ્રિયદર્શન' એ નામ આ શાસનો કોતરાવનાર મૌર્ય રાજાનું હોવા છતાં પાછળથી તે વિશિષ્ટ મૌર્ય નૃપતિઓ માટે વપરાયલું હોવા સંભવ છે.

હવે પ્રસંગ ગણતરીએ તે નામ કયા મૌર્ય નૃપતિનું સંભવી શકે તે વિચારી જઇએ—मस्की ના શિલાલેખમાં 'અશોક' નામનો ઉલ્લેખ આવે છે [ વિશેષ વિવેચન માટે જુઓ मस्की નો શિલાલેખ ] તે જોતાં લેખો કોતરાવનાર प्रियदसि રાજા અશોકની પૂર્વેનો તો ન જ સંભવી શકે. એટલે એ નામના ઉમેદવાર તરીકે અશોક અને સંપ્રતિ બે જ રાજવીઓ રહે છે. प्रियदसि એ બૌધ્ધ નામ છે: પ્રાચીન કાળમાં રાજગૃહ નજીકની ટેકરી પર નિર્વાણ પામનાર એક મહાન બૌધ્ધ ભિક્ષુકનું નામ प्रियदसि હતું [ Ancient Rajgrihi ] તેમજ જેતવનના નામાંકિત બૌધ્ધ સાધુનું નામ પણ प्रियदसि હતું. [महावंश २९-३२]–એટલે બૌધ્ધ વિરોધી બિંદુસાર પોતાના પુત્ર (અશોક)ને એ નામ આપે તે કરતાં બૌધ્ધ ધર્માવલંબી અશોક પોતાના પુત્ર કે પૌત્રને એ નામ આપે તે વધારે સંભવિત છે. અને તે માટે વ્યાજબી ભૂમિકા પણ છે.

અશોકની ગફલતથી તેના પુત્ર કુણાલે આંખો ગુમાવી અને પરિણામે તેને યુવરાજપદ પણ તજવું પડયું. તે પછી કુણાલને એક પુત્ર જન્મે છે, કુણાલ સંગીતજ્ઞના ગુપ્તવેશમાં અશોકને તે સમાચાર પહોંચાડે છે. અશોક પૂછે છે–' પુત્ર કયારે થયો ?' કુણાલ ઉત્તર આપે છે–'संप्रति (તાજેતરમાં જ)' [ આ શબ્દોત્તર પરથી તે કુમાર જૈન સાહિત્યમાં સંપ્રતિના નામે મશહુર બન્યો છે.] અશોક તે કુમારનાં દર્શન કરવાની ઉત્સુકતા દર્શાવી તેને ત્વરાએ તેડી મંગાવે છે અને તેનું દર્શન પોતાને ખૂબ પ્રિયકર નીવડયું હોઈ તેને તે પ્રિયદસિ નામ આપે તે તદ્દન સ્વાભાવિક છે. પણ પ્રિયદસિ એ બૌધ્ધ નામ હોઇને જૈન સાહિત્યે 'સંપ્રતિ' નામને વિશેષ પસંદગી આપી: [ જેમ બુદ્ધ–મહાવીરના સમયકાલિક મગધપતિને જૈનો 'શ્રેણિક'ના નામે ઓળખે છે, અને બૌધ્ધો ' બિંબિસાર 'ના નામે ઓળખે છે જ્યારે વસ્તુસ્થિતિમાં તો બંને નામ એકજ વ્યકિતને આશ્રયીને છે.

તેરમા શિલાલેખમાં પ્રિયદર્શિને પોતાના સમકાલીક પાંચ યોન–નૃપતિઓના જે નામ આપ્યાં છે તેમનો સમય પણ સંપ્રતિનીજ સાથે મળતો આવે છે. [ વિશેષ માટે જુઓ 'સંપ્રતિ–કાલનિર્ણય'નું પ્રકરણ. ]

(૬) ડૉ. ભાંડારકરે 'અહીં'નો અર્થ 'રાજમહેલમાં' એ પ્રમાણે કર્યો છે પણ તે વાસ્તવિક નથી. 'અહીં'નો સાચો અર્થ તો જ્યાં લેખ કોતરાવ્યો છે તે તીર્થભૂમિમાં અથવા તેની આજુબાજુના વિસ્તારમાં ' એ પ્રમાણે થાય.

(૭) મૂળમાં અહીં जिव શબ્દ છે. જૈન શાસ્ત્રમાં નવ તત્ત્વોમાં પ્રથમ તત્ત્વ તરીકે પણ જિવ તત્ત્વને સ્થાન મળ્યું છે. તેનો અર્થ મનુષ્ય, પશુ, પંખી, વનસ્પતિ આદિ–જેનામાં ચેતનતત્ત્વ રહેલું હોય એવી દરેક વસ્તુ–થાય છે.

(૮) યજ્ઞયાગાદિમાં પ્રાણીઓનો ભોગ અપાતો હતો તેની સામે આ ધર્મલિપિ પ્રતિબંધ મૂકે છે.

(૯) પ્રાચીન કાળમાં ભારતવર્ષમાં ભિન્ન ભિન્ન પ્રકારના મેળા ( સમાજ ) ભરાતા. તેમાંના હિંસક અને વિલાસી મેળાઓમાં પશુવધ, માંસભોજન, મદ્યપાન, દ્વંદ્વયુદ્ધ, નાચગાન આદિ પ્રધાનપદે રહેતાં: તેવા મેળાઓનું વર્ણન મહાભારત તેમજ બૌદ્ધ અને જૈન સાહિત્યમાં મળી આવે છે. બૌદ્ધ સાહિત્યમાં, એવા એક મેળામાં કોઇ શ્રેષ્ઠીપુત્ર એક નાચનારીના મોહમાં ફસાઇ પડયો હોવાની વાત મળી આવે છે. જૈન સાહિત્યમાં, ઇલાચીપુત્ર નામે શ્રેષ્ઠીકુમાર એક નાચનારી પર મોહીને નટ બની ગયો ને પાછળથી એક મુનિવરના નિર્મળ ચરિત્રના પવિત્ર દર્શનથી તે જ્ઞાન પામ્યો હોવાની હકીકત મળે છે. જૈનોએ આ પ્રકારના મેળાઓ સામે ખૂબ જ વિરોધ દર્શાવેલો છે. પ્રિયદર્શિન પણ એ પ્રકારના મેળાઓ સામે આ વાકયથી પ્રતિબંધ મૂકે છે.

(૧૦) તે સમયે ઉપરોકત હિંસક અને વિલાસી મેળાઓની સાથોસાથ પવિત્ર મેળાઓ (સમાજ-ઉત્સવ)

ભરાત હોવાના પણ અનેક પ્રમાણો મળી આવે છે જૈન સાહિત્યમા તે ઉત્સવના નામે ઓળખાયા છે જૈન સમ્રાટ ખારવેલના શિલાલેખમા જણાવ્યા અનુસાર ખારવેલે પણ એવા પવિત્ર મેળાઓ ભરેલા છે [ ततिये पुन वसे गधव-वदबुधो दप-नत-गीतवादित सदसनाहि उसव-समाज कारापनाहि च कीडापयति नगरिं ] આ પવિત્ર મેળાઓમા નિદાર રજન, કલામય નૃત્ય, ભક્તિભરેલ ઉત્સવ, ધર્મઘોષણા વિમાન-હસ્તી-અગ્નિસ્કંધ આદિ સ્વર્ગીય વસ્તુઓના સદર્શન વગેરેને મહત્ત્વ અપાતુ આ વાક્યથી પ્રિયદર્શિન એ પ્રકારના મેળાઓ સામે પોતાની પસદગી દર્શાવે છે અને ચોથા મુખ્ય શિલાલેખમા જણાવ્યા પ્રમાણે તો વિમાન, હસ્તી, અગ્નિસ્કંધ આદિ દિવ્ય રૂપોના પ્રજાને સદર્શન કરાવવાને ખાતર તો તેણે ખાસ પ્રબંધ પણ કર્યો હતો

(૧૧) પૂર્વે એટલે કે પ્રિયદર્શિને જ્યારે જૈન ધર્મના વ્રતો સ્વીકાર્યા ન્હોતા ત્યારે—રાજ્યાભિષેકની શરૂઆતમા

(૧૨) પ્રિયદર્શિને આ શાસન રાજ્યાભિષેકના લગભગ બારમા વર્ષે કોતરાવ્યુ છે અને જૈન ધર્મ તેણે રાજ્યાભિષેકના બીજા વર્ષે સ્વીકાર્યો છે એટલે વચગાળાના દશ વર્ષ દરમિયાન પોતે જીવદયાને માર્ગે જે વિકાસ સાધી શક્યો તેનુ અહી તે સૂચન કરે છે

' દશ વર્ષ પહેલા રસોડામા હજારો પ્રાણીઓનો વધ થતો, આજે બે થી ત્રણ પ્રાણીઓનો વધ થાય છે અને હવે પછી તો તે વધ પૂર્ણત બધ થશે એમ દર્શાવતી વખતે પ્રિયદર્શિન, રેવ એચ હેરાસ માને છે (Specially influenced by Jain doctrines as regards sacredness of inviolability of life. J M S. XVII 271) તે પ્રમાણે, ખરેખર જૈન હૃદયનુ જ દર્શન કરાવે છે બૌદ્ધોએ હિંસા સામે જે જેહાદ દાખવી છે તે યજ્ઞોમા થતી નિષ્પ્રયોજન હિંસા સામે, પણ ભોજનના વિષયમા તેમણે અહિંસાને અતિ પ્રાધાન્ય નથી આપ્યુ. જ્યારે જૈનોએ ભોજન માટેના પ્રાણીવધને પણ પાપ લેખેલ છે સાથે જ વર્તમાન જૈન સઘના અવલોકન પરથી એમ કહેવુ કે કોઈ પણ સયોગોમા માસાહાર કરનાર કે પોતાના ઘરમા તેને બનાવી લેનાર જૈન હોઈ જ ન શકે તે પણ વધારે પડતુ છે પ્રાચીન સમયમા ક્ષત્રિયો જૈન ધર્મ સ્વીકાર્યા પછી પણ માસાહાર કરતા હતા તેને પાપ ગણીને ધાર્મિક ક્રિયાઓમા તે માટે પ્રતિદિન પશ્ચાતાપ કરતા (वह-बंध-छविच्छए मज्जमिअ-मसमिअ-वंदित्तासूत्र), અને જેમ પ્રિયદર્શિને તેનો ત્યાગ કર્યો છે તે પ્રમાણે ધીમે ધીમે તે તજી પણ દેતા હતા

## द्वितीय शासन[१] – [ गिरनार ]

१ (क) सव्रत विजितम्हि[२] देवानंप्रियस पियदसिनो[३] राञो
२ एवमपि प्रचंतेसु[४] यथा चोडा पाडा[५] सतियपुतो[६] केतलपुतो[७] आ तंव–
३ पंणी अंतियको योनराजा ये वा पि तस अंतियकस सामीपं[८]
४ राजानो सवत्र देवानंप्रियस प्रियदसिनो राञो द्वे चिकीछ कता
५ मनुसचिकीछा च पसुचिकीछा च (ख) ओसुढानि च यानि मनुसोपगानि च
६ पसोपगानि च यत यत नास्ति सवत हारापितानि च रोपापितानि[९] च
७ (ग)[१०]मूलानि च फलानि च यत यत्र[११] नास्ति सवत हारापितानि च रोपा-
पितानि च
८ पंथेसू[१२] कूपा[१३] च खानापिता व्रछा[१४] च रोपापिता परिभोगाय[१५] पसुमनुसानं

---

१ भ. धौ. અને જ. માં આ શાસનનો કેટલોક ભાગ તૂટી ગયો છે.
२ કા. यिजितसि શા. विजिते
३ બુલર प्रियदसिनो વાંચે છે.
४ કા. अंता भ. अत
५ શા. पंडिय કા. અને જ. पंडिया
६ કા. सातियपुतो શા. सतियपुत्रो
७ મ. केरलपुत्र કા. केललपुतो શા. केरडपुत्रा
८ કા. ધૌ. જ. सामंता શા. समंत મ. समत
९ શા. वुत
१० અહીંથી पंथेसू સુધીનો ભાગ શા. માં બાકાત રખાયો છે.
११ બુલર यत વાંચે છે.
१२ કા. વગેરે સ્થળે मगेसु
१३ કા. વગેરે સ્થળે उदुपानानि મ.માં બાકાત.
१४ કા. ધૌ. જ. लुखानि મ. रुछानि શા. બાકાત
१५ કા. વગેરે સ્થળે पटिभोगाये

## બીજું શાસન [ગિરનાર]

(क) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાના રાજ્યમાં સર્વત્ર, તેમજ સરહદો[1] પર તામ્રપર્ણી સુધીના ચોડ, પાંડય, સાતિયપુત્ર, કેતલપુત્ર વગેરે રાજાઓના મુલકમાં, અ તિયક[2] (અંટિયોકસ) નામક યોન રાજાના તેમજ જેઓ અ તિયકના પડોશી છે તેમના રાજ્યમાં સર્વત્ર દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાએ બે પ્રકારની ચિકિત્સાઓ સ્થાપેલી છે, મનુષ્ય-ચિકિત્સા અને પશુ-ચિકિત્સા[3]

(ख) તથા જ્યાં જ્યા મનુષ્યોના ઉપયોગની અને પશુઓના ઉપયોગની ઔષધીઓ નથી નીપજતી ત્યાં ત્યાં તે મગાવીને રોપાવવામાં આવેલી છે.

(ग) મૂળ અને ફળ જ્યાં જ્યાં નથી થતાં ત્યાં ત્યાં તે મગાવીને રોપાવવામાં આવેલાં છે.

(घ) ધોરી માર્ગો પર પશુઓ અને મનુષ્યોના ઉપયોગને માટે કૂવાઓ ખોદાવવામા આવ્યા છે અને વૃક્ષો રોપાવવામાં આવ્યાં છે.

---

૧ આ લેખ પરથી પ્રિયદસિ રાજાના સામ્રાજ્યની હદ સહેજે આળખી શકાય તેમ છે દક્ષિણના ચોડ, પાડય, સાતિયપુત્ર, કેતલપુત્ર ને તામ્રપર્ણી (લ કા)ને બાદ કરતા સમસ્ત ભારતવર્ષ પર તેની આણ વર્તે છે પશ્ચિમે તો તેના સામ્રારાજ્યની હદ ઠેઠ ગ્રીસના બારણા સુધી પહોંચેલી છે સામ્રાજયની આ સીમાઓ નિહાળતા આ શાસનોનો કોતરાવનાર અશોક હોય તે સભવિત નથી જણાતુ કેમકે પ્રિયદસિના રાજ્યાભિષેકના બારમા વર્ષે ઉપરોકત સામ્રાજ્ય પર તેની આણ વર્તે છે જ્યારે અશોકના વિષયમા તો પોતાના રાજ્યાભિષેકના સત્તરમા વર્ષે કાર્તિક માસમા-તેણે ત્રીજી બૌધ્ધ પરિષદ ન્હોતરી ત્યારે [ મહાવશ ૫-૨૮૦ના આધારે] કાશ્મીર, ગાધાર, મહિષ્મડલ, વનવાસ, અપરાન્તક, મહારક (મહારાષ્ટ્ર), હિમાલય વગેરે તેના સામ્રાજ્યની બહારના પ્રદેશો હતા.

૨ પશુચિકિત્સા=પાજરાપોળ આ સસ્થાની સ્થાપના અને તેનો વિકાસક્રમ જૈન સમાજને આભારી છે ને બનતા લગી આ સસ્થા પ્રત્યે જૈન રાજાઓજ વિશેષ ધ્યાન આપતા હતા. મધ્યકાલીન ભારતમા પણ આ કાર્ય બહુધા જૈન રાજાઓ અને જૈન મહાજનોને જ હસ્તક રહ્યુ છે અને આજે તો તે મુખ્યત્વે જૈન મહાજનો જ સભાળે છે

૩ આ સ્થળે થયેલો એન્ટિયોકસનો ઉલ્લેખ ઐતિહાસિક નિર્ણય તારવવામા ખૂબજ મદદગાર બને છે. [ તેરમા શિલાલેખમા એ ટીયોકસના પડોશી રાજાઓ તરીકે ટોલેમી ફીલાડેલ્ફસ, મેગસ, એન્ટીગોનસ અને અલેકઝાડરના નામ પણ મળી આવે છે. વિશેષ માટે જુઓ તેરમા મુખ્ય શિલાલેખની ફૂટનોટ ] કેમકે એન્ટીયોકસ વિષે ગ્રીક ઇતિહાસમા અનેક હકીકતો મળી આવે છે, જે પ્રિયદર્શિનનુ વ્યકિતત્વ સમજવામા મદદગાર થઇ પડે તેમ છે

ગ્રીક ઇતિહાસના જણાવ્યા અનુસાર એન્ટીયોકસ સીરિયાનો રાજવી હતો અને તેણે ઈ સ. પૂ. ૨૮૦ થી ઈ સ પૂ. ૨૬૧ લગી શાસન ચલાવેલુ. એથેનસના જણાવ્યા પ્રમાણે આ એન્ટીયોકસ અમિત્રોચેડઝ (Amitrochades) નામના હિંદી રાજા સાથે મિત્રાચારી ધરાવતો હતો અને અમિત્રોચેડઝની કેટલીક આજ્ઞાઓ તે માન્ય રાખતો હતો [ વિશેષ માટે જુઓ પ્રથમ પરિચ્છેદ, ફૂ નો ૧૧ ] અને મેગેસ્થીનીસ જ જણાવે છે તે પ્રમાણે અમિત્રોચેડઝ મગધપતિ સેન્ડ્રેકોટસનો

યુવરાજ હતો.

આપણે જોઇ ગયા તે અનુસાર સેન્ડ્રેકોટસ નામ માટે બે જ ઉમેદવાર છે—એક ચન્દ્રગુપ્ત મૌર્ય અને બીજો ચંડાશોક મૌર્ય. તેમાં પરદેશી વિદ્વાનો ચન્દ્રગુપ્તની ઉમેદવારીને માન્ય રાખે છે પણ તે કેટલી સત્યથી વેગળી છે તે આપણે પુરવાર કરી ગયા છીએ. છતાં આ વિધાનથી પણ તેને તપાસી જઇએ.

સેન્ડ્રેકોટસ એટલે જો ચન્દ્રગુપ્ત લઇએ તો અમિત્રોચેડઝ એટલે બિંદુસાર અને સેન્ડ્રેકોટસ એટલે જો ચંડાશોક ગણીએ તો અમિત્રોચેડઝ એટલે સંપ્રતિ. હિંદી સાહિત્યમાં બિન્દુસારને માટે અમિત્રકેતુ અને સંપ્રતિને માટે અમિત્રઘાત ઉપનામ મળી આવે છે. આમાંથી અમિત્રઘાત શબ્દ અમિત્રોચેડઝને વધારે મળતો છતાં, એ દલીલને આપણે બાજુએ મૂકીએ તોપણ, એટલું તો ચોક્કસજ છે કે એન્ટીયોકસ જેની સાથે મિત્રતા ઇચ્છે છે અને જેની આજ્ઞાઓ તે માન્ય રાખે છે એવો ભારતીય નૃપતિ અમિત્રોચેડઝ એટલે કાં તો બિન્દુસાર ને નહિતર સંપ્રતિ.

આપણે પુરવાર કરી ગયા તે પ્રમાણે બિન્દુસારનો સમય ઇ. સ. પૂર્વે ૩૫૮ થી ૩૩૦ છે અને સંપ્રતિનો સમય ઇ. સ. પૂર્વે ૨૮૯ થી ઇ. સ. પૂ. ૨૪૫ છે. (જુઓ પરિચ્છેદ—બીજો). આ દૃષ્ટિએ ઇ. સ. પૂર્વે ૨૮૦ થી ૨૬૧ લગી શાસન ચલાવનાર એન્ટીયોકસ તો સંપ્રતિનો જ સમકાલિક ઠરે છે. તે ઉપરાંત આ શિલાલેખો કોતરાવનાર પ્રિયદર્શિન નૃપતિને એક પક્ષ અશોક ગણે છે [ આ માન્યતા ખૂબજ જાણીતી છે ] અને બીજો પક્ષ તેને સંપ્રતિ ગણે છે. [ Rock-Edicts belong to Samprati, who was contemporary with the five Yona-kings of the then divided Greek-Empire. **P. C. Mukharji.** Assi. Director-General of Archeology. ] પણ કોઇ તેને બિન્દુસાર તો નથી જ કહેતું તેમ કહી શકે તેમ પણ નથી. આ સંયોગોમાં સેન્ડ્રેકોટસનો યુવરાજ અને એન્ટીયોકસને આજ્ઞાઓ મોકલાવનાર અમિત્રઘાત તથા એન્ટીયોકસના રાજ્યમાં પશુઓનાં પણ દવાખાનાં ( પાંજરાપોળો ) સ્થાપનાર નૃપતિ પ્રિયદર્શિન, એ એન્ટીયોકસનો સમકાલિક ભારતીય નૃપતિ સંપ્રતિજ સંભવે છે.

## तृतीय शासन[1] [गिरनार]

१ (क) देवानंपियो[2] पियदसि राजा एवं आह (ख) द्वादसवासाभिसितेन मया इदं आञपितं

२ (ग) सर्वत विजिते मम युता च राजूके[3] च प्रादेसिके[4] च पंचसु पंचसु वासेसु अनुसं-

३ यानं नियातु[5] एतायेव अथाय इमाय धंमानुसस्टिय यथा अञा—

४ य पि कंमाय (घ) साधु मातरि च पितरि च सुस्रूसा मित्र[6] संस्तुतञातीनं बाम्हण-

५ समणानं साधु दानं प्राणानं[7] साधु अनारंभो अपव्ययता अपभांडता[8] साधु

६ (ङ) परिसा[9] पि युते आञपयिसति गणनायं हेतुतो व्यंजनतो च

---

१ શા. મ. ધૌ. જ. મા આ શાસનનો કેટલોક ભાગ તૂટી ગયો છે.

૨ બુલ્હર પ્રિયો વાંચે છે

૩ કા. लजूक શા. रजुक.

૪ કા. पादेसिक શા. प्रदेशिक

૫ કા. निखमतु શા. મ. निकमतु ધૌ. જ. निखमावू

૬ મૂળમાં मिता વંચાય છે

૭ ધૌ. જ. जीवसु

૮ બીજા લેખોમા अपभंडता છે

૯ કા. જ. पलिसा શા. परि

# ત્રીજું શાસન—[ગિરનાર]

(क) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે.

(ख) રાજ્યાભિષેકને બાર વર્ષ[1] થયે મેં આ ફરમાન કાઢેલું છે.

(ग) મારા રાજ્યમાં સર્વત્ર યુક્તોએ[2] અને રાજૂકે[3] તથા પ્રાદેસિકે[4] આ[5] ઉદ્દેશને માટે–નિમ્નોકત ધર્માનુશાસન તેમજ અન્ય કાર્યોને માટે–દર પાંચ વર્ષે ફેરવણીએ નીકળી પડવું.

(घ) માતપિતાની સેવા કરવી એ સારૂં છે. મિત્રો, ઓળખીતાઓ, સગાંઓ અને બ્રાહ્મણો[6] તથા શ્રમણો[7] પ્રત્યે ઉદારતા[8] રાખવી એ સારૂં છે. ખર્ચ થોડો કરવો અને પરિગ્રહ[9] પણ થોડો રાખવો એ સારૂં છે.

(ङ) શબ્દને તેમજ અર્થને અનુસરીને[10] આની ગણત્રી રાખવાના વિષયમાં મંત્રી–પરિષદ[11] યુકતોને આજ્ઞા આપશે.

---

(૧) પ્રિયદર્શિને પોતાના જુદા જુદા શિલાલેખો કયા કયા સમયે કોતરાવ્યા છે તેની માહિતી માટે જુઓ પ્રથમ ખંડે પરિચ્છેદ પહેલો.

(૨–૩–૪) આ ત્રણે મુલકી (Civil) વિભાગના વડા અધિકારીઓ હોવા સંભવ છે. પ્રાચીન અર્થશાસ્ત્રોના આધારે તારવી શકાય છે કે, યુકત નાણાખાતામાં, રાજૂક ન્યાયખાતામાં અને પ્રાદેસિક મહેસૂલી ખાતામાં અધિકાર ધરાવતા હતા. તે ત્રણેનો હોદ્દો અનુક્રમે આજના Accountant, District Judge અને Collector ને સમાંતર હતો.

(૫) 'આ ઉદ્દેશને માટે' નો અર્થ કાં તો નીચેના વાકયમાં જણાવેલા 'ધર્માનુશાસન અને અન્ય કાર્યો' ને અનુલક્ષીને હોય અથવા તો પૂર્વેના (બીજા) શાસનમાં જણાવેલ કાર્યક્રમને અનુલક્ષીને પણ હોય, અથવા તો પછી તે બંનેનો સંયુકત નિર્દેશ પણ કરતો હોય.

(૬) પ્રિયદર્શિન એટલે અશોક એમ માનનારાઓની ગણતરીએ પ્રિયદર્શિન બૌદ્ધ ઠરે છે, અને પ્રિયદર્શિન એટલે સંપ્રતિ એમ સાચી રીતે માનનારના મતે પ્રિયદર્શિન જૈન ઠરે છે. પરંતુ કોઇ પણ સંયોગોમાં પ્રિયદર્શિન વૈદિક ધર્માનુયાયી તો નથીજ, તેમજ એવો મત કોઇ રજૂ કરી શકે તેમ પણ નથી. એટલે બ્રાહ્મણનો અર્થ પ્રચલિત મત પ્રમાણે વૈદિક ધર્માનુયાયી બ્રાહ્મણ એવો હોવાનો સંભવ ઓછો છે. उत्तराध्ययनसूत्र નામના જૈન આગમમાં तं वयं बूम माहणं (પ્રાકૃત–बंभण) એવા પ્રસ્તાવ સાથે સદાચારી અને બ્રહ્મચારી પુરુષનાં લક્ષણો ઓળખાવ્યા છે અને माह्ण-बंभण-बाह्मण યાને ब्राह्मण કોને કહી શકાય તે પર વિસ્તારથી વિવેચન કરેલું છે. પ્રિયદર્શિન જ્યાં જ્યાં बाह्मण, बह्मण, बंभण, અથવા ब्रमण શબ્દનો ઉલ્લેખ કરે છે તે ઉપરોકત ઉલ્લેખમાં દર્શાવ્યા પ્રમાણેના 'બંભણો' હોવાનો વિશેષ સંભવ છે. [ વિશેષ માટે જુઓ નીચેની ટીકા. નં. ૭. ૮. ]

(૭) શ્રમણનો અર્થ જો કે બૌદ્ધ સાધુ પણ થઇ શકે છે, પરંતુ વિશેષ કરીને તો તે શબ્દ જૈન સાધુ માટે જ વપરાય છે. જૈનસંઘ શ્રમણસંઘના નામે ઓળખાય છે તેમજ ભગવાન મહાવીરથી માંડીને સામાન્ય સાધુ પર્યન્તના દરેક દીક્ષિતને 'શ્રમણ' ના નામે ઓળખાવાય છે. એટલે શ્રમણનો અર્થ જૈન સાધુ હોવાનો વિશેષ સંભવ છે. બીજી બાજુ આ શિલાલેખોમાં જ્યાં જ્યાં દાન આપવાનો ઉલ્લેખ આવે છે ત્યાં ત્યાં સર્વત્ર પ્રિયદર્શિન

'બ્રાહ્મણ' અને 'શ્રમણ' શબ્દો છૂટા ન મૂકતા સમાસ રૂપે મૂકે છે—[ કલિંગને લગતા તેરમા લેખમા જ્યા દાનનો ઉલ્લેખ નથી ત્યા श्रमण व श्रमण व એ રીતે બને શબ્દો અલગ મુકાયા છે ] એટલે જેમ તેને દ્વંદ્વસમાસ ગણીને તેનો અર્થ 'બ્રાહ્મણ તથા શ્રમણ' એવો કરાય છે તે જ રીતે તેને કર્મધારય સમાસ લેખીને 'શ્રમણ–સંઘમા પ્રવેશેલો બ્રાહ્મણ' એવો અર્થ પણ થઈ શકે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચારે વર્ગના માનવીઓ તે સમયે શ્રમણસંઘમા પ્રવેશતા હતા તેમાથી દાન લેવાનો અધિકાર કેવળ બ્રાહ્મણ વર્ગને જ હતો. આ અર્થ ખેચવાનુ કારણ એ છે કે શિલાલેખોમા પ્રિયદર્શિન મોટે ભાગે ब्राह्मणसमणान साधु दाने એવો જ ઉલ્લેખ સર્વત્ર કરે છે પણ બ્રાહ્મણો અને શ્રમણોને અપાતા દાનમા મોટો તફાવત હતો કેમકે બ્રાહ્મણોને દરેક પ્રકારનું દાન આપી શકે જ્યારે શ્રમણો કેવળ તૈયાર ભોજન અને વસ્ત્ર જ સ્વીકારી શકે. એટલે સભવિત છે કે ब्राह्मण श्रमण અથવા श्रमण ब्राह्मण શબ્દથી પ્રિયદર્શિનનો આશય 'શ્રમણ (જૈન) સંઘમા પ્રવેશેલો બ્રાહ્મણ'–એ અર્થ સૂચવવા પૂરતો હોય સાથેસાથ '( उत्तराध्ययनसूत्र માની વ્યાખ્યા પ્રમાણેના સાચા બ્રહ્મચારી ) બ્રાહ્મણો અને શ્રમણો ( જૈન સાધુઓ )' એ અર્થને પણ એટલો જ અવકાશ છે, પણ આ સ્થળે 'મિત્રો, ઓળખીતાઓ, સગાઓ અને બ્રાહ્મણ શ્રમણો' દરેકને દાનની સમાન કોટિમા મૂકેલ હોઈ પહેલો અર્થ વધારે સભવિત છે

(૮) મૂળમા અહીં दान શબ્દ છે. પણ ગુજરાતી ભાષામા મૂળ આશયને વ્યક્ત કરવામા દાન ના કરતા 'ઉદારતા' શબ્દ વધારે સુઘટિત જણાવાથી અહીં તે વાપરેલ છે.

(૯) મૂળમા અહીં अपभाडता साधु ( અપરિગ્રહ સારો છે ) એવો ઉલ્લેખ છે. એનો સાદો અર્થ એ છે કે 'વસ્તુઓનો અથવા દ્રવ્યનો સચય ( પરિગ્રહ ) ઓછો કરવો જોઈએ' આ સ્પષ્ટ રીતે જૈન પરિભાષા છે. કેમકે જૈન સિધ્ધાન્તમા વધારે સચય ( પરિગ્રહ ) ને પાપ તરીકે અને ઓછા સચય ( અપરિગ્રહ–अपभाडता ) ને પુણ્ય તરીકે ઓળખાવવામા આવેલ છે, એટલું જ નહિ, પણ 'અપરિગ્રહ'એ જૈનોના પાચ મહાવ્રતોમાનું એક વ્રત ગણાય છે.

(૧૦) શબ્દને તેમજ અર્થને અનુસરીને એટલે કે મૂળ આજ્ઞા તેમજ તેની પાછળ રહેલો આશય, એ બંનેને ધ્યાનમા રાખીને' મૂળમા અહીં हेतुतो व्यजनतो એ બે શબ્દો છે 'હેતુ–વ્યંજન'નું આ શબ્દયુગલ જૈન પરિભાષાનુ સૂચક છે

(૧૧) મૂળમા અહીં परिसा શબ્દ છે તેનો અર્થ 'પરિષદ' ( મંડળ ) થાય. ચાણક્યના અર્થશાસ્ત્રમા વારવાર મત્રી–પરિષદનો ઉલ્લેખ આવે છે તે જોતા આ પરિષદ પણ મત્રીઓની હોવાનો સભવ છે. છતા સાથેસાથ એ પણ સંભવિત છે કે પ્રિયદર્શિને પોતાની ધર્મલિપિઓનો બરાબર અમલ થાય છે કે કેમ તેની દેખરેખ માટે અને તે અગે યુક્તો ( અમલદારો ) ને આજ્ઞા આપવાને પવિત્ર–સાધુ પુરુષોની પરિષદ પણ નીમી હોય

# चतुर्थ शासन[1]–[ गिरनार ]

१ (क) अतिकातं अंतरं बहूनि वाससतानि वढितो एव प्राणारंभो विहिंसा च भूतानं ञातीसु

२ असंमतिपती ब्राह्मणस्रमणानं[2] असंमतीपती[3] (ख) त[4] अज देवानंप्रियस प्रियदसिनो[5] राञो

३ धंमचरणेन भेरीघोसो अहो धंमघोसो विमानदसणा[6] च हस्तिदसणा च

४ अगिखंधानि[7] च अञानि च दिव्यानि रूपानि दसयित्पा जनं (ग) यारिसे बहूहि वाससतेहि

५ न भूतपुवे तारिसे अज वढिते देवानंप्रियस प्रियदसिनो राञो धंमानुसस्टिया अनारं

६ भो प्राणानं अविहीसा[8] भूतानं ञातिनं संपटिपती ब्रह्मणसमणानं[9] संपटिपती मातरि पितरि

७ सुस्रुसा थैरसुस्रुसा[10] (घ) एस अञे च बहुविधे धंमचरणे वढिते (ङ) वढयिसति चेव देवानंप्रियो

८ प्रियदसि राजा धंमचरणं इदं (च) पुत्रा च पोत्रा च प्रपोत्रा[11] च देवानंप्रियस प्रियदसिनो राञो

९ प्रवधयिसंति इदं धंमचरणं आव सवटकपा[12] धंमम्हि सीलम्हि तिस्टंतो धंमं. अनुसासिसंति

१० (छ) एस हि सेस्टे[13] कंमे य धंमानुसासनं (ज) धंमचरणे पि न भवति असीलस (झ) त इमम्हि अथम्हि

११ वधी च अहीनी च साधु (ञ) एताय अथाय इदं लेखापितं[14] इमस अथस वधि युजंतु हीनि च

१२ नो[15] लोचेतव्या[16] (ट) द्वादसवासाभिसितेन देवानंप्रियेन प्रियदसिना राञा इदं लेखापितं[17]

૧ ધૌ. મા આ શાસનના બે અક્ષર તૂટેલા છે, જ્યારે જ. મા તેનો મોટો ભાગ તૂટેલો છે.

૨ કા. समनबंभनानं શા. ध्रमणब्रमणने મ. श्रमण ब्रमणन ધૌ. समनबाभनेसु

૩ આ શબ્દમા प ઉમેરવામા આવેલો છે

૪ त એ ઉમેરેલો અક્ષર છે.

૫ આ શબ્દમા द ઉમેરવામા આવેલો છે.

૬ સેનાર્ટ અને બુલર दसणा વાંચે છે

૭ શા. મા जोतिकंधानि છે

૮ આ શબ્દમા ही અક્ષર પાછળથી ઉમેરવામા આવ્યો છે

૯ ધૌ. समनबाभनेसु

૧૦ કા. આ શબ્દ નથી શા. कुअन कुपुर મ. कुअन कुपुर ધૌ. कुऋसुमूला

૧૧ કા. पुना च कं नवाल चा पनातिक्या चा શા. पुत्र पि च कं नतरो च प्रनतिक च મ. पुत्र पि च क नतर च पणतिक ધૌ. पुता पि सु नति पनति (—આ પછી બે અક્ષર તૂટી ગયા છે )

૧૨ બુલર संवट વાંચે છે. [કા. आवकपं ધૌ. आकप

૧૩ શા. क्षेयम्

૧૪ શા. निपिस्तम्

૧૫ મૂળમા मा વધારાનો છે. કર્ન मा પસંદ કરે છે. હુલ્ટ્ઝ नो પસંદ કરે છે.

૧૬ કા મ ધૌ. જ. भक्षोचयिसु

૧૭ શા. निनेसितम्

# ચોથું શાસન–[ ગિરનાર ]

( क ) પૂર્વે,[૧] ઘણા સૈકાઓ થયાં, સજીવ[૨] પ્રાણીઓના વધ, ભૂતો[૩] પ્રત્યેનો હિંસાભાવ, જ્ઞાતિજનો[૪] પ્રત્યે અવિવેક[૫] તેમજ બ્રાહ્મણો તથા શ્રમણો[૬] પ્રતિ અનાદરભાવ[૭] વધતાંજ રહ્યાં હતાં.

( ख ) પરંતુ હવે દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાના ધર્માચરણના પરિણામે લોકોને વિમાનનાં દર્શન, હાથીનાં દર્શન તેમજ અગ્નિસ્કંધ અને બીજાં દિવ્ય રૂપો[૮] બતાવાયા પછી ઢોલનો અવાજ ધર્મનો અવાજ[૯] બન્યો છે.

( ग ) પૂર્વે સૈકાઓ થયાં અસ્તિત્વમાં ન હતું તે–પ્રાણીઓનો વધ ન કરવો તે, ભૂતો પ્રત્યેનો અહિંસાભાવ, જ્ઞાતિજનો પ્રત્યેનો વિવેક[૧૦] તેમજ બ્રાહ્મણો અને શ્રમણો પ્રતિનો આદરભાવ[૧૧]–હવે, દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાના ધર્માનુશાસનથી વધ્યાં છે.

( घ ) આ અને બીજી અનેક રીતે ધર્માચરણ વધ્યું છે.

( ङ ) અને દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આ ધર્માચરણને એ જ પ્રમાણે વધારશે.

( च ) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાના પુત્રો,[૧૨] પૌત્રો અને પ્રપૌત્રો[૧૩] અંતકાળ લગી આ ધર્માચરણને વધારશે ( અને ) ધર્મ અને શીલનું[૧૪] પાલન કરતાં ધર્મનો બોધ આપશે.

( छ ) કારણ કે ધર્મનો બોધ સર્વોત્તમ કાર્ય છે.

( ज ) અને શીલરહિત માણસથી ધર્માચરણનું કાર્ય થતું નથી.

( झ ) માટે આ અર્થની વૃદ્ધિ થાય અને તેમાં કશી ઉણપ ન રહે એ સારૂં છે.

( ञ ) ઉપરોક્ત હેતુમાં વૃદ્ધિની યોજના થાય અને કંઈ ઉણપ ન ચલાવી લેવાય એ આશયથી આ ( શાસન ) લખાવવામાં આવેલ છે.

( ट ) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાના રાજ્યાભિષેકને બાર વર્ષ થતાં[૧૫] આ લખાવાયલ છે.

---

૧. પૂર્વે ઘણા સૈકાઓ થયાં નીચેની ચાર અઘટિત વસ્તુઓ વધતી રહી હતી—સજીવ પ્રાણીઓનો વધ ( **प्राणारंभो** ) ભૂતો પ્રત્યે હિંસાભાવ ( **विहिंसा च भूतानं** ), જ્ઞાતિજનો પ્રત્યે અવિવેક ( **ञातीसु असंप्रतीपती** ) તેમજ બ્રાહ્મણ તથા શ્રમણો પ્રતિ અનાદરભાવ ( **ब्राह्मणस्रमणानं असंप्रतीपती** ) —આ ચાર વિધાનોને આશ્રયીને મૌર્યયુગના ઇતિહાસનું નિરીક્ષણ કરવાથી આપણે પ્રિયદર્શિનના વ્યક્તિત્વ પર વિશેષ પ્રકાશ નાંખી શકીશું.

એટલું તો ચોક્કસ છે કે પ્રિયદર્શિન એટલે કાં તો સંપ્રતિ ને નહિતર અશોક. જો પ્રિયદર્શિન એટલે સંપ્રતિ લઇએ તો ઉપરની ચાર અઘટિત વસ્તુઓ નંદો,

ચંદ્રગુપ્ત, બિન્દુસાર અને અશોકના સમયમાં વધતી રહી હતી એમ કહી શકાય ને પ્રિયદર્શિન એટલે અશોક લઇએ તો એ વસ્તુઓ નંદો, ચન્દ્રગુપ્ત ને બિન્દુસારના સમયમાં વધતી રહી હતી એમ માનવું જોઇએ આ વિધાનના ઉકેલમાં આપણને ઇતિહાસ મદદ કરે તેમ છે

નંદોના સમયમાં હિંસા, અવિવેક તેમજ બ્રાહ્મણ–શ્રમણાદિ પ્રત્યેનો અનાદરભાવ વધી રહ્યો હતો તે તો વૈદિક, બૌદ્ધ તેમજ જૈન–એ ત્રણે ધર્મના સાહિત્ય માન્ય રાખે છે પરિણામમાં નવમા નંદે સિંહાસન ગુમાવ્યું અને ચંદ્રગુપ્ત મગધનો સમ્રાટ બન્યો વૈદિક તેમજ જૈન સાહિત્ય અને ચાણક્યનું પોતાનું અર્થશાસ્ત્ર જોતા જણાય છે કે ચંદ્રગુપ્તના સમયમાં હિંસા થતી હતી પરંતુ બ્રાહ્મણ તેમજ શ્રમણોનું તો સંપૂર્ણ સન્માન જળવાતું હતું અને જ્ઞાતિજનો પ્રત્યેના વિવેકને ખીલવવામાં આવેલો. તે પછી બિન્દુસારના સમયમાં હિંસા–શિકાર આદિ થાતું રહેલા, પણ જ્ઞાતિ-વિવેક અને બ્રાહ્મણ–શ્રમણોનું સન્માન તો પૂરતા જળવાયલા બૌદ્ધ પુસ્તક મહાવંશના પાંચમા પરિચ્છેદના ત્રેવીશમા શ્લોકમાં સ્પષ્ટ જણાવેલું છે કે—

**पितासट्ठिसहस्सानि, ब्राह्मणे ब्रह्मपक्खिके ।**
**भोजेसि सो पि ते येव, तीणि वस्सानि भोजयि ॥**

[ (અશોકનો) પિતા (બિન્દુસાર) પ્રતિદિન સાઠ હજાર બ્રાહ્મણોને ભોજન કરાવતો હતો. તે અનુસાર અશોકે પણ ત્રણ વર્ષ લગી (એટલે કે તેણે બૌધ્ધ ધર્મ સ્વીકાર્યો તે પહેલા) તેમને ભોજન કરાવ્યું. ]

આ પરથી એ સ્પષ્ટ થાય છે કે બિન્દુસારના સમયમાં બ્રાહ્મણોનો આદર ઘટેલો નહિ, પણ ઉલટો વધેલો. અશોકે બૌધ્ધ ધર્મ સ્વીકાર્યો પહેલા એ આદરને જાળવી રાખ્યો પણ બૌદ્ધ બન્યા પછી તેણે તે તજી દીધો પુન્નગરના અને પાટલીપુત્રના શ્રમણો પ્રત્યે પણ તેણે અત્યાચારની હદે પહોંચતો અનાદર દર્શાવેલો આ પરથી એ સ્પષ્ટ થાય છે કે બ્રાહ્મણો–શ્રમણો પ્રત્યેનો જે અનાદરભાવ નંદોના સમયમાં પ્રવર્તતો હતો તે મૌર્ય યુગમાં તો અશોકના સમયમાં જ ફાટી નીકળ્યો છે

જ્ઞાતિજનો પ્રત્યેનો વિવેક પણ ચાણક્યની અસરને લીધે બિન્દુસારના સમય લગી તો પૂરેપૂરી રીતે જળવાઇ રહ્યો છે પણ પોતાના ૯૯ ભાઇઓનો વધ કરીને અશોકે તે મર્યાદાને તોડી નાખેલી તે પછી તેણે વર્ણવ્યવસ્થા અને જ્ઞાતિબંધનો પ્રતિ અનાદર દર્શાવનાર બૌધ્ધ ધર્મનો સ્વીકાર કર્યો એટલે પણ ઉક્ત અવિવેકમાં ઉમેરો થવા લાગ્યો આમ નંદોના શાસનકાળ પછી જ્ઞાતિજનો પ્રત્યેનો અવિવેક પણ અશોકના સમયમાં જ ઉગ્ર બન્યો છે.

સજીવ પ્રાણીઓનો વધ અને ભૂતો પ્રત્યેનો હિંસાભાવ અશોકના સમગ્ર શાસનકાળ દરમિયાન વધતો જ રહ્યો કે કેમ તે આપણે નિશ્ચયાત્મક રૂપમાં નથી કહી શકતા પણ અશોકની પૂર્વાવસ્થા તો વધ અને હિંસાથી છલોછલ ભરેલી છે વડીલ ભાઇનો વધ કરીને ગેરકાયદેસર રીતે સિંહાસન પચાવી પાડ્યા પછી સૈન્ય ને પ્રજા પર પોતાનો પ્રભાવ જમાવવાને તેણે જે હિંસક પગલા લીધેલા તેને રાજકારણનો વિષય લેખીને બાજુએ મૂકીએ તોપણ, તેણે જે વધાગાર ખોલેલું અને જ્યાંથી પસાર થતા દરેક માનવીને ઊંચકીને કકડતા તેલની કડાઇઓમાં કે આગની ખાઇઓમાં ફેંકી દેવામાં આવતા, તે તો અશોકના શાસનકાળ દરમિયાન વધેલા વધ અને હિંસાનું પ્રતીક જ ગણાય. ઉત્તરાવસ્થામાં પણ તેણે બૌધ્ધ ધર્મના વિરોધી આજીવિકો આદિ પ્રત્યે સખત ક્રૂરતા દાખવેલી છે શિલાલેખોનો કોતરાવનાર રાજવી પ્રિયદર્શિન એ અશોક છે એવા ભ્રમ નીચે આપણે અશોકના વ્યક્તિત્વમાં પ્રેમ, દયા, કોમળતા, અહિંસા આદિ નિહાળતા થયા છીએ, પણ એ શિલાલેખો સંપ્રતિના નીવડતા તે ગુણો સંપ્રતિને ફાળે જાય છે અને અશોકનું વ્યક્તિત્વ તો કેવળ બૌદ્ધ સાહિત્યાવલંબી જ બને છે ને બૌદ્ધ સાહિત્યમાં અશોક બુદ્ધના પરમ ભક્ત તરીકે ઓળખાયો છે પણ ઉપરોક્ત ગુણો તેના ફાળે નથી નોંધાયા.

આ પ્રમાણે પ્રિયદર્શિને જે ચાર અવગુણો પોતાના પુરોગામીઓના સમયમાં વિકસ્યા હોવાનું જણાવે છે તે નંદોની પછી, મૌર્યયુગમાં તો અશોકના સમયમાં જ ફાલેલા છે અને સંપ્રતિએ તેમને દૂર કરીને તે ગુણોની ફરી સ્થાપના કરી છે

(૨-૩) જૈન તત્ત્વવિચારમાં જીવોના એકેન્દ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય એમ પાંચ વિભાગ પાડવામાં આવેલ છે; અને જૈનોના પવિત્ર આગમ આચારાંગસૂત્રમાં તેમને જીવ, ભૂત, પ્રાણ, સત્તા આદિ નામે ઓળખાવવામાં આવેલ છે. પ્રિયદર્શિન પણ પોતાના શિલાલેખોમાં જીવોને આ જ નામે ઓળખાવે છે. અને તેથી ડૉ. ભાંડારકર જેવાને પણ કબૂલવું પડે છે કે તાત્ત્વિક શબ્દોના ઉપયોગમાં પ્રિયદર્શિન પર બૌદ્ધ કરતાં જૈનધર્મની વધારે અસર છે. આ સ્થળે વપરાયલ प्राणारंभो અને विहिंसा च भूतानं સ્પષ્ટ રીતે જૈન વિચારશ્રેણિ છે.

(૪) જ્ઞાતિજનોનું સન્માન એ હિંદુ અને જૈન વિચારશ્રેણિ છે. જૈનોમાં તે આજ લગી 'સાધર્મિક વાત્સલ્ય' ના નામે જળવાઇ રહેલ છે.

(૫-૭-૧૦-૧૧) અવિવેક, અનાદરભાવ આદિ દુર્ગુણોને માટે પ્રિયદર્શિન असंप्रतिपत्ति અને વિવેક, આદર આદિ સદ્‌ગુણોને માટે संप्रतिपत्ति શબ્દ વાપરે છે. તેની પાછળ પોતાના અન્ય નામનો આડકતરો નિર્દેશ કરવાનો આશય પણ કેમ ન રહેલો હોય?

(૬) બ્રાહ્મણ-શ્રમણ શબ્દોના વિશેષ વિવેચન માટે જુઓ શાસન ત્રીજું-ટી. નં. ૬.

(૮) જૈન તીર્થંકરો જ્યારે ગર્ભમાં આવે છે ત્યારે તેમની માતા હાથી, વૃષભ, સિંહ, લક્ષ્મી, પુષ્પમાળા, ચન્દ્ર, સૂર્ય, ધ્વજ, કળશ, પદ્મસરોવર, ક્ષીરસાગર, દેવવિમાન, રત્નરાશિ અને અગ્નિશિખા-એ ચૌદ સ્વપ્ન જુવે છે. આવાં સોનાચાંદીનાં સ્વપ્નો હજારો વર્ષ થયાં પર્વદિવસોમાં પ્રજાને બતાવવામાં આવે છે. [ આજે પણ જૈન ઉપાશ્રયોમાં પર્યુષણમાં ભાદરવા સુદ એકમને દિવસે એ સ્વપ્નો બતાવાય છે. ] એની શરૂઆત સંપ્રતિ યાને પ્રિયદર્શિને કરી હોવાનો જ સંભવ છે. એ ચૌદ સ્વપ્નમાંનાં પ્રથમ, અંતિમ તેમજ એક વચગાળાનું, એમ ત્રણ (હાથી, અગ્નિસ્કંધ, વિમાન) સ્વપ્નોનો નિર્દેશ કરીને બાકીનાંને અહીં દિવ્યરૂપ તરીકે ઓળખાવવામાં આવ્યાં છે. મહાન રાજવીઓની માતાઓ ગર્ભપ્રવેશ સમયે એ રાજવીઓનાં ભાવિ લક્ષણાનુસાર સાત, ત્રણ કે એક સ્વપ્ન જુએ છે. સંપ્રતિના ગર્ભપ્રવેશ સમયે તેની માતાએ હાથીનું સ્વપ્ન નિહાળેલું.

(૯) પ્રિયદર્શિનની પૂર્વના રાજાઓના સમયમાં રાજા યુદ્ધે ચડતો હોય, શિકારે જતો હોય કે કોઇ ઢંઢેરો બહાર પાડવો હોય ત્યારે ઢોલ વાગતાં. પણ પ્રિયદર્શિનના સમયમાં ધર્મોત્સવ, ઉપરોકત દિવ્ય રૂપોનાં દર્શન વગેરે પ્રસંગે ઢોલ વાગતાં. એટલે કે પહેલાં ઢોલનો અવાજ પાપસૂચક હતો, પરંતુ હવે તે ધર્મનો સૂચક બન્યો છે.

(૧૨) આ શિલાલેખ પ્રિયદર્શિ રાજાએ પોતાના રાજ્યાભિષેકના બારમા વર્ષે કોતરાવ્યો છે. હવે જો શિલાલેખોનો કોતરાવનાર અશોક ગણીએ તો તેના એક પુત્ર મહેન્દ્ર અને પુત્રી સંઘમિત્રાએ તો બૌદ્ધ ધર્મના પ્રચારને માટે અશોકના રાજ્યાભિષેકના છઠ્ઠા વર્ષે બૌદ્ધ દીક્ષા લીધેલી છે, છતાં અશોક આ સ્થળે એનો ઉલ્લેખજ ન કરે તે શું સંભવિત છે? પુત્રો-પૌત્રો -પ્રપૌત્રો ધર્માચરણને વધારશે એમ દર્શાવતી વખતે તે શું પોતાના એક પુત્ર ને પુત્રીએ તો ધર્માચરણ વધાવાને પ્રવ્રજ્યા પણ લીધેલી છે એવો નિર્દેશ કર્યા વિના રહી શકે?

(૧૩) ગિરનારના આ લેખમાં પ્રિયદર્શિને પુત્ર પૌત્ર અને પ્રપૌત્ર એ ક્રમમાં પોતાની વંશપરંપરા વર્ણવી છે. જ્યારે કા. શા. મ. ને ધૌ. આદિ સ્થળે તેણે પુત્ર તે પછી દૌહિત્ર (પુત્રીનો પુત્ર) અને પછી પુત્રીનો પૌત્ર એ પ્રમાણે વંશપરંપરા લખી છે. આ કોઇ પ્રકારની શરતચૂક નથી. કારણ કે પાંચમા અને છઠ્ઠા શાસનમાં પણ ગિરનારમાં તેણે પુત્ર-પૌત્ર-પ્રપૌત્ર એ ક્રમ સૂચવેલ છે જ્યારે તેને સમાંતર બીજાં સ્થળોના લેખોમાં ઉપર પ્રમાણે જ પુત્ર-દૌહિત્ર ને દૌહિત્ર-પુત્ર લખેલ છે. આ આલેખન અનેક અર્થોનું સૂચક બને છે.

એક તો એ કે આ વિધાન પ્રાંતિક પ્રથાઓને અનુસરીને થયું હોય, એટલે કે ગિરનારના પ્રદેશોમાં વારસો પુત્રોની પરંપરામાં જતો હોય પણ બીજા પ્રાંતોમાં તે પુત્રીની પરંપરામાં જતો હોય; અને એ સામાજિક પ્રથાને અનુસરીને પ્રિયદર્શિનને આ પ્રમાણે દૌહિત્રને મહત્ત્વ આપવું પડ્યું હોય. બીજું એ કે પ્રિયદર્શિનને પુત્રો

વધારે હોય અને તે દરેકને તેણે પ્રાંતિક સૂબાઓના પદે નિયુક્ત કર્યા હોય પણ તેમાંથી પૌત્ર તો ગિરનારમાં શાસન ચલાવતા સૂબાને ત્યાંજ જન્મ્યો હોય અને બીજા પુત્ર ગમે તે કારણે (બ્રહ્મચર્ય—ચતુર્થવ્રત સ્વીકારીને ?) અપુત્રિયા રહેનાર હોય, તેમના ઉત્તરાધિકારી સૂબાઓ તરીકે પ્રિયદર્શિને પોતાના દૌહિત્રોને પસંદ કર્યા હોય અથવા તો પછી ગિરનારમાં યુવરાજપુત્ર સૂબાપદે હોઇને ત્યાં તે તેની પછી પૌત્રનો નિર્દેશ કરી શકે, પણ અન્ય સ્થળે બીજા સામાન્ય પુત્રો અથવા રાજકુટુંબીઓ સૂબાપદે હોય અને તેમને રાજશાસનમાં કશા વંશપરંપરાગત અધિકારો ન હોઇને તેના પૌત્રનો નિર્દેશ કરતાં અચકાવું પડયું હોય

ગમે તેમ, પણ આ પરથી એટલું ચોક્કસ છે કે પ્રિયદર્શિનનો મહત્ત્વનો રાજકુમાર—યુવરાજ સૌરાષ્ટ્રમાં સૂબાપદે નિમાયનો આ નિર્દેશ પણ આપણને પ્રિયદર્શિનના વ્યક્તિત્વ પર પ્રકાશ પાડવામાં મદદગાર બને છે

અશોકના સમયમાં યુવરાજપુત્ર તો અવંતીના સૂબાપદે નિયુક્ત થયો હતો અને સૌરાષ્ટ્રમાં તો તેના શાસન દરમિયાન યવનરાજ તુષાસ્ફ અમલ ચલાવતો હોવાનો નિર્દેશ પણ મળી આવે છે એ તુષાસ્ફ અશોકનો સૂબો હોય કે માંડલિક રાજા હોય પણ તે પરથી એટલું તો ચોક્કસ થાય છે કે અશોકના સમયમાં સૌરાષ્ટ્રને અતિ મહત્ત્વ નથી અપાયેલું જ્યારે સંપ્રતિએ સૌરાષ્ટ્ર પર તાજેતરે વિજય મેળવેલો હોઇ (જુઓ પ્રથમ શાસનની ટી નં. ૨) અને પાટલીપુત્ર તેમજ અવંતી બંને સ્થળે તો તે પોતેજ શાસન ચલાવતો હોઇ (તે કેટલોક સમય પાટલીપુત્રમાં રહેતો અને કેટલોક સમય અવંતીમાં ગાળતો હતો) પોતાના યુવરાજને તેણે સૌરાષ્ટ્રના સૂબાપદે નિયુક્ત કરેલો હોવાનો પૂરો સંભવ છે

(૧૪) શીલ એટલે શિયળ—ચારિત્રશુદ્ધિ જૈન સાહિત્યમાં સુદર્શનાદિના ચરિત્રોમાં શીલનો મહિમા મૂળજ ગવાયેલો છે.

(૧૫) પ્રિયદર્શિને પોતાના જુદા જુદા શિલાલેખો કયા કયા સમયે કોતરાવ્યા છે તેની માહિતી માટે જુઓ પ્રથમ ખંડે—પરિચ્છેદ પહેલો

# पंचम शासन—[1] [ कालिस ]

१ (क) देवानंपिये पियदसि लाजा अहा (ख) कयाने दुकले। (ग) ए आदिकले कयानसा से दुकलं कलेति (घ) से ममया वहु कयाने कटे (ङ) ता ममा पुता चा नताले[2] चा

२ पलं चा तेहि ये अपतिये[3] मे आवकपं तथा अनुवटिसंति से सुकटं कछंति[4] (च) ए चु हेता देसं पि हापयिसति[5] से दुकटं कछति[6] (छ) पापे हि नामा सुपदालये[7] (ज) से अतिकंतं अंतलं नो हुतपुलुव धंममहामता नामा (झ) ते दसवसाभिसितेना ममया धंममहामाता कटा (ञ) ते सवपासंडेसु वियापटा

३ धंमाधिथानाये[8] चा धंमवढिया हिदसुखाये वा धंमयुतसा योनकंबोजगंधालानं[10] ए वा पि अंने अपलंता[11] (ट) भटमयेसु वंभनिभेसु अनथेसु वुधेसु[12] हिदसुखाये धंमयुताये अपलिवोधाये वियपटा ते (ठ) वंधनवधसा पटिविधानाये अपलिवोधाये मोखाये चा एयं अनुवधा पजाव ति वा

४ कटाभिकाले ति वा महालके[13] ति वा वियापटा ते (ड) हिदा[14] वाहिलेसु चा नगलेसु सवेसु[15] ओलोधनेसु[16] भातिनं च ने भगिनिना[17] ए वा पि अंने नातिक्ये सवता वियापटा (ढ) ए इयं धंमनिसिते ति वा दानसुयुते ति वा सवता विजितसि[18] ममा धंमयुतसि वियापटा ते धंममहामाता (ण) एताये अठाये

५ इयं धंमलिपि लेखिता[19] चिलथितिक्या होतु तथा च मे पना अनुवततु

૧ ગિ. શા ને ધૌ. મા આ શાસનનો સહેજ ભાગ તૂટેલો છે, જ્યારે જ મા તેનો મોટો ભાગ તૂટેલો છે.

૨ ગિ. त मम पुता च पोता च परच शा. त मअ पुत्र च नतरो च परच भ. तं मअ पुत्र च नतरे च परच धौ. त ये मे पुता च नती च

३ शा. अपच अक्षति

४ गि. सुकत कामति शा. सुकिट कपति

५ गि. हापेसति. शा. हपेशदि

६ गि. कासति शा. कपति

७ गि. सुकर हि पाप शा. पप हि सुकर

८ शा. सवत्रपहयु भ. सत्र पपहय

९ गि. धाम्मधिस्टानाय

૧૦ આની પછી ગિ. मा रिस्टिक पतेणिकान शा. मा रठिकन पितिनिकन भ. मा रठिकपितिनिकन धौ. मा लठिकपितनिकेसु

૧૧ ગિ. મા કુદન आपराता વાચે છે, પુનર अपराता વાંચે છે शा. अपरत भ. अपरत धौ. आपलता

१२ शा. वुढ़षु भ. वुध्रेषु धौ. महालकेसु

१३ गि. थैरेसु

१४ गि. पाटलिपुते च बाहिरसु च शा. इअ बहिरेषु च नगरेषु भ. हिद बहिरेषु च नगरेषु धौ. हिद च बाहिलेसु च नगलेसु

१५ धौ. सवेसु सवेसु

१६ ओलोधनेसु અને भातिन ની વચ્ચે ધૌ. મા मे ए वा पि એટલા અક્ષરો છે.

१७ शा. भतुन च मे स्पसुन च भ. भतन च स्पसुन च धौ. मे ए वा पि भातिन मे भगिनीन व

१८ धौ. सवपुठविय

१९ शा. निविस्त

# પાંચમું શાસન [ કાલ્સી ][1]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્શિ રાજા આમ કહે છે—

(ख) કલ્યાણ[2] કરવું અઘરૂં છે.

(ग) જે કલ્યાણ આદરે છે તે અઘરૂં કામ કરે છે.

(घ) હવે મેં ઘણું કલ્યાણ કર્યું છે.[3]

(ङ) તેથી, મારા પુત્રો, દૌહિત્રો[4] અને તેમની પછી પ્રલયકાળ લગી થનારા મારા વંશજો તે પ્રમાણે વર્તશે તો તેઓ સુકૃત્ય કરશે.

(च) પરંતુ જે એનો અંશતઃ પણ અનાદર કરશે તે દુષ્કૃત્ય કરશે.

(छ) ખરેખર પાપ કરવું સહેલું છે.[5]

(ज) હવે, પૂર્વે ઘણા વખતથી ધર્મના મહામાત્રાઓ[6] નિમાતા નહોતા.

(झ) મારા રાજ્યાભિષેકને તેર વર્ષ થતાં મેં[7] ધર્મમહામાત્રાઓ નીમ્યા.

(ञ) તેમને, ધર્મ સ્થાપવાને માટે, ધર્મ વધારવાને માટે અને યોન, કંબોજ, ગાંધાર કે[8] પશ્ચિમ સરહદ[9]ના બીજા પ્રદેશોમાં પણ રહેલા ધર્મિષ્ઠોના હિતસુખને માટે, સર્વ પાષંડો[10]માં કામે લગાડેલા છે.[11]

(ट) તેઓ, નોકર બનેલા[12] બ્રાહ્મણો[13] અને વૈશ્યોના તથા અનાથો અને વૃદ્ધોના હિતસુખનું તેમજ ધર્મિષ્ઠ લોકોને બંધનમાંથી મુક્ત[14] કરવાનું કામ કરી રહ્યા છે.

(ठ) તેઓ, કેદીઓ જો સંતાનવાળા હોય તો તેમને નાણાની મદદ આપવાનું, તેમને (કેદીઓને) કનડગત થતી હોય તો બંધનમુક્ત કરવાનું અને તેઓ (કેદીઓ) જો વૃદ્ધ હોય તો તેમને છોડી મૂકવાનું કાર્ય કરે છે.[15]

(ड) તેઓ, અહીં[16] અને બીજાં સર્વ નગરોમાં, મારા ભાઈ,[17] ભગિની[18] કે સગાંઓના અંતઃપુરમાં[19] સર્વત્ર જોડાયલા છે.

(ढ) તેઓ, મારા રાજ્યમાં સર્વત્ર, જે ધર્મિષ્ઠ માણસ ધર્મનો જિજ્ઞાસુ હોય કે દાનશીલવાળો હોય તેની સાથે જોડાયલા છે.

(ण) એવા હેતુથી આ ધર્મશાસનો લખાવાયાં છે કે તે ચિરસ્થાયી બને અને મારી પ્રજા[20] તેને અનુસરે.

( ૧ ) પાછળના ચાર શાસનો ગિરનારના લીધા, તે પછી પાંચમુ શાસન કાલ્સીનુ પસંદ કરવાની પાછળ કારણ એ છે કે મુખ્ય શિલાલેખોમાના જે શાસનો ગિરનારમા અખંડ સ્થિતિમા મળી આવે તે ત્યાના લેવા અને ગિરનારમા જે શાસનો ખંડિત હોય તે જ્યાએ જ્યા એ શાસનો અખંડિત મળી આવતા હોય તે વિવિધ સ્થળના લેવા—જેથી ભિન્ન ભિન્ન સ્થળે વપરાયલી ભાષાનો પણ વાચકને ખ્યાલ આવી શકે—એવી નીતિ રાખી છે ગિરનારમા આ શાસન ખંડિત છે વિશેષ ખુલાસા માટે જુઓ 'માર્ગ દર્શન'—પૃ. ૪૭–૪૮

( ૨ ) 'કલ્યાણ' શબ્દ જો કે સર્વસામાન્ય છે, અને બધા ધર્મના સાહિત્યમા તે વપરાયલ જોવામા આવે છે, તેમ છતા ઐહિક કરતા પારલૌકિક હિત પર વધારે ભાર મુકાતો હોય એવા અર્થમા તો તે શબ્દ જૈન દર્શનમા જ વપરાયલ જોવાય છે વિક્રમની પહેલી સદીમા રચાયલ कल्याणमंदिर स्तोत्र તેમજ ઘણા ખરા જૈન સૂત્રોના અંતિમ શ્લોકમાની सर्वकल्याणकारण—એ પંક્તિ એના સ્પષ્ટ પ્રમાણરૂપ છે

( ૩ ) આ શિલાલેખ પ્રિયદર્શિના રાજ્યાભિષેકના બારમા વર્ષે લગભગમા કોતરાયો છે એટલે પ્રિયદર્શિનને જો અશોક ગણીએ તો આ વાક્ય નિરર્થક ઠરે છે, કેમકે બૌધ્ધ સાહિત્યના જણાવ્યા પ્રમાણે અશોકે મહત્ત્વનો ધર્મવિજય અને ખરુ કલ્યાણ તો રાજ્યાભિષેકના સત્તરમા વર્ષ પછી સિધ્ધ કરેલ છે. પણ પ્રિયદર્શિનને સંપ્રતિ ગણીએ તો આ વાક્ય સુઘટિત ઠરે છે કેમકે જૈન સાહિત્યમા જણાવાયા પ્રમાણે સંપ્રતિએ રાજ્યાભિષેક પછી ત્રીજાજ વર્ષે ધાર્મિક પ્રવૃત્તિઓ આદરી દીધી અને બારમા વર્ષે લગીમા તો તેણે વિશ્વભરમા ધર્મનો પ્રચાર કરીને અનેક કલ્યાણો કર્યા હતા

( ૪ ) દૌહિત્ર શબ્દના ખુલાસા માટે ચોથા શાસનની તેરમી ટીકા જુઓ

( ૫ ) ડૉ ભાંડારકર આ વાક્યનો અર્થ 'પાપને સારી પેઠે દૂર કરવુ જોઇએ' એવો કરે છે

( ૬ ) 'ધર્મમહામાત્રા' નો સામાન્ય અર્થ 'ધાર્મિક વિષયના અમલદારો' એવો થાય અને અત્યારસુધી તે જ પ્રમાણે થતો આવ્યો છે પણ તે અર્થ લેવાથી કેટલાક (દા ત નીચે ૭–૮) ઉલ્લેખોનો અર્થ સ્પષ્ટ થતો નથી અને આ ઉણપ ડૉ૦ ભાંડારકર પણ કબૂલે છે. પણ ધર્મમહામાત્રાનો અર્થ જો અમલદારના હોદ્દાની સાથોસાથ યોગ્ય પુરુષને અપાતો ઈલકાબ અથવા ધાર્મિક ઉપદેશક પણ કરવામા આવે તો આ શાસનનો અર્થ વધારે સ્પષ્ટ બને છે

( ૭ ) જૈન સાહિત્યમા સંપ્રતિનુ ચરિત્ર ટૂંકમા જ આલેખાયુ છે કોઇ પણ પ્રાચીન જૈન ગ્રન્થમા તેના ચરિત્ર અંગે પચીશ કરતા વધુ પાના રોકાયલ નથી. અને તેમા પણ તે એક મહાન સમ્રાટ હતો તેટલુ જ જણાવીને તેણે બંધાવેલા લાખો મંદિરો અને ભરાવેલ બે ક્રોડ મૂર્તિઓની જ નોંધ લેવામા આવી છે તેની અન્ય પ્રવૃત્તિઓ પ્રત્યે મૌન સેવાયલુ છે એટલે તેમા તેરમા વર્ષે ધર્મમહામાત્રાઓની તેણે કરેલી નિમણૂકની નોંધ ન લેવાય તો તે સહજ છે પણ અશોક અંગે બૌદ્ધ સાહિત્યમા અનહદ લખાણ થયુ છે, તેના ચરિત્ર અંગે अशोकावदान આદિ સ્વતંત્ર મહાગ્રન્થો લખાયલા છે તેમ છતા તેમા ક્યાય ધર્મમહામાત્રાઓ અંગેનો ઉલ્લેખ થયેલો નથી અને એમ છતા વિદ્વાનો આ શિલાલેખોને અશોકને નામે ચડાવી દેતા અચકાતા નથી, એ આશ્ચર્યજનક છે

( ૮ ) બીજા શાસનોમા આ ઉપરાંત રિષ્ટીક અને પેતેણિક એ બે વધારે નામ મળી આવે છે

( ૯ ) આ વાક્યમા પ્રિયદર્શિનના સામ્રાજ્યની પશ્ચિમ સરહદનો ઉલ્લેખ થયેલો હોઇ તે કંઇક વિશેષ વિવેચન માગી લે છે

અહી પ્રિયદર્શિન જણાવે છે કે– 'યોન, કંબોજ, ગાંધાર, રિષ્ટીક, પેતેણિક તેમજ પશ્ચિમ સરહદના બીજા પ્રદેશોમા પણ '

આમાના રિષ્ટીક–પેતેણિક ( रष्ट्रिकपेत्तनिक ) નો અર્થ ડૉ૦ ભાંડારકર 'માડલિક રાજા' એવો કરે છે પણ અન્ય વિદ્વાનો એ બન્ને શબ્દને જુદા લે છે અને તેનો અર્થ 'દક્ષિણ–પશ્ચિમ સરહદના રિષ્ટીક અને પેતેણિક એ બે પ્રદેશો ' એવો કરે છે, અને તે જ અર્થ વધારે સાચો જણાય છે કેમકે યોન, કંબોજ

અને ગાંધાર ઉત્તર–ભારતની પશ્ચિમ સરહદ સૂચવે છે, તે જ પ્રમાણે રિષ્ટીક અને પેતેણિક દક્ષિણ–ભારતની પશ્ચિમ સરહદ સૂચવે છે. તે ઉપરાંત, રિષ્ટીક અને પેતેણિક એ બંને યોન, કંબોજ ને ગાંધારની જેમ પ્રદેશસૂચક નામો હોય, તો જ કાલસીમાં એ બંને શબ્દ ન કોતરાયા છતાં, અર્થની સુઘટિતતા જળવાઇ રહે; પણ તેનો અર્થ જો ' માંડલિક રાજા ' લેવાનો હોય તો પછી કાલ્સીનું વાક્ય જ અર્થહીન બની રહે.

યોન, કંબોજ ને ગાંધાર એ અત્યારે સરહદી પ્રાન્તો અને અફઘાનિસ્તાનના નામે ઓળખાતા પ્રદેશની લગભગમાંજ સમાતા દેશો હતા. મહાભારતમાં પણ તે ત્રણે પ્રદેશોનો ઉલ્લેખ એ જ ક્રમમાં–यौन–कंबोज–गांधार –થયેલો છે [ Early History of the Vaishnava Sect. by H. Raichaudhari p. 17 ] તે પરથી લાગે છે કે વિશેષ પ્રાચીન કાળમાં પણ તે પ્રદેશો એ જ નામે ઓળખાતા હતા.

યોનની સરહદ હિંદુસ્તાનના વાયવ્ય પ્રદેશમાં સિંધુ અને કોફેન નદીની વચ્ચે પથરાયલી હતી અને આયોનિયન વિજેતાઓના નામ પરથી તે પ્રદેશને યોન નામ મળેલું. મહાભારતમાં જણાવ્યા પ્રમાણે ' કંબોજ ' પણ યોનની નજીકમાં જ આવેલો પશ્ચિમ–પ્રદેશ હતો અને ' દ્રોણપર્વ ' માં જણાવ્યા પ્રમાણે તેનું પાટનગર રાજપુર હતું. હુએનત્સાંગ પણ પોતાના પ્રવાસવર્ણનમાં એ નગરનો ઉલ્લેખ કરે છે. કનીંગહામ જણાવે છે ( Ancient Geography of India p. 129 ) તે પ્રમાણે, કાશ્મીરની દક્ષિણ દિશાએ આવેલું 'રજૌરી' ગામ તે જ જો આ રાજપુર હોય તો સરહદી પ્રાંતોના હજારા જીલ્લાનો પણ કંબોજમાં સમાવેશ થતો હોવો જોઇએ. ગાંધારનું પાટનગર તક્ષશિલા હતું અને તે પ્રદેશ યોન અને કંબોજ બંનેની અડોઅડ આવેલો હતો. પ્રથમ જૈન તીર્થંકર આદિનાથના ઇતિહાસપ્રસિદ્ધ પુત્ર બાહુબલિએ ત્યાં શાસન ચલાવેલું તેમ જ દુર્યોધનની માતા ગાંધારી એ પ્રદેશની હતી. તે પરથી લાગે છે કે પ્રાચીનકાળમા એ પ્રદેશનો સમાવેશ પણ આર્યાવર્તની સરહદમાં થતો હોવો જોઇએ.

રિષ્ટીક એ મહારાષ્ટ્રનો પશ્ચિમકાંઠાનો પ્રદેશ હોવાનો સંભવ છે અને પેતેણિક એ પાછળથી પૈઠણના નામે મશહૂર બનેલો પ્રદેશ હતો.

આ પ્રમાણે પ્રિયદર્શિન ઉત્તર–પશ્ચિમે પોતાનું સામ્રાજ્ય યોન–કંબોજ ને ગાંધાર લગી પથરાયલ હોવાનું ને દક્ષિણ–પશ્ચિમે તે રિષ્ટીક અને પેતેણિક સુધી પહોંચેલ હોવાનું જણાવે છે. હવે આપણે સાહિત્યિક પ્રમાણોથી તપાસી જઇએ કે અશોક અને સંપ્રતિ બેમાંથી કોનું સામ્રાજ્ય ત્યાંલગી પથરાયલ હતું.

મહાવંશના પાંચમા અધ્યાયના ૨૮૦ વગેરે અને દીપવંશના આઠમા અધ્યાયના ૧થી ૧૧ લગીના શ્લોકમાં જણાવ્યા પ્રમાણે–' અશોકે પોતાના રાજ્યાભિષેકના સત્તરમા વર્ષે, ત્રીજી બૌધ્ધ–પરિષદના અંતે, કાશ્મીર, ગાંધાર, મહીષ્મંડલ, ( મ્હૈસુર ), વનવાસ, અપરાન્તક, યોન, મહારક ( મહારાષ્ટ્ર ), હિમવન્ત ( હિમાલય ), સૂવર્ણભૂમિ ( પેગુ–માલમીન ),ને લંકા વગેરે ( પોતાના મહારાજ્યની બહારના ) પ્રદેશોમાં પણ બૌધ્ધ ધર્મના પ્રચારને માટે બૌદ્ધ થેરાઓ મોકલ્યા. '

આ નોંધ પરથી સ્પષ્ટ થઇ જાય છે કે યોન, કંબોજ, ગાંધાર, રિષ્ટીક ને પેતેણિક એ પાંચે પશ્ચિમ સરહદના પ્રદેશો અશોકના સામ્રાજ્યની બહાર હતા. તેમાંથી ઉપરની નોંધમાં યોન અને ગાંધારનું સ્પષ્ટ નામ છે, કાશ્મીર નામથી કંબોજનું સૂચન થાય છે અને અપરાન્તક અને મહારક એ બંનેમાં રિષ્ટીક અને પેતેણિકનો સમાવેશ થાય છે.

બીજી બાજુએ સંપ્રતિએ પાંચે પ્રદેશો પર વિજય મેળવેલ હોવાનાં સ્પષ્ટ પ્રમાણ છે—

ताहे तेण संपइणा उज्जेणीआइं काउं दक्खिणावहो सब्वो तत्थ ठिण्ण वि अज्ञावितो— **कल्पचूर्णि**

तेण सुरठविसयो अंधा दमिला य ओयविया—

**निशीथचूर्णि**

संप्रतेः साधिताशेष–क्षोणी चक्रस्य चक्रिवत्

**संप्रतिराजकथा–८२**

આ પરથી એ સ્પષ્ટ થાય છે કે યોન, કંબોજ, ગાંધાર, રિષ્ટીક ને પેતેણિક પર અશોકનો અધિકાર નહોતો પણ સંપ્રતિએ ત્યાં વિજય મેળવીને પોતાનો અધિકાર સ્થાપેલો અને પરિણામે ત્યાં પોતાનું શાસન

(૧) પાછળના ચાર શાસનો ગિરનારના લીધા, તે પછી પાંચમું શાસન કાલ્સીનું પસંદ કરવાની પાછળ કારણ એ છે કે મુખ્ય શિલાલેખોમાંના જે શાસનો ગિરનારમાં અખંડ સ્થિતિમાં મળી આવે તે ત્યાંના લેવા અને ગિરનારમાં જે શાસનો ખંડિત હોય તે જ્યાંએ જ્યાં એ શાસનો અખંડિત મળી આવતા હોય તે વિવિધ સ્થળના લેવા—જેથી ભિન્ન ભિન્ન સ્થળે વપરાયલી ભાષાનો પણ વાચકને ખ્યાલ આવી શકે—એવી નીતિ રાખી છે ગિરનારમાં આ શાસન ખંડિત છે વિશેષ ખુલાસા માટે જુઓ 'માર્ગદર્શન'—પૃ ૪૭–૪૮

(૨) 'કલ્યાણ' શબ્દ તે કે સર્વસામાન્ય છે, અને બધા ધર્મના સાહિત્યમાં તે વપરાયલ જોવામાં આવે છે, તેમ છતાં ઐહિક કે તો પારલૌકિક હિત પર વધારે ભાર મુકાતો હોય એવા અર્થમાં તો તે શબ્દ જૈન દર્શનમાં જ વપરાયલ જોવાય છે વિક્રમની પહેલી સદીમાં રચાયલ कल्याणमंदिर स्तोत्र તેમજ ઘણા ખરા જૈન સૂત્રોના અંતિમ શ્લોકમાંની सर्वकल्याणकारण—એ પંક્તિ એના સ્પષ્ટ પ્રમાણરૂપ છે

(૩) આ શિલાલેખ પ્રિયદર્શિના રાજ્યાભિષેકના બારમા વર્ષે લખાયલમાં કોતરાયો છે એ ને પ્રિયદર્શિનને જો અશોક ગણીએ તો આ વાક્ય નિરર્થક ઠરે છે, કેમકે બૌદ્ધ સાહિત્યના જણાવ્યા પ્રમાણે અશોકે મહત્ત્વનો ધર્મવિજય અને ખરું કલ્યાણ તો રાજ્યાભિષેકના સત્તરમા વર્ષ પછી સિદ્ધ કરેલ છે. પણ પ્રિયદર્શિનને સંપ્રતિ ગણીએ તો આ વાક્ય સુઘટિત ઠરે છે કેમકે જૈન સાહિત્યમાં જણાવાયા પ્રમાણે સંપ્રતિએ રાજ્યાભિષેક પછી બીજાજ વર્ષે ધાર્મિક પ્રવૃત્તિઓ આદરી દીધી અને બારમા વર્ષ લગીમાં તો તેણે વિશ્વભરમાં ધર્મનો પ્રચાર કરીને અનેક કલ્યાણો કર્યાં હતાં

(૪) દૌહિત્ર શબ્દના ખુલાસા માટે ચોથા શાસનની તેરમી ટીકા જુઓ.

(૫) ડૉ. ભાંડારકર આ વાક્યનો અર્થ 'પાપને સારી પેઠે દૂર કરવું જોઈએ' એવો કરે છે

(૬) 'ધર્મમહામાત્રા' નો સામાન્ય અર્થ ધાર્મિક વિષયના અમલદારો એવો થાય અને અત્યારલગી તે જ પ્રમાણે થતો આવ્યો છે પણ તે અર્થ લેવાથી કેટલાક (દા. ત. નીચે ૬–૭) ઉલ્લેખોનો અર્થ સ્પષ્ટ થતો નથી અને આ ઉપરાંત ડૉ. ભાંડારકર પણ કહે છે કે પણ ધર્મમહામાત્રાનો અર્થ જો અમલદારના હોદ્દાની સાથોસાથ યોગ્ય પુરુષને અપાતો ઇલ્કાબ અથવા ધાર્મિક ઉપદેશક પણ કરવામાં આવે તો આ શાસનનો અર્થ વધારે સ્પષ્ટ બને છે

(૭) જૈન સાહિત્યમાં સંપ્રતિનું ચરિત્ર ટૂંકમાં જ આલેખાયું છે કોઈ પણ પ્રાચીન જૈન ગ્રન્થમાં તેના ચરિત્ર અંગે પચીસ કરતાં વધુ પાનાં રોકાયલ નથી. અને તેમાં પણ તે એક મહાન સમ્રાટ હતો તેટલું જ જણાવીને તેણે બંધાવેલા લાખો મંદિરો અને ભરાવેલી કરોડ મૂર્તિઓની જ નોંધ લેવામાં આવી છે તેની અન્ય પ્રવૃત્તિઓ પ્રત્યે મૌન સેવાયલું છે એટલે તેમાં તેરમા વર્ષે ધર્મમહામાત્રાઓની તેણે કરવી નિમણૂકની નોંધ ન લેવાય તો તે સહજ છે પણ અશોક અંગે બૌદ્ધ સાહિત્યમાં અનહદ લખાણ થયું છે, તેના ચરિત્ર અંગે अशोकावदान આદિ સ્વતંત્ર મહાગ્રંથો લખાયલા છે તેમ છતાં તેમાં ક્યાય ધર્મમહામાત્રાઓ અંગેનો ઉલ્લેખ થયેલો નથી અને એમ છતાં વિદ્વાનો આ શિલાલેખોને અશોકને નામે ચડાવી દેતા અચકાતા નથી, એ આશ્ચર્યજનક છે

(૮) બીજાં શાસનોમાં આ ઉપરાંત રિષ્ટીક અને પેતેણિક એ બે વધારે નામ મળી આવે છે

(૯) આ વાક્યમાં પ્રિયદર્શિનના સામ્રાજ્યની પશ્ચિમ સરહદનો ઉલ્લેખ થયેલો હોઈ તે કંઈક વિશેષ વિવેચન માગી લે છે

અહીં પ્રિયદર્શિન જણાવે છે કે– યોન, કંબોજ, ગાંધાર, રિષ્ટીક, પેતેણિક તેમજ પશ્ચિમ સરહદના બીજા પ્રદેશોમાં પણ '

આમાના રિષ્ટીક–પેતેણિક ( रष्ट्रिकपेत्तनिक ) નો અર્થ ડૉ૦ ભાંડારકર 'માંડલિક રાજા' એવો કરે છે પણ અન્ય વિદ્વાનો એ બંને શબ્દને જુદા લે છે અને તેનો અર્થ 'દક્ષિણ–પશ્ચિમ સરહદના રિષ્ટીક અને પેતેણિક એ બે પ્રદેશો' એવો કરે છે, અને તે જ અર્થ વધારે સાચો જણાય છે કેમકે યોન, કંબોજ

वेमातिके भातरो सो हन्त्वा एकूनकं सतं ।
सकले जम्बुद्वीपस्मिं एकरज्जमयापुणि ॥

**महावंश** અ ૫–૧૪

આ પરથી એ સ્પષ્ટ થઈ શકે છે કે અશોકે તિષ્ય સિવાયના પોતાના બધા જ ભાઈઓનો વધ કર્યો હતો અને આ તિષ્યે પણ પાછળથી બૌદ્ધ–દીક્ષા લીધેલી છે. (મહાવંશ.અ.૫) એટલે આ શિલાલેખ જો અશોકના ગણીએ તો તે કોતરાવતી વખતે તેને એક પણ ભાઈ નથી, જે વસ્તુ-સ્થિતિ શિલાલેખથી અવળી જાય છે. આ શિલાલેખોને અશોકના નામે ચડાવનાર વીન્સેન્ટ સ્મીથ આદિ વિદ્વાનો બૌદ્ધ પુસ્તકોના ઉપરોક્ત નિર્દેશને ભ્રમભર્યો જણાવે છે, પણ વસ્તુસ્થિતિમાં તો શિલાલેખો અશોકના છે, એજ એક ભ્રમ છે. કેમકે કોઈ પણ ધર્મનું સાહિત્ય પોતાના ધર્મના મહાન શાસકમાં સદ્‌ગુણોનું વિશેષ પડતું આરોપણ કરે તે સમજી શકાય તેવું છે, પણ ભ્રાતૃ-વધ જેવું કલંક ખોટી રીતે ચોંટાડે એ અકલ્પ્ય છે. ખરી વાત તો એ છે કે અશોકે તો ભાઈઓનો વધ કર્યો જ હતો, પણ આ શિલાલેખો સંપ્રતિના છે અને તેના વિષયમાં ભાઈઓનો નિર્દેશ વ્યાજબી છે.

(૧૮) અશોકને બહેનો હોવાનો ઉલ્લેખ પણ બૌદ્ધ સાહિત્યમાં કોઈ પણ સ્થળે મળી આવતો નથી.

(૧૯) ધૌલીના શિલાલેખમાં ભાઈ, ભગિની અને સગાઓનાં અંતઃપુરની સાથેસાથ 'મારા પોતાના અંતઃપુરમાં પણ' એટલું વિશેષ લખાયલ છે. પોતાના અંતઃપુરમાં પણ ધર્મમહામાત્રાઓ નિમાયલા હોવાની હકીકત ધૌલીમાં દર્શાવવી અને બીજાં સ્થળોનાં શાસનોમાં એ વિષે મૌન સેવવું તેનો અર્થ કાં તો એ હોય કે શાસનો કોતરાવતી વેળા તેનું અંતઃપુર કલીંગમાં હોઈને કલીંગના (ધૌલી) શાસનમાં તેનો ઉલ્લેખ જરૂરી બન્યો હોય અથવા તો કલીંગમાં ધર્મમહામાત્રાઓ નીમવામાં પડતી મુશ્કેલીઓને દૂર કરવાને પોતાના અંતઃપુરમાં પણ મહામાત્રાઓ નિમાયલા છે એમ જણાવવું જરૂરી બન્યું હોય.

(૨૦) હુલ્ઝ 'પ્રજા' નો અર્થ વારસો કરે છે. પણ એક શબ્દમાં અનેક અર્થ સમાવવાની પ્રિયદર્શિનની શૈલિ જોતાં જણાય છે કે 'પ્રજા' શબ્દથી તે પુત્ર–પૌત્ર–દૌહિત્રાદિ વારસો, પોતાની વર્તમાન પ્રજા તેમજ ભાવિ પ્રજા આદિનું સૂચન કરે છે અને તે સર્વ આ શાસનોને અનુસરે એવી તે ઇચ્છા સેવે છે.

---

પ્રવર્તતુ હોવાનુ જણાવનાર ' પ્રિયદર્શિન ' એ સંપ્રતિનુ ઉપનામ છે

( ૧૦ ) પાસંડ એટલે પાખંડ અથવા ધર્મ. દેવાનાંપ્રિય નો અર્થ પાછળથી જેમ મૂર્ખ ગણાવા લાગ્યો તેમ પાખંડનો અર્થ પણ પાછળથી કુધર્મ' બન્યો છે પરંતુ પ્રાચીન કાળમા પાખંડનો અર્થ ધર્મ ગણાતો હતો એ શબ્દ પણ જૈન પારિભાષિક છે જનલ ઓફ ધી રૉયલ એશિયાટિક સોસાઈટીના બારમા પુસ્તક-( પૃ ૨૩૬ ) મા એક લેખ લખતા પ્રો વી સન પણ પાસંડ' એ બૌદ્ધ પારિભાષિક શબ્દ ન હોવાનુ માન્ય રાખે છે

( ૧૧ ) બુલર અને હુલ્ત્ઝ વાક્ય અહીં પૂરૂ કરી નાખે છે પરંતુ સેનાર્ત અને ડૉ ભાંડારકર તેને પછીના વાક્ય સાથે જોડી નીચે પ્રમાણે અર્થ કરે છે—

તઓ યવનોના, કમ્બોજોના અને ગાંધારોના તેમજ પશ્ચિમકાંઠાની પાસના બીજા લોકોના દેશમા નોકર મનેના બ્રાહ્મણોના અને વૈશ્યોના તથા અનાથો અને વૃધ્ધોના હિતસુખનુ તમજ ધર્મિષ્ઠ લોકોને બંધનમાંથી મુક્ત કરવાનું કામ કરી રહ્યા છે

( ૧૨ ) હુલ્ત્ઝ આ પંક્તિનો અનુવાદ નીચે પ્રમાણે કરે છે—

તઓ નોકરો અને શેઠોના બ્રાહ્મણો અને વૈશ્યોના

(૧૩) બ્રાહ્મણ્ય એટલે બભણ્ય-વિશેષ ખુલાસા માટે જુઓ ત્રીજા શિલાલેખની ટીકા નં ૬

(૧૪) હુલ્ત્ઝ આ બંધન અને મુક્તિનો એવો અર્થ કરે છે કે – તમને સસારના બંધનમાથી મુક્ત કરી ધર્મમાર્ગે ચડાવવાનુ –જ્યારે ડૉ૦ ભાંડારકરના મતે– તઓ કોઇ કનેશ કે બંધનમા સપડાયા હોય તો તમાથી તમને મુક્ત કરવાનું આમાથી હુલ્ત્ઝનો અર્થ વધારે બંધબેસતો છે છતા એકજ શબ્દથી વધારે અર્થો સૂચવી દેવાની પ્રિયદર્શિનની વર્ણનને ધ્યાનમા લેતા તમા બંને અર્થ સમાયન હોવાનો પણ સંભવ છે

(૧૫) કદીઓ અને તમના સંતાનો પ્રત્યેની જે ફરજો આજની સુસંસ્કૃત ગણાતી પ્રજાઓ પણ અમલમા નથી મૂકી શકતી તેને ૨૨૦૦ વર્ષ પૂર્વે અમલમા મૂકીને પ્રિયદર્શિન આજલગી પણ જગતભરમા અજોડ રાજવી તરીકેનું પોતાનુ સ્થાન શોભાવી શકે છે

( ૧૬ ) ' અહીં ' એટલે શાસન જ્યા કોતરાયુ છે તે નગરમા અથવા તો શાસન જ્યાંથી રવાના કરવામા આવ્યુ તે પાટનગર–પાટલીપુત્રમા ગિરનારના શિલાલેખમા ' પાટલીપુત્ર અને ' બીજા નગરોમા કોતરાયનુ છે તે જોતા ' અહી ' નો અર્થ પાટલીપુત્ર હોવાનો વિશેષ સંભવ છે જો ' અહીં ' નો અર્થ પાટનગર–પાટલીપુત્ર ન લઈએ તો પછી ગિરનારના શિલાલેખ પરથી એમ માનવુ પડે કે પ્રિયદર્શિન ગિરનારમા ગમે તે કારણે ધર્મમહામાત્રાની નિમણૂક નહિ કરી શક્યો હોય એટલે ત્યા તેણે ' અહીં ' ને સ્થાને પાટલીપુત્ર ' લખવાનુ પસંદ કર્યું હશે

આ નિર્દેશોનો સમગ્ર વિચાર કરતા જણાય છે કે બીજા શિલાલેખો સાથે સરખાવતા ગિરનારના શિલાલેખોમા કઈ વિશિષ્ટતા રહેલી છે ગિરનારમા તે પુત્રની પછી ' પૌત્ર ' નો નિર્દેશ કરે છે જ્યારે બીજા સર્વ શિલાલેખોમા ' દૌહિત્ર ' શબ્દ વાપરે છે ગિરનારમા તે પાટલીપુત્ર અને બીજા નગરોમા ' લખે છે જ્યારે અન્ય સ્થળના શિલાલેખોમા તે ' અહીં અને બીજા નગરોમા લખે છે

( ૧૭ ) આ નિર્દેશ આપણને પ્રિયદર્શિનનુ વ્યક્તિત્વ સમજવામા ખૂબજ મદદગાર બને તેમ છે અહી તે સ્પષ્ટ જણાવે છે કે તને એક કરતા વધારે ભાઇ છે આ વિધાન કોઇપણ રીતે અશોકને લાગુ પડી શકતુ નથી

બૌદ્ધ સાહિત્યના બધા જ પ્રમાણભૂત ગ્રન્થો એકે અવાજે જણાવે છે કે બિંદુસારના મરણ પછી અશોકે પોતાના નાના સગા ભાઇ તિષ્યને બાદ કરી બાકીના સુસીમ વગેરે ૯૮ ભાઇઓનો વધ કર્યો અને તે સિંહાસને ચડી બેઠો [ આ વધનુ કારણ એ હતુ કે બિંદુસારનો વડીલ અને યુવરાજ પુત્ર તમજ સિંહાસનનો કાયદેસર અધિકારી સુસીમ હતો અશોકે તેનો સામનો કર્યો તેમા બીજા સર્વ ભાઇઓએ સુસીમનો પક્ષ લીધો એટલે અશોકને તે સર્વેનો વધ કરવો પડયા તેમા ફક્ત પોતાના સગાભાઈ તિષ્યને જ તણે જતો કર્યો, ] તેમ થી મૂળ પ્રમાણ તરીકે નિમ્નોક્ત ઉલ્લેખ પૂરતો થઇ પડશે –

# છઠ્ઠું શાસન=[મન્શેરા][1]

(क) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે–

(ख) પૂર્વે કોઈ પણ સમયે 'કામકાજનો નિકાલ' કે 'અહેવાલોની રજૂઆત' અસ્તિત્વમાં નહોતાં.[2]

(ग) તેથી મેં આ પ્રમાણે કર્યું છે.

(घ) હું ભોજન લેતો હોઉં કે અંતઃપુરમાં હોઉં, ગર્ભાગારમાં હોઉં કે તબેલામાં હોઉં, ઘોડા પર હોઉં કે ઉદ્યાનમાં હોઉં તેવા પણ સર્વ સમયે[3] વૃત્તાંત–નિવેદકોએ મને પ્રજાના કામકાજથી વાકેફ કરવો.

(ङ) પ્રજાનાં કામકાજ હું સર્વત્ર કરૂં છું.

(च) હું દાન કે ઢંઢેરાનો મૌખિક હુકમ કરૂં તે સંબંધી કે મહામાત્રાઓને સોંપાયલ તાત્કાલિક કામ અંગે મંત્રી–પરિષદમાં વાદવિવાદ ઊભો થાય કે સુધારો રજૂ થાય[4] તો તેની ખબર મને ગમે તે સ્થળે અને ગમે તે સમયે પહોંચાડવી.

(छ) એ પ્રમાણે મેં આજ્ઞા કરેલી છે.

(ज) જહેમતથી અને કામકાજના નિકાલથી મને કદી સંતોષ થતો નથી.[5]

(झ) કેમકે સર્વ લોકોનું હિત કરવું[6] એ મારી ફરજ છે.

(ञ) અને પરિશ્રમ ને કામકાજની પતાવટ એ તેનું મૂળ છે.

(ट) સર્વ લોકના હિત કરતાં વધુ અગત્યની ફરજ બીજી કોઈ નથી.

(ठ) વળી, જે કંઈ જહેમત હું ઉઠાવું છું તે એવા હેતુથી કે, ભૂતોની પ્રત્યેના ઋણમાંથી હું મુક્ત[7] થાઉં, આ લોકમાં હું તેમને સુખી બનાવું અને પરલોકમાં તેઓ સ્વર્ગ પામે.[8]

(ड) આ ધર્માનુશાસન એવા હેતુથી લખાવાયલ છે કે તે લાંબા વખત સુધી ટકે અને મારા પુત્ર ને દૌહિત્રો,[9] સર્વ લોકના હિતને માટે, તેને અનુસરીને ચાલે.

(ढ) અતિશય પરાક્રમ[10] વિના આ કરવું મુશ્કેલ છે.

## षष्ठम शासन[1]— [ मन्शेरा ]

१ (क) देवनप्रिये प्रियद्रशि रज एवं अह (ख) अतिक्रतं अतरं
२ न हुतपुवे सव्रं कल अथक्रम व पटिवेदन व (ग) त मय एवं किटं (घ) सव्र कल अशतस[2]
मे ओरोधने[3] व्रचसि विनितस्पि उयनस्पि सव्रत्र पटिवेदक अथ्र जनस
३ पटिवेदेतु[4] मे (ङ)* सव्रत्र च जनस अथ्र करोमि अहं (च) यं पि च किछि मुखतो
अणपेमि अहं[5] दपकं व श्रवकं[6] व ये व पुन महमत्रेहि अचयिके[7] अरोपिते होति
४ तये अथ्रये विवदे निज्ञति व सत परिषये अनतलियेन पटिवेदेतविये मे[8] सव्रत्र सव्र
कल (छ) एवं अणपितं[9] मय (ज) नस्ति हि मे तोषे उठनसि अथसंतिरणये च
५ (झ) कटवियमते हि मे सव्रलोकहिते (ञ) तस चु पुन एषे मुले उठने अथ्रसतिरण
च (ट) नस्ति हि क्रमतर सव्रलोकहितेन (ठ) यं च किछि परक्रममि अहं किति भुतन
६ अणणियं येहं[10] इअ च षे[11] सुखयमि परत्र च स्पग्र[12] अरधेतु ति (ड) से एतये
अथ्रये इयं ध्रमदिपि लिखित[13] चिरठितिक[14] होतु तथ च मे पुत्र नतरे परक्रमतु
सव्रलोकहितये (ढ) दुकरे च खो अञत्र अग्रेन परक्रमेन[15]

---

१ ગિ. કા. ધૌ. જ. મા આ લેખનો થોડો થોડો ભાગ તૂટી ગયેલો છે.
२ ગિ. भुञमानस કા. अदमानसा શા. अशमनस
३ ધૌ. જૌ. मे अंते ओलोधनसि
४ ગિ. मे जनस पटिवेदेय इति ધૌ. जनस अठं पटिवेदयन्तु मे જૌ. जनस अठ प्रटिवेदयन्तु मे ति
५ ગિ. स्वयं કા. हक ધૌ. જૌ.મા એ શબ્દ અધ્યાહાર છે
६ ગિ. दापकं કા. सावकं શા. श्रवक ધૌ. જૌ. सावक
७ ગિ. आचायिके કા ધૌ. જૌ. अतियायिके
८ શા. મા * થી અહીં સુધીનો ભાગ (ભૂલથી) બે વખત કોતરાયો છે
९ ધૌ. જૌ. हेवं मे अनुसथे
१० ગિ. गछेयं શા. वचेय
११ ગિ. नानि કા ધૌ. જૌ. कानि શા. ष
१२ ગિ. स्वगं
१३ શા. ध्रम निपिस्त
१४ ગિ. किंति चिरं तिस्टेय इति
१५ ધૌ. મા આ શાસનના અંતમાં સેતો શબ્દ મળે છે

# છઠ્ઠું શાસન–[મન્શેરા][1]

(क) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે–

(ख) પૂર્વે કોઈ પણ સમયે 'કામકાજનો નિકાલ' કે 'અહેવાલોની રજૂઆત' અસ્તિત્વમાં નહોતાં.[2]

(ग) તેથી મેં આ પ્રમાણે કર્યું છે.

(घ) હું ભોજન લેતો હોઉં કે અંતઃપુરમાં હોઉં, ગર્ભાગારમાં હોઉં કે તબેલામાં હોઉં, ઘોડા પર હોઉં કે ઉદ્યાનમાં હોઉં તેવા પણ સર્વ સમયે [3] વૃત્તાંત–નિવેદકોએ મને પ્રજાના કામકાજથી વાકેફ કરવો.

(ङ) પ્રજાનાં કામકાજ હું સર્વત્ર કરું છું.

(च) હું દાન કે ઢંઢેરાનો મૌખિક હુકમ કરું તે સંબંધી કે મહામાત્રાઓને સોંપાયલ તાત્કાલિક કામ અંગે મંત્રી–પરિષદમાં વાદવિવાદ ઊભો થાય કે સુધારો રજૂ થાય [4] તો તેની ખબર મને ગમે તે સ્થળે અને ગમે તે સમયે પહોંચાડવી.

(छ) એ પ્રમાણે મેં આજ્ઞા કરેલી છે.

(ज) જહેમતથી અને કામકાજના નિકાલથી મને કદી સંતોષ થતો નથી.[5]

(झ) કેમકે સર્વ લોકોનું હિત કરવું [6] એ મારી ફરજ છે.

(ञ) અને પરિશ્રમ ને કામકાજની પતાવટ એ તેનું મૂળ છે.

(ट) સર્વ લોકના હિત કરતાં વધુ અગત્યની ફરજ બીજી કોઈ નથી.

(ठ) વળી, જે કંઈ જહેમત હું ઉઠાવું છું તે એવા હેતુથી કે, ભૂતોની પ્રત્યેના ઋણમાંથી હું મુક્ત [7] થાઉં, આ લોકમાં હું તેમને સુખી બનાવું અને પરલોકમાં તેઓ સ્વર્ગ પામે.[8]

(ड) આ ધર્માનુશાસન એવા હેતુથી લખાવાયલ છે કે તે લાંબા વખત સુધી ટકે અને મારા પુત્ર ને દૌહિત્રો,[9] સર્વ લોકના હિતને માટે, તેને અનુસરીને ચાલે.

(ढ) અતિશય પરાક્રમ [10] વિના આ કરવું મુશ્કેલ છે.

(૧) અહીં મન્ત્રીરાનું શાસન પસંદ કરવા અંગેના ખુલાસા માટે જુઓ માર્ગદર્શન– પૃ ૪૭–૪૮ અને પાયમાં શાસનની ટી. ન. ૧.

(૨) ' કામકાજનો નિકાલ ' કે ' અહેવાલોની રજૂઆત ' વગર તો રાજતંત્ર ચાલી જ ન શકે પણ આ વાક્યનો ભાવાર્થ એ છે કે ' કામકાજનો નિકાલ ' અમલદારો પ્રચલિત ધોરણે કર્યા કરતા, અને 'અહેવાલોની રજૂઆત ' બહુ બહુ તો અમલદારોથી આગળ વધીને મંત્રી પર્યન્ત પહોચતી પણ એ બંને કાર્યોમા રાજા પોતે રસ લેતા નહોતા. પ્રિયદર્શિને એમા જાતે રસ લેવાની શરૂઆત કરી છે.

(૩) પ્રજા પ્રત્યેની પોતાની ફરજ બજાવવામા પ્રિયદર્શિન કેટલો ઉત્કટ રસ ધરાવતો હતો, તેનું આ દષ્ટાત છે

(૪) આ સૂચન હિંદની પ્રાચીન શાસન–પ્રણાલિકાનું દર્શન કરાવે છે તે સમયે રાજા આધુનિક સરમુખત્યારોની જેમ આપખુદ નહોતો તેમજ પ્રજાતત્રના નામે દ્વિમુખી શાસનપદ્ધતિમા ગૂંચવાયલા લોકશાસનવાદી રાજ્યોના રાજાની જેમ તે શોભાનુ પૂતળું પણ નહોતો. તે પ્રજા સમસ્તનું હિત વિચારનારો સત્તાધારી શાસક હતો, પણ સત્તાના સદુપયોગ–દુરુપયોગ પરત્વે વિચારણા ચલાવવાનો મંત્રી–પરિષદને અધિકાર હતો.

(૫) સંતોષ થતા નથી એટલે કે હું થાકતો નથી

(૬) આ સ્થળે સર્વલોકના હિતસુખની ભાવના કેળવતા જૈન बृहत्शांति માના शिवमस्तु सर्वजगत તેમજ सर्वत्र सुखीभवंतु लोका આદિ સૂત્રો નોંધપાત્ર છે.

(૭) આ મંતવ્ય કર્મવાદમાનો પ્રિયદર્શિનનો વિશ્વાસ જાહેર કરે છે. બૌદ્ધોના ક્ષણિકવાદમા કર્મવાદને આવું પ્રાધાન્ય નથી અપાયું.

(૮) ' પરલોકમા સ્વર્ગ ' એ નિર્દેશ પણ સૂચક છે જૈનોનું અંતિમ લક્ષ્ય મુક્તિ છે, અને બૌધ્ધોનું અંતિમ લક્ષ્ય નિર્વાણ છે, છતા પ્રિયદર્શિન એમ કહે કે પોતાની પ્રજા પરલોકમા સ્વર્ગ પામે તેનો અર્થ શો ? પ્રિયદર્શિનને બૌધ્ધધર્માવલબી અશોક ગણો તો તેનો ઉકેલ મળી શકે તેમ નથી. પરંતુ જો તેને જૈન ધર્માવલબી સંપ્રતિ ગણો તો તેનો ઉકેલ ત્વરાથી મળી શકે એમ છે. કેમકે જૈન મતવ્યાનુસાર માનવીની અંતિમ ઇચ્છા તો મુક્તિની હોવી જોઇએ પણ આ કાળમા મુક્તિ શક્ય નથી જૈન દષ્ટિએ આ પંચમ આરામા–કલિકાળમા મુક્તિ પામનાર છેલ્લા માનવી જબુસ્વામી ( અવસાન–મુક્તિ ઇ. સ. પૂર્વે ૪૬૩ ) હતા. તે પછી માનવી સ્વર્ગથી આગળ વધી શકેલ નથી. તેમ આવતા લાખો વર્ષ લગી–કલ્પનાંત પર્યંત વધી શકે તેમ પણ નથી. એટલે પ્રિયદર્શિન પરલોકમા સ્વર્ગની ભાવના સેવે તે જૈન દૃષ્ટિએ સહજ છે.

(૯) આ શબ્દના ખુલાસા માટે જુઓ ચોથા શાસનની ટી નં. ૧૩.

(૧૦) જૈન પાચ આચારમા વિર્યાચાર–પરાક્રમને પણ મહત્ત્વનુ સ્થાન અપાયલું છે—

अणिगूहिइ बलवीरियो ।
परक्कमइ जो जहुत्त माउत्तो ॥

## सप्तम शासन[1]–[ गिरनार ]

१ (क) देवानंपियो पियदसि[2] राजा सर्वत इछति सवे पासंडा[3] वसेयु (ख) सवे ते सयमं[4] च

२ भावसुधिं[5] च इछति (ग) जनो तु उचावचछंदो उचावचरागो (घ) ते सर्वं व कासंति एकदेसं व कसंति

३ (ङ) विपुले तु पि दाने यस नास्ति सयमे भावसुधिता व कतंञता व दृढभतिता च निचा बाढं[6]

१ જ. માં આ શાસનનો કેટલોક ભાગ તૂટી ગયેલો છે.

૨ શા. प्रियद्रशि

૩ કા. पासंड શા. प्रषंड મ. पषड ધૌ. જ. पासंडा

૪ કા. सयम શા. सयमे મ. सयम ધૌ. सयमं

૫ કા. भावसुधि શા. મ. भवशुधि જ. भावसुधी

૬ શા. पडं

## સાતમું શાસન-[ ગિરનાર ]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્શિ રાજા ઈચ્છે છે કે, સર્વે ધર્મો (ના લોકો) સર્વત્ર વસે.[1]

(ख) કેમકે તે બધાજ સયમ[2] અને ભાવશુદ્ધિ[3] ઈચ્છે છે.

(ग) પરંતુ માણસોમાં વિવિધ જાતની તૃષ્ણાઓ[4] અને વિવિધ જાતની આસકિતઓ[5] હોય છે.

(घ) તેઓ (પોતાની ફરજ) પૂર્ણાંશે અગર અલ્પાંશે[6] અદા કરશે.

(ङ) વિપુલ દાન કરનારમાં પણ જો સયમ, ભાવશુદ્ધિ, કૃતજ્ઞતા અને દઢભકિત ન હોય[7] તો તે ઘણો નીચો છે.

---

(૧) આ પંક્તિ પ્રિયદર્શિ રાજાની સર્વધર્મસમભાવતા સૂચવે છે. જો પ્રિયદર્શિ એ અશોકનુ ઉપનામ લેખવામા આવે તો આ પંકિત તેની વિરૂધ્ધમા જબ્બર પુરાવારૂપ છે કેમકે અશોક ધર્માંધ બૌદ્ધ હતો એટલુ જ નહિ, તેણે અન્ય ધર્મીઓની કતલ પણ ચલાવી હતી. પુંડ્રવર્ધન નગરમા તેણે ૧૮૦૦૦ આજીવિકોને મરાવી નાખેલા અને પાટલીપુત્રમા પણ તેમના પ્રત્યે એવી વર્તણુ દાખવી હતી. પાછળથી તો તેણે આજીવિકનુ માથુ લાવનાર માટે એકેક દીનારનુ ઇનામ નામે ઓળખાવવામા આવે છે. કહેવાનુ તાત્પર્ય એ છે કે સયમ અને ભાવશુદ્ધિ બંને જૈન પરિભાષિક શબ્દો છે અને તેમા જ્ઞાન, દર્શન ને ચારિત્રરૂપી જૈન રત્નત્રયીનો સમાવેશ થાય છે.

(૪-૫) મૂળમા અહી ઉચાવચ છંદો અને ઉચાવચરાગો એ બે શબ્દ છે તેનો અર્થ ' વિવિધ પ્રકારના તૃષ્ણા અને આસકિત ' થઇ શકે છે એ જ રીતે ' વિવિધ પ્રકારના દ્વેષ અને રાગ ' પણ થઇ શકે છે. પ્રથમ અર્થ લઇએ તો તેમા, જૈન વિચારશ્રેણી પતનના કારણ

यात्वेकदेश विरतिनिरतस्तस्यामुपासको भवति ॥४१॥ पुरुषार्थ सिध्ध्युपाय ।

( ૭ ) ઉપરના વાકયમાં સર્વવિરતિ–સાધુધર્મને ન અનુસરી શકાય તો એકદેશ–દેશવિરતિ–શ્રાવકધર્મની ફરજો બજાવવાનું સૂચન કરીને પછી આગળ વધતાં પ્રિયદર્શિન જણાવે છે કે શ્રાવકના મુખ્ય આચારો દાન અને પૂજા [ दाणं पूजा मुक्खं सावयधम्मो, ण सावगो तेण विणा ] ને અનુસરવા છતાં તેનામાં જો સંયમ, ભાવશુધ્ધિ, કૃતજ્ઞતા, અને દૃઢભક્તિ ન હોય તો તે ઘણો નીચો છે. અને જૈન વિચારશ્રેણી પણ એ જ છે. દાન અને પૂજા એ બાહ્ય આચાર છે. પણ આત્માને ઊંચે ચઢાવનારાં ખરાં તત્ત્વો તો સંયમ, ભાવશુધ્ધિ, જિનભક્તિ વગેરે છે.

પછી એટલી બધી કઠિન દશાંતો લાગ્યો કે રાણી તિષ્યરક્ષિતાના મનમાં ઈર્ષ્યા જન્મી અને તેણે બોધિવૃક્ષનો નાશ કરવાની પેરવી કરી, પણ અંતમાં તેને નમવું પડ્યું. "

ઉપરોક્ત ત્રણ મતોમાંથી ત્રીજા મતની રૂએ તો અશોકે બૌદ્ધ ધર્મનો સ્વીકાર જ શરૂઆતથી કરી પ્રવર્ત્યો બોધિવૃક્ષના દર્શનની આકાંક્ષાને કર્યો છે. એટલે પ્રિયદર્શિનનો અર્થ ચાલુ મતમાનુસાર અશોક ઘટએ અને 'સંબોધિ'નો અર્થ જ્યારે બોધિવૃક્ષ ઘટએ તો આ મતની રૂએ દશમા વર્ષે 'સંબોધિ'ની યાત્રાનો ઉલ્લેખ બંધબેસતો રહે છે

તેમજ ઉપરના બીજા મતો પણ દશમા વર્ષે સંબોધિની યાત્રા સાથે સુસંગત નથી. કેમકે અશોકની તીર્થયાત્રાનું વિસ્તાર વર્ણન કરતાં 'દિવ્યાવદાન' સ્પષ્ટ જણાવે છે કે અશોકે સૌથી પહેલી યાત્રા બુદ્ધના જન્મ-સ્થાન લુમ્બિની-વનની કરી અને પછી તે 'બોધિમૂલ'ની યાત્રાએ ગયો, જ્યારે શિલાલેખો તો એમ જણાવે છે કે તેણે રાજ્યાભિષેકના દશમા વર્ષે 'સંબોધિ'ની યાત્રા કરી અને વીસમા વર્ષે તે લુમ્બિની-વનના દર્શને ગયો. (જુઓ રુમ્મિન્દેઈ સ્તંભલેખ). 'દિવ્યાવદાન' ઉપરાંત બીજાં પણ દરેક બૌદ્ધ પુસ્તકો જણાવે છે તે પ્રમાણે તો 'અશોકે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યા પછી તરત જ વિહારો અને સ્તૂપો બંધાવવાની યોજના ઘડી અને લુમ્બિની-વનમાં પણ એક સ્તૂપ બંધાવી તે તરત જ તેની યાત્રાએ ગયો ને ત્યાં અહીં લાખ જેટલા સોનાનું દાન કર્યું' દિવ્યાવદાન ... માં ... આવો જ ઉલ્લેખ છે. એટલે એમ જ

સંગતી શકે તેમ નથી. એ જ પ્રમાણે 'સંબોધિ'ની યાત્રાનો આપણે જરૂર વિચાર કરવો જોઈએ.

કાશીપ્રસાદજીએ પણ અશોકની બુદ્ધગયાની યાત્રાને પ્રિયદર્શિનની 'સંબોધિ'ની યાત્રા સાથે કશો સંબંધ નથી. બૌદ્ધ પુસ્તકોમાં બુદ્ધને જ્યાં જ્ઞાન ઉપજ્યું તે સ્થાન બોધિવૃક્ષને માટે 'બોધિમૂલ,' 'બોધિવૃક્ષ,' 'બુદ્ધગયા' આદિ નામો મળે છે, પણ 'સંબોધિ' નામનો નિર્દેશ ક્યાંય નથી થયો. એટલે આપણે જો એમ કહીએ કે પ્રિયદર્શિનની સંબોધિની યાત્રાને અશોકની બોધિવૃક્ષની યાત્રા સાથે કશો સંબંધ નથી તો તે પૂર્ણ વ્યાજબી છે.

ખરી વાત તો એ છે કે, પૂર્વ કાળમાં જ્યાં જ્ઞાન મળી શકે એવું કોઈ પણ તીર્થ સંબોધિના નામે ઓળખાતું. હિંદુ અને જૈન ધર્મોમાં પણ કેટલાક દર્શન મંદિરો કે વૃક્ષો એ નામે ઓળખાતાં. રામાયણના બીજા ખંડમાં (અ. ૬૮. શ્લો. ૧૭) અને તામિલ ભાષાના જૈન મહાકાવ્ય 'શિલપ્પદિકારમ્'માં એ નામ નજરે ચડે છે. જૈન તીર્થ શત્રુંજય પરનું 'રાયણ વૃક્ષ' પણ 'બોધિવૃક્ષ'ના નામે ઓળખાતું. એટલે 'સંબોધિ'નો સ્વીકૃત ચોક્કસ અર્થ અસંગત છે. સંબોધિને કરેલી અનેક યાત્રાઓમાંની ગમે તે એકાદ યાત્રા હોવાનો સંભવ છે.

'રાજાવલી કથા'માં જણાવ્યા પ્રમાણે ચન્દ્રગુપ્તના પુત્ર-પૌત્ર-પ્રપૌત્ર ત્રણે ભેલગોલમાં શ્રી ભદ્રબાહુ-સ્વામીના સમાધિસ્થાનની યાત્રાએ આવેલા અને ત્યાં તેમણે મંદિર બંધાવેલાં છે. સંભવિત છે કે પ્રિયદર્શિન જે 'સંબોધિ'-યાત્રાગમનો ઉલ્લેખ કરે છે તે

બાવેલ હોય. આ તીર્થનો તો તેણે ઉદ્ધાર કરાવેલ હોવા અંગે પણ પ્રાચીન નિર્દેશ મળી આવે છે—

संपइ–विक्कम–वाहड–हाल–पालित्त–दत्तरायाई ।
जं उद्धरिहिंति तयं सिरिसत्तुंजय महातित्थं ॥

शत्रुंजयकल्प

તે ઉપરાંત अयाय संबोधिं નો અર્થ 'સમકિત પ્રાપ્ત કર્યું' એવો પણ થઇ શકે છે. અને તે અર્થ કરીએ તો તે સ્પષ્ટ પણે જૈનત્વનો સૂચક બને છે.

(૩) આનો સૂચક અર્થ એ છે કે તેણે પહેલવહેલી સંબોધિ (શત્રુંજય ?) ની યાત્રા કરી અને પછી તેણે અનેક યાત્રાઓ કરી.

(૪) બ્રાહ્મણ એટલે 'બંભણ', 'માહણ' અથવા 'બ્રહ્મચારી' (વિશેષ વિવેચન માટે જુઓ ત્રીજા શિલાલેખની ટી. નં. ૬) કેમકે આ વાકય પરથી સ્પષ્ટ જણાય છે કે બંભણો અને શ્રમણો સોનાનું દાન લેતા નહોતા એટલે પ્રિયદર્શિન તેમનાં દર્શન કરીને તેમને અન્ન–વસ્ત્ર દાન આપતો; જ્યારે વૃદ્ધોનાં દર્શન કરીને તેમને તે સોનાનું દાન આપતો. અહીં 'બંભણ' નો અર્થ વૈદિક બ્રાહ્મણ હોવાનો કોઇ સંભવ નથી. તેમને તો સુવર્ણદાન ખપે છે. પણ જૈનોમાં સાધુઓ બે પ્રકારના રહેતા–એક પ્રાથમિક દશામાં–બ્રહ્મચારી અને બીજા આગળ વધેલા–શ્રમણ. (આજે પણ દિગંબરોમાં આ બંને પ્રકાર પ્રચલિત છે.) તે બંનેને સુવર્ણ-દાન ન ખપી શકે. એટલે બંભણ–શ્રમણનો અર્થ પ્રાથમિક મુનિઓ અને વિશિષ્ટ મુનિવરો હોવાનો જ વિશેષ સંભવ છે.

(૫) આ વાક્ય, પ્રાચીન સમયના રાજવીઓ પ્રજા પ્રત્યેની વિવિધ ફરજોનું કેવી રીતે પાલન કરતા હતા તથા સામાન્ય પ્રજાની સાથે પણ તેઓ કેવા સ્નેહભાવથી વર્તતા તેનું સૂચક છે. વૃદ્ધ લોકોના પોષણની જવાબદારી પણ રાજ્યે ઉપાડી લીધેલ હોવાનું તેમાંથી ફલિત થાય છે. આ સ્થળે પ્રિયદર્શિન ધર્મયાત્રા દરમિયાન પોતે જે જે ક્રિયાઓ કરેલ હોવાનું સૂચન કરે છે તે બધી ક્રિયાઓ તીર્થયાત્રાએ નીકળતા જૈન રાજવીઓ પણ કરતા હતા અને આજે પણ સંઘપતિઓ તીર્થયાત્રા દરમિયાન તેવી ક્રિયાઓ કરે છે.

(૬) અહીં 'બીજો ભાગ' શબ્દ ખાસ સૂચક છે. પરન્તુ અશોકના વિષયમાં તેને ઘટાવવો મુશ્કેલ છે. કેમકે અશોકના રાજ્યકાળના એવા કોઇ ભાગ પડતા નથી. જ્યારે સંપ્રતિના વિષયમાં તે શબ્દ સુઘટિત છે. કેમકે અશોકે પોતાની હયાતિ દરમિયાનજ સંપ્રતિને રાજ્યાસને બેસાડેલ છે અને તેની નિવૃત્તિ દરમિયાન પણ શાસન સંપ્રતિના હાથમાં હતું. એટલે સંપ્રતિના શાસનના બે ભાગ પડે છે. એક અશોકની હયાતિ દરમિયાન, બીજો અશોકના અવસાન પછી.

## अष्टम शासन[1]–[ गिरनार ]

१ ( क ) अतिकातं अतरं राजानो[2] विहारयातां नयासु[3] (ख) एत मगव्या अञानि च एतारिसनि

२ अभीरमकानि[4] अहुंसु[5] ( ग ) सो देवानंपियो पियदसि राजा दसवर्साभिसितो सतो अयाय[6] सबोधिं[7]

३ ( घ ) तेनेसा धमयाता ( ङ ) एतय होति बाम्हणसमणान[8] दसणे च दाने च थैरान[9] दसणे च

४ हिरणपटिविधाने च जानपदस च जनस दस्पन[10] धंमानुसस्टी च धमपरिपुछा च

५ तदोपया (च) एसा भुय रति[11] भवति देवानंपियस पियदसिनो राञो भागे अञे

---

१ આ શાસનનો ધૌ મા થોડોક અને જ મા ઘણોખરો ભાગ તૂટેલો છે

२ કા દેવાનંપિયા શા દેવાનંપ્રિય મ દેવનપ્રિય

૩ કા નિસ્ખમિસુ શા નિક્રમિષુ

૪ કા. અભિલામાનિ શા. અભિરમનિ

૫ કા મ હુસુ શા. અભુવસુ ધૌ જ હુવતિ

૬ કા નિખમિથા શા મ નિક્રમિ ધૌ નિખમિ

૭ કા ધૌ સંબોધિ શા મ સંબોધિ

૮ કા સમનબંભનાન શા શ્રમણબ્રમણન મ શ્રમણ બ્રમણન ધૌ સમનબાભનાન

૯ કા વુધાન શા વુઢન મ વુઘ્રન ધૌ જ વુડ્ઢાન

૧૦ સેનાર્ટ અહીં દર્સન વાંચે છે બુલ્હર દસન વાંચે છે કા ધૌ જ દસને શા મ દ્રસને

૧૧ ધૌ જ અભિલામે

# આઠમું શાસન—[ ગિરનાર ]

(क) પૂર્વે રાજાઓ વિહારયાત્રાએ નીકળતા.

(ख) તેમાં શિકાર અને એવાજ બીજા મોજવિલાસ ખેલાતા.[૧]

(ग) પણ દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા પોતાના રાજ્યાભિષેકને દશ વર્ષ થતાં સંબોધિ [૨] ગયો.

(घ) તે રીતે આ ધર્મયાત્રા[૩] ( કહેવાણી-શરૂ થઈ. )

(ङ) તેમાં, બ્રાહ્મણ [૪] અને શ્રમણોનાં દર્શન અને તેમને દાન, વૃદ્ધ લોકોનાં દર્શન અને તેમને સોનાનાં દાન, તથા પ્રાન્તના લોકોનાં દર્શન અને તેમને ધર્મોપદેશ તેમજ તેમની સાથે ધમચર્ચા વગેરે થાય છે.[૫]

(च) આ રીતે દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાના રાજ્યનો બીજો ભાગ [૬] અતિ સુખમય બને છે.

---

(૧) *મહાવંશ* ના પાંચમા અધ્યાયના ૧૫૪માં શ્લોકમાં તો સ્પષ્ટ જણાવેલું છે કે, ' અશોકનો નાનો ભાઇ તિસ્સ ઉપરાજ તરીકે શિકાર કરવાને નીકળતો. ' અને આ વાક્યમાં તો પ્રિયદર્શિન જણાવે છે કે ' કેવળ તેના પુરોગામી રાજવીઓ જ વિહારયાત્રા-શિકારે જતા હતા.' આ વિધાન પણ આપણા મંતવ્યને ટેકારૂપ નીવડે છે, કેમકે જેણે કુમારવયમાં જૈન ધર્મ સ્વીકારી લીધો છે અને જે કદી શિકારયાત્રાએ ગયો નથી તેમજ શિકાર સામે જેણે સખત પ્રતિબંધ મૂકેલો છે એવો સંપ્રતિ જ આ વાક્ય કોતરાવી શકે છે.

(૨) સંબોધિના અર્થને વધારે સ્પષ્ટ કરતાં પહેલાં આપણે એની કેટલીક ભૂમિકા વિચારી લઇએ.

અશોકે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો તે સંબંધમાં બૌદ્ધ સાહિત્યમાં ત્રણ મત નજરે ચડે છે. દક્ષિણનો મત એમ જણાવે છે કે, ' અશોકે જ્યારે પોતાના ભાઇઓનો વધ કર્યો ત્યારે યુવરાજ સુસીમની ગર્ભવતી રાણી ત્યાંથી ભાગી છૂટી. સમય જતાં તેને નિગ્રોધ નામે પુત્ર થયો. તેના જીવનમાં બૌદ્ધ ધર્મ ઓતપ્રોત થઇ ગયો અને નિર્મળ-તેજસ્વી વ્યક્તિત્વ ખીલવી સાત વર્ષની વયે તે અશોકના રાજમહેલ નજીકથી પસાર થયો. તે સમયે તેના પ્રભાવથી અશોકે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો. '

ઉત્તરનો મત એમ જણાવે છે કે, ' અશોકે પોતાના રાજ્યાભિષેક પછી પોતાની ક્રૂરતાની છાપ પાડવાને એક વધાગાર ખોલેલું અને તેમાં અનેક માણસોનો ક્રૂર સંહાર થતો. એક સમયે ઉપગુપ્ત નામે બૌદ્ધ સાધુનો વારો આવ્યો. પરંતુ અનેક ઉપાયો કરવા છતાં તે બૌદ્ધ સાધુ ન જ મર્યો ત્યારે અશોકના મન પર તેના ચમત્કારિક વ્યક્તિત્વની છાપ પડી ને તેણે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો.

હુએન્સાંગ આદિ પરદેશી પ્રવાસીઓના જણાવ્યા અનુસાર, ' રાજ્યાભિષેકની શરૂઆતમાં અશોક બૌદ્ધ ધર્મનો ચુસ્ત વિરોધી હોવાથી તેણે ગયાના બોધિવૃક્ષને જડમૂળમાંથી ઉખેડી તેને બાળી નાખવાની આજ્ઞા કરી. પણ જ્યારે એ વૃક્ષની ભસ્મમાંથી નવું બોધિવૃક્ષ ફાલી નીકળ્યું ત્યારે તે, તે વૃક્ષનો અને બૌદ્ધ ધર્મનો ભક્ત બન્યો અને હંમેશાં બોધિવૃક્ષની સમીપજ વસવા લાગ્યો. અશોકની રાણીએ તેને ત્યાંથી રાજમહેલમાં પાછો વાળવાને એ વૃક્ષ ફરી છેદાવ્યું, ને તે ફરી ઊગી નીકળ્યું. '

' દિવ્યાવદાન ' પણ જણાવે છે કે, " અશોક બોધિવૃક્ષ

આવેલ હોય. આ તીર્થનો તો તેણે ઉદ્ધાર કરાવેલ હોવા અંગે પણ પ્રાચીન નિર્દેશ મળી આવે છે—

**संपइ**–विक्कम–वाहड–हाल–पालित्त–दत्तरायाई ।
जे उद्धरिहिंति तयं सिरिसत्तुंजय महातित्थं ॥

**शत्रुंजयकल्प**

તે ઉપરાંત अयाय संबोधि નો અર્થ ' સમકિત પ્રાપ્ત કર્યું ' એવો પણ થઇ શકે છે. અને તે અર્થ કરીએ તો તે સ્પષ્ટ પણે જૈનત્વનો સૂચક બને છે.

(૩) આનો સૂચક અર્થ એ છે કે તેણે પહેલવહેલી સંબોધિ ( શત્રુંજય ? ) ની યાત્રા કરી અને પછી તેણે અનેક યાત્રાઓ કરી.

(૪) બ્રાહ્મણ એટલે ' બંભણ ', ' માહણ ' અથવા ' બ્રહ્મચારી ' ( વિશેષ વિવેચન માટે જુઓ ત્રીજા શિલાલેખની ટી. નં. ૬ ) કેમકે આ વાકય પરથી સ્પષ્ટ જણાય છે કે બંભણો અને શ્રમણો સોનાનું દાન લેતા નહોતા એટલે પ્રિયદર્શિન તેમનાં દર્શન કરીને તેમને અન્ન–વસ્ત્ર દાન આપતો; જ્યારે વૃદ્ધોનાં દર્શન કરીને તેમને તે સોનાનું દાન આપતો. અહીં ' બંભણ ' નો અર્થ વૈદિક બ્રાહ્મણ હોવાનો કોઇ સંભવ નથી. તેમને તો સુવર્ણદાન ખપે છે. પણ જૈનોમાં સાધુઓ બે પ્રકારના રહેતા–એક પ્રાથમિક દશામાં–બ્રહ્મચારી અને બીજા આગળ વધેલા–શ્રમણ. ( આજે પણ દિગંબરોમાં આ બંને પ્રકાર પ્રચલિત છે. ) તે બંનેને સુવર્ણ-દાન ન ખપી શકે. એટલે બંભણ–શ્રમણનો અર્થ પ્રાથમિક મુનિઓ અને વિશિષ્ટ મુનિવરો હોવાનો જ વિશેષ સંભવ છે.

( ૫ ) આ વાક્ય, પ્રાચીન સમયના રાજવીઓ પ્રજા પ્રત્યેની વિવિધ ફરજોનું કેવી રીતે પાલન કરતા હતા તથા સામાન્ય પ્રજાની સાથે પણ તેઓ કેવા સ્નેહભાવથી વર્તતા તેનું સૂચક છે. વૃદ્ધ લોકોના પોષણની જવાબદારી પણ રાજ્યે ઉપાડી લીધેલ હોવાનું તેમાંથી ફલિત થાય છે. આ સ્થળે પ્રિયદર્શિન ધર્મયાત્રા દરમિયાન પોતે જે જે ક્રિયાઓ કરેલ હોવાનું સૂચન કરે છે તે બધી ક્રિયાઓ તીર્થયાત્રાએ નીકળતા જૈન રાજવીઓ પણ કરતા હતા અને આજે પણ સંઘપતિઓ તીર્થયાત્રા દરમિયાન તેવી ક્રિયાઓ કરે છે.

( ૬ ) અહીં ' બીજે ભાગ ' શબ્દ ખાસ સૂચક છે. પરન્તુ અશોકના વિષયમાં તેને ઘટાવવો મુશ્કેલ છે. કેમકે અશોકના રાજ્યકાળના એવા કોઇ ભાગ પડતા નથી. જ્યારે સંપ્રતિના વિષયમાં તે શબ્દ સુઘટિત છે. કેમકે અશોકે પોતાની હયાતિ દરમિયાનજ સંપ્રતિને રાજ્યાસને બેસાડેલ છે અને તેની નિવૃત્તિ દરમિયાન પણ શાસન સંપ્રતિના હાથમાં હતું. એટલે સંપ્રતિના શાસનના બે ભાગ પડે છે. એક અશોકની હયાતિ દરમિયાન, બીજો અશોકના અવસાન પછી.

પ્રત્યે એની બધી ભક્તિ દર્શાવવા લાગ્યો કે રાણી તિષ્યરક્ષિતાના મનમાં ઈર્ષ્યા જન્મી અને તેણે બોધિવૃક્ષનો નાશ કરવાની પેરવી કરી, પણ અંતમાં તેને નમવું પડ્યું '

ઉપરોક્ત ત્રણ મંતવ્યોમાંથી ત્રીજા મતની રૂએ તો અશોકે બૌદ્ધ ધર્મનો સ્વીકાર જ ભરમમાંથી ફરી પ્રગટેલા બોધિવૃક્ષના દર્શનથી આકર્ષાઈને કર્યો છે એટલે પ્રિયદર્શિનનો અર્થ ચાલુ મતાનુસાર અશોક લઈએ અને 'સંબોધિ'નો અર્થ ગયાનું બોધિવૃક્ષ લઈએ તો આ મતની રૂએ દશમા વર્ષે 'સંબોધિ'ની યાત્રાવાળો ઉલ્લેખ ગેરવ્યાજબી ઠરે છે

તેમજ ઉપરના બીજા મતો પણ દશમા વર્ષે સંબોધિની યાત્રા સાથે સુસંગત નથી કેમકે અશોકની તીર્થયાત્રાનું વિગતવાર વર્ણન કરતાં 'દિવ્યાવદાન' સ્પષ્ટ જણાવે છે કે અશોકે સૌથી પહેલી યાત્રા બુધ્ધના જન્મ-સ્થાન લુમ્બિની-વનની કરી અને પછી તે 'બોધિમૂલ'ની યાત્રાએ ગયો જ્યારે શિલાલેખો તો એમ જણાવે છે કે તેણે રાજ્યાભિષેકના દશમા વર્ષે 'સંબોધિ'ની યાત્રા કરી અને વીશમા વર્ષે તે લુમ્બિની-વનના દર્શને ગયો (જુઓ રૂમ્મિનદેઈ સ્થંભલેખ) દિવ્યાવદાન ઉપરાંત બીજાં પણ દરેક બૌધ્ધ પુસ્તકો જણાવે છે તે પ્રમાણે તો 'અશોકે બૌધ્ધ ધર્મ સ્વીકાર્યા પછી તરતજ વિહારો અને સ્તૂપો બંધાવવાની યોજના ઘડી અને લુમ્બિની-વનમાં પણ એવો સ્તૂપ બંધાવી તે તરતજ તેની યાત્રાએ ગયો ને ત્યાં અઢી લાખ તોલા સોનાનું દાન કર્યું' શિલાલેખમાં આનાથી જુદો જ ઉલ્લેખ છે એટલે એમ જ માનવું રહે છે કે અશોક અને પ્રિયદર્શિન બન્ને જુદા રાજવી છે અને અશોક બૌધ્ધ બન્યા પછી તરત લુમ્બિનીની યાત્રાએ જાય છે ને ત્યાં [illegible] સોનાનું દાન કરે છે જ્યારે પ્રિયદર્શિન [illegible] વીશમા વર્ષે નેપાળથી [illegible] ખાતર લુમ્બિની વન [illegible] ને [illegible] કરાવી ત્યાંની પ્રજાને વિરોધીમાં થોડીક છૂટછાટ આપે છે લુમ્બિનીવનની યાત્રાનો ઉકેલ આ સિવાય બીજો કોઈ જ સંભવી શકે તેમ નથી એ જ પ્રમાણે 'સંબોધિ'ની યાત્રાનો આપણે જરૂર ઉકેલ કરવો જોઈએ

કાળગણતરીએ પણ અશોકની બુધ્ધગયાની યાત્રાને પ્રિયદર્શિનની 'સંબોધિ'ની યાત્રા સાથે કશો સંબંધ નથી બૌધ્ધ પુસ્તકોમાં બુધ્ધને જ્યાં જ્ઞાન ઉપજ્યું તે ગયાના બોધિવૃક્ષને માટે 'બોધિમૂલ,' 'બોધિરૂક્ષ' બુધ્ધગયા આદિ નામો મળે છે, પણ 'સંબોધિ' નામનો નિર્દેશ કયાંય નથી થતો એટલે આપણે જો એમ કહીએ કે પ્રિયદર્શિનની સંબોધિની યાત્રાને અશોકની બોધિવૃક્ષની યાત્રા સાથે કશી નિસ્બત નથી તો તે પૂરતું વ્યાજબી છે

ખરી વાત તો એ છે કે, પૂર્વ કાળમાં જ્યાં જ્ઞાન મળી શકે એવું કોઈ પણ તીર્થ સંબોધિના નામે ઓળખાતું હિંદુ અને જૈન ધર્મોમાં પણ કેટલાંક તીર્થો મંદિરો કે વૃક્ષો એ નામે ઓળખાતા રામાયણના બીજા ખંડમાં (અ ૬૮ શ્લો ૧૭) અને તામિલ ભાષાના જૈન મહાકાવ્ય 'શિલપ્પદિકારમ્'માં એ નામ નજરે ચડે છે જૈન તીર્થ શત્રુંજય પરનું 'રાયણ વૃક્ષ' પણ 'બોધિવૃક્ષ'ના નામે ઓળખાતું એટલે સંબોધિનો સ્થળોચિત ચોક્કસ અર્થ અસંભવિત છે સંપ્રતિએ કરેલી અનેક યાત્રાઓમાંની ગમે તે એકાદ યાત્રા હોવાનો સંભવ છે

રાજાવલી કથામાં જણાવ્યા પ્રમાણે ચંદ્રગુપ્તના પુત્ર-પૌત્ર-પ્રપૌત્ર શ્રવણ બેલગોલમાં શ્રી ભદ્રબાહુ-સ્વામીના સમાધિસ્થળની યાત્રાએ આવેલા અને ત્યાં તમણે મંદિર બંધાવરાવેલા છે સંભવિત છે કે પ્રિયદર્શિન જે 'સંબોધિ'-યાત્રાસ્થળનો ઉલ્લેખ કરે છે તે આ પણ હોય

અથવા તો ચંદ્રગુપ્તે ગિરનારની યાત્રા કરેલી અને ત્યાં સુદર્શન તળાવ ખોદાવીને તે તીર્થને જે મહત્ત્વ આપેલું તેને અનુસરીને તેનો વંશજ પ્રિયદર્શિન-સંપ્રતિ તે તીર્થની યાત્રાએ ગયો હોય અને તે તીર્થ બાવીશમા જૈન તીર્થંકર શ્રી નેમિનાથનું બોધિસ્થાન હોઈને તેણે 'સંબોધિ'ના નામે ઓળખાવ્યું હોય અથવા તો પછી શત્રુંજય પર બોધિવૃક્ષ-રાયણવૃક્ષના દર્શને તે ગયો હોય અને તેને તેણે 'સંબોધિ'ના નામે ઓળ

બાવેલ હોય. આ તીર્થનો તો તેણે ઉદ્ધાર કરાવેલ હોવા અંગે પણ પ્રાચીન નિર્દેશ મળી આવે છે—

**संपइ**–विक्कम–वाहड–हाल–पालित्त–दत्तरायाई ।
जं उद्धरिहिंति तयं सिरिसत्तुंजय महातित्थं ॥

**शत्रुंजयकल्प**

તે ઉપરાંત અયાય સંવોધિં નો અર્થ 'સમકિત પ્રાપ્ત કર્યું' એવો પણ થઇ શકે છે. અને તે અર્થ કરીએ તો તે સ્પષ્ટ પણે જૈનત્વનો સૂચક બને છે.

(૩) આનો સૂચક અર્થ એ છે કે તેણે પહેલવહેલી સંબોધિ (શત્રુંજય ?) ની યાત્રા કરી અને પછી તેણે અનેક યાત્રાઓ કરી.

(૪) બ્રાહ્મણ એટલે 'બંભણ', 'માહણ' અથવા 'બ્રહ્મચારી' (વિશેષ વિવેચન માટે જુઓ ત્રીજા શિલાલેખની ટી. નં. ૬) કેમકે આ વાક્ય પરથી સ્પષ્ટ જણાય છે કે બંભણો અને શ્રમણો સોનાનું દાન લેતા નહોતા એટલે પ્રિયદર્શિન તેમનાં દર્શન કરીને તેમને અન્ન-વસ્ત્ર દાન આપતો; જ્યારે વૃદ્ધોનાં દર્શન કરીને તેમને તે સોનાનું દાન આપતો. અહીં 'બંભણ' નો અર્થ વૈદિક બ્રાહ્મણ હોવાનો કોઇ સંભવ નથી. તેમને તો સુવર્ણદાન ખપે છે. પણ જૈનોમાં સાધુઓ બે પ્રકારના રહેતા–એક પ્રાથમિક દશામાં–બ્રહ્મચારી અને બીજા આગળ વધેલા–શ્રમણ. (આજે પણ દિગંબરોમાં આ બંને પ્રકાર પ્રચલિત છે.) તે બંનેને સુવર્ણ-દાન ન ખપી શકે. એટલે બંભણ–શ્રમણનો અર્થ પ્રાથમિક મુનિઓ અને વિશિષ્ટ મુનિવરો હોવાનો જ વિશેષ સંભવ છે.

(૫) આ વાક્ય, પ્રાચીન સમયના રાજવીઓ પ્રજા પ્રત્યેની વિવિધ ફરજોનું કેવી રીતે પાલન કરતા હતા તથા સામાન્ય પ્રજાની સાથે પણ તેઓ કેવા સ્નેહભાવથી વર્તતા તેનું સૂચક છે. વૃદ્ધ લોકોના પોષણની જવાબદારી પણ રાજ્યે ઉપાડી લીધેલ હોવાનું તેમાંથી ફલિત થાય છે. આ સ્થળે પ્રિયદર્શિન ધર્મયાત્રા દરમિયાન પોતે જે જે ક્રિયાઓ કરેલ હોવાનું સૂચન કરે છે તે બધી ક્રિયાઓ તીર્થયાત્રાએ નીકળતા જૈન રાજવીઓ પણ કરતા હતા અને આજે પણ સંઘપતિઓ તીર્થયાત્રા દરમિયાન તેવી ક્રિયાઓ કરે છે.

(૬) અહીં 'બીજો ભાગ' શબ્દ ખાસ સૂચક છે. પરન્તુ અશોકના વિષયમાં તેને ઘટાવવો મુશ્કેલ છે. કેમકે અશોકના રાજ્યકાળના એવા કોઇ ભાગ પડતા નથી. જ્યારે સંપ્રતિના વિષયમાં તે શબ્દ સુઘટિત છે. કેમકે અશોકે પોતાની હયાતિ દરમિયાનજ સંપ્રતિને રાજ્યાસને બેસાડેલ છે અને તેની નિવૃત્તિ દરમિયાન પણ શાસન સંપ્રતિના હાથમાં હતું. એટલે સંપ્રતિના શાસનના બે ભાગ પડે છે. એક અશોકની હયાતિ દરમિયાન, બીજો અશોકના અવસાન પછી.

## नवम शासन[1]–[गिरनार]

१ (क) देवानंपियो पियदसि राजा एव आह (ख) अस्ति जनो उचावचं मंगलं करोते आबाधेसु वा

२ आवाहवीवाहेसुवा पुत्रलाभेसु[2] वा पवासंम्हि वा एतम्ही च अञम्हि च जनो उचावचं[3] मंगलं करोते

३ (ग) एत तु महिडायो[4] बहुकं च बहुविधं च छुदं[5] च निरथं च मंगलं करोते

(घ) त कतव्यमेव तु मगलं (ङ) अपफलं तु खो·

४ एतरिसं मंगलं (च) अयं तु महाफले मंगले य धंममंगले (छ) ततेव[6] दासभतकम्हि सम्यप्रतिपती गुरूनं अपचिति साधु[7]

५ पाणेसु सयमो साधु[8] बम्हणसमणानं[9] साधु[10] दानं एत च अञ च एतारिसं धंममंगलं नाम (ज) त वतव्यं पिता व

६ पुतेन वा भात्रा वा स्वामिकेन[11] वा [12] इदं साधु इदं कतव्य मंगलं आव तस अथस निस्टानाय[13] (झ)[14] अस्ति च पि वुतं

७ साधु दन[15] इति (ञ) न तु एतारिसं अस्ता[16] दानं व अनगहो[17] व यारिसं धमदानं व धमनुगहो[18] व (ट) त तु खो मित्रेन व सुहृदयेन वा

८ ञतिकेन[19] व सहायन[20] व ओवादितव्यं तम्हि तम्हि पकरणे[21] इदं कचं इदं साध[22] इति इमिना सक[23]

९ स्वगं आराधेतु इति (ठ) कि च इमिना कतव्यतरं यथा स्वगारधी

૧ ધૌ. અને જ. માં આ શાસનનો કેટલોક ભાગ તૂટેલો છે.

૨ કા. पजोपदाने શા. पजुपदनं મ. प्रजोपदये ધૌ. જ. पजुपदाये

૩ કા. મ. वहु શા. व ધૌ. જ. वहुकं

૪ કા. अवकजनियो શા. ख्रियक મ. अवकजनिक ધૌ. इथि

૫ કા. खुदा શા. पुतिक મ. खुद ધૌ. खुदं

૬ સેનાર્ટ અને બુહ્લર तत વાંચે છે. કા. हेता इयं શા. अत्र इम મ. अत्र इयं ધૌ. ततेस

૭-૮-૧૦ બીજાં શાસનોમાં આ ત્રણે સ્થળે साधु શબ્દ નથી મુકાયો.

૯ કા. समनवंभनानं શા. शमणब्रमणन મ. श्रमणब्रमणन ધૌ. જ. समनवाभनानं

૧૧ શા. મ. स्पमिकेन

૧૨ કા. માં આ સ્થળે मितसंथुतेना अव पटिवेसियेना पि-એટલા શબ્દો વધારે છે. અને શા. ને મ. માં પણ એ જ ભાવાર્થ સૂચવતા એટલા શબ્દો છે.

૧૩ કા. निवुतिया શા. निवुटिय निवुटस्पि व पुन મ. निवुटिय निवुटसि व पुन ધૌ. निफतिया

૧૪ કા. શા. ને મ. માં આ શાસન અહીંથી જુદું પડી જાય છે. તેમાંથી કા. નો ભાગ નીચે આપવામાં આવેલ છે ને શા. અને મ. તેને સમાંતર છે—

૩ ...इमं कछामि ति (ज्ञ) ए हि इतले मगले संसयिक्ये से (ञ) सिया व तं अठं निवटेया सिया पुना नो (ट) हिदलोकिके नेव से (ठ) इयं पुना धममगले अकालिक्ये (ड) हंचे पि तं अठं नो निटेतिअ. हिद अठंआ. पलत अनंतं पुना पवसतिइ. (ढ) हंचे पुन तं अठं निवतेति हिदा ततो उभयेसं

૪ लधे होति हिद चा से अठे पलत चा अनंतं पुना पसवतिउ तेना धंममगलेना

૧૫ બુહ્લર दानं વાંચે છે. ધૌ. दाने साधू

૧૬ સેનાર્ટ અને બુહ્લર अस्ति વાંચે છે. અર્થ બંધબેસતો કરવાને એ વાંચન યોગ્ય છે.

૧૭ अनुगहो હોવું જોઈએ. ધૌ. જ. अनुगहे

૧૮ બુહ્લર धंमानुगहो વાંચે છે. ધૌ. धंमानुगहे

૧૯ ञातिकेन હોવું જોઈએ

૨૦ सहायेन હોવું જોઈએ. ધૌ. सहायेन

૨૧ पकरणे માંનો र લગભગ रा જેવો વંચાય છે.

૨૨ साधु હોવું જોઈએ.

૨૩ सकं હોવું જોઈએ.

અ. શા. निवटे મ. निवटेति

આ. શા. મ. अथ

ઇ. શા. पुञं प्रसवति મ. पुण प्रसवति

ઉ. શા. पुञं प्रसवति મ. पुणं प्रसवति

## નવમું શાસન—[ ગિરનાર ]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્સિ રાજા આમ કહે છે—

(ख) લોકો માંદગીમાં, પુત્ર કે પુત્રીના લગ્નપ્રસંગે અને પ્રવાસે ઊપડતી વખતે જાતજાતનાં મંગળો કરે છે, આ અને આવા બીજા પ્રસંગોમાં લોકો અનેક પ્રકારનાં મંગળો[1] કરે છે.

(ग) પણ એવા પ્રસંગોએ સ્ત્રીઓ ઘણાં અને ઘણી જાતનાં હલકાં તથા અર્થહીન[2] મંગળો કરે છે.

(घ) અલબત, મંગલો તો કરવાં જોઇએ.

(ङ) પણ એ પ્રકારનાં મંગળો અલ્પ ફળ આપનારાં છે.[3]

(च) પરંતુ નિમ્નોક્ત જે ધર્મમંગલ[4] છે તે બહુ ફળ આપનારૂં છે.

(छ) તેમાં ગુલામ અને નોકર પ્રત્યે યોગ્ય વર્તણૂક, ગુરુઓ પ્રતિ સન્માન, પ્રાણીઓ પ્રત્યે સંયમ, બ્રાહ્મણો[5] અને શ્રમણોને દાન[6] (વગેરે) સારાં છે, આ અને આવાં બીજાં (મંગલો) ધર્મમંગલ કહેવાય છે.

(ज તેથી પિતાએ, પુત્રે, ભાઇએ કે સ્વામીએ[7] કહેવું જોઇએ 'કે, આ સારૂં છે. તે (ધારેલો) હેતુ સફળ થાય ત્યાં સુધી આ મંગળ કરવું જોઈએ'.[8]

(झ) વળી, એમ કહેવાય છે કે, 'દાન સારૂં છે.'

(ञ) પણ ધર્મદાન[9] જેવું બીજું કોઇ દાન નથી, ધર્મોપકાર જેવો બીજો કોઇ પરોપકાર નથી.

(ट) તેથી કરીને મિત્રે, હિતેચ્છુએ, સગાએ કે સ્નેહીએ વિવિધ બાબતોમાં પરસ્પર આમ કહેવુ જોઇએ : 'આ ધર્મ છે, આ સારૂ છે, આથી સ્વર્ગ મેળવી શકાય છે.'

(ठ) આવી રીતે સ્વર્ગને મેળવવુ[10] એના કરતાં વધારે સાધવા યોગ્ય બીજું શુ હોઇ શકે?

---

(૧) શુકન, રોગનિવારણ અથવા કાર્યસિદ્ધિને માટે કરવામા આવતી જુદી જુદી વિધિઓને મંગલ નામે ઓળખવામા આવે છે. માનવી માંદો પડે ત્યારે બાધા રખાય છે, દેવ-દેવીઓને પ્રાર્થના કે વિધિવિધાન કરાય છે અથવા જૈન પ્રથાનુસાર, માંદા માનવીની નજીક 'પુણ્ય-પ્રકાશનું' સ્તવન બોલવામાં આવે છે. લગ્ન કે પ્રવાસના પ્રસંગે પણ અનેક પ્રકારની વિધિઓ કરવામા આવે છે જેમા કંકુ, ગોળ, ધીફળ, દહીં, સૂતર આદિ વસ્તુઓ આજે પણ વપરાતી જોવામા આવે છે અને બને પ્રસંગે કેટલીક વખત વિવિધ

પ્રકારના દેવદેવીઓની પૂજા પણ થાય છે. [ પ્રાચીન સમયમાં પ્રવાસે નીકળતાં, મુસાફરીની નિર્વિઘ્ન સમાપ્તિના આશયથી સુલક્ષણા પુરુષની આંગળીમાંથી રકત પણ છંટાતું-જેનું વર્ણન જૈનોની શ્રીપાળ-કથામાં મળી આવે છે. ]

( ૨ ) શુકન, રોગનિવારણ કે કાર્યસિધ્ધિને માટે થતાં મંગલોના બે પ્રકાર પડી જતા: એક સુઘટિત મંગલો,બીજાં અર્થહીન. અર્થહીન મંગલોમાં પ્રાણીનું બલિદાન આપવું, હલકાં દેવદેવીઓની હાસ્યાસ્પદ બાધાઓ રાખવી વગેરેનો સમાવેશ થતો. આવાં મંગલોમાં મુખ્યત્વે સ્ત્રીઓ વિશેષ રસ લેતી. ( આજે પણ સ્ત્રીઓમાં એ વૃત્તિ જોવામાં આવે છે. )

( ૩ ) સુઘટિત અને અર્થહીન બંને પ્રકારનાં પ્રચલિત સાંસારિક મંગલોનો નિર્દેશ કરીને, પ્રિયદર્શિન કહે છે કે, 'અલબત્ત મંગલો તો કરવાં જોઇએ. પણ તેમાં આ સાંસારિક મંગલો તો ઓછું ફળ આપનારાં છે' અને આ રીતે યુકિતપૂર્વક સાંસારિક મંગલોની અલ્પતા સૂચવીને તે નીચેનાં વાકયોમાં 'ધર્મમંગલ' પ્રત્યે પ્રજાનું ધ્યાન દોરે છે.

( ૪ ) 'ધર્મમંગલ' એ સ્પષ્ટ રીતે જૈન પારિભાષિક શબ્દ છે. જૈન આગમસૂત્રોમાં 'ધર્મમંગલ'નો ઉત્કૃષ્ટ મંગલ તરીકે નિર્દેશ થયેલો છે—

धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो ।
देवा वि तं नमंसंति, जस्स धम्मे सया मणो ॥

दशवैकालिक सूत्र अ १. गा–१

એ ઉપરાંત चत्तारि मंगलं ના નામે ઓળખાતું—
अरिहंतं मंगलं, सिध्ध मंगलं, साहू मंगलं, केवलि पण्णत्तो धम्मो मंगलं

—એ સૂત્ર પણ જૈન સંપ્રદાય ને જૈન સાહિત્યમાં ખૂબજ પ્રચલિત છે. મૃત્યુ પ્રસંગે પણ માનવીને એ ધર્મમંગલ સંભળાવવામાં આવે છે.

તે ઉપરાંત પણ ધર્મમંગલના અનેક સ્વરૂપ છે. बृहत्शांति નામે જૈનસૂત્રમાં તેનું વિગતવાર નિરુપણ થયેલું છે. જેમાંનાં કેટલાંકનો નિર્દેશ નીચેનાં વાકયોમાં પ્રિયદર્શિને કર્યો છે.

(૫) મંજણો. વિશેષ માટે જુઓ ત્રીજા શિલાલેખની ટી. નં. ૬ ને આઠમા શિલાલેખની ટી. નં. ૪

(૬) માંદગી પ્રસંગે 'ધર્મમંગલ' તરીકે સંભળાવાતા 'પુણ્યપ્રકાશ'ના જૈન સ્તવનમાં 'સુપાત્રે દાન'ને વિશેષ મહત્ત્વ અપાયું છે. તેમાં કર્તવ્યમાર્ગ તરીકે બીજા પણ જે નિર્દેશો થયા છે તે આ શિલાલેખમાંના પ્રિયદર્શિનના નિર્દેશોને મળતા છે.

(૭) કાલ્સી, શાહબાઝગઢી અને મન્શેરામાં આ ઉપરાંત-' મિત્રે, ઓળખીતાએ તેમજ પડોશીએ પણ ' એટલા વિશેષ શબ્દો છે.

(૮) કાલ્સી, શાહબાઝગઢી ને મન્શેરામાં આ શાસન અહીંથી જુદું પડી જાય છે. તે નીચે પ્રમાણે છે–

હું આ પ્રમાણે કરીશ. (झ) કેમકે બીજાં મંગળ સંશયવાળાં છે. (ञ) કદાચ તે હેતુને સફળ કરે તોપણ તે કરવાં ન ઘટે. (ट) તે આ લોક સંબંધીજ હોય છે. (ठ) પરંતુ ધર્મમંગલને કાળની મર્યાદા નથી. (ड) કદાચ તે આ લોકમાં હેતુને સિદ્ધ ન કરે તોપણ પરલોકમાં તે અનંત પુણ્યને પ્રસવે છે. (ढ) અને જો તે એ હેતુને સફળ કરે છે તો આ લોકમાં એ હેતુ અને પરલોકમાં અનંત પુણ્યની પ્રાપ્તિ, બંને એ ધર્મમંગલથી સિદ્ધ થાય છે.

( ૯ )આ સ્થળે જૈન સૂત્ર नमुथ्थुणंની धम्मदयाणं આદિ ગાથાઓ નોંધપાત્ર છે. કેમકે આ વાકયો સ્પષ્ટ રીતે જૈન વિચારશ્રેણીનાં વાહક છે.

( ૧૦ ) આ યુગમાં જૈન દૃષ્ટિએ સ્વર્ગ જ સર્વોપરી સાધ્ય કેમ છે તેના ખુલાસા માટે જુઓ છઠ્ઠા શાસનની ટી. નં. ૮.

## दशम शासन[1]–[ गिरनार ]

१ (क) देवानंपियो पियदसि[2] राजा[3] यसो व कीति व न महाथावहा[4] मञते अञत[5] तदाप्नो[6] दिघाय च मे जनो[7]

२ धंमसुसुंसा सुस्रुसता धंमवुतं च अनुविधियता (ख) एतकाय देवानंपियो पियदसि राजा यसो व किति व इछति

३ (ग) यं तु किंचि[8] परिकमते[9] देवान पियदसि राजा त सर्व पारत्रिकाय[10] किंति सकले अपपरिस्रवे[11] अस (घ) एस तु परिसवे य अपुंञ

४ (ङ) दुकरं तु खो एत छुदकेन व जनेन[12] उसटेन व अञत्र अगेन पराक्रमेन सर्व परिचजित्पा (च) एत तु खो उसटेन दुकरं[13]

---

૧ શા. મ. ધૌ. અને જ. માં આ શાસનનો કેટલોક ભાગ તૂટી ગયો છે.

૨ કા. पियदपा શા. મ. प्रियद्रशि ધૌ. पियदसी

૩ મૂળ લેખમાં रा ની પૂર્વે ઘસાયલો दे અને रा ની પછી वा એમ બે અક્ષર વધારાના મળી આવે છે

૪ કા. महथावा શા. महठ्वह મ. महथ्रवह જૌ. ખાડ त

૫ કા. માં આ શબ્દની પછી य पि यसो वा किति वा इछति એટલા શબ્દો વિશેષ આવે છે અને શા. મ. ધૌ. અને જ. માં પણ એ જ ભાવાર્થના એટલા વિશેષ શબ્દો આવે છે.

૬ કર્ન तदात्पने વાંચે છે

૭ કા. तदत्वाये अयतिये चा जने શા. મ. तदत्वये अयतिय च जने

૮ બુહ્લર किंचि વાંચે છે.

૯ पराक्रमते હોવું જોઈએ બુહ્લર पराकमते વાંચે છે, સેનાર્ટ पराकामते વાંચે છે કા. लकमति શા. મ. परक्रमति ધૌ. पलकमति

૧૦ કા. पालतिक्याये શા. મ. परत्रिकये ધૌ. જૌ. दवानपिये पालतिकाये

૧૧ કા. अपपलायये શા. अपरिस्रवे મ. अपपरिसव ધૌ. જૌ. अपपलिसवे

૧૨ કા. वगेना શા. મ. वग्रेन ધૌ. જૌ. માં એ શબ્દ ખાડાને લીધે ગયો છે.

૧૩ કા. दुकले મ. दुकरे ધૌ. જૌ. दुकलतले

# દશમું શાસન–[ ગિરનાર ]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્શિ રાજા યશ અથવા કીર્તિને મહા અર્થવાહક માનતો નથી –સિવાય કે, મારી પ્રજા વર્તમાનકાળમાં અને લાંબા ભવિષ્ય સુધી ધર્મ પ્રતિનું આજ્ઞાંકિતપણું જાળવે અને ધર્મવૃત્તિને આચારમાં[1] મૂકે.

(ख) એટલા માટેજ દેવાનુપ્રિય પ્રિયદર્શિ રાજા યશ અને કીર્તિને ઈચ્છે છે.[2]

(ग) દેવાનુપ્રિય પ્રિયદર્શિ રાજા જે કંઈ પ્રયત્ન કરે છે તે સર્વ પરલોકને માટે છે, કે જેથી દરેકને ( જેમ બને તેમ ) ઓછો પરિશ્રવ[3] થાય.

(घ) પણ અપુણ્ય[4] એ જ પરિશ્રવ છે.

(ङ) પરંતુ અતિશય પરાક્રમ[5] અને સર્વસ્વના પરિત્યાગ[6] વિના ક્ષુદ્ર કે ઉચ્ચ, કોઈ પણ માનવીથી આમ થવું મુશ્કેલ છે.

(च) અને તેમાં પણ ઉચ્ચને માટે તો તે વધારે મુશ્કેલ છે.[7]

---

(૧) મૂળમાં અહીં धंमसुतं अनुविधियतां છે. એટલે કે કેવળ મનમાં ધર્મવૃત્તિ હોવી એટલું જ પૂરતું નથી, એ વૃત્તિને આચાર–વિધિ–ક્રિયામાં પણ મૂકવી જોઇએ. ક્રિયાને આટલું બધું મહત્ત્વ જૈન દર્શનેજ આપેલું છે. જૈન સિધ્ધાંત અનુસાર જ્ઞાન ગમે તેટલું શ્રેષ્ઠ હોય તો પણ તે મોક્ષ અપાવી શકતું નથી. મોક્ષને માટે તો જ્ઞાન અને ક્રિયા બંને જોઇએ–ज्ञानक्रियाभ्यां मोक्षः

(૨) આ વાકયમાં પ્રિયદર્શિ પોતાના નિષ્કામ કર્મયોગને વ્યકત કરે છે. તે કહે છે કે પોતાને યશ અથવા કીર્તિની જરાયે કામના નથી. પરંતુ પોતે જો યશસ્વી અને કીર્તિશાળી હોય તો અનેક માનવો તેને ધર્મના વિષયમાં અનુસરે અને પરિણામે વર્તમાન અને ભવિષ્ય બંને કાળમાં ધર્મનો મહિમા જળવાઇ રહે, લોકોમાં શ્રધ્ધા ટકી રહે અને પ્રજા ધર્મવૃત્તિને આચારમાં ઉતારે. આ ઉદ્દેશને સિધ્ધ કરવાનેજ પ્રિયદર્શિ રાજા યશ અથવા કીર્તિને ઇચ્છે છે.

(૩) જૈનો મુખ્ય નવ તત્ત્વને માને છે, અને તેમાં ' કર્મનો સંચય ' એ અર્થમાં ' આશ્રવતત્ત્વ ''નો સમાવેશ થાય છે. આ આશ્રવના મુખ્ય બે પ્રકાર છે અને બેતાળીશ ભેદ છે. મુખ્ય બે પ્રકાર ' પુણ્યાશ્રવ ' અને ' પાપાશ્રવ અથવા પરિશ્રવ 'ના નામે ઓળખાય છે. ' પરિશ્રવ ' એટલે પાપમય કર્મોનો સંચય. આ શબ્દ જૈન કર્મવાદનો વિશિષ્ટ પારિભાષિક પ્રયોગ છે અને જૈન સિધ્ધાંત સિવાય અન્ય કોઇ સ્થળે તેનો નિર્દેશ થયેલો નથી. પ્રિયદર્શિ રાજા અહીં એવી ઇચ્છા વ્યકત કરે છે કે–' દરેકને પાપમય કર્મોનો સંચય ઓછો થાય.' અને ' પાપમયકર્મોનો સંચય ' એ પ્રયોગને માટે પરિશ્રવ શબ્દ વાપરીને પ્રિયદર્શિ પોતે જૈન દર્શનનો અનુયાયી હોવાનો આડકતરો નિર્દેશ કરે છે.

(૪) પરિશ્રવની આ વ્યાખ્યા તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં તો કેવળ જૈન સિધ્ધાંતમાંજ મળી શકે છે. જૈન દર્શન 'જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ ને મોક્ષ ' એ નવ તત્ત્વોને માને છે. તેમાં પુણ્ય,

પાપ અને તે પછી ' પુણ્યાશ્રવ ' ને ' પાપાશ્રવ અથવા પરિશ્રવ ' એ બે પ્રકારમાં વહેચાયના આશ્રવતત્ત્વનો નિર્દેશ થયેલો છે પાપાશ્રવ એટલે પરિશ્રવ અથવા અપુણ્ય પ્રિયદર્શી અહીં એ જ વ્યાખ્યાનો સ્વીકાર કરે છે.

( ૫–૬ ) જૈન દૃષ્ટિએ પરિત્યાગ અને પરાક્રમ એ બંને વિકાસક્રમના મુખ્ય લક્ષણો છે જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર તપાચાર, અને વીર્યાચાર એ પાંચ મુખ્ય આચારમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપનો ઉદ્દેશ ' પરિત્યાગ ' છે અને વીર્યાચારનો ઉદ્દેશ ' પરાક્રમ ' છે જૈન દૃષ્ટિએ પરિશ્રવ–પાપને દૂર રાખવાને માટે પરાક્રમ અને પરિત્યાગ બંને અતિ જરૂરી છે અને પ્રિયદર્શિન પણ અહીં એજ વિચારશ્રેણીને વ્યક્ત કરે છે

( ૭ ) મૂળમાં અહીં ખુદકેન અને ઉસટેન શબ્દ છે તેનો અર્થ ક્ષુદ્ર અને ઉચ્ચ' કરાય છે એ જ રીતે 'સામાન્ય અને વિશિષ્ટ' એ અર્થ પણ થઇ શકે બેમાંથી ગમે તે અર્થ લઇએ પણ તેના ઉકેલ માટે તો જૈન મતવ્યનોજ આશ્રય લેવો પડે એમ છે કેમકે વૈદિક દર્શન પ્રજાના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એવા ચાર વિભાગ પાડે છે, અને બૌદ્ધ દર્શન વિભાગને મહત્ત્વજ નથી આપતુ. પ્રજાને બે વિભાગમાં તો જૈન દર્શન જ વ્હેંચે છે ધાર્મિક ક્ષેત્રમાં તે દેશવિરતિ ( સામાન્ય–શ્રાવક–ઉપાસક ) અને સર્વવિરતિ ( વિશિષ્ટ–સાધુ ) ના નામે ઓળખાય છે, અને ' દ્વિવિધધર્મ ' તરીકે તેનો નિર્દેશ થાય છે સાંસારિક ક્ષેત્રમાં તેના ઉચ્ચ અને નીચ–ક્ષુદ્ર એવા બે વિભાગ પાડવામાં આવે છે અને આઠ કર્મમાંના સાતમા ગોત્રકર્મમાં તે બંને પ્રકારનો નિર્દેશ થાય છે

(૮) ઉચ્ચ જાતિમાં જન્મેલ કે સંપત્તિશાળીને માટે ધર્મની આરાધના વિશેષ મુશ્કેલ ગણાય છે. અને એટલા જ ખાતર જૈન દર્શનમાં જાતિમદ, લક્ષ્મીમદ વગેરેને નિંદ્ય ગણવામાં આવે છે.

## एकादशम शासन[1]–[ गिरनार ]

१ (क) देविनंप्रियो[2] पियदसि राजा एवं आह (ख) नास्ति एतारिसं दानं यारिसं धंमदानं धंमसंस्तवो वा धंमसंविभागो वा धंमसंबंधो व

२ (ग) तत इदं भवति[3] दासभतकम्हि सम्यप्रतिपती मातरि पितरा[4] साधु[5] सुसुसा मितसस्तुतञातिकानं बाम्हणस्रमणानं[6] साधु[7] दानं

३ प्राणानं अनारंभो साधु[8] (घ) एत वतव्यं पिता व पुत्रेन व भाता व मितसस्तुत-ञातिकेन व आव पटीवेसियेहि इद साधु इद कतव्यं

४ (ङ) सो तथा करु इलोकचस आरधो होति परत च अंनंतं पुङ्नं भवति[9] ते धंमदानेन

---

૧ ધૌ. જ. માં ૧૧–૧૨–૧૩ એ ત્રણે શાસનો નથી કોતરાયાં. અને તેને સ્થળે બે જુદાજ પ્રકારનાં શાસનો કોતરાયાં છે—જે આગળ ઉપર કલીંગ [ ધૌલી–જગોડા કલીંગની હદમાં આવેલાં છે અને તેરમું શાસન કલીંગના વિજયને લગતું હોઇ તેને યાદ રાખવાનેજ આ બે સ્વતંત્ર શાસનો કોતરાયાં છે એટલે તે કલીંગ–શાસનોના નામે ઓળખાય છે.]–શાસનોના નામે રજૂ થશે. તે બંને અન્ય શાસનો કરતાં ભિન્ન હોઇને ભિન્ન–ખડગલેખોના ણ ળખાય છે.

૨ સેનાર્ટ અને બુહર દેવાનાંપ્રિયો વાંચે છે; અને તેવું પણ એ જ જોઇએ.

૩ કા. तत एवं શા. तत्र एतं મ. तत्र एवं

૪ સેનાર્ટ અને બુહર पितरि વાંચે છે. હોવું પણ એ જ જોઇએ.

૫ કા. શા. ને મ. માં આ શબ્દ નથી.

૬ કા. समनाबंभनाना શા. મ. श्रमणब्रमणन

૭–૮ કા. શા. ને મ. માં આ શબ્દો નથી.

૯ કા. पसवति શા. મ. प्रसवति

પાપ અને તે પછી ' પુણ્યાશ્રવ ' ને ' પાપાશ્રવ અથવા પરિશ્રવ ' એ બે પ્રકારમા વહેચાયલા આશ્રવતત્ત્વનો નિર્દેશ થયેલો છે પાપાશ્રવ એટલે પરિશ્રવ અથવા અપુણ્ય પ્રિયદાસ અહીં એ જ વ્યાખ્યાનો સ્વીકાર કરે છે.

( ૫–૬ ) જૈન દૃષ્ટિએ પરિત્યાગ અને પરાક્રમ એ બને વિકાસક્રમના મુખ્ય લક્ષણો છે જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર તપાચાર, અને વીર્યાચાર એ પાચ મુખ્ય આચારમા જ્ઞાન દર્શન, ચારિત્ર અને તપનો ઉદ્દેશ ' પરિત્યાગ ' છે અને વીર્યાચાર નો ઉદ્દેશ ' પરાક્રમ છે જૈન દૃષ્ટિએ પરિશ્રવ–પાપને દૂર રાખવા માટે પરાક્રમ અને પરિત્યાગ બને અતિ જરૂરી છે અને પ્રિયદર્શિન પણ અહીં એજ વિચારશ્રેણીને વ્યક્ત કરે છે

( ૭ ) મૂળમા અહીં ક્ષુદ્રકેન અને ઉસટેન શબ્દ છે તેનો અર્થ ક્ષુદ્ર અને ઉચ્ચ' કરાય છે એ જ રીતે 'સામાન્ય અને વિશિષ્ટ' એ અર્થ પણ થઇ શકે બેમાથી ગમે તે અર્થ લઇએ પણ તેના ઉકેલ માટે તો જૈન મતવ્યનોજ આશ્રય લેવો પડે એમ છે કેમકે વૈદિક દર્શન પ્રજાના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એવા ચાર વિભાગ પાડે છે, અને બૌદ્ધ દર્શન વિભાગને મહત્ત્વજ નથી આપતુ. પ્રજાને બે વિભાગમા તો જૈન દર્શન જ વહેચે છે ધાર્મિક ક્ષેત્રમા તે દેશવિરતિ ( સામાન્ય–શ્રાવક–ઉપાસક ) અને સર્વવિરતિ ( વિશિષ્ટ–સાધુ ) ના નામે ઓળખાય છે, અને ' દ્વિવિધધર્મ ' તરીકે તેનો નિર્દેશ થાય છે સાસારિક ક્ષેત્રમા તેના ઉચ્ચ અને નીચ–ક્ષુદ્ર એવા બે વિભાગ પાડવામા આવે છે અને આઠ કર્મમાના સાતમા ગોત્રકર્મમા તે બને પ્રકારનો નિર્દેશ થાય છે

(૮) ઉચ્ચ જાતિમા જન્મેલ કે સપત્તિશાળીને માટે ધર્મની આરાધના વિશેષ મુશ્કેલ ગણાય છે અને એટલા જ ખાતર જૈન દર્શનમા જાતિમદ, લક્ષ્મીમદ વગેરેને નિંદ્ય ગણવામા આવે છે.

## द्वादशम शासन[1]–[ गिरनार ]

१ (क) देवानंपिये पियदसि राजा सवपासंडानि च पवजितानि च घरस्तानि च पूजयति दानेन च विवाधाय[2] च पूजाय पूजयति ने

२ (ख) न तु तथा दानं व पूजा व देवानंपियो मंञते यथा किति सारवढी अस सवपासंडानं (ग) सारवढी तु वहुविधा

३ (घ) तस तु इदं मूलं च वचिगुती[3] किंति आत्पपासंडपूजा व परपासंडगरहा व नो भवे अप्रकरणम्हि लहुका व अस

४ तम्हि तम्हि मकरणे [ ङ ] पूजेतया तु एव परपासंडा तेन तन[4] मकरणेन[5] [ च ] एवं करुं आत्पपासंडं च[6] वढयति परपासंडस च उपकरोति

५ [ छ ] तदंञाथा करोतो आत्पपासडं च छणति[7] परपासंडस च पि अपकरोति [ ज ] यो हि कोचि आत्पपासंडं पूजयति परपासंडं च गरहति

६ सवं आत्पपासंडभतिया किंति आत्पपासंडं दीपयेम इति[8] सो च पुन तथ करातो[9] आत्पपासंडं वाढतरं उपहनाति [ झ ] त समवायो[10] एव साधु

७ किंति अञमंञस धंमं स्रुणारु च सुसुंसेर च (ञ) एवं हि देवानंपियस इछा किंति सवपासंडा वहुस्रुता च असु कलाणागमा च असु

८ (ट) ये च तत्र तत[11] मसंना वतव्यं (ठ) देवानंपियो नो तथा दानं व पूजां व मंञते यथा किंति सारवढी अस सवपासडानं (ड) वहका[12] च एताय

९ अथा[13] व्यापता धंममहामाता च इथीझखमहामाता[14] च वचभूमीका[15] च अञे च निकाया (ढ) अयं च एतस फल य आत्पपासंडवढी च होति धंमस च दीपना

# અગ્યારમું શાસન–[ ગિરનાર ]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્સિ રાજા આમ કહે છે–

(ख) ધર્મદાન[1]–ધર્મસંસ્તવ[2], ધર્મસંવિભાગ[3] કે ધર્મસંબંધ[4]– જેવું બીજું કોઇ દાન નથી

(ग) તેમા આમ થાય છે– ગુલામ અને નોકર પ્રત્યે સદ્‌વર્તન, માતપિતાની સુસેવા, મિત્ર, સંબંધી, સગાં તેમજ બ્રાહ્મણો–શ્રમણોને[5] પવિત્ર દાન તથા પુનિત એવો પ્રાણીઓનો અવધ[6]

(घ) આ બાબતમા પિતાએ, પુત્રે, ભાઈએ, મિત્રે, સગાએ તેમજ પડોશી સુદ્ધાએ પણ 'આ સારૂ છે, આ કર્તવ્ય છે.'—એમ કહેવુ જોઈએ

(ङ) તેમ કરનારા આ લોકને આરાધે[7] છે અને તે ધર્મદાનથી પરલોકમાં અનંત પુણ્ય મેળવે છે

---

(૧) ધર્મદાન એટલે કે ધર્મ સમજાવવો, ધર્મ પામે એવો માર્ગ દર્શાવવો તે–ધર્મની સ્તુતિ, ધર્મનો પ્રચાર, ધર્મના સિધ્ધાંતોની સમજાવટ, ધર્મચર્ચા અને ધર્મનો પરિચય આદિ દ્વારા થઇ શકે છે.

(૨) ડૉ ભાંડારકર આ શબ્દનો અર્થ 'ધર્મનો પરિચય' કરે છે, હુલ્શ તેનો અર્થ 'ધર્મદ્વારા પરિચય' એ પ્રમાણે કરે છે

(૩) ધર્મનો ફેલાવો

(૪) ડૉ. ભાંડારકર આ શબ્દનો અર્થ 'ધર્મનો સંબંધ' કરે છે, હુલ્શ તેનો અર્થ 'ધર્મદ્વારા સંબંધ' એ પ્રમાણે કરે છે

( ૧–૨–૩–૪ ) જુદા જુદા વિશેષણો, ગુણો કે ક્રિયાઓ સાથે ધર્મ શબ્દ વાપરવાની પ્રવૃત્તિ જૈન તત્ત્વજ્ઞાનમા વિશેષ નજરે ચડે છે— धम्मदयाण, धम्मदेसियाण, धम्मनायगाण धम्मसार हीण, धम्मवर चाउरंत–चक्कवट्टीण–(शक्रस्तव–नमुथ्थुण स्तवन) धम्मो मगल (दशवैकालिकसूत्र), धर्मवृध्धि (मुद्राराक्षस નાટકમા આ શબ્દ જીવસિધ્ધિ ક્ષપણક–જૈન સાધુ–ના મોમા મૂકવામા આવેલ છે.)

(૫) બંભણ–શ્રમણને વિશેષ ખુલાસા માટે જુઓ ત્રીજા શાસનની ટી નં ૬ અને આઠમા શાસનની ટી નં ૪

(૬) જૈન દૃષ્ટિએ જીવનના પાંચ મહાવ્રતોમા આ પહેલું મહાવ્રત છે

(૭) મૂળમા અહી आराधो શબ્દ છે. आराधना શબ્દ જૈન પારિભાષિક છે અને આરાધક–વિરાધક ભાવનુ સ્વરૂપ પણ જૈન દર્શનજ સ્પષ્ટતાથી સમજાવે છે

# બારમું શાસન-[ ગિરનાર ]

(क) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા સર્વ ધર્મોને[1] તેમજ સાધુઓને અને ગૃહસ્થોને[2] દાનથી[3] અને વિવિધ પ્રકારની પૂજાથી સન્માને[4] છે.

(ख) પરંતુ દેવાનુપ્રિય દાન અને પૂજાનું એટલું મહત્ત્વ નથી આંકતો જેટલું તે બધા ધર્મોમાં સારની વૃદ્ધિ થાય તેનું આંકે છે.[5]

(ग) પણ સારની વૃદ્ધિ ઘણી જાતની છે.

(घ) પરંતુ તેના મૂળમાં વચનગુપ્તિ[6] છેઃ તે કેવી રીતે ! (તો કે) —અસ્થાને પોતાના ધર્મની પ્રશંસા કે પારકા ધર્મની નિન્દા ન કરવી જોઇએ,[7] અથવા તે તે પ્રસંગે માધ્યસ્થ્ય[8] જાળવવું જોઇએ.

(ङ) તે તે દરેક પ્રસંગે પારકા ધર્મનું સન્માન જાળવવું જોઇએ.

(च) એમ કર્યાથી મનુષ્ય પોતાના ધર્મની વૃદ્ધિ[9] કરે છે અને પારકા ધર્મ પર ઉપકાર કરે છે.

(छ) તેનાથી અવળું કર્યાથી તે પોતાના ધર્મને હાનિ પહોંચાડે છે અને પારકાના ધર્મ ઉપર અપકાર કરે છે.

(ज) કેમકે, જે કોઇ, પોતે પોતાના ધર્મને દીપાવે એ હેતુથી, કેવળ પોતાના ધર્મ પ્રત્યેની ભક્તિથી પોતાના ધર્મની પ્રશંસા કરે છે અને પારકા ધર્મને નિંદે છે તે, ખરૂં જોતાં, તેમ કરીને પોતાના ધર્મને સખત હાનિ પહોંચાડે છે.[10]

(झ) આથી કરીને કેવળ સમવાય[11] સારો છે; એટલે કે બંને એકએકનો ધર્મ સાંભળે અને તેને સેવે.

(ञ) દેવાનુપ્રિયની ઈચ્છા આ જ છે કે, બધા ધર્મોબહુશ્રુત અને કલ્યાણસાધક બને.[12]

(ट) અને જેઓ પોતપોતાના ધર્મમાં પ્રસન્ન હોય તેમને કહેવું જોઈએ કે,—

(ठ) દેવાનુપ્રિય દાન અને પૂજાનું એટલું મહત્ત્વ નથી આંકતો જેટલું તે બધા ધર્મોમાં સારની વૃદ્ધિ થાય તેનું આંકે છે.[13]

(ड) આ હેતુને માટે ધર્મમહામાત્રાઓ,[14] સ્ત્રીઓના અધ્યક્ષો,[15] વ્રજભૂમિકો[16] અને બીજા વર્ગો (ના અમલદારો) રોકાયલા છે.

૧ શા. અને મ. માં આ શાસનના એક-બે અક્ષરો તૂટેલા છે. ધૌ. અને જ. માં તો પૂર્વે જણાવ્યા પ્રમાણે આ શાસન બાકાત છે.

૨ સેનાર્ટ અને બુલર વિવિધાય વાચે છે. હોવું પણ એમજ જોઇએ.

૩ કા. શા. મ વચગુતિ

૪ વેન હોવું જોઇએ.

૫ કા. अकालन शा. म. अकरेन

૬ કા. મ. बढं

૭ શા. क्षणति

૮ આ પછી શા. માં પાંચ શબ્દો ભૂલથી બે વખત કોતરાયા છે.

૯ करोतो હોવું જોઇએ.

૧૦ શા. सयमो

૧૧ બુલર तते વાચે છે.

૧૨ बहुका હોવું જોઇએ.

૧૩ કા. एतायाठाये

૧૪ કા. इथिधियखमहामाता શા. इभ्रिधियक्षमहमत्र મ इभ्रिजक्षमहमत्र

૧૫ કા. वचभूमिक्या શા. મ वचभुमिक

(૧૪) ધર્મમહામાત્રાઓની ઓળખ અગાઉ પાંચમા શાસનમાં આવી ગઇ છે. તેમની નિમણુક પ્રિયદર્શિને રાજ્યાભિષેકના તેરમા વર્ષે કરેલી. તે અધિકારીઓની ફરજ પ્રજા પ્રત્યેનો રાજધર્મ બજાવવાની અને પ્રજાને ધર્મને માર્ગે વાળવાની તથા તેના સાતત્ય અંગે દેખરેખ રાખવાની હતી. આ યોજના, સંપ્રતિએ ઠેર ઠેર ધર્મના પ્રચારકો મોકલેલા તેને મળતી આવે છે.

(૧૫) આ સ્થળે મૂળમાં इथिझ्खमहामाता શબ્દ છે. તેનો અર્થ સાધારણ રીતે 'સ્ત્રીઓના અધ્યક્ષ' કરી શકાય. તેનું સંસ્કૃત રૂપાંતર स्त्री-अध्यक्ष-महामात्रा થાય. પ્રાચીન સમયમાં આ નામના કોઇ અધિકારીઓ હોવાનું કૌટલીય અર્થશાસ્ત્રમાં નોંધાયલું નથી. પણ મૂળ શબ્દ પરથી ઉપરોક્ત અર્થ વિના બીજો અર્થ તારવવાનું મુશ્કેલ છે. કૌટલ્યે 'धर्मस्थीय' પ્રકરણમાં સ્ત્રી-વર્ગ પ્રત્યેની રાજફરજોનું વિવરણ કર્યું છે. આ ફરજોના પાલન માટે એ મહામાત્રાઓ નિમાયલ હોવા જોઇએ. કૌટલીય અર્થશાસ્ત્રમાં ગણિકાઓ પર દેખરેખ રાખનારા અધિકારીઓ તરીકે 'ગણિકાધ્યક્ષ'નો ઉલ્લેખ આવે છે. તે જોતાં તે સમયે સમસ્ત સ્ત્રી-વર્ગ માટે અધ્યક્ષો નિમાતા હોય એ અસંભવિત નથી જણાતું. સંભવિત છે કે इथिझ्खमहामाता શબ્દથી પ્રિયદર્શિન સ્ત્રીઓમાં ઉપદેશ આપતી આર્યાઓ-ગુરુણીઓ-સાધ્વીઓનો પણ નિર્દેશ કરવા માગતો હોય.

(૧૬) આ સ્થળે ગિરનારના મૂળ શાસનમાં वचभूमीका શબ્દ છે, અને શાહબાઝગઢી ને મન્શેરામાં તે સ્થળે वचभुमिक શબ્દ છે. એ નામના કોઇ અધિકારીનું નામ કૌટલીય અર્થશાસ્ત્રમાં નથી. પણ 'ઢોરોનાં ધણ' એ અર્થમાં व्रज શબ્દ અર્થશાસ્ત્રમાં અને બીજે અનેક સ્થળે નજરે ચડે છે. તેનું રૂપાંતર वच બને અને એ રૂપાંતરને માન્ય રાખીએ તો वचभूमिका નો અર્થ 'ઢોરોની સંભાળ રાખનારા અધિકારીઓ' બની શકે. ઘણાખરા વિદ્વાનો હજી લગી એ જ અર્થને સ્વીકારતા આવ્યા છે અને कामसूत्र માં गवाध्यक्ष અને કૌટલીય અર્થશાસ્ત્રમાં गोध्यक्ष શબ્દો મળી આવે છે તે જોતાં ઉપરોક્ત અર્થ અસ્વાભાવિક નથી લાગતો. પરંતુ એજ વિદ્વાનો એ અર્થ રજૂ કરીને પણ આગળ જતાં શંકા તો દર્શાવે જ છે કે- 'આ અર્થ આ સ્થળે બંધબેસતો તો નથી જ થતો. કેમકે ધાર્મિક સહિષ્ણુતાના પ્રચાર સાથે ઢોરોના અધિકારીઓને શો સંબંધ ?' ( Asoka-by R. Mookerji, p. 160 )-એટલે એ શબ્દોનો સુઘટિત અર્થ શોધી કાઢવાનું આ સ્થળે જરૂરી તો છે જ.

वच શબ્દ પરથી व्रज અને वज्र એ શબ્દો બની શકે. તેમાંથી व्रजभूमिका નો અર્થ જેમ 'ઢોરોની સંભાળ રાખનારા અધિકારીઓ' થઈ શકે તેમ व्रजभूमि એટલે મથુરાની આસપાસનો પ્રદેશ લઇએ તો व्रजभूमिका નો અર્થ મથુરાની આસપાસનો પ્રદેશ કે જ્યાંની પ્રજા ખૂબજ ધર્મચુસ્ત છે ત્યાં ધાર્મિક સહિષ્ણુતા વધારવાને નીમેલા અધિકારીઓ' પણ થઇ શકે.

અને वचનું રૂપાંતર જો वज्र લઇએ તો वचभूमिकाનો અર્થ 'वज्रभूमिना અધિકારીઓ' થાય. જૈન શાસ્ત્રોમાં 'વજ્રભૂમિ'નું વર્ણન વિસ્તારથી મળી આવે છે. ભગવાન મહાવીરે ત્યાં વિહાર કરેલો અને ત્યાંની પ્રજા એટલી અણઘડ અને ધર્મવિરોધી હતી કે ભગવાન મહાવીરને પણ ત્યાં અનેક સંકટો વેઠવાં પડેલાં. એટલે સંપ્રતિએ ત્યાંની પ્રજાને ધર્મસહિષ્ણુતા અને ધર્મપ્રેમને માર્ગે વાળવાને ત્યાં ખાસ મહામાત્રાઓ નીમ્યા હોય અને તેઓ वचभूमिक તરીકે ઓળખાતા હોય એ વધારે સંભવિત છે.

(૧૭) ધર્મવૃધ્ધિ અને ધર્મદીપના બંને જૈન પારિભાષિક પ્રયોગો છે.

(૧) સર્વ ધર્મોનું યોગ્ય સન્માન એ જૈન સ્યાદ્વાદ –અનેકાંતવાદનું લક્ષણ છે બૌદ્ધ ધર્મ બીજા ધર્મો પ્રત્યે સહિષ્ણુ બની શકતો જ નથી મહાવંશના પાચમા પરિચ્છેદના ત્રેવીશમા–ચોવીશમા શ્લોકોમા સ્પષ્ટ જણાવેલુ છે કે–' અશોકનો પિતા બિન્દુસાર પ્રતિદિન સાઠ હજાર બ્રાહ્મણોને ભોજન કરાવતો હતો તે અનુસાર અશોકે પણ ત્રણ વર્ષ લગી તો તેમ કર્યું પણ બૌદ્ધ બન્યા પછી તરતજ તેણે એ અધમ અટકાવી સાઠ હજાર બ્રાહ્મણોને ઠેકાણે સાઠ હજાર બૌધ્ધ ભિક્ષુકોને જમાડવા માડ્યા ' એ ઉપરાત અશોકે આજીવિકાની પણ કતલ ચલાવેલી જ્યારે શ્રેણિક, સપ્રતિ કુમારપાળ આદિ જૈન રાજવીઓએ તો સર્વ ધર્મ પ્રત્યે સહિષ્ણુતા દર્શાવી છે એટલુ જ નહિ પરતુ કેટલીક વખત તો અન્ય ધર્મો પ્રતે પૂજ્યભાવ પણ દર્શાવ્યો છે કુમારપાળે જૈન ધર્મ સ્વીકાર્યા પછી શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની પ્રેરણાથી સોમનાથના મંદિરનો ઉદ્ધાર કર્યો આ જોતા સર્વ ધર્મોને દાન અને પૂજાથી સમાનવાનું પ્રિયદર્શિનનુ કાર્ય જ તેને જૈન રાજવી તરીકે ઓળખાવે છે

(૨) મૂળમા અહીં प्रव्रजितानी च घरस्तानि શબ્દો છે એટલે જેણે પ્રવ્રજ્યા ધારણ કરી છે એવો સર્વ–વિરતિ–સાધુ વર્ગ અને બીજો સસારમા રહેલ દેશવિરતિ –ગૃહસ્થ વર્ગ પ્રજાને આ રીતના બે વિભાગમા વહેંચવાનુ લક્ષણ જૈન પરિભાષાનુ સૂચક છે [ વિશેષ માટે જુઓ દશમા શાસનની ટી ન ૭ ]

(૧–૨) દુહ્ર આ વાક્યનો અર્થ –' સર્વ ધર્મના સાધુઓને અને ગૃહસ્થોને એ પ્રમાણે કરે છે

(૩) દાન અને પૂજા ' એ જૈન શ્રાવકનુ મુખ્ય લક્ષણ છે —

दाण पूजा मुक्ख सावयधम्मा, ण सावयो तण विणा

–શ્રીકુન્દકુન્દાચાર્ય

(૪) અહીં મૂળમા ' पूजयति ' છે તેનો સાચો અર્થ પૂજે છે ' થાય.

(૫) શ્રાવક તરીકે પોતે દાન અને પૂજનો આદર કરે છે એમ સૂચવીને પ્રિયદર્શિન જણાવે છે કે રાજવી તરીકે તો પોતે દાન અને પૂજન કરતા પણ વધારે મહત્ત્વનુ તો એ ગણે છે કે બધા ધર્મો વધારે સહિષ્ણુ અને વધારે સત્ત્વશીલ બને

(૬) જૈન દર્શનમા જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર તપાચાર ને વીર્યાચાર એ પાચ આચાર અને મનોગુપ્તી વચનગુપ્તી અને કાયગુપ્તી એ ત્રણ ગુપ્તી–એ આઠ ધર્મો અષ્ટ પ્રવચન માતા તરીકે ઓળખાય છે અને જૈન સાધુએ તેનુ પાલન પૂર્ણરીતે કરવાનુ હોય છે જ્યારે જૈન શ્રાવકે શક્તિ અનુસાર અમુક હદે તો તેને અનુસરવાનુ અનિવાર્ય હોય છે તેમા ધાર્મિક સહિષ્ણુતાના મૂળ તરીકે વચનગુપ્તી મુખ્ય છે અને પ્રિયદર્શિન પણ અહીં તેનુ જ સૂચન કરે છે

(૭) પરધર્મની નિદા ન કરવી એ આદેશ જૈન ધર્મ જ શીખવે છે તે સિવાયના જગતના બીજા સર્વ ધર્મોના મૂળભૂત ગ્રથો જ પરધર્મની નિદાથી ભરેલા છે

(૮) ' માધ્યસ્થભાવ ' એ જૈન સ્યાદ્વાદરીતીનું જ એક લક્ષણ છે

(૯) ' ધર્મવૃદ્ધિ ' એ જૈન પારિભાષિક શબ્દ છે

(૧૦) ધર્મ પરત્વેનુ પ્રિયદર્શિનનું આ મત ગ આજે પણ સૂત્રરૂપે ભારતભૂમિમા સર્વ સ્થળે કોરી રાખવા જેવુ છે

મુદ્રારાક્ષસ નાટકમા આ શબ્દ જીવસિદ્ધિ ક્ષપણક–જૈન સાધુના મોમા મૂકવામા આવેલ છે

(૧૧) તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમા જૈન ધર્મમા જ આ શબ્દને મહત્ત્વનું સ્થાન અપાયલ છે જૈનોના મૂળભૂત આગમ–ગ્રન્થમાનુ એક સમવાયાગ સૂત્ર છે વળી જૈનેતર મહત્ત્વના ગ્રથોમા જ છેય त समायरे समो य सव्व भूएह समवाए समणो होइ વગેરે વાક્યો મળી આવે છે

(૧૨) ધર્મનુ આ લક્ષણ જૈનદર્શનેજ પ્રરૂપેલુ છે

(૧૩) દાન અને પૂજા કરતા પણ ધાર્મિક સહિષ્ણુતાને વિશેષ મહત્ત્વની દર્શાવતા આ મતની પુનરાવૃત્તિ કરીને પ્રિયદર્શિન ભારતવર્ષને જે ધર્મ સપ આપવા મથ્યો છે તે આદર્શથી આજની સુધરેલી પ્રજાઓ પણ દૂર છે તે જોતા જણાય છે કે પ્રાચીન ભારતવર્ષમા આજની જેમ ધાર્મિક એકતાના નામે ઝઘડાઓ અને સ્વધર્મનિષ્ઠા તથા કોમી સલામતીના નામે ઝેરી ધર્માન્ધતા નહિ પણ ધર્મપ્રેમ ને ધાર્મિક સહિષ્ણુતા અગ્રપદે હતા

अनुविधियंति अनुविधियिशंति च (न) यो स लवे एतकेन भोति सवत्र विजयो सवत्र पुन

११ विजयो प्रितिरसो सो (प) लध भोति प्रिति ध्रमविजयस्पि (फ) लहुक तु खो स प्रिति (ब) परत्रिकमेव महफल मेञाति देवनंप्रियो (भ) एतये च अठये अयि ध्रमदिपि निपिस्त किति पुत्र प्रपोत्र मे असु नवं विजयं म विजेतविअ[30] मञिषु स्पकस्पि[31] यो विजये क्षंति च लहुदंडत च रोचेतु तं च यो विजमञतु[32]

१२ यो ध्रमविजयो (म) सो हिदलोकिको परलोकिको (य) सवचतिरति[33] भोतु य ध्रमरति[34] (र) स हि हिदलोकिक परलोकिक[35]

---

१ का. कलिग्या विजिता

२ गि. शतसहस्रमात्रं का. शतपहपमिते

३ गि. तत्रा हतं

४ બુલર ध्रमपालनं વાંચે છે. गि. धंमवायो का. धंमवाये भ. ध्रमवये

५ બુલર तत्र हि વાંચે છે.

६ गि. ब्राम्हणा व समणा व का. बाभना व पम ना

७ का. गिहिथा

८ બુલર दिढभतित વાંચે છે. का. दिढभतिता

९ का. उपघाते

१० गि. विनिखमण का. विनिखमने भ. विनिक्रमणि

११ બુલર संविहितनं વાંચે છે. का. पुविहितानं

१२ બુલર सिनेहो વાંચે છે. હોવું પણ એમજ જોઇએ. का. पिनेहे भ. सिनेहे

१३ अपमयो હોવું જોઇએ. બુલર એજ વાંચે છે.

१४ કાલ્સી અને મન્શેરામાં અહીંથી શરૂ થઇને થોડાંક વાક્યોમાં ફેરફાર [-વધારો] છે. તે બંનેમાં કાલ્સીના શાસનવાળો ભાગ અખંડ હોવાથી તે અહીં આપીએ છીએ—

नथि चा पे जनपदे यता नथि इमे निकाया आनता योनेषु बंम्हने चा पमने चा नथि चा कुवापि जनपदपि यता नथि मनुपान । एकतलपि पि । पापडपि ।

१५ બુલર एकतरस्पि વાંચે છે.

१६ બુલર प्रषंडस्पि વાંચે છે.

१७ गि. यावतको का. अवतके भ. यवतके

१८ બુલર अनुनिज्झपेति વાંચે છે. હોવું પણ એમજ જોઇએ. भ. अनुनिज्झपयति

१९ गि. मादव का. मदव

२० બુલર एपे च વાંચે છે.

२१ બુલર सुखमुते વાંચે છે.

२२ का. अतियोगे

२३ બુલર अंतियोकेन વાંચે છે. ગિરનારમાં એ શબ્દ બાકાત રખાયો છે. का. अंतियोगेना

२४ गि. मगा का. मका

२५ બુલર रजविषवस्मि વાંચે છે. गि.....राजविसयम्हि का. लाजविशवपि भ. रजविषवसि

२६ का. नामकनाभपंतिषु भ. नभकनभपंतिषु

२७ બુલર अंध्रपुलिदेषु વાંચે છે. गि....ध्रपारिंदेसु का. अधपालदेषु

२८ का. भ. यंति

२९ બુલર विधेनं વાંચે છે.

३० गि. विजेतव्यम् का. विजयतविय

३१ गि. सरसके का. पयकपि

३२ गि. छाति

३३ का. पचा च क निलति भ. सष च फ निरति

३४ का. उयामलति

३५ ગિરનારમાં તેરમા શાસનની નીચે ડાબી બાજુએ બે તૂટેલી પંક્તિઓમાં અનુક્રમે तेप અને पिपा શબ્દ વાંચી શકાય છે; અને જમણી બાજુએ... ...र्वस्वेतो हस्ति सर्वलोकसुखाहरो नाम–એ શબ્દો વાંચી શકાય છે.

## त्रयोदशम शासन–[शाहबाझगढी]

१ (क) अठवषअभिसितस देवनमिअस प्रिअद्रशिस रञो कलिग विजित[1] (ख) दिअडमत्रे प्रणशतसहस्त्रे ये ततो अपवुढे शतसहस्रमत्रे[2], तत्र हते[3] बहुतवतके व मुटे

२ (ग) ततो पच अधुर लधेषु कलिगेषु तिव्रे ध्रमशिलन[4] ध्रमकमत ध्रमनुशस्ति च देवनप्रियस (घ) सो अस्ति अनुसोचन देवनमिअस विजिनिति कलिगनि

३ (ङ) अविजित हि विजिनमनो यो तत्र वध व मरण व अपवहो व जनस त बढ वेदनियमतं गुरुमत च देवनप्रियस (च) इद पि चु ततो गुरुमततर देवनप्रियस (छ) ये तत्र[5]

४ वसति ब्रमण व श्रमण[6] व अञे व प्रषड ग्रहथ[7] व येसु विहित एष अग्रभुटिसुश्रुष मतपितुषु सुश्रुष गुरुन सुश्रुष मित्रसस्तुतसहय

५ ञतिकेषु दसभटकन सम्ममतिपति द्रिढभतित[8] तेष तत्र भोति अपग्रथो[9] व वधो व अभिरतन व निक्रमण[10] (ज) येष व पि सुविहितन[11] सिहो[12] अविप्रहिनो ए तेष मित्रसस्तुतसहयञतिक वसन

६ प्रपुणति तत्र त पि तेष वो अपग्रथो[13] भोति (झ) प्रतिभग च एत सव्रमनुशनं गुरुमतं च देवनप्रियस (ञ) [14]'नस्ति च एकतरे[15] पि प्रषडस्पि[16] न नम प्रसदो (ट) सो यमत्रो[17] जनो तद कलिगे हतो च मुटो च अपवुढ च ततो

७ शतभगे व सहस्रभग व अज गुरुमत वो देवनप्रियस (ठ) यो पि च अपकरेयति क्षमितवियमते व देवनप्रियस य शको क्षमनये (ड) य पि च अटवि देवनप्रियस विजिते भोति त पि अनुनेति अनुनिजपेति[18] (ढ) अनुतपे पि च प्रभवे

८ देवनप्रियस वुचति तेष किति अवत्रपेयु न च हञेयसु (ण) इछति हि देवनंप्रियो सव्रभुतन अक्षति सयम समचरिय रभसिये[19] (त) अयि च[20] मुखमुत[21] विजये देवनप्रियस यो ध्रमविजयो (थ) सो च पुन लधो देवनप्रियस इह च सवेषु च अतेषु

९ अ षषु ıष योजनशतेषु यत्र अतियोको[22] नम योनरज परं च तेन अतियोकेन[23] चतुरे ४ रजनि तुरमये नम अतकिनि नम मक[24] नम अलिकसुदरो नम निच चोडपंड अव तंबपंणिय (द) एवमेव हिद रजविषवस्पि[25] योनकंबोयेषु नभकनभितिन[26]

१० भोजपितिनिकेषु अध्रपाल्देषु[27] सवत्र देवनप्रियस ध्रमनुशस्ति अनुवटति (ध) यत्र ıष देवनप्रियस दुत न व्रचति[28] ते पि श्रुतु देवनप्रियस ध्रमवुटं विधनं[29] ध्रमनुशस्ति ध्रमं

(ढ) તેમની સમક્ષ, પશ્ચાતાપ અનુભવતાં છતાં દેવાનુપ્રિયનો પ્રભાવ વર્ણવવામાં આવે છે, જેથી તેઓ (પાપ કરતાં) શરમાય અને હણાઈ ન જાય.[૧૪]

(ण) કેમકે દેવાનુપ્રિય સર્વ ભૂતોની[૧૫] બાબતમાં અહિંસા, આત્મસંયમ, નિષ્પક્ષપાત અને નમ્રતા ઈચ્છે છે.[૧૬]

(त) ધર્મવિજય[૧૭] એ જ દેવાનુપ્રિયનો મુખ્ય વિજય છે.

(थ) અને તે (વિજય) દેવાનુપ્રિયે વારંવાર અહીં,[૧૮] સઘળી સરહદો પર,[૧૯] છસો યોજન દૂર જ્યાં અંતિયોક નામે યોનરાજા (રાજ્ય કરે) છે ત્યાં,[૨૦] અને એ અંતિયોકની પેલી બાજુએ જ્યાં તુરમય,[૨૧] અંતિકિનિ,[૨૨] મક[૨૩] અને અલિકસુંદર[૨૪] એ રાજાઓ છે[૨૫] ત્યાં, તેમજ દક્ષિણે તામ્રપર્ણી[૨૬] પર્યન્ત ચોડ અને પાંડય[૨૭] પર મેળવેલો છે.

(द) તે જ પ્રમાણે અહીં રાજાના મુલકમાં,[૨૮] યોન અને કંબોજોમાં,[૨૯] નભક અને નભિતિનોમાં,[૩૦] ભોજ અને પિતિનિકોમાં[૩૧] અંધ્ર અને પલિદસમાં–[૩૨] સર્વત્ર તેઓ દેવાનુપ્રિયના ધર્માનુશાસનને અનુસરે છે.[૩૩]

(ध) જ્યાં દેવાનુપ્રિયના એલચીઓ[૩૪] નથી વિચરતા ત્યાં પણ તેઓ દેવાનુપ્રિયના ધર્મના નિયમો, વિધાનો અને ધર્મના ઉપદેશો સાંભળી તેનો સ્વીકાર કરતા જાય છે[૩૫] અને ભવિષ્યમાં કરશે.

(न) આ પ્રમાણે સર્વ ઠેકાણે વારંવાર મેળવેલો વિજય સંતોષ ( પ્રીતિ ) પમાડે છે. [૩૬]

(प) એ સંતોષ ( પ્રીતિ ) ધર્મના વિજયથી મેળવાય છે.

(फ) પરંતુ એ પ્રીતિ નજીવી છે.

(ब) દેવાનુપ્રિયે જે પરલોકને લગતું છે તેનેજ મહાફળ ( દાયક ) માન્યું છે.[૩૭]

(भ) આ ધર્મશાસન એ હેતુથી લખાવવામાં આવેલ છે કે મારા પુત્રો અને પ્રપૌત્રો[૩૮]–(જે) મને થાય તેઓ નવીન વિજય મેળવવા યોગ્ય માનીને તેનો વિચાર ન કરે[૩૯] અને જો વિજયમાંજ તેમને રસ હોય[૪૦] તો તેઓ ક્ષમા અને હલકી સજાને પસંદગી આપે અને ધર્મવિજયને જ વિજય માને[૪૧]

(म) આ લોક (અને) પરલોકને માટે તે જ ( હિતાવહ ) છે.

(य) તેમની બધી પ્રીતિ ધર્મપ્રીતિમાં પરિણમે.

(र) આ લોક અને પરલોકને માટે તે જ ( હિતાવહ ) છે.[૪૨]

## તેરમું શાસન–[ શાહબાઝગઢી ][1]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્સિ રાજાના રાજ્યાભિષેકને આઠ વર્ષ થતાં કલિંગ જીતાયું.[2]

(ख) ત્યાંથી દોઢ લાખ માણસો કેદ પકડાયાં હતાં, ત્યાં એક લાખ હણાયાં હતાં અને તેનાથી અનેક ગણાં માણસો મરી ગયાં હતાં.[3]

(ग) ત્યારપછી, પ્રાપ્ત થઇ ચૂકેલા કલિંગમાં હવે દેવાનુપ્રિયનાં તીવ્ર ધર્મપાલન, ધર્મ-પ્રેમ અને ધર્મોપદેશ થઇ પડયાં છે.[4]

(घ) કલિંગ પર વિજય મેળવવા માટેનો દેવાનુપ્રિયનો આ પશ્ચાતાપ[5] છે.

(ङ) ખરેખર, ન જીતાયલો દેશ જીતાય છે ત્યારે ત્યાં જે કતલ, મરણ અને હદપારી થાય છે તે દેવાનુપ્રિયને માટે દુ:ખદાયક અને શોકજનક છે.

(च) પરંતુ દેવાનુપ્રિયને વધારે શોકજનક તો એ લાગે છે કે—

(छ) ત્યા વસતા બ્રાહ્મણ–શ્રમણ, અન્ય મતાનુયાયી[6] અથવા ગૃહસ્થ કે જેમનામાં મોટેરાંની[7] સેવા,[8] માતપિતાની સેવા, ગુરુની સેવા, મિત્ર, સંબંધી, સાથી, સગાં તેમજ ગુલામ અને નોકરો પ્રતિ સદ્‌વર્તન સ્થપાયલાં છે તેમને ત્યાં ઇજા, વધ અથવા તો વ્હાલાનો વિયોગ થાય છે.[9]

(ज) અથવા જેઓ ત્યાં જીવનને સુસ્થિર બનાવી રહ્યા હોય તેમના મિત્રોને, સંબંધીઓને, સાથીઓને અને સગાઓને થતી હાનિ તેમની પોતાની હાનિ સમાન થઇ પડે છે કેમકે તેમના પ્રતિનો તેમનો સ્નેહ અખૂટ હોય છે.[10]

(झ) બધાં માનવોના ભાગમાં આ આવે છે અને દેવાનુપ્રિયને માટે તે વિશેષ ખેદજનક છે

(ञ) એવું[11] કોઈ પણ સ્થળ નથી, જ્યાંના લોકો એકાદ ધર્મના અનુયાયી ન હોય.

(ट) એટલા માટે કલિંગમાં તે વખતે જેટલા માણસો કપાયા, મરણ પામ્યા અને હદપાર થયા તેમનો સોમો કે હજારમો ભાગ પણ [ તે દશાને પ્રાપ્ત થાય તેને ] હાલ દેવાનુપ્રિય શોકજનક લેખે છે.

(ठ) વળી દેવાનુપ્રિય માને છે કે અપકાર કરનારને પણ શક્ય હદે ક્ષમા બક્ષવી જોઇએ.[12]

(ड) વળી દેવાનુપ્રિયના રાજ્યમાંનાં જંગલો (ના વાસીઓ) માં તે શાંતિ સ્થાપે છે તથા ધર્મ ચલાવે છે.[13]

શ્રી ધર્મઘોષસૂરિને તેમણે શું પ્રાયશ્ચિત કરવું જોઇએ તે અંગે પ્રશ્ન કર્યો. ગુરુએ તેમને આબૂ પર મંદિર બંધાવવાની સલાહ આપી અને તેને અનુસરીને વિમળશાહે આબૂ પર બંધાવેલ મંદિર આજે પણ વિશ્વની પ્રજાઓને આકર્ષી રહેલ છે. તે જ પ્રમાણે પ્રિયદર્શિન પણ યુદ્ધના પ્રાયશ્ચિત પેટે ધર્મપાલન અને ધર્મપ્રચારનો આશ્રય લે છે.

(૬) મૂળમાં અહીં अंजे व प्रपंड છે. હુલ્ઝ અને ડૉ. ભાંડારકર તેનો અર્થ ' અન્ય પાખંડો ' એ પ્રમાણે કરે છે. પરંતુ ખરી રીતે આ શબ્દો ' અન્ય ધર્માનુયાયી સાધુઓ ' અર્થ સૂચવે છે. જેથી આખા વાક્યનો અર્થ–' બંમણ–શ્રમણ ( જૈન સાધુઓ ) તથા અન્ય ધર્મના સાધુઓ અને ગૃહસ્થો કે જેમનામાં......'–એ પ્રમાણે થાય.

(૭) મૂળમાં અહીં अग्रभूटि શબ્દ છે. હુલ્ઝ તેનો અર્થ ' વિશેષ પગાર મેળવનારાઓ ' કરે છે. પણ આવો અર્થ અમલદારી કે મૂડીવાદી માનસ જ ખેંચી શકે. કેમકે પ્રિયદસિનો આશય વધારે પગાર મેળવનારાઓની સેવા કરાવવાનો નહિ, પણ વડીલવર્ગની સેવા કરાવવાનો છે.

(૮) મૂળમાં અહીં सुश्रुष (शुश्रूषा) શબ્દ છે. હુલ્ઝ તેનો અર્થ ' આજ્ઞાંકિતપણું ' કરે છે; ડૉ૦ ભાંડારકર ' કહેલું સાંભળવું તે ' કરે છે. પણ ' શુશ્રૂષા ' નો સ્પષ્ટ અર્થ સેવાચાકરી છે અને આ સ્થળે તે સુઘટિત છે તે બાજુએ મૂકીને અસ્પષ્ટ અર્થ ખેંચવો તે યોગ્ય નથી. વડીલો, માતપિતા ને ગુરુની સેવાચાકરી કરનાર તેમજ મિત્ર, સગાંસંબંધી, નોકર વગેરે પ્રત્યે સદ્વર્તન દાખનાર ગૃહસ્થને હાનિ પહોંચે તે પ્રિયદર્શિનને ખૂબજ શોકજનક લાગે છે.

(૯) આ વાક્યથી પ્રિયદસિ એ સ્પષ્ટ કરે છે કે તેને યુદ્ધ એટલું શોકજનક નથી લાગતું, જેટલું એ યુદ્ધમાં સાધુઓને કે સુંદર લક્ષણો ધરાવનાર ગૃહસ્થોને હાનિ પહોંચે તે શોકજનક લાગે છે. આ પરથી, મધ્યકાલીન ભારતમાં જે શસ્ત્રમર્યાદા અને સંગ્રામમર્યાદા જણાય છે તેની સ્થાપના સંપ્રતિએ કરી હોય તો નવાઇ નહિ

(૧૦) ડૉ૦ ભાંડારકર આ વાક્યનો અર્થ–'વળી, તેઓ જીવનમાં ઠરી ઠામ થયા હોય છે અને અખૂટ પ્રેમ ધરાવતા હોય છે તો તેમના મિત્રોને, સંબંધીઓને, સાથીઓને તથા સગાંને દુઃખ પ્રાપ્ત થાય છે, (અને) ત્યાં એ (દુઃખ) તેમને અંગત હાનિ પહોંચાડનારૂં નીવડે છે. ' એ પ્રમાણે કરે છે.

(૧૧) કાલ્સી અને મન્શેરામાં આ સ્થળે કેટલોક વધારો અને સહેજ ફેરફાર છેઃ

'વળી યોન સિવાયનો બીજો કોઈ દેશ નથી, જ્યાં આ નિકાયો-બ્રાહ્મણો અને શ્રમણો ન હોય. અને કોઈ દેશનો એવો ભાગ નથી, જ્યાંના લોકો એક અથવા બીજા ધર્મના અનુયાયી ન હોય.

પ્રિયદર્શિ યોન શબ્દથી જુદા જુદા બે અર્થ સૂચવે છે. કાંતો–એક પ્રજા અને બીજો પ્રદેશ અથવા તો પછી એક જ નામથી ઓળખાતા બે દૂર દૂરના દેશો; કેમકે પાંચમા શાસનમાં ( જુઓ એ શાસનની ટી. નં. ૯ ) અને આગળ જતાં આ જ શાસનમાં (જુઓ–ઘ) તે ' યોન ' શબ્દથી એવા પ્રદેશ અથવા પ્રજાનું નામ સૂચવે છે કે જે સરહદી પ્રાન્તોની આસપાસમાં, કંબોજ અને ગાંધારની લગોલગ આવી રહેલ છે તે પ્રદેશ અથવા તો પ્રજામાં પ્રિયદર્શિને ધર્મ-મહામાત્રાઓ નીમેલા. ત્યાંની પ્રજા પ્રિયદર્શિનના ધર્માનુશાસનને અનુસરે છે અને ત્યાં બ્રાહ્મણ–શ્રમણો પણ વસતા હોવાનો સંભવ છે ( જુઓ પાંચમું શાસન ટ). જ્યારે ઉપરોકત ' યોન ' શબ્દથી તો પ્રિયદર્શિન એવો પ્રદેશ સૂચવે છે કે જ્યાં બ્રાહ્મણ–શ્રમણો વસતા નથી. તે યોન શબ્દ આ શાસનમાં જ આગળ જતાં ( જુઓ–ચ ) જણાવ્યું છે તે પ્રમાણે હિંદુસ્તાનથી ૬૦૦ યોજન દૂર આવેલા દેશ ( સીરિયા, બેકટ્રીયા, ગ્રીસ, અથવા આયોનિયા ) ને માટે વપરાયલ છે કે જ્યાં પ્રિયદસિના સમયે અંતિયોક રાજા રાજ્ય કરતો હોય છે.

(૧૨) શકય હદે ક્ષમા એ જૈન વિચારશ્રેણી છે. બૌદ્ધ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ સંપૂર્ણ ક્ષમાના સિદ્ધાંતમાં માને છે

(૧) અહી શાહબાઝગઢીનુ શાસન પસંદ કરવા અંગેના ખુલાસા માટે જુઓ માર્ગદર્શન-પૃ ૪૭-૪૮ અને પાચમા શાસનની ટી નં. ૧

(૨) અશોકે કલિંગ જીત્યાનો નિર્દેશ બૌદ્ધ સાહિત્યની કોઇ પણ કૃતિમા મળી આવતો નથી જ્યારે સંપ્રતિએ સમસ્ત દક્ષિણાવર્ત પર વિજય મેળવ્યા અંગેના નિર્દેશો પ્રાચીનમા પ્રાચીન જૈન શાસ્ત્રોમા પણ મળી આવે છે—

ताहे तेण सपइणा उज्जेणीआइ काउ **दक्खिणावहो सव्वो** तत्थ टिण्ण वि अज्जाविता—**कल्पचूर्णि**

तेण सुरट्ठ विसयो **अंधा दमिला** य ओयविया—**निशीथचूर्णि**

[વિશેષ માટે જુઓ પાચમા શાસનની ટી નં ૯]

તે ઉપરાત દક્ષિણના બૌદ્ધ પુસ્તકોના મતે અશોકે રાજ્યાભિષેકના સાતમા વર્ષે બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો હતો, ઉત્તરના પુસ્તકોના મતે ત્રીજા અથવા ચોથા વર્ષે પણ બંને પ્રદેશના સાહિત્ય એટલુ તો એક મતે જાહેર કરે છે કે તેણે બૌધ્ધ ધર્મ સ્વીકાર્યો ત્યારે તે જંબૂદ્વીપનો સ્વામી હતો અને બૌધ્ધ ધર્મ સ્વીકાર્યો પછી તેણે પોતાનુ બધુ ધ્યાન વિહારો અને સ્તૂપો બંધાવવાના ધાર્મિક કાર્યમાજ પરોવ્યુ છે અને યુધ્ધને તો તેણે યાદ પણ નથી કર્યું રાજ્યાભિષેકનું આઠમુ વર્ષ કે જ્યારે તેનું મન બૌધ્ધ લાગણીવાદથી ઊભરાઇ રહ્યું હતુ તથા તેના પુત્ર-પુત્રીએ બૌધ્ધ દીક્ષા સ્વીકારી લીધી હતી, તેમજ તે પોતે ગયાના બોધિવૃક્ષની છાયામા કે બૌધ્ધ ભિક્ષુકોના સહવાસમાજ આનંદ પામતો હતો, ત્યારે જેમા લાખો માણસોનો વધ થાય એવા ભયાનક યુધ્ધનુ સાહસ તે ઉઠાવે તે અસંભવિત છે અને બૌધ્ધ સાહિત્યમા તેનો નિર્દેશ પણ નથી તેમજ રાજ્યાભિષેકના સત્તરમા વર્ષે તે બૌધ્ધ ધર્મના પ્રચાર માટે અન્ય રાજ્યોમા બૌદ્ધ ઘેરાઓ (ભિક્ષુકો—સાધુઓ) મોકલે છે ત્યારે તેના સામ્રાજ્યની જે હદ અંકાય છે તેમા દક્ષિણ ભારતના કોઇ પ્રદેશનો સમાવેશ થતો નથી. [ જુઓ પાચમા શાસનની ટી નં. ૯ ] જ્યારે અશોકના ઉત્તરાધિકારી સંપ્રતિએ જૈન ધર્મ સ્વીકાર્યો પછી પણ અનેક વિજયી યુધ્ધો ખેલીને સામ્રાજ્યને વિસ્તાર્યું છે અને તે યુધ્ધોમા દક્ષિણ (કલિંગ) ના યુધ્ધનો પણ સમાવેશ થય છે એટલે કલિંગનુ આ યુધ્ધ ખેલનાર રાજા પ્રિયદર્શિન એ જૈન સાહિત્યમા સંપ્રતિના નામે મશહૂર બનેલો અશોકનો ઉત્તરાધિકારી મૌર્ય નૃપતિ જ છે

(૩) દોઢ લાખ કેદ પકડાયા ને એક લાખ હણાયા એ અઢી લાખ સૈનિકો અને જેમના મરણનો ચોક્કસ આકડો નથી નોધાયો પણ જે ઉપરોક્ત કરતા પણ વધારે મોટી સંખ્યામા મરાયા તે, યુધ્ધના સંયોગોમા કે એના પરિણામે માર્યા ગયેલા શહેરીજનો આ પરથી તે સમયના ભારતવર્ષની બચાવશક્તિ અને ખેલાતા યુદ્ધોના સ્વરૂપનો ખ્યાલ આવી શકે છ એક કલિંગ પ્રાન્ત જ પોતાના બચાવમા અઢી લાખ સૈનિકોનો ભોગ ધરી શકે છે ત્યારે તેની કુલ સેના અને અખિલ ભારત વર્ષની સેનાઓનો વિચાર કરતા તો આજના યુરોપની સેનાઓ પણ અલ્પ લાગે છે ને લશ્કરી કરતા પણ બિનલશ્કરી માણસોના મરણનુ પ્રમાણ વધારે છે તે જોતા જણાય છે કે મધ્યકાલીન ભારતવર્ષમા વિગ્રહ બનતા લગી યુદ્ધભૂમિ પર જ મર્યાદિત રહેતો હતો તેવુ પ્રાચીન સમયમા નહોતુ અજાતશત્રુ અને ચેટક વચ્ચેના યુદ્ધમા થયેલો કરોડોનો સંહાર તેમજ આ યુદ્ધમા થયેલ લાખોનો નાશ જોતા જણાય છે કે યુદ્ધનો સંહાર સર્વવ્યાપી હતો પણ પ્રિયદર્શિને કલિંગ-વિજય પછી શસ્ત્રોની અને ભૂમિની મર્યાદા મૂકીને યુદ્ધને ઓછુ વિનાશક બનાવ્યુ હશે

(૪) કુલ્ન્ઝ આ વાક્યનો અર્થ નીચે પ્રમાણે કરે છે—

ત્યાર પછી, હવે કલિંગ જીતાઇ ચૂક્યુ છે ત્યારે દેવાનુપ્રિય તીવ્ર ધર્માભ્યાસ, ધર્મ પ્રેમ અને ધર્મોપદેશમા (તલ્લીન બ ગો છે).

(૫) પશ્ચાતાપ અથવા પ્રાયશ્ચિતને જૈન ધર્મે ખૂબજ મહત્ત્વ આપેલુ છે વિમળશાહે પણ સંપ્રતિની જેમ યુદ્ધમા ખૂબજ સંહાર ચલાવેલો પણ પાછળથી હૃદય કુમળુ પડતા તેમને પશ્ચાતાપ થયો અને ગુરુદેવ

શ્રી ધર્મઘોષસૂરિને તેમણે શું પ્રાયશ્ચિત કરવું જોઇએ તે અંગે પ્રશ્ન કર્યો. ગુરુએ તેમને આબૂ પર મંદિર બંધાવવાની સલાહ આપી અને તેને અનુસરીને વિમળશાહે આબૂ પર બંધાવેલ મંદિર આજે પણ વિશ્વની પ્રજાઓને આકર્ષી રહેલ છે. તે જ પ્રમાણે પ્રિયદર્શિન પણ યુદ્ધના પ્રાયશ્ચિત પેટે ધર્મપાલન અને ધર્મપ્રચારનો આશ્રય લે છે.

(૬) મૂળમાં અહીં अंजे व प्रपंड છે. હુલ્ઝ અને ડૉ. ભાંડારકર તેનો અર્થ ' અન્ય પાખંડો ' એ પ્રમાણે કરે છે. પરંતુ ખરી રીતે આ શબ્દો ' અન્ય ધર્માનુયાયી સાધુઓ ' અર્થ સૂચવે છે. જેથી આખા વાક્યનો અર્થ–' બંમણ–શ્રમણ ( જૈન સાધુઓ ) તથા અન્ય ધર્મના સાધુઓ અને ગૃહસ્થો કે જેમનામાં......'–એ પ્રમાણે થાય.

(૭) મૂળમાં અહીં अग्रभूटि શબ્દ છે. હુલ્ઝ તેનો અર્થ ' વિશેષ પગાર મેળવનારાઓ ' કરે છે. પણ આવો અર્થ અમલદારી કે મૂડીવાદી માનસ જ ખેંચી શકે. કેમકે પ્રિયદસિનો આશય વધારે પગાર મેળવનારાઓની સેવા કરાવવાનો નહિ, પણ વડીલવર્ગની સેવા કરાવવાનો છે.

(૮) મૂળમાં અહીં सुश्रुष (शुश्रूषा) શબ્દ છે. હુલ્ઝ તેનો અર્થ ' આજ્ઞાંકિતપણું ' કરે છે; ડૉ૦ ભાંડારકર ' કહેલું સાંભળવું તે ' કરે છે. પણ ' શુશ્રૂષા ' નો સ્પષ્ટ અર્થ સેવાચાકરી છે અને આ સ્થળે તે સુઘટિત છે તે બાજુએ મૂકીને અસ્પષ્ટ અર્થ ખેંચવો તે યોગ્ય નથી. વડીલો, માતપિતા ને ગુરુની સેવાચાકરી કરનાર તેમજ મિત્ર, સગાંસંબંધી, નોકર વગેરે પ્રત્યે સદ્વર્તન દાખનાર ગૃહસ્થને હાનિ પહોંચે તે પ્રિયદર્શિનને ખૂબજ શોકજનક લાગે છે.

(૯) આ વાક્યથી પ્રિયદસિ એ સ્પષ્ટ કરે છે કે તેને યુદ્ધ એટલું શોકજનક નથી લાગતું, જેટલું એ યુદ્ધમાં સાધુઓને કે સુંદર લક્ષણો ધરાવનાર ગૃહસ્થોને હાનિ પહોંચે તે શોકજનક લાગે છે. આ પરથી, મધ્યકાલીન ભારતમાં જે શસ્ત્રમર્યાદા અને સંગ્રામમર્યાદા જણાય છે તેની સ્થાપના સંપ્રતિએ કરી હોય તો નવાઇ નહિ.

(૧૦) ડૉ૦ ભાંડારકર આ વાક્યનો અર્થ–'વળી, તેઓ જીવનમાં ઠરી ઠામ થયા હોય છે અને અખૂટ પ્રેમ ધરાવતા હોય છે તો તેમના મિત્રોને, સંબંધીઓને, સાથીઓને તથા સગાંને દુઃખ પ્રાપ્ત થાય છે, (અને) ત્યાં એ (દુઃખ) તેમને અંગત હાનિ પહોંચાડનારું નીવડે છે. ' એ પ્રમાણે કરે છે.

(૧૧) કાલ્સી અને મન્શેરામાં આ સ્થળે કેટલોક વધારો અને સહેજ ફેરફાર છે:

'વળી યોન સિવાયનો બીજો કોઈ દેશ નથી, જ્યાં આ નિકાયો-બ્રાહ્મણો અને શ્રમણો ન હોય. અને કોઈ દેશનો એવો ભાગ નથી, જ્યાંના લોકો એક અથવા બીજા ધર્મના અનુયાયી ન હોય.

પ્રિયદર્શિ યોન શબ્દથી જુદા જુદા બે અર્થ સૂચવે છે. કાંતો–એક પ્રજા અને બીજો પ્રદેશ અથવા તો પછી એક જ નામથી ઓળખાતા બે દૂર દૂરના દેશો; કેમકે પાંચમા શાસનમાં ( જુઓ એ શાસનની ટી. નં. ૯ ) અને આગળ જતાં આ જ શાસનમાં (જુઓ–ર) તે ' યોન ' શબ્દથી એવા પ્રદેશ અથવા પ્રજાનું નામ સૂચવે છે કે જે સરહદી પ્રાન્તોની આસપાસમાં, કંબોજ અને ગાંધારની લગોલગ આવી રહેલ છે તે પ્રદેશ અથવા તો પ્રજામાં પ્રિયદર્શિને ધર્મ-મહામાત્રાઓ નીમેલા. ત્યાંની પ્રજા પ્રિયદર્શિનના ધર્માનુશાસનને અનુસરે છે અને ત્યાં બ્રાહ્મણ–શ્રમણો પણ વસતા હોવાનો સંભવ છે ( જુઓ પાંચમું શાસન ટ). જ્યારે ઉપરોક્ત ' યોન ' શબ્દથી તો પ્રિયદર્શિન એવો પ્રદેશ સૂચવે છે કે જ્યાં બ્રાહ્મણ–શ્રમણો વસતા નથી. તે યોન શબ્દ આ શાસનમાં જ આગળ જતાં ( જુઓ–ય ) જણાવ્યું છે તે પ્રમાણે હિંદુસ્તાનથી ૬૦૦ યોજન દૂર આવેલા દેશ ( સીરિયા, બેક્ટ્રિયા, ગ્રીસ, અથવા આયોનિયા ) ને માટે વપરાયલ છે કે જ્યાં પ્રિયદસિના સમયે અંતિયોક રાજા રાજ્ય [illegible]

(૧૨) શક્ય હદે ક્ષમા એ જૈન [illegible] બૌદ્ધ ધર્મ અને ખ્રિસ્તી ધર્મ [illegible] માને છે.

(૧૩) મૂળમા અહી અટવિ (ગિ અટવિયો) શબ્દ છે તેનો અર્થ અત્યારે કરાય છે તે અનુસાર અગ્રી અથવા જંગલ નથી. પ્રાચીન કાળમા જ્યાની પ્રજા પ્રાથમિક દશામા રહેતી હોય અને જ્યા જગલો, ખીણો કે પર્વતમાળા પથરાયલ હોય એવા મોટા મોટા પ્રદેશો 'અટવી,' જંગલ અથવા 'વનવાસ' તરીકે ઓળખાતા. શ્રી હર્ષના નાટકોમા એ પ્રદેશનો નિર્દેશ ઘણીવાર વખત થયેલો જોવાય છે શ્રી હર્ષને પણ પોતાની બ્હેન રાજ્યશ્રીની શોધમા વિન્ધ્યાટવીમા ભમવુ પડેલુ ભગવાન મહાવીરનો સમકાલિક રાજવી શ્રેણીક પણ કુમારવયમા સ્વદેશ તજી દેશવટે નીકળેલો ત્યારે તેને અટવીરાજ સાથે યુદ્ધ થયેલુ કૌટલીય અર્થશાસ્ત્રના તરમા પરિચ્છેદમા વિજયના મુખ્ય બે પ્રકાર દેખાયા છે એક અટવી-વિજય બીજો ગ્રામાદિ-વિજય એ અટવી દેશમા અઢાર નાના રાજ્યોનો સમાવેશ થતો હતો અને તે વાઘેલખડથી માંડીને ઓરિસ્સાના સાગરકાંઠા લગી પથરાયલ હતો આ દેશ અશોકના સામ્રાજ્યની બહાર હતો કેમકે દીપવંશ ના આઠમા અધ્યાયના ૧ થી ૧૧ શ્લોકોમા અને મહાવંશ ના ૨૮૦ વગેરે શ્લોકોમા, અશોકે પોતાના રાજ્યાભિષેક ના સત્તરમા વર્ષે પોતાના મહારાજ્યની બહારના જે જે પ્રદેશોમા ધર્મ-પ્રચારાર્થે બૌદ્ધ થેરાઓ મોકલ્યા તેમા વનવાસ (અટવી) દેશનો પણ નિર્દેશ છે (જુઓ પાચમા શાસનની ટીપ્પન ૯) આ પરથી એ પુરવાર થાય છે કે અટવી દેશ અશોકના રાજ્યની બહાર હતો એટલુ જ નહિ, પણ અશોકે પોતાના રાજ્યાભિષેકના સત્તરમા વર્ષે પછી જ ત્યા ધર્મ-પ્રચારાર્થે થેરાઓ રવાના કરેલા જ્યારે અહી તો તેરમા-ચૌદમા વર્ષ કોતરાએલા શિલાલેખમા પ્રિયદર્શિન જણાવે છે કે પોતે વનવાસી પ્રજા પર પણ ધર્મ પ્રસારે છે એટલે રપષ્ટ રીતે પ્રિયદર્શિન એ અશોકથી જુદી વ્યક્તિ ઠરે છે

(૧૪) હણાઈ ન જાય એટલે કે તેમનો આત્મા હણાઈ ન જાય અહીં પ્રિયદર્શિ જણાવે છે કે પોતાનો પ્રભાવ વર્ણવવો એ યોગ્ય નથી. છતા વનવાસી પ્રજાઓ વગેરે કેટલાક એવા પણ વર્ગ છે કે જેમના પર પ્રભાવ દ્વારાજ અસર પાડી શકાય છે પરિણામે પશ્ચાતાપ અનુભવતા છતા પણ તેમની સમક્ષ પ્રિયદર્શિનનો ભવ્ય પ્રભાવ અને ધર્મપ્રેમ એવી રીતે વર્ણવવામા આવે છે કે તમના પર તેની ધારી અસર પડે છે અને પછી તેઓ પાપ કરતા શરમાય છે પરિણામે તેઓ ધર્મમાર્ગે વળે છે અને તેમનો આત્મા બચી જાય છે

(૧૫)સર્વ ભૂતેષુ શબ્દ જૈન પારિભાષિક છે અને જૈન વંદિત્તાસૂત્ર મા સમસ્ત સૂત્રના સાર રૂપે મિત્તિમે सव्व भूएसु [ मैत्री मे सर्व भूतेषु ] એ વાકય આવેલાયુ છે

(૧૬) આ વાકય दशवैकालिकसूत्र માની धम्मो मगल मुक्किट्ठ अहिंसा सजमो तवो ની પાકતને પૂર્ણત મળતુ આવે છે કેમકે પ્રિયદર્શિને એ પક્તિમાના અહિસા અને સજમ એ બે શબ્દોનો સીધો ઉપયોગ કરી છે, અને અભ્યતર તપનો આશ્રય પ્રાયશ્ચિત, વિનય, નિષ્પક્ષપાતીપણુ, નમ્રતા વગેરે છે.

(૧૬) મહાભારતના શાતિપર્વમા-રાજધર્મમા વિજયના ત્રણ પ્રકાર પાડવામા આવ્યા છે ૧ ધર્મ-વિજય ૨ અર્થ-વિજય ૩ અસુર-વિજય. એજ પ્રમાણે કૌટલીય અર્થશાસ્ત્રમા પણ વિજયના ત્રણ પ્રકાર પાડવામા આવ્યા છે ૧ ધર્મ-વિજય ૨ લાભ વિજય ૩ અસુર-વિજય ધર્મ વિજયમા વિજેતા રાજવી હરાયેલી પ્રજા પાસેથી કશી ભૌતિક આશાઓ નથી રાખતો પણ તે પ્રજા ધર્મ અને કાયદાનુ પાલન કરીને ન્યાયમાર્ગે વિકાસ સાધે એટલીજ તે ઇચ્છા સેવે છે અને પોતેપ્રજા સમસ્તના પિતા તરીકેની ફરજોને અનુસરે છે અર્થ-વિજય અથવા લાભ-વિજયમા જમીનની કે સમૃદ્ધિની ભૂખ હોય છે અને અસુર-વિજયમા કતલ લૂટફાટ, અત્યાચાર વગેરે પ્રધાનપદે રહે છે પ્રિયદર્શિએ ત્રણે પ્રકારના વિજયમાથી ધર્મ-વિજયને સાચો વિજય ગણ્યો છે આ વિજય ધર્મ-પ્રચારકો મોકલીને લશ્કરી વિજય વિના પણ સિદ્ધ કરી શકાય છે કેમકે તેનો ઉદ્દેશ ભૌતિક વિજય નહિ, પણ સઘળી પ્રજાઓ ધર્મને માર્ગે વળે એ હેતુ છે

(૧૮) અહી એટલે જ્યા જ્યા શિલાલેખો કોતરાયા છે ત્યા ત્યા સર્વત્ર

( ૧૯ ) સઘળી સરહદોમાંથી પશ્ચિમની સરહદો—યોન, કંબોજ, ગાંધાર, રિષ્ટીક, પેતેણિક વગેરેનો નિર્દેશ પાંચમા શાસનમાં થઇ ગયો છે. ( જુઓ એ શાસનની ટી. નં. ૯ ). દક્ષિણની સરહદો—ચોડ ( ચોલ ), પાંડય, સતિયપુત્ર, કેતલપુત્ર, તામ્રપર્ણી વગેરેનો નિર્દેશ બીજા શાસનમાં થઈ ગયેલ છે, ઉત્તરે હિમાલય પર્વત અને પૂર્વે મહાસાગરની સરહદો પ્રાકૃતિક છે. આ સરહદોનો અહીં ફરી નિર્દેશ કરીને પ્રિયદસિ જણાવે છે કે પશ્ચિમે તો પોતાનો ધર્મ–વિજય ઠેઠ ઇજીપ્ત અને ગ્રીસ લગી પહોંચેલો છે.

( ૨૦ ) અંતિયોક એટલે સીરિયાનો નૃપતિ એન્ટીયોકસ. સીરિયામાં ઇ. સ. પૂર્વે ત્રીજી સદીમાં બે એન્ટીયોકસ થયા છે. એન્ટીયોકસ પહેલો ઇ. સ. પૂર્વે ૨૮૦ થી ૨૬૧ ને એન્ટીયોકસ બીજો ઇ. સ. પૂર્વે ૨૬૦ થી ૨૪૦. અહીં પ્રિયદસિએ ઉલ્લેખેલા એન્ટીયોકસને કેટલાક વિદ્વાનો એન્ટીયોકસ પહેલા તરીકે ઓળખાવે છે, અને કેટલાક તેને એન્ટીયોકસ બીજો ગણે છે. પણ ભારતીય નૃપતિ અમિત્રઘાતે (સંપ્રતિએ) એન્ટીયોકસ પહેલા પર પત્ર લખીને તેના પાસે સૂકાં અંજીર મંગાવરાવેલાં ( જુઓ પ્રથમ ખંડ–પ્રથમ પરિચ્છેદ. ટી. નં. ૧૧ ). તે પરથી પ્રિયદસિ ( સંપ્રતિ ) નો સમકાલિક એન્ટીયોકસ પહેલો જ હોઇ શકે. કાળગણનાએ પણ તે જ પરિણામ આવે છે. ( જુઓ પૃ. ૪૨–૪૩ ).

( ૨૧ ) તુરમય એટલે ઇજીપ્તનો રાજવી ટોલેમી ફીલાડેલ્ફસ બીજો. તેનો શાસનકાળ ઇ. સ. પૂર્વે ૨૮૫ થી ૨૪૭ લગી હતો, જે સંપ્રતિ ( પ્રિયદસિ ) ના શાસન–કાળ સાથે પૂર્ણતઃ મળતો છે. ( જુઓ પૃ. ૪૨–૪૩ ). પ્લીનીના જણાવ્યા પ્રમાણે આ ટોલેમી ફીલાડેલ્ફસે સંપ્રતિ ( અમિત્રઘાત ) ના દરબારમાં ડાયોનીસિયસ નામે એલચી મોકલેલો. ( જુઓ પૃ. ૪૪. )

( ૨૨ ) અંતિકિનિ એટલે મેસીડોનિયાનો રાજવી એંટીગોનસ ગોનેટસ. તેનો શાસનકાળ ઇ. સ. પૂર્વે ૨૭૬ થી ૨૩૯ હતો— જે સંપ્રતિના. શાસનકાળ સાથે મળતો છે.

( ૨૩ ) મક એટલે સાઇરીનપતિ મેગાસ. તેનો શાસનકાળ ઇ. સ. પૂર્વે ૩૦૦ થી ૨૫૦ હતો— જે સંપ્રતિ સાથેની તેની સમકાલિકતાનો સૂચક છે.

( ૨૪ ) અલિકસુંદર એટલે અલેકઝાંડર. ઉપરના ચારે રાજકર્તાઓના સમકાલિકપણે અલેકઝાંડર નામના બે રાજવી થયા છે. એક કોરીંથનો રાજવી એલેકઝાંડર અને બીજો ઇપીરસનો રાજવી એલેકઝાંડર. તેમાંથી પહેલાનો સમય ઇ. સ. પૂર્વે ૨૫૨ થી ૨૪૪ છે, અને બીજાનો સમય ઇ. સ. પૂર્વે ૨૭૨ થી ૨૫૫ છે. તેમાં ઉપરના ચારે રાજવીઓની તેમજ સંપ્રતિની વધારે નજીકનો સમય ઈપીરસના અલેકઝાંડરનો છે. જેથી અલિકસુંદર એટલે ઇપીરસનો અલેકઝાંડર જ ગણવો જોઇએ.

( ૨૫ ) ઉપરોક્ત પાંચે રાજવીઓના સમય તેમજ સંપ્રતિ સાથેની તેમની સમકાલિકતા અંગેની વિચારણા આપણે 'કાલ–નિર્ણય'ના પ્રકરણમાં કરી ગયા છીએ છતાં અહીં તેમના સમગ્ર સ્વરૂપ પર ઊડતી નજર નાંખવાનું યોગ્ય થઇ પડશે.

૧ અંતિયોક–સીરિયાનો રાજવી
એન્ટીયોકસ પહેલો...ઇ. સ. પૂર્વે ૨૮૦ થી ૨૬૧
૨ તુરમય–ઇજીપ્તનો રાજવી
ટોલેમી ફીલાડેલ્ફસ... ,, ,, ૨૮૫ થી ૨૪૭
૩ આંતિકિનિ–મેસીડોનિયાનો નૃપતિ
એંટીગોનસ ગોનેટસ ,, ,, ૨૭૬ થી ૨૩૯
૪ મક–સાઇરીનપતિ
મેગાસ ... ... ... ,, ,, ૩૦૦ થી ૨૫૦
૫ અલિકસુંદર–ઈપીરસનો રાજવી
અલેકઝાંન્ડર ... ... ,, ,, ૨૭૨ થી ૨૫૫
[ અને પોતાને આ પાંચે રાજવીઓના સમકાલિક તરીકે ઓળખાવનાર ]
૬ પ્રિયદર્સિ–મૌર્યવંશી ભારતસમ્રાટ સંપ્રતિ
... ... ... ... ,, ,, ૨૮૯ થી ૨૫૫

અને આ વિધાનને–પોતાની દેખરેખ નીચે પાટલી-પુત્રનું ખોદકામ કરાવનાર, રૂમ્મિન્ડેઇનો સ્થંભ શોધનાર, શિલાલેખોના મશહૂર અભ્યાસી અને હિંદી સરકારના

(૧૩) મૂળમા અહીં અટવિ (ગિ અટવિયો) શબ્દ છે તેનો અર્થ અત્યારે કરાય છે તે અનુસાર જંગલ અથવા જમલ નથી. પ્રાચીન કાળમા જ્યાની પ્રજા પ્રાથમિક દશામા રહેતી હોય અને જ્યા જગલો, ખીણો કે પર્વતમાળા પથરાયલ હોય એવા મોટા મોટા પ્રદેશો 'અટવી,' 'જગલ' અથવા 'વનવાસ' તરીકે ઓળખાતા. શ્રી હર્ષના નાટકોમા એ પ્રદેશનો નિર્દેશ વારે વખત થયેલો જોવાય છે શ્રી હર્ષને પણ, પોતાની બ્હેન રાજ્યશ્રીની શોધમા વિન્ધ્યાટવીમા ભમવુ પડેલુ. ભગવાન મહાવીરનો સમકાલિક રાજવી શ્રેણીક પણ કુમારવયમા સ્વદેશ તજી દેશવટે નીકળેલો ત્યારે તેને અટવીરાજ સાથે યુદ્ધ થયેલુ કૌટલીય અર્થશાસ્ત્રના તેરમા પરિચ્છેદમા વિજયના મુખ્ય બે પ્રકાર ઉલ્લેખાયા છે એક અટવી-વિજય બીજો આમાર્દિ-વિજય એ જગલી દેશમા અઢાર નાના રાજ્યોનો સમાવેશ થતો હતો અને તે વાઘેલખડથી માડીને ઓરિસ્સાના સાગરકાઠા લગી પથરાયલ હતો. આ દેશ અશોકના સામ્રાજ્યની બ્હાર હતો કેમકે દીપવશ ના આઠમા અધ્યાયના ૧ થી ૧૧ શ્લોકોમા અને મહાવશ ના ૨૮૦ વગેરે શ્લોકોમા, અશોકે પોતાના રાજ્યાભિષેક ના સત્તરમા વર્ષે પોતાના મહારાજ્યની બ્હારના જે જે પ્રદેશોમા ધર્મ-પ્રચારાર્થે બૌદ્ધ થેરાઓ મોકલ્યા તેમા વનવાસ (અટવી) દેશનો પણ નિર્દેશ છે (જુઓ પાચમા શાસનની ટીકા ૯) આ પરથી એ પુરવાર થાય છે કે અટવી દેશ અશોકના રાજ્યની બ્હાર હતો એટલુ જ નહિ, પણ અશોકે પોતાના રાજ્યાભિષેકના સત્તરમા વર્ષે પછી જ ત્યા ધર્મ-પ્રચારાર્થે થેરાઓ રવાના કરેલા જ્યારે અહી તો તેરમા-ચૌદમા વર્ષ કોતરાએલા શિલાલેખમા પ્રિયદર્શિન જણાવે છે કે પોતે વનવાસની પ્રજા પાસે ધર્મ પળાવે છે એટલે સ્પષ્ટ રીતે પ્રિયદર્શિન એ અશોકથી જુદી વ્યક્તિ ઠરે છે

(૧૪) હણાઇ ન જાય એટલે કે તેમનો આત્મા હણાઇ ન જાય અહીં પ્રિયદર્શિ જણાવે છે કે પોતાનો પ્રભાવ વર્ણવવો એ યોગ્ય નથી. છતા વનવાસી પ્રજાઓ વગેરે કેટલાક એવા પણ વર્ગ છે કે જેમના પર પ્રભાવ દ્વારાજ અસર પાડી શકાય છે પરિણામે પશ્ચાતાપ અનુભવના છતા પણ તેમની સમક્ષ પ્રિયદર્શિનનો ભવ્ય પ્રભાવ અને ધર્મપ્રેમ એવી રીતે વર્ણવવામા આવે છે કે તેમના પર તેની ધારી અસર પડે છે અને પછી તેઓ પાપ કરતા શરમાય છે પરિણામે તેઓ ધર્મમાર્ગે વળે છે અને તેમનો આત્મા બચી જાય છે

(૧૫)સર્વ ભૂતષુ શબ્દ જૈન પારિભાષિક છે અને જૈન વદિત્તાસૂત્ર મા સમસ્ત સૂત્રના સાર રૂપે मित्तिमे सव्व भूएसु [ मैत्री मे सर्वे भूतेषु ] એ વાકય આવેખાયુ છે

(૧૬) આ વાકય दशवैकालिकसूत्र માની धम्मो मगल मुक्किट्ठ अहिंसा सजमो तवो ની પંકિતને પુષ્કળ મળતુ આવે છે કેમકે પ્રિયદર્શિને એ પંકિતમાના અહિંસા અને સજમ એ બે શબ્દોનો સીધો ઉપયોગ કર્યો છે, અને અભ્યંતર તપનો આશય પ્રાયશ્ચિત, વિનય, નિષ્પક્ષપાતીપણુ, નમ્રતા વગેરે છે.

(૧૬) મહાભારતના શાતિપર્વમા-રાજધર્મમા વિજયના ત્રણ પ્રકાર પાડવામા આવ્યા છે ૧ ધર્મ-વિજય ૨ અર્થ-વિજય ૩ અસુર-વિજય. એ જ પ્રમાણે કૌટલીય અર્થશાસ્ત્રમા પણ વિજયના ત્રણ પ્રકાર પાડવામા આવ્યા છે ૧ ધર્મ-વિજય ૨ લાભ વિજય ૩ અસુર-વિજય ધર્મવિજયમા વિજેતા રાજવી જીતાયેલી પ્રજા પાસેથી કશી ભૌતિક આશાઓ નથી રાખતો પણ તે પ્રજા ધર્મ અને કાયદાનુ પાલન કરીને ન્યાયમાર્ગે વિકાસ સાધે એટલીજ તે ઇચ્છા સેવે છે અને પોતે પ્રજા સમસ્તના પિતા તરીકેની ફરજોને અનુસરે છે અર્થ-વિજય અથવા લાભ-વિજયમા જમીનની કે સમૃધ્ધિની ભૂખ હોય છે અને અસુર-વિજયમા કતલ લૂટફાટ, અત્યાચાર વગેરે પ્રધાનપદે રહે છે પ્રિયદર્શિએ ત્રણે પ્રકારના વિજયમાથી ધર્મ-વિજયને સાચો વિજય ગણે છે આ વિજય ધર્મ-પ્રચારકો મોકલીને લશ્કરી વિજય વિના પણ સિદ્ધ કરી શકાય છે કેમકે તેનો ઉદ્દેશ ભૈતિક વિજય નહિ પણ સઘળી પ્રજાઓ ધર્મને માર્ગે વળે એ હોય છે

(૧૮) અહી એટલે જ્યા જ્યા શિલાલેખો કોતરાયા છે ત્યા ત્યા સર્વત્ર

મલબારના નામે ઓળખાય છે. સતિયપુત્ર એ દક્ષિણે કોઇમ્બતુરની નજીક આવેલ સત્યમંગલ તાલુકો હોવા સંભવ છે.

આ રીતે સમસ્ત દક્ષિણાવર્તનો પોતાના મહારાજ્યમાં સમાવેશ કરતો પ્રિયદસિ એ સંપ્રતિ વિના બીજો કોઇ જ રાજવી નથી. કેમકે અશોક ત્યાં શાસન ચલાવતો હોવા અંગે એક પણ બૌદ્ધ પુસ્તકમાં નિર્દેશ થયેલો નથી. જ્યારે સંપ્રતિએ સમસ્ત દક્ષિણાવર્ત પર ઇતિહાસ ભરમાં અજોડ એવો વિજય મેળવેલો છે. ( જુઓ ઉપર ટી.નં.૨). સંપ્રતિની પૂર્વના અનેક નૃપતિઓ એવો વિજય પ્રાપ્ત કરવામાં નિષ્ફળ ગયા છે એટલુંજ નહિ, સંપ્રતિની પછીના મહાન રાજવીઓ વિક્રમ, શ્રી હર્ષ, અકબર કે ઔરંગઝેબ જેવા પણ ત્યાં નિષ્ફળતાને વર્યા હતા.

(૨૮) અહીં મૂળમાં હિદ રાજ શબ્દ હોય એમ લાગે છે. અગાઉ તેનો અર્થ 'ખંડિયાં-રાજ્ય' કરવામાં આવતો હતો. અને એ શબ્દની પછી નિર્દેશાયલ યોન-કંબોજ આદિને ' ખંડિયાં રાજ્ય ' માનવામાં આવતાં હતાં. પણ આ સ્થળે ગિરનારનો તૂટતો ભાગ મળી આવતાં તેનો અર્થ ' અહીં રાજાના મુલકમાં '-એટલે કે જ્યાં જ્યાં પ્રિયદસિનું રાજ્ય છે ત્યાં ત્યાં સર્વત્ર-એ પ્રમાણે સ્પષ્ટ બન્યો છે અને એ પછી નિર્દેશાયલ યોન-કંબોજ વગેરે પ્રિયદસિની આજ્ઞાઓને માન્ય રાખતાં સરહદી અથવા તો ખંડિયાં-રાજ્યો હોવાનો સંભવ છે.

(૨૯) યોન અને કંબોજ એ બંને શબ્દો મહાભારત માં પણ સાથે મળી આવે છે અને પ્રિયદસિના પાંચમા શાસનમાં તેમજ મહાભારતમાં તે બંનેની પછી ગાંધાર શબ્દ આવે છે. તે જોતાં એ ત્રણે પ્રાન્તો હાલના સરહદી પ્રાન્તોની લગભગમાં હોવાનો સંભવ છે. [ વિશેષ માટે જુઓ પાંચમા શાસનની ટી. નં. ૯. ]

(૩૦) કા. માં નભિતિને સ્થળે નાભપંતિ છે, મ. માં નભપંતિ છે. આ પ્રદેશ પણ ઉપરના ત્રણે પ્રદેશોની નજીકમાં હોવાનો સંભવ છે. બુલર એમ માને છે કે ' બ્રહ્મવૈવર્ત ' પુરાણમાં હિમાલયની પેલે પારના જે નાભિકપુરનો ઉલ્લેખ કરેલો છે તે જ આ સ્થળ હોવું જોઇએ.

(૩૧) અહીં ભોજ-પિતિનિક શબ્દ વાપરેલ છે, જ્યારે પાંચમા શિલાલેખમાં રાષ્ટ્રીય-પિતિનિક શબ્દ છે. કેટલાક વિદ્વાનો પિતિનિકને ભોજ અને રાષ્ટ્રીક બંનેથી જુદો જ વર્ગ માને છે અને પિતિનિકને પૈઠણ શબ્દના સૂચક રૂપાંતર તરીકે ઓળખાવે છે. ડો. ભાંડારકર ' અંગુત્તરનિકાય ' અને ' મહાભાષ્ય 'ના આધારે ' પેત્તનિક 'નો અર્થ ' માંડલિક રાજા ' એવો કરે છે અને ભોજ-પિતિનિકનો અર્થ પશ્ચિમી ગુફાઓના શિલાલેખમાં ઉલ્લેખાયલ ' મહાભોજ ' હોવો જોઇએ એમ માને છે.

(૩૨) આ બંને દક્ષિણના વિશાળ પ્રદેશો છે. તેમાંના આંધ્રદેશ પર ઇતિહાસમાં પહેલ પ્રથમ વિજય સંપ્રતિએ મેળવેલ હોવાનું તો સાતમી સદીમાં રચાયલા પ્રમાણભૂત જૈન ગ્રન્થ નિશીથચૂર્ણિમાં સ્પષ્ટ આલેખાયું છે:

तेण सुरठविसयो अंधा दमिला य ओयविया।

પુલિંદો સંબંધમાં લંબાણ હકીકત મહાભારતના સભાપર્વમાં મળી આવે છે. તેમનો પ્રદેશ ચેદી દેશની લગોલગ હતો અને તેમનું પાટનગર પુલિંદ હતું એમ તેમાં જણાવાયું છે.

(૩૩) ' પશ્ચિમે યોન, કંબોજ, ગાંધાર, સીરીયા ને ગ્રીસ પર્યન્ત; દક્ષિણે ચોડ, પાંડય, ચેર, આંધ્ર ને લંકા પર્યન્ત; ઉત્તરે હિમાલયની પણ પેલે પાર અને પૂર્વે સમુદ્રકાંઠા પર્યન્ત સઘળી પ્રજાઓ દેવાનુપ્રિયના ધર્માનુશાસનને અનુસરે છે.' મૌર્ય સામ્રાજ્યે અશોકના સમયમાં આટલો વિકાસ સાધ્યો હોય એવો બૌદ્ધ પુસ્તકમાં એક પણ નિર્દેશ નથી થયો. અશોકે તો પોતાના શાસનકાળનાં શરૂઆતનાં થોડાંક વર્ષ ભાઈઓને મારીને મેળવેલા મૌર્ય મહારાજ્યને વ્યવસ્થિત કરવામાં અને ક્રૂરતાપૂર્વક પ્રજાને દાબી દેવાને ભિન્ન ભિન્ન ઉપાયો અજમાવવામાં ગાળ્યાં છે ને બૌધ્ધ ધર્મ સ્વીકાર્યા પછી તેણે શાંતિનું જ સેવન કર્યું છે. ઉપર નિર્દેશાયલ સર્વ સ્થળે પહેલવહેલો વિજય સંપ્રતિએ જ મેળવ્યો છે અને તે સંબંધમાં જૈન સાહિત્યમાં ઠેરઠેર ઉલ્લેખો મળી આવે છે. [વધુ માટે જુઓ પાંચમા શાસનની ટી. નં. ૯.]

(૩૪) અહીં મૂળમાં દૂત શબ્દ છે. સંભવિત છે કે તે કદાચ ' ધર્મમહામાત્રાઓ ' ના અર્થમાં વપરાયલ હોય.

પુરાતત્ત્વખાતાના માજી આસી. ડાયરેક્ટર જનરલ ગાંગુ પી સી મુકરજી પણ નીચેના શબ્દોમા માન્ય રાખે છે–

Rock edicts belong to Samprati who was contemporary with the five Yona-kings of the then divided Greek Empire

[Indian Antiquary Vol XXXII p 232]

' ખડકલેખો સંપ્રતિએ કોતરાવેલા છે કે જે (સંપ્રતિ) તે સમયે વહેંચાઈ ગયેલી ગ્રીક શહેનશાહતના પાંચે રાજવીઓનો સમકાલિક હતો '

આ ઉપરાંત આ પાંચે રાજાઓના દેશમા બૌદ્ધ ધર્મની કશી નિશાનીઓ મળી આવતી નથી ( J M S Vol XVII p 272 ) જ્યારે જૈન ધર્મની સ્મૃતિઓ તે દરેક સ્થળે જળવાઈ રહી છે ગ્રીસ અને ઇજીપ્તના તત્ત્વજ્ઞાન પર જૈન તત્ત્વજ્ઞાનની સંપૂર્ણ અસર છે ( Confluence of Opposites ) પ્રાચીન ગ્રીકોએ ઇથોપિયા અને એબીસીનિયામા વિચરતા જૈન સાધુઓ નજરે નિહાળ્યા હતા ( Asiatic Researches Vol III p 6 ) ગ્રીસમા અહિંસક તત્ત્વજ્ઞાનની સ્થાપના કરનાર પીહોએ જૈન શ્રમણો પાસે અભ્યાસ કર્યો હતો ( Historical Cleanings p 42 ) એક નિગ્રંથ જૈન સાધુ ગ્રીસ ગયેલ તેની પ્રાચીન સમાધિ એથેન્સમા મળી આવેલ છે ( Indian Historical Quarterly Vol II, p 293 ) અરબસ્તાન, ઇરાન અને અફઘાનિસ્તાનમાં પણ જૈન ધર્મનાજ અવશેષો મળી આવે છે ( Cunningham–Ancient Geography p 671 ) થોડાક વર્ષ પહેલા હંગરીના એક ગામડાના ક્ષેત્રમાથી જૈન મૂર્તિ મળી આવી હતી તેમજ સીરિયાના દરિયાકાંઠે વસતી પ્રજા છેલ્લી ત્રણેક સદી અગાઉ જૈન ધર્મ પાળતી હતી એમ વિદ્વાનોએ જણાવ્યું છે

આ બધા પરથી સહેજે પુરવાર કરી શકાય તેમ છે કે પશ્ચિમે જૈન ધર્મે વિકાસ સાધ્યો છે બૌદ્ધ ધર્મનો ફેલાવો તો મુખ્યત્વે ચીન અને પૂર્વના ટાપુઓમા થયો છે

(૨૬) કૌટલીય અર્થશાસ્ત્રમા જણાવ્યા પ્રમાણે પાંડ્ય પ્રદેશમા તામ્રપર્ણી નામની નદી હતી અને સાહિત્ય-ગ્રંથોના જણાવ્યા પ્રમાણે રાજકુમાર વિજય (ઇ. સ પૂર્વે છઠ્ઠી સદી) ના સમયથી લંકાને પણ તામ્રપર્ણી નામ મળેલુ અહીં અને બીજા શિલાલેખમા પણ તામ્રપર્ણી પાંડ્યની પેલી બાજુએ આવેલ હતુ એવો નિર્દેશ થયેલો છે એટલે તામ્રપર્ણી શબ્દથી પ્રિયદર્શિ લંકાનો નિર્દેશ કરે છે એ સ્પષ્ટ છે

(૨૭) પ્રાચીન સમયમા દક્ષિણ હિંદમા ત્રણ મોટા રાજ્યો હતા–૧ ચોલ, ૨ ચેર ૩ પાંડ્ય ચોલનું રાજચિન્હ વાઘ હતુ, ચેરનુ રાજચિન્હ બાણ હતુ અને પાંડ્યનુ રાજચિન્હ માછલી હતુ આમાથી પાંડ્ય રાજ્યનો તો પ્રિયદર્શિને સીધો ઉલ્લેખ કરેલો છે તેમજ પાંડ્યનુ રાજચિન્હ જે માછલી તે તો બરાબર-ગિરિની ગુફાના લેખને અંતે કોતરવામા પણ આવેલ છે એટલે એ પાંડ્ય પર પ્રિયદર્શિએ વિજય મેળવ્યાનુ નક્કી છે આ પાંડ્યની રાજધાની મદુરા હતી અને તામિલ ભાષાનુ મહાકાવ્ય ' શિલપ્પધિકારમ્ ' જોતા જણાય છે કે ત્યા પ્રાચીન કાળમા જૈનોની ખૂબજ જાહોજલાલી હતી ચોડ શબ્દથી પ્રિયદર્શિ ચોલ રાજ્યનો નિર્દેશ કરવા માગતો હોય એમ જણાય છે કેમકે ચોલમા પણ પાંડ્યની જેમ જ પ્રાચીન યુગમા જૈનત્વ જાહોજલાલી ભોગવતું હતુ. ડૉ. ભાંડારકર ' ચોડ ' ના વિષયમા ટોલેમીને અનુસરીને એમ જણાવે છે કે દક્ષિણ હિંદમા ' ચોડ ' નામના બે રાજ્યો હતા એક–જેનું પાટનગર ઑર્થુરા ( તામિલ-ઉરૈયુર ) હતુ એવુ સોરેતઇ (તામિલ-સોર=ચોર ) અને બીજુ જેનુ પાટનગર આર્કોટસ ( આર્કોટ ) હતુ એવુ સોર ( ચોર ) પહેલુ દક્ષિણે ત્રિચીનોપલીની નજીકમા આવેલુ હતુ, બીજુ સહેજ ઉત્તરે અહીં વસતી જાતિઓ જંગલી અને લૂંટારુ હોઇ તેમના મુલકને સોર નામ મળેલુ

બીજા શિલાલેખમા પ્રિયદર્શિએ ચોડ અને પાંડ્ય ઉપરાંત દક્ષિણમા સતિયપુત્ર અને કેતલપુત્રનો નિર્દેશ પણ કરેલો છે

તેમાથી કેતલપુત્ર એ દક્ષિણ હિંદનુ ઉપરોક્ત મહારાજ્ય ચેર હતુ અને આજે તે કેરલપુત્ર અથવા

મલબારના નામે ઓળખાય છે. સતિયપુત્ર એ દક્ષિણે કોઇમ્બતુરની નજીક આવેલ સત્યમંગલ તાલુકો હોવા સંભવ છે.

આ રીતે સમસ્ત દક્ષિણાવર્તનો પોતાના મહારાજ્ય-માં સમાવેશ કરતો પ્રિયદસિ એ સંપ્રતિ વિના બીજો કોઇ જ રાજવી નથી. કેમકે અશોક ત્યાં શાસન ચલાવતો હોવા અંગે એક પણ બૌદ્ધ પુસ્તકમાં નિર્દેશ થયેલો નથી. જ્યારે સંપ્રતિએ સમસ્ત દક્ષિણાવર્ત પર ઇતિહાસ ભરમાં અજોડ એવો વિજય મેળવેલો છે. ( જુઓ ઉપર ટી.નં.૨). સંપ્રતિની પૂર્વના અનેક નૃપતિઓ એવો વિજય પ્રાપ્ત કરવામાં નિષ્ફળ ગયા છે એટલું જ નહિ, સંપ્રતિની પછીના મહાન રાજવીઓ વિક્રમ, શ્રી હર્ષ, અકબર કે ઔરંગઝેબ જેવા પણ ત્યાં નિષ્ફળતાને વર્યાં હતા.

(૨૮) અહીં મૂળમાં हिद राज શબ્દ હોય એમ લાગે છે. અગાઉ તેનો અર્થ 'ખંડિયાં–રાજ્ય' કરવામાં આવતો હતો. અને એ શબ્દની પછી નિર્દેશાયલ યોન–કંબોજ આદિને ' ખંડિયાં રાજ્ય ' માનવામાં આવતાં હતાં. પણ આ સ્થળે ગિરનારનો તૂટતો ભાગ મળી આવતાં તેનો અર્થ ' અહીં રાજાના મુલકમાં '–એટલે કે જ્યાં જ્યાં પ્રિય-દસિનું રાજ્ય છે ત્યાં ત્યાં સર્વત્ર–એ પ્રમાણે સ્પષ્ટ બન્યો છે અને એ પછી નિર્દેશાયલ યોન–કંબોજ વગેરે પ્રિયદસિની આજ્ઞાઓને માન્ય રાખતાં સરહદી અથવા તો ખંડિયાં–રાજ્યો હોવાનો સંભવ છે.

(૨૯) યોન અને કંબોજ એ બંને શબ્દો મહાભારત માં પણ સાથે મળી આવે છે અને પ્રિયદસિના પાંચમા શાસનમાં તેમજ મહાભારતમાં તે બંનેની પછી ગાંધાર શબ્દ આવે છે. તે જોતાં એ ત્રણે પ્રાન્તો હાલના સરહદી પ્રાન્તોની લગભગમાં હોવાનો સંભવ છે. [ વિશેષ માટે જુઓ પાંચમા શાસનની ટી. નં. ૯. ]

(૩૦) કા. માં નભિતિને સ્થળે નાભપંતિ છે, મ. માં નભપંતિ છે. આ પ્રદેશ પણ ઉપરના ત્રણે પ્રદેશોની નજીકમાં હોવાનો સંભવ છે. બુલર એમ માને છે કે ' બ્રહ્મવૈવર્ત ' પુરાણમાં હિમાલયની પેલે પારના જે નાભિકપુરનો ઉલ્લેખ કરેલો છે તે જ આ સ્થળ હોવું જોઇએ.

(૩૧) અહીં ભોજ–પિતિનિક શબ્દ વાપરેલ છે, જ્યારે પાંચમા શિલાલેખમાં રાષ્ટ્રીય–પિતિનિક શબ્દ છે. કેટલાક વિદ્વાનો પિતિનિકને ભોજ અને રાષ્ટ્રીક બંનેથી જુદો જ વર્ગ માને છે અને પિતિનિકને પૈઠણ શબ્દના સૂચક રૂપાંતર તરીકે ઓળખાવે છે. ડૉ. ભાંડારકર ' અંગુત્તરનિકાય ' અને ' મહાભાષ્ય 'ના આધારે ' પેત્ત-નિક 'નો અર્થ ' માંડલિક રાજા ' એવો કરે છે અને ભોજ–પિતિનિકનો અર્થ પશ્ચિમી ગુફાઓના શિલાલે-ખમાં ઉલ્લેખાયલ ' મહાભોજ ' હોવો જોઇએ એમ માને છે.

(૩૨) આ બંને દક્ષિણના વિશાળ પ્રદેશો છે. તેમાંના આંધ્રદેશ પર ઇતિહાસમાં પહેલ પ્રથમ વિજય સંપ્રતિએ મેળવેલ હોવાનું તો સાતમી સદીમાં રચાયલા પ્રમાણભૂત જૈન ગ્રન્થ निशीथचूर्णिમાં સ્પષ્ટ આલેખાયું છે:

तेण सुरठ्ठविसयो अंधा दमिला य ओयविया।

પુલિંદો સંબંધમાં લંબાણ હકીકત મહાભારતના સભાપર્વમાં મળી આવે છે. તેમનો પ્રદેશ ચેદી દેશની લગોલગ હતો અને તેમનું પાટનગર પુલિંદ હતું એમ તેમાં જણાવાયું છે.

(૩૩) ' પશ્ચિમે યોન, કંબોજ, ગાંધાર, સીરીયા ને ગ્રીસ પર્યન્ત; દક્ષિણે ચોડ, પાંડ્ય, ચેર, આંધ્ર ને લંકા પર્યન્ત; ઉત્તરે હિમાલયની પણ પેલે પાર અને પૂર્વે સમુદ્રકાંઠા પર્યન્ત સઘળી પ્રજાઓ દેવાનુપ્રિયના ધર્માનુ–શાસનને અનુસરે છે. ' મૌર્ય સામ્રાજ્યે અશોકના સમયમાં આટલો વિકાસ સાધ્યો હોય એવો બૌદ્ધ પુસ્તકમાં એક પણ નિર્દેશ નથી થયો. અશોકે તો પોતાના શાસનકાળનાં શરૂઆતનાં થોડાંક વર્ષ ભાઈઓને મારીને મેળવેલા મૌર્ય મહારાજ્યને વ્યવસ્થિત કરવામાં અને ક્રૂરતાપૂર્વક પ્રજાને દાબી દેવાને ભિન્ન ભિન્ન ઉપાયો અજમાવવામાં ગાળ્યાં છે ને બૌધ્ધ ધર્મ સ્વીકાર્યાં પછી તેણે શાંતિનું જ સેવન કર્યું છે. ઉપર નિર્દેશાયલ સર્વ સ્થળે પહેલવહેલો વિજય સંપ્રતિએ જ મેળવ્યો છે અને તે સંબંધમાં જૈન સાહિત્યમાં ઠેરઠેર ઉલ્લેખો મળી આવે છે. [વધુ માટે જુઓ પાંચમા શાસનની ટી. નં. ૯.]

(૩૪) અહીં મૂળમાં दूत શબ્દ છે. સંભવિત છે કે તે કદાચ ' ધર્મમહામાત્રાઓ ' ના અર્થમાં વપરાયલ હોય.

અને જો દૂતનો અર્થ રાજદ્વારી એલચી લઈએ તો પછી અર્થ એમ થાય કે પ્રિયદર્શિને જ્યાં જ્યાં એલચીઓ મોકલવાનો અધિકાર મળ્યો હતો ત્યાં ત્યાં સર્વત્ર તે એલચીઓ ધર્મનો પ્રચાર કરતા હતા અને ધર્મવિજય સાધતા હતા

બીજી બાજુએ દૂતની સાથે સંકળાયેલો પ્રવતિ શબ્દ ખાસ ધ્યાન ખેંચે છે કેમકે વિચરવું કે વિહાર કરવો એ રાજદ્વારી દૂતનું કાર્ય નથી. તે ક્રિયાપદ તો મુખ્યત્વે સાધુઓના વિહાર અંગે વપરાય છે એટલે સંભવિત છે કે દૂત નો અર્થ અનાર્ય ભૂમિને સાધુઓના વિહારને યોગ્ય બનાવવાને માટે સંપ્રતિએ તેવા દરેક પ્રદેશોમાં અગાઉથી દૂત સમા કૃત્રિમ સાધુઓને મોકલેલા તે પણ થતો હોય અનાર્ય પ્રજાને સાધુઓના આચારનો ખ્યાલ ન હોય પરિણામે આચારનું પાલન કરતા સાચા સાધુઓ અનાર્ય ભૂમિમાં વિચરતા અચકાય તે મુશ્કેલી દૂર કરવાને સંપ્રતિએ પોતાના દૂતોને કૃત્રિમ સાધુનો વેશ પહેરાવીને અનાર્યભૂમિમાં મોકલેલા તેઓએ ત્યાંની પ્રજાને સાધુઓના આચારથી માહિતગાર બનાવી ને ધર્મનું પ્રાથમિક સ્વરૂપ સમજાવ્યું તે પછી તે ભૂમિમાં સાચા સાધુઓ વિહરવા લાગ્યા ને લોકોને ધર્મમાં દૃઢ કરવા લાગ્યા.

(૩૫) પહેલાં બાહ્ય નિયમો–વ્રત, આચાર પચ્ચખાણ–પળાવવાં, પછી ધર્મના પ્રાથમિક સિદ્ધાંતો સમજાવવા અને તે પછી ઉપદેશ સંભળાવવો એ જૈન ક્રમ છે જૈન મુનિ નવા જિજ્ઞાસુને શરૂઆતમાં જ ધર્મના સિદ્ધાંતો સંભળાવવાને બદલે તેને વ્રત–નિયમને માર્ગે વાળશે અને પછી જ તેને સિદ્ધાંતોનું જ્ઞાન આપશે પ્રિયદર્શિ કહે છે કે જ્યાં રાતના દૂતો નથી વિચરતા ૯૫ પણ ઉક્ત ક્રમ અનુસાર ધાર્મિક પ્રગતિ ચાલુ જ છે

(૩૬) ડૉ૦ ભાંડારકર આ વાક્યનો અર્થ–એ રીતે જે વિજય મેળવાય છે તે સર્વત્ર પ્રીતિરસથી ભરેલો વિજય છે એ પ્રમાણે કરે છે

(૩૭) પરલોકના વિષયમાં આટલો રસ જૈનત્વનો સૂચક છે કેમકે બૌદ્ધ ક્ષણિકવાદમાં લાગણી, દયા માનવતા વગેરેને સ્થાન છે પણ પરલોકને વિશેષ મહત્ત્વ અપાયું નથી.

(૩૮) ચોથા અને છઠ્ઠા શાસનમાં પ્રિયદર્શિએ પુત્ર પૌત્ર અને પ્રપૌત્ર, એ ક્રમ લખ્યો છે, જ્યારે અહીં તે પુત્રની પછી તરતજ પ્રપૌત્ર લખે છે તે ખાસ સૂચક છે. કાં તો શરતચૂકથી આમ થયું હોય અથવા તો પછી પૌત્ર વચગાળામાં ગુજરી ગયો હોય

(૩૯) અહીં પ્રિયદર્શિ પોતાના ઉત્તરાધિકારી નૃપતિઓને આક્રમણકારી યુદ્ધોથી મેળવાતા વિજયનો વિચાર પણ ન કરવાનો આદેશ કરે છે તે પરથી કલિંગના યુદ્ધે તેના હૃદયને કેટલો આઘાત પહોંચાડ્યો હશે તેનું માપ નીકળે છે

(૪૦) ડૉ૦ ભાંડારકર આ વાક્યનો અર્થ– અને બાણ (ના ઉપયોગ)થી જ મેળવી શકાતા વિજયના સંબંધમાં તેઓ સહનશીલતા અને હલકો દંડ રાખે.—એ પ્રમાણે કરે છે

(૪૧) ધર્મ–વિજયને જ સાચો વિજય લેખવાની પ્રિયદર્શિની સલાહને જો જગતના રાજનીતિજ્ઞો અનુસર્યા હોત તો પૃથ્વીના પટ પર વહેલી અને વહેતી લોહીની સરિતાઓ ખૂબ જ મર્યાદિત બની ગઈ હોત.

(૪૨) ગિરનારમાં આ શાસનની નીચે ડાબી બાજુએ બે પંક્તિઓ કોતરવામાં આવેલી છે અને તેમાંની પહેલી પંક્તિમાં કેવળ તેજ શબ્દ વાંચી શકાય છે અને બીજીમાં પિપા વાંચી શકાય છે

અને જમણી બાજુએ *વહ્યતો હસ્તિ સર્વ લોક સુખાહરો નામ*–સર્વ લોકો માટે સુખ લાવનાર ગ સંપૂર્ણ શ્વેત હસ્તી–એ પંક્તિ વંચાય છે

# चतुर्दशम शासन[1]–[ गिरनार ]

१ (क) अयं धंमलिपी देवानंप्रियेन प्रियदसिना राञा लेखापिता[2] अस्ति एव
२ संखितेन अस्ति मझमेन अस्ति विस्ततन[3] (ख) न च[4] सर्वं सर्वत घटितं
३ (ग) महालके हि विजितं वहु च लिखितं लिखापयिसं चेव[5] (घ) अस्ति
 एत कं
४ पुन पुन वुतं[6] तस तस अथस माधूरताय किंति[7] जनो तथा पटिपजेथ
५ (ङ) तत्र एकदा[8] असमातं लिखितं अस देसं[9] व सछाय[10] कारणं व
६ अलोचयपा लिपिकरापरधेन[11] व

---

१ મ. ધો. અને જ. માં આ શાસનનો કેટલોક ભાગ તૂટી ગયો છે.

૨ મ. प्रिय.....जिन लिखापित શા. प्रियशिन रन लिखपित

૩ विस्ततेन હોવું જોઈએ. કા. અને જ. विथटेना શા. विस्तिटेन

૪ બીજાં શાસનોમાં हि છે.

૫ કા. માં चेव પછી निरयं અને મ. માં नि... વિશેષ મળી આવે છે.

૬ શા. लपितम्

૭ કા. શા. અને મ.માં येन છે.

૮ કા. पे पाया अत किछि ; अत्र किचे ધૌ. અને જ. ए पि चु हेत

૯ કા. दिया શા. देशम्

૧૦ કા. पखेये શા. અને મ. संखय

૧૧ શા. दिपिकरस व अपरधेन

અને જો દૂતનો અર્થ રાજદ્વારી એલચી લઈએ તો પછી અર્થ એમ થાય કે પ્રિયદર્શિને જ્યાં જ્યાં એલચીઓ મોકલવાનો અધિકાર મળ્યો હતો ત્યાં ત્યાં સર્વત્ર તે એલચીઓ ધર્મનો પ્રચાર કરતા હતા અને ધર્મવિજય સાધતા હતા.

બીજી બાજુએ દૂતની સાથે સંકળાયેલો *પ્રચતિ* શબ્દ ખાસ ધ્યાન ખેંચે છે કેમકે વિચરવું કે વિહાર કરવો એ રાજદ્વારી દૂતનું કાર્ય નથી. તે ક્રિયાપદ તો મુખ્યત્વે સાધુઓના વિહાર અંગે વપરાય છે એટલે સંભવિત છે કે દૂત નો અર્થ, અનાર્ય ભૂમિને સાધુઓના વિહારને યોગ્ય બનાવવાને માટે સંપ્રતિએ તેવા દરેક પ્રદેશોમાં અમાત્યોથી દૂત સમા કૃત્રિમ સાધુઓને મોકલેલા તે પણ થતો હોય અનાર્ય પ્રજાને સાધુઓના આચારનો ખ્યાલ ન હોય પરિણામે આચારનું પાલન કરતા સાચા સાધુઓ અનાર્ય ભૂમિમાં વિચરતા અચકાય તે મુશ્કેલી દૂર કરવાને સંપ્રતિએ પોતાના દૂતોને કૃત્રિમ સાધુનો વેષ પહેરાવીને અનાર્ય ભૂમિમાં મોકલેલા. તેઓએ ત્યાંની પ્રજાને સાધુઓના આચારથી માહિતગાર બનાવી ને ધર્મનું પ્રાથમિક સ્વરૂપ સમજાવ્યું તે પછી તે ભૂમિમાં સાચા સાધુઓ વિહરવા લાગ્યા ને લોકોને ધર્મમાં દૃઢ કરવા લાગ્યા

(૩૫) પહેલાં બાહ્ય નિયમો–વ્રત, આચાર, પચ્ચખાણ–પળાવવાં, પછી ધર્મનાં પ્રાથમિક સિધ્ધાંતો સમજાવવા અને તે પછી ઉપદેશ સંભળાવવો એ જૈન ક્રમ છે જૈન મુનિ નવા જિજ્ઞાસુને શરૂઆતમાં જ ધર્મના સિધ્ધાંતો સંભળાવવાને બદલે તેને વ્રત–નિયમને માર્ગે વાળશે અને પછી જ તેને સિદ્ધાંતોનું જ્ઞાન આપશે પ્રિયદર્શિ કહે છે કે જ્યાં પોતાના દૂતો નથી વિચરતા ત્યાં પણ ઉક્ત ક્રમ અનુસાર ધાર્મિક પ્રગતિ ચાલુ જ છે

(૩૬) ડૉ૰ ભાંડારકર આ વાક્યનો અર્થ– એ રીતે જે વિજય મેળવાય છે તે સર્વત્ર પ્રીતિરસથી ભરેલે વિજય છે' એ પ્રમાણે કરે છે.

(૩૭) પરલોકના વિષયમાં આટલો રસ જૈનત્વનો સૂચક છે કેમકે બૌદ્ધ ક્ષણિકવાદમાં લાગણી, દયા, માનવતા વગેરેને સ્થાન છે પણ પરલોકને વિશેષ મહત્ત્વ અપાયું નથી.

(૩૮) ચોથા અને છઠ્ઠા શાસનમાં પ્રિયદર્શિએ પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર, એ ક્રમ લખ્યો છે, જ્યારે અહીં તે પુત્રની પછી તરતજ પ્રપૌત્ર લખે છે તે ખાસ સૂચક છે. કાં તો શરતચૂકથી આમ થયું હોય અથવા તો પછી પૌત્ર વચગાળામાં ગુજરી ગયો હોય

(૩૯) અહીં પ્રિયદર્શિ પોતાના ઉત્તરાધિકારી નૃપતિ ઓને આક્રમણકારી યુદ્ધોથી મેળવાતા વિજયનો વિચાર પણ ન કરવાનો આદેશ કરે છે તે પરથી કલિંગના યુધ્ધે તેના હૃદયને કેટલો આઘાત પહોંચાડ્યો હશે તેનું માપ નીકળે છે.

(૪૦) ડૉ૰ ભાંડારકર આ વાક્યનો અર્થ–'અને બાણુ ( ના ઉપયોગ)થી જ મેળવી શકાતા વિજયના સંબંધમાં તેઓ સહનશીલતા અને હલકો દંડ રાખે '–એ પ્રમાણે કરે છે.

(૪૧) ધર્મ–વિજયને જ સાચો વિજય લેખવાની પ્રિયદર્શિની સલાહને જો જગતના રાજનીતિજ્ઞો અનુસર્યા હોતે તો પૃથ્વીના પટ પર વહેતી અને વહેતી લોહીની સરિતાઓ ખૂબ જ મર્યાદિત બની ગઈ હોત.

(૪૨) ગિરનારમાં આ શાસનની નીચે ડાબી બાજુએ બે પંક્તિઓ કોતરવામાં આવેલી છે અને તેમાંની પહેલી પંક્તિમાં કેવળ *સ્વ* શબ્દ વાંચી શકાય છે, અને બીજીમાં *વિયા* વાંચી શકાય છે

અને જમણી બાજુએ *स्वेतो हस्ति सर्व लोक सुखाहरो नाम*–સર્વ લોકને માટે સુખ લાવનારો સંપૂર્ણ શ્વેત હસ્તી–એ પંક્તિ વંચાય છે

# प्रथम कलिंग–भिन्न शासन–[धौलि]

१ (क) देवानंपियस वचनेन तोसलियं महामात[1] नगलवियोहालका

२ वतविय (ख) अं किछि दखामि हकं तं इछामि किंति कंमन[2] पटिपादयेहं[3]

३ दुवालते च आलभेहं (ग) एस च मे मोख्यमत[4] दुवाल एतसि[5] अठसि[6] अं तुफेसु

४ अनुसथि (घ) तुफे हि बहूस पानसहसेसु आयत पनयं गछेम सु मुनिसानं (ङ) सवे

५ मुनिसे पजा ममा (च) अथा पजाये इछामि हकं किंति सवेन हितसुखेन हिदलोकिक—

६ पाललोकिकेन यूजेवू[7] ति तथा........[8] मुनिसेसु पि इछामि हकं (छ) नो च[9] पापुनाथ आवग–[10]

७ मुके इयं अठे (ज) केछ व एकपुलिसे[11]........[12] नाति एतं से पि देसं नो सवं (झ) देखत हि तुफे एतं[13]

८ सुविहिता[14] पि (ञ) नितियं एकपुलिसे पि अथि ये बंधनं[15] वा पलिकिलेसं वा पापुनाति (ट) तत होति

९ अकस्मा तेन[16] बंधनंतिक अंने च........[17] हु जने दविये दुखीयति (ठ) तत इछितविये

१० तुफेहि किंति मझं पटिपादयेमा ति (ड) इमेहि चु जातेहि नो संपटिपजति[18] इसाय आसुलोपेन

११ निठुलियेन तुलनाय अनावूतिय आलसियेन किलमथेन (ढ) से इछितविये किंति[19] एतं

१२ जाता नो हुवेवु ममा ति (ण) एतस च सवस मूले अनासुलोपे अतूलना च (त) नितियं ए किलंते सिया

१३ न ते उगछ[20] संचलितविये[21] तु वटितविये[22] एतविये वा (थ) हेवंमेव ए दखेय[23] तुफाक तेन वतविये

## ચૌદમું શાસન—[ગિરનાર]

(क) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાએ આ ધર્માનુશાસન (કોઈ ઠેકાણે) સંક્ષેપમાં, (કોઇ ઠેકાણે) મધ્યમસર કે (કોઇ ઠેકાણે) વિસ્તારથી કોતરાવેલ છે.

(ख) સર્વ સ્થળે સર્વ સુઘટિત નહોતું.[1]

(ग) રાજ્ય પણ વિસ્તૃત છે,[2] અને ઘણું લખાયું છે તેમજ હજી ઘણું લખાવીશ પણ ખરો.[3]

(घ) મધુરતાના કારણે કેટલીક બાબતો ફરી ફરીને જણાવવામાં આવેલી છે,[4] જેથી માણસો તે પ્રમાણે વર્તે

(ङ) કેટલાક પ્રસંગોમાં દેશનો વિચાર કરીને, અથવા તો ટુંકાવવાના કારણે અથવા તો લિપિકારના દોષને લઇને અધૂરૂં પણ લખાયું હશે.[5]

---

(૧) પ્રિયદસિના કેટલાક શાસનોમા જે ફેરફાર નજરે ચડે છે તેનો ઉકેલ અહીથી મળી રહે છે શાસનો કોતરાવતી વખતે સ્થળ અને પ્રજા-માનસનો ખાસ વિચાર કરવામા આવેલો છે અને તે અનુસાર તેમા ફેર કરાયલો છે

(૨) આમાથી પ્રિયદસિનુ સામ્રાજ્ય અતિ વિસ્તૃત હોવાનુ સૂચન મળી રહે છે

(૩) આ પરથી જણાય છે કે તેણે આ મુખ્ય શિલાલેખોની પૂર્વે પણ ધર્મલિપિઓ કોતરાવેલી છે અને પછી પણ કોતરાવવાનો છે આ પરથી નાના ખડકલેખો તેણે શરૂઆતમા કોતરાવ્યા હોય, મુખ્ય ખડકલેખો રાજ્યાભિષેકના બારમા-તેરમા વર્ષે કોતરાવ્યા હોય અને સ્થંભલેખો તેમા જણાવાયા પ્રમાણે રાજ્યાભિષેકના વીશથી ત્રીસ વર્ષના ગાળા દરમિયાન કોતરાયા હોય તે મંતવ્ય વ્યાજબી લાગે છે બીજી બાજુ શ્રી પી સી મુકરજી જણાવે છે કે-'શિલાલેખો તો સંપ્રતિના છે જ, પણ સ્થંભલેખ અશોકના હોવાનો સંભવ છે' તે માન્યતાને પણ એ અસંભવિત ઠરવે છે શિલાલેખો અને સ્થંભલેખો બંને એકજ રાજવીના-સંપ્રતિના છે

(૪) શિલાલેખોમા જે કેટલાક વાકયોની પુનરાવૃત્તિ થાય છે તેનો ઉકેલ પણ અહી મળી રહે છે માધુર્ય અથવા તો પ્રજાના મન પર ઊંડી અસર પાડવાને ખાતર કેટલાક વાકયો બેવડી વાર કોતરાયા છે

(૫) આ વાકયના અર્થ સંબંધી કેટલાક સંશોધકોમા મતભેદ છે ડૉ ભાંડારકર, હુલ્ટ્ઝ, મુકરજી ઇ ઇ એ લગભગ ઉપર પ્રમાણે જ અર્થ લીધો છે. અને આ શાસનનુ બીજુ વાકય જોતા, તેજ અર્થ સાચો હોવાનો સંભવ છે પરંતુ બુહ્લર અને સ્મીથ તે અર્થથી સહેજ જુદા પડે છે બુહ્લર તે વાકયનો અર્થ આ પ્રમાણે કરે છે— 'પરંતુ અહીં કેટલુંક અધૂરૂં લખાયું હશે ખરૂં, પછી તે જગ્યાના કારણે હો, કે ખાસ નકકી કરવાના કોઇ કારણને લઇને હો, કે લિપિકારની ભૂલને લઇને હો' સ્મીથ તે સ્થળે નીચે પ્રમાણે અર્થ કરે છે- 'કોઇ ફકરો નષ્ટ થવાના કારણે કે ગેરસમજના કારણે કે લિપિકારના અપરાધથી કંઇ અધૂરૂં લખાયું હશે ખરૂં'

# प्रथम कलिंग–भिन्न शासन–[धौलि]

१ (क) देवानंपियस वचनेन तोसलियं महामात[1] नगलवियोहालका

२ वतविय (ख) अं किछि दखामि हकं तं इछामि किंति कंमन[2] पटिपादयेहं[3]

३ दुवालते च आलभेहं (ग) एस च मे मोख्यमत[4] दुवाल एतसि[5] अठसि[6] अं तुफेसु

४ अनुसथि (घ) तुफे हि बहूस पानसहसेसु आयत पनयं गछेम सु मुनिसानं (ङ) सवे

५ मुनिसे पजा ममा (च) अथा पजाये इछामि हकं किंति सवेन हितसुखेन हिदलोकिक—

६ पाललोकिकेन यूजेवू[7] ति तथा........[8] मुनिसेसु पि इछामि हकं (छ) नो च[9] पापुनाथ आवग–[10]

७ मुके इयं अठे (ज) केछ व एकपुलिसे[11]........[12] नाति एतं से पि देसं नो सवं (झ) देखत हि तुफे एतं[13]

८ सुविहिता [14] पि (ञ) नितियं एकपुलिसे पि अथि ये बधनं[15] वा पलिकिलेसं वा पापुनाति (ट) तत होति

९ अकस्मा तेन[16] बधनंतिक अंने च........[17] हु जने दवियें दुखीयति (ठ) तत इछितविये

१० तुफेहि किंति मझं पटिपादयेमा ति (ड) इमेहि चु जातेहि नो संपटिपजति[18] इसाय आसुलोपेन

११ निठुलियेन तूलनाय अनावूतिय आलसियेन किलमथेन (ढ) से इछितविये किंति[19] एते

१२ जाता नो हुवेवु ममा ति (ण) एतस च सवस मूले अनासुलोपे अतूलना च (त) नितियं ए किलंते सिया

१३ न ते उगछ[20] संचलितविये[21] हु वटितविये[22] एतविये वा (थ) हेवंमेव ए दखेय[23] तुफाक तेन वतविये

१४ आनंने देखत[२४] हेकं च हेवं च देवानंपियस अनुसथि (द) से[२५] महाफले ए तस संपटिपाद

१५ महाअपाये असंपटिपति (ध) विपटिपादयमीने हि एतं नथि स्वगस आलधि नो लाजालधि

१६ (न) दुआहले हि इमस कंमस मे कुते मनोअतिलेके (प) संपटिपजमीने चु एतं स्वग

१७ आलाधयिसथ मम च आननियं एहथ (फ) इयं च लिपि तिसनखतेन [२६] सोतविया

१८ (ब) अंतला पि च तिसेन खनसि खनसि एकेन सोतविय (भ) हेवं च कलंतं तुफे

१९ चघथ-संपटिपादयितवे (म) एताये अठाये इयं लिपि लिखित हिद एन

२० नगलवियोहालका[२७] सस्वतं समयं युजवू ति . [२८] नस अकस्मा पलिबोधे व

२१ अकस्मा पलिकिलेसे व नो सिया ति (य) एताये च अठाये हकं ...[२९] मते पंचसु पंचसु वसे–

२२ सु[३०] निखामयिसामि ए[३१] अखखसे अचंडे सखिनालंभे होसति एतं अठं जानितु... ...तथा

२३ कलंति अथ मम अनुसथी ति (र) उजेनिते पि च कुमाले एताये व अठाये निखामयिस

२४ हेदिसमेव वगं नो च अतिकामयिसति तिंनि वसानि (ल) हेमेव तखसिलाते पि (व) अदा अ .....

२५ ते महामाता[३२] निखमिसंति अनुसयानं तदा अहापयितु अतने कंमं एतं पि जानिसंति

२६ तं पि तथा कलंति अथ लाजिने अनुसथी ति

૧ જૌ. देवानंपिये हेवं आहा समापायं महामाता

૨ જૌ. कं कमन

૩ સેનાર્ટ અને બુહ્લર पटिवेद વાંચે છે.

૪ જૌ. मोखियमत

૫ ૬. આ બંને શબ્દ જૌ. માં નથી.

૭ જૌ. માં यूजेयूति છે અને તે हिदलोकिक ની પહેલાં મુકાયલ છે.

૮ જૌ. सवमुनिसेसु

૯ જૌ. नो चु तुफे एतं पापुनाथ

૧૦ સેનાર્ટ અને બુહ્લર आवागमके વાંચે છે.

૧૧ જૌ. एकमुनिसे

૧૨ જૌ. पापुनाति

૧૩ જૌ. पि

૧૪ જૌ. सुविता

૧૫ જૌ. वहुक अठि ये एति एकमुनिसे बंधनं

૧૬ જૌ. ति तेन (હુલ્ઝ)

૧૭ वहु હોવું જોઇએ. જૌ. अन्ये च वगे बहुके अने दविये वेदयति

૧૮ જૌ. માં આ સ્થળે સેનાર્ટ संपटिपजति વાંચે છે, બુહ્લર संटिपजति વાંચે છે અને હુલ્ઝ पटिपजति વાંચે છે.

૧૯ જૌ. किंति

૨૦ उगच्छे હોવું જોઇએ. જૌ. उयाया

૨૧ જૌ. संचलिनु उयाया संचलितव्ये

૨૨ જૌ. માં હુલ્ઝ वग्टितविय વાંચે છે. સેનાર્ટ અને બુહ્લર वजितविय વાંચે છે. જૌ. एतविये पि नीतियं

૨૩ સેનાર્ટ અને બુહ્લર અહીં दखिये વાંચે છે. જૌ. માં હુલ્ઝ दखेया વાંચે છે અને સેનાર્ટ અને બુહ્લર देखेयि વાંચે છે.

૨૪ જૌ. णिज्ह्पेतविये

૨૫ જૌ. एतम्

૨૬ જૌ. अनुतिसं

૨૭ જૌ. महामाता नगलक

૨૮ एन जनस અથવા नगल-जनस હોવું જોઇએ.

૨૯ महामातं અથવા धंमते હોવું જોઇએ.

૩૦ જૌ. માં આની પછી अनुसयानं-એ એક વિશેષ શબ્દ છે.

૩૧ જૌ. महामातं अचंडं अफलुसं त

૩૨ જૌ. ... वचनिक

## કલિંગનું પ્રથમ ભિન્ન શાસન—[ધૌલી][1]

(क) દેવાનુપ્રિયના આદેશથી, નગરની વ્યવસ્થા જાળવતા તોસલીના[2] મહામાત્રાઓને આમ કહેવું—

(ख) મને જે કંઇ યોગ્ય લાગે તેને અમલમાં મૂકવાની હું ઇચ્છા સેવું છું અને યોગ્ય સાધનો દ્વારા તેની શરૂઆત કરૂં છું.[3]

(ग) અને હું માનું છું કે તમને ઉપદેશ કરવો (આજ્ઞા કરવી) એ (ઉક્ત) હેતુ સાધવાનું મુખ્ય સાધન છે.[4]

(घ) કારણ કે સારાં માણસોની પ્રીતિ સંપાદન કરવાને તમે હજારો પ્રાણના ઉપરી નિમાયા છો.[5]

(ङ) સર્વે માણસો મારાં સંતાન છે.[6]

(च) જેવી રીતે મારાં સંતાનોની[7] બાબતમાં હું ઇચ્છું છું કે તેઓ આ લોક તેમજ પરલોકને લગતાં સર્વે હિતસુખ મેળવે તેવી જ રીતે સર્વ મનુષ્યની બાબતમાં હું એવું જ ઇચ્છું છું.

(छ) પરંતુ તમે તે નથી જોતા કે મારો એ હેતુ કેટલે દરજ્જે સધાય છે.[8]

(ज) કોઈક વ્યકિત (અમલદાર) તેના ઉપર ધ્યાન આપે છે; પણ તે અમુક જ ભાગ ઉપર, આખા ઉપર નહિ.[9]

(झ) જો કે નીતિસૂત્રો સારી રીતે દર્શાવ્યાં છે,[10] છતાં ધ્યાન આપો કે—

(ञ) રાજ્યવહીવટમાં એવું બને છે કે એકાદ વ્યકિત બંધન કે કનડગત ભોગવે છે.

(ट) તેમાં અકસ્માતથી મોત નીપજે છે[11] અને તેથી ઘણી વ્યકિતઓને અતિશય દુઃખ પહોંચે છે.

(ठ) માટે તમારે મધ્યમમાર્ગ[12] ગ્રહણ કરવો જોઇએ.

(ड) ઇર્ષા, ખંતની ખામી, નિષ્ઠુરતા, અધિરાઇ, અભ્યાસની ખામી, આળસ અને થાકનો લાગણી—એ જાતના સ્વભાવથી કોઇ પણ માણસ યોગ્ય વર્તન રાખી શકે નહિ.[13]

(ढ) તમારે ઈચ્છવું જોઇએ કે, " આ જાતનો સ્વભાવ મારો ન થાય. "[14]

(ण) એ સર્વનું મૂળ ખંત અને ધીરજ છે.

(त) વહીવટમાં થાકી જનારનો ઉદય નહિ થાય; મનુષ્યે સંચરવું જોઇએ, આગળ વધવું જોઇએ અને પ્રગતિ કરવી જોઇએ.[૧૫]

(थ) જે આ પ્રમાણે વર્તે છે તેણે તમને તમારૂં (રાજા પ્રત્યેનું) ઋણ ચુકવવાને કહેવું જોઇએ કે[૧૬]—" દેવાનુપ્રિયની આજ્ઞા આ પ્રમાણે છે."

(द) તેનું પાલન કરવાથી મહાફળ મળે છે, પાલન ન કરવાથી ભારે નુકશાન થાય છે.[૧૭]

(ध) તેનાથી વિપરીત રીતે વર્તનાર સ્વર્ગ મેળવી શકતો નથી, તેમજ રાજાને પ્રસન્ન રાખી શકતો નથી.

(न) આ પરત્વે હું ખૂબ જ ધ્યાન આપું છું તેનું કારણ બમણો લાભ છે.[૧૮]

(प) કેમકે તેનું પાલન કરીને તમે સ્વર્ગ મેળવશો અને મારા પ્રત્યેનું ઋણ ફેડશો.

(फ) અને આ લિપિ તિષ્યનક્ષત્રમાં સાંભળવી જોઇએ.[૧૯]

(ब) અને તિષ્યના વચગાળાના દિવસોમાં, ઉત્સવ–પ્રસંગે, એકેક માણસ પણ તે સાંભળી શકે.[૨૦]

(भ) આમ કરીને તમે (મારી આજ્ઞાને) અમલમાં મૂકવાને સમર્થ થશો.

(म) એ હેતુથી આ લિપિ અહીં લખાવી છે કે નગરની વ્યવસ્થા જાળવતા ન્યાયાધીશો સ્થાપિત નીતિનિયમોથી યુકત રહે[૨૧] અને નગરજનોને વિના કારણે બંધન કે કનડગત થવા ન પામે.

(य) આ કારણને માટે હું દર પાંચ પાંચ વર્ષે મહામાત્રાઓને ફેરણી કરવા મોકલીશ[૨૨] જેઓ કામમાં કડક નહિ થાય, તેમજ મિજાજી નહિ થાય, (પણ) નમ્ર થશે. (અને) મારી આજ્ઞાનું હેતુયુકત પાલન થાય છે કે કેમ તે અવલોકશે.[૨૩]

(र) અને ઉજ્જયિનીથી[૨૪] કુમાર પણ આ હેતુને માટે એ વર્ગના (અમલદારો) ને મોકલશે અને તેમાં ત્રણ વર્ષ કરતાં વધારે આંતરો રહેશે નહિ.[૨૫]

(ल) તેવી જ રીતે તક્ષશિલાથી પણ.[૨૬]

(व) તે મહામાત્રાઓ ફેરવણીએ જાય ત્યારે તેઓ, પોતાની ફરજો તજ્યા વિના (નગર–ન્યાયાધીશો) રાજાની આજ્ઞાનું યોગ્ય પાલન કરે છે કે કેમ તે પણ અવલોકશે.[૨૭]

(૧) પ્રિયદર્શિના ચૌદ મુખ્ય શિલાલેખો ગિરનાર, કાલ્સી, શાહબાઝગઢી અને મનશેરામા લગભગ એક સરખા સ્વરૂપમા લેવામા આવ્યા છે પણ ધૌલી અને જગૌડામા તે મુખ્ય ચૌદ શિલાલેખોમાના ૧૧-૧૨-૧૩ એ ત્રણેને રદ કરવામાં આવ્યા છે અને તેને સ્થળે બે ભિન્ન શિલાલેખો કોતરવામા આવ્યા છે. એનુ કારણ એ જણાય છે કે ધૌલી-જગૌડા કલીંગની હદમા આવેલા છે, અને તેનુ શાસન કલિંગના વિજયને લગતુ હોઈ તે કોતરાવવાથી ત્યાની પ્રજાના હૃદય દુભાશે એમ ધારી પ્રિયદર્શિએ તે શાસનને રદ કરવાને તેની પાછળના બે શાસન (નં ૧૧, ૧૨) પણ સાથોસાથ રદ કરી નાખ્યા અને તે ત્રણ શાસનને સ્થળે, જીતાયેલી પ્રજાના મનદુખને ઓછુ કરવાનો પ્રયત્ન કરતા બે નવા શાસનો તૈયાર કરાવ્યા (ચૌદમા-અંતિમ શાસનમા પ્રિયદર્શિએ શાસનોના પરત્વે કરેલો ખુલાસો આ મતવ્યના ટેકારૂપ બને છે) અને કલિંગની હદના બંને સ્થળે-ધૌલી અને જગૌડામા નં ૧૧-૧૨-૧૩-ને સ્થળે તે બંને શાસન કોતરાવ્યા તેમાથી પહેલુ શાસન અહી ધૌલીનુ રજૂ કરેલ છે અને બીજુ જગૌડાનુ રજૂ કરેલ છે ધૌલીના પહેલા શાસન કરતા જગૌડાના પહેલા શાસનમા જે નજીવો ફેરફાર છે અને જગૌડાના બીજા શાસન કરતા ધૌલીના બીજા શાસનમા જે નજીવો ફેરફાર છે તે મૂળ શાસનોની ફૂટનોટોમા જોઈ શકાશે, તેમજ મહત્ત્વનો ફેરફાર આ ફૂટનોટોમા પણ રજૂ થશે.

(૨) જગૌડામા આ સ્થળે સમાપા છે તે પરથી એમ માનવાને કારણ મળે છે કે તોસલી અને સમાપા એ બંને કલિંગના મહત્ત્વના સ્થળો હોવા જોઈએ ધૌલીના શાસન જ્યા કોતરાયા છે તે પ્રદેશ તોસલીની હદમા આવેલ હોવો જોઈએ અને જગૌડાના શાસન જ્યા કોતરાયા છે તે પ્રદેશ સમાપાની હદમા આવેલ હોવો જોઈએ કટક જીલ્લામા મળી આવેલા બે તામ્રલેખોના આધારે જાણી શકાય છે કે તોસલી ઉત્તર-તોસલી અને દક્ષિણ-તોસલી એમ બે વિભાગમા વ્હેંચાયેલ હતુ.

(૩) આ વાક્ય રાજાની કર્તવ્યપરાયણતાનું સૂચક છે

(૪) આજના રાજવીઓની જેમ પ્રિયદર્શિ પોતાના અમલદારોને રાજતંત્રને ચાલુ રાખવાના પૂતળાજ નથી સમજતો, પણ પ્રજાની ઉન્નતિ અંગે તે તેમને સાધન બનાવવા ઈચ્છે છે.

(૫) 'પ્રાણ' એ જૈન પારિભાષિક શબ્દ છે પ્રિયદર્શિ રાજા અમલદારોની નિમણૂક પાછળ કેવળ રાજતંત્રને ચાલુ રાખવાનો નહિ, પણ સાથે સાથ પ્રજાની પ્રીતિ સંપાદન કરવાનો પણ આશય સેવે છે

(૬) આર્ય રાજ્યધર્મનુ આ પ્રથમ સૂત્ર છે રાજાનુ સ્થાન પિતા તરીકે છે, અને પ્રજાનુ સ્થાન સંતાન તરીકે છે. સંસ્કૃત ભાષામા બંનેને માટે પ્રજા શબ્દ વપરાય છે. શાકુન્તલમા કાલિદાસ એ બંનેને સુંદર રીતે વ્યક્ત કરતા લખે છે प्रजाः प्रजा स्वा इव तन्त्रयित्वा ....

(૭) દરેક શિલાલેખમાં પ્રિયદર્શિ આ લોક અને પરલોકને સરખુ મહત્ત્વ આપે છે, તે તેના હૃદયમા રમતી જૈનત્વની પરમ ભાવનાનુ સૂચક છે

(૮-૯) પ્રજાના હિતને ખાતર અમલદારોને આવો જાહેર ઉપાલંભ કોઈ વિરલ રાજવીજ આપી શકે છે.

(૧૦) આ નીતિસૂત્રોથી પ્રિયદર્શિ, કાં તો અમલદારોની ફરજો અંગે રાજનીતિશાસ્ત્રોમા લખાયેલા પ્રકરણોનુ સૂચન કરે છે અથવા તો પછી જેમા અમલદારોની ફરજ વર્ણવવામા આવી છે એવા પોતાના પૂર્વના શાસનોનો નિર્દેશ કરે છે તેનો કહેવાનો ભાવાર્થ એ છે કે-'તમારી ફરજો અંગે રાજનીતિના પુસ્તકોમા ઘણુ લખાયુ છે, અને શિલાલેખેમા મે પણ ઘણુ સૂચવ્યુ છે, છતા ફરી ધ્યાન આપો કે'

(૧૧) અહી પ્રિયદર્શિ, રાજદ્વારી કેદીઓનુ સૂચન કરે છે. કલિંગ પર પ્રિયદર્શિએ નવો વિજય મેળવેલો હોઈને હજારો રાજદ્વારી કેદીઓ બંધનમા હોય એ સ્વાભાવિક છે. તેમને સજા થાય તે પણ સ્વાભાવિક છે એવી સજા અને કનડગતના પરિણામે આજની સુધરેલી જેલોમા પણ ઘણી વખત મોત

નીપજે છે તો તે સમયે તેમ બને તે સહજ અને ક્ષમ્ય છે.

( ૧૨ ) મધ્યમ માર્ગથી પ્રિયદર્સિ એમ સૂચવવા માગે છે કે કેદીઓને મુક્ત કરી દેવા તે સલાહભર્યું નથી, તેમ તેમને મોતની હદ સુધી કનડવા એ પણ ઠીક નથી. તેમને કેદમાં સારી રીતે રાખવા જોઇએ. આ રીતે કેદ–સુધારણાની પ્રથમ શરૂઆતનું માન પ્રિયદર્સિને ફાળે જાય છે.

( ૧૩ ) અમલદારોને યોગ્ય વર્તન જાળવવામાં જે દુર્ગુણો એ વખતે નડતરસમા બનતા હતા, તે જ દુર્ગુણો આજે પણ નડતરરૂપ બને છે. આજના અમલદાર વર્ગે પણ આ દુર્ગુણોને દૂર કરવા જરૂરી છે.

( ૧૪ ) અહીં પ્રિયદર્સિ, અમલદારોને આત્મા–વિચારણાનો ઉપદેશ આપે છે. ઉપરના દુર્ગુણો તેમનામાં ન પ્રવેશી જાય તે માટે સતત સાવધ રહેવાની પણ તે તેમને સલાહ આપે છે.

( ૧૫ ) પ્રિયદર્સિ અહીં પોતાના અમલદારોને સંચલન, ગતિ અને પ્રગતિ–એમ પુરુષાર્થનાં ત્રણ પગથિયાં દર્શાવે છે. પુરુષાર્થને આટલું મહત્ત્વ જૈન ધર્મમાં જ અપાયેલું છે. જૈનો પુરુષાર્થ, ભાગ્ય, નિયતિ, સ્વભાવ ને કાળ–એ પાંચ તત્ત્વોને પ્રગતિના મૂળ તરીકે ઓળખાવે છે, પરંતુ તેમાં પણ પુરુષાર્થનું સ્થાન સૌથી ઊંચું લેખવામાં આવે છે.

( ૧૬ ) આ પરથી જણાય છે કે અમલદારોને સલાહ આપવાનો અધિકાર પણ વિશિષ્ટ સદ્વર્તનશીલ પ્રજાજનોને હતો.

( ૧૭ ) પ્રજા–વિકાસની રાજાની યોજનાઓનું પાલન ન કરનાર અધિકારીઓને તે સમયે સજા થતી હોવાનું આમાંથી સૂચન નીકળે છે.

( ૧૮ ) ડૉ૦ ભાંડારકર આ બે વાકયોનો અર્થ નીચે પ્રમાણે કરે છે–

" મેં ( નાંખેલી ) આ ફરજનું આ રીતે બે પ્રકારનું પરિણામ આવે છે. તમારા મનમાં શંકા શા માટે હોય ? તે બરાબર અદા થશે તો તમે સ્વર્ગને મેળવશો અને મારા પ્રત્યેનું ઋણ ફેડશો. "

હુલ્ત્ઝ અહીં એવો અર્થ કરે છે કે–

" જો કોઇ આ ફરજ પ્રત્યે અસંતોષજનક વલણ દાખવે તો મારું મન પ્રસન્ન શી રીતે થઇ શકે ? "

વીન્સેન્ટ સ્મીથ અહીં એવો અર્થ કરે છે કે–

" આ ફરજનું ગેરવ્યાજબી પાલન મારી પ્રસન્નતા ન મેળવી શકે. "

( ૧૯ ) આ નક્ષત્ર પવિત્ર મનાય છે. જૈન દૃષ્ટિએ પણ તેનું ખૂબ જ મહત્ત્વ છે. ભગવાન પાર્શ્વનાથનો જન્મ ( પોષ વદ–૧૦ ), ભગવાન પાર્શ્વનાથની દીક્ષા ( પોષ વદ–૧૧ ), ભગવાન મહાવીરસ્વામીની દીક્ષા (માગસર વદ–૧૧ ) વગેરે, આ નક્ષત્રની લગભગમાં થયેલ હોઇ પ્રિયદર્સિએ તેને અતિ પવિત્ર લેખ્યું છે અને તે સમયે ધર્મલિપિ શ્રવણ કરવાની તે સૂચના કરે છે. આ રીતે ધાર્મિક સૂત્ર કે પ્રવચન સાંભળવાની પ્રથા જૈનોમાં વિશેષ પ્રચારમાં હતી, અને આજે પણ પર્યુષણાદિ પર્વમાં એ પ્રથાનો અમલ થાય છે.

( ૨૦ ) અઠ્ઠાઈ મહોત્સવ આદિ ધાર્મિક વ્યાખ્યાનો વાંચવાની અને સાંભળવાની પ્રથા આજે પણ જૈન સમાજમાં પ્રચલિત છે. વળી પ્રવાસ કે ઉત્સવાદિ પ્રસંગે એકેક વ્યકિતને પણ માંગલિક સંભળાવવાની પ્રથા આજે પણ જૈન સમાજમાં પ્રચલિત છે.

( ૨૧ ) વ્યવસ્થા જાળવવાને જુદાં જુદાં નગરોમાં નિમાયલા ન્યાયાધીશો, પ્રજાકલ્યાણ પરત્વે પ્રિયદર્સિએ ભિન્ન ભિન્ન શિલાલેખોમાં અને આ શિલાલેખોમાં પણ (જુઓ ૠ)દર્શાવેલ નિયમોનું પાલન કરે અને પ્રજાને કનડગત થવા ન પામે તે માટે પ્રિયદર્સિ અહીં જેટલી ઉત્સુકતા દાખવે છે તે સાથે સરખાવતાં આજના સુધરેલા નૃપતિઓ પણ સાવ ઝાંખા લાગે છે.

( ૨૨ ) બૌદ્ધ સાહિત્યમાં અશોકની રાજ્યવ્યવસ્થાનું વિગતવાર વર્ણન મળી આવે છે. પણ તેમાં મહામાત્રાઓને ફેરવણીએ મોકલવાના આ મહત્ત્વના કાર્યનો તો નિર્દેશ જ નથી થયો, જે વસ્તુસ્થિતિ આ શિલાલેખો અશોકના નથી એ મંતવ્યને ટેકારૂપ નીવડે છે.

( ૨૩ ) આજે જગતની સર્વ રાજ્યવ્યવસ્થાઓમાં કાયદાનું ફક્ત શાબ્દિક પાલન જ થાય છે. હેતુ તો ચાલાક વકીલોના પગ નીચે જ દચરાયા કરે છે

(૧) પ્રિયદર્શિના ચૌદ મુખ્ય શિલાલેખો ગિરનાર, કાલ્સી, શાહબાઝગઢી અને માનશેરામાં લગભગ એક સરખા સ્વરૂપમાં લેવામાં આવ્યા છે પણ ધૌલી અને જગૌડામાં તે મુખ્ય ચૌદ શિલાલેખોમાંના ૧૧-૧૨-૧૩ એ ત્રણને રદ કરવામાં આવ્યા છે અને તેને સ્થાને બે ભિન્ન શિલાલેખો કોતરવામાં આવ્યા છે. એનુ કારણ એ જણાય છે કે ધૌલી-જગૌડા કલીંગની હદમાં આવેલા છે, અને તેરમુ શાસન કલિંગના વિજયને લગતુ હોઈ તે કોતરાવવાથી ત્યાંની પ્રજાના હૃદય દુભાશે એમ ધારી પ્રિયદર્શિએ તે શાસનને રદ કરવાને તેની પાછળના બે શાસન (નં ૧૧, ૧૨) પણ સાથે સાથ રદ કરી નાખ્યા અને તે ત્રણ શાસનને સ્થાને, જીતાયલી પ્રજાના મનદુઃખને ઓછુ કરવાનો પ્રયત્ન કરતા બે નવા શાસનો તૈયાર કરાવ્યા (ચૌદમા-અંતિમ શાસનમા પ્રિયદર્શિએ શાસનોના પરત્વે કરેલો ખુલાસો આ મતવ્યના ટેકારૂપ બને છે) અને કલિંગની હદના બંને સ્થળે-ધૌલી અને જગૌડામાં નં ૧૧-૧૨-૧૩-ને સ્થાને તે બંને શાસન કોતરાવ્યા તેમાથી પહેલુ શાસન અહીં ધૌલીનુ રજૂ કરેલ છે અને બીજુ જગૌડાનુ રજૂ કરેલ છે. ધૌલીના પહેલા શાસન કરતા જગૌડાના પહેલા શાસનમા જે નજીવો ફેરફાર છે અને જગૌડાના બીજા શાસન કરતા ધૌલીના બીજા શાસનમા જે નજીવો ફેરફાર છે તે મૂળ શાસનોની ફૂટનોટોમા જોઈ શકાશે. તેમજ મહત્વનો ફેરફાર આ ફૂટનોટોમા પણ રજૂ થશે.

(૨) જગૌડામા આ સ્થળે સમાપા છે તે પરથી એમ માનવાને કારણ મળે છે કે તોસલી અને સમાપા એ બંને કલિંગના મહત્વના સ્થળો હોવા જોઈએ ધૌલીના શાસન જ્યા કોતરાવ્યા છે તે પ્રદેશ તોસલીની હદમા આવેલ હોવો જોઈએ અને જગૌડાના શાસન જ્યા કોતરાવ્યા છે તે પ્રદેશ સમાપાની હદમા આવેલ હોવો જોઈએ. કટક જીલ્લામા મળી આવેલા બે તામ્રલેખોના આધારે જાણી શકાય છે કે તોસલી ઉત્તર-તોસલી અને દક્ષિણ-તોસલી એમ બે વિભાગમા વ્હેંચાયલ હતુ.

(૩) આ વાક્ય રાજાની કર્તવ્યપરાયણતાનું સૂચક છે

(૪) આજના રાજવીઓની જેમ પ્રિયદર્શિ પોતાના અમલદારોને રાજતંત્રને ચાલુ રાખવાના પૂતળાજ નથી સમજતો, પણ પ્રજાની ઉન્નતિ અર્થે તે તેમને સાધન બનાવવા ઇચ્છે છે.

(૫) 'પ્રાણ' એ જૈન પારિભાષિક શબ્દ છે પ્રિયદર્શિ રાજા અમલદારોની નિમણુક પાછળ કેવળ રાજતંત્રને ચાલુ રાખવાનો નહિ, પણ સાથે સાથ પ્રજાની પ્રીતિ સંપાદન કરવાનો પણ આશય સેવે છે.

(૬) આર્ય રાજધર્મનુ આ પ્રથમ સૂત્ર છે. રાજાનું સ્થાન પિતા તરીકે છે, અને પ્રજાનુ સ્થાન સંતાન તરીકે છે. સંસ્કૃત ભાષામાં બંનેને માટે प्रजा શબ્દ વપરાય છે શાકુન્તલમા કાલિદાસ એ ભાવને સુંદર રીતે વ્યક્ત કરતા લખે છે प्रजाः प्रजाः स्वा इव तन्त्रयित्वा ...

(૭) દરેક શિલાલેખમા પ્રિયદર્શિ આ લોક અને પરલોકને સરખું મહત્વ આપે છે, તે તેના હૃદયમા રમતી જૈનત્વની પરમ ભાવનાનુ સૂચક છે

(૮-૯) પ્રજાના હિતને ખાતર અમલદારોને આવો જાહેર ઉપાલંભ કોઈ વિરલ રાજવીજ આપી શકે છે.

(૧૦) આ નીતિસૂત્રોથી પ્રિયદર્શિ, કાં તો અમલદારોની ફરજો અંગે રાજનીતિશાસ્ત્રોમા લખાયલા પ્રકરણોનુ સૂચન કરે છે અથવા તો પછી જેમા અમલદારોની ફરજ વર્ણવવામા આવી છે એવા પોતાના પૂર્વના શાસનોનો નિર્દેશ કરે છે. તેનો કહેવાનો ભાવાર્થ એ છે કે-'તમારી ફરજો અંગે રાજનીતિના પુસ્તકોમા ઘણુ લખાયુ છે, અને શિલાલેખોમા મે પણ ઘણુ સૂચવ્યુ છે, છતા ફરી ધ્યાન આપો કે'

(૧૧) અહીં પ્રિયદર્શિ, રાજદ્વારી કેદીઓનુ સૂચન કરે છે. કલિંગ પર પ્રિયદર્શિએ નવો વિજય મેળવેલો હોઈને હજારો રાજદ્વારી કેદીઓ બંધનમા હોય એ સ્વાભાવિક છે. તેમને સજા થાય તે પણ સ્વાભાવિક છે એવી સજા અને કેદખાનાના પરિણામે આજની સુધરેલી જેલોમા પણ ઘણી વખત મોત

## द्वितीय कलिंग-भिन्नशासन-[ जगौडा ]

१ (क) देवानंपिये हेवं आह (ख) समापायं महमता लाजवचनिक वतविया[1] (ग) अं किछि दखामि हकं तं इछामि हकं किंति कं कमन

२ पटिपातयेहं दुवालते च आलभेहं (घ) एस च मे मोखियमत दुवाल एतस अथस अं तुफेसु अनुसथि (ङ) सवमुनि-

३ सा मे पजा (च) अथ पजाये इछामि किंति मे सवेणा हितसुखेन युजेयू[2] अथ पजाये इछामि किंति मे सवेन हितसु—

४ खेन युजेयू ति हिदलोगिक पाललोकिकेण हेवंमेव मे इछ सवमुनिसेसु (छ) सिया अंतानं अविजिता—

५ नं किछांदे[3] सु लाजा अफेसु ति (ज) एताका[4] वा मे इछ अंतेसु पापुनेयु लाजा[5] हेवं इछति अनुविगिन ल्हेयु

६ ममियाये अस्वसेयु च मे सुखंमेव च लहेयू ममते नो खं[6] हेवं च पापुनेयु खमिसति ने लाजा[7]

७ ए सकिये[8] खमितवे ममं निमितं च धंमं चलेयू ति हिद्लोगं च पललोगं च आलाधयेयू (झ) एताये

८ च अठाये हकं तुफेनि अनुसासामि अनने एतकेन हकं तुफेनि अनुसासितु छंदं च वेदि—

९ तु आ मम धिति पटिंना च अचल[9] (ञ) स हेवं कटु कंमे चालितविये अस्वासनिया च ते एन ते पापुने—

१० यु अथा पित हेवं ने लाजा[10] ति अथ अतानं अनुकंपति हेवं अफेनि अनुकंपति[11] अथा पजा हे—

११ वं मये लाजिने[12] (ट) तुफेनि हकं अनुसासित[13] छांदं[14] च वेदित[15] आ मम धिति पटिंना चा अचल[16] सकल—

१२ देसाआयुतिके[17] होसामी एतसि अथसि (ठ) अलं[18] हि तुफे अस्वासनाये हितसुखाये च तेसं हिद—

જ્યારે પ્રિયદર્સિને શાબ્દિક પાલનથી સંતોષ નથી, અને કાયદાનો જે હેતુ છે તે કેટલી હદે જળવાય છે તેની દેખરેખ ન ટે તે મહામાત્રાઓ મોકલે છે

(૨૪-૨૫-૨૬) અહી ત્રણ મહત્ત્વના નિર્દેશો થયા છે—

એક તો એ કે ઉજ્જયિની અને તક્ષશિલા એ બને, પાટનગર પછી મહત્ત્વનુ સ્થળ ધરાવતા નગરો છે બીજો એ કે એ બને સ્થળે પ્રિયદર્સિના રાજકુમારો શાસન ચલવે છે અને ત્રીજો એ કે એ બને કુમારો અનેક પ્રકારના સ્વતંત્ર અધિકારો ધરાવે છે, અને પ્રિયદર્સિ પોતે પોતાની હદમા પાચ પાચ વર્ષે મહામાત્રાઓને ફેરવણીએ મોકલે છે, જ્યારે આ કુમારો પોતાની હદમા ત્રણ ત્રણ વર્ષે મહામાત્રાઓને ફેરવણીએ મોકલશે આ ત્રણે નિર્દેશો અશોક અને સંપ્રતિ એમાથી કોની સાથે વધારે સુઘટિત છે તે વિચારી જોઇએ

અશોક અને સંપ્રતિ બંનેના સમયમા પાટનગર પાટલીપુત્ર પછી મહત્ત્વના નગરો તરીકે સાહિત્ય ગ્રંથોમા ઉજ્જયિની અને તક્ષશિલાનો નિર્દેશ થયેલો મળી આવે છે એટલે પ્રથમ નિર્દેશ તો બંનેને લાગુ પડે છે.

બીજામા બંને સ્થળે પોતાના કુમારો શાસન ચલાવે છે એ જણાવાયુ છે આ વિધાન અશોકને કોઇ પણ રીતે લાગુ પડી શકતુ નથી કેમકે બૌદ્ધ સાહિત્યમા અશોકના બે જ કુમારોના નામ મળી આવે છે એક મહેન્દ્ર અને બીજો કુણાલ, તેમાથી મહેન્દ્રે અશોકના રાજ્યાભિષેકના છઠ્ઠા વર્ષે બૌદ્ધ દીક્ષા સ્વીકારી લીધી છે અને તે પછી થોડા જ સમયમા અવતી-ઉજ્જયિનીના સૂબાપદે રહેલો કુણાલ અપરમાતાના પ્રપચથી અંધ બને છે એટલે તેને તે પદેથી નિવૃત્ત કરવામા આવે છે પરિણામે રાજ્યાભિષેકના બારમા વર્ષે અશોકનો એકે પુત્ર સૂબાપદે નથી જ્યારે સંપ્રતિને બૃહસ્પતિ [ सपदेर् बृहस्पति पुत्रो -दिव्यावदान- २९ ] દશરથ, [ राजा दशरथो ऽष्टौ तु तस्य पुत्रो भविष्यति- मत्स्य पुराण-२७२ ] તિશ્ર, વગેરે અનેક રાજકુમારો છે અને તેઓ બધા ઉજ્જયિની, તક્ષશિલા વગેરેના સૂબાપદે હોઇ શકે છે.

ત્રીજા નિર્દેશ અનુસાર પ્રિયદર્સિએ કુમારોને મહામાત્રાઓની નિમણૂક કરવાના અને તેમને તેમની સરહદોમા ત્રણ ત્રણ વર્ષે ફેરવણીએ મોકલવાના અધિકાર સુપ્રદ કરી દીધા છે પોતાની સરહદમા મહામાત્રાઓ પાચ પાચ વર્ષે ફેરવણીએ નીકળે છે, જ્યારે કુમારોની સરહદમા તેઓ ત્રણ ત્રણ વર્ષે ફેરવણીએ નીકળે છે આ પરથી કુમારો અનેક પ્રકારનુ રાજકીય સ્વાતંત્ર્ય ભોગવતા હોવાનું સૂચન મળી રહે છે અશોકને તો ઉજ્જયિની અને તક્ષશિલાના સૂબાપદે એવા કુમારો જ નથી, અને કુણાલ જ્યારે અવંતીના સૂબાપદે હતો ત્યારે તે નાની વયનો હોઇને તેની સત્તાઓ પૂર્ણજ મર્યાદિત હતી એટલે ઉજ્જયિની અને તક્ષશિલામા જેના કુમારો સ્વતંત્ર સત્તા ધરાવતા હોય એવો પ્રિયદર્સિ રાજવી અશોક નહિ, પણ સંપ્રતિ છે

(૨૭) પોતાની પ્રજાહિત ભરેલી આજ્ઞાઓનું યોગ્ય પાલન થાય છે કે કેમ તે અંગે રાજા કેટલી ઉત્સુકતા ધરાવે છે તેનું આ સૂચન છે.

## द्वितीय कलिंग-भिन्नशासन-[ जगौडा ]

१ (क) देवानंपिये हेवं आह (ख) समापायं महमता लाजवचनिक वतविया[1] (ग) अं किछि दखामि हकं तं इछामि हकं किंति कं कमन

२ पटिपातयेहं दुवालते च आलभेहं (घ) एस च मे मोखियमत दुवाल एतस अथस अं तुफेसु अनुसथि (ङ) सवमुनि-

३ सा मे पजा (च) अथ पजाये इछामि किंति मे सवेणा हितसुखेन युजेयू[2] अथ पजाये इछामि किंति मे सवेन हितसु—

४ खेन युजेयू ति हिदलोगिक पाललोकिकेण हेवंमेव मे इछ सवमुनिसेसु (छ) सिया अंतानं अविजिता—

५ नं किछांदे[3] सु लाजा अफेसु ति (ज) एताका[4] वा मे इछ अंतेसु पापुनेयु लाजा[5] हेवं इछति अनुविगिन व्हेयु

६ ममियाये अस्वसेयु च मे सुखंमेव च लहेयू ममते नो खं[6] हेवं च पापुनेयु खमिसति ने लाजा[7]

७ ए सकिये[8] खमितवे ममं निमितं च धंमं चलेयू ति हिदलोगं च पललोगं च आलाधयेयू (झ) एताये

८ च अठाये हकं तुफेनि अनुसासामि अनने एतकेन हकं तुफेनि अनुसासितु छंदं च वेदि—

९ तु आ मम धिति पटिना च अचल[9] (ञ) स हेवं कटु कंमे चालितविये अस्वासनिया च ते एन ते पापुने—

१० यु अथा पित हेवं ने लाजा[10] ति अथ अतानं अनुकंपति हेवं अफेनि अनुकंपति[11] अथा पजा हे—

११ वं मये लाजिने[12] (ट) तुफेनि हकं अनुसासित[13] छांदं[14] च वेदित[15] आ मम धिति पटिना चा अचल[16] सकल—

१२ देसाआयुतिके[17] होसामी एतसि अथसि (ठ) अलं[18] हि तुफे अस्वासनाये हितसुखाये च हेवं लि—

१३ लोगिकपाललोकिकाये (ड) हेव च कलत स्वग च आलाधयिसथ मम च आननेय एसथ[18] (ढ) ए—

१४ ताये च अथाये इय लिपी लिखित[20] हिद एन महामाता सास्वत[21] समं[22] युजेवू अस्वासनाये च

१५ धमचलनाये च अतान (ण) इय च लिपी अनुचातुमासं सोतविया तिसेन[23] (न) अतला[24] पि च सोत वया

१६ (थ) खने सत एकेन पि सोतविया (द) हेवं च कलत चघय सपटिपादयितवे

---

૧ ધૌ. देवानपियस वचनेन तोसलिय कुमाले महामाता च वतविय

૨ अथ થી युजेवू સુધીના આઠ શબ્દો લખનારની ભૂલથી બેવડાઈ ગયા છે તો બેમાંથી એક રદ કરો

૩ ધૌ. लिखिते

૪ બ્યૂ. સ. વાંચે છે તે પ્રમાણે एतका હોવું જોઈએ

૫ ધૌ. માં देवानंपिय છે

૬ ધૌ. માં છે તે પ્રમાણે दुखं હોવું જોઈએ

૭ ધૌ. માં देवानपिये છે

૮ ધૌ. अठाका ति ए चकिये

૯ ધૌ. अनला

૧૦ ધૌ. देवानपिये

૧૧ ધૌ. हेव देवानंपिये अनुकंपति अफे

૧૨ ધૌ. देवानंपियस

૧૩ બુહ્લર अनुसासितु વાંચે છે ધૌ. માં પણ તેમજ છે

૧૪ સેનાર્ટ અને બુહ્લર छन्द વાંચે છે ધૌ. માં પણ छन्द છે

૧૫ બુહ્લર વાંચે છે તે પ્રમાણે वेदितु હોવું જોઈએ. ધૌ. માં પણ वेदितु છે

૧૬ ધૌ. માં—આ લીટીના કેટલાક શબ્દો બેવડાઈ ગએલા છે

૧૭ ધૌ. देसाउतिके રાધાકુમુદ મુકરજી માને છે કે મૂળ શબ્દ देसायुतिके હોવો જોઈએ

૧૮ ધૌ. पटिबला

૧૯ ધૌ. एहथ

૨૦ સેનાર્ટ અને બુહ્લર लिखिता વાંચે છે ધૌ. માં પણ તેમજ છે

૨૧ સેનાર્ટ અને બુહ્લર सस्वतं વાંચે છે ધૌ. માં सस्वत છે

૨૨ ધૌ. માં समं છે હોવું જોઈએ समय

૨૩ ધૌ. तिसेन नखतेन सोतविया

૨૪ ધૌ. कामं चु खणसि खनसि अंतला पि तिसेन

# દ્વિતીય ભિન્ન શાસન [જગૌડા]

(क) દેવાનુપ્રિય આ પ્રમાણે કહે છે.

(ख) રાજાજ્ઞાનો અમલ કરાવનારા સમાપાના[1] મહામાત્રાઓને કહેવું કે—

(ग) હું જે કંઇ [ મનથી ] નિહાળું છું તેને અમલમાં મૂકવાની ઈચ્છા સેવું છું અને યોગ્ય સાધનોથી તેની શરૂઆત પણ કરૂં છું.[2]

(घ) તમને સૂચનાઓ આપવી એ ઉકત હેતુ સાધવાનું મુખ્ય સાધન છે એમ હું માનું છું.[3]

(ङ) સર્વે મનુષ્યો મારાં સંતાન છે.[4]

(च) જેવી રીતે મારાં સંતાનોની બાબતમાં હું ઈચ્છું છું કે તેઓ આલોક તેમજ પરલોકને લગતાં સર્વે હિતસુખ મેળવે તેવીજ રીતે સર્વ મનુષ્યોની બાબતમાં પણ હું એવુંજ ઈચ્છું છું.[5]

(छ) નહિ જીતાયલા સરહદવાસીઓને એવો વિચાર આવવો સંભવિત છે કે, " રાજા અમારા પાસેથી શાની આશા રાખે છે ? "[6]

(ज) સરહદવાસીઓના વિષયમાં મારી ઈચ્છા એકજ છે, કે તેઓ એ સમજે કે મારી ઇચ્છા એ છે કે તેમણે મારાથી ભયભીત બનવું જોઈએ નહિ. પણ મારામાં વિશ્વાસ મૂકવો જોઇએ. તેઓ મારા તરફથી સુખ મેળવશે, નહિ કે દુઃખ. વધુમાં તેઓએ જાણવું જોઇએ કે જે ક્ષમ્ય હશે તે રાજા સહી લેશે. મારી મારફતે તેઓને ધર્મ પ્રમાણે આચરણ કરવા વાળવામાં આવશે. અને એથી તેઓ આ લોક અને પરલોક બંનેમાં સુખ પ્રાપ્ત કરશે.[7]

(झ) તમને હું એવા હેતુથી આજ્ઞા આપું છું કે,-તમને એ આજ્ઞા આપીને, મારો અડગ નિશ્ચય અને પ્રતિજ્ઞા જણાવીને હું ઋણમાંથી મુકત થાઉં.[8]

(ञ) તેથી એ પ્રમાણે વર્તીને તમારે તમારી ફરજ[9] બજાવવી જોઇએ અને તેમને એવી ખાત્રી આપવી જોઇએ કે જેથી કરીને તેઓ સમજે કે, ' આપણો રાજા પિતા સમો છે.

१३ लोगिकपाललोककाये (ढ) हेवं च कलंतं स्वगं च आलाधयिसथ मम च आननेयं एसथ[19] (ड) ए—

१४ ताये च अथाये इयं लिपी लिखित[20] हिद एन महामाता सास्वतं[21] समं[22] युजेयू अस्वासनाये च

१५ धंमचलनाये च अंतानं (ण) इयं च लिपी अनुचातुंमासं सोतविया तिसेन[23] (न) अंतला[24] पि च सोतविया

१६ (थ) खने संतं एकेन पि सोतविया (द) हेवं च कलंतं चघथ संपटिपातयितवे

---

१. धौ. देवानंपियस वचनेन तोसलिय कुमाले महामाता च वतविय

२ अय थी युजेयू सुधीना આઠ શબ્દો લખનારની ભૂલથી બેવડાઈ ગયા છે. તો એમાથી એક રદ કરો.

३ धौ निझदे

४ હ્યુ'સ વાચે છે તે પ્રમાણે एतका હોવું જોઈએ.

५ धौ मां देवानपिय છે.

६ धौ मां છે તે પ્રમાણે दुख હોવું જોઈએ.

७ धौ मां देवानपिये છે.

८ धौ. अठाका ति ए चकिये

९ धौ अजला

१० धौ देवनपियें

११ धौ हेव देवनपिये अनुकंपति अफे

१२ धौ. देवानंपियस

१३ બુહ્‌લર अनुसासितु વાચે છે. धौ. માં પણ તેમજ છે.

१४ સેનાર્ટ અને બુહ્‌લર छद વાચે છે. धौ. માં પણ छंद છે.

१५ બુહ્‌લર વાચે છે તે પ્રમાણે वेदितु હોવું જોઈએ. धौ. માં પણ वेदितु છે.

१६ धौ. માં—આ પછીના કેટલાક શબ્દો ભૂંસાઈ ગયેલા છે.

१७ धौ देसाअुतिके રાધાકુમુદ મુકરજી માને છે કે મૂળ શબ્દ देसायुतिके હોવો જોઈએ.

१८ धौ पटिकला

१९ धौ. एहथ

२० સેનાર્ટ અને બુહ્‌લર लिखिता વાચે છે. धौ. માં પણ તેમજ છે.

२१ સેનાર્ટ અને બુહ્‌લર सस्वतं વાચે છે. धौ. માં सस्वत છે.

२२ धौ. માં समं છે. હોવું જોઈએ समय

२३ धौ. तिसेन नखतेन सोतविया

२४ धौ. कामं तु खणसि खनसि अंतला पि तिसेन

(૬) ડૉ. ભાંડારકર આ સ્થળે નીચેના (જના) પ્રથમ અર્ધ વાક્યને ઉપરના (છ) ની સાથે સાંકળી દઇ આ સ્થળે એવો અર્થ કરે છે કે–

'નહિ જીતાયલા સરહદવાસીઓની બાબતમાં રાજા આપણા પાસેથી શાની આશા રાખે છે'–એ જાણવાના હેતુથી, સરહદવાસીઓની બાબતમાં મારી શી ઇચ્છા છે એમ તમે પૂછતા હો તો તેનો જવાબ આ છે કે–તેમણે મારાથી...ઇત્યાદિ.

(૭) અહીં પ્રિયદસિ સરહદી મુલકોમાં એવા નૈતિક વિજયનો આગ્રહ રાખતો જણાય છે કે જે હંમેશાં લશ્કરી વિજયની ભૂમિકારૂપ નીવડે છે. સંભવિત છે કે પ્રિયદસિનો આશય તો ધર્મ અને શાંતિની સ્થાપનાનો જ હોય. આલોક અને પરલોક બંનેને સરખું મહત્ત્વ આપવાની વૃત્તિ જૈન દૃષ્ટિની સૂચક છે.

(૮) અહીં ઋણનો અર્થ જો જવાબદારી લઇએ તો આ વાક્યનો ભાવાર્થ એ સંભવે કે પ્રત્યેક રાજા પ્રજા પ્રત્યે જે જવાબદારી ધરાવે છે તે જવાબદારીને અદા કરવાને અમલદારોને આજ્ઞા કરીને પ્રિયદસિ પોતે પોતાની ફરજનું પાલન કરે છે. પરંતુ આ કરતાં પણ એક બીજો અર્થ અહીં વધારે સુઘટિત છેઃ પ્રિયદસિએ પોતાના કોઇ ગુરુ (આર્યસુહસ્તી ?) સમક્ષ પ્રજાનાં આલોક–પરલોકનાં હિત–સુખ સાધવાની પ્રતિજ્ઞા લીધી હોય તો તેણે તે અંગે અહોનિશ પ્રયત્નશીલ રહેવું જ જોઇએ અને તેનો એક મુખ્ય માર્ગ એ કે અમલદારોને તે પ્રતિજ્ઞાથી તે માહિતગાર બનાવે, તેના અમલ માટે તેમને આજ્ઞાઓ મોકલાવે અને એમ કરીને તે પ્રતિજ્ઞા અંગેના ઋણમાંથી કંઇક મુક્તિ મેળવી શકે.

(૯) પ્રિયદસિ પોતે પોતાની ફરજોનું પાલન કરે છે. અને અમલદારો પાસે પણ તે તેમની ફરજોના પાલનની તીવ્ર અપેક્ષા સેવે છે. આ રીતે નૃપતિ અને અમલદારો બંને જ્યાં કર્તવ્યશીલ રહે ત્યાં પ્રજા કલ્યાણમાર્ગે સતત પ્રગતિ સાધે એ સ્વાભાવિક છે.

(૧૦) પ્રજામાં આવી ભાવના ઉત્પન્ન કરનાર નૃપતિ જગતનો એક આદર્શ રાજવી લેખાવો જોઇએ.

(૧૧) આ વાક્યનો અર્થ બે રીતે થઇ શકે છે–

એક તો એ કે–'તમને આજ્ઞા આપીને, મારી ઇચ્છા, મારો નિશ્ચય અને મારી અડગ પ્રતિજ્ઞા તમને જણાવીને, તે ઉદ્દેશની સિદ્ધિને માટે દરેક પ્રાંતમાં હું અમલદારો નીમીશ.'

અને બીજો એ કે–'......તમે પોતેજ મારા તે તે સ્થાનના અમલદારો–પ્રતિનિધિઓ રૂપ બનશો.'

ડૉ. રાધાકુમુદ, હુલ્ઝ વગેરે પ્રથમ અર્થને પસંદગી આપે છે; જ્યારે ડૉ. ભાંડારકર બીજો અર્થ પસંદ કરે છે. અમે ગુજરાતી વાક્ય એ રૂપમાં ઘડયું છે કે જેમાંથી મૂળની જેમ બંને અર્થ તારવી શકાય.

આ સ્થળે સેનાર્ટે–'મારા હુકમોને સક્રિય રીતે અનુવર્તવાને લાયક તમારા જેવા આ કાર્યમાં મને મળી રહેશે.'–એવો અર્થ લીધો છે.

અને બુલરે એવો અર્થ લીધો છે કે–' આ બાબતમાં તો બધા દેશોમાં મારા અવેક્ષકો રહેશે.'

અહીં બુલરે તો '(तु) फक्र' શબ્દ છોડી દઇને દેખીતીજ ભૂલ કરી છે અને સેનાર્ટનો અર્થ પણ રાજશાસનને અનુકૂળ નથી. વાક્યનો ખરો સ્પષ્ટાર્થ તો ઉપરના પ્રથમ વાક્યમાં જ આવી જાય છે.

(૧૨) અથવા અહીં એ અર્થ પણ થઈ શકે કે–' મને મારા ઋણમાંથી મુકત કરશો. '

(૧૩) સામ્રાજ્યની સરહદની નજીકના પ્રદેશમાં નિમાયલા મહામાત્રાઓને મુખ્યત્વે બે કામ કરવાનાં છે. એક તો સરહદવાસીઓમાં પ્રિયદસિ પ્રત્યે વિશ્વાસ ઉત્પન્ન કરવો, અને બીજું તેમનામાં ધર્માચરણ વધારવું. ધર્મ–વિજયમાં આ બંનેને પાયારૂપ લેખવામાં આવે છે. એટલે એમ જણાય છે કે આ શાસન કોતરાવતી વેળા પ્રિયદસિએ અર્થ–વિજય અને અસુર-વિજય (જુઓ તેરમા શાસનની ટી. નં. ૧૭) નો સર્વથા ત્યાગ કરી દીધો છે અને ધર્મ–વિજય પર જ તેણે પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું છે.

(૧૪) અહીં अनुचातुमासं શબ્દ ખાસ ધ્યાન-પાત્ર છેઃ કારણ કે તે પ્રિયદસિના ધર્મનો નિર્ણય કરવામાં મદદગાર બની શકે છે.

તે પોતાની જાત પ્રત્યે જેવી લાગણી ધરાવે છે, એવીજ આપણા પ્રત્યે પણ લાગણી ધરાવે છે. આપણે રાજાને તેનાં સંતાન સમાં છીએ.[૧૦]

(ટ) તમને આજ્ઞા આપીને, મારી ઈચ્છા, મારો નિશ્ચય અને મારી અડગ પ્રતિજ્ઞા તમને જણાવીને તેની સાધનાને માટે દરેક પ્રાંતમાં હું અમલદારો ધરાવીશ.[૧૧]

(ઠ) તેમને ( સરહદવાસીઓને ) આશ્વાસન આપવાની અને તેમનાં આ લોકનાં અને પરલોકનાં હિતસુખ ( જાળવવા )ની તમે યોગ્યતા ધરાવો છો.

(ડ) આમ કરવાથી તમે સ્વર્ગને મેળવશો અને મારા ઋણમાંથી મુકત પણ થશો.[૧૨]

(ઢ) વળી, આ હેતુથી આ શાસન અહીં લખાયુ છે કે મહામાત્રાઓ સરહદવાસીઓમાં વિશ્વાસ અને ધર્માચરણ ( વધારવા )ને માટે હમેશાં કતવ્યશીલ રહે.

(ણ) આ શાસન પ્રતિ ચાતુર્માસીએ[૧૪] તિષ્ય (નક્ષત્ર)માં સાંભળવું જોઇએ.

(ત) વચગાળાના દિવસે પણ સાંભળી શકાય.

(થ) પ્રસંગોપાત એક જ વ્યકિત પણ સાંભળી શકે.[૧૬]

(દ) આમ કરીને તમે ઉદ્દેશને સિદ્ધ કરવાનો પ્રયત્ન કરો.[૧૭]

---

( ૧ ) ધૌલીમા આ સ્થળે-' દેવાનુપ્રિયની આજ્ઞાથી કુમાર અને મહામાત્રાને કહેવુ કે '- એ પ્રમાણે છે

( ૨ ) પ્લેટોનો Philosopher-king નો આદર્શ અહીં અમલમા આવતો જણાય છે. કર્તવ્યને બાજુએ મૂકીને કેવળ ચિન્તન કરનાર માનવી ચિંતક ગણાય ને ચિન્તનને બાજુએ મૂકી ફાવે તેમ આદેશો કરનાર માનવી માનવકુકડીનો સરદાર ગણાય. પણ રાજાનો આદર્શ તો સૂક્ષ્મ ચિન્તન કરવુ અને પછી તેમાથી જે જે યોગ્ય જણાય તેને શકય સર્વ સાધનોથી અમલમા મૂકવુ તે છે. પ્રિયદર્શિ એ જ પ્રમાણે વર્તતો જણાય છે.

( ૩ ) આ પરથી જણાય છે કે પ્રિયદર્શિ અમલદારોને કેવળ સ્થાપિત તંત્રના વાહકો તરીકે જ નહિ, પરતુ નૃપતિની નવીન દૃષ્ટિના પ્રચારકો તરીકે પણ ઉપયોગમા લેતો હતો.

( ૪ ) આ વાકય પ્રથમ ભિન્ન શાસનમાં પણ આવે છે. ( જુઓ-કલિંગનું પ્રથમ ભિન્ન શાસન-ક ) છતા અહીં તેને ફરી રજૂ કરીને પ્રિયદર્શિ પોતાનો પ્રજા પ્રત્યેનો ઉત્કટ પિતૃભાવ દર્શાવે છે. પ્રજાને સતાન સમી લેખવી એ આર્ય રાજધર્મનું પ્રથમ લક્ષણ છે. ( જુઓ-કલિંગનું પ્રથમ ભિન્ન શાસન ટી. નં. ૬ )

(૫) આ વાક્ય પણ પ્રથમ ભિન્ન શાસનમા કોતરાયલુ છે. ( જુઓ કલિંગનું પ્રથમ ભિન્ન શાસન —ચ તથા તેની ટી. નં. ૭. )



# દ્વિતીય પરિચ્છેદ

## ગૌણ શિલાલેખો

**સાર—**

ગૌણ શિલાલેખો રૂપનાથ, સહસ્રામ, વૈરાટ, બ્રહ્મગિરિ, સિધ્ધાપુર, જટીંગ–રામેશ્વર, મસ્કી અને કલકત્તા-વૈરાટ એમ આઠ સ્થળે મળી આવે છે. તેમાંથી સહસ્રામ ને વૈરાટના લેખો રૂપનાથની નકલ સમા છે ને સિધ્ધાપુર ને જટીંગ-રામેશ્વરના લેખો બ્રહ્મગિરિની નકલ સમા છે એટલે આ પરિચ્છેદમાં રૂપનાથ, બ્રહ્મગિરિ, મસ્કી અને કલકત્તા-વૈરાટ એ ચાર મૂળ લેખો જ આપવામાં આવ્યા છે અને બાકીના શિલાલેખોમાં જે નજીવો શાબ્દિક ફેરફાર જણાય છે તે નીચે ફૂટનોટોમાં દર્શાવેલ છે.

તેમાંથી રૂપનાથના શિલાલેખમાં પ્રિયદર્સિ એમ જણાવે છે કે, 'અઢી વર્ષ લગી હું નિષ્ક્રિય–સામાન્ય ઉપાસક રહ્યો. પરંતુ એક વર્ષથી મેં સંઘયાત્રાદિ ધર્મપ્રવૃત્તિ આદરી છે. જંબૂદ્વીપમાં સર્વત્ર ધર્મપ્રચારકો મોકલ્યા છે ને ધર્મમંદિરો બંધાવરાવ્યાં છે. ધર્મલિપિઓ સર્વત્ર કોતરાય એવો બંદોબસ્ત કર્યો છે. ને ૨૫૬ મા વર્ષે આ શાસન બહાર પાડું છું.' બ્રહ્મગિરિમાં ઉપરોક્ત વિગત ઉપરાંત તે માતાપિતાદિની સેવા, સત્યવચન, જીવદયા આદિનો ઉપદેશ આપે છે; એ શાસન સુવર્ણગિરિથી ઇસલીના મહામાત્રાઓને ઉદ્દેશીને લખાયું છે. મસ્કીમાં પોતે દેવાનુપ્રિય અશોકની અનુમતિથી ઉપાસક–શ્રાવક બનેલો છે એટલી વિશેષ હકીકત છે. ને કલકત્તા–વૈરાટમાં તે મગધમાં એકત્ર થયેલા બૌધ્ધ સંઘને ધાર્મિક ચચનો અને સલાહથી ભરેલો શુભેચ્છાનો સંદેશો મોકલાવે છે તે પ્રગટ થયેલ છે. આ બધાં શાસનો પર વિગતવાર નોંધો લખીને આ પરિચ્છેદમાં પુરવાર કરવામાં આવ્યું છે કે આ શાસનોનો કોતરાવનાર નૃપતિ પ્રિયદર્સિ જૈન ધર્મી છે અને તે કેટલાક વિદ્વાનો ધારે છે તે પ્રમાણે અશોક નહિ, પરંતુ જૈન સાહિત્યમાં સંપ્રતિના નામે મશહૂર બનેલો મૌર્ય રાજવી છે.

વૈદિક, બૌદ્ધ ને જૈન–એ ત્રણ આર્યાવર્તના મુખ્ય ધર્મો વૈદિક દષ્ટિએ પતંજલિ ચાતુર્માસીની વ્યાખ્યા કરતા જણાવે છે કે–चतुर्षु मासेषु भवा चातुर्मासी–पूर्णमासी (ચાર ચાર મહિને આવતી પૂર્ણિમા તે ચાતુર્માસી) પરંતુ તેમાં કયા કયા ચાર મહિના તેનો નિર્દેશ થયો નથી જેમ કાર્તિક ફાગણ અને આષાડની પૂર્ણિમાઓ ચાતુર્માસી કહેવાય તેમ માગસર, ચૈત્ર અને શ્રાવણની પૂર્ણિમાઓ પણ ચાતુર્માસી કહેવાય છે તે ઉપરાંત વૈદિક ધર્મ સાથે પ્રિયદર્સિને બહુ સંબંધ પણ નથી એટલે ચાતુર્માસીના નિર્ણય માટે બૌદ્ધ અથવા જૈન ધર્મમાં જ શોધ ચલાવવી જોઈએ તેમાં બૌદ્ધોમાં તો ચાતુર્માસીનો ખાસ નિર્દેશ નથી એટલે જૈન ધર્મ જ તેનો ઉકેલ આપી શકે તેમ છે

જૈન શાસ્ત્રો કાર્તિક સુદ ચૌદશ ફાગણ સુદ ચૌદશ ને આષાડ સુદ ચૌદશને ચાતુર્માસી તરીકે ઓળખાવે છે હંમેશા તેમજ આ ત્રણ વર્જીને બાકીની નવ ચતુર્દશીએ કરવાની ધાર્મિક ક્રિયાઓ અને આ મહત્ત્વની ત્રણ ચાતુર્માસીએ કરવાની ધાર્મિક ક્રિયાઓમાં પણ તફાવત હોય છે. પાપની આલોચનાને માટે જૈનો પ્રતિક્રમણ કરે છે તેના પાંચ પ્રકાર છે–રાઈ, દેવસી, પક્ખી ચાઉમાસી ને સંવચ્છરી તેમ ચાઉમાસી પ્રતિક્રમણ તો ઉપરોક્ત ત્રણ ચાતુર્માસીની સંખ્યાએ જ થઈ શકે છે તે ત્રણે ચાતુર્માસીએ જૈન ઉપાશ્રયામાં ખાસ વ્યાખ્યાન વંચાય છે તે ત્રણે ચાતુર્માસીમાં જૈનો અઠ્ઠેક અઠ્વાડિયાં લગી સાંસારિક પ્રવૃત્તિમાં ખૂબજ મંદતા જાળવે છે આ ત્રણે દિવસને ધાર્મિક ક્રિયાઓ માટે ખૂબજ પવિત્ર દિવસો તરીકે લેખવામાં આવે છે એટને અનુચાતુર્માસ શબ્દથી પ્રિયદર્સિ એ જ સૂચવવા માગતો જણાય છે કે પ્રજાએ ઉપરોક્ત ત્રણ દિવસે આ ધર્મલિપિનું શ્રવણ કરવું

(૧૫) ધૌલીમાં આ સ્થળે ' તિષ્ય નક્ષત્રમાં ' એ પ્રમાણે છે અહીં આખા વાક્યનો અર્થ–'પ્રતિ ચાતુર્માસીએ તિષ્ય (નક્ષત્ર)માં સાંભળવું જોઈએ– એમ હોવાને બદલે ' પ્રતિ ચાતુર્માસીએ અને તિષ્ય નક્ષત્રમાં સાંભળવું જોઈએ –એમ હોવા વિશેષ સંભવ છે, કેમકે પ્રતિ ચાતુર્માસીએ કંઈ તિષ્ય નક્ષત્ર આવી ન શકે પાંચમો મુખ્ય સ્થંભ–લેખ કે જ્યાં પણ ચાતુર્માસી તેમજ તિષ્ય નક્ષત્ર બંનેનો નિર્દેશ થયો છે, ત્યાં જણાવ્યું છે કે–' ત્રણ ચાતુર્માસી અને તિષ્ય (નક્ષત્ર)ની પુનમના અરસામાં ત્રણ દિવસો–(શુક્લ પક્ષની) ચૌદશ પુનમ તથા (કૃષ્ણ પક્ષની) એકમ દરમ્યાન '

આ પરથી આ વાક્યનો અર્થ ' ત્રણ ચાતુર્માસી અને તિષ્ય નક્ષત્ર એમ જ લેવાવો જોઈએ તેમાથી ત્રણ ચાતુર્માસી અંગેની નોંધ ઉપર ( ટી નં ૧૪) આવી ગઈ છે અને તિષ્ય નક્ષત્ર અંગે ખુલાસા માટે જુઓ કલિંગનુ પ્રથમ ભિન્ન શાસનની ટી નં ૧૯

(૧૬) અહીં આ અર્થ હુલ્ત્ર અને ડૉ૦ રાધાકુમુદને અનુસરીને લીધો છે ડૉ૦ ભાંડારકર બંને–( त ) અને ( थ )– વાક્યોને જોડી દઈ નીચે પ્રમાણે અર્થ કરે છે—

'ખરેખર તિષ્ય–દિવસોમાં દરેક ઉત્સવે એક ( અમલદાર ) પણ તે સાંભળે'

આ બંને વાક્યોના જોડાણથી એક એ અર્થ પણ નીકળી શકે છે કે—

પ્રસંગ પડતા કોઈ એક જ વ્યક્તિ તિષ્યના વચગાળાના દિવસોમાં પણ તે સાંભળી શકે '

આ રીતે શોકના પ્રસંગે દિલાસા માટે કે ઉત્સવના પ્રસંગે ધર્મકાર્ય અને ધર્મિક વાંચનની પ્રથા પ્રાચીન કાળમાં જૈન સંઘમાં પ્રચલિત હતી કલ્પસૂત્રનુ જાહેર વાચન પણ એવા જ પ્રસંગને આભારી છે

( ૧૭ ) પ્રિયદર્સિ પ્રત્યે પ્રજાનો વિશ્વાસ કેળવવો અને ધર્મનો પ્રચાર કરવો એ ઉદ્દેશનુ સ્પષ્ટીકરણ કરીને પછી પ્રિયદર્સિ તેની સિદ્ધિના ઉપાય સૂચવે છે અને અમલદારોને તે માટે સતત પ્રયત્નશીલ રહેવાની સલાહ આપે છે



# દ્વિતીય પરિચ્છેદ

## ગૌણ શિલાલેખો

### સાર—

ગૌણ શિલાલેખો રૂપનાથ, સહસ્રામ, વૈરાટ, બ્રહ્મગિરિ, સિધ્ધાપુર, જટીંગ–રામેશ્વર, મસ્કી અને કલકત્તા-વૈરાટ એમ આઠ સ્થળે મળી આવે છે. તેમાંથી સહસ્રામ ને વૈરાટના લેખો રૂપનાથની નકલ સમા છે ને સિધ્ધાપુર ને જટીંગ-રામેશ્વરના લેખો બ્રહ્મગિરિની નકલ સમા છે એટલે આ પરિચ્છેદમાં રૂપનાથ, બ્રહ્મગિરિ, મસ્કી અને કલકત્તા-વૈરાટ એ ચાર મૂળ લેખો જ આપવામાં આવ્યા છે અને બાકીના શિલાલેખોમાં જે નજીવો શાબ્દિક ફેરફાર જણાય છે તે નીચે ફૂટનોટોમાં દર્શાવેલ છે.

તેમાંથી રૂપનાથના શિલાલેખમાં પ્રિયદર્સિ એમ જણાવે છે કે, ' અઢી વર્ષ લગી હું નિષ્ક્રિય-સામાન્ય ઉપાસક રહ્યો. પરંતુ એક વર્ષથી મેં સંઘયાત્રાદિ ધર્મપ્રવૃત્તિ આદરી છે. જંબૂદ્વીપમાં સર્વત્ર ધર્મપ્રચારકો મોકલ્યા છે ને ધર્મમંદિરો બંધાવરાવ્યાં છે. ધર્મલિપિઓ સર્વત્ર કોતરાય એવો બંદોબસ્ત કર્યો છે. ને ૨૫૬ મા વર્ષે આ શાસન બહાર પાડું છું.' બ્રહ્મગિરિમાં ઉપરોકત વિગત ઉપરાંત તે માતાપિતાદિની સેવા, સત્યવચન, જીવદયા આદિનો ઉપદેશ આપે છે; એ શાસન સુવર્ણગિરિથી ઇસલીના મહામાત્રાઓને ઉદ્દેશીને લખાયું છે. મસ્કીમાં પોતે દેવાનુપ્રિય અશોકની અનુમતિથી ઉપાસક–શ્રાવક બનેલો છે એટલી વિશેષ હકીકત છે. ને કલકત્તા–વૈરાટમાં તે મગધમાં એકત્ર થયેલા બૌધ્ધ સંઘને ધાર્મિક સૂચનો અને સલાહથી ભરેલો શુભેચ્છાનો સંદેશો મોકલાવે છે તે પ્રગટ થયેલ છે. આ બધાં શાસનો પર વિગતવાર નોંધો લખીને આ પરિચ્છેદમાં પુરવાર કરવામાં આવ્યું છે કે આ શાસનોનો કોતરાવનાર નૃપતિ પ્રિયદર્સિ જૈન ધર્મી છે અને તે કેટલાક વિદ્વાનો ધારે છે તે પ્રમાણે અશોક નહિ, પરંતુ જૈન સાહિત્યમાં સંપ્રતિના નામે મશહૂર બનેલો મૌર્ય રાજવી છે.

## रुपनाथ

१ (क) देवानंपिये हेवं[1] आहा (ख) सातिरकेकानि[2] अढतियानि व[3] य सुमि मकास सके[4] (ग) नो चु वाढि पकते (घ) सातिलेके चु छवछरे[5] य सुमि हकं सघ उपेते

२ बाढि च पकते (ङ) या इमाय कालाय जंबुदिपसि अमिसा देवा हुसु ते दानि मिसा कटा (च) पकमसि[6] हि एस फले (छ) नो च एसा महतता पापोत वे खुदकेन[7]

३ पि पकममिनेना[8] सकिये पिपुले[9] पा[10] स्वगे आरोधेवे[11] (ज) एतिय अठाय च सावने[12] कटे खुदका च उडाला च पकमतु[13] ति अता पि च जानंतु इय पकरा[14] व

४ किति चिरठितिके सिया (झ) इय हि अठे वढि वढिसिति विपुल च वढिसिति अप-लधियेना दियढिय वढिसत[15] (ञ)[16] इय च अठे पवतिसु लेखापेत वालत (ट) हध[17] च अथि

५ सालाठमे[18] सिलाठंभसि[19] लाखापेतवय त[20] (ठ) एतिना च वयजनेना यावतक तुपक[21] अहाले सवर[22] विवसेतवाय[23] ति (ड) व्युठेना सावने कटे (ढ) २०० ५० ६ स-

६ त विवासा व[24]

---

१ वै. અને બ્ર. મા હેવ નથી. બ્ર મા આહા ને સ્થળે આણપયતિ છે.

२ सातिरेकानि જોઈએ. સેનાર્ટ અને બુહ્‌નર सातिलेकानि વાંચે છે

૩ વૈ બ્ર અને શિ મા આ સ્થળે वसानि, સ. મા सवछलानि અને મ મા वपानि છે. તે જોતા અહીં પણ वसानि હોવા સંભવ છે વ એ કદાચ वसानि નુ ટૂકું રૂપ હોય.

४ મ ના લેખને અનુસરીને કુલ્હ્‌ઝ અહીં प्रकास सक વાંચે છે પણ તે વાચન નથી મૂળ સાથે મળતુ, નથી બીજા લેખો સાથે મળતું, નથી બુહ્‌નર વગેરેના વાચનો સાથે મળતું. મૂળમા पाका सावके વચાય છે બુહ્‌નર માને છે કે हकम् ને સ્થળે સહેજ ગફલતથી पाका લખાયલ હોવુ જોઈએ. એ જ સ્થળે વૈ મા हक उपासके स. મા उपासक सुमि બ્ર. મા हक . सके અને શિ. મા हक उपासके છે.

५ संवछरे હોવું જોઈએ. બ્ર. અને શિ. મા પણ તેમજ છે.

६ વૈ ... क्रमस બ્ર. શિ पकमस

૭ સેનાર્ટ અને બુલર આની પછી हि અને क એમ બે અક્ષર વધારે વાંચે છે.

૮ બુલર परुममिनेना વાંચે છે. स. पलकममीनेना वै.... कममिनेना ब्र. पकमि...णेण शि. प...न

૯ विपुले હોવું જોઇએ. वै. स. ब्र. ને शि. માં પણ विपुले છે.

૧૦ पि હોવું જોઇએ. સેનાર્ટ અને બુલર पि વાંચે છે તેમજ वै. ને स. માં પણ पि છે.

૧૧ બુલર आरोधवे વાંચે છે. હોવું જોઇએ आराधेतवे वै. आलाधेतवे स. आला...वे. ब्र. અને शि. आराधेतवे म. अधिगतवे

૧૨ स. सावाने ब्र. सावणें सावापिते शि. सावणे सावित

૧૩ સેનાર્ટ અને બુલર पकमंतु વાંચે છે. स. पलकमंतु वै. पलकमतु ब्र. पकमेयु शि. पकमेयु

૧૪ સેનાર્ટ અને બુલર पकमे સૂચવે છે. स. पलाकमे ब्र. पक...शि. पकमे

૧૫ वढिसिति હોવું જોઇએ. वै.અને स. માં वढिसति છે; ब्र. અને शि. માં वढिसिति છે.

૧૬ બીજા લેખો અહીંથી સહેજ હેરફેર ને ફેરફાર સાથે ટૂંકાણમાં પૂરા થાય છે—स. इयं च सवने विवुथेन दुवे सपंना लाति सता विवुथा ति २०० ५० ६ इम च अठं पवतेसु लिखापयाथा य... वा अथि हेता सिलाथंभा तत पि लिखापयथ ति

वै. તૂટી ગયો છે.

ब्र. અને शि. इयं च सावणे सावापिते व्यूथेन २०० ५० ६

૧૭ સેનાર્ટ અને બુલર द्विष સૂચવે છે.

૧૮ सिलाथंमे હોવું જોઇએ. બુલર પણ એમજ વાંચે છે.

૧૯ लिखा હોવું જોઇએ. स. માં પણ તેમજ છે.

૨૦ ति હોવું જોઇએ. स. માં પણ તેમજ છે.

૨૧ સારનાથની જેમ तुफाकं હોવાનો વિશેષ સંભવ છે.

૨૨ સારનાથની જેમ सवत હોવું જોઇએ.

૨૩ विवासेतवियै હોવું જોઇએ.

૨૪ ति હોવું જોઇએ.

## રૂપનાથ

(क) દેવાનુપ્રિય આ પ્રમાણે કહે છે—

(ख) અઢીના કરતા વધારે વર્ષ લગી હુ શ્રાવક[1] હતો

(ग) પણ (તે દરમિયાન) મે ખૂબ પરાક્રમ કરેલુ નહિ[2]

(घ) (પરતુ હવે) ખરેખર, એક વરસ કરતા વધારે વખતથી હુ સઘની સાથે જોડાયો છુ અને મે ખૂબ પરાક્રમ કરેલુ છે[3]

(ङ) એ મુદ્દત દરમિયાન, જબૂદ્રીપમા જે દેવો મિશ્ર થયા ન હતા તેમને મિશ્ર કરવામા આવ્યા[4]

(च) પરાક્રમનુ ફળ આ છે

(छ) (તે) માત્ર ઉપલી કોટિના એજ મેળવવાનુ નથી, પણ નીચલી કોટિનો પણ ખરેખ પરાક્રમ કરે તો (લોકોને) પુષ્કળ સ્વર્ગીય સુખ અપાવી શકે છે[5]

(ज) એ હેતુને માટે આ સ દેશ પ્રગટ કરવામા આવ્યો છે કે–નીચલી કોટિના અને ઉપલી કોટિના–ઉક્ત હેતુને માટે પરાક્રમ કરે સરહદવાસીઓ પણ એ જાણે અને એ પરાક્રમ ચિરસ્થાયી બને[6]

(झ) વળી, આ હેતુ વધશે એટલુજ નહિ, પણ તે પુષ્કળ વધશે, (નિદાન) દોઢ ગણો વધશે

(ञ) આ બાબત પર્વતોના ઉપર કોતરાવવી.[8]

(ट) અહીં અને દૂર જ્યા કોઈ શિલાસ્ત ભ હોય ત્યા એ શિલાસ્ત ભના ઉપર તે કોતરાવવી

(ठ) વળી, આ મોઢાના હુકમથી તમે તમારી હદ પહોચતી હોય ત્યા સુધી સર્વ ફેરવણીએ નીકળી પડો[10]

(ड ढ) સવત્સરના ૨૫૬મા વર્ષે આ સ દેશો બહાર પાડવામા આવ્યો છે[11]

---

१ આ શ દ પ્રિયદર્શિનના ધર્મનો નિર્ણય કરવામા મહત્ત્વનો ભાગ ભજવે છે એટલે તેના પર અહી વિશેષ ચર્ચા જરૂરી છે

આ સ્થળે મૂળમ પાકા સાવક વચાય છે પર પ્રિયદર્શિન બૌદ્ધ હતા એ મતને સ્વીકારી લઈ બુહ્લર ત્યા પ્રકાશ સક વાચે છે પણ જ્યારે

મન્તવ્ય સાચું હોવા વિષે જ શંકા રજૂ કરવાની છે ત્યારે તો મૂળ વાચનને જ ધ્યાનમાં રાખવું જોઇએ. આ જ સ્થળે વૈ. અને શિ. ના શિલાલેખોમાં हकं उपासके છે અને બ્ર. માં हकं...सके તથા स. માં उपासके सुमि છે. બુલ્હર આ બધાં વાંચનોને ધ્યાનમાં લઇ રૂપનાથમાં पाका सावके ને ઠેકાણે हकं सावके સૂચવે છે. મ. માં આ સ્થળે अं सुमि बुपासके છે. ત્યાં પણ પ્રિયદર્શિનને બૌધ્ધ માની લઇને હુલ્ઝ अं सुमि बुधशके વાંચે છે. પણ તે વાચન શંકાસ્પદ હોવાનું તો તે પોતે પણ કબૂલ રાખે છે. આ સંયોગોમાં આ વાકય પ્રિયદર્શિનને કોઇ પણ રીતે બૌધ્ધ ઠેરવી શકતું નથી. મૂળ વાંચનના આધારે તેનો અર્થ ફક્ત એટલો જ થાય છે કે, 'અઢીના કરતાં વધારે વર્ષ લગી હું શ્રાવક ( અથવા-બીજા શિલાલેખોનાં વાંચનો પ્રમાણે-ઉપાસક ) હતો.' બંને શબ્દને બૌદ્ધ ધર્મમાં કંઈક સ્થાન છે છતાં અહીં તે જે અર્થમાં વપરાયા છે તે ગણતરીએ તો તે જૈનત્વના જ સંપૂર્ણ સૂચક છે.

૨ જૈનોના મુખ્ય પાંચ આચાર-જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર ને વીર્યાચાર-માં પાંચમો આચાર પરાક્રમને અનુલક્ષીને છે. તેમાં દરેક શ્રાવકને યથાશકિત પરાક્રમ કરવાનું સૂચવેલું છે. તેની વ્યાખ્યા-

अणिगुहि अवल वीरियो परकमइ जो जउत माउतो।
जुंजइ स जहा थामं नायव्यो वीरिया यारो॥

અહીં પ્રિયદર્શી એ જ સ્વરૂપમાં પરાક્રમનો નિર્દેશ કરે છે.

(૩) કેટલાક આ વાકયનો અર્થ એવો કરે છે કે, 'ખરેખર, એક વરસ કરતાં વધારે વખતથી હું સંઘમાં દાખલ થયો છું અને મેં ખૂબ પરાક્રમ કરેલું છે.' પરંતુ મૂળ ક્રિયાપદ उपेते નો અર્થ દાખલ થવું કે જોડવું એવો થતો નથી પરંતુ ...ની સાથે સમાગમમાં આવવું અથવા પ્રયાણ કરવું એવો થાય છે. અને સંઘમાં દાખલ થવાના વિષયમાં તો ઉપાસક કે શ્રાવક બનવાથી માનવી સ્વાભાવિક રીતે જ સંઘમાં દાખલ થઇ જાય છે. એટલે અહીં તો તે મોટા ખડકલેખોમાંના આઠમા શાસનમાં સૂચવાયા પ્રમાણે ધર્મયાત્રાએ નીકળ્યો હોય એમ જણાય છે. જૈન પ્રથામાં એને સંઘ-પ્રયાણ તરીકે ઓળખાવવામાં આવે છે.

(૪) આ વાકયનો અર્થ ઘણાખરા સંશોધકોએ ગૂંચવી નાંખ્યો છે. પરદેશી વિવેચકોએ તો એટલું જ જણાવ્યું છે કે, 'દેવોને મનુષ્યની સાથે મેળવવામાં આવ્યા.' પણ તેનો સ્પષ્ટાર્થ તેઓ કરી શકેલ નથી. ડો. થોમસ એમ કહે છે કે, 'દેવોથી અણજાણ એવી હિંદની જંગલી જાતિઓને તેણે દેવોનું જ્ઞાન આપ્યું. દેવપૂજાને માર્ગે વાળી-દેવો સાથે સંમિલિત કરી.' પણ પ્રિયદર્શિને સ્પષ્ટ રીતે જંબૂદ્વીપ શબ્દ વાપર્યો છતાં તેનો અર્થ હિંદ લેવો એ વ્યાજબી નથી, તેમજ મિશ્ર શબ્દ એ અર્થને સુસંગત નથી. ડો૦ ભાંડારકર કહે છે કે, 'તેણે લોકોને એટલા બધા પવિત્ર બનાવી મૂકયા કે તેઓ મરીને સ્વર્ગમાં દેવોની સાથે મિશ્રિત બન્યા.' આવા અર્થની સંભવિતતાના ટેકામાં તેઓ આપસ્તંબીય-ધર્મસૂત્રનું सहदेव-मनुष्या अस्मिंल्लोके पुरा बभूवु:-એ વાકય ટાંકે છે. પણ આ અર્થ એટલા ખાતર સંભવિત નથી કે મૂળમાં મિશ્ર કરવાની ક્રિયા અને મિશ્રણ બંને જંબૂદ્વીપમાં જ થયેલ હોવાનું સૂચન છે. ડો૦ રાધા કુમુદ એવો અર્થ કરે છે કે તેણે 'ધર્મ-દેવથી દૂર રહેલા માનવોને ધર્મ-દેવ બક્ષ્યા.' પરંતુ આ વાકયમાં પણ મિશ્ર શબ્દ સુસંગત નથી લાગતો.

આ વાકયનો સાચો અર્થ તો એ સંભવે છે કે—'જે પ્રદેશમાં અત્યારલગી દેવો (મુનિઓ) વિચરતા નહોતા ત્યાં તેમના વિહારનો પ્રબંધ કરવામાં આવ્યો; એટલે કે જે અનાર્ય પ્રજા આજલગી સાધુઓની સાથે મિશ્ર નહોતી બની અથવા તો સાધુઓ જે પ્રજાની સાથે મિશ્ર નહોતા બન્યા ત્યાં પણ મુનિ-વિહારનો પ્રબંધ કરીને પ્રિયદર્શીએ એ બંને વર્ગને મિશ્ર બનાવ્યા.'

સાથોસાથ એ અર્થ પણ સંભવિત છે કે, 'આજલગી અનાર્ય પ્રજાઓ દેવમંદિરો અને મૂર્તિઓથી અણજાણ-અમિશ્રિત હતી. પરંતુ પ્રિયદર્શીએ સમસ્ત જંબૂદ્વીપને દેવમંદિરો અને અને પ્રભુ પ્રતિમાઓથી અલંકૃત બનાવીને તે ઉણપ દૂર કરી છે. એટલે કે જંબૂદ્વીપની પછાત પ્રજાઓને પણ હવે પ્રભુપૂજનનો લ્હાવો મળે છે.'

બૌદ્ધ ગણતરીએ અશોક અને જૈન ગણતરીએ સંપ્રતિ બંનેએ આ કાર્ય કરેલું છે. પરંતુ અશોકે તે પોતાના રાજ્યાભિષેકના અંતરમા વર્ષે અને બૌદ્ધ ધર્મના સ્વીકાર પછી એક દશકો વીતી ગયા પછી કરેલું છે જ્યારે સંપ્રતિએ રાજ્યાભિષેક પછી તરતમાં જ જૈન ધર્મ સ્વીકાર્યો છે અને જૈન ધર્મના સ્વીકાર પછી તરતમાજ આ પ્રવૃત્તિ હાથ ધરી છે એટલે ઉપર્યુક્ત વિધાન અશોકના કરતા સંપ્રતિનું હોવાનો સંભવ વધારે પ્રમાણભૂત બને છે.

(૫) ઉપલી કોટિ અને નીચલી કોટિના અર્થ સંબંધમાં પણ સંશોધકો હજુ સ્પષ્ટ બની શકયા નથી. કોઇ તેનો અર્થ અમીરવર્ગ અને સામાન્યવર્ગ એમ કરે છે, કોઇ રાજા અને અમલદાર એવો કરે છે પણ અહીં ધર્મકાર્ય પરત્વેનું પરાક્રમ હોઇ એ ગણના અસ્થાને ઠરે છે ખરો અર્થ તો એ છે કે જૈન સંઘમાં 'સર્વવિરતિ અને દેશવિરતિ' એવી બે વર્ગ—ગણનાઓ છે સર્વવિરતિ એટલે સાધુ-સાધ્વી, દેશવિરતિ એટલે શ્રાવક-શ્રાવિકા સર્વવિરતિ ઉપલી કોટિના ગણાય છે, દેશવિરતિ નીચલી કોટિના ગણાય છે. પ્રિયદર્શિન એમ કહેવા માગે છે કે, 'કેવળ સર્વવિરતિ સાધુ-સાધ્વીઓજ ધાર્મિક-પરાક્રમ કરી શકે એમ નથી, દેશવિરતિ પણ યોગ્ય પરાક્રમ કરીને લોકોને પુષ્કળ સ્વર્ગીય સુખ અપાવી શકે છે' ને દ્દષ્ટાંતમાં તે પોતે દેશવિરતિ હોવા છતા એવું પરાક્રમ કરી શકયો છે તેનું, ઉપર જ તેણે સૂચન કરી લીધું છે

આ વાકયમાં ' પરાક્રમ કરે તો (લોકોને) પુષ્કળ સ્વર્ગીય સુખ અપાવી શકે છે' તે અર્થને સ્થાને ' પરાક્રમ કરે તો (તે પોતે) પુષ્કળ સ્વર્ગીય સુખ મેળવી શકે છે' એ અર્થ પણ સંભવિત છે

તે ઉપરાંત આ વાકયમાં પ્રિયદર્શી પુણ્ય અને પરાક્રમના ફળ તરીકે સ્વર્ગીય સુખનો જ નિર્દેશ કરે છે. જૈન દૃષ્ટિએ આત્માનું અંતિમ ધ્યેય મુક્તિ હોવું જોઇએ અને બૌદ્ધ દૃષ્ટિએ અંતિમ ધ્યેય નિર્વાણ હોવું જોઇએ. તો પછી પ્રિયદર્શી સ્વર્ગનો જ નિર્દેશ કેમ કરે ?—બૌદ્ધ દૃષ્ટિ આ પ્રશ્નનો ઉત્તર આપી શકે તેમ નથી કેમકે તેમ કરવા જતા નિર્વાણના એના અંતિમ ધ્યેયને હાનિ પહોંચે છે પણ જૈન દૃષ્ટિએ આ વિધાન સંપૂર્ણ સુસંગત છે

જૈનો કાળચક્રની બે ગતિ બતાવે છે એક ઉત્સર્પિણી (ઉર્ધ્વગામી) બીજી અવસર્પિણી (અધોગામી) આ બને ગતિને છ છ આરા હોય છે તેમાંથી અત્યારે કાળચક્રની અવસર્પિણી (અધોગામી) ગતિ ચાલી રહી છે અને તેમાં પાંચમો આરો પ્રવર્તે છે. આ આરો પાપ અને કુટિલતાનો પ્રેરક છે આ આરામાં છેલ્લામાં છેલ્લી મુક્તિ મેળવનાર મહાપુરુષ શ્રી જંબુસ્વામી હતા. (અવસાન ઇ સ પૂર્વે ૪૬૩) તે પછી મુક્તિના દ્વાર બંધ થઇ ગયા છે અને માનવીને માટે સ્વર્ગનો માર્ગ જ ખુલ્લો રહ્યો છે એટલે જૈન દૃષ્ટિએ આ કાળમાં અંતિમ ધ્યેય તરીકે સ્વર્ગનો નિર્દેશ કરવો તે વ્યાજબી છે, પણ બૌદ્ધ દૃષ્ટિએ તે અસંગત છે

(૬) ધર્મમાર્ગે શક્તિનો સદુપયોગ તે પરાક્રમ એ પરાક્રમ કેવળ પોતાની પ્રજામાં જ નહિ પરંતુ સાથોસાથ સરહદી પ્રજાઓમાં પણ ચિરસ્થાયી બનાવવાની ભાવના દર્શાવીને પ્રિયદર્શી પોતાની વિશ્વ કલ્યાણની મહેચ્છાનું દર્શન કરાવે છે

(૭) ધાર્મિક પ્રવૃત્તિઓમાં સતત વધારો થતો રહે તે માટે પ્રિયદર્શી વધારા પર ફરીફરીને ભાર મૂકે છે અને ઓછામાં ઓછા દોઢા વધારાની તો તે અપેક્ષા રાખે જ છે.

(૮) આ વાકય એવું સૂચન કરે છે કે નાના ખડક લેખો મોટા ખડક-લેખોની પૂર્વે કોતરાવવામાં આવ્યા છે આ લેખ શિલા પર પહેલ-પ્રથમ કોતરાવતો હોઇને પ્રિયદર્શી આ પ્રમાણે સૂચન કરે છે

(૯) આ વાકય એમ સૂચવે છે કે પ્રિયદર્શિનની પૂર્વેના રાજાઓએ પણ સ્થંભો ઉભા કરાવ્યા હતા. ફાહિયાન, હ્યુએનસંગ આદિ પરદેશી મુસાફરોની નોંધ તેમજ બૌદ્ધ સાહિત્યના નિર્દેશો પરથી આપણે એટલું તો સ્પષ્ટ જોઇ શકયા છીએ કે આર્યાવર્તમાં સૌથી પ્રથમ સંખ્યા બંધ (૮૪૦૦૦!) સ્થંભો અશોકે ઉભા કરાવરાવ્યા હતા. એટલે આ નિર્દેશ પરથી પ્રિયદર્શી સ્વાભાવિક રીતે જ અશોકનો અનુગામી સંપ્રતિ ઠરે છે.

(૧૦) આ વાક્ય પરથી એવો ભાવાર્થ તારવી શકાય છે કે રૂપનાથનો લેખ એ અશોકનું સૌથી પહેલું શાસન છે. કેમકે કેવળ આ એકજ શાસનમાં તે પોતાનાં શાસનોને પર્વતો અને શિલાસ્તંભો પર કોતરાવવાની સૂચના કરે છે અને હજી લગી પોતાનાં શાસનો મૌખિક છે એમ દર્શાવે છે. હવે તે અમલદારોને એ શાસનોના અમલ માટે અને તેમને યોગ્ય સ્થાને કોતરાવવાને ફેરવણીએ નીકળી પડવાની સૂચના કરે છે.

(૧૧) આ વાક્યે અને ૨૫૬–ના આંકે સંશોધકોને ખૂબ જ મૂંઝવણમાં મૂક્યા છે. તે આંકની શરૂઆતના ભાગમાં વપરાયલ વ્યુઠ શબ્દનો અર્થ કોટલ્ય 'સંવત્સર, મહિનો, પખવાડિયું અને દિવસ' એ પ્રમાણે કરે છે. બૌધ્ધાયન ધર્મસુત્રમાં તેનો અર્થ '( પ્રાર્થનામાં ) ગળાયલી રાત' એ પ્રમાણે દર્શાવાયો છે.

જ્યાંસુધી એમ મનાતું હતું કે પ્રિયદર્શિને નાના ખડકલેખો બીજા લેખોની પછી કોરાવેલા છે અને પ્રિયદર્શિન એ અશોક એટલે બૌદ્ધ હતો ત્યાંસુધી આ આંકને બુદ્ધ સંવત સાથે સાંકળી દેવામાં આવતો. કેમકે બુ. સં. ૨૧૮ માં અશોકનો રાજ્યાભિષેક થયેલો છે અને ૨૫૬ એટલે તેના રાજ્યાભિષેકનું ૩૮ મું વર્ષ–જે અર્થ કેટલાક વિદ્વાનો સ્વીકારી લેતા હતા. પરંતુ આ લખના ઝીણવટભર્યા વાંચનથી જણાયું કે તે તો તેનો શરૂઆતનો લેખ છે અને તેના રાજ્યાભિષેકના બારમા વર્ષે કોરાયલા મોટા ખડકલેખો કરતાં પણ પ્રથમ કોરાયલો છે ત્યારે બુદ્ધ સંવતની વાત અસ્થાને ઠરી. બીજી બાજુ પ્રચારક અર્થ સૂચવતો વિવાસા શબ્દ પણ અદ્ધર રહી જતો હતો. એટલે આ વાક્યનો અર્થ–'પર્યટને નીકળેલા રાજાએ ( પર્યટનના ) ૨૫૬ મા દિવસે આ શાસન સંભળાવ્યું ને તેના અમલ માટે પ્રચારકો ફેરવણીએ નીકળ્યા' અથવા 'રાજાએ પોતાના પર્યટન દરમિયાન આ શાસન સંભળાવ્યું અને તેના અમલ માટે ૨૫૬ પ્રચારકો ફેરવણીએ નીકળ્યા' અથવા 'રાજાએ...૨૫૬ વખત આ શાસન સંભળાવ્યું' ઇત્યાદિ કરાશે. પરંતુ આ અર્થો જૈન ગણનાના આધાર લીધા વિના જરા પણ સ્પષ્ટ બની શકે તેમ નથી.'

આ શાસનમાં લેખો કોતરાવવા વગેરે અંગે જે ત્વરિત સૂચનાઓ અપાયલી છે તે પરથી એટલું તો સ્પષ્ટ તારવી શકાય છે કે પ્રિયદર્શિને એ ગાળામાં જ પોતાનાં ઘણાં ખરાં શાસનો કોતરાવ્યાં છે. અને મોટા ખડકલેખો પરથી આપણે એ પણ જાણીએ છીએ કે તેણે આ પ્રવૃત્તિ પ્રધાનતઃ પોતાના રાજ્યાભિષેકના બારમા વર્ષે આદરેલી છે. જૈન ઐતિહાસિક ગણતરીએ સંપ્રતિના રાજ્યાભિષેક માટે ત્રણ સાલ મળી આવે છેઃ (૧) મ. સં. ૨૩૭. [ જુઓ પૃ. ૩૫ ]; (૨) મ. સં. ૨૩૫ [જુઓ પૃ. ૩૩–ટી. નં. ૨૬]; (૩) મ. સં. ૨૪૪ [ જુઓ પૃ. ૩૩–ટી. નં. ૨૬ ]. આ ત્રણે સાલ ૨૫૬ ના આ આંક સાથે મળી રહે તેમ છે. કેમકે ૨૪૪ લઇએ તો રાજ્યાભિષેકના બારમા વર્ષે શિલાલેખ કોતરાયો ગણી શકાય, ૨૩૭ લઇએ તો રાજ્યાભિષેકના ઓગણીસમા વર્ષે અને ૨૩૫ લઇએ તો એકવીશમા વર્ષે શિલાલેખ કોતરાયો ગણાય. આમાંથી વધારે સંભવ બારમા વર્ષનો છતાં ઓગણીસમા વર્ષને પણ હજી સ્થાન છે. કેમકે કેટલાક વિદ્વાનો ગૌણ શિલાલેખો કોતરાવાનો સમય મુખ્ય શિલાલેખોની પછીનો ગણે છે ને તે સાચું ને સપ્રમાણ ઠરે તો ગૌણ શિલાલેખો રાજ્યાભિષેકના વીશમા વર્ષ લગભગમાં કોતરાય. તે સંયોગોમાં ૨૩૭ની સાથે ૨૫૬ નો સુમેળ સંપૂર્ણતઃ મળી રહે.

અને પર્યટન અર્થ લેવો હોય તો તે પણ જૈન ગણતરીએ તો મળી જ રહે છે. કેમકે લેખના પૂર્વાર્ધમાં પ્રિયદર્શીએ સ્પષ્ટ જણાવ્યું છે કે અઢી વર્ષ કરતાં વધારે વખત લગી તે ઉપાસક હતો પણ તે દરમિયાન તેણે કંઇ પરાક્રમ કરેલું નહિ, પરંતુ એકાદ વર્ષ કરતાં વધુ વખતથી તેણે સંઘયાત્રાનું પરાક્રમ આદર્યું છે. આ શાસન જાહેર કરવાના દિવસે તેને સંઘયાત્રાની પ્રવૃત્તિ આદર્યાને એક વર્ષ થઇ ગયું છે, અને પોતે સંઘની સાથે યાત્રાએ નીકળી ચૂક્યાને ૨૫૬ દિવસ થયા છે.

વ્યુથ શબ્દને ધ્યાનમાં લેતાં અહીં એક અર્થ એ પણ સંભવે છે કે–મ. સં. ૨૩૭ માં નિવૃત્તિ લઇને અને સંપ્રતિને સિંહાસન સોંપીને ૧૯ વર્ષ પછી–મ. સં. ૨૫૬ માં–અશોક અવસાન પામ્યો છે. ૨૫૬ ના આંકથી પ્રિયદર્શી કદાચ તે પ્રસંગનો પણ નિર્દેશ કરવા ઇચ્છતો હોય.

બૌદ્ધ ગણતરીએ અશોક અને જૈન ગણતરીએ સંપ્રતિ બંનેએ આ કાર્ય કર્યુ છે. પરંતુ અશોકે તે પોતાના રાજ્યાભિષેકના અઢારમા વર્ષે અને બૌદ્ધ ધર્મના સ્વીકાર પછી એક દશકો વીતી ગયા પછી કરેલુ છે જ્યારે સંપ્રતિએ રાજ્યાભિષેક પછી તરતમા જ જૈન ધર્મ સ્વીકાર્યો છે અને જૈન ધર્મના સ્વીકાર પછી તરતમાજ આ પ્રવૃત્તિ હાથ ધરી છે એટલે ઉપર્યુક્ત વિધાન અશોકના કરતા સંપ્રતિનુ હોવાનો સંભવ વધારે પ્રમાણભૂત બને છે.

(૫) ઉપલી કોટિ અને નીચલી કોટિના અર્થ સંબંધમા પણ સંશોધકો હજુ સ્પષ્ટ બની શક્યા નથી. કોઇ તેનો અર્થ અમીરવર્ગ અને સામાન્યવર્ગ એમ કરે છે, કોઇ રાજા અને અમલદાર એવો કરે છે પણ અહીં ધર્મકાર્ય પરત્વેનુ પરાક્રમ હોઇ એ ગણના અસ્થાને ઠરે છે ખરો અર્થ તો એ છે કે જૈન સંઘમા 'સર્વવિરતિ' અને દેશવિરતિ એવી બે વર્ગ-ગણનાઓ છે સર્વવિરતિ એટલે સાધુ-સાધ્વી, દેશવિરતિ એટલે શ્રાવક-શ્રાવિકા સર્વવિરતિ ઉપલી કોટિના ગણાય છે, દેશવિરતિ નીચલી કોટિના ગણાય છે પ્રિયદર્શિન એમ કહેવા માગે છે કે, 'કેવળ સર્વવિરતિ સાધુ-સાધ્વીઓજ ધાર્મિક-પરાક્રમ કરી શકે એમ નથી, દેશવિરતિ પણ યોગ્ય પરાક્રમ કરીને લોકોને પુષ્કળ સ્વર્ગીય સુખ અપાવી શકે છે' ને દૃષ્ટાંતમા તે પોતે દેશવિરતિ હોવા છતા એવુ પરાક્રમ કરી શક્યો છે તેનુ ઉપર જ તેણે સૂચન કરી લીધુ છે

આ વાક્યમા ' પરાક્રમ કરે તો (લોકોને) પુષ્કળ સ્વર્ગીય સુખ અપાવી શકે છે' તે અર્થને સ્થળે ' -પરાક્રમ કરે તો (તે પોતે) પુષ્કળ સ્વર્ગીય સુખ મેળવી શકે છે' એ અર્થ પણ સંભવિત છે

તે ઉપરાંત આ વાક્યમા પ્રિયદર્શી પુણ્ય અને પરાક્રમના ફળ તરીકે સ્વર્ગીય સુખનો જ નિર્દેશ કરે છે જૈન દૃષ્ટિએ આત્માનુ અંતિમ ધ્યેય મુક્તિ હોવુ જોઇએ અને બૌદ્ધ દૃષ્ટિએ અંતિમ ધ્યેય નિર્વાણ હોવુ જોઇએ તો પછી પ્રિયદર્શી સ્વર્ગનો જ નિર્દેશ કેમ કરે ?–બૌદ્ધ દૃષ્ટિ આ પ્રશ્નનો ઉત્તર આપી શકે તેમ નથી કેમકે તેમ કરવા જતા નિર્વાણના એના અંતિમ ધ્યેયને હાનિ પહોંચે છે પણ જૈન દૃષ્ટિએ આ વિધાન સંપૂર્ણ સુસંગત છે

જૈનો કાળચક્રની બે ગતિ બતાવે છે એક ઉત્સર્પિણી (ઉર્ધ્વગામી) બીજી અવસર્પિણી (અધોગામી). આ બન્ને ગતિને છ છ આરા હોય છે તેમાથી અત્યારે કાળચક્રની અવસર્પિણી (અધોગામી) ગતિ ચાલી રહી છે અને તેમા પાંચમો આરો પ્રવર્તે છે. આ આરો પાપ અને કુટિલતાનો પ્રેરક છે આ આરામા છેલ્લામા છેલ્લી મુક્તિ મેળવનાર મહાપુરુષ શ્રી જંબુસ્વામી હતા (અવસાન ઇ સ પૂર્વે ૪૬૩). તે પછી મુક્તિના દ્વાર બંધ થઇ ગયા છે અને માનવીને માટે સ્વર્ગનો માર્ગ જ ખુલ્લો રહ્યો છે એટલે જૈન દૃષ્ટિએ આ કાળમા અંતિમ ધ્યેય તરીકે સ્વર્ગનો નિર્દેશ કરવો તે વ્યાજબી છે, પણ બૌદ્ધ દૃષ્ટિએ તે અસંગત છે

(૬) ધર્મમાર્ગે શક્તિનો સદુપયોગ તે પરાક્રમ એ પરાક્રમ કેવળ પોતાની પ્રજામા જ નહિ પરંતુ સાથોસાથ સરહદી પ્રજાઓમા પણ ચિરસ્થાયી બનાવવાની ભાવના દર્શાવીને પ્રિયદર્શી પોતાની વિશ્વકલ્યાણની મહેચ્છાનુ દર્શન કરાવે છે.

(૭) ધાર્મિક પ્રવૃત્તિઓમા સતત વધારો થતો રહે તે માટે પ્રિયદર્શી વધારા પર ફરીફરીને ભાર મૂકે છે અને ઓછામા ઓછા દોઢા વધારાની તો તે અપેક્ષા રાખે જ છે

(૮) આ વાક્ય એવુ સૂચન કરે છે કે નાના ખડકલેખો મોટા ખડક-લેખોની પૂર્વે કોતરાવાયલા છે આ લેખ શિલા પર પહેલ-પ્રથમ કોતરાવાતો હોઇને પ્રિયદર્શી આ પ્રમાણે સૂચન કરે છે.

(૯) આ વાક્ય એમ સૂચવે છે કે પ્રિયદર્શિનની પૂર્વેના રાજાઓએ પણ સ્થંભો ઊભા કરાવ્યા હતા. ફાહિયાન, હ્યુએન્સંગ આદિ પરદેશી મુસાફરોની નોંધો તેમજ બૌદ્ધ સાહિત્યના નિર્દેશો પરથી આપણે એટલુ તો સ્પષ્ટ જોઇ શક્યા છીએ કે આર્યાવર્તમા સૌથી પ્રથમ સંખ્યાબંધ (૮૪૦૦૦?) સ્થંભો અશોકે ઊભા કરાવરાવ્યા હતા એટલે આ નિર્દેશ પરથી પ્રિયદર્શી સ્વાભાવિક રીતે જ અશોકનો અનુગામી સંપ્રતિ ઠરે છે

# બ્રહ્મગિરી

(क) સુવર્ણગિરિમાંના[1] આર્યપુત્રના[2] અને મહામાત્રાઓના વચનથી ઈસલીના[3] મહામાત્રોને આરોગ્ય પૂછવું અને આમ કહેવું.[4]............

...........................................................................................................

(ढ) દેવાનુપ્રિય આમ પણ કહે છે—

(ढ) માતપિતાની શુશ્રૂષા કરવી, તેમ જ જીવો[5] પ્રત્યેનું સન્માન દઢ કરવું જોઈએ,[6] સત્ય બોલવું જોઈએ,– આ ધર્મગુણો આચરવા જોઈએ.

(ण) તેવી જ રીતે શિષ્યે ગુરુને માન આપવું જોઈએ અને ન્યાતીલાઓની સાથે યોગ્ય વર્તન રાખવું જોઈએ.

(त) આ પ્રકૃતિ પુરાણી છે અને તે ચિરસ્થાયી પણ છે.[7]

(थ) તેથી કરીને તેમ કરવું જોઈએ.[8]

(द) લિપિકાર ચપદે લખ્યું.

---

(૧) આ સુવર્ણગિરિ સંબંધમાં સંશોધકોમાં ખૂબજ મતભેદ છે. કોઇ તેને મ્હેસુરમાં રાયચુરની નજીક આવેલ સોનાની ખાણોવાળો પ્રદેશ ગણે છે, કોઇ તેને રાજગૃહની સમીપના એક ગિરિ તરીકે ઓળખાવે છે તો કોઇ તેને માળવામાંના કોઇ અગત્યના સ્થળ તરીકે ગણાવે છે. પણ જૈન દૃષ્ટિએ આનો ઉકેલ સહેજે મળી જાય તેમ છે

એ તો સ્પષ્ટ છે કે પ્રિયદર્શીએ આ શાસનો પોતાની સંઘ–યાત્રા દરમિયાન બહાર પાડયાં છે. યાત્રાએ નીકળેલો સંઘ દેખીતી રીતે જ પ્રત્યેક તીર્થે જાય અને ત્યાં કંઇક થોભે. સુવર્ણગિરિ એ જૈનોનું એક અતિ મહત્ત્વનું તીર્થ છે. તે જાલોરની નજીક આવેલું છે. આજે તો તેની સ્થિતિ સામાન્ય છે પણ પ્રાચીન કાળમાં તેની સમૃધ્ધિ અમરાવતીને પણ શરમાવે એવી હતી. ભગવાન મહાવીર સ્વામીનું ત્યાં 'યક્ષવસતિ' નામે એક અપૂર્વ દહેરાસર હતું. ઈ. સ. ૧૮૨ માં અવંતીની ગાદીએ આવેલા ગર્દભીલવંશી અંતિમ નૃપતિ નાહડના સમયમાં એ ગિરિ પર કેવળ કોટયાધિપતિઓ જ વસતા હતા. ગૂર્જરપતિ કુમારપાળે તે ગિરિ પર ભગવાન પાર્શ્વનાથનું એક સુંદર મંદિર બંધાવરાવ્યું હતું. તે પછી તે તીર્થ ધીમે ધીમે ઘસાવા લાગ્યું.

(૨) 'ખંડહાલ જાતક' માં જણાવ્યા પ્રમાણે આર્યપુત્રનો અર્થ રાજકુમાર થાય છે. પ્રાચીન સમયમાં રાણીઓ રાજવી–પતિને સંબોધતાં હંમેશાં આર્યપુત્ર શબ્દ વાપરતી. એટલે સંભવિત છે કે આ શાસન રાજાના નામે રાણીએ મોકલાવ્યું હોય ને તેમાં સ્વાભાવિક રીતે જ રાજવી–પતિને માટે તેનાથી આર્યપુત્ર શબ્દ લખાયો હોય. અથવા તો સુવર્ણગિરિના [illegible]

## ब्रह्मगिरि [1]

१ (क) सुवणगिरीते[2] अयपुतस महामाताण च वचनेन इसिलसि महामाता आरोगियं वतविया[3] हेव च वतविया[4]

८ (ड) से हेव देवाणपिये

९ आह (ढ) मातापितिसु सुस्रूसितविये हेमेव गरुसु[5] भ्राणेसु द्रयितव्य सच

१० वतविय से इमे धमगुणा पवतितविया (ण) हेमेव अंतेवासिना

११ आचरिये अपचायितविये ञातिकेसु च क य [6] रह पवतितविये[7]

१२ (त) एसा पोराणा पकिती दीघावुसे च एस (द) हेव एस कटिविये[8]

१३ (ध) चपडेन लिखिते[9] लिपिकरेण[10]

---

१ બ્ર. શિ. અને જ-રા ના ખડકલેખો સરખા છે પણ તેમા જ.-રા ને શિ. ના વધારે તૂટેલા હોઇ બ્ર. ને પસંદગી આપી છે

૨ બ્ર મા સુવૅણગિરીતે વચાય છે પણ શિ. મા સુવણગિરીતે ચોક્ખુ વચાતુ હોવાથી અને તે જ સાચુ લાગતુ હોવાથી તે શબ્દને પસંદગી આપી છે

૩ શિ. મા હેવ ચ વતવિયા એ શબ્દો નથી

૪ અહીંથી (ખ થી) રૂ સ અને પૈ મા છે તેને સમાંતર (જુઓ રૂપનાથ ખડકલેખ) લેખ શરૂ થાય છે અને તે પૂરો [ ત-ટ-ઠ ને બાદ કરતા ] થઇને આ લેખ આગળ વધે છે એ લેખની અહીં પુનરાવૃત્તિ ન કરતા ઙ થી શરૂ થતો વધારાનો ભાગ જ આપ્યો છે

૫ બુહ્લર ગરૂત્વમ્ વાચે છે

૬ યથારહં હોવુ જોઇએ શિ મા થારહ વચાય છે અને જ-રા મા યથારહ વંચાય છે

૭ જ-રા મા આની પછી હેવ ધમે દેવાણપિય છે

૮ કટવિયે હોવુ જોઇએ શિ મા પણ તેમજ છે

૯ બુહ્લર લિખિતમ્ વાચે છે

૧૦ આ શબ્દ ખરોષ્ઠી લિપિમા લખાયલ છે

# બ્રહ્મગિરી

(क) સુવર્ણગિરિમાંના[1] 'આર્યપુત્રના[2] અને મહામાત્રાઓના વચનથી ઈસલીના[3] મહામાત્રોને આરોગ્ય પૂછવું અને આમ કહેવું.'............

.........................................................................................................

(ख) દેવાનુપ્રિય આમ પણ કહે છે—

(ग) માતપિતાની સુશ્રૂષા કરવી, તેમ જ જીવો[4] પ્રત્યેનું સન્માન દૃઢ કરવું જોઈએ,[5] સત્ય બોલવું જોઈએ,— આ ધર્મગુણો આચરવા જોઈએ.

(ण) તેવી જ રીતે શિષ્યે ગુરુને માન આપવું જોઈએ અને ન્યાતીલાઓની સાથે યોગ્ય વર્તન રાખવું જોઈએ.

(त) આ પ્રકૃતિ પુરાણી છે અને તે ચિરસ્થાયી પણ છે.[7]

(थ) તેથી કરીને તેમ કરવું જોઈએ.[8]

(द) લિપિકાર ચપડે લખ્યું.

---

(૧) આ સુવર્ણગિરિ સંબંધમાં સંશોધકોમાં પુષ્કળ મતભેદ છે. કોઈ તેને મ્હૈસુરમાં રાયસુરની નજીક આવેલ સોનાની ખાણોવાળો પ્રદેશ ગણે છે, કોઈ તેને રાજગૃહની સમીપના એક ગિરિ તરીકે ઓળખાવે છે તો કોઈ તેને માળવામાંના કોઈ અગત્યના સ્થળ તરીકે ગણાવે છે. પણ જૈન દૃષ્ટિએ આનો ઉકેલ સહેજે મળી જાય તેમ છે

એ તો સ્પષ્ટ છે કે પ્રિયદર્શીએ આ શાસનો પોતાની સંઘ-યાત્રા દરમિયાન બહાર પાડ્યાં છે. યાત્રાએ નીકળેલો સંઘ દેખીતી રીતે જ પ્રત્યેક તીર્થે જાય અને ત્યાં કંઈક થોભે. સુવર્ણગિરિ એ જૈનોનું એક અતિ મહત્ત્વનું તીર્થ છે. તે જાલોરની નજીક આવેલું છે. આજે તો તેની સ્થિતિ સામાન્ય છે પણ પ્રાચીન કાળમાં તેની સમૃદ્ધિ અમરાવતીને પણ શરમાવે એવી હતી. ભગવાન મહાવીર સ્વામીનું ત્યાં 'યક્ષવસતિ' નામે એક અપૂર્વ દેરાસર હતું. ઈ. સ. ૧૮૨ માં અવંતીની ગાદીએ આવેલા ગર્દભીલવંશી અંતિમ નૃપતિ નાહડના સમયમાં એ ગિરિ પર કેવળ કોટ્યાધિપતિઓ જ વસતા હતા. ગૂર્જરપતિ કુમારપાળે તે ગિરિ પર ભગવાન પાર્શ્વનાથનું એક સુંદર મંદિર બંધાવરાવ્યું હતું. તે પછી તે તીર્થ ભાગે ભાગે પસાવા લાગ્યું.

(૨) 'ખંડહાલ જાતક' માં જણાવ્યા પ્રમાણે આર્યપુત્રનો અર્થ રાજકુમાર થાય છે. પ્રાચીન સમયમાં રાણીઓ રાજવી-પતિને સંબોધતાં હંમેશાં આર્યપુત્ર શબ્દ વાપરતી. એટલે સંભવિત છે કે આ શાસન રાજાના નામે રાણીએ મોકલાવ્યું હોય ને તેમાં સ્વાભાવિક રીતે જ રાજવી-પતિને માટે તેનાથી આર્યપુત્ર શબ્દ લખાયો હોય. અથવા તો સુવર્ણગિરિના સૂબાપદે રાજ-

કુમાર હોય અને ઇસીનો પ્રદેશ તેના કાબૂ તળે હોય તો, સમ્રાટ પ્રિયદર્શી સુવર્ણગિરિની યાત્રાએ આવી પહોંચતા તેણે આજ્ઞાથી રાજકુમાર ઇસલીના મહામાત્રોને આ સંદેશો પાઠવતો હોય.

( ૩ ) આ નામનો ઉલ્લેખ સાંચી-સ્તૂપમાં પણ આવે છે.

( ૪ ) અહીંથી આગળ જતા ( ख થી ठ લગી ) રૂપનાથના લેખને સંપૂર્ણત મળતો લેખ શરૂ થાય છે. [ તે માટે જુઓ રૂપનાથનો લેખ ] અને તે પૂરો [ ग-ट-ठ ને બાદ કરતા ] થઇને આ લેખ આગળ વધે છે. એટલે એ લેખની અહીં પુનરાવૃત્તિ ન કરતા ख થી ठ લગીનો ભાગ રૂપનાથ-અનુસાર વાંચી લેવાની વિનતી કરીને ड થી શરૂ થતો વધારાનો ભાગ જ અહીં રજૂ કરીએ છીએ.

( ૫ ) મૂળમાં અહીં પ્રાણ શબ્દ છે. તે શબ્દ જૈન પરિભાષિક હોવાનું ડૉ૦ ભાંડારકર પણ માન્ય રાખે છે જૈનોનું પહેલું મહાવ્રત પ્રાણાતિપાત વિરમણ છે. એ શબ્દ માનવી, પશુ આદિ પ્રત્યેક સત્ત્વ પ્રાણીને માટે વપરાય છે.

( ૬ ) હુલ્ત્ઝ આ વાક્યનો અર્થ એવો કરે છે કે દરેક પ્રાણી પ્રત્યે સન્માન એ સ્થાપિત સિધ્ધાંત હોવો જોઇએ.

( ૭ ) હુલ્ત્ઝ અને ડૉ૦ રાધા કુમુદ આ વાક્યનો અર્થ એવો કરે છે કે, ' આ પૌરાણિક ( પરંપરાગત-પ્રાચીન ) આચાર છે અને તે દીર્ઘાયુષ્ય બક્ષે છે '

( ૮ ) તેમ કરવું જોઇએ એટલે તે આચારને અનુસરવું જોઇએ.

# मस्की

१ (क) देवानंपियस असोकस[1]........अढति-
२ ....नि[2] वषानि। अं सुमि बुपासके[3] (ग)....तिरे[4]....
३ ....मि संघं उपगते उठ[5]........मि उपगते (घ) पुरे जंबु
४ ....[6] सि ये अमिसा देवा हुसु ते दानि मिसिभूता (ङ) इय अठे खुद-
५ केन पि[7] धमयुतेन सके अधिगतवे (च) न हेवं दखितवियं उडा
६ लके व इम अधिगछेया ति (छ) खुदके च उडालके च वत-
७ विया हेवं वे कलंतं भदके से अ[8] ........तिके च वढि-
८ सिति चा दियढियं हेवं ति

---

૧ આ (असोकस) શબ્દની પછી વધુમાં વધુ ચચાર અક્ષરના બે શબ્દ માય એટલી જ જગ્યા છે. સેનાર્ટ એ સ્થળે वचनेन अधिकानि એ બે શબ્દ સૂચવે છે. પણ હુલ્ઝ કહે છે કે, 'वचनेन એ ત્રીજી વિભકિતનો શબ્દ હોઈ તેની સાથે ક્રિયાપદ જોઈએ. અને ક્રિયાપદ મૂકવા જેટલી જગ્યા ખાલી નથી. માટે હું सासने अधिकानि એ બે શબ્દો સૂચવું છું.' બંનેમાંથી ગમે તે સૂચનાને માન્ય રાખીએ તો પણ પાછળ આવતું અ એ પુરુષવાચક સર્વનામ જો અશોકને જ લગાડવું હોય તો તેમાં ક્રિયાપદ જોઈએ જ. અને જો અં એ કોઈ બીજી વ્યકિતનું સર્વનામ માનીએ તો वचनेन (અથવા अनुमत्या) अधिकानि એ શબ્દો વધારે પસંદગીને યોગ્ય છે. પરિણામે આખું વાકય-देवानंपियस असोकस वचनेन अधिकानि अडतियानि वषानि अं सुमि बुपासके [ હુલ્ઝ बुधशके વાંચે છે. જુઓ ટી. નં. ૩ ] = [ દેવાનુપ્રિય અશોકની અનુમતિથી હું અઢી કરતાં પણ કંઈક વિશેષ સમય થયાં ઉપાસક થયો છું. ]

૨ રૂ. માં अडतियानि અને બ્ર. ને શિ. માં अडातियानि છે તે જોતા અહીં પણ તેને સમાંતર શબ્દ હોય એ સ્વાભાવિક છે. अडति...नि અક્ષરો સ્પષ્ટ વંચાય છે એટલે મૂળ શબ્દ अडतियानि જ હોઈ શકે.

૩ સ. વૈ. અને શિ. માં આ સ્થળે उपासके છે એ જોતાં અહીં પણ તેને સમાંતર શબ્દ હોવાનો જ વિશેષ સંભવ છે. કૃષ્ણશાસ્ત્રી અહીં बुपाशके વાંચે છે. હુલ્ઝ बुधशके વાંચે છે. પરંતુ હુલ્ઝ પણ એ તો કબૂલેજ છે કે, લખનારનો મૂળ આશય તો उपाशके જ લખવાનો હોવો જોઈએ, કેમકે बुधशके માંનો ધ સ્પષ્ટ નથી પણ પા પર છેકછાક કરીને લખાયલો છે. લખનારની મૂળ ઇચ્છા તો उपासके જ લખવાની જણાય છે એમ સેનાર્ટ પણ કબૂલે છે. આ જોતાં અહીં બીજાં વાચનોની જેમ उपाशके શબ્દ જ વધારે પસંદગીને યોગ્ય છે. પણ પ્રથમ અક્ષર બુ વંચાતો હોઈ મૂળમાં बुपासके લખેલ છે.

૪ બીજા લેખોને અનુસરીને અહીં તૂટતી જગ્યા પુરીએ તો—संवछरे सातिरेके अं सुमि એ પ્રમાણે થાય.

૫ હુલ્ઝ આ સ્થળે તૂટતી પંકિત માટે उठानं च सुमि उपगते શબ્દો સૂચવે છે, જ્યારે કૃષ્ણશાસ્ત્રી અને સેનાર્ટ बाढं च सुमि उपगते સૂચવે છે. વૈ. માં उपगते ને સ્થાને उपयाते છે. રૂ. માં उपेते છે.

૬ जंबुदीपसि હોવું જોઇએ.

૭ કૃષ્ણશાસ્ત્રી हि વાંચે છે.

૮ અહીં अठे चिरठितिके હોવું જોઇએ.

૯ કૃષ્ણશાસ્ત્રી અહીં दियढिय हेसाति વાંચે છે

# મસ્કી

(क) દેવાનુપ્રિય અશોકના [1]

(ख) અઢી વર્ષ હું ઉપાસક[2] થયો.[3]

(ग) સંઘ–પ્રયાણ

(घ) પહેલાં જંબુ માં જે દેવો મિશ્ર થયા ન હતા તેઓ હવે મિશ્ર થયા [4]

(ङ) ધર્મમાં જોડાયલ સામાન્ય કોટિનો (માનવી) પણ આ હેતુને સિદ્ધ કરી શકે છે

(च) તે માત્ર ઉપલી કોટિનો જ મેળવી શકે એવું નથી

(छ) સામાન્ય કોટિના અને ઉચ્ચ કોટિના–બંને[5] આ પ્રમાણે વર્તતા વધશે કોઠે..

---

1 આ શબ્દની પછી વધુમાં વધુ ચ્યાર અક્ષરના બે શબ્દ સમાય એટલી જગ્યા ખાલી છે સેનાર્ટ એ સ્થળે वचनेन अधिकानि એ બે શબ્દ સૂચવે છે. પરંતુ હુલ્ઝ કહે છે કે, ' वचनेन એ ત્રીજી વિભક્તિનો શબ્દ હોઇ તેની સાથે ક્રિયાપદ જોઇએ. અને ક્રિયાપદ મૂકવા જેટલી જગ્યા નથી. માટે હું साते अधिकानि એ બે શબ્દ સૂચવું છું જેનેમાંથી ગમે તે સૂચનાને માન્ય રાખીએ તો પણ પાછળ આવતું હું એ પુરુષવાચક સર્વનામ જો અશોકને જ લગાડવું હોય તો તેમાં ક્રિયા પદ જોઇએ જ,—જે મૂકવા જેટલી જગ્યા છે જ નહિ. અને જો હું એ કોઇ બીજી વ્યક્તિનું સર્વનામ માનીએ તો वचनेन (અથવા अनुमत्या) अधिकानि એ શબ્દો વધારે પસંદગીને યોગ્ય છે પરિણામે આખું વાક્ય ' દેવાનુપ્રિય અશોકની અનુમતિથી હું અઢી વર્ષ કરતા પણ કંઇક વિશેષ સમય થયા ઉપાસક થયો છું.'— એ પ્રમાણે બને અને અશોક આ શાસનો કોતરાવનાર નો મુરબ્બી હોઇને તેણે ઉપાસક બનતા પૂર્વે અશોકની અનુમતિ લઇ લીધી છે એટલા ઉમેરા સિવાય ઉક્ત વાક્ય રૂપનાથ–આદિ નાના શિલાલેખોની સાથે મળતું આવી રહે છે

આ રીતે, મસ્કીના શિલાલેખને, બીજા વિદ્વાનો પ્રિયદર્શિન એ અશોક હોવા સબંધી પુરાવા તરીકે ગણી લે છે તેને બદલે તે લેખ એ વિગતને સ્પષ્ટ કરે છે કે આ શાસનોનો કોતરાવનાર અશોક નથી, પણ અશોક તેનો મુરબ્બી થાય છે અને તેણે અશોક પોતે જે ધર્મ પાળે છે તેનાથી જુદા જ ધર્મમાં પ્રવેશ કરેલો છે કમકે તેમ ન હોય તો ઉપાસક બનવા માટે તેને અશોકની અનુમતિની જરૂર જ ન રહે અશોકનો જે ધર્મ હોય તે ધર્મમાં તો તેનું સ્થાન સ્વાભાવિક રીતે જ ગણી લેવાય અનુમતિની જરૂર તો બીજા ધર્મમાં પ્રવેશવું હોય તો જ ગણાય. આ રીતે મસ્કીનો લેખ તો આ શાસનો અશોકના ન હોઇ શક

એવું મંતવ્ય ધરાવનાર વર્ગને ઉપયોગી થઇ પડે તેવો છે.

૨ હુલ્ત્ર પ્રિયદર્શિનને બૌદ્ધ માની લઇને અહીં બુધશકે વાંચે છે અને આખા વાકયનો અર્થ, 'હું બુદ્ધ–શાકય થયો' એ પ્રમાણે કરે છે. પણ સ્પષ્ટ અક્ષરો તો બુપાશકે વંચાય છે, અને એ શબ્દ બીજાં શાસનો [ બ્રહ્મગિરિ–આદિ નાના ખડક–લેખો ] માં આવતા ઉપાસક શબ્દને સમાંતર હોઇ અહીં ઉપાસક શબ્દ પસંદ કરવો એ જ વધારે યોગ્ય ગણાય.

૩ અહીંથી શરૂ થતાં વાકયોમાં તૂટતા અક્ષરો–શબ્દોની પુરવણી તેમજ ભાવાર્થના ખ્યાલ માટે મસ્કીનો મૂળ લેખ ( પૃ. ૧૩૫ ) ને રૂપનાથનો અનુવાદ ( પૃ. ૧૨૮ ) જુઓ.

૪ આ વાકયના વિશેષાર્થ માટે જુઓ–**રૂપનાથ** ખડકલેખની ટી. નં. ૪.

૫ આ બંને વિભાગના સ્પષ્ટાર્થ માટે જુઓ–રૂપનાથ ખડકલેખની ટી. નં. ૫.

# મસ્કી

(क) દેવાનુપ્રિય અશોકના [1]

(ख) અઢી વર્ષ હું ઉપાસક[2] થયો [3]

(ग) સંઘ–પ્રયાણ

(घ) પહેલા જંબુ માં જે દેવો મિશ્ર થયા ન હતા તેઓ હવે મિશ્ર થયા [4]

(ङ) ધર્મમાં જોડાયેલ સામાન્ય કોટિનો (માનવી) પણ આ હેતુને સિદ્ધ કરી શકે છે

(च) તે માત્ર ઉપલી કોટિનો જ મેળવી શકે એવું નથી

(छ) સામાન્ય કોટિના અને ઉચ્ચ કોટિના–બંને[5] આ પ્રમાણે વર્તતા વધેરો દોડો

---

૧ આ શબ્દની પછી વધુમા વધુ ચાર અક્ષરના બે શબ્દ સમાય એટલી જગ્યા ખાલી છે સેનાર્ટ એ સ્થળે वचनेन अधिकानि એ બે શબ્દ સૂચવે છે. પરંતુ હુલ્ત્ઝ કહે છે કે, 'वचनेन એ ત્રીજી વિભક્તિનો શબ્દ હોય તેની સાથે ક્રિયાપદ જોઈએ અને ક્રિયાપ. મૂકવા જેટલી જગ્યા નથી. માટે હું शासनें अधिकानि એ બે શબ્દ સૂચવું છું બંનેમાથી ગમે તે સૂચનાને માન્ય રાખીએ તો પણ પાછળ આવતું હું એ પુરુષવાચક સર્વનામ જો અશોકને જ લગાડવું હોય તો તેમા ક્રિયાપદ જોઈએ જ,—જે મૂકવા જેટલી જગ્યા છે જ નહિ, અને જો હું એ કોઈ બીજી વ્યક્તિનું સર્વનામ માનીએ તો वचनेन (અથવા अनुमत्या) अधिकानि એ શબ્દો વધારે પસંદગીને યોગ્ય છે પરિણામે આખું વાક્ય 'દેવાનુપ્રિય અશોકની અનુમતિથી હું અઢી વર્ષ કરતા પણ કંઈક વિશેષ સમય થયા ઉપાસક થયો છું.'— એ પ્રમાણે બને અને અશોક આ શાસનો કોતરાવનાર નો મુરબ્બી હોઈને તેણે ઉપાસક બનતા પૂર્વે અશોકની અનુમતિ લઈ લીધી છે એટલા ઉમેરા સિવાય ઉક્ત વાક્ય રૂપનાથ–આદિ નાના શિલાલેખોની સાથે મળતું આવી રહે છે

આ રીતે, મસ્કીના શિલાલેખને, બીજા વિદ્વાનો પ્રિયદર્શિન એ અશોક હોવા સંબંધી પુરાવા તરીકે ગણી લે છે તેને બદલે તે લેખ એ વિગતને સ્પષ્ટ કરે છે કે આ શાસનોનો કોતરાવનાર અશોક નથી, પણ અશોક તેનો મુરબ્બી થાય છે અને તેણે અશોક પોતે જે ધર્મ પાળે છે તેનાથી જુદા જ ધર્મમા પ્રવેશ કરેલો છે કારણ તેમ ન હોય તો ઉપાસક બનવા માટે તેને અશોકની અનુમતિની જરૂર જ ન રહે અશોકનો જે ધર્મ હોય તે ધર્મમા તો તેનું સ્થાન સ્વાભાવિક રીતે જ ગણી લેવાય અનુમતિની જરૂર તો બીજા ધર્મમા પ્રવેશવું હોય તો જ ગણાય. આ રીતે મસ્કીનો લેખ તો આ શાસનો અશોકના ન હોઈ શકે

# કલકત્તા—વૈરાટ

(क) મગધનો[1] રાજા પ્રિયદસી સંઘને અભિવંદન કહાવે છે અને ( સંઘના વિષયમાં ) આરોગ્ય તથા સગવડવાળું જીવન ઈચ્છે છે.[2]

(ख) ભદંતો[3] ! બુદ્ધને માટે, ધર્મને માટે અને સંઘને માટે મને કેટલાં બધાં માન અને સદ્ભાવ[4] છે, તે તમે જાણો છો.

(ग) ભદંતો ! ભગવાન્ બુદ્ધે જે કંઇ ભાખેલું છે તે સઘળું સારૂં જ[5] ભાખેલું છે.

(घ) પણ, ભદંતો ! સદ્ધર્મ ચિરસ્થાયી થાય તે માટે મેં તેમાંથી જે કંઇ તારવી કાઢેલું છે તે જણાવવાનું હું યોગ્ય ધારૂં છું.[6]

(ङ) ભદંતો, નિમ્નોક્ત ધર્મસૂત્રો છે[7]—વિનયસસુકસે, અલિયવસાનિ, અનાગત-ભયાનિ, મુનિગાથા, મોનેયસૂતે, ઉપતિસપસિને અને અસત્યના સંબંધમાં ભગવાન્ બુદ્ધે રાહુલને કરેલો બોધ. હે ભદંતો ! ભિક્ષુકો અને ભિક્ષુણીઓ પૈકીનાં ઘણાંખરાં આ ધર્મસૂત્રોને હંમેશાં સાંભળે તથા વિચારે; એમ હું ઈચ્છું છું.

(च) તે જ પ્રમાણે ઉપાસકોએ અને ઉપાસિકાઓએ પણ ( એમ જ કરવું જોઈએ. )

(छ) ભદંતો, આ જ કારણે હું આ લખાવું છું ( કે ) તેઓ મારી ઈચ્છા[8] જાણે.

---

(૧) આ વાકયનો અર્થ—' પ્રિયદસિ રાજા મગધમાં એકત્ર થયેલા સંઘને અભિવંદન કહાવે છે...' એ પ્રમાણે પણ થઈ શકે છે.

(૨) મગધના કોઈક ભાગમાં બૌધ્ધ સંઘની પરિષદ મળેલી છે અને પ્રિયદર્શી લૌકિક પ્રથાનુસાર તે પરિષદ પર શુભેચ્છાનો સંદેશ પાઠવે છે સંદેશાની શરૂઆતમાં તે બૌધ્ધ સંઘને આરોગ્ય અને સગવડતા સાંપડે એવી ઇચ્છા દર્શાવે છે. જો પ્રિયદર્શી જાતે બૌધ્ધ ધર્મનો હોય તો દૂરથી આવો શુભેચ્છાનો સંદેશો મોકલવાને બદલે તે પોતે સંઘના સેવક તરીકે સંઘની પરિષદમાં હાજરી આપે અને સંઘની સેવા કરતાં કૃતકૃત્યતા અનુભવે. અભિવંદનના આ સંદેશાનું પ્રથમ વાકય પણ જૈન લાક્ષણિકતાનું સૂચક છે. કેમકે તેમાં આરોગ્ય અને સુખશાતાની પૂછગાછ અંગે વપરાયલ अपावाधत्तं શબ્દ એવી પૂછગાછ અંગે વપરાતો વિશિષ્ટ જૈન શબ્દ છે.

(૩) અહીં મૂળમાં भंते શબ્દ છે. તેનું ગુજરાતી રૂપાંતર સંબોધન રૂપમાં ' હે ભગવન્ '—' આપ શ્રીમાન્ ' એવા અર્થમાં થઈ શકે. પરંતુ એ અર્થ એક જ શબ્દમાં સૂચવવો હોય તો તે માટે ' ભદંતો ' શબ્દ જ વ્યાજબી લેખાય, એમ લાગવાથી અહીં એ શબ્દ વાપરેલ છે.

(૪) અહીં મૂળમાં प्रसाद શબ્દ છે. પ્રિયદર્શિનને બૌધ્ધ માની લઇને કેટલાકે તેનો અર્થ શ્રદ્ધા કરી

## कलकत्ता–वैराट

१ (क) पियदसी लाजा मागधे[1]संघं अभिवादेतूनं[2] आहा अपाबाधतं च फासु विहालतं चा

२ (ख) विदिते वे भंते आवतके हमा बुधसि धंमसि संघसी ति गालवे[3] चं पसादे[4] च (ग) ए केचि भंते

३ भगवता बुधेन भासिते सवे[5] से सुभासिते वा (घ) ए चु खो खो भंते हमियाये दिसेया हेवं सधमे

४ चिलठितीके होसती ति अलहामि हक त वातवे[6] (ङ) इमानि भंते धंमपलियायानि विनयसमुकसे

५ अलियवसाणि[7] अनागतभयानि मुनिगाथा मोनेयसूते उपतिसपसिने ए चा लाघुलो-

६ वादे मुसावाद अधिगिच्य[8] भगवता बुधेन भासिते एतानि[9] भंते धमपलियायानि इछामि

७ किंति बहुके भिखुपाये[10] चा भिखुनिये[11] चा अभिखिनं सुनेयु[12] चा उपधालयेयू[13] चा (च) हेवंमेवा उपासका चा उपासिका चा (छ) एतेनि[14] भंते इमं लिखापयामि अभिमेतं[15] मे जानंतु[16] ति

१ સેનાર્ટ માગધ વાંચે છે.
२ સેનાર્ટ અભિવાદનમ્ વાંચે છે
૩ સેનાર્ટ ગલવે વાંચે છે
४ સેનાર્ટ પસાદ વાંચે છે
५ સેનાર્ટ સવે વાંચે છે.
६ સેનાર્ટ વતવે વાંચે છે. બરૂઆ વિતવે વાંચે છે
७ સેનાર્ટ અલિયવસાનિ વાંચે છે.
८ ભીમસ્સેન અધિગિચ્ય વાંચે છે.
९ સેનાર્ટ एतान વાંચે છે.
१० બરૂઆ ભિખુપો યે વાંચે છે.
११ સેનાર્ટ भखुनिये વાંચે છે
१२ સેનાર્ટ सुनयु વાંચે છે
१३ સેનાર્ટ उपाधालेयु વાંચે છે.
१४ एतना હોવું જોઈએ.
१५ સેનાર્ટ अभिहठन् વાંચે છે.
१६ સેનાર્ટ मा जानंत વાંચે છે.



# તૃતીય પરિચ્છેદ

## મુખ્ય સ્થંભલેખો

સાર—

મુખ્ય સ્થંભલેખો—શાસનો કુલ સાત છે. અને તે દિલ્હી—ટોપ્રા, દિલ્હી—મીરત, લોરિય—અરરાજ. લોરિય—નંદનગઢ, રામપૂર્વા અને અલ્હાબાદ કૌશાંબી—એ નામે ઓળખાતા જુદા જુદા છ સ્થંભો પર કોતરાયલા છે. તેમાં દિલ્હી—ટોપ્રામાં પાંચમા અને સાતમા શાસનના થોડાક અક્ષરો તૂટેલા છે તે બાદ કરતાં તે શાસનો સંપૂર્ણ છે, જ્યારે બીજા સ્થંભો પર તે વિશેષ પ્રમાણમાં ખંડિત કે અધૂરાં છે. એટલે આ પરિચ્છેદમાં દિલ્હી—ટોપ્રાનાં જ સાતે શાસન પ્રગટ કર્યાં છે અને અન્ય સ્થંભો પર જે ફેરફાર હોય તે ફૂટનોટોમાં દર્શાવેલ છે.

તેમાંથી પ્રથમ શાસનમાં, તે રાજ્યાભિષેકના છવીસમા વર્ષે કોતરાયલું છે તે દર્શાવીને ધર્મપ્રેમ, આત્મપરીક્ષા આદિ પર ભાર મૂકવામાં આવ્યો છે. બીજામાં ધર્મ અને દાનની નોંધ છે. ત્રીજામાં આત્મ—પરીક્ષા વર્ણવી છે. ચોથામાં પ્રજાના હિત માટે નીમેલા રજ્જુકો (અમલદારો)ની કાર્યપ્રણાલી દર્શાવી છે. પાંચમામાં અમારી (જીવ—અહિંસા) અને પર્વ દિવસે પુણ્યની નોંધ છે. છઠ્ઠામાં લોકોના હિતસુખને માટે પોતે રાજ્યાભિષેકના બારમા વર્ષથી ધર્મલિપિઓ લખાવવા માંડી છે તે સૂચવીને પ્રિયદર્સિ જણાવે છે કે પોતે બધા ધર્મોને સન્માન્યા છે પણ પોતાનો ખાસ ધર્મ તો જેમાં પ્રતિક્રમણ થઇ શકે છે તે—જૈન ધર્મ છે. સાતમા શાસનમાં પ્રિયદર્સિની બધી ધાર્મિક પ્રવૃત્તિઓની તારવણી આપવામાં આવી છે.

નાખ્યો છે. પરંતુ પ્રસાદનો અર્થ પ્રસન્નતા, સદ્ભાવ કે મહેરબાની થાય. આ પ્રસાદ શબ્દ જ સૂચવે છે કે પ્રિયદર્શી ધર્મે બૌદ્ધ નહોતો, પણ બુધ્ધ પ્રત્યે, બુધ્ધના ધર્મ પ્રત્યે અને બૌધ્ધ સંઘ પ્રત્યે તે મહેરબાની દાખવતો હતો, સદ્ભાવ દર્શાવતો હતો.

(૫) પ્રિયદર્શી જો ધર્મે બૌધ્ધ હોય તો તેણે આવું વાક્ય લખવાનું જ ન હોય. કેમકે મતબ્ય તો તેણે બૌધ્ધ ધર્મનો સ્વીકાર કરવા પૂર્વે જ કેળવી લીધેલું હોય. બુદ્ધમા સંપૂર્ણ શ્રદ્ધા દર્શાવ્યા પછી જ તે બૌદ્ધ સંઘમા દાખલ થઈ શકે પછી બૌદ્ધ સંઘની પરિષદમા 'બુધ્ધે સઘળુ સારૂં જ ભાખેલું છે' એમ કહેવાનો અર્થ શો? આ વિધાન તો સંદેશો મોકલનાર રાજા પરિષદના ધર્મનો હોય તે કરતા પોતાના રાજ્યમા મળેલી ધર્મ-પરિષદ પરત્વે અન્ય ધર્મી રાજા રાજધર્મને અનુસરીને સંદેશ મોકલાવે તેને વધારે મળતું આવે છે.

(૬) એક વખત કહે છે કે, 'બુધ્ધે સઘળુ સારૂં જ ભાખેલું છે.' અને પછી ઉમેરે છે કે 'તેમાથી મે તો અમુક જ તારવી કાઢેલું છે' બૌદ્ધ ધર્મી રાજા આ પ્રમાણે ન કહી શકે. અને આગળ જતા તે પોતાની તારવણી દર્શાવે છે ત્યારે તો તે સ્પષ્ટપણે બૌધ્ધેતર જ જણાય છે કેમકે બુદ્ધના કથનમાથી તે બૌદ્ધધર્મના મૂળભૂત તત્ત્વો તારવવાને બદલે સામાન્ય નીતિ તારવી કાઢે છે [ જુઓ નીચે ટી નં ૭ ]

(૭) આ ધર્મસૂત્રો દેખીતી રીતે જ બૌધ્ધ છે પણ તેની ચૂંટણી જ દર્શાવે છે કે તેનો ઉલ્લેખ કરનાર નૃપતિ જાતે બૌદ્ધ નથી કમકે આ સૂત્રો વિશિષ્ટ સાંપ્રદાયિક ધર્મગ્રન્થો નથી તેમા બૌધ્ધોના પ્રથમ મહાસૂત્ર 'ત્રિપિટક' નો ઉલ્લેખ પણ નથી બૌદ્ધ ધર્મ ગ્રન્થોમા સાર્વજનિક ઉન્નતિને અનુલક્ષીને જ કંઈ લખાયુ છે તેનો જ અહી નિર્દેશ કરેલો છે. 'વિયસમુકસે' એ બૌદ્ધ ધર્મગ્રન્થ 'ધમ્મદેશના'મા આવતુ વિનય અને નીતિને લગતું પ્રકરણ છે, 'અલિયવસાનિ' એ 'અંગુત્તરસૂત્ર'મા આવતુ પવિત્ર અને સાધુ પુરુષોના જીવન નિયમોને લગતુ પ્રકરણ છે, 'અનાગત ભયાનિ' એ 'અંગુત્તરસૂત્ર'મા સમાયલું ભવિષ્યના ભયોને સૂચવતુ પ્રકરણ છે, 'મુનિગાથા' એ સાચો સાધુ કોણ કહેવાય તે પ્રશ્ન ચર્ચતુ અને બૌધ્ધ ધર્મગ્રન્થ 'સુત નિપાત મા સમાયલુ એક પ્રકરણ છે, 'મોનેયસૂતે એ સુત્તનિપાત'માનુ મોનના ગુણો ચર્ચતુ પ્રકરણ છે 'ઉપતિસપસિને' એ ઉપતિસ્સના નીતિવિષયક પ્રશ્નોનુ પ્રકરણ છે, અને છેલ્લુ ધર્મસૂત્ર અસત્યના દોષો અને સત્યના ગુણો વર્ણવે છે. આ રીતે બુદ્ધ ધર્મગ્રન્થોમાથી સર્વસામાન્ય ધાર્મિક ઉન્નતિના પ્રકરણો સૂચવીને અને બૌદ્ધ સંપ્રદાયને તેના અભ્યાસની સલાહ આપીને પ્રિયદર્શિન બૌધ્ધ સંઘને તટસ્થ રાજાની તરીકે કિંમતી સલાહ આપે છે

(૮) આ વાક્ય ખૂબ જ સૂચક છે પ્રિયદર્શિન આ સંદેશને બુધ્ધના ભક્ત તરીકે નહિ પણ એક રાજ કર્તા તરીકે પોતે બૌદ્ધ સંઘ પાસેથી કેવી આશાઓ રાખે છે તેની સર્વને જાણ કરવાને માટે કોતરાવે છે પોતાના રાજ્યની હદમા ભરાતી ગમે તે ધર્મની પરિષદ્ પર રાજા સંદેશ મોકલાવે અને અર્વાચીન યુગમા એ સંદેશ વર્તમાનપત્રોમા પ્રગટ થાય તે જ ધોરણે કલકત્તા-વૈરાટનો લેખ કોતરાયો છે. પરંતુ શુભેચ્છાના સંદેશનો અર્થ રાજા એ જ ધર્મનો અનુયાયી છે એવો ન કરી શકાય.

# પહેલું શાસન [ દિલ્હી–ટોપ્રા ][1]

[ ઉત્તર--દિશા ][2]

(क) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાએ આમ કહ્યું છે.

(ख) રાજ્યાભિષેકને છવ્વીસ[3] વર્ષ થયે મેં આ ધર્મલિપિ લખાવરાવી હતી.

(ग) અતિશય ધર્મપ્રેમ, અતિશય પરીક્ષા,[4] અતિશય શુશ્રૂષા,[5] અતિશય ભય[6] અને અતિશય ઉત્સાહ વગર આ લોકની અને પરલોકની સિદ્ધિઓ મેળવવી અઘરી છે.[7]

(घ) પરંતુ મારા ઉપદેશથી[8] ખરેખર ધર્મની આ અપેક્ષા અને ધર્મપ્રેમ વધ્યાં છે, અને દિવસે દિવસે વધશે પણ ખરાં.

(ङ) ઉપલા, નીચલા કે મધ્યમ વર્ગના મારા અમલદારો પણ ( ઉક્ત બાબતોને ) અનુસરે છે અને ચપળ મનના લોકોને ધર્મ માર્ગે વાળવાના સંયોગોમાં હોઈને તેઓ તે પણ સિદ્ધ કરે છે.[9]

(च) તે જ પ્રમાણે સરહદી મહામાત્રાઓ પણ કરે છે.[10]

(छ) વિધિ આ પ્રમાણે છે— ધર્મથી પાલન, ધર્મથી અમલ, ધર્મથી સુખસિદ્ધિ, ધર્મથી સંરક્ષણ.[11]

---

(૧) આ સ્થળે દિલ્હી–ટોપ્રાના શાસનને પસંદગી આપવા અંગેના ખુલાસા માટે જુઓ મૂળ શાસનની ટી. નં. ૧.

આ શાસન પ્રિયદર્શીએ મૂળ ખિઝરાબાદ પ્રાંતમાંના ટોપ્રા ગામમાં કોતરાવેલ. પરંતુ ઇ. સ. ૧૩૭૫ માં ફીરોઝશાહ એ સ્થંભને દિલ્હી લઇ ગયો. અને ત્યારથી આ સ્થંભ દિલ્હી–ટોપ્રા નામે મશહૂર બન્યો છે. ફીરોઝશાહ આ સ્થંભ કઇ રીતે દિલ્હી લઇ ગયો તથા આ સ્થંભ તેમજ બાકીના બીજા પાંચે સ્થંભો પરત્વે વિશેષ માહિતી માટે જુઓ આ ગ્રન્થે પૃ ૧૬ અને આગળ.

(૨) આ શબ્દના ખુલાસા માટે જુઓ મૂળ શાસનની ટી. નં. ૨.

(૩) મુખ્ય શિલાલેખો પ્રિયદર્શીએ રાજ્યાભિષેકના બારમા વર્ષ લગભગમાં કોતરાવ્યા છે (જુઓ પૃ. ૫૯ અને ૬૩) જ્યારે સ્થંભલેખો તેણે અહીં દર્શાવ્યું છે તે પ્રમાણે રાજ્યાભિષેકના છવ્વીશમા વર્ષ લગભગમાં કોતરાવ્યા છે. તેના દરેક શિલાલેખો કે સ્થંભલેખો કયા કયા સમયે કોતરાયા છે તેની વિશેષ માહિતી માટે જુઓ પ્રથમ ખંડે–પરિચ્છેદ પહેલો.

(૪) પરીક્ષા એટલે પોતાના કર્તવ્યોની વિચારણા. આત્મ પરીક્ષા, આત્મચિન્તન, આત્મમંથન વગેરે.

# प्रथम शासन [ दिल्ही–टोप्रा ][1]

[ ઉત્તર દિશા ][2]

१ ( क ) देवानपिये पियदसि लाज हेवं आहा ( ख ) सडुवीसति
२ वसअभिसितेन[3] मे इय धमलिपि लिखापिता[4]
३ ( ग ) हिदतपाल्ते दुसपटिपादये अनत अगाया धमकामताया
४ अगाय पलीखाया अगाय सुसूयाया[5] अगेन भयेना
५ अगेन उसाहेना ( घ ) एस चु खो मम अनुसथिया
६ धमापेखा धमकामता चा सुवे सुवे वढिता वढीसति चेवा
७ ( ङ ) पुलिसा पि च मे उकसा चा गेवया चा मज्हिमा चा अनुविधीयती
८ सपटिपादयति चा अल चपल समादपयितवे ( च ) हेमेवा अत–
९ महामाता पि ( छ ) एस हि[6] विधि या इय धमेन पालना धमेन विधाने
१० धमेन सुखियना धमेन गोती ति

---

१ મોગ સ્થભલેખો કુલ સત છે અને તે દિલ્હી–ટોપ્રા દિલ્હી–મિરત, લૌરિય–અરરાજ લૌરિય–નદનગ. રામપુર્વો અને અલ્હાબાદ–કૌશામ્બી–એ નામે ઓળખાતા જુદા જુદા છ સ્થભો પર કોતરાયલા છે તેમા દિ–ટો સ્થભ પર પચમા અને સાતમા લેખમા થોડાક અક્ષરો તૂટેલા છે ને બાદ કરતા ત લેખો સપૂર્ણ છે જ્યારે બીજા સ્થભો પર તે વિશેષ પ્રમાણમા તૂટેલા છે, એટલે આ પરિચ્છેદમા દિ–ટો ના લેખો ને જ પસદગી આપી છે અને બીજે સ્થળ હેવો–નેટનો ફેરફાર છે તે ફૂટનોટમા સૂચવ્યુ છે

૨ આ શાસનો સ્થભ પર ચારે બાજુ કોતરાયલા છે તેમાનુ આ પહેલુ શાસન ઉત્તર દિશાએ કોતરાયલુ હોઈને અહી ઉત્તર–દિશાનુ સૂચન કર્યું છે આ જ રીતે દરેક શાસનની શરૂઆતમા તે શાસન સ્થભ પર કયા ભાગમા કોતરાયલુ છે તે દર્શાવવામા આવશે

૩ લૌ–અ, લૌ–ન રા અને અ–કૌ મા वसाभिसितेन છે

૪ લૌ–અ, લૌ–ન અને રા મા लिखापित

૫ લૌ–અ, લૌ–ન. અને રા. મા सुसूसाय અને અ–કૌ મા सुमूसाया છે

૬ મેનાર્ટ અને બુહ્લર पि વાચે છે

# પહેલું શાસન [ દિલ્હી-ટોપ્રા ][1]

[ ઉત્તર--દિશા ][2]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્શિ રાજાએ આમ કહ્યું છે.

(ख) રાજ્યાભિષેકને છવ્વીસ[3] વર્ષ થયે મેં આ ધર્મલિપિ લખાવરાવી હતી.

(ग) અતિશય ધર્મપ્રેમ, અતિશય પરીક્ષા,[4] અતિશય શુશ્રૂષા,[5] અતિશય ભય[6] અને અતિશય ઉત્સાહ વગર આ લોકની અને પરલોકની સિદ્ધિઓ મેળવવી અઘરી છે.[7]

(घ) પરંતુ મારા ઉપદેશથી[8] ખરેખર ધર્મની આ અપેક્ષા અને ધર્મપ્રેમ વધ્યાં છે, અને દિવસે દિવસે વધશે પણ ખરાં.

(ङ) ઉપલા, નીચલા કે મધ્યમ વર્ગના મારા અમલદારો પણ ( ઉક્ત બાબતોને ) અનુસરે છે અને ચપળ મનના લોકોને ધર્મ માર્ગે વાળવાના સંયોગોમાં હોઈને તેઓ તે પણ સિદ્ધ કરે છે.[9]

(च) તે જ પ્રમાણે સરહદી મહામાત્રાઓ પણ કરે છે.[10]

(छ) વિધિ આ પ્રમાણે છે—ધર્મથી પાલન, ધર્મથી અમલ, ધર્મથી સુખસિદ્ધિ, ધર્મથી સંરક્ષણ.[11]

---

(૧) આ સ્થળે દિલ્હી–ટોપ્રાના શાસનને પસંદગી આપવા અંગેના ખુલાસા માટે જુઓ મૂળ શાસનની ટી. નં. ૧.

આ શાસન પ્રિયદર્શીએ મૂળ ખિઝરાબાદ પ્રાંતમાંના ટોપ્રા ગામમાં કોતરાવેલ. પરંતુ ઈ. સ. ૧૩૭૫ માં ફીરોઝશાહ એ સ્થંભને દિલ્હી લઈ ગયો. અને ત્યારથી આ સ્થંભ દિલ્હી–ટોપ્રા નામે મશહૂર બન્યો છે. ફીરોઝશાહ આ સ્થંભ કઈ રીતે દિલ્હી લઈ ગયો તથા આ સ્થંભ તેમજ બાકીના બીજા પાંચે સ્થંભો પરત્વે વિશેષ માહિતી માટે જુઓ આ ગ્રન્થે પૃ. ૧૬ અને આગળ.

(૨) આ શબ્દના ખુલાસા માટે જુઓ મૂળ શાસનની ટી. નં. ૨.

(૩) મુખ્ય શિલાલેખો પ્રિયદર્શીએ રાજ્યાભિષેકના બારમા વર્ષ લગભગમાં કોતરાવ્યા છે (જુઓ પૃ. ૫૯ અને ૬૩) જ્યારે સ્થંભલેખો તેણે અહીં દર્શાવ્યું છે તે પ્રમાણે રાજ્યાભિષેકના છવ્વીશમા વર્ષ લગભગમાં કોતરાવ્યા છે. તેના દરેક શિલાલેખો કે સ્થંભલેખો કયા કયા સમયે કોતરાયા છે તેની વિશેષ માહિતી માટે જુઓ પ્રથમ ખંડ–પરિચ્છેદ પહેલો.

(૪) પરીક્ષા એટલે પોતાના કર્તવ્યોની વિચારણા. આત્મ પરીક્ષા, આત્મચિન્તવન, આત્મમંથન વગેરે.

(૫) શુશ્રૂષા એટલે માતપિતા-વડીલો આદિની સેવા-ચાકરી.

(૬) ભય એટલે પરલોકનો અથવા પાપનો ભય. पापभिरुता, परलोकभय વગેરે જૈન સૂત્રોમાં વારંવાર વપરાતા શબ્દો છે

(૭) અહીં મૂળમાં हिदतपालत दुसपटिपादये શબ્દ છે. જેનો સામાન્ય ભાવાર્થ-આલોક તેમજ પરલોકને લગતા સુખ દુષ્પ્રાપ્ય છે. એટલે કે ધર્મપ્રેમ, આત્મ-ચિન્તન, સેવા અને પાપભય વિના આ લોક અને પરલોક બન્ને સ્થળે સુખ ભોગવવાનું મુશ્કેલ બને છે. શિલા લેખોમાં વારંવાર શુભ કાર્યને માટે सप्रतिपती, મુશ્કેલને માટે दुसप्रतिपती અને ધર્મવિરુદ્ધ કાર્યને માટે असप्रतिपती શબ્દ વાપરીને પ્રિયદર્શી પોતાના નામનો આડકતરો નિર્દેશ કરતો હોય એ પણ સંભવિત છે (વિશેષ માટે જુઓ પૃ ૬૫.)

(૮) મારા ઉપદેશથી એટલે કે મારા શાસનોથી (अनुसथिया) ધર્મની જિજ્ઞાસા તેમજ ધર્મપ્રેમ વધ્યા છે, અને હજી વધશે પણ ખરા. આ વાક્યમાથી આપણને અનેક સૂચનો મળી શકે છે.

એક તો એ કે રાજ્યાભિષેકના છવીસમા વર્ષ લગીમા પ્રિયદર્શિને ધર્મવિષયક ઉપદેશ પૂરતો કરી દીધેલો અને તેના પરિણામે પ્રજામા ધર્મપ્રેમ અને ધર્મજીજ્ઞાસા વધી ચૂક્યા છે અને હજી વિશેષ વધવાની તે આશા સેવે છે. અહી જો પ્રિયદર્શિને અશોક ગણીએ તો તેની ધાર્મિક પ્રવૃત્તિઓની મુખ્ય શરૂઆત તો રાજ્યાભિષેકના અઢારમા વર્ષ પછી શરૂ થાય છે. એટલે છવીસમા વર્ષે તે નોંધપાત્ર વિકાસ પામી ચૂકી હોય તે શકાસ્પદ ગણાય પરંતુ રાજ્યાભિષેકના ત્રીજા વર્ષથી જ શરૂ થતી સંપ્રતિની ધાર્મિક પ્રવૃત્તિઓ છવીસમા વર્ષે ચોક્કસ નોંધપાત્ર વિકાસ પામી શકે.

બીજું અહી પ્રિયદર્શી કહે છે કે પોતાના ઉપદેશથી ધર્મજિજ્ઞાસા ને ધર્મપ્રેમ વધ્યા છે. હવે જો પ્રિયદર્શી એ અશોક હોય તો અહી સાથોસાથ તે એમ પણ શું ન જણાવે કે 'મારા પુત્ર ને પુત્રીએ બૌદ્ધ ધર્મની દિક્ષા પણ લીધી છે.' પોતાની ધાર્મિક પ્રવૃત્તિ અને તેના પરિણામ જણાવતા શું તે પુત્ર-પુત્રીની દીક્ષાને વીસરી જાય એ સંભવિત છે?

ત્રીજું, બાબુ પી સી મુકરજી કહે છે કે-'શિલાલેખો તો સંપ્રતિના છે પણ સ્થભલેખો અશોકના હોવા સંભવ છે.'- તે વિધાનને આ વાક્ય ઢીલુ બનાવે છે કેમકે આ સ્થંભલેખોના કોતરાવનારે જ અગાઉ શિલાલેખો રૂપે શાસનો બહાર પાડ્યા છે અને પરિણામે પ્રજામા ધર્મપ્રેમ વધ્યો છે એમ જણાવ્યું છે. એટલે શિલાલેખોની જેમ સ્થભલેખોનો કોતરાવનાર પણ સંપ્રતિ જ છે.

(૯) આ વાક્યનો ભાવાર્થ એ છે કે મારા અમલદારો પ્રજા પર સીધુ શાસન ચલાવતા હોઇને તે પ્રજામા જે લોકો ચપળ-અસ્થિર મનના હોય તેમને ધર્મમાર્ગે વાળી શકે તેમ છે અને તેઓ તે પ્રમાણે તેમને ધર્મમાર્ગે વાળે પણ છે.

(૧૦) સરહદી મહામાત્રાઓની ધાર્મિક પ્રવૃત્તિઓના ખ્યાલ માટે જુઓ કલિંગનું ભિન્ન શાસન બીજું.

(૧૧) સર્વ કાર્યોને ધર્મયુક્ત બનાવવાની પ્રથા એ જૈન ધર્મનું એક મહત્ત્વનું લક્ષણ છે.

## द्वितीय शासन [ दिल्ही–टोप्रा ]

[ ઉત્તર-દિશા ]

१० ( क ) देवानंपिये पियदसि लाज
११ हेवं आहा ( ख ) धंमे साधु कियं चु धंमे ति ( ग ) अपासिनवे बहु कयाने
१२ दया[1] दाने सचे सोचये[2] ( घ ) चखुदाने[3] पि मे बहुविधे दिंने ( ङ ) दुपद–
१३ चतुपदेसु पखिवालिचलेसु विविधे मे अनुगहे कटे आ पान–
१४ दाखिनाये[4] ( च ) अंनानि पि च मे बहूनि कयानानी कटानि ( छ ) एताये मे
१५ अठाये इयं धंमलिपि लिखापिता हेवं अनुपटिपजंतु चिलं–
१६ थितिका च होतू ती ति[5] ( ज ) ये च हेवं संपटिपजीसति से सुकटं कछती ति

---

१ લૈ.–અ., લૈ.–નં. અને રા. માં दय

२ દિ.–મિ. चखुदाना

३ લૈ.–અ., લૈ.–નં. અને રા. सोचेये ति

४ લૈ.–અ., લૈ.–નં., રા. અને અ.–કૈ. पानदखिनाये

५ દિ.–મિ., લૈ.–અ., લૈ.–નં, રા. અને અ.–કૈ. होतू ति.

(૫) શુશ્રૂષા એટલે માતપિતા-વડીલો આદિની સેવા-ચાકરી.

(૬) ભય એટલે પરલોકનો અથવા પાપનો ભય પાપભિરુતા, પરલોકભય વગેરે જૈન સૂત્રોમાં વારંવાર વપરાતા શબ્દો છે

(૭) અહીં મૂળમાં દુસંપટિપાદયે દુસંપટિપાદયે શબ્દ છે જેનો સામાન્ય ભાવાર્થ—આલોક તેમજ પરલોકને લગતા સુખ દુષ્પ્રાપ્ય છે એટલે કે ધર્મપ્રેમ, આત્મચિન્તન, સેવા અને પાપભય વિના આ લોક અને પરલોક બન્ને સ્થળે સુખ મેળવવાનું મુશ્કેલ બને છે શિલાલેખોમાં વારંવાર શુભ કાર્યને માટે સુપ્રતિપત્તી, મુશ્કેલને માટે દુસ્પ્રતિપત્તી અને ધર્મવિરુદ્ધ કાર્યને માટે અસપ્રતિપત્તી શબ્દ વાપરીને પ્રિયદર્શી પોતાના નામનો આડકતરો નિર્દેશ કરતો હોય એ પણ સંભવિત છે (વિશેષ માટે જુઓ પૃ ૬૫ )

(૮) મારા ઉપદેશથી એટલે કે મારા શાસનોથી (અનુશસ્થિયા) ધર્મની જિજ્ઞાસા તેમજ ધર્મપ્રેમ વધ્યા છે, અને હજી વધશે પણ ખરા આ વાક્યમાંથી આપણને અનેક સૂચનો મળી શકે છે

એક તો એ કે રાજ્યાભિષેકના છવ્વીસમા વર્ષ લગીમા પ્રિયદર્શિને ધર્મવિષયક ઉપદેશ પૂરતો કરી દીધેલો અને તેના પરિણામે પ્રજામાં ધર્મપ્રેમ અને ધર્મજિજ્ઞાસા વધી ચૂક્યા છે અને હજી વિશેષ વધવાની તે આશા સેવે છે અહીં જો પ્રિયદર્શિને અશોક ગણીએ તો તેની ધાર્મિક પ્રવૃત્તિઓની મુખ્ય શરૂઆત તો રાજ્યાભિષેકના અઢારમા વર્ષ પછી શરૂ થાય છે. એટલે છવ્વીસમા વર્ષે તે નોંધપાત્ર વિકાસ પામી ચૂકી હોય તે શંકાસ્પદ મનાય પરંતુ રાજ્યાભિષેકના ત્રીજા વર્ષથી જ શરૂ થતી સંપ્રતિની ધાર્મિક પ્રવૃત્તિઓ છવ્વીસમા વર્ષે ચોક્કસ નોંધપાત્ર વિકાસ પામી શકે

બીજું અહીં પ્રિયદર્શી કહે છે કે પોતાના ઉપદેશથી ધર્મજિજ્ઞાસા ને ધર્મપ્રેમ વધ્યા છે હવે જો પ્રિયદર્શી એ અશોક હોય તો અહીં સાથોસાથ તે એમ પણ શું ન જણાવે કે 'મારા પુત્ર ને પુત્રીએ બૌદ્ધ ધર્મની દિક્ષા પણ લીધી છે ' પોતાની ધાર્મિક પ્રવૃત્તિ અને તેના પરિણામ જણાવતા શું તે પુત્ર-પુત્રીની દીક્ષાને વીસરી જાય એ સંભવિત છે !

ત્રીજું, બાબુ પી સી મુકરજી કહે છે કે—' શિલાલેખો તો સંપ્રતિના છે પણ સ્થંભલેખો અશોકના હોવા સંભવ છે '— તે વિધાનને આ વાક્ય ઢીલું બનાવે છે કેમકે આ સ્થંભલેખોના કોતરાવનારે જ અગાઉ શિલાલેખો રૂપે શાસનો બહાર પાડ્યા છે અને પરિણામે પ્રજામાં ધર્મપ્રેમ વધ્યો છે એમ જણાવ્યું છે એટલે શિલાલેખોની જેમ સ્થંભલેખોનો કોતરાવનાર પણ સંપ્રતિ જ છે

(૯) આ વાક્યનો ભાવાર્થ એ છે કે મારા અમલદારો પ્રજા પર સીધું શાસન ચલાવતા હોઈને તે પ્રજામાં જે લોકો ચપળ-અસ્થિર મનના હોય તેમને ધર્મમાર્ગે વાળી શકે તેમ છે અને તેઓ તે પ્રમાણે તેમને ધર્મમાર્ગે વાળે પણ છે.

(૧૦) સરહદી મહામાત્રાઓની ધાર્મિક પ્રવૃત્તિઓના ખ્યાલ માટે જુઓ કલિંગનું ભિન્ન શાસન બીજું

(૧૧) સર્વ કાર્યોને ધર્મયુક્ત બનાવવાની પ્રથા એ જૈન ધર્મનું એક મહત્ત્વનું લક્ષણ છે

ત્રણ યોગ ( મન-વચન-કાયા) અને પચીશ ક્રિયાઓ મળીને બેતાળીશ ભેદ છે.

ત્રીજા સ્થંભલેખમાં પ્રિયદર્શી આશ્રવ ( आसिनव ) ના છંદ, નિષ્ઠુરતા, ક્રોધ, ગર્વ, ઈર્ષા વગેરે પ્રકાર દર્શાવે છે. આ પ્રકારોનો સમાવેશ अण्हय અને આશ્રવના ઉપરોક્ત ભેદોમાં થઇ જાય છે. એટલે દેખીતી રીતેજ પ્રિયદર્શીએ કરેલો आसिनव શબ્દનો ઉપયોગ જૈન તત્ત્વજ્ઞાનને આભારી છે.

આ ઉપરાંત બૌધ્ધ સાહિત્યમાં પાપ અને આશ્રવ બંને શબ્દો એકજ અર્થમાં વપરાય છે. જ્યારે પ્રિયદર્શીએ ત્રીજા સ્થંભલેખમાં તે બંનેને જુદા જુદા અર્થમાં વાપરીને બૌદ્ધ દર્શન સાથેના પોતાના મતભેદનું સૂચન કર્યું છે, અને જૈન દર્શન સાથેની પોતાની એકતા સૂચવી છે. કેમકે એક જૈન દર્શનેજ પાપ અને આશ્રવ એ બંનેને પોતાના મૂળભૂત નવ તત્ત્વોમાં પણ ભિન્ન ભિન્ન સ્થાન આપ્યું છે–

જીવ, અજીવ, પુણ્ય, **પાપ**, **આશ્રવ**, સંવર, નિર્જરા, બંધ ને મોક્ષ.

આ પ્રકારે आसिनव શબ્દના સૂક્ષ્મ અભ્યાસ અને વિવેચન પછી બુલર અને ડૉ. ભાંડારકર પણ કબૂલે છે કે–' આ સ્થળે તાત્ત્વિક દૃષ્ટિએ પ્રિયદર્શી બૌદ્ધ કરતાં જૈન વધારે જણાય છે.'

અહીં આશ્રવ, प्रतिक्रमण [ જુઓ સ્થંભલેખ–૬ ] આદિ શબ્દો; જૈન પર્વો અને તે સમયે પાળવાનાં વ્રતો ( જુઓ સ્થંભલેખ–૫ ) વગેરેના નિરીક્ષણથી એક વસ્તુ એ પણ સ્પષ્ટ બને છે કે શિલાલેખોમાં પ્રિયદર્શીએ સર્વ સામાન્ય રાજધર્મનું આલેખન કર્યું છે પણ સ્થંભલેખોમાં તેણે જૈનત્વને મહત્ત્વનું સ્થાન આપ્યું છે. ભિન્ન ભિન્ન સ્થંભો પર કોતરાયલી વૃષભ, સિંહ આદિ આકૃતિઓ ( જુઓ પૃ.૧૬–૧૭) પણ જૈન તીર્થંકરોના લક્ષણની સૂચક છે. આ સંયોગોમાં સ્થંભો વિશેષ પ્રમાણમાં જૈનત્વ સાથે સંકળાયલ હોવાનો સંભવ પ્રમાણભૂત બને છે.

(૨) દાન એટલે કેવળ દ્રવ્ય–દાન જ નહિ પરંતુ અભયદાન (પ્રાણદાન), જ્ઞાનદાન, ધર્મદાન વગેરે. તેમાંથી ચક્ષુદાન, પ્રાણદાન વગેરેનું તો પ્રિયદર્શી નીચેનાં વાક્યોમાં સૂચન પણ કરે છે. આ પ્રકારનાં દાનનાં વિશિષ્ટ સ્વરૂપો જૈન દર્શનને આભારી છે. જૈન नमुथ्थुणं સ્તવનની સાતમી ગાથામાં દાનનાં એવાં ભિન્ન ભિન્ન સ્વરૂપોનો નિર્દેશ થયેલો છે–अभयदयाणं, चक्खुदयाणं, मग्गदयाणं, सरणदयाणं, बोहीदयाणं, धम्मदयाणं...

(૩) મૂળમાં શુદ્ધતાને સ્થળે શોચયે (શૌચ) શબ્દ છે, અને તેની પૂર્વે સત્ય છે. આ સ્થિતિમાં ધર્મના આ ભેદો ક્રમિક સ્વરૂપમાં જ જૈન દર્શનને અનુસરતા જણાય છે. કેમકે સંવર ( ધર્મ ) ના ભેદ દર્શાવતી નવતત્ત્વ ની ગાથામાં એનો સ્પષ્ટ ક્રમિક ઉલ્લેખ છે:

खंतीमद्दव अज्जव मुत्ती तव संजमेअ बोधव्वे ।
**सच्चं सोअं** अकिंचणं च बंभं च जइ **धम्मो** ॥

(૪) ચક્ષુદાન એ જૈન પારિભાષિક શબ્દ છે. (ઉપરની ટી. નં. ૨ ) તેના અનેક પ્રકાર હોય છે. જ્ઞાન આપીને માનવીની દૃષ્ટિ ખોલવી તે 'આંતરિક ચક્ષુદાન' કહેવાય છે. આંખોનાં દવાખાનાં ખોલવાં, જેમને આંખો ફોડી નાંખવાની સજા થઇ હોય એવા કેદીઓની સજામાં ઘટાડો કરવો વગેરે ' બાહ્ય ચક્ષુદાન 'નાં સ્વરૂપ છે. પોતે ઘણી રીતે ચક્ષુદાન આપેલું છે એમ દર્શાવતી વખતે પ્રિયદર્શી જૈન પરિભાષાનો જ આશ્રય લેતો જણાય છે.

(૫) દ્વિપદ, ચતુષ્પદ, પક્ષિ, વારિચર ઇત્યાદિ નામો ક્રમિક સ્વરૂપમાં પ્રાચીનમાં પ્રાચીન જૈન આગમોમાં પણ મળી આવે છે–

दुप्पय-चउप्पय-मिय-पसु-पक्खि-सरिसिवाणं

**–समवायाङ्ग सूत्र ।**

આમ જૈન આગમોમાં જે ક્રમમાં પ્રાણીઓના પ્રકાર દર્શાવીને તેમના પ્રત્યે દયાભાવ રાખવાનું દર્શાવ્યું છે તે જ ક્રમમાં પ્રાણીઓનો નિર્દેશ કરીને પોતે તેમને જીવિતદાન આપેલું છે એમ સૂચવતી વખતે પ્રિયદર્શી જૈન રાજવી તરીકે નજર સમક્ષ તરી આવે છે.

(૬) प्राण એ જૈન પારિભાષિક શબ્દ હોવાનું તો ડૉ. ભાંડારકર આદિ વિદ્વાનો પણ કબૂલ રાખે છે અને તેમાં પણ ' પ્રાણદાન ' એ તો પૂર્ણતઃ જૈનત્વનુંજ સૂચક છે. કેમકે જૈન ધર્મમાં સૌથી ભયંકર પાપ તરીકે प्राणातिपात અને સૌથી શ્રેષ્ઠ પુણ્ય તરીકે प्राणदान ને ઓળખાવવામાં આવેલ છે.

(૭) સારી રીતે એટલે શુધ્ધ ભાવથી અનુસરશે તે સુકૃત્ય કરશે એટલે કે પુણ્યનો ભાગી થશે.

# બીજું શાસન [ દિલ્હી-ટોપ્રા ]

[ ઉત્તર-દિશા ]

(क) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે—

(ख) ધર્મ સારો છે. પણ ધર્મ શામાં રહેલો છે? ( —તેના ઉત્તરમાં કહેવાનુ કે )

(ग) અલ્પ આશ્રવ,[1] ઘણુ પુણ્ય, દયા, દાન,[2] સત્ય, શુદ્ધતા[3] ( વગેરેમાં ધર્મ રહેલો છે. )

(घ) મે ઘણી રીતે ચક્ષુદાન આપેલુ છે.[4]

(ङ) બેપગા તથા ચોપગાં પ્રાણીઓને અને પક્ષીઓને તેમજ પાણીમાં રહેતાં પ્રાણીઓને[5] પ્રાણદાન[6] આપવા લગીના ઉપકાર મે કરેલા છે.

(च) એ જ પ્રમાણે મે બીજુ પણ ઘણુ પુણ્ય કરેલું છે.

(छ) એ હેતુથી આ ધર્મલિપિ મે અહી લખાવી છે કે ( પ્રજા ) તેને અનુસરે અને તે ચિરસ્થાયી બને

(ज) જે તેને સારી રીતે અનુસરશે તે સુકૃત્ય કરશે.[7]

---

(૧) અહી મૂળમા अपासिनवे શબ્દ છે अप નો અર્થ સ્પષ્ટ રીતે અલ્પ છે એટને બાકીમા आसिनव શબ્દ રહે છે પ્રિયદર્શિનને અશોક તેમ જ ધર્મે બૌધ્ધ માનતા સશોધકોને આ आसिनव શબ્દે ખૂબ જ ગૂચવણમા ઉતાર્યો છે કેમકે પ્રિયદર્શિને જે અર્થમા आसिनव શબ્દ વાપર્યો છે, તે અર્થમા તે શબ્દ બૌધ્ધ સાહિત્યમા મળતો જ નથી आसिनव એ શબ્દ आस्नु ધાતુ પરથી વ્યુત્પન્ન થયેલો છે અને બૌદ્ધ સાહિત્યમા તેને સમાતર आश्रव શબ્દ મળી આવે છે પણ બૌદ્ધ ધર્મમા आश्रव ના ત્રણ જ પ્રકાર છે— काम (રતિ) भाव (અસ્તિત્વ), અને अविद्या (અજ્ઞાન)' અને કોઈ પ્રસગે તેમા ' दित्य (વિધર્મીપણુ) ઉમેરીને ચાર આશ્રવ દર્શાવવામા આવે છે જ્યારે પ્રિયદર્શિન પોતાના ત્રીજા સ્થભલેખમા आसिनवना પાચ ભેદ દર્શાવે છે—' છદ, નિષ્ઠુરતા, ક્રોધ, માન અને ઇર્ષા ' બૌધ્ધ ધર્મમા આ દુર્ગુણોને आश्रव કે पाप મા નહિ પણ क्लेशમા સ્થાન આપવામા આવ્યુ છે. એટને બૌદ્ધ સાહિત્ય પ્રિયદર્શિનના आसिनवनो ઉકેલ આપી શક્તુ નથી.

પરતુ જૈન સાહિત્ય આ आसिनव શબ્દનો સ્પષ્ટ ઉકેલ આપી શકે છે. જૈન સાહિત્યમા પાપના અર્થમા आस्नु ધાતુ પરથી વ્યુત્પન્ન થયેલા બે શબ્દો મળી આવે છે—(૧) अण्हय (૨) आश्रव તેમા હિસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિ—અરતિ, પરપરિવાદ, માયા—મૃષાવાદ, મિથ્યાત્વશલ્ય આદિ અઢાર પાપસ્થાનકોનો સમાવેશ अण्हयમા થાય છે જ્યારે आश्रव ના પાચ ઇન્દ્રિય, ચાર કષાય ( ક્રોધ, માન, માયા, લોભ), પાચ અવ્રત (હિસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ),

ત્રણ યોગ ( મન-વચન-કાયા) અને પચીશ ક્રિયાઓ મળીને બેતાળીશ ભેદ છે.

ત્રીજા સ્થંભલેખમાં પ્રિયદર્શી આશ્રવ ( आसिनव ) ના છેદ, નિષ્ઠુરતા, ક્રોધ, ગર્વ, ઇર્ષા વગેરે પ્રકાર દર્શાવે છે. આ પ્રકારોનો સમાવેશ અણ્હય અને આશ્રવના ઉપરોક્ત ભેદોમાં થઇ જાય છે. એટલે દેખીતી રીતેજ પ્રિયદર્શીએ કરેલો आसिनव શબ્દનો ઉપયોગ જૈન તત્ત્વજ્ઞાનને આભારી છે.

આ ઉપરાંત બૌધ્ધ સાહિત્યમાં પાપ અને આશ્રવ બંને શબ્દો એકજ અર્થમાં વપરાય છે. જ્યારે પ્રિયદર્શીએ ત્રીજા સ્થંભલેખમાં તે બંનેને જુદા જુદા અર્થમાં વાપરીને બૌદ્ધ દર્શનસાથેના પોતાના મતભેદનું સૂચન કર્યું છે, અને જૈન દર્શન સાથેની પોતાની એકતા સૂચવી છે. કેમકે એક જૈન દર્શનેજ પાપ અને આશ્રવ એ બંનેને પોતાના મૂળભૂત નવ તત્ત્વોમાં પણ ભિન્ન ભિન્ન સ્થાન આપ્યું છે–

જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ ને મોક્ષ.

આ પ્રકારે आसिनव શબ્દના સૂક્ષ્મ અભ્યાસ અને વિવેચન પછી બુલર અને ડૉ. ભાંડારકર પણ કબૂલે છે કે–'આ સ્થળે તાત્ત્વિક દૃષ્ટિએ પ્રિયદર્શી બૌદ્ધ કરતાં જૈન વધારે જણાય છે.'

અહીં આશ્રવ, प्रतिक्रमण [ જુઓ સ્થંભલેખ–૬ ] આદિ શબ્દો; જૈન પર્વો અને તે સમયે પાળવાનાં મતો ( જુઓ સ્થંભલેખ–૫ ) વગેરેના નિરીક્ષણથી એક વસ્તુ એ પણ સ્પષ્ટ બને છે કે શિલાલેખોમાં પ્રિયદર્શીએ સર્વ સામાન્ય રાજધર્મનું આલેખન કર્યું છે પણ સ્થંભલેખોમાં તેણે જૈનત્વને મહત્ત્વનું સ્થાન આપ્યું છે. ભિન્ન ભિન્ન સ્થંભો પર કોતરાયલી ઋષભ, સિંહ આદિ આકૃતિઓ ( જુઓ પૃ.૧૬–૧૭) પણ જૈન તીર્થંકરોના લક્ષણની સૂચક છે. આ સંયોગોમાં સ્થંભો વિશેષ પ્રમાણમાં જૈનત્વ સાથે સંકળાયલ હોવાનો સંભવ પ્રમાણભૂત બને છે.

(૨) દાન એટલે કેવળ દ્રવ્ય–દાન જ નહિ પરંતુ અભયદાન (પ્રાણદાન), જ્ઞાનદાન, ધર્મદાન વગેરે. તેમાંથી ચક્ષુદાન, પ્રાણદાન વગેરેનું તો પ્રિયદર્શી નીચેનાં વાક્યોમાં સૂચન પણ કરે છે. આ પ્રકારનાં દાનનાં વિશિષ્ટ સ્વરૂપો જૈન દર્શનને આભારી છે. જૈન नमुथ्थुणं સ્તવનની સાતમી ગાથામાં દાનનાં એવાં ભિન્ન ભિન્ન સ્વરૂપોનો નિર્દેશ થયેલો છે–अभयदयाणं, चक्खुदयाणं, मग्गदयाणं, सरणदयाणं, बोहीदयाणं, धम्मदयाणं...

(૩) મૂળમાં શુદ્ધતાને સ્થળે શોચયે (शौच) શબ્દ છે, અને તેની પૂર્વે સત્ય છે. આ સ્થિતિમાં ધર્મના આ ભેદો ક્રમિક સ્વરૂપમાં જ જૈન દર્શનને અનુસરતા જણાય છે. કેમકે સંવર ( ધર્મ ) ના ભેદ દર્શાવતી नवतत्त्व ની ગાથામાં એનો સ્પષ્ટ ક્રમિક ઉલ્લેખ છેઃ

खंतीमद्दव अज्जव मुत्ती तव संजमेअ बोधव्वे ।
सच्चं सोअं अकिंचणं च बंभं च जइ धम्मो ॥

(૪) ચક્ષુદાન એ જૈન પારિભાષિક શબ્દ છે. (ઉપરની ટી. નં. ૨ ) તેના અનેક પ્રકાર હોય છે. જ્ઞાન આપીને માનવીની દૃષ્ટિ ખોલવી તે 'આંતરિક ચક્ષુદાન' કહેવાય છે. આંખોનાં દવાખાનાં ખોલવાં, જેમને આંખો ફોડી નાંખવાની સજા થઇ હોય એવા કેદીઓની સજામાં ઘટાડો કરવો વગેરે 'બાહ્ય ચક્ષુદાન'નાં સ્વરૂપ છે. પોતે ઘણી રીતે ચક્ષુદાન આપેલું છે એમ દર્શાવતી વખતે પ્રિયદર્શી જૈન પરિભાષાનો જ આશ્રય લેતો જણાય છે.

(૫) દ્વિપદ, ચતુષ્પદ, પક્ષિ, વારિચર ઇત્યાદિ નામો ક્રમિક સ્વરૂપમાં પ્રાચીનમાં પ્રાચીન જૈન આગમોમાં પણ મળી આવે છે–

दुप्पय-चउप्पय-मिय-पसु-पक्खि-सरिसिवाग

–समवायाङ्ग सूत्र ।

આમ જૈન આગમોમાં જે ક્રમમાં પ્રાણીઓના પ્રકાર દર્શાવીને તેમના પ્રત્યે દયાભાવ રાખવાનું દર્શાવ્યું છે તે જ ક્રમમાં પ્રાણીઓનો નિર્દેશ કરીને પોતે તેમને જીવિતદાન આપેલું છે એમ સૂચવતી વખતે પ્રિયદર્શી જૈન રાજવી તરીકે નજર સમક્ષ તરી આવે છે.

(૬) प्राण એ જૈન પારિભાષિક શબ્દ હોવાનું તો ડૉ. ભાંડારકર આદિ વિદ્વાનો પણ કબૂલ રાખે છે અને તેમાં પણ 'પ્રાણદાન' એ તો પૂર્ણતઃ જૈનત્વનુંજ સૂચક છે. કેમકે જૈન ધર્મમાં સૌથી ભયંકર પાપ તરીકે प्राणातिपात અને સૌથી શ્રેષ્ઠ પુણ્ય તરીકે प्राणदान ને ઓળખાવવામાં આવેલ છે.

(૭) સારી રીતે એટલે શુધ્ધ ભાવથી અનુસરશે તે સુકૃત્ય કરશે એટલે કે પુણ્યનો ભાગી થશે,

# ત્રીજું શાસન [ દિલ્હી-ટોપ્રા ]

[ ઉત્તર-દિશા ]

(क) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે—

(ख) ( માણસ ) પોતાનાં સારાં કામો જ દેખે છે ( અને વિચારે છે કે ), " આ સારૂં કામ મેં કરેલું છે. "

(ग) કોઇ પણ રીતે તે ( પોતાનાં ) પાપ દેખતો નથી, ( અને પોતાના મનમાં વિચારતો નથી કે ), " મેં આ પાપ કર્યું છે " અથવા " આ તો ખરેખર આશ્રવ છે. "

(घ) પરંતુ, આ આત્મપરીક્ષા[1] અઘરી છે.

(ङ) છતાં પણ આટલું તો દેખવું જ જોઇએ કે —

(च) ' છંદ, નિષ્ઠુરતા, ક્રોધ, ગર્વ, ઈર્ષા એ આશ્રવ છે,[2] અને તેના કારણે મારે મારી[3] પડતી થવા દેવી ન જોઇએ.

(छ) અને આ તો ખાસ કરીને દેખવું જોઇએ કે—

(ज) ' આ મારે માટે આ લોકમાં હિતકર્તા છે, આ પરલોકમાં હિતકર્તા છે. '

---

૧ મૂળમાં અહીં पटिवेख શબ્દ છે. અને તે પાલિભાષાના पच्छवेक्खनम् શબ્દને મળતો આવે છે. पच्छवेक्खनम्નો અર્થ પ્રતિવેક્ષા અથવા આત્મપરીક્ષા થાય છે. વિશેષ માટે જુઓ પ્રથમ સ્થંભલેખ-શાસનની ટી. નં. ૪

૨ આ શબ્દના વિવેચન માટે જુઓ-બીજા સ્થંભલેખની ટી. નં. ૧.

૩ મારી એટલે મારા આત્માની પડતી થવા ન દેવી જોઇએ.

# चतुर्थ शासन [ दिल्ही टोप्रा ]

[ પશ્ચિમ-દિશા ]

१ (क) देवानंपिये पियदसि लाज हेवं आहा (ख) सड़वीसतिवस-
२ अभिसितेन[1] मे इयं धंमलिपि लिखापिता (ग) लजूका मे
३ बहूसु पानसतसहसेसु जनसि आयता[2] (घ) तेसं ये अभिहाले वा[3]
४ दंडे वा[3] अतपतिये मे कटे किंति लजूका अस्वथ अभीता
५ कंमानि पवतयेवू जनस जानपदसा हितसुखं उपदहेवू
६ अनुगहिनेवु चा[4] (ङ) सुखीयनदुखीयनं जानिसंति धंमयुतेन च
७ वियोवदिसंति जनं जानपदं किंति हिदतं च पालतं च
८ आलाधयेवू ति (च) लजूका पि लघति पटिचलितवे मं (छ) पुलिसानि पि मे
९ छंदंनानि पटिचलिसंति (ज) ते पि च कानि वियोवदिसंति येन मं लजूका
१० चघंति[5] आलाधयितवे (झ) अथा हि पजं वियताये धातिये निसिजितु
११ अस्वथे[6] होति वियत धाति चघति मे पजं[7] सुखं पलिहटवे[8]
१२ हेवं ममा[9] लजूका कटा जानपदस हितसुखाये (ञ) येन एते अभिता
१३ अस्वथ[10] संतं अविमना[11] कंमानि पवतयेवू ति एतेन मे लजूकानं
१४ अभिहाले व दंडे वा अतपतिये कटे (ट) इछितविये हि एसा किंति
१५ वियोहालसमता च सिय[12] दंडसमता चा (ठ) अव[13] इते पि च मे आवुति
१६ बंधनबधानं मुनिसानं तीलितदंडानं पतवधानं तिंनि दिवसानि मे
१७ योते दिंने (ड) नातिका व कानि निझपयिसंति जीविताये तानं
१८ नासंतं वा निझपयिता[14] दानं दाहंति पालतिकं उपवासं व कछंति
१९ (ढ) इछा हि मे हेवं निलुधसि पि कालसि पालतं आलाधयेवू ति (ण) जनस च
२० वढति विविधे धंमचलने संयमे[15] दानसविभागे ति

૧ લૈ.-અ., લૈ.-નં. અને રા. માં सडुवीसति ·-वसाभिसितेन

૨ ,, ,, ,, आयत

૩ ,, ,, ,, य

૪ લૈ.-અ., લૈ.-નં. અને રા. માં च

૫ દિ.-મિ....क चघंति લૈ.-અ., લૈ.-નં. અને રા. लजूक चघंति

૬ લૈ.-અ., લૈ.-નં. અને રા. માં अस्वथे

૭ લૈ.-અ. માં पंजं

૮ લૈ.-અ., લૈ.-નં. અને રા. માં पलिहटवे ति

૯ લૈ.-અ., લૈ.-નં. અને રા. માં मम लजूक कट

૧૦ દિ.-મિ. अस्वथ લૈ.-અ. લૈ.-નં. અને રા. अस्वथा

૧૧ લૈ.-અ. अछिमन લૈ.-નં. અને રા. માં अविमन

૧૨ દિ.-મિ. અને અ.-કૌ. માં सिया

૧૩ લૈ.-અ., લૈ.-નં. અને રા. માં क्षाया

૧૪ ,, ,, ,, ,, निज्हपयितवे

૧૫ લૈ.-અ., લૈ.-નં., રા., અને અ.-કૌ. માં सयमे

# चतुर्थ शासन [ दिल्ही टोप्रा ]

[ पश्चिम–दिशा ]

१ (क) देवानंपिये पियदसि लाज हेवं आहा (ख) सडुवीसतिवस–
२ अभिसितेन[1] मे इयं धंमलिपि लिखापिता (ग) लजूका मे
३ बहूसु पानसतसहसेसु जनसि आयता[2] (घ) तेसं ये अभिहाले वा[3]
४ दंडे वा[3] अतपतिये मे कटे किंति लजूका अस्वथ अभीता
५ कंमानि पवतयेवू जनस जानपदसा हितसुखं उपदहेवू
६ अनुगहिनेवु चा[4] (ङ) सुखीयनदुखीयनं जानिसंति धंमयुतेन च
७ वियोवदिसंति जनं जानपदं किंति हिदतं च पालतं च
८ आलाधयेवू ति (च) लजूका पि लघंति पटिचलितवे मं (छ) पुलिसानि पि मे
९ छंदंनानि पटिचलिसंति (ज) ते पि च कानि वियोवदिसंति येन मं लजूका
१० चघंति[5] आलाधयितवे (झ) अथा हि पजं वियताये धातिये निसिजितु
११ अस्वथे[6] होति वियत धाति चघति मे पजं[7] सुखं पलिहटवे[8]
१२ हेवं ममा[9] लजूका कटा जानपदस हितसुखाये (ञ) येन एते अभिता
१३ अस्वथ[10] संतं अविमना[11] कंमानि पवतयेवू ति एतेन मे लजूकानं
१४ अभिहाले व दंडे वा अतपतिये कटे (ट) इछितविये हि एसा किंति
१५ वियोहालसमता च सिय[12] दंडसमता चा (ठ) अव[13] इते पि च मे आवुति
१६ बंधनबधानं मुनिसानं तीलितदंडानं पतवधानं तिंनि दिवसानि मे
१७ योते दिंने (ड) नातिका व कानि निझपयिसाते जीविताये तानं
१८ नासंतं वा निझपयिता[14] दानं दाहंति पालतिकं उपवास व कछंति
१९ (ढ) इछा हि मे हेवं निलुधसि पि कालसि पालतं आलाधयेवू ति (ण) जनस च
२० वढति विविधे धंमचलने संयमे[15] दानसविभागे ति

(ડ) (તે મુદ્દતમાં) કાં તો તેમનાં સગાં સંબંધીઓ તેમની જિંદગી બચાવી લેવાને માટે તેમને (રજ્જુકોને) તેમનો દંડ ઓછો કરવાની વિનંતિ કરશે[18] અને એવી વિનંતિ કરવાને કોઇ ન હોય એવા સંયોગોમાં તેઓ (કેદીઓ) પારલૌકિક હિતને માટે દાન આપશે અથવા ઉપવાસ[19] કરશે.[20]

(ઢ) કેમકે મારી ઇચ્છા એવી છે કે મહેતલ પુરી થતાં પહેલાં[21] તેઓ પરલોકના સુખને મેળવવાનો યત્ન કરે અને લોકમાં વિવિધ પ્રકારનાં ધર્માચરણો, આત્મસંયમ અને દાનશીલતા[22] વધવા પામે.

---

(૧) શિલાલેખો અને સ્થંભલેખો કયા કયા સમયે કોતરાયલા છે તેની વિગતવાર માહિતી માટે જુઓ પ્રથમ ખંડ–પરિચ્છેદ પહેલો.

(૨) અહીં મૂળમાં પાન–પ્રાણ શબ્દ છે. તે જૈન પારિભાષિક હોવાનું ડૉ. ભાંડારકરે પણ કબૂલ રાખ્યું છે.

(૩) આ સ્થળે મૂળમાં पानसतसहसेसु जनसि છે. ડૉ. ભાંડારકરે તેનો અર્થ 'સેંકડો અને હજારો જીવો-વાળા જનોના ઉપર'–એ પ્રમાણે કર્યો છે. પરંતુ તે અર્થ કોઇ પણ ભાવને સ્પષ્ટ કરતો નથી. ડૉ. રાધાકુમુદ તેમજ હુલ્ઝે તેનો અર્થ, 'લાખો જીવો પર (Over many hundred thousands lives)' –એ પ્રમાણે કર્યો છે. પણ તે અર્થમાં પાન અથવા जनसि બેમાંથી એક શબ્દને પડતો મૂકવો પડે છે. એટલે અમે जनसि નો ભાવાર્થ जनपदसि ગણીને– 'જ્યાં લાખો જીવો વસે છે એવા ઘણા પ્રદેશો (કે પ્રાન્તો) પર' એ અર્થને વધારે યોગ્ય ગણીએ છીએ.

(૪) ત્રીજા મુખ્ય શિલાલેખમાં (જુઓ પૃ. ૫૯) 'રાજૂક' નામે જે અધિકારીનો નિર્દેશ થયેલો છે તે જ આ અધિકારી હોવાનો સંભવ છે. 'कुरुधम्म जातक' માં જણાવ્યા પ્રમાણે રજ્જુ (દોરી)નો ઉપયોગ કરીને જમીનની માપણી કરવાનો અધિકાર જેમને સુપ્રત થયેલો તે અમલદારો 'રાજુક' અથવા 'રજ્જુ-ગ્રાહક' ના નામે ઓળખાતા. આ રીતે જમીનની સરહદો નકકી કરવી તે 'રજ્જુક'ની ફરજે જણાય છે. 'कुरुधम्म जातक' માં તેને 'अमच्छ' કહેલ છે તેથી બુલર એમ માને છે કે તે ખૂબ મોટો અમલદાર હોવો જોઇએ અને હાલના મુલકી ખાતાના મહેસૂલી અધિકારીને મળતો તે હોવો જોઇએ. પ્રાચીન અર્થશાસ્ત્રોના આધારે રજ્જુક એ ન્યાય-ખાતાનો અધિકારી જણાય છે. સંભવિત છે કે મહેસૂલી અને ન્યાય–બંને ખાતાના કેટલાક અધિકારો તેને સંયુકત પણે સુપ્રત કરાતા હોય. સ્ટ્રેબોએ આ પ્રકારના અધિકારીઓની નોંધ લેતાં જણાવ્યું છે કે, 'તેઓ નદીઓની સંભાળ રાખે છે તથા મીસરમાં જમીનની માપણી થાય છે તેવી જ રીતે તેઓ જમીનની માપણી કરે છે અને 'જેને જેમ યોગ્ય હોય તેને તેમ ઇનામ આપવાની કે શિક્ષા કરવાની સત્તા ધરાવે છે.' પ્રિયદર્શી જેમને રજ્જુક તરીકે ઓળખાવે છે તે જ આ અધિકારીઓ હોવાનો સંભવ છે. અને ન્યાય તેમ જ મહેસૂલ બંને ખાતાના કેટલાક અધિકારો તેને સુપ્રત થયેલા જણાય છે. 'જ્યાં લાખો જીવો વસે છે એવા પ્રદેશના ઉપરી' તરીકે ઓળખાવીને પ્રિયદર્શી રજ્જુકોને ઘણા મોટા અમલદાર તરીકે વર્ણવે છે.

(૫) રાજસત્તાનાં ત્રણ અંગ હોય છે–૧ કાનૂનનું ઘડતર (Legislation), ૨ ઘડાયલ કાનૂનાનુસાર ન્યાયની વિચારણા અને ચૂકાદો (Judicature) તથા ૩ એ ચુકાદા અનુસાર કાનૂનની બજવણી (Police). આ ત્રણે અંગોના ક્ષેત્રમાં વર્તમાન રાજસત્તાઓ પોતાની પ્રાન્તિક શાખાઓને ઓછા–વધતા અધિકાર આપે છે પણ એકે અંગના વિષયમાં પૂર્ણ સ્વતંત્રતા

## ચોથું શાસન [ દિલ્હી-ટોપ્રા]

[ પશ્ચિમ-દિશા ]

(क) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે–

(ख) મારા રાજ્યાભિષેકને છવ્વીશ વર્ષ[1] થતાં મે આ ધર્મલિપિ લખાવરાવી હતી

(ग) જ્યા લાખો જીવો[2] વસે છે એવા ઘણા પ્રદેશો પર[3] મે રજ્જુકો[4] નીમ્યા છે

(घ) ન્યાયની અને દડની બાબતમા મે તેમને સ્વતત્ર બનાવ્યા છે[5] કેમ ?–તો કે રજ્જુકો વિશ્વાસપૂર્વક અને ભય વગર પોતાની ફરજો બજાવે, પ્રાંતોના[6] લોકોનુ હિતસુખ સાધે અને તેમના પ્રતિ અનુગ્રહ દાખવી શકે[7]–તેટલા માટે

(ङ) તેઓ સુખ અને દુખને નીપજાવતા કારણોને ઓળખશે અને ધર્મયુક્તોની[8] સાથે સાથે પ્રાતના[9] લોકોને ઉપદેશ આપશે કેમ ?–તો કે–આ લોકમા અને પરલોકમા તેઓ સુખ મેળવે[10] તેટલા માટે

(च) વળી, રજ્જુકો મારી આજ્ઞાને અનુસરવાને પણ આતૂર છે

(छ) તેથી, તેઓ, મારી ઇચ્છાઓથી પરિચિત એવા પુરષોની[11] આજ્ઞાઓને માન આપશે

(ज) વળી, તેઓ ( પુરુષો ) પણ કેટલાકને ઉપદેશ આપશે,[12] જેથી રજ્જુકો મને ખુશી કરવામા ફળીભૂત બની શકે.

(झ) ખરેખર, જેવી રીતે, હોશિયાર આયાને પોતાનુ સતાન ભળાવીને ( કોઈ માણસ ) 'હોશિયાર આયા મારા સતાનને સારી રીતે સાચવી શકશે'–એવા[13] વિચારથી નિશ્ચિત બને તેવી જ રીતે પ્રાતની[14] પ્રજાના હિતસુખ માટે મે રજ્જુકો નીમ્યા છે

(ञ) ભય, અવિશ્વાસ અને ગૂચવણથી[15] મુક્ત બનીને તેઓ પોતાના કર્તવ્ય બજાવી શકે તે માટે મે તેમને ન્યાય અને દડની બાબતમા સ્વતત્ર બનાવ્યા છે

(ट) ન્યાયની સમતા અને દડની સમતા ઇચ્છવા યોગ્ય છે[16]

(ठ) વળી, મારો હુકમ તો એટલે સુધી પણ છે કે, 'જે લોકો બધનમા બધાયલા હોય, જેમની સજાનો ચુકાદો થઈ ચૂકયો હોય અને જેમનો વધ થવાનો હોય તેમને મારા તરફથી ત્રણ દિવસની મહેતલ[17] આપવી'

(ડ) (તે મુદ્દતમાં) કાં તો તેમનાં સગાં સંબંધીઓ તેમની જિંદગી બચાવી લેવાને માટે તેમને (રજ્જુકોને) તેમનો દંડ ઓછો કરવાની વિનંતિ કરશે[18] અને એવી વિનંતિ કરવાને કોઇ ન હોય એવા સંયોગોમાં તેઓ (કેદીઓ) પારલૌકિક હિતને માટે દાન આપશે અથવા ઉપવાસ[19] કરશે.[20]

(ઢ) કેમકે મારી ઇચ્છા એવી છે કે મહેતલ પુરી થતાં પહેલાં[21] તેઓ પરલોકના સુખને મેળવવાનો યત્ન કરે અને લોકમાં વિવિધ પ્રકારનાં ધર્માચરણો, આત્મસંયમ અને દાનશીલતા[22] વધવા પામે.

---

(૧) શિલાલેખો અને સ્થંભલેખો કયા કયા સમયે કોતરાયલા છે તેની વિગતવાર માહિતી માટે જુઓ પ્રથમ ખંડ–પરિચ્છેદ પહેલો.

(૨) અહીં મૂળમાં પાન–પ્રાણ શબ્દ છે. તે જૈન પારિભાષિક હોવાનું ડૉ. ભાંડારકરે પણ કબૂલ રાખ્યું છે.

(૩) આ સ્થળે મૂળમાં पानसतसहसेसु जनसि છે. ડૉ. ભાંડારકરે તેનો અર્થ 'સેંકડો અને હજારો જીવો-વાળા જનોના ઉપર'–એ પ્રમાણે કર્યો છે. પરંતુ તે અર્થ કોઇ પણ ભાવને સ્પષ્ટ કરતો નથી. ડૉ. રાધાકુમુદ તેમજ હુલ્ઝે તેનો અર્થ, 'લાખો જીવો પર (Over many hundred thousands lives)' –એ પ્રમાણે કર્યો છે. પણ તે અર્થમાં પાન અથવા जनसि એમાંથી એક શબ્દને પડતો મૂકવો પડે છે. એટલે અમે जनसि નો ભાવાર્થ जनपदसि ગણીને– 'જ્યાં લાખો જીવો વસે છે એવા ઘણા પ્રદેશો (કે પ્રાન્તો) પર' એ અર્થને વધારે યોગ્ય ગણીએ છીએ.

(૪) ત્રીજા મુખ્ય શિલાલેખમાં (જુઓ પૃ. ૫૯) 'રાજૂક' નામે જે અધિકારીનો નિર્દેશ થયેલો છે તે જ આ અધિકારી હોવાનો સંભવ છે. 'कुरुधम्म जातक' માં જણાવ્યા પ્રમાણે રજ્જુ (દોરી)નો ઉપયોગ કરીને જમીનની માપણી કરવાનો અધિકાર જેમને સુપ્રત થયેલો તે અમલદારો 'રાજુક' અથવા 'રજ્જુ-ગ્રાહક' ના નામે ઓળખાતા. આ રીતે જમીનની સરહદો નક્કી કરવી તે 'રજ્જુક'ની ફરજો જણાય છે. 'कुरुधम्म जातक' માં તેને 'अमच्छ' કહેલ છે તેથી બુલર એમ માને છે કે તે ખૂબ મોટો અમલદાર હોવો જોઇએ અને હાલના મુલકી ખાતાના મહેસૂલી અધિકારીને મળતો તે હોવો જોઇએ. પ્રાચીન અર્થશાસ્ત્રોના આધારે રજ્જુક એ ન્યાય-ખાતાનો અધિકારી જણાય છે. સંભવિત છે કે મહેસૂલી અને ન્યાય–બંને ખાતાના કેટલાક અધિકારો તેને સંયુકત પણે સુપ્રત કરાતા હોય. સ્ટ્રેબોએ આ પ્રકારના અધિકારીઓની નોંધ લેતાં જણાવ્યું છે કે, 'તેઓ નદીઓની સંભાળ રાખે છે તથા મીસરમાં જમીનની માપણી થાય છે તેવી જ રીતે તેઓ જમીનની માપણી કરે છે અને 'જેને જેમ યોગ્ય હોય તેને તેમ ઇનામ આપવાની કે શિક્ષા કરવાની સત્તા ધરાવે છે.' પ્રિયદર્શી જેમને રજ્જુક તરીકે ઓળખાવે છે તે જ આ અધિકારીઓ હોવાનો સંભવ છે. અને ન્યાય તેમ જ મહેસૂલ બંને ખાતાના કેટલાક અધિકારો તેને સુપ્રત થયેલા જણાય છે. 'જ્યાં લાખો જીવો વસે છે એવા પ્રદેશના ઉપરી' તરીકે ઓળખાવીને પ્રિયદર્શી રજ્જુકોને ઘણા મોટા અમલદાર તરીકે વર્ણવે છે.

(૫) રાજસત્તાનાં ત્રણ અંગ હોય છે–૧ કાનૂનનું ઘડતર (Legislation), ૨ ઘડાયલ કાનૂનાનુસાર ન્યાયની વિચારણા અને ચુકાદો (Judicature) તથા ૩ એ ચુકાદા અનુસાર કાનૂનની બજવણી (Police). આ ત્રણે અંગોના ક્ષેત્રમાં વર્તમાન રાજસત્તાઓ પોતાની પ્રાન્તિક શાખાઓને ઓછા–વધતા અધિકાર આપે છે પણ એકે અંગના વિષયમાં પૂર્ણ સ્વતંત્રતા

નથી બક્ષાતી જ્યારે પ્રિયદર્શિન ન્યાય (Judicature) અને દંડ (Police) એ બે વિષયમા રજ્જુકોને સ્વતંત્રતા આપીને અમલદારો પ્રત્યે વિશ્વાસ દાખવે છે એટલુજ નહિ, પણ પ્રાન્તિક તંત્રોને મધ્યસ્થ સત્તાના જડ હાથાઓ બનાવવાને બદલે તેમને પણ તે ન્યાય અને દંડની સ્વતંત્રતાને માર્ગે રાજતંત્ર વિષયક સજ્જતા બક્ષે છે

(૬) આ 'પ્રાન્તો' શબ્દ પણ ખાસ સૂચક છે મૂળમા તે સ્થળે 'જાનપદ' શબ્દ છે આ શબ્દ જૈન બૃહત્કલ્પાદિમા મળી આવે છે, અને તેનો અર્થ 'ગ્રામપ્રજા અથવા 'પ્રાંતોની પ્રજા' એવો થાય છે તેના ઉપયોગમાથી બે સૂચનો નીકળે છે–એક તો એ કે પ્રિયદર્શિ પર જૈન દર્શનની સંપૂર્ણ અસર છે, અને બીજુ એ છે કે રજ્જુકો કદાચ પ્રાન્તના અધિકારીઓ હોય

(૭) અમલદારોને અને નોકરોને જ્યારે દરેક વિષયમા ઉપરી સત્તાની સૂચનાનુસાર જ વર્તવાનુ હોય છે ત્યારે તે અમલદારો કે નોકરોના સ્વતંત્ર વ્યક્તિત્વનો વિકાસ નથી થતો ને તેમના તાબાના વર્તુલ પર તેમનો જરા પણ પ્રભાવ નથી પડતો આ દૂર કરવાને ખાતર પ્રિયદર્શીએ રજ્જુકો પર સંપૂર્ણ વિશ્વાસ મૂકયા છે, તેમને ઉપરી સત્તા તરફના ભયથી મુક્ત બનાવ્યા છે અને તેમને જે પ્રદેશ પર અધિકાર સોંપાયો છે ત્યાની પ્રજા કે હાથ નીચેના અમલદારોને શિક્ષા કરવાની કે ઇનામો આપવાની (અનુગ્રહ દર્શાવવાની) સત્તા સોંપાણી છે અને બદલામા પ્રિયદર્શી રજ્જુકો પાસથી એટલી જ આશા રાખે છે કે તેઓ પ્રિયદર્શીની ઇચ્છાનુસાર પ્રજાનુ હિતસુખ સાધે

(૮) અહીં મૂળમા ધમયુતેન શબ્દ છે બુલર એનો અર્થ ધર્મને અનુસરીને કરે છે પરંતુ સાતમા સ્થંભલેખમા હેવ च हेव च पलियोवदाथ जन धमयुतं –એ પ્રમાણે વાક્ય આવે છે તને ધ્યાનમા લેતા અહીં 'ધર્મયુક્તોની સાથે' એ અર્થ વધારે સુઘટિત છે રજ્જુકો એ રાજકીય અમલદારો હતા. ધર્મયુક્તો ધાર્મિક અમલદારો હતા રજ્જુકો પણ સુખ–દુઃખના તાત્ત્વિક કારણોનો અભ્યાસ કરશે અને પ્રજાને ધર્મનો ઉપદેશ આપવામા તેઓ ધર્મયુક્તોને સહાય કરશે એવા ભાવાર્થથી આ વાક્ય લખાયુ જણાય છે

(૯) આ શબ્દના વિશેષાર્થે માટે જુઓ ઉપરની ટીનં ૬

(૧૦) પ્રિયદર્શી આ લોકનો ભલે ગમે તેટલો નિર્દેશ કરે પણ પરલોકને તો તે કદાચ વિસારતા જ નથી આ માનસ જૈન દર્શનને આભારી છે જુઓ તેરમા શિલાલેખની ટી નં ૩૭

(૧૧) સેનાર્ટ અને ડૉ૦ ભાંડારકર અહીં એવો અર્થ કરે છે કે– તેથી (તાબાના) અમલદારો પણ મારી ઇચ્છાને અને મારા હુકમોને માન આપશે. પણ પ્રિયદર્શિનના લેખો પરથી લાગે છે કે રજ્જુકો પ્રાન્તોના અમલદારો હતા જ્યારે પુરુષો પ્રિયદર્શિન સાથે સીધા સંપર્કમા રહેનારા હોઇને તેઓ તેની ઇચ્છાથી વધારે પરિચિત હતા. સુંદર પુરુષોના વર્ગને છઠ્ઠા મુખ્ય ખડક લેખમા સૂચવાયલ પ્રતિવેદકો–ખબર લાવી આપનાર ખબરપત્રીઓ–ના વર્ગ સાથે સરખાવે છે એ ગણતરીએ પણ પુરુષો પ્રિયદર્શિનના જવાબદાર પ્રતિનિધિ સમા ઠરે છે એટલે અહીં પ્રિયદર્શિનના કથનનો આશય એ જણાય છે કે, 'રજ્જુકો જ્યારે મારી આજ્ઞાને અનુસરવાને આતુર છે, તો તેઓ મારા પ્રતિનિધિ સમા પુરુષોની આજ્ઞાને પણ માન આપશે, અને એ પુરુષો પણ કટલાકને ધર્મનો ઉપદેશ આપશે જેથી એ માર્ગે મને ખુશ કરવાનું જે રજ્જુકોનુ કાર્ય છે તેમા તમો તેમને મદદગાર નીવડશે' આ પ્રમાણે રજ્જુકો અને પુરુષોના અરસપરસ કર્તવ્યનુ સૂચન થાય છે અને ડૉ૦ ભાંડારકરના મતે પુરુષોને તાબાના અમલદારો ગણતા એવો ભાવાર્થ નીકળે છે કે, ' રજ્જુકો પણ જ્યારે મારી આજ્ઞાને અનુસરવાને આતુર છે, ત્યારે તાબાના અમલદારો તો સ્વભાવિકપણે જ એવા આતુર હોય. તેઓ પણ કેટલાકને ઉપદેશ આપશે જેથી એ માર્ગે મને ખુશ કરવાના કાર્યમા તેઓ રજ્જુકોને સહાયભૂત બને.

આ સ્થળે ' પુરુષો ' શબ્દનો નિર્દેશ એક નવી જ વિચારણાનું દ્વાર ખોલે છે.

ઉપર દર્શાવ્યું તે પ્રમાણે કોઈ કે ' પુરુષો ' શબ્દનો અર્થ પ્રતિવેદકો–ખબરપત્રીઓ કર્યો છે, કોઇએ તેનો અર્થ ઉચ્ચ અમલદારો કર્યો છે તો કોઇકે વળી ' તાબાના અમલદારો ' એવો અર્થ લીધો છે. આવા અર્થો માટે એકે વિદ્વાન વ્યાજબી પ્રમાણ રજૂ કરી શકેલ નથી, એટલું જ નહિ, તેમાંનો એકે અર્થ આ સ્થળે સુસંગત પણ નથી.

રજ્જુકો–પ્રાંતિક સૂબાઓને પણ આજ્ઞા કરવાનો અધિકાર ધરાવનાર, પ્રિયદર્શિનની ઇચ્છાઓથી પૂર્ણતઃ પરિચિત અને ઉપદેશ આપવાની પણ યોગ્યતા ધરાવનાર એવા ' પુરુષો ' ખરેખર નોંધપાત્ર વર્ગ છે.

આ ધર્મલિપિઓને જો અશોકની ગણી લેવાની હોય તો તો આ ' પુરુષ'નો અર્થ અણશોધ્યો જ રહી જશે. કેમકે અર્થશાસ્ત્રો, બૌદ્ધ સાહિત્ય અને અશોકના જીવનમાં તેનો ક્યાંય નિર્દેશ થયેલો નથી. પણ આ ધર્મલિપિઓને અમે પુરવાર કરીએ છીએ તે અનુસાર સંપ્રતિની ગણવાને વિદ્વાન વાચક વર્ગ તૈયાર થાય તો આ ' પુરુષ વર્ગ ' પર પૂરતો પ્રકાશ પાડી શકાય તેમ છે.—

સંપ્રતિએ પોતાના રાજ્યાભિષેક પછી તરતમાં જ અવંતીમાં શ્રી આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તી સમક્ષ જૈન ધર્મ સ્વીકાર્યો. તે પછી તેને એવો વિચાર થયો કે જૈન સાધુઓ આર્ય ભૂમિમાં વિચરીને ત્યાં સર્વત્ર જૈન ધર્મનો પ્રચાર કરી રહ્યા છે. પરંતુ અનાર્ય ભૂમિનું શું ? ત્યાંની પ્રજા શું ધર્મરહિત જ રહેશે ? આ અંગે તેણે પોતાના ગુરુવર્યોને ખુલાસો પૂછ્યો. ત્યારે ગુરુઓએ કહ્યું કે–' અનાર્ય પ્રજાને ધર્મની, સાધુઓના આહાર વિહારની તેમજ આચારની સમજ નથી હોતી. એટલે સાધુઓ ત્યાં વિહરે તે જોખમભર્યું છે.'

તે પ્રસંગે સંપ્રતિએ બનાવટી સાધુઓનો એક વર્ગ ઊભો કર્યો ને તેમને ' પુરુષ'ની સંજ્ઞા આપી. આ પુરુષોને સંપ્રતિએ પોતાની ઇચ્છાથી પરિચિત બનાવ્યા. તેમના વિષયમાં સંપ્રતિની ઇચ્છા એ હતી, કે પુરુષો સાધુના વેશે અનાર્ય ભૂમિમાં પણ વિહાર કરે, ત્યાંની પ્રજાને ઉપદેશ આપીને તેમને ધર્મ, ગુરુ તેમજ દેવના સ્વરૂપથી પરિચિત બનાવે અને આ કાર્યમાં તેઓ તે તે પ્રદેશના અમલદારો પાસેથી જોઇતી બધી જ સહાય મેળવે. પ્રિયદર્શી–સંપ્રતિએ આવા પુરુષો સરહદી રાજ્યોમાં પણ મોકલેલા ને તેમને તેમના કાર્યમાં સર્વ પ્રકારની સગવડતા મળે તે માટે સરહદી રાજાઓ પર પરિપત્ર પાઠવેલા. સંપ્રતિના આ કાર્યક્રમનું વર્ણન निशीथ चूर्णि, कल्पचूर्णि, बृहत्कल्प, पंचकल्प, कल्प किरणावली, भद्रेश्वरकथावली, परिशिष्टपर्व આદિ પ્રાચીન અને પ્રમાણભૂત જૈન ગ્રન્થોમાં મળી આવે છે. દરેક ગ્રન્થમાં સંપ્રતિએ ધર્મ પ્રચારાર્થે જે કૃત્રિમ સાધુવેષધારી અમલદારો મોકલ્યા તેમને માટે ' પુરુષ ' શબ્દ જ મળી આવે છે. તેમજ માંડલિક રાજાઓ પર તેમ જ સૂબાઓ પર આ પુરુષોને સગવડતા આપવા અંગે જે પરિપત્ર મોકલ્યા તે આ સ્થંભલેખમાંના આદેશને સંપૂર્ણતઃ મળતા છે. તે અંગે શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યકૃત परिशिष्टपर्व માંથી રજૂ કરેલાં નિમ્નોક્ત મૂળ અવતરણો યથાસ્થાને નીવડશે.–

सम्प्रतिश्चिन्तयामास निशीथ समये ऽ न्यदा ।
अनार्येष्वपि साधूनां विहारं वतर्याम्यहम् ॥ ८९
इत्यनार्यानादिदेश राजा दच्ध्वं करं मम ।
तथा तथास्मत् पुरुषा मार्गयन्ति यथा यथा॥९०
ततः संप्रतिराजस्य परितोषार्थमुद्यता: ।
ते तु तत्पुरुषादिष्टमन्वतिष्ठन् दिने दिने ॥ ९४

एकादशम सर्ग
–परिशिष्टपर्व

[ એકદા મધ્યરાત્રિએ સમ્પ્રતિ રાજા વિચારવા લાગ્યા કે, 'અનાર્ય દેશોમાં પણ સાધુઓનો વિહાર યોજું અને ત્યાં ધર્મ પ્રવર્તાવું.' એમ વિચારીને રાજાએ અનાર્ય દેશના શાસકોને પરિપત્ર મોકલાવ્યો કે—' હું મારા ( પ્રતિનિધિ સમા ) પુરુષોને ત્યાં મોકલાવું છું. તેઓ જે પ્રકારે કર ( સગવડતા ) માગે તે પ્રમાણે તે તેમને પૂરાં પાડવાં ' ...તે પછી સંપ્રતિ

રાજાને સંતુષ્ટ કરવાને આતુર એવા તેઓ ( માંડલિક રાજાઓ, સૂબાઓ–રજ્જુકો વગેરે ) તે પુરુષોના કહ્યા પ્રમાણે પ્રતિદિન આચરણ કરવા લાગ્યા. ]

પુરુષોના આ નવા વર્ગ અંગેનો સ્થંભલેખમાંનો ધ્વનિ અને ઉપરોક્ત શ્લોકોનો ભાવાર્થ પૂર્ણત મળતા છે. સ્થંભલેખમાં પ્રિયદર્શિ કહે છે કે– ‘રજ્જુકો વગેરે મારી આજ્ઞાને અનુસરવાને–મને સંતુષ્ટ કરવાને આતુર છે ’ શ્લોકમાં પણ એ જ હકીકતનો નિર્દેશ થયો છે. સ્થંભલેખમાં પુરુષોને રજ્જુકો ( શાસન ચલાવનાર અમલદારો ) તેમજ ધર્મયુક્તો ( ધાર્મિક દેખરેખ રાખનારા અમલદારો–ધર્મમહામાત્રાઓ ) થી જુદી જ કોટિના, પ્રિયદર્શિના પ્રતિનિધિ સમા, પ્રિયદર્શિની ઇચ્છાઓથી ( અનાર્યભૂમિમાં પણ સાધુઓને વિહાર કરાવવાને લગતી ) સંપૂર્ણત પરિચિત અને ઉપદેશ આપવાની યોગ્યતા ધરાવતા ( કૃત્રિમ સાધુના વેશમાં રહેલા ) કાર્યકર્તાઓ તરીકે વર્ણવ્યા છે તેમને રજ્જુકોને આજ્ઞા કરવા લગીના અધિકાર સોંપાયા છે ઉપરોક્ત શ્લોકોમાં પણ આ જ હકીકત છે. તેઓ શાસન ચલાવનારા અને ધર્મ વિભાગના પ્રચલિત અમલદારોથી જુદી જ કોટીના ( કૃત્રિમ સાધુ ) છે. તેમને આજ્ઞા અને ઉપદેશ આપવાનો અધિકાર સોંપાયો છે. તેઓ સંપ્રતિની ઇચ્છાથી પરિચિત છે ને સંપ્રતિ તેમને પોતાના વિશ્વાસુ માણસો–પ્રતિનિધિઓ તરીકે ઓળખાવે છે.

આ રીતે સ્થંભલેખમાં થયેલો ‘પુરુષ વર્ગ ’ નો નિર્દેશ આપણને પ્રિયદર્શીના સંપ્રતિ તરીકેના વ્યક્તિત્વ ઉપર પ્રકાશ પાડવામાં મદદગાર બને છે.

(૧૨) પુરુષો કેટલાકને ઉપદેશ આપશે એટલે કે તેઓ મારા પ્રતિનિધિ તરીકે પ્રજાના અગ્રણીઓને મારી ઇચ્છાથી પરિચિત બનાવી તેમને તે પ્રમાણે વર્તવાનો ઉપદેશ આપશે. સામાન્ય જનસમૂહને ચાલુ ઉપદેશ આપવાનું કામ અમલદારો અને તેમના નોકરો કરતા રહે ને ‘પુરુષો’ આગેવાનોને સમજાવતા રહે એટલે કાર્ય વધારે સફળ બને.

(૧૩) આ ઉપમા પ્રિયદર્શીના પ્રજા પ્રત્યેના ઉત્કટ પ્રેમભાવની સૂચક છે.

(૧૪) જુઓ ઉપરની ટી. નં ૬.

(૧૫) અમલદારોને જ્યારે કેવળ ઘડાયલા કાયદાને જ અક્ષરશ વળગી રહીને ફરજો બજાવવાની હોય છે ત્યારે હમેશા કાયદાના અર્થ–ભાવાર્થ–આશય પરત્વે ગૂંચવણ રહ્યા જ કરે છે એ ગૂંચવણને દુર કરવાને ખાતર પ્રિયદર્શી અમલદારોને ન્યાય અને દંડના વિષયમા સ્વતંત્ર અધિકારો સુપ્રત કરે છે અને એ અધિકારોનો સદુપયોગ કરીને અમલદારો પ્રજાનુ હિતસુખ સાધે તેવી તે અપેક્ષા રાખે છે.

(૧૬) સમત્વ એ જૈન ધર્મનુ મુખ્ય લક્ષણ છે. તેનો ગુજરાતી ભાવાર્થ ‘સમ ન દૃષ્ટિ’ એ પ્રમાણે તારવી શકાય. ન્યાય અને દંડ બંને વિષયમાં પ્રિયદર્શી રજ્જુકો પાસે સમદૃષ્ટિની અપેક્ષા રાખે છે

(૧૭) અહી મૂળમા યાત છે અને તે રૂપ यौतक શબ્દની સાથે સંકળાયલ છે. यौतक નો અર્થ ‘મર્યાદિત સમયની ભરેલી મહેતલ’ નહિ પરંતુ ‘હકની રૂએ મળેલું કંઇક’ એવો થાય છે આ સ્થળે એ શબ્દ વાપરીને પ્રિયદર્શિન એમ સૂચવવા માગે છે કે, ‘ આ ત્રણ દિવસની જે મહેતલ આપવામાં આવે છે તે મહેરબાની નથી પરંતુ મારી રાજ્યવ્યવસ્થામા, મુકદ્દમાની પુનર્વિચારણા, વિનંતિ કે યોગ્ય દાન–પુણ્યને માટે ત્રણ દિવસની એ મહેતલ પર દરેક કેદીને હક પ્રાપ્ત થયો છે ’ કેદીઓ પ્રત્યે પણ આવો સદ્ભાવ દર્શાવનાર રાજવીના હૃદયની વિપુલતા અને તેનો વિશ્વપ્રેમ અકથ્ય હોવા જોઇએ.

(૧૮) અહી મૂળમાં निज्झपयिसति શબ્દ છે. તેનો અર્થ સામાન્ય રીતે દંડ ઓછો કરવાની વિનંતી કરવી, કેદીના લાભમા મુકદ્દમાની પુનર્વિચારણા માટેની માગણી કરવી, અથવા કેદીના કે તેના કુટુંબના સંજોગો રજૂ કરીને માફી માટે રજ્જુકનું દિલ પીગળાવવુ એવો થાય છે [ ફ્લીટ એમા દ્રવ્ય આપીને છૂટી શકવાના માર્ગનો પણ સમાવેશ સૂચવે છે ] જૈન પરિભાષામા આને જ મળતો ‘ नियमणा ’ શબ્દ છે અને તેનો અર્થ માનવીના જીવનના અંત સમયે ધાર્મિક વિધિવિધાનની વ્યવસ્થા કરી લેવી તેને સમાંતર છે તે અર્થ પણ આ સ્થળે સુઘટિત બને છે.

(૧૯) પારલૌકિક હિતને ખાતર અંત સમયે દાન અને ઉપવાસ ( અણશણ ) એ વિશિષ્ઠ જૈન વિધિ છે. બૌધ્ધ ધર્મમાં ઉપવાસને જરા પણ મહત્ત્વ અપાયલું નથી. ઉપવાસના પ્રયોગો કરીને બુધ્ધ ભગવાન કંટાળી ગયેલા ને તેમણે આત્મવિકાસના માર્ગમાં તેમજ પારલૌકિક હિતની સાધનામાં ઉપવાસને બિનજરૂરી ગણાવ્યા. જીવનના અંત સમયે ઉપવાસ પચ્ચખાવી લેવાનું જગતમાં જૈન દર્શન સિવાય અન્ય કોઇજ ધર્મે કહ્યું નથી. એટલે કેદીઓ અંત સમયે પારલૌકિક હિતને ખાતર દાન અને ઉપવાસ કરે એવી ઇચ્છા દર્શાવીને પ્રિયદર્શી આડકતરી રીતે પોતાનું જૈનત્વ પણ સૂચવી દે છે.

( ૨૦ ) આ આખા વાકયના અર્થ સંબંધમાં કંઇક મતભેદ છે. પહેલાં ડૉ૦ ભાંડારકર તે વાકયનો એવો અર્થ કરતા હતા કે, " તેમનાં સગાંસંબંધીઓ કેટલાકને પોતાની જિંદગી બચાવવાના હેતુથી ધર્મનો વિચાર કરવાની ફરજ પાડશે અને નષ્ટ થતા ( મનુષ્ય )ને વિચાર કરવાની ફરજ પાડવાને સારૂ તેઓ પરલોકનો વિચાર કરીને દાન આપશે તથા ઉપવાસ કરશે " તે પછી તેમણે જ તે અર્થને સુધારીને નીચે પ્રમાણે અર્થ સૂચવ્યો—" કાં તો ( તેમનાં ) સગાં સંબંધીઓ તેમને જીવાડવાને સારૂ કેટલાક ( રજજૂકો ) ને દંડ ઓછો કરવાનું કહેશે, અથવા તો અંતને—એટલે કે આત્મિક વિનાશને—અટકાવવાના હેતુથી તેઓ પરલોકને લગતાં દાન આપશે અને ઉપવાસ કરશે. "

ઉપરોકત બંને અર્થમાંથી પહેલા અર્થને તો ડૉ૦ ભાંડારકરે જાતે જ દોષભર્યો ઠેરવ્યો છે, એટલે હવે ફકત બીજા અર્થ પરત્વે જ વિચારણા કરવી રહે છે. તેમાં બીજા અર્થનો પૂર્વભાગ તો આપણા અર્થને લગભગ મળતો આવે છે. ઉત્તર ભાગમાં नासंतं શબ્દ છે. તેના બે અર્થ થાય છે. એક—ન હોય તો; બીજો—નાશ પામતો. પહેલો અર્થ લેતાં વાકયનો ભાવાર્થ એ નીકળે છે કે— 'તે મહેતલ દરમિયાન કેદીના સગાંસબંધીઓ તેની જિંદગી બચાવવાને સારૂ તેનો દંડ ઓછો કરવા વિનવણી કરશે અને એવું કોઇ સગું સંબંધી ન હોય તો તે કેદી પોતાના પારલૌકિક હિતને ખાતર દાન કરશે અથવા ઉપવાસ કરશે. ' બીજો અર્થ લેતાં—' તે મહેતલ દરમિયાન કેદીનાં સગાંસંબંધીઓ તેની જિંદગી બચાવવાને સારૂ તેનો દંડ ઓછો કરવા વિનવણી કરશે અથવા તો તેને ( આત્મિક દૃષ્ટિએ) નાશ પામતો અટકાવવાના હેતુથી તેઓ પરલોકને લગતાં દાન આપશે અને ઉપવાસ કરશે '— આ બંનેમાંથી પ્રથમ અર્થ વધારે બંધબેસતો અને સારો જણાય છે. તેમાં, સજાનો અમલ કરતી વખતે દોષિતના કુટુંબનો પણ વિચાર કરવામાં આવતો હતો તેનું સૂચન છે.

(૨૧) ડૉ. ભાંડારકર આ વાકયનો અર્થ—' બંધનના સમયમાં પણ' કરે છે. સેનાર્ત તેનો અર્થ ' કેદી તરીકેની મુદતમાં ', બુલર ' કેદ દરમ્યાનમાં પણ ' ને લ્યુડર્સ ' મૃત્યુકાળ નકકી થઈ ચૂકયો હોવા છતાં પણ ' એ પ્રમાણે અર્થ કરે છે.

(૨૨) આ બંનેને જીવનવિકાસમાં મહત્ત્વનું સ્થાન તો જૈન ધર્મે જ આપેલું છે. જુઓ—**दान—शियल—**તપ—ભાવના.........

## पंचम शासन–(दिल्ही टोप्रा)

[ દક્ષિણ–દિશા ]

१ (क) देवानंपिये पियदसि लाज हेवं अहा (ख) सडुवीसतिवस—
२ अभिसितेन[१] मे इमानि जातानि अवधियानि[२] कटानि सेयथा[३]
३ सुके सालिका[४] अलुने चकवाके हंसे नंदीमुखे गेलाटे
४ जतूका[५] अंबाकपीलिका[६] दुळी[७] अनठिकमछे वेदवेयके
५ गंगापुपुटके संकुजमछे कफटसयके[८] पंनससे सिमछे
६ संडके ओकपिंडे पलसते सेतकपोते गामकपोते
७ सवे चतुपदे ये पटिभोगं नो एति न च खादियति (ग) .... ....[९]
८ एळका[१०] चा[११] सूकली चा[११] गभिनी व पायमीना व अवधिय[१२] पोतके
९ पि च कानि आसंमासिके (घ) वधिकुकुटे नो कटविये (ङ) तुसे सजीवे
१० नो झापेतविये[१३] (च) दावे अनठाये वा[१४] विहिसाये वा[१४] नो झापेतविये[१५]
११ (छ) जीवेन जीवे नो पुसितविये (ज) तीसु चातुंमासीसु[१६] तिसायं[१७] पुनमासियं
१२ तिंनि दिवसानि चावुदसं पंनडसं[१८] पटिपदाये[१९] धुवाये चा
१३ अनुपोसथं मछे अवधिये[२०] नो पि विकेतविये (झ) एतानि येवा[२१] दिवसानि
१४ नागवनसि केवटभोगसि यानि अंनानि पि जीवनिकायानि
१५ न[२२] हंतवियानि (ञ) अठमीपखाये चावुदसाये पंनडसाये[२३] तिसाये
१६ पुनावसुने तीसु चातुंमासीसु सुदिवसाये गोने नो नीलखितविये
१७ अजके एडके[२४] सूकले ए वा पि अंने नीलखियति नो नीलखितविये
१८ (ट) तिसाये पुनावसुने चातुंमासिये चातुंमासिपखाये अस्वसा गोनसा[२५]
१९ लखने नो कटविये (ठ) यावसडुवीसतिवसअभिसितेन[२६] मे एताये
२० अंतलिकाये पंनवीसति बंधनमोखानि कटानि

૧ લૌ.-અ., લૌ. નં.માં सडुवीसतिवसामिसितस રા. અને અ.-કૌ. માં सडुवीसतिवसामिसितेन

૨ લૌ.-અ., લૌ.-નં. અને રા.માં अवध्यानि

૩ અ.-કૌ. सेयथ

૪ લૌ.-અ., લૌ.-નં. અને રા. માં सालिक

૫ " " " जतूक

૬ " " " अंवाकपिलिक

૭ બુલર दडी વાંચે છે. લૌ.-અ., લૌ.-નં. અને રા. માં दुळि અ.-કૌ. दुडी

૮ લૌ.-અ., લૌ.-નં. અને રા.માં कपटसेयके

૯ " " " " આ સ્થળે अजका नानि છે એટલે અહીં પણ તે જ શબ્દો હોવાનો વિશેષ સંભવ છે.

૧૦ બુલર અહીં एडका વાંચે છે. દિ.-મિ. માં एळके છે અને લૌ.-અ. તથા લૌ.-નં. માં एडका છે જ્યારે રા. માં एळका છે.

૧૧ લૌ.-અ., લૌ.-નં. અને રા માં च છે.

૧૨ તૂટતો અક્ષર ા હોવો જોઇએ, જેથી अवधिया पोतकें पि च બને. લૌ.-અ., લૌ.-નં. અને રા. માં अवध्य पोतके च છે.

૧૩ લૌ.-અ., લૌ.-નં. અને રા. માં ज्हापयितविये છે.

૧૪ લૌ.-અ., લૌ.-નં. ને રા. માં च છે.

૧૫ " " " " ज्हापयितविये છે.

૧૬ દિ.-મિ. चातंमासीसु

૧૭ લૌ.-અ. અને રા. માં तिस्यं છે; લૌ.-નં. માં तिसियं

૧૮ લૌ.-અ. અને લૌ.-નં.માં पंनळसं છે.

૧૯ દિ.-મિ. માં पटिपदा છે; ત્યારે લૌ.-અ. લૌ.-નં. અને રા. માં पटिपद છે.

૨૦ લૌ.-અ., લૌ.-નં. અને રા.માં अवध्ये છે.

૨૧ બુલર चेव વાંચે છે. દિ.-મિ., લૌ.-અ., લૌ.-નં. અને રા. માં પણ चेव છે.

૨૨ લૌ.-અ., લૌ.-નં. અને રા. માં नो છે.

૨૩ લૌ.-નં. માં पंनळसाये છે.

૨૪ દિ.-મિ., લૌ.-અ., લૌ.-નં. અને રા. માં एळके છે.

૨૫. લૌ.-અ., લૌ.-નં. અને રા. માં अस्वस गोनस

૨૬. લૌ. અ. માં यावसडुवीसतिवसामिसितस છે; જ્યારે લૌ.-નં. અને રા. માં यावसडुवीसतिवसामिसितेन છે.

## પાંચમું શાસન—[દિલ્હી-ટોપ્રા]

[ દક્ષિણ—દિશા ]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્શિ રાજા આમ કહે છે—

(ख) મારા રાજ્યાભિષેકને છવ્વીશ[1] વર્ષ વીત્યાં ત્યારે આ પ્રાણીઓને[2] અવધ્ય ગણવામાં આવ્યાં હતાં—પોપટ, સારિકાઓ, લાલ[3] ચકવાકો, હંસો, નંદીમુખો,[4] સારસો,[5] ચામાચીડિયાં,[6] મોટી કીડીઓ, કાચબીઓ, દાડકાં વગરની માછલીઓ, વેદવેયકો,[7] ગંગાપુપુટકો,[8] શંકુચિઓ,[9] કાચબાઓ અને સાહુડીઓ, મોટી ખીસકોલીઓ,[10] બાર્હસિંગા,[11] છૂટા મુકાયેલા સાંઢ,[12] ઘરની જીવાતો,[13] ગેંડા, ધોળાં કબૂતરો, ગામડી કબૂતરો અને વપરાતા[14] કે ખવાતાં ન હોય તેવાં બધાં ચોપગાં પ્રાણીઓ.[15]

(ग) બકરીઓ કે ઘેટીઓ કે ડુક્કરીઓ ગાભણી[16] હોય કે દૂધાળી હોય તો તેમનો વધ ન કરી શકાય, અને છ મહિનાની ઉમ્મર સુધીનાં તેમનાં કેટલાંક બચ્ચાં પણ અવધ્ય છે.

(घ) કૂકડાની ખસી[17] કરવી નહિ.

(ङ) જીવવાળા ફુસાને[18] બાળવું નહિ

(च) તોફાનમાં કે જીવહિંસાને માટે જંગલ બાળવાં નહિ.[19]

(छ) જીવને જીવથી પોષવા નહિ.[20]

(ज) ત્રણ ચાતુર્માસી[21] અને તિષ્ય (નક્ષત્ર)[22]ની પુનમના અવસામાં ત્રણ દિવસો (શુકલ પક્ષની) ચૌદશ-પુનમ તથા (કૃષ્ણ પક્ષની) પ્રતિપદા-દરમ્યાન અને ઉપોષથના[23] દિવસોમાં માછલીનો વધ[24] તથા વેપાર કરવો નહિ [25]

(झ) એ જ દિવસોમાં હાથીવનમાં[26] અને માછીમારોના વિસ્તારમાં[27] આ અને બીજા પણ પ્રાણીઓનો વધ કરવો નહિ.

(ञ) (દરેક) પખવાડિયાના આઠમા, ચૌદમા અને પંદરમા દિવસે,[28] તિષ્ય[29] અને પુનર્વસુના[30] દિવસોએ તથા ત્રણ ચાતુર્માસીએ—(આવા) પવિત્ર દિવસોએ ગોધાની ખસી[31] કરવી નહિ. બકરાં, ઘેટાં, ડુક્કર અને એવા બીજા (જે પ્રાણીઓ)ને ખસી કરાય છે તે પ્રમાણે[32] તેમને ખસી કરવી નહિ.

(ट) તિષ્ય અને પુનર્વસુના દિવસોમાં, ચાતુર્માસીએ અને ચાતુર્માસિક પખવાડિયાંમાં[33] ઘોડાઓને અને બળદોને[34] ચિન્હ[35] કરવાં નહિ

(ठ) મારા રાજ્યાભિષેકને છવ્વીશ વર્ષ વીત્યાં તે ગાળામાં મે પચીશ બંધનમોક્ષ[36] કર્યા છે

(૧) પ્રિયદર્શિના દરેક લેખો કયા કયા સમયે કોતરાયા છે તેની વિગતવાર માહિતી માટે જુઓ પ્રથમ ખંડે પરિચ્છેદ–૧

(૨) પ્રિયદર્શિના પ્રથમ શિલાલેખ (જુઓ પૃ. ૫૧) પરથી આપણે એ તો જાણી જ ચૂકયા છીએ કે રાજ્યાભિષેકના બારમા વર્ષ અગાઉ તેના રસોડામાં બે મોર અને એક હરણ–અને તેમાં પણ હરણ તો નિયમિત નહિ–એમ ત્રણ પ્રાણીઓનો જ વધ થતો હતો અને બારમા વર્ષ પછી તો એ ત્રણ પ્રાણીઓનો વધ પણ અટકાવી દેવામાં આવેલો, એટલે કે પ્રિયદર્શીનું રસોડું બારમા વર્ષથી સંપૂર્ણ શાકાહારી બની ગયું હતું. પરિણામે રાજ્યાભિષેકના છવ્વીશમા વર્ષે પ્રાણીવધ અંગે નીચે જે મર્યાદા મૂકવામાં આવી છે તે હિંસક પ્રજાઓને ધીમે ધીમે અહિંસાના માર્ગે ચડાવવાને ખાતર.

(૩) મૂળમાં અહીં अलुने चक्रवाके છે. કેટલાક તેનો અર્થ અરુણ ( લાલ રંગનું કોઇક પક્ષી ) અને ચક્રવાક એ પ્રમાણે કરે છે. પણ अलून વિશેષણ હોવાનો વધારે સંભવ છે. એટલે અમે લાલ ચક્રવાક અર્થ સ્વીકાર્યો છે.

(૪) કેટલાક 'નંદીમુખ'ને કોઇ જળચર પ્રાણી ગણી લે છે. પરંતુ જૈનોના ' પ્રશ્ન વ્યાકરણ સૂત્ર' ના પ્રથમ અધ્યાયના સાતમા શ્લોકમાં તેની મેના અથવા સારિકાની એક જાત તરીકે સ્પષ્ટ ઓળખ કરાવવામાં આવી છે.

(૫) મૂળમાં અહીં गेलाटे શબ્દ છે. અને તેનો અર્થ સારસ કે બગલો હોવા સંભવ છે.

(૬) મૂળમાં અહીં जतूका શબ્દ છે–જેનો અર્થ ચામાચીડિયું અથવા વડવાગોળ થાય છે. પણ હલકા વર્ણના લોકો વડવાગોળનું માંસ તો ખાય છે, જ્યારે પ્રિયદર્શિને આ લેખના હવે પછીના ભાગમાં જણાવ્યું છે તે પ્રમાણે તેણે વપરાતાં કે ખવાતાં ન હોય તેવાં પ્રાણીઓની નિરર્થક હિંસા સામે જ વધારે પ્રતિબંધ મૂકેલો છે. એટલે અહીં જેનું માંસ ઉપયોગમાં નથી આવતું એવું 'ચામાચીડિયું' વધારે બંધબેસતું છે. મોરીસ जतूका ને ઠેકાણે जलूका વાંચે છે–જેનો અર્થ જળો થાય છે.

( ૭ ) वेदवेयक નું સંસ્કૃત રૂપાંતર वैदर्व्य અથવા विदर्वी થઇ શકે–જેનો અર્થ 'ફણા વિનાનું' એવો થાય. એટલે બામ–માછલી કે જે સાપના જેવી જ હોય છે પણ તેને ફણા નથી હોતી તે હોવાનો વિશેષ સંભવ છે.

(૮) એ પણ માછલીની જ એક જાત છે.

(૯) સંકોચાઇ શકે એવી માછલી.

(૧૦) મૂળમાં અહીં पंनसस શબ્દ છે, જેનો અર્થ ' ઝાડનાં પાંદડાંમાં રહેતું સસલા જેવું પ્રાણી ' એવો થાય. પશ્ચિમઘાટનાં જંગલોમાં એવી મોટી ખીસકોલીઓ મળી આવે છે કે જેમની ચામડી સસલાના જેવી હોય છે. એટલે અહીં એ જ અર્થ હોવાનો સંભવ છે.

(૧૧) અહીં મૂળમાં सिमले શબ્દ છે, જેનું સંસ્કૃત રૂપાંતર શ્રીમર થાય છે. કૌટલીય અર્થશાસ્ત્રમાં પણ એ શબ્દ મળી આવે છે અને તેનો અર્થ ' બારશીંગાં ' ( હરણ ) થાય છે.

(૧૨) મૂળમાં અહીં संडक શબ્દ છે. અને તેનો અર્થ, ' છૂટો મુકાયલો અને પરિણામે મારી ન શકાય એવો સાંઢ ' થાય છે.

(૧૩) અહીં મૂળમાં ओकर्पिंड શબ્દ છે. જેની વ્યાખ્યા ओके पिंडो येषाम् તે થાય. ' જેને પોતાનો ખોરાક ઘરમાં મળી રહેતો હોય એવાં પ્રાણીઓ. ' તેમાં જેમ ' ઘરની છવાતો'નો સમાવેશ થાય છે તેમ, બુધ્ધઘોષના જણાવ્યા પ્રમાણે, બિલાડીઓ, ઊંદરો, પાટલા ઘો અને નોળિયા ઇ. સાધુઓના અનાજને ખાઇ જતાં હોઇ તેમને પણ उकपिंड નામે ઓળખવામાં આવે છે.

(૧૪) આ સ્થળે ' વપરાતાં 'નો અર્થ ' જેમનું ચામડું, વાળ, પીંછાં વગેરે ઉપયોગ–ઉપભોગ–પરિભોગ–[ परिभोग ] માં આવતાં હોય તેવાં ' એટલે કે ' જે પ્રાણીઓનો કોઇ ને કોઇ ભાગ મનુષ્યને આહાર સિવાયના બીજા ઉપયોગમાં આવતો હોય તેવાં પ્રાણીઓ. ' આ સ્થળે પ્રાણીઓના વિષયમાં परिभोग શબ્દનો નિર્દેશ પણ જૈન પરિભાષાનો સૂચક બને છે. જુઓ—

मज्जंमिअ मसम्मिअ पुप्फेअ फलेअ गयमल्लअ।
उवभोग–परिभोगे बीअम्मि गुणव्वए निंदे ॥ २० वंदित्तासूत्र

(૧૫) અહી સૂચવાતા અર્થ પ્રમાણે પ્રિયદર્શિને માસાહાર પર નહિ, પરતુ નિરર્થક હિસા પર પ્રતિબધ મૂક્યો છે હિસાના બે પ્રકાર હોય છે એક નિષ્કારણ હિસા, બીજી સકારણ હિસા અહિસાનો પ્રચાર કરતી વખતે પ્રથમ હમેશા નિષ્કારણ હિસા સામે જ પ્રતિબધ મૂકી શકાય એ અનુસાર પ્રિયદર્શિને આ માર્ગ લીધો છે. પણ એનો અર્થ એ નથી કે તે માસાહારની તરફેણ કરતો હતો મોટા ખડકલેખોમાના પહેલા લેખમા જણાવ્યા પ્રમાણે પોતાના રસોડામાથી તો તેણે રાજ્યાભિષેકના બારમા વર્ષની પણ પહેલા માસાહારને તિલાજલિ આપી દીધેલી છે પણ સમાજ મા જે હિસા ઘર કરી ગઇ હોય તે તો ક્રમે ક્રમે જ દૂર કરી શકાય જૈન પ્રથામા માસને અભક્ષ્ય ગણવામા આવે છે, છતા वंदित्तासूत्र ની ' मज्जमिअ मंसमिअ ગાથાથી જોઈ શકાય છે કે માસાહારને તજી દેવાનુ ધ્યેય હોવા છતા પણ કેટલાક જૈનો માસાહાર કરતા હતા એટલે પ્રિયદર્શિને માસાહારને ચલાવી લીધો છે એટલા ખાતર તે જૈન હોવા સામે સદેહ દાખવવામા આવે તે અસ્થાને છે

(૧૬) આ બધા નિર્દેશો પ્રિયદર્શિનના હૃદયમા કેટલી દયા ભરેલી છે તેનુ દર્શન કરાવે છે એક બાજુએ સમાજમા વ્યાપી ગયેલી છનોછલ હિસા, બીજી બાજુ પ્રિયદર્શીનો અહિંસા–પ્રેમ ને દયા છતા પ્રિયદર્શિન કુનેહથી કામ પાર પાડવાને ખાતર પોતાની ઉત્કટ અહિંસાને આગળ ન ધરતા ગર્ભવતીને ન મારવી, દૂધાળીને ન મારવી, કૂમળી વયના બચ્ચાને ન મારવા વગેરે આજ્ઞાઓ ફરમાવીને પ્રજાને ધીમે ધીમે અહિસાની મહાસિદ્ધિ તરફ દોરી જાય છે.

(૧૭) ખસી કરવાની ક્રિયાને, ખાસ કરીને પ્રાણી માત્રનો જીવન–હક્ક સ્વીકારતુ જૈન દર્શન જ વિશેષ પાપભરી માને છે

(૧૮) ધૂસા (લોટ ચાળતા ચાળણીમા જે શેષભાગ વધે છે તે) માની જીવાત ભગીનો અહિસક ભાવ જૈન અહિસાનુ સૂચન કરે છે કેમકે બૌદ્ધ અહિસા વધારે સ્થૂન હોઇને તે એટલી હદે પહોચી શકતી નથી

(૧૯) હિસક યુગમા હિદમા કવલ આનદ–તોફાન કે જીવહિસાને ખાતર જ જગલો બાળવામા આવતા હતા અનેક સાહિત્યકૃતિઓમા એવા વન દહનના વર્ણનો મળી આવે છે તેની સામે પ્રતિબધ મૂકીને પ્રિયદર્શિને અહિસાધર્મની અપ્રતિમ સેવા બજાવી છે તેમજ હિદની વનસમૃદ્ધિનું રક્ષણ કર્યું છે

(૨૦) અહીં जीवो जीवस्य जीवनम् – એ સૂત્રની સામે વિરોધ દાખવવામા આવ્યો છે એ વિરોધમા સૌથી અગ્રસ્થાન જૈન દર્શનનુ જ છે

( ૨૧ ) અહી કેટલાક પતજલિને અનુસરીને ચાતુર્માસીનો અર્થ પૂર્ણિમા કરે છે પણ પ્રિયદર્શિનનો આશય એ નથી જણાતો કેમક શિલાલેખોમા થોડા જ શબ્દોમા વધારે અર્થ સૂચવી દેવાની તેની વૃત્તિ સ્પષ્ટ જણાય છે છતા અહી તે तीसु चातुंमासीसु ( ત્રણ ચતુ ર્માસીએ ) લખીને तिसाय पुनमासिय ( તથા તિષ્ય નક્ષત્રની પૂર્ણિમાએ) લખે છે ત્રણ ચાતુર્માસીની પાછળ તેનો આશય જો ત્રણ ચાતુર્માસી પૂર્ણિમાનુ સૂચન કરવાનો હોત તો તિષ્યની સાથે પૂર્ણિમાનો જુદો ઉલ્લેખ ન કરતા તે ઉપરની પૂર્ણિમાઓ સાથે જ તનુ સૂચન કરી દેત ચાતુમાસી અને પુનમાસીનો ધ્વનિ પણ બે જુદી જુદી તિથિઓ [ ચૌદશ અને પુનમ ] નુ સૂચન કરે છે આ ઉપરાત ચાતુર્માસીની વ્યાખ્યા પતજલિ–' चतुर्षु मासेसु भवा चातुर्मासी पुणमासी–ચાર ચાર મહિને આવતી પૂર્ણિમા ચાતુર્માસી એ પ્રમાણે કરે છે પણ તેમા કયા ચાર મહિના એનો ઉલ્લેખ નથી જેમ કાર્તિક, ફાગણ અને આષાઢની પૂર્ણિમાઓ ચાતુ ર્માસી કહેવાય તેમ માગસર ચૈત્ર અને શ્રાવણની પૂર્ણિમાઓ પણ ચાતુર્માસી કહેવાય છે એટલે પુનમ લેવા જતા મહિનાના ઉલ્લેખના અભાવે અર્થ સ્પષ્ટ નથી બનતો. જ્યારે જૈન દૃષ્ટિએ આ ચાતુર્માસીનો અર્થ તદ્દન સ્પષ્ટ છે

જૈન શાસ્ત્રો કાર્તિક સુદ ચૌદશ ફાગણ સુદ ચૌદશ અને આષાઢ સુદ ચૌદશને ચાતુર્માસી તરીકે ઓળખાવે છે પ્રતિદિન તેમ જ આ ત્રણ વર્ષને દિ

એકવીશ ચતુર્દશીએ કરવાની અને આ ત્રણ ચાતુર્માસી ચતુર્દશીએ કરવાની ધાર્મિક ક્રિયાઓમાં પણ તફાવત હોય છે. પાપની આલોચનાને માટે જૈનો પ્રતિક્રમણ કરે છે તેના પાંચ પ્રકાર છે–રાઈ (પ્રત્યેક પ્રભાતમાં કરવાનું પ્રતિક્રમણ), દેવસી ( ચૌદશો અને ભાદરવા સુદ ચોથ સિવાયના દિવસોએ સાંજરે કરવાનું પ્રતિક્રમણ), પકખી ( ત્રણ ચાતુર્માસી ચૌદશો વર્જીને બાકીની ૨૧ ચતુર્દશીએ સાંજરે કરવાનું પ્રતિક્રમણ ), ચાતુર્માસી (આષાડ સુદ–૧૪, કાર્તિક સુદ–૧૪ ને ફાગણ સુદ–૧૪ની સાંજે કરવાનું પ્રતિક્રમણ ) તેમ જ સાંવત્સરિક (ભાદરવા સુદ–૪–સંવત્સરી–ની સાંજરે કરવાનું પ્રતિક્રમણ ). આ રીતે ચાતુર્માસીનું જૈન દર્શનમાં ખૂબ જ મહત્ત્વ છે. ( જુઓ પૃ. ૧૨૪). તે ત્રણે ચાતુર્માસીમાં જૈનો એકેક અઠવાડિયા લગી સાંસારિક પ્રવૃત્તિમાં ખૂબ જ મર્યાદા જાળવે છે. આ ત્રણે દિવસને ધાર્મિક ક્રિયા માટે ખૂબ જ મહત્ત્વના દિવસો લેખવામાં આવ્યા છે અને તે દિવસોએ દેવવંદનાદિ ખાસ ધાર્મિક ક્રિયાઓ થાય છે. એટલે ચાતુર્માસી શબ્દથી પ્રિયદર્શી આ ત્રણ ચાતુર્માસીનો નિર્દેશ કરતો હોય એજ વધારે સંભવિત છે.

(૨૨) પ્રિયદર્શી તિષ્ય નક્ષત્રનું વારંવાર સૂચન કરે છે. એટલે કાં તો તે તેના જન્મ કે રાજ્યાભિષેકના સમય સાથે સંકળાયલું હોય, અથવા તો તે પોતાના વડીલ, ધર્મગુરુ કે પૂજ્ય દેવના કોઇક જીવનપ્રસંગ સાથે સંકળાયલું હોય. આ નક્ષત્ર પોષ મહિનાના અરસામાં આવે છે. જૈન ઇતિહાસમાં તે મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ભગવાન પાર્શ્વનાથનો જન્મ તેમ જ દીક્ષા તથા ભગવાન મહાવીરની દીક્ષાનો પ્રસંગ આ નક્ષત્રની લગભગમાં બનેલ છે. ( જુઓ પૃ. ૧૧૭). મકરસંક્રાંતિના કારણે હિંદુ દૃષ્ટિએ પણ તે નક્ષત્ર પવિત્ર મનાય છે.

(૨૩) અહીં મૂળમાં અનુપોસથં ( અનુ–પોસથં ) શબ્દ છે. તેનો અર્થ 'પોસથ દિવસો દરમિયાન' એ પ્રમાણે થાય છે. બૌદ્ધ અને વૈદિક ગણત્રીને અનુસરવા જતાં આ પોસથ શબ્દે પણ ગૂંચવણ ઊભી કરી છે. બૌધ્ધોમાં પવિત્ર દિવસને માટે ઉપાસથ શબ્દ છે પણ પ્રિયદર્શિને જો તેનું સૂચન કર્યું હોત તો તેણે અનુપોસથં ને બદલે અનૂપાસથ અથવા અનૂપાસથં લખ્યું હોત. તે ઉપરાંત ઉપોસથ અમુક ચોક્કસ તિથિનો નિર્દેશ પણ નથી કરતો. પરિણામે વિવેચકોએ વૈદિક માન્યતાનો આશ્રય લઈ પોસથનો અર્થ પર્વ કર્યો અને મનુસ્મૃતિ તથા વિષ્ણુપુરાણ માં અષ્ટમી અને પૂર્ણિમા તથા અમાવાસ્યાને પર્વ દિવસો તરીકે ઓળખાવેલ છે એટલે તેમણે પોસથ–દિવસો તરીકે અષ્ટમી, અમાવાસ્યા અને પૂર્ણિમાને માની લીધા. પણ તેમ કરતી વખતે તેમણે એ ધ્યાનમાં પણ ન લીધું કે પ્રિયદર્શિન જૈન હોય કે બૌદ્ધ, પરંતુ તે વૈદિક હોવાનો તો તલપૂર સંભવ નથી, તેમજ પોસથ અને પર્વ એ બંને શબ્દો વચ્ચે જરૂરી મળતાપણું પણ નથી. આ ક્ષતિનું કારણ એક જ છે, કે તેમણે જૈન પરિભાષા પ્રત્યે જરા પણ ધ્યાન આપ્યું નથી.

જૈનોમાં એક વિશિષ્ટ ધર્મક્રિયા છે કે જેને પ્રાકૃત ભાષામાં 'પોસહ'ના નામે, સંસ્કૃતમાં 'પૌષધ'ના નામે, અને પાલીમાં 'પોસથ' ના નામે ઓળખવામાં આવે છે. ચક્રવર્તી ભરતના પુત્ર સૂર્યયશાના સમયમાં અયોધ્યામાં પ્રત્યેક અષ્ટમીએ અને ચતુર્દશીએ આ ક્રિયા કરવાનો કાનૂન ઘડાયલો. ત્યારથી અષ્ટમી અને ચતુર્દશી 'પોસથ દિવસો' તરીકે જાણીતા બનેલા. પ્રિયદર્શિન અનુપોસથં લખીને એજ દિવસોનું સૂચન કરે છે.

(૨૪) મત્સ્યવધ સામેનો પ્રતિબંધ પણ જૈનત્વનું સૂચન કરે છે. કેમકે બૌધ્ધોમાં મત્સ્યને એટલું મહત્ત્વ આપવામાં નથી આવ્યું. જ્યારે જૈનોમાં વંશપરંપરાથી ચાલી આવતી આ પ્રથા આજે પણ જળવાઇ રહેલી માલુમ પડે છે. પર્વના દિવસોમાં જૈનો બની શકે ત્યાં સર્વત્ર માછલાં પકડવા સામે પ્રતિબંધ મૂકાવે છે.

(૨૫) મત્સ્યવધ સામે પ્રતિબંધ મૂકીને પ્રિયદર્શી અહિંસાનો પ્રચાર કરે છે, જ્યારે માછલાંના વેપાર સામે પ્રતિબંધ મૂકીને તે માંસાહારને અટકાવે છે. બૌદ્ધ દૃષ્ટિએ આ પ્રતિબંધ નિરુપયોગી છે. કેમકે બુધ્ધે અહિંસા પર જેટલો ભાર મૂકયો છે તેટલો ભાર માંસાહારના વિરોધ પર મૂકયો નથી. મરી ગયેલાં માછલાંનો આહાર તો બુધ્ધે જાતે કરેલ છે. આજે પણ બધી બૌદ્ધ પ્રજાઓમાં માંસાહાર પ્રચલિત છે,

બૌદ્ધ દૃષ્ટિએ માછલાનો વધ કદાચ પાપ ગણાય પરંતુ મરી ગયેલા માછલાનુ વેચાણુ તો કોઈ પણ સયોગોમા પાપ નથી કરતું જૈન દૃષ્ટિએ જ એ વ્યાપાર પાપ ભરેલા છે

આ વધ તેમજ વેપાર સામે પ્રતિબધ અગે પ્રિય દર્શિને ચૂટેલા પર્વો પણ એટલી દીર્ઘ સખ્યામા છે કે જે પ્રાણીવધ તેમજ માસાહારને સદતર અટકાવવામા સહાયભૂત બની શકે. ચોવીશ આઠમો, ચોવીશ ચોદશો તથા કાર્તિક, પોષ (તિષ્ય), ફાગણુ ને આષાઢની પૂર્ણિમાઓ તેમજ વદ એકમો—એ પ્રમાણે વર્ષમા ૫૬ દિવસ લગી તે અમારી (અહિસા) પળાવે છે

(૨૬) આ શબ્દથી પ્રિયદર્શી હાથીવનોમા થતા શિકાર સામે પ્રતિબંધ મૂકે છે અશોકના સમયમા આવો પ્રતિબધ મુકાયાનુ કોઈ પ્રમાણુ નથી ઊલટુ મહાવશના પાચમા અધ્યાયના ૧૫૪ મા શ્લોકમા અશોકનો નાનો ભાઈ તિસ્સ ઉપરાજ તરીકે શિકારે નિકળતો હોવાનો નિર્દેશ થયેલો છે. ( જુઓ પૃ ૮૧ ) જ્યારે સપ્રતિએ તો જૈન દર્શનને અનુસરીને શિકારને સર્વથા તજી દીધો હતો અને ધીમે ધીમે પ્રજામા પણ એ દુર્ગુણ દૂર કરવાને તેણે ક્રમિક પગલા લીધા હતા. આ પ્રતિબધ પણ એમાનુ એક મહત્ત્વનુ પગલુ છે

(૨૭) ડૉ૦ ભાડારકર કેવટભોગસિનો અર્થ 'માછલીનુ અથાણુ' એ પ્રમાણે કરે છે. પણ ખરી રીતે આ શબ્દથી એ ભાવાર્થ સૂચવાય છે કે 'માછીમારો પોતાના ઉપભોગને માટે જળાશયોમા અમુક વિસ્તારો નિયત કરે છે ત્યા પણ.'

(૨૮) આ ત્રણે તિથિઓનું મહત્ત્વ પ્રધાનત જૈન દર્શનમા જ વિશેષ અકાયુ છે હિદુઓ એકાદશી તથા પૂર્ણિમા—અમાવાસ્યાને મહત્ત્વ આપે છે, બૌદ્ધો અષ્ટમીને મહત્ત્વ આપે છે. પરતુ આઠમ, ચોદશ તથા પૂર્ણિમા અમાવાસ્યા એ બધી તિથિઓને તો જૈનોએ જ મહત્ત્વ આપેલુ છે આજે પણ એ તિથિઓએ જૈનો લીલોતરીનો ત્યાગ આદિ વ્રતોનુ પાલન કરે છે.

(૨૯) જુઓ ઉપરની ટી. નં ૨૨.

(૩૦) પ્રિયદર્શિન તિષ્યની પછી પુનર્વસુ નક્ષત્રને વિશેષ મહત્ત્વ આપે છે. એટલે કા તો તે પોતાના જન્મ અથવા રાજ્યાભિષેકના સમય સાથે સકળાયલ હોવુ જોઈએ, ને નહિતર તે પોતાના કોઈ વડીલ, ધર્મગુરુ કે ઉપાસ્ય દેવના કોઈક જીવન-પ્રસંગ સાથે સકળાયલુ ગણી શકાય

(૩૧) આ રીતે ચોવીશ અષ્ટમી, ચોવીશ ચૌદશો, બાર પુનમો, બાર અમાવાસ્યાઓ, તથા તિષ્ય અને પુનર્વસુની તેમજ કાર્તિક, ફાગણુ ને આષાઢ મહિનાની વદ એકમો એમ કુલ ૭૭ દિવસોમા ગોધાની ખસી સામે પ્રતિબધ મૂકવામા આવ્યો છે. ખસી-ક્રિયાને ખાસ કરીને જૈનો વિશેષ પાપભરી માને છે

(૩૨) ડૉ૦ ભાડારકરે અહી એવો અર્થ લીધેલો છે કે, 'બકરા, ઘેટા, ડુક્કર, અને એવા બીજા' (જે પ્રાણીઓ)ને ખસી કરી હોય તેમને ખસી કરવી નહિ ' પરતુ એ અર્થ દોષ ભરેલો છે કેમકે અહી ખસી કરેલી હોય એને ફરી ખસી ન કરવાનુ ફરમાન નથી પણ ઉપરોક્ત ૭૭ દિવસોમા ખસી કરવાની પ્રથા ચાલી આવે છે તે બધ કરવાનુ ફરમાન છે.

(૩૩) ગૃહ્યસૂત્ર (૩-૧૦) ના આધારે જણાય છે કે બ્રાહ્મણો બળદને લક્ષણ કરવાને માટે ફાગણુ મહિનાની અમાવાસ્યા પસદ કરતા હતા પરિણામે આખા ચાતુર્માસિક પખવાડિયામા એ ક્રિયા સામે પ્રતિબધ મૂકીને પ્રિયદર્શિને પોતાનો હેતુ સિદ્ધ કર્યો છે.

(૩૪) આજે પણ જૈનો પર્વ દિવસોમા બળદોને ચિન્હ કરવા સામે બની શકે ત્યા સર્વત્ર પ્રતિબધ મૂકાવે છે

(૩૫) મૂળમા અહીં લખને (સસ્કૃત લક્ષણ) શબ્દ છે

(૩૬) રાજ્યાભિષેકના વાર્ષિક દિવસે કેદીઓને જેલમુક્ત કરવાની પ્રથા હિદમા ઘણા પ્રાચીન સમયથી ચાલી આવે છે. કૌટલ્ય પણ તેનો નિર્દેશ કરે છે તે અનુસાર પોતાના રાજ્યાભિષેકના છવ્વીશમા વર્ષ સુધીમા પ્રિયદર્શિને પચીશ વખત કેદીઓને જેલમુક્ત કર્યાનુ અહી સૂચન છે

## षष्ठम शासन [ दिल्ही–टोप्रा ]

[ પૂર્વ–દિશા ]

१ (क) देवानंपिये पियदसि लाज हेवं अहा (ख) दुवाडस–
२ वसअभिसितेन[1] मे धंमलिपि लिखापिता लोकसा[2]
३ हितसुखाये से तं अपहटा[3] तं तं धमवढि पापोवा[4]
४ (ग) हेवं लोकसा हितसुखे ति पटिवेखामि अथ इयं
५ नातिसु हेवं पतियासंनेसु[5] हेवं अपकठेसु
६ किंम[6] कानि सुखं अवहामी[7] ति तथ च विदहामि (घ) हेमेवा
७ सवनिकायेसु पटिवेखामि (ङ) सव पासंडा पि मे पूजिता
८ विविधाय पूजाया (च) ए चु इयं अतना[8] पचूपगमने
९ से मे मोख्यमते[9] (छ) सडुवीसतिवसअभिसितेन[10] मे
१० इयं धंमलिपि लिखापिता

---

१ લૈ.–અ., અને રા. માં दुवाडसवसाभिसितेन છે; લૈ.–નં. માં दुवाळसवसाभिसितेन છે.
૨ લૈ.–અ., લૈ.–નં., રા. અને અ.–કૈ. માં लोकस
૩ લૈ.–અ., લૈ.–નં. અને રા. માં अपहट
૪ ,, ,, ,, ,, पापोव
૫ લૈ.–અ., લૈ.–નં., રા. અને અ.–કૈ. માં पत्यासंनेसु છે.
૬ લૈ.–અ., લૈ.–નં. ને રા. માં किंमं છે.
૭ ,, ,, ,, आवहामी છે.
૮ બુહ્લર अतुना વાંચે છે. અને લૈ.–અ., લૈ.–નં. ને રા. માં अतन છે. અ.–કૈ. માં अतना છે.
૯ લૈ.–અ. અને અ.–કૈ. માં मुख्यमुते છે; જ્યારે લૈ.–નં. અને રા. માં मोख्यमुते છે.
૧૦ લૈ.–અ., લૈ.–નં. અને રા. માં सडुवीसतिवसाभिसितेन છે.

## છઠ્ઠું શાસન [દિલ્હી-ટેપ્રા]

[પૂર્વ-દિશા]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્શિ રાજા આ પ્રમાણે કહે છે—

(ख) રાજ્યાભિષેકને બાર વર્ષ[1] વીત્યાં ત્યારથી મેં લોકોના હિતસુખને માટે ધર્મલિપિઓ લખાવવા માંડી છે, તે એવા હેતુથી કે તે તે (લિપિ) નું ઉલ્લંઘન કર્યા વિના[2] (પ્રજા અને અમલદારો) ધર્મવૃદ્ધિને પોષે.

(ग) 'આમાં લોકોનું હિતસુખ (છે)'–(એમ વિચારીને), મારાં સગાં સંબંધીઓની જ માફક, કેટલાકને તો હું સુખ પ્રતિ દોરી શકું એવા આશયથી, હું આઘેનાની તેમજ પાસેનાની પણ તપાસ રાખું છું[3] અને તે અનુસાર વર્તું છું.

(घ) આ રીતે હું બધા વર્ગોની[4] તપાસ રાખું છું.

(ङ) બધા ધર્મોને મેં વિવિધ પૂજાથી પૂજ્યા છે.[5]

(च) પરંતુ મારો પોતાનો મુખ્ય મત (ધર્મ) તો એ છે કે જેમાં આત્માનું પ્રતિક્રમણ[6] થઈ શકે છે.

(छ) મારા રાજ્યાભિષેકને છવ્વીશ વર્ષ થયાં ત્યારે મેં આ ધર્મલિપિ લખાવી છે.

---

(૧) આ પરથી એક વસ્તુ તો નિર્વિવાદ બને છે કે પ્રિયદર્શિએ ધર્મલિપિઓ લખાવવાની શરૂઆત રાજ્યાભિષેકના બારમા વર્ષે કરી દીધી છે. સ્થંભલેખો તો તેણે રાજ્યાભિષેકના છવ્વીશમા વર્ષે લખાવ્યા છે. એટલે દેખીતી રીતે જ બારમા વર્ષે જે ધર્મલિપિઓ લેખે કોતરાવવા માંડી તે શિલાલેખોજ હોવાનો પૂરો સંભવ છે. મુખ્ય શિલાલેખોમાં તે જણાવે છે કે– 'આ ધર્મલિપિ (પૃ ૫૦) દેવાનુપ્રિય પ્રિયદર્શિ રાજાએ (પૃ ૫૦ વગેરે) રાજ્યાભિષેકના બારમા વર્ષે (પૃ ૫૯ ને ૬૩) કોતરાવેલ છે.' અને આ સ્થંભલેખમાં તે કહે છે કે–'રાજ્યાભિષેકને બાર વર્ષ વીત્યાં ત્યારથી મેં ધર્મલિપિઓ લખાવવા માંડી છે.' એટલે ઉક્ત શિલાલેખો અને આ સ્થંભલેખોનો કોતરાવનાર દેવાનુપ્રિય પ્રિયદર્શિ રાજા એકજ છે અને શ્રી પી સી. મુકરજી ધારે છે તે અનુસાર શિલાલેખોને કોતરાવનાર સંપ્રતિ અને સ્થંભલેખોનો કોતરાવનાર અશોક [ Pillar-edicts belong to Asoka and the Rock-edicts to Samprati who was contemporary with the five Yona kings, of the then divided Greek -Empire. Indian Antiquary-Vol. XXXII p. 233 ] એમ બે ભિન્ન રાજાઓની દલીલ ટકી શકતી નથી. પરંતુ શિલાલેખોનો કોતરાવનાર જે સંપ્રતિ તેણેજ સ્થંભલેખો કોતરાવ્યા છે,

એમ પુરવાર થાય છે. શિલાલેખો અને સ્થંભલેખોનો તટસ્થ અભ્યાસ કરતાં સમયની ગણતરીએ તે અશોકના ઉત્તરાધિકારીના વખતમાં કોતરાયલા સિદ્ધ થાય છે, અને ધર્મ દૃષ્ટિએ તેમના પર બૌદ્ધ કરતાં જૈન દર્શનની વધારે અસર છે એટલે તે બંનેનો કોતરાવનાર રાજાની અશોકનો ઉત્તરાધિકારી ને જૈન ધર્માનુયાયી સમ્રાટ સંપ્રતિ છે.

(૨) અહીં મૂળમાં अपहटा શબ્દ છે. તેનું સંસ્કૃત રૂપાંતર अपहृत्य અથવા अपहृत्वा થાય. જેનો અર્થ 'સ્વીકારી લઈને' અથવા 'તજી દઈને' એ પ્રમાણે છે. પહેલા અર્થને અનુસરતાં એવો ભાવાર્થ નીકળે છે કે 'તે તે (લિપિમાંના ઉપદેશ) ને સ્વીકારી લઈને ધર્મ-વૃદ્ધિ પોષે.' બીજા અર્થને અનુસરતાં એવો ભાવાર્થ નીકળે છે કે તે (લિપિમાં જણાવ્યા પ્રમાણેના અઘટિત આચાર ઇત્યાદિ) ને તજી દઈને આ અને તે ધર્મવૃધ્ધિ પોષે.' સેનાર્ટ અને ડૉ. રાધાકુમુદ પહેલો અર્થ સ્વીકારે છે, બુલર અને ડૉ. ભાંડારકર બીજો અર્થ સ્વીકારે છે. પણ આ બંને અર્થ કરતાં ઉપરનો અર્થ વધારે બંધબેસતો લાગે છે. अ+प्र+हृत्वा=ઉલ્લંઘન કર્યા વિના. કર્ન અને હુલ્ત્ઝ પણ લગભગ આને જ સમાંતર અર્થ સ્વીકારે છે.

(૩) આ વાકયનો સાદો અર્થ એ છે કે, 'દૂરનાં તેમજ નજીકનાં (બધી પ્રજા અને બધા સંબંધીઓ) સર્વેની હું મારા કુટુંબીજનોની જેમજ તપાસ રાખું છું. શા માટે ? તો કહેવાનું કે-તેમાંના કેટલાંકને તો હું સુખી કરી જ શકું એટલા માટે.'

(૪) અહીં મૂળમાં निकाय શબ્દ છે. निकाय નો સામાન્ય અર્થ વર્ગ અથવા સમૂહ થાય છે, પરંતુ બારમા મુખ્ય ખડકલેખમાં પ્રિયદર્શિને निकाय શબ્દ અમલદારોના બધા વર્ગોના સમૂહને માટે વાપર્યો છે. એટલે સંભવિત છે કે અહીં 'આ રીતે હું બધા વર્ગોની તપાસ રાખું છું' એમ કહેવાની પાછળ પ્રિદર્શિનનો આશય 'આ રીતે હું અમલદારોના બધા વર્ગો પર દેખરેખ રાખું છું'' એમ જણાવવાનો હોય. અને એ અર્થ સ્વીકારીએ તો ઉપરના વાકયમાં પણ યથાસ્થાને 'અમલદાર વર્ગ' ધારી શકાય. એટલાજ ખાતર બીજા વાકયમાં ધર્મવૃદ્ધિને પોષવાના વિષયમાં અધ્યાહૃત રહેલા કર્તાને સ્થળે કૌંસમાં 'પ્રજા અને અમલદારો' બંને શબ્દ મૂકેલ છે.

(૫) બધા જ ધર્મોને મેં વિવિધ પ્રકારની પૂજાથી પૂજ્યા છે એટલે કે દરેક ધર્મ પ્રતિ મેં સન્માન દર્શાવ્યું છે એટલું જ નહિ, જરૂરી પ્રસંગે તે તે ધર્મોની યોગ્ય કિંમત આંકી છે અને વિવિધ પ્રકારે પૂજા પણ કરી છે. આ વાકયમાંથી આ ધર્મલિપિઓમાં જે થોડુંક બૌદ્ધ તત્ત્વ ભળેલું છે તેનો ઉકેલ મળી રહે છે. મગધમાં બૌદ્ધ સંઘની બેઠક મળે છે ત્યારે પ્રિયદર્શિ તેને શુભેચ્છાનો સંદેશો પાઠવે છે વગેરેનો ખુલાસો આમાંથી મળી રહેશે. અને સંપ્રતિના વિષયમાં આ યથાસ્થાને પણ હતું. કેમકે પિતામહે પાળેલા બૌદ્ધ ધર્મનો યોગ્ય આદર તેણે જાળવવો જોઈએ. અને તે જૈન ધર્મનો મહાન નૃપતિ છતાં ધર્માંધ નહોતો. એટલે બીજા ધર્મોનો તે યોગ્ય સત્કાર કરે તે સ્વાભાવિક છે. પરંતુ અશોકના વિષયમાં આ કોઈ રીતે બંધબેસતું નથી. કેમકે તેણે તો બૌદ્ધ સિવાયના બીજા ધર્મોને દબાવેલા છે. આટવિકોની કતલ ચલાવેલી છે. તેમજ જૈનધર્મમાં તેને રસ નહોતો. એટલે ધર્મલિપિઓ અશોકની ગણવામાં આવે તો ઐતિહાસિક કાળ-ગણનાને બાજુએ મૂકતાં તેમાં જે જૈનધર્મનું તત્ત્વ ઉભરાઈ રહ્યું છે તેનો ઉકેલ પણ મળી શકે તેમ નથી. ત્યારે જો તે સંપ્રતિની ગણીએ તો ઐતિહાસિક કાલ-ગણનાની દૃષ્ટિએ તે સુઘટિત બને છે, તેમાં પથરાયલા જૈન દર્શનનો ઉકેલ મળી રહે છે અને ધર્મલિપિ-ઓમાં જે થોડુંક બૌદ્ધ તત્ત્વ ભરેલું છે તે સંપ્રતિની ધાર્મિક સહિષ્ણુતા તેમજ પિતામહના બૌદ્ધ ધર્મને આપવું જોઈતું સન્માન એ બંનેને આભારી છે.

(૬) પ્રિયદર્શિનના ધર્મનો નિર્ણય કરવામાં આ વાકય ખૂબજ સહાયભૂત થઈ પડે તેમ છે. અહીં તે સ્પષ્ટ કહે છે કે, 'મેં બધા ધર્મો પ્રત્યે સન્માન દર્શાવ્યું છે, પરંતુ મારો પોતાનો મુખ્ય મત તો આ...છે.' આ...ને સ્થળે તેણે છતના पच्चूपगमने શબ્દો વાપરેલ છે. ડૉ. રાધાકુમુદ એનો અર્થ એ કરે

છે કે, ‘ ધર્મની જાતે થતી સ્વતત્ર પસદગી ’ ડૉ. ભાડારકર पचूपगमननु સસ્કૃત રૂપાતર प्रत्युपगमन કરીને તેનો અર્થ– ‘ મળવાને અથવા અભિનદન આપવાને સામા જવુ ’ એવો કરે છે અને આ ના એવી ક્રિયા કરી શકે તેને પ્રિયદર્શિનના મુખ્ય મત તરીકે ઓળખાવે છે. ડુલ્ઝ, પ્રિયદર્શિનના આઠમા મુખ્ય ખડકલેખ ( જેમા ધર્મયાત્રા અને લોકોના દર્શનનો ઉલ્લેખ કરેલો છે ) ને ધ્યાનમા રાખી એવો અર્થ કરે છે કે, ‘ લોકોના દર્શને જાતે જવુ એ મારો મુખ્ય મત છે. ’ पचूपगमन ( प्रत्युपगमन )નો વ્યુત્પત્તિ–અર્થ ધ્યાનમા લેતા આ અર્થો કેટલેક દરજ્જે સાચા છે પણ પ્રિયદર્શિનના આશયને તે નથી સ્પર્શી શકતા કેમકે પ્રિયદર્શિન તો એમ કહેવા માગે છે કે– ‘ બધા ધર્મો પ્રત્યે મે સન્માન દર્શાવ્યુ છે, પણ મારો પોતાનો ધર્મ તો આ છે.’ અહી તે આને સ્થળે કોઈ વિશિષ્ટ સ્થાપિત ધર્મનુ સૂચન કરવા માગે છે લોકોને મળવા જવુ અથવા અભિનદન આપવાને સામા જવુ એ કોઈ વિશિષ્ટ કે સ્થાપિત ધર્મ નથી તેમજ पचूपगमन ની પૂર્વે મૂકાયલ आत्मना શબ્દ સાથે તેને કોઈ સબધ નથી એટલે દૃષ્ટિ બીજેજ દોડાવવી રહે છે.

કરેલા પાપથી પાછા હઠવાને ખાતર જૈનો હમેશા સવાર–સાજ જે ક્રિયા કરે છે તેને પ્રતિક્રમણના નામે ઓળખવામા આવે છે આ પ્રતિક્રમણના રાઈ, દેવસી પક્ખી, ચાઉમાસી અને છવચ્છરી એમ પાચ પ્રકાર છે ( જુઓ પૃ. ૧૨૪ અને પૃ ૧૬૨ ) તે રસ્તે હમેશા અને પર્વે પર્વે પાપની માફી માગવી અને પાપથી પાછા હઠવુ એ જૈન આચાર છે આ વિશિષ્ટ જૈન ક્રિયા હોઈને તે જૈનત્વનુ લક્ષણ ગણાય છે प्रति–क्रमण અને प्रति–उपगमन નો અર્થ એકજ છે આત્માએ પાપની માફી માગવી અને પાપથી પાછા હઠવુ, એટલે કે આત્માએ પોતાના મૂળ ગુણો પ્રત્યે વિકાસ સાધવો પ્રિયદર્શિન આ શબ્દ વાપરીને એમ કહેવા માગે છે કે, ‘બધા ધર્મોને મે વિવિધ પૂજાથી પૂજ્યા છે, પરતુ મારો પોતાનો મુખ્ય ધર્મ તો એ છે કે જેમા ‘આત્મનુ પ્રતિક્રમણ થઈ શકતુ હોય.’ આ આત્મ–પ્રતિક્રમણ એ વિશિષ્ટ જૈન ક્રિયા છે તેનુ સૂચન કરીને પ્રિયદર્શિન પોતે જૈન ધર્મનો હોવાનુ સ્પષ્ટ સૂચન કરે છે

## सप्तम शासन[1] [ दिल्ही-टोप्रा ]

अ–[ પૂર્વ–દિશા ]

१ (क) देवानंपिये पियदसि लाजा हेवं आहा (ख) ये अतिकंतं

२ अंतलं लाजाने हुसु हेवं इछिसु कथं जने

३ धंमवढिया वढेया नो चु जने अनुलुपाया धंमवढिया

४ वढिया (ग) एतं देवानंपिये पियदसि लाजा हेवं आहा (घ) एस मे

५ हुथा (ङ) अतिकंतं च अंतलं[2] हेवं इछिसु लाजाने कथं जने

६ अनुलुपाया धंमवढिया वढेया ति नो च जने अनुलुपाया

७ धंमवढिया वाढिथा (च) से किनसु जने अनुपटिपजेया

८ (छ) किनसु जने अनुलुपाया धंमवढिया वढेया ति (ज) किनसु कानि

९ अभ्युंनामयेहं धंमवढिया ति (झ) एतं देवानंपिये पियदसि लाजा हेवं

१० आहा (ञ) एस मे हुथा (ट) धंमसावनानि सावापयामि धंमानुसथिनि

११ अनुसासामि (ठ) एतं जने सुतु अनुपटीपजीसति अभ्युंनमिसति

ब–[ સ્થંભ–ફરતો ]

१२ धंमवढिया च वाढं वढिसति (ड) एताये मे अठाये धंमसावनानि सावापितानि धंमानुसथिनि विविधानि आनपितानि य.... [ सा[3] पि बहुने जनसि आयता ए ते[4] पलियोवदिसंति पि पविथलिसंति पि (ढ) लजूका पि वहुकेसु पानसतसहसेसु आयता ते पि मे आनपिता हेवं च हेवं च पलियोवदाथ

१३ जनं धंमयुतं (ण) देवानंपिये पियदसि हेवं आहा (त) एतमेव मे अनुवेखमाने धंमथंभानि कटानि धंममहामाता कटा धंम ' ' ' '[5] कटे (थ) देवानंपिये पियदसि लाजा हेवं आहा (द) मगेसु पि मे निगोहानि लोपापितानि छायोपगानि होसंति पसुमुनिसानं अंबावडिक्या लोपापिता (ध) अढकोसिक्यानि पि मे उदुपानानि

१४ खानापापितानि निंसिढया[1] च कालापिता (न) आपानानि मे बहुकानि तत तत कालापितानि पटीभोगाये पसुमुनिसानं (प) ल[७]... ...एस पटीभोगे नाम (फ) विविधाया हि सुखायनाया पुलिमेहि पि लाजीहि ममया च सुखयिते लोके (ब) इमं चु धंमानुपटीपती अनुपटीपजंतु ति एतदथा मे

१५ एस कटे (भ) देवानंपिये पियदसि हेवं आहा (म) धंममहामाता पि मे ते बहुविधेसु अठेसु आनुगहिकेसु वियापटासे पवजीतानं चेव गिहिथान च सव डेसु[८] पि च वियापटासे (य) संघठसि पि मे कटे इमे वियापटा होहंति ति हेमेव बाभनेसु आजीविकेसु पि मे कटे

१६ इमे वियापटा होहंति ति निगंठेसु पि मे कटे इमे वियापटा होहंति नानापासंडेसु पि[९] मे कटे इमे वियापटा होहंति ति पटिविसिठं पटीविसिठं तेसु तेसु ते[१०] माता (र) धंममहामाता चु मे एतेसु चेव वियापटा सवेसु च अंनेसु पासडेसु (ल) देवानंपिये पियदसि लाजा हेवं आहा

१७ (व) एते च अंने च बहुका मुखा दानविसगसि वियापटासे मम चेव देविन च सवसि च मे ओलोधनसि ते बहुविधेन आकालेन तानि तानि तुठायतनानि पटी[११] हिद चेव दिसासु च (श) दालकानं पि च मे कटे अंनानं च देविकुमालानं इमे दानविसगेसु वियापटा होहंति ति

१८ धंमापदानठाये धमानुपटीपतिये (ष) एस हि धंमापदाने धंमपटीपति च या इय दया दाने सचे सोचवे मदवे साधवे च लोकस हेवं वढिसति ति (स) देवानंपिये प[१२] स लाजा हेवं आहा (ह) यानि हि कानिचि ममिया साधवानि कटानि तं लोके अनूपटीपने तं च अनुविधियंति (ळ) तेन वढिता च

१९ वढिसंति च मातापितिसु सुसुसाया गुलुसु सुसुसाया वयोमहालकानं अनुपटीपतिया बाभनसमनेसु कपनवलाकेसु आव दासभटकेसु संपटीपतिया (क्ष) देवानंपिय[१३] यदसि लाजा हेव आहा (ज्ञ) मुनिसानं चु या इय धंमवढि वढिता दुवेहि येव आकालेहि धमनियमेन निज्हतिया च

२० (का) तत चु लहु से धंमनियमे निज्हतिया व भुये (खा) धंमनियमे चु खो एस ये मे इयं कटे इमानि च इमानि जातानि अवधियानि (गा) अंनानि पि चु बहुक[१४] धंमनियमानि यानि मे कटानि (घा) निज्हतिया व चु भुये मुनिसान धंमवढि वढिता अविहिंसाये भुतान

२१ अनालंभाये पानानं (ञा) से एताये अथाये[15] इयं कटे पुतापपोतिके चंदमसुलियिके होतु ति तथा च अनुपटीपजंतु ति (चा) हेवं हि अनुपटीपजंतं हिदतपालते आलधे होति (छा) सतविसतिवसाभिसितेन मे इयं धंमलिवि लिखापापिता ति (जा) एतं देवानंपिये[16] आहा (झा) इयं

२२ धंमलिवि अत अथि सिलाथंभानि वा सिलाफलकानि वा तत कटविया एन एस चिलठितिके सिया

---

૧ આ સ્થંભલેખ કેવળ દિલ્હી-ટોપ્રા સ્થંભ પરજ મળે છે; બીજા સ્થંભો પર આ પૂર્વેના ૭ લેખોજ મળી આવે છે. અ.-કૌ. સ્થંભ પર આના સ્થળે બીજા બે નાના લેખ મળી આવે છે [ રાણી-દેવીનો સ્થંભલેખ ને કોશાંબી-સ્થંભલેખ ]-જે નાના સ્થંભલેખોના વિભાગમાં અપાશે.

૨ अंतलं હોવું જોઇએ. સેનાર્ટ અને બુલર પણ अंतलं વાંચે છે.

૩ यथा पुलिसा હોવાનો સંભવ છે.

૪ સેનાર્ટ અને બુલર एते વાંચે છે.

૫ धंम सावने હોવાનો સંભવ છે.

૬ બુલર निंसिढिया વાંચે છે.

૭ ल्हुके चु હોવાનો સંભવ છે.

૮ सवपासंडेसु હોવું જોઇએ.

૯ पि લગભગ धि જેવો વંચાય છે.

૧૦ ते ते महामाता હોવું જોઇએ.

૧૧ બુલર पटिपादयंति વાંચે છે; હુલ્ઝ पटीवेदयंति વાંચે છે; ડૉ૦ રાધાકુમુદ મુકરજી पटीवेदयन्तु ધારે છે.

૧૨ पियदसि હોવું જોઇએ.

૧૩ देवानंपिये पियदसि હોવું જોઇએ.

૧૪ बहुकानि હોવું જોઇએ.

૧૫ બુલર अठाये વાંચે છે.

૧૫-૧૬ अथाये અને देवानंपिये બંને શબ્દો પર કાકપદ છે તે જોતાં લખનારનો એમ સૂચવવાનો આશય જણાય છે કે પાછલી પંક્તિઓ પહેલાની પૂર્વે વાંચવી.

## સાતમું શાસન[1] [ દિલ્હી-ટોપ્રા ]

### अ [ પૂર્વ-દિશા ]

(क) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે—

(ख) ભૂતકાળમાં જે રાજાઓ થઇ ગયા તેમણે આ પ્રમાણે ઇચ્છેલુ 'ધર્મવૃદ્ધિની સાથે સાથે લોકો કેમ કરીને આગળ વધે?'[2] પરંતુ અનુરૂપ ધર્મવૃદ્ધિની સાથે સાથે લોકો આગળ વધ્યા નહિ.[3]

(ग) આ બાબતમાં દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે—

(घ) મને એમ થયુ કે[4]—

(ङ) ભૂતકાળમાં રાજાઓએ એમ ઈચ્છેલુ કે, 'અનુરૂપ ધર્મવૃદ્ધિની સાથે સાથે લોકો કેવી રીતે આગળ વધે?' પણ અનુરૂપ ધર્મવૃદ્ધિની સાથે સાથે લોકો આગળ વધ્યા નહિ.

(च) તો પછી કેવી રીતે લોકો ( ધર્મને ) અનુસરતા થાય?

(छ) કેવી રીતે લોકો અનુરૂપ ધર્મવૃદ્ધિની સાથે સાથે આગળ વધે!

(ज) ધર્મવૃદ્ધિની સાથે સાથે તેમનામાંના કેટલાકને હું કેવી રીતે ઉન્નત બનાવું?[5]

(झ) આ બાબતમાં દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે—

(ञ) મને આમ સૂઝ્યું કે[6]—

(ट) હુ ધમ શ્રવણો સભળાવરાવીશ.[7] હુ ધર્માનુષ્ઠાન પ્રવર્તાવીશ.[8]

(ठ) લોકો તે સાંભળીને તે પ્રમાણે વર્તશે, ઉન્નતિ પામશે,

### ब [ સ્થભની આસપાસ ]

અને ધર્મવૃદ્ધિની સાથે સાથે ખૂબ આગળ વધશે.[9]

(ड) આવા હેતુથી મે ધર્મશ્રવણો સભળાવરાવ્યાં છે,[10] વિવિધ પ્રકારનાં ધર્માનુષ્ઠાનો ફરમાવ્યા છે[11] એ જ પ્રમાણે[12] અનેક લોકોના ઉપર નિમાયલા મારા અમલદારો તેનો ઉપદેશ કરશે[13] અને તેને ફેલાવશે.

(ढ) લાખ્ખો પ્રાણોના ઉપર રજ્જુકો[14] નિમાયલા છે, તેમને પણ એવી આજ્ઞા કરવામાં આવી છે કે, "ધર્મયુક્ત[15] લોકોને આમ અને આ પ્રમાણે ઉપદેશ કરો."

(ण) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે—

(त) આ પ્રમાણે[૧૬] નિહાળીને મેં ધર્મસ્થંભો[૧૭] ઊભા કરાવ્યા છે, ધર્મમહામાત્રાઓ[૧૮] નીમ્યા છે અને ધર્મશાસન[૧૯] લખાવ્યાં છે.

(थ) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે—

(द) રસ્તાઓ પર પણ મેં વડનાં ઝાડ રોપાવેલાં છે.[૨૦] તે મનુષ્યોને અને પશુઓને છાંયડો[૨૧] આપશે. મેં આંબાવાડીઓ રોપાવેલી છે.

(ध) અડધા અડધા કોસને અંતરે[૨૨] મેં કૂવા ખોદાવેલા છે અને મેં આરામગૃહો[૨૩] બંધાવરાવેલાં છે.

(न) મનુષ્યોના અને પશુઓના પરિભોગને માટે મેં વિવિધ સ્થળે જળાશયો[૨૪] બંધાવરાવેલાં છે.

(प) પરંતુ આ પરિભોગ[૨૫] ખરેખર સામાન્ય કોટિનો છે.

(फ) કારણ કે આવાં અનેક સુખસાધનોથી તો મારી પહેલાં થઈ ગયેલા રાજાઓએ પણ મારી જ માફક લોકોને સુખી કર્યાં છે.[૨૬]

(ब) પરંતુ મેં આમ એટલા માટે કરેલ છે કે લોકો ધર્મોચિત માર્ગને અનુસરે.[૨૭]

(भ) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે—

(म) મારા ધર્મમહામાત્રાઓ પણ અનુગ્રહને[૨૮] લગતાં વિવિધ કાર્યોમાં પરોવાયલા છે.[૨૯] સાધુઓ અને ગૃહસ્થોમાં તથા સર્વ ધર્મોમાં પણ તે કામ કરી રહ્યા છે.[૩૦]

(य) મેં એવી વ્યવસ્થા કરી છે કે તેઓ સંઘના[૩૧] અર્થે કામ કરશે. તેવી જ રીતે મેં એવી વ્યવસ્થા કરી છે કે તેઓ બ્રાહ્મણોમાં[૩૨] અને આજીવિકોમાં[૩૩] પણ કામ કરશે, તેમજ મેં તેમને નિર્ગ્રન્થોમાં[૩૪] કામ કરતા પણ કર્યા છે તથા વિવિધ ધર્મોમાં[૩૫] પણ તેઓ કામ કરશે. વિવિધ મહામાત્રાઓ વિવિધ ( વર્ગોના લોકો )ને માટે અને વિવિધ વિશિષ્ટ કાર્યો ને માટે[૩૬] ( નિમાયા ) છે.

(र) પણ મારા ધર્મમહામાત્રાઓ કેવળ આ તેમજ બીજા બધા ધર્મો ને માટે નીમેલા છે.[૩૭]

(ल) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે—

(व) આ અને બીજા ઘણા મુખ્ય અધિકારીઓ[૩૮] મારાં અને દેવીઓનાં[૩૯] દાનની[૪૦] વહેંચણીનું કામ કરે છે, તેમજ અહીંનાં તથા પ્રાન્તોમાંનાં મારાં બધાં અંતઃપુરોમાં[૪૧] તેઓ સંતોષકારક[૪૨] પ્રયત્નોને સફળ[૪૩] બનાવે છે.

(ज) વળી, મેં એવી વ્યવસ્થા કરી છે કે ઉમદા ધર્મકાર્યો[૪૪] ( ના વિકાસ )ને માટે તેમજ ધર્મસિદ્ધિને[૪૫] માટે મારા પુત્રોનાં[૪૬] અને બીજા દેવીકુમારોનાં[૪૭] દાનની વહેંચણી કરવાનું કામ પણ તેઓ કરશે.

(घ) આ જ ઉમદા ધર્મકાર્ય અને ધર્માનુસરણ છે, જેથી લોકોમાં દયા, દાન, સત્ય, શૌચ, મૃદુતા અને સાધુતા વધશે.[૪૮]

(स) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે—

(ह) મેં જે કંઈ સત્કાર્યો કર્યાં છે તેમને લોકો અનુસર્યા છે અને ( ભવિષ્યમાં પણ ) તેઓ તેમને અનુસરશે.[૪૯]

(ळ) તેથી કરીને માતપિતાની શુશ્રૂષા, ગુરુની શુશ્રૂષા, વયોવૃદ્ધોનું અનુસરણ તથા બ્રાહ્મણો–શ્રમણો,[૫૦] ગરીબ, દુઃખી,[૫૧] દાસ, નોકર[૫૨] ઇત્યાદિ પ્રત્યે યોગ્ય વર્તન વગેરે બાબતમાં તેઓ આગળ વધ્યા છે અને વધશે પણ ખરા.

(स) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા આમ કહે છે—

(ज्ञ) વળી, લોકોએ આ ધર્મવૃદ્ધિને બે રીતે આગળ વધારી છે–ધર્મનિયમન ( દ્રવ્ય )થી અને આત્મમંથન ( ભાવ )થી.[૫૩]

(का) તેમાં પણ આવી બાબતોમાં ધર્મનિયમનો નજીવાં છે, અને વધારે તો ભાવનાથી જ સધાયું છે.[૫૪]

(खा) ખરેખર, ધર્મનિયમનો મેં જે કર્યાં છે તે આ છે– ( પ્રાણીઓની ) અમુક અમુક જાતોનો વધ કરવો નહિ.[૫૫]

(गा) બીજાં પણ ઘણાં ધર્મનિયમનો[૫૬] છે–જે મેં કરેલાં છે.

(घा) પણ ભૂતોની અવિહિંસાની અને પ્રાણો પ્રત્યેની અનારંભની[૫૭] ભાવનાના બળથી મનુષ્યોમાં ધર્મવૃદ્ધિ વધારે આગળ વધી છે.

(ङा) આ ( લખાણ ) એવા હેતુથી કરેલું છે કે મારા પુત્રો અને પ્રપૌત્રોને માટે તે યાવચ્ચંદ્રદિવાકરૌ નીવડે અને તેઓ તેને અનુવર્તે.[૫૮]

(चा) એવા અનુવર્તનથી આ લોક તેમજ પરલોક સિદ્ધ થાય છે.[૫૯]

(छा) મારા રાજ્યાભિષેકને સત્તાવીશ વર્ષ વીત્યાં[૬૦] ત્યારે મેં આ ધર્મલિપિ લખાવી હતી.

(जा) આના સંબંધમાં દેવાનુપ્રિય આમ કહે છે—

(જ્ઞા) આ ધર્મલિપિ જ્યાં જ્યાં શિલાસ્થંભો[૬૧] કે શિલાફલકો[૬૨] હોય ત્યાં ત્યાં કોતરાવવી, કે જેથી તે ચિરસ્થાયી[૬૩] બને.

---

(૧) આ સાતમું શાસન કેવળ દિલ્હી-ટોપ્રા સ્થંભ પર જ કોતરાયલું મળી આવે છે. બીજા સ્થંભો પર આ પૂર્વેના ૭ લેખો તો ભાગી-તૂટી સ્થિતિમાં પણ મળી આવે છે, પણ આ સાતમા લેખની કશી નિશાની નથી. અલ્હાબાદ-કૌશાંબી સ્થંભ પર આ સાતમા લેખને સ્થળે બીજાજ બે નાના લેખ (રાણી-દેવીનો સ્થંભલેખ ને કૌશાંબી-સ્થંભલેખ) કોતરાયલા મળી આવે છે—જે નાના સ્થંભલેખોના વિભાગમાં અપાશે.

આ શાસનમાં બીજી નોંધપાત્ર વસ્તુ એ છે કે પૂર્વેના ૭ એ સ્થંભલેખો પ્રત્યેક સ્થંભની એકેક દિશામાં જ કોતરાયલ છે જ્યારે આ સાતમા લેખનો થોડોક ભાગ (અ) પૂર્વ દિશામાં અને બાકીનો મોટો ભાગ (વ) સ્થંભ ફરતો ગોળાકાર રૂપમાં કોતરાયલ છે.

(૨) અહીં પ્રિયદર્શી તેની પૂર્વેના રાજાઓએ ધર્મવૃદ્ધિની સાથોસાથ પ્રજાવિકાસની જે ભાવના સેવેલી તેનો નિર્દેશ કરે છે. 'પૂર્વેના રાજાઓ' લખતી વખતે પ્રિયદર્શીના મનમાં મૌર્યવંશી રાજાઓ જ હોય તે સ્વાભાવિક છે, (ને મૌર્યવંશની પૂર્વેના નંદવંશી નૃપતિઓએ તો ધર્મવૃદ્ધિની કલ્પના પણ કરેલી નથી.) એટલે આપણે મૌર્યવંશી રાજાઓનાં જીવન પર જ દૃષ્ટિપાત નાંખવાનો રહે છે.

મૌર્યવંશના પ્રથમ બે રાજવીઓ—ચન્દ્રગુપ્ત ને બિન્દુસારે ધર્મ પરત્વે વિશેષ લક્ષ નથી આપ્યું. રાજકારણ અને વિજયને જ બંનેએ મહત્ત્વ આપ્યું છે. ઉત્તરાવસ્થામાં ચન્દ્રગુપ્ત જો કે ધર્મપ્રતિ આકર્ષાયો હતો અને તેણે જાતે શ્રુતકેવલી શ્રી. ભદ્રબાહુસ્વામી પાસે દીક્ષા લીધી હતી પરંતુ પ્રજામાં ધર્મવૃધ્ધિ માટે તેણે પ્રયત્ન કર્યો હોય એવી નોંધ ક્યાંય નથી મળતી. બિન્દુસાર અતિથિસત્કાર કે દાનમાં આગળ વધેલો પરંતુ ધર્મવૃધ્ધિ માટેના તેના પ્રયત્નનો નિર્દેશ ક્યાંય નથી. મૌર્યવંશમાં ધર્મવૃધ્ધિને માટે સૌથી પ્રથમ પ્રયત્ન અશોકે જ કરેલો છે. બૌધ્ધ ધર્મ સ્વીકાર્યા પછી તેણે પ્રજાને તે ધર્મમાં ખેંચવાને કરેલા વિવિધ પ્રયત્નોની નોંધો બૌધ્ધ સાહિત્યમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એટલે 'ભૂતકાળમાં જે રાજાઓ થઇ ગયા તેમણે આ પ્રમાણે ઇચ્છેલું: "ધર્મવૃદ્ધિની સાથે સાથે લોકો કેમ કરીને આગળ વધે"—એમ કોતરાવતી વખતે પ્રિયદસિ-સંપ્રતિની દૃષ્ટિ સમક્ષ અશોક જ તરવરી રહેલ છે.

(૩) આ અશોકની ધર્મપ્રવૃત્તિની નિષ્ફળતાનું સૂચક છે. અશોકને પરદેશોમાં બૌધ્ધ ધર્મના પ્રચારમાં કેટલીક સફળતા સાંપડેલી, પરંતુ તે એટલો ધર્માંધ બની ગયેલો કે લોકોએ ભયથી તેને માન આપ્યું પરંતુ લોકો આગળ ન વધી શકયા. બૌધ્ધ ધર્મના અતિ મોહમાં તેણે આજીવિકો વગેરે પર અત્યાચાર પણ ગુજાર્યો. પરિણામે બૌધ્ધ ધર્મની વૃધ્ધિ થઈ, પરંતુ પ્રજાવિકાસ ન થયો. 'અનુરૂપ ધર્મવૃધ્ધિની સાથે સાથે લોકો આગળ વધ્યા નહિ.'—એટલે કે 'ધર્મની વૃધ્ધિ થઇ તેને અનુરૂપ (યોગ્ય) પ્રમાણમાં પ્રજા આગળ ન વધી શકી.'

(૪) અહીં પ્રિયદસિ પોતાનું મંથન વ્યકત કરે છે. ઉપરનાં વાકયોને ફરીથી વિચારતાં તે અશોક પ્રજાનો વિકાસ સાધવામાં નિષ્ફળ કેમ ગયો તેનો ઉકેલ શોધે છે.

(૫) આ વાકયો પણ પ્રિયદસિ-સંપ્રતિની મંથનદશાનાં સૂચક છે: 'લોકો ધર્મને અનુસરતા શી રીતે થાય? તેઓ ધર્મવૃધ્ધિની સાથોસાથ આગળ શી રીતે વધે? તેમને હું ઉન્નત શી રીતે બનાવું?' આ બધી પ્રશ્નાત્મક વિચારણાઓ પ્રિયદર્શી પ્રજાના હિત પરત્વે કેટલી કાળજી રાખતો હતો તેનું દર્શન કરાવે છે.

(૬) ઉપરોકત વિચારણાઓ પછી પ્રિયદર્શી 'મને આમ સૂઝયું કે...' એમ દર્શાવીને નીચે પ્રમાણે

પોતાનુ દર્શન-પ્રજા વિકાસ માટે પોતે વિચારેલા પગલા-વ્યક્ત કરે છે

(૭) ધર્મશ્રવણો એટલે ધાર્મિક ઉપદેશ-વ્યાખ્યાન જૈન ઉપાશ્રયોમા આ ધર્મપ્રથા આજે પણ પ્રચલિત છે

(૮) મૂળમા અહીં ધમાનુસથિનિ શબ્દ છે તે સસ્કૃત ધર્માનુષ્ઠાન શબ્દનુ જ રૂપાતર છે. પણ બૌદ્ધ દર્શનમા અનુઠાનને મહત્ત્વ અપાયલુ ન હોઇને ડૉ૦ ભાડારકર એ શબ્દનો અર્થ ધર્મોપદેશ કરે છે, જ્યારે ડૉ૦ રાધાકુમુદ તેનો અર્થ ધર્માજ્ઞા કરે છે આ બને અર્થ અહીં બધબેસતા નથી, એટલુજ નહિ પણ તે મૂળ શબ્દ સાથે પણ સુસગત નથી પરતુ આ શબ્દનો જો જૈન દૃષ્ટિએ વિચાર કરવામા આવે તો ઉકેલ સહેજે સાપડી જાય તેમ છે.

જૈન દર્શનમા ધર્માનુષ્ઠાન-પૂજા, પ્રતિક્રમણ, સામાયિક આદિ ધર્મક્રિયાઓ-ને ખૂબ જ મહત્ત્વ અપાયનુ છે આજે પણ આ બધી ક્રિયાઓ જૈન સઘમા પ્રચલિત છે

આ સ્થળે પ્રિયદર્શીએ ધર્મવૃધ્ધિ અને પ્રજા વિકાસને માટે 'ધર્મશ્રવણ ને 'ધર્માનુષ્ઠાન'ના જે બે મહામાર્ગ સૂચવ્યા છે તે સપૂર્ણત જૈન વિચાર-શ્રેણી છે કેમકે 'ધર્મશ્રવણ' (જ્ઞાન) અને 'ધર્માનુષ્ઠાન (ધમક્રિયા) એ બનેને तत्त्वार्थाधिगम આદિ મહત્ત્વના દરેક જૈન સૂત્રોમા મોક્ષના મહામાર્ગ તરીકે ઓળખાવાયલ [ ज्ञानक्रियाम्या मोक्ष ] છે

(૯) ધર્મશ્રવણ અને ધર્માનુષ્ઠાન એ બનેના પ્રચારથી પ્રિયદર્શિન બે પ્રકારની સિધ્ધિઓ મેળવવા માગે છે એક તો તેનાથી ધમની વૃધ્ધિ થશે અને બીજુ ધર્મજ્ઞાન અને ધમક્રિયાના સતત સપર્કથી પ્રજા ખૂબ આગળ વધશે

(૧૦-૧૧) ઉપર (૮મા) પ્રિયદર્શી ધર્મવૃધ્ધિ અને પ્રજાવિકાસની ભાવનાથી કહે છે કે-'હુ ધર્મશ્રવણો સભળાવરાવીશ અને ધર્માનુઠાનો પ્રવર્તાવીશ' અને અહી તે ઉક્ત ભાવનાની રૂએ ધર્મશ્રવણો સભળાવરાવ્યાનો અને ધર્માનુષ્ઠાનો પ્રવર્તાવ્યાનો હેવાલ આપે છે આ પરથી એમ જણાય છે કે પ્રિયદર્શીએ આ સ્થભલેખ પોતાની બધી ધાર્મિક પ્રવૃત્તિઓ, તેના કારણો અને તેના પરિણામની સમાલોચનાના આશયથી કોતરાવેલ હોવો જોઇએ ધર્મશ્રવણ અને 'ધર્માનુષ્ઠાન ના વિશેષાર્થ માટે જુઓ ઉપરની ટી ન ૭-૮

(૧૨) અહીં મૂળમા य વચાય છે ત્યા यथा હોવાનો સભવ છે -જેથી અર્થ બધબેસતો બને. ડૉ૦ રાધાકુમુદ અને હુલ્ઝ પણ એ અર્થ સ્વીકારે છે પરતુ ડૉ૦ ભાડારકર અને વી સેન્ટ સ્મીથ ત્યા व्यूथा હોવાનુ ધારે છે અમલદારોના સમૂહનુ સૂચન કરવાને નાના ખડક-લેખોમા व्यूथा વપરાયલ છે તે જ પ્રમણે તે અહી વપરાયલ હોવાનુ જણાવી તેઓ આખા વાક્યનો એવો અર્થ કરે છે કે-'મારા અમલદારો-વ્યૂથો-અનેક લોકોના ઉપર નિમાયલા છે, તઓ તનો ઉપદેશ કરશે અને તેને ફેલાવશે'-પણ यथा લેવથી અર્થ વધારે સુઘટિત બને છે, એટલે અમે તે જ શબ્દ સ્વીકારેલ છે.

(૧૩) અમલદારોને પણ ધાર્મિક ઉપદેશ તમજ જ્ઞાનક્રિયાના પ્રચારનુ કાર્ય સોપીને પ્રિયદર્શીએ પોતાના સામ્રાજ્યને ખરેખર ધર્મરાજ્ય બનાવી દીધુ હોવુ જોઇએ

(૧૪) અમલદારોના આ વર્ગના વિશેષ પરિચય માટે જુઓ પૃ ૧૫૩-ટી, ન. ૪

(૧૫) મૂળમા અહી जनं धंमयुत છે અને તેનો અર્થ ધર્મયુક્ત-ધર્મિષ્ઠ લોકો એ જ બની શક પરતુ આ અર્થમાથી એક બીજા વિચાર મટેની ભૂમિકા ઘડાય છે-

ચોથા શાસનમા (પૃ ૧૫૨) રજ્જુકાના વિષયમા જણાવાયું છે કે તેઓ ધર્મયુક્તોની સાથે સાથે પ્રાતના લોકાને ઉપદેશ આપશે' ત્યા પણ મૂળમા धमयुतेन શબ્દ છે પરતુ ત્યા રજ્જુકોની સાથોસાથ ધર્મયુક્ત-નો નિર્દેશ થયેલ હોઇ 'ધર્મયુક્તો ને ધાર્મિક અમલદારોનો જ એક વર્ગ માની લેવામા આવેલ છે પરતુ આ લેખમાના ઉપરોક્ત અર્થને ખ્યાલમા રાખીને જો એ વાક્યનો એવો અર્થ કરવામા આવે કે 'તેઓ (રજ્જુકો) (પ્રજામાના) ધર્મયુક્તો (ધર્મનિષ્ઠ પુરુષો) ના સહકારથી પ્રાતની પ્રજાને ઉપદેશ આપશે' તો તે અર્થ વધારે સુસગત બને છે

આ સ્થળે ધંમયુત શબ્દ જે અર્થમાં વ્યક્ત થયો છે તેના અભ્યાસ પછી 'ધર્મયુક્તો'ને ધાર્મિક વિભાગના અમલદારો માનવાની જરા પણ આવશ્યકતા રહેતી હતી. પ્રજામાંના ધર્મિષ્ઠ પુરુષો એ જ 'ધર્મ-યુક્તો' અને અમલદારોએ ધર્મના પ્રચારમાં તેમનો સહકાર શોધવો તેમજ અમલદારોએ તેમને (ધર્મયુક્તોને) પણ 'આમ અને આ પ્રમાણે ઉપદેશ કરવો' એટલે કે ધર્મ-પ્રચારનું સ્વરૂપ સમજાવવું.

(૧૬) 'આ પ્રમાણે નિહાળીને' એટલે કે 'ધર્મવૃધ્ધિ અને પ્રજાની પ્રગતિને માટે મેં (ઉપર દર્શાવ્યા અનુસાર) કરેલી વ્યવસ્થા તેમજ તેના પરિણામરૂપ ધર્મનો ફેલાવો આદિનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને.'

(૧૭-૧૮-૧૯) પ્રિયદર્શીના વ્યક્તિત્વમાં આ વાક્ય ખૂબ જ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. કેમકે અહીં તે ધર્મ-વૃધ્ધિને ચિરંજીવ બનાવવાને તેણે જે ત્રણ મુખ્ય ઉપાય લીધા તેનો નિર્દેશ કરે છે.

સૌથી પ્રથમ્ તો તેણે જૈન પ્રથાને અનુસરીને ધર્મના ચિરંજીવ સ્મારક સમા ધર્મસ્થંભો ઊભા કરાવ્યા છે. [ तिलोयपण्णत्ति, मल्लिनाथ पुराण આદિ જૈન શાસ્ત્રોમાં ધર્મના સ્મારક તરીકે ધર્મસ્થંભોની જરૂરિયાત પર ખૂબ જ ભાર મૂકવામાં આવ્યો છે. અને તે સ્થંભો કેવા હોવા જોઇએ તેનું પણ તેમાં વર્ણન કરવામાં આવ્યું છે. ખૂબીની વાત એ છે કે પ્રિયદર્શીના સ્થંભો જૈન શાસ્ત્રોમાંના એ વર્ણનને સંપૂર્ણતઃ મળતા આવે છે. The Jain Antiquary Vol. V, No. III ] એટલે આ સ્થંભલેખના અંતિમ વાક્ય (પૃ. ૧૭૫) માં તેમજ રૂપનાથના ખડક લેખ (પૃ. ૧૨૮)માં જે એવો નિર્દેશ થયો છે કે–'આ ધર્મ-લિપિ જ્યાં જ્યાં શિલાસ્થંભો... હોય ત્યાં ત્યાં કોતરાવવી' તે પરથી, કેટલાક વિદ્વાનો જે એમ ધારતા થયા છે કે ધર્મલિપિઓ સંપ્રતિની હોય તોપણ ધર્મસ્થંભો તો અશોકે જ ઊભા કરાવરાવેલા–છે તેમનું મંતવ્ય નિરર્થક બની જાય છે. સંભવિત છે કે અશોકે બૌધ્ધ શાસ્ત્રોમાં જણાવ્યા અનુસાર એક સરખા ૮૪૦૦૦ સ્થંભો ઊભા કરાવ્યા હોય. પરંતુ આજે વિશ્વભરમાં અદ્વિતીય એવા પ્રિયદર્શીના જે થોડાક સ્થંભો મળી આવે છે તે તો સંપ્રતિએ જ ઊભા કરાવરાવેલા છે.

ધર્મના સ્મારક તરીકે પ્રિયદર્શીએ જેમ ધર્મસ્થંભો ઊભા કરાવ્યા હતા તેમ ધર્મપ્રચારનાં મૂળ ઊંડાં ઉતારવાને તેણે ધર્મમહામાત્રાઓ પણ નીમ્યા હતા. આ ધર્મમહામાત્રાઓની નિમણૂંક તેણે પાંચમા મુખ્ય શિલાલેખમાં જણાવ્યું છે (પૃ.૬૯) તે અનુસાર રાજ્યાભિષેકના તેરમા વર્ષે કરી હતી. [ આ ધર્મમહામાત્રાઓની ઓળખ અને તેમના કર્તવ્યના પરિચય માટે જુઓ પાંચમુ શાસન (પૃ. ૬૯) તેમજ તેની ફૂટનોટો. ]

ધર્મશાસનને સ્થળે મૂળમાં ધંમ · ι · · ~ એ પ્રમાણે ખંડિત અક્ષરો છે. બુલર ત્યાં ધંમ સાવને સૂચવે છે. પરંતુ ધર્મશ્રવણનો નિર્દેશ તો ધર્માનુષ્ઠાનની સાથો-સાથ ઉપર થઈ ગયો છે તેમજ તે ધર્મસ્થંભો ઊભા કરાવવા અને ધર્મમહામાત્રાઓ નીમવા એ બંને ઐતિહાસિક મહાકાર્યોની સાથે જેનો નિર્દેશ થઇ શકે એવું મહત્ત્વ પણ નથી ધરાવતું. એટલે ઉપરના ખંડિત અક્ષરોને સ્થળે અમે ધંમ સાવને ને બદલે ધંમ શાસને ને વિશેષ પસંદગી આપેલ છે. આ ધર્મશાસનો મુખ્ય શિલાલેખોમાં જણાવ્યું છે તે અનુસાર (પૃ. ૫૮ ને ૬૩) પ્રિયદર્શીએ પોતાના રાજ્યાભિષેકના બારમા વર્ષથી લખાવવા માંડેલ છે.

**આ રીતે પ્રિયદર્શીએ ધર્મના ચિરંજીવ સ્મારક તરીકે ધર્મસ્થંભો ઊભા કરાવ્યા છે, ધર્મવૃત્તિ અને ધર્મપ્રચારનાં મૂળ ઊંડાં ઉતારવાને ધર્મમહામાત્રાઓ નીમ્યા છે અને એ પ્રચારને તેમજ પોતાની ભાવનાઓને હંમેશને માટે અનુકરણીય અને ચિરંજીવ બનાવવાને તેણે ધર્મશાસનો કોતરાવ્યાં છે.**

(૨૦) આ વાક્ય, હિંદમાં પ્રાચીન સમયથી વૃક્ષારોપણને કેટલું મહત્ત્વ અપાતું આવ્યું છે તેનું સૂચક છે.

(૨૧) પ્રિયદર્શી પોતાના દરેક કાર્યક્રમમાં મનુષ્ય અને પશુ બંનેનું-પ્રાણીમાત્રનું હિત વિચારે છે. આ વિચારશ્રેણી જૈન દર્શનને આભારી છે.

( ૨૨ ) અહી મૂળમા अढकोसिक्यानि શબ્દ છે ડૉ. ભાંડારકર અને ફ્લીટ अढ નો સમાતર શબ્દ अष्ट (अष्ट) ગણીને ત્યા 'આઠ આઠ કોસને અતરે' એવો અર્થ કરે છે પણ આઠ કોસ (ચોવીસ માઇલ) ના અતરે કૂવાઓ ખોદાવવા એ કોઇ નોંધપાત્ર ક્રિયા નથી તેમજ अढ એ अष्ट ને બદલે અર્ધને વધારે મળતો આવે છે એટલે અધો અધો કોસ (દોઢ માઇલ) ને અતરે કૂવા ખોદાવ્યા ગણાય ડૉ રાધાકુમુદ પણ એ જ અર્થ સ્વીકારે છે.

( ૨૩ ) અહી મૂળમા निंसिढ्या શબ્દ છે [ જુનર ત્યા निंसिढिया વાચે છે. ] અને એનો અર્થ ધર્મશાળા, આરામગૃહ, ઉપાશ્રય, સ્મૃતિમદિર ઇત્યાદિ થઇ શકે છે આ શબ્દ જૈન પારિભાષિક હોવાનો પૂરતો સભવ છે જૈનોમા निसिहि-निसिधि ઇત્યાદિ રૂપે તે શબ્દ પ્રચલિત છે જૈન સમ્રાટ ખારવેલના શિલાલેખમા પણ अर्हत निसिदिया समीपे-એ પ્રમાણે વાક્ય મળી આવે છે નાગાર્જુન ગિરિ-ગુફામા પણ वाध-निषिदिया શબ્દ મળી આવે છે

(૨૪) મૂળમા અહી आपानानि છે તેનુ ગુજરાતી રૂપાતર 'જલાશયો' જ સભવી શકે તેમા કૂવા, વાવ, નહેરો, તળાવો આદિનો સમાવેશ થાય. તેમાથી રાજમાર્ગો પર ખોદાવેલા કૂવાઓને લગતો નિર્દેશ તો ઉપર (ઘમા) થઇ ગયો છે. એટલે આ સ્થળે પ્રિયદર્શી आपानानि શબ્દથી સુશોભિત વાવો, ભવ્ય સરોવરો આદિનો નિર્દેશ કરવા માગતો જણાય છે.

(૨૫) પ્રજાના આધિભૌતિક કલ્યાણને માટે, પ્રજાના સુખ, સગવડતા ને વૈભવને માટે પોતે શુ શુ કર્યું છે તે બધાનો ઉપર નિર્દેશ કરીને આ વાક્યમા પ્રિયદર્શી જણાવે છે કે, 'પરતુ આ પરિભોગ ખરેખર સામાન્ય કોટિનો છે.'

આ સ્થળે પ્રિયદર્શી પૂર્ણપણે જૈન વિચારશ્રેણીનું દર્શન કરાવે છે મનુષ્યો અને પશુઓના ઉપભોગ-પરિભોગ-પ્રતિભોગને માટે તેણે રાજધર્મને અનુસરીને વૃક્ષો રોપાવ્યા છે, જળાશયો બધાવરાવ્યા છે, આરામગૃહો બધાવ્યા છે પણ તેનાથી તે પોતાને કૃતકૃત્ય નથી માનતો કેમકે એ તો બધા ઉપભોગ પરિભોગ [ ... ] માટે જુઓ પૃ ૧૬૧, ટી ન. ૧૪ ] ના સાધનો કહેવાય. તેનાથી પુણ્ય ન સાપડે તે તો સામાન્ય કોટિનું સાસારિક કર્તવ્ય ગણાય ધર્મવૃદ્ધિ અને આત્મવિકાસ સાથે તેને મહત્ત્વનો સબધ નથી.

આ વિચારશ્રેણીને બૌદ્ધ તેમ જ વૈદિક દર્શન સાથે કશો જ સબંધ નથી કેમકે તે બને દર્શનોએ તો ઉક્ત કાર્યમા ધર્મનુ નિરૂપણ કરેલુ જ છે ફક્ત જૈન દર્શન જ તેમને પરિભોગના સાધનો તરીકે ઓળખાવે છે

(૨૬) 'મારી પહેલા થઈ ગયેલા રાજાઓએ -ચદ્રગુપ્ત, બિદુસાર, અશોક વગેરેએ પણ પરિભોગ-પ્રતિભોગને લગતા સાધનોની ખીલવણી કરીને તો પ્રજાને સુખ બક્ષ્યું હતુ હુ પણ એટલુ જ કરીને સતોષ માનુ તો પછી મારી વિશિષ્ટતા શી ?-આવી વિચારણા કરીને પ્રિયદર્શી પોતે ખીલવેલા પરિભોગના સાધનો પાછળ પણ પૂર્વકાલીન રાજાઓ કરતા પોતાનો કેવો ઉચ્ચ અને વિશિષ્ટ આશય સમાયેલો છે અને તદુપરાત પોતે બીજા કયા કર્તવ્યો બજાવ્યા છે તેની વિગત સમજાવે છે.

આ સ્થળે પૂર્વકાલીન રાજાઓએ પરિભોગના સાધનોથી તો પ્રજાને પ્રિયદર્શીના જેટલીજ સુખી બનાવેલી એવા નિર્દેશથી એક વસ્તુ સ્પષ્ટ બને છે અને તે એ કે ચન્દ્રગુપ્ત, બિદુસાર,અશોક ને પ્રિયદર્શી (સપ્રતિ)—ચારે મૌર્ય રાજવીઓએ જળાશયો, રાજમાર્ગો, ધર્મશાળાઓ, વૃક્ષારોપણ વગેરેને મહત્ત્વ આપેલુ અને પરિણામે ભારતને નદનવન સમુ બનાવેલું તે બાધકામોમાથી નોંધપાત્ર ગણાય એવુ તો આજે ગિરનારની તળેટીમા ચદ્રગુપ્તે બધાવરાવેલુ સુદર્શન તળાવજ અવશેષરૂપે મળી આવે છે

(૨૭) અહી પ્રિયદર્શી પરિભોગના ઉપરોક્ત સાધનો ખીલવવાની પાછળ પોતાના અને પૂર્વકાલીન રાજાઓના આશયની વચ્ચે રહેલા તફાવતનુ સૂચન કરે છે એ સાધનો ખીલવવાની પાછળ પૂર્વકાલીન રાજાઓનો આશય લોકોની ઉપભોગવૃત્તિને જ સતોષવાનો હતો જ્યારે પ્રિયદર્શીનો આશય એવા સાધનો દ્વારા પ્રજાને ધર્મ માર્ગે વાળવાનો છે આ સ્પષ્ટ રીતે [ ... ] પણ

ધર્મને તો સતત નજર સામેજ રાખવાનો ઉપદેશ અપાયલો છે.

(૨૮) અહીં મૂળમાં आनुगहिकेषु શબ્દ છે. અને તેનો આશય ધર્માનુગ્રહ અથવા ધાર્મિક પરોપકાર જ હોઇ શકે. ડૉ. રાધાકુમુદ તેનો અર્થ ' રાજ–અનુગ્રહના વિષયમાં ' એ પ્રમાણે કરે છે.

(૨૯) ડૉ. ભાંડારકર આ વાકયનો એવો અર્થ કરે છે કે– ' સાધુતાની વિવિધ બાબતોનાં કામે મેં ધર્મ-મહામાત્રાઓને નીમેલા છે. '

(૩૦) ડૉ. ભાંડારકર આ વાકયનો એવો અર્થ કરે છે કે– 'સર્વ ધર્મોમાં–સાધુઓમાં અને ગૃહસ્થોમાં–તેઓ કામ કરી રહ્યા છે.

[ અનુવાદમાં કે ફૂટનોટોમાં જ્યાં જ્યાં ધર્મ શબ્દ વાપરેલ છે ત્યાં ત્યાં મૂળમાં તો બહુધા ' પાસંડ ' શબ્દ જ હોય છે. પરંતુ આજે પાસંડ–પાખંડનો અર્થ કુધર્મ થાય છે, જ્યારે લિપિઓ કોતરાવતી વખતે તે શબ્દ ધર્મ, સંપ્રદાય અથવા મતનું સૂચન કરવાને માટે વપરાતો હતો. પરિણામે આજે અનુવાદમાં એ શબ્દને કાયમ રાખવો તે લિપિ કોતરાવનારના આશયને અન્યાય કરનારૂં થઇ પડે. એટલે અનુવાદમાં અમે 'પાષંડ'ને સમાંતર ' ધર્મ ' શબ્દ જ વાપરવાનું યોગ્ય માનેલ છે.

પ્રિયદર્શિનના શિલાલેખોમાં વપરાયલ ' પાસંડ ' ( ધર્મ )નો અર્થ વખત જતાં જેમ કુધર્મ થયો, તેમ ' દેવાનાંપ્રિય ' (દેવોનો પ્રિય)નો અર્થ ' મૂર્ખ શિરોમણિ ' બની ગયેલો. પણ ' દેવાનાંપ્રિય ' એ વિશેષનામ સમું વિશેષણ છે, તેમજ મધ્યયુગમાં તે ' મૂર્ખશિરોમણિ 'ના અર્થમાં વપરાયલ તે છાપ પણ વર્તમાન પ્રજાનાં મન પરથી ભૂંસાઇ ગયેલ છે એટલે તે સ્થળે અમે મૂળ શબ્દને જાળવી રાખેલ છે. ]

( ૩૧–૩૫ ) આ વાકયમાં પ્રિયદર્શિન તેના સમયમાં પ્રચલિત જુદા જુદા મુખ્ય ધર્મોને માટે સંઘ,[૩૧] બ્રાહ્મણ,[૩૨] આજીવિક[૩૩] અને નિર્ગ્રન્થ[૩૪] શબ્દ વાપરે છે અને પછી બાકી રહેતા ધર્મોને માટે વિવિધ ધર્મો[૩૫] એમ જણાવે છે. આ નિર્દેશ પ્રિયદર્શીના ધર્મનો અને પરિણામે તેના વ્યકિતત્વનો નિર્ણય કરવામાં ખૂબ જ મહત્ત્વનો થઇ પડે તેમ છે એટલે તે વિશેષ વિવેચન માગી લે છે. તેમાંથી 'સંઘ' શબ્દનો અર્થ અસ્પષ્ટ છે અને તે બીજાઓના આધારે જ સ્પષ્ટ બની શકે તેમ છે એટલે પ્રથમ બીજાઓનો નિર્ણય કરી લઇએ.

( ૩૨ ) બ્રાહ્મણ એટલે વૈદિક ધર્માનુયાયી. આ ધર્મ પ્રાચીન કાળથી હિંદમાં બહુધા બહુમતિ ધરાવતો આવ્યો છે એટલે પ્રિયદર્શીએ ( પોતાના ધર્મના ) સંઘ પછી તરતજ તેનો નિર્દેશ કર્યો છે.

(૩૩) આ ધર્મની સ્થાપના ઈ. સ. પૂર્વે ૫૫૦ ના અરસામાં ગોશાલાએ કરેલી. ગોશાલો પ્રથમ તો ભગવાન મહાવીરનો શિષ્ય હતો પરંતુ જ્ઞાન પામ્યા પછી તે મહાવીરસ્વામીનો વિરોધી ને પ્રતિસ્પર્ધી બન્યો. તેણે શ્રી મહાવીર પાસેથી મળેલા જ્ઞાનને વિકૃત અર્થમાં વિકસાવ્યું. ભગવાન મહાવીર કાર્યના કારણ તરીકે પુરુષાર્થ, કર્મ, સ્વભાવ, નિયતિ ને કાળ–એમ પાંચ તત્ત્વોને માનતા હતા. તેમાંથી ગોશાળે એક નિયતિ ( કુદરતે નિર્મેલ )ને જ પસંદગી આપી બાકીનાં ચારનો અનાદર કર્યો. અને એ નિયતિવાદ પર આજીવિક સંપ્રદાયની સ્થાપના કરી. તેમાં તેને કેટલાક શ્રીમંતોનો ટેકો મળી જવાથી તેનો સંપ્રદાય વિકસવા માંડેલો.

(૩૪) નિર્ગ્રન્થ એટલે જેઓ વસ્ત્ર નથી ધારણ કરતા તે–દિગંબર જૈન સંપ્રદાય. પ્રાચીન કાળમાં જૈન ધર્મના બે મુખ્ય ફાંટા પડી ગયેલા. ( ૧ ) શ્વેતાંબર ( ૨ ) દિગંબર. તેમાંથી શ્વેતાંબર સમાજ વસ્ત્ર ધારણ કરવાનો હિમાયતી હતો તેમજ તે જૈન ધર્મની પરંપરાને વફાદાર હતો. એટલે તે શ્રીસંઘના નામે ઓળખાતો. જ્યારે દિગંબર સમાજ વસ્ત્રવિરોધી હોઇને તે નિર્ગ્રન્થના નામે ઓળખાતો. પ્રિયદર્શીના સમયમાં તે ધર્મના અનુયાયીઓની સંખ્યા વિપુલ પ્રમાણમાં હતી.

(૩૧) બ્રાહ્મણ (વૈદિક ધર્મ); આજીવિક (ગોશાળાએ સ્થાપેલો સંપ્રદાય ) તેમજ નિર્ગ્રન્થ ( દિગંબર જૈન

(૨૨) અહીં મૂળમા अढकोसिक्यानि શબ્દ છે ડૉ. ભાડારકર અને ફ્લીટ अढ નો સમાતર શબ્દ अढ (अष्ट) ગણીને ત્યા 'આઠ આઠ કોસને અતરે' એવો અર્થ કરે છે પણ આઠ કોસ (ચોવીસ માઇલ) ના અતરે કુવાઓ ખોદાવવા એ કોઇ નોધપાત્ર ક્રિયા નથી. તેમજ अढ એ अद्ध ને બદલે અર્ધને વધારે મળતો આવે છે એટલે અર્ધા અર્ધા કોસ (દોઢ માઇલ) ને અતરે કુવા ખોદાવ્યા ગણાય. ડૉ રાધાકુમુદ પણ એ જ અર્થ સ્વીકારે છે.

(૨૩) અહીં મૂળમા निंसिढ्या શબ્દ છે. [ સુબર ત્યા निसिढिया વાચે છે. ] અને એનો અર્થ ધર્મશાળા, આરામગૃહ, ઉપાશ્રય, સ્મૃતિમદિર ઇત્યાદિ થઇ શકે છે. આ શબ્દ જૈન પારિભાષિક હોવાનો પૂરતો સભવ છે. જૈનોમા निसिहि-निसिधि ઇત્યાદિ રૂપે તે શબ્દ પ્રચલિત છે જૈન સમ્રાટ ખારવેલના શિલાલેખમા પણ अर्हत निसिदिया समीपे-એ પ્રમાણે વાક્ય મળી આવે છે. નાગાર્જુન ગિરિ-ગુફામા પણ वाय-निसिदिया શબ્દ મળી આવે છે

(૨૪) મૂળમા અહીં आपानानि છે. તેનુ ગુજરાતી રૂપાતર 'જલાશયો' જ સભવી શકે તેમા કુવા, વાવ, નહેરો, તળાવો આદિનો સમાવેશ થાય. તેમાથી રાજમાર્ગો પર ખોદાવેલા કુવાઓને લગતો નિર્દેશ તો ઉપર (૨મા) થઇ ગયો છે. એટલે આ સ્થળે પ્રિયદર્શી आपानानि શબ્દથી સુશોભિત વાવો, ભવ્ય સરોવરો આદિનો નિર્દેશ કરવા માગતો જણાય છે.

(૨૫) પ્રજાના આધિભૌતિક કલ્યાણને માટે, પ્રજાના સુખ, સગવડતા ને વૈભવને માટે પોતે શુ શુ કર્યું છે તે બધાનો ઉપર નિર્દેશ કરીને આ વાક્યમા પ્રિયદર્શી જણાવે છે કે, 'પરતુ આ પરિભોગ ખરેખર સામાન્ય કોટિનો છે.'

આ સ્થળે પ્રિયદર્શી પૂર્ણત જૈન વિચારશ્રેણીનું દર્શન કરાવે છે મનુષ્યો અને પશુઓના ઉપભોગ-પરિભોગ-પ્રતિભોગને માટે તેણે રાજધર્મને અનુસરીને વૃક્ષો રોપાવ્યા છે, જળાશયો બધાવરાવ્યા છે, આરામગૃહો બધાવ્યા છે પણ તેનાથી તે પોતાને કૃતકૃત્ય નથી માનતો. કેમકે એ તો બધા ઉપભોગ-પ્રતિભોગ [ આ શબ્દો જૈન પારિભાષિક છે વિશેષ માટે જુઓ પૃ ૧૬૧, ટી. ન. ૧૪ ] ના સાધનો કહેવાય. તેનાથી પુણ્ય ન સાપડે તે તો સામાન્ય કોટિનું સાસારિક કર્તવ્ય ગણાય. ધર્મવૃદ્ધિ અને આત્મવિકાસ સાથે તેને મહત્વનો સબધ નથી.

આ વિચારશ્રેણીને બૌદ્ધ તેમ જ વૈદિક દર્શન સાથે કશો જ સબધ નથી કેમકે તે બને દર્શનોએ તો ઉક્ત કાર્યમા ધર્મનુ નિરૂપણ કરેલુ જ છે ફક્ત જૈન દર્શન જ તેમને પરિભોગના સાધનો તરીકે ઓળખાવે છે.

(૨૬) 'મારી પહેલા થઇ ગયેલા રાજાઓએ-ચદ્રગુપ્ત, બિન્દુસાર, અશોક વગેરેએ પણ પરિભોગ-પ્રતિભોગને લગતા સાધનોની ખીલવણી કરીને તો પ્રજાને સુખ બક્ષ્યું હતુ જ પણ એટલુ જ કરીને સતોષ માનુ તો પછી મારી વિશિષ્ટતા શી ?'-આવી વિચારણા કરીને પ્રિયદર્શી પોતે ખીલવેલા પરિભોગના સાધનો પાછળ પણ પૂર્વકાલીન રાજાઓ કરતા પોતાનો કેવો ઉચ્ચ અને વિશિષ્ટ આશય સમાયેલો છે અને તદુપરાત પોતે બીજા કયા કર્તવ્યો બજાવ્યા છે તેની વિગત સમજાવે છે.

આ સ્થળે પૂર્વકાલીન રાજાઓએ પરિભોગના સાધનોથી તો પ્રજાને પ્રિયદર્શીના જેટલીજ સુખી બનાવેલી એવા નિર્દેશથી એક વસ્તુ સ્પષ્ટ બને છે અને તે એ કે ચન્દ્રગુપ્ત, બિંદુસાર,અશોક ને પ્રિયદર્શી (સપ્રતિ)-ચારે મૌર્ય રાજવીઓએ જળાશયો, રાજમાર્ગો, ધર્મશાળાઓ, વૃક્ષારોપણ વગેરેને મહત્વ આપેલુ અને પરિણામે ભારતને નદનવન સમુ બનાવેલું તે બાબતોમાથી નોધપાત્ર ગણાય એવુ તો આજે ગિરનારની તળેટીમા ચદ્રગુપ્તે બધાવરાવેલુ સુદર્શન તળાવજ અવશેષરૂપે મળી આવે છે

(૨૭) અહીં પ્રિયદર્શી પરિભોગના ઉપરોક્ત સાધનો ખીલવવાની પાછળ પોતાના અને પૂર્વકાલીન રાજાઓના આશયની વચ્ચે રહેલા તફાવતનુ સૂચન કરે છે એ સાધનો ખીલવવાની પાછળ પૂર્વકાલીન રાજાઓનો આશય લોકોની ઉપભોગવૃત્તિને જ સતોષવાનો હતો જ્યારે પ્રિયદર્શીનો આશય એવા સાધનો દ્વારા પ્રજાને ધર્મ માર્ગે વાળવાનો છે આ સ્પષ્ટ રીતે જૈન દર્શનમા સાસારિક ક્રિયાઓ કરતી વેળા પણ

ધર્મને તો સતત નજર સામેજ રાખવાનો ઉપદેશ અપાયલો છે.

(૨૮) અહીં મૂળમાં आनुगहिकेसु શબ્દ છે. અને તેનો આશય ધર્માનુગ્રહ અથવા ધાર્મિક પરોપકાર જ હોઇ શકે. ડૉ. રાધાકુમુદ તેનો અર્થ 'રાજ–અનુગ્રહના વિષયમાં' એ પ્રમાણે કરે છે.

(૨૯) ડૉ. ભાંડારકર આ વાકયનો એવો અર્થ કરે છે કે– 'સાધુતાની વિવિધ બાબતોનાં કામે મેં ધર્મ-મહામાત્રાઓને નીમેલા છે.'

(૩૦) ડૉ. ભાંડારકર આ વાકયનો એવો અર્થ કરે છે કે– 'સર્વ ધર્મોમાં–સાધુઓમાં અને ગૃહસ્થોમાં–તેઓ કામ કરી રહ્યા છે.

[ અનુવાદમાં કે ફૂટનોટોમાં જ્યાં જ્યાં ધર્મ શબ્દ વાપરેલ છે ત્યાં ત્યાં મૂળમાં તો બહુધા 'પાસંડ' શબ્દ જ હોય છે. પરંતુ આજે પાસંડ–પાખંડનો અર્થ કુધર્મ થાય છે, જ્યારે લિપિઓ કોતરાવતી વખતે તે શબ્દ ધર્મ, સંપ્રદાય અથવા મતનું સૂચન કરવાને માટે વપરાતો હતો. પરિણામે આજે અનુવાદમાં એ શબ્દને કાયમ રાખવો તે લિપિ કોતરાવનારના આશયને અન્યાય કરનારૂં થઇ પડે. એટલે અનુવાદમાં અમે 'પાષંડ'ને સમાંતર 'ધર્મ' શબ્દ જ વાપરવાનું યોગ્ય માનેલ છે.

પ્રિયદર્શિનના શિલાલેખોમાં વપરાયલ 'પાસંડ' (ધર્મ)નો અર્થ વખત જતાં જેમ કુધર્મ થયો, તેમ 'દેવાનાંપ્રિય' (દેવોનો પ્રિય)નો અર્થ 'મૂર્ખશિરોમણિ' બની ગયેલો. પણ 'દેવાનાંપ્રિય' એ વિશેષનામ સમું વિશેષણ છે, તેમજ મધ્યયુગમાં તે 'મૂર્ખશિરોમણિ'ના અર્થમાં વપરાયલ તે છાપ પણ વર્તમાન પ્રજાનાં મન પરથી ભૂંસાઇ ગયેલ છે એટલે તે સ્થળે અમે મૂળ શબ્દને જાળવી રાખેલ છે. ]

(૩૧–૩૫) આ વાકયમાં પ્રિયદર્શિન તેના સમયમાં પ્રચલિત જુદા જુદા મુખ્ય ધર્મોને માટે સંઘ,[૩૧] બ્રાહ્મણ,[૩૨] આજીવિક[૩૩] અને નિર્ગ્રન્થ[૩૪] શબ્દ વાપરે છે અને પછી બાકી રહેતા ધર્મોને માટે વિવિધ ધર્મો[૩૫] એમ જણાવે છે. આ નિર્દેશ પ્રિયદર્શીના ધર્મનો અને પરિણામે તેના વ્યકિતત્વનો નિર્ણય કરવામાં ખૂબ જ મહત્ત્વનો થઇ પડે તેમ છે એટલે તે વિશેષ વિવેચન માગી લે છે. તેમાંથી 'સંઘ' શબ્દનો અર્થ અસ્પષ્ટ છે અને તે બીજાઓના આધારે જ સ્પષ્ટ બની શકે તેમ છે એટલે પ્રથમ બીજાઓનો નિર્ણય કરી લઇએ.

(૩૨) બ્રાહ્મણ એટલે વૈદિક ધર્માનુયાયી. આ ધર્મ પ્રાચીન કાળથી હિંદમાં બહુધા બહુમતિ ધરાવતો આવ્યો છે એટલે પ્રિયદર્શીએ (પોતાના ધર્મના) સંઘ પછી તરતજ તેનો નિર્દેશ કર્યો છે.

(૩૩) આ ધર્મની સ્થાપના ઈ. સ. પૂર્વે ૫૫૦ ના અરસામાં ગોશાલાએ કરેલી. ગોશાલો પ્રથમ તો ભગવાન મહાવીરનો શિષ્ય હતો પરંતુ જ્ઞાન પામ્યા પછી તે મહાવીરસ્વામીનો વિરોધી ને પ્રતિસ્પર્ધી બન્યો. તેણે શ્રી મહાવીર પાસેથી મળેલા જ્ઞાનને વિકૃત અર્થમાં વિકસાવ્યું. ભગવાન મહાવીર કાર્યના કારણ તરીકે પુરુષાર્થ, કર્મ, સ્વભાવ, નિયતિ ને કાળ–એમ પાંચ તત્ત્વોને માનતા હતા. તેમાંથી ગોશાળે એક નિયતિ (કુદરતે નિર્મેલ)ને જ પસંદગી આપી બાકીનાં ચારનો અનાદર કર્યો. અને એ નિયતિવાદ પર આજીવિક સંપ્રદાયની સ્થાપના કરી. તેમાં તેને કેટલાક શ્રીમંતોનો ટેકો મળી જવાથી તેનો સંપ્રદાય વિકસવા માંડેલો.

(૩૪) નિર્ગ્રન્થ એટલે જેઓ વસ્ત્ર નથી ધારણ કરતા તે–દિગંબર જૈન સંપ્રદાય. પ્રાચીન કાળમાં જૈન ધર્મના બે મુખ્ય ફાંટા પડી ગયેલા. (૧) શ્વેતાંબર (૨) દિગંબર. તેમાંથી શ્વેતાંબર સમાજ વસ્ત્ર ધારણ કરવાનો હિમાયતી હતો તેમજ તે જૈન ધર્મની પરંપરાને વફાદાર હતો. એટલે તે શ્રીસંઘના નામે ઓળખાતો. જ્યારે દિગંબર સમાજ વસ્ત્રવિરોધી હોઇને તે નિર્ગ્રન્થના નામે ઓળખાતો. પ્રિયદર્શીના સમયમાં તે ધર્મના અનુયાયીઓની સંખ્યા વિપુલ પ્રમાણમાં હતી.

(૩૧) બ્રાહ્મણ (વૈદિક ધર્મ); આજીવિક (ગોશાળાએ સ્થાપેલો સંપ્રદાય) તેમજ નિર્ગ્રન્થ (દિગંબર જૈન

સમ્પ્રદાય ) એ ત્રણેની વિચારણા થઈ જવાથી હવે આપણને 'સંઘ'નો અર્થ સ્પષ્ટ કરવામાં સરળતા રહેશે.

પ્રાચીનકાળમાં અને તેમાં પણ મૌર્ય યુગમાં તો નિશ્ચિતપણે હિંદમાં ચાર ધર્મો મહત્ત્વનું સ્થાન ધરાવતા હતા. (૧) જૈન (૨) બૌદ્ધ, (૩) વૈદિક ને (૪) આજીવિક. તેમાંથી જૈનધર્મના બે મુખ્ય વિભાગો પડી જવાથી નોંધપાત્ર સંખ્યા પાંચની બની. તેમાનો પ્રથમ શ્વેતામ્બર વિભાગ શ્રી સંઘના નામે ઓળખાતો, જ્યારે બીજો દિગંબર વિભાગ નિર્ગ્રન્થના નામે ઓળખાતો

આમાંથી આપણે ઉપર જોયું તે અનુસાર પ્રિયદર્શિને વૈદિક, આજીવિક ને નિર્ગ્રન્થ એ ત્રણનો તો સ્પષ્ટ નિર્દેશ કરી દીધો છે. હવે બાકીમાં શ્રી શ્વેતામ્બર જૈન સંઘ અને બૌદ્ધધર્મ એ બે મહત્ત્વના નામ રહી જાય છે. તેમાંથી પ્રિયદર્શિન જો બૌદ્ધ ધર્માનુયાયી અશોક ઠરે તો સંઘનો અર્થ 'બૌદ્ધધર્મ' ગણાય અને પ્રિયદર્શિન એ જો જૈન ધર્માનુયાયી સંપ્રતિ ઠરે તો સંઘનો અર્થ 'શ્રી શ્વેતામ્બર જૈન સંઘ' થાય. પ્રથમ અર્થ લેતા શ્રી શ્વે૦ જૈન સંઘનો સમાવેશ વિવિધ ધર્મોમાં થાય અને બીજો અર્થ લેતા બૌદ્ધ ધર્મનો સમાવેશ વિવિધ ધર્મોમાં થાય. હવે અહીં કયો અર્થ વધારે સંગત છે તે વિચારી જઈએ

પ્રિયદર્શિને આ સ્થળે આજીવિકોને મહત્ત્વ આપેલું છે. જ્યારે અશોક તો આજીવિકોનો કાળ હતો, બૌધ્ધ ધર્મગ્રન્થોમાં જણાવ્યા અનુસાર પુન્ડ્રવર્ધન નગરના આજીવિકોએ બુધ્ધમૂર્તિનું સહેજ અપમાન કરવાથી અશોકે ત્યાં ૧૮૦૦૦ આજીવિકોની કતલ કરાવી હતી તેમજ પાટલીપુત્રના આજીવિકોને પણ તેણે મરાવી નાખ્યા હતા, અને એવો હુકમ કાઢ્યો હતો કે આજીવિકનું માથુ લાવનારને માથાદીઠ એકેક સોનામ્હોર ઇનામ મળશે. [ હિન્દી વિશ્વકોશ ગ્રન્થ ૨. પૃ. ૩૪૪ ] તે ઉપરાંત ઐતિહાસિક કારણગણનાથી પુરવાર થયું છે કે તેરમા મુખ્ય શિલાલેખમાં નિર્દેશાયલ પાંચે યોન રાજવીઓનો સમકાલિક સંપ્રતિ હતો (પૃ-૪૩) તેમજ આ ધર્મલિપિઓમાં પણ જૈનદર્શનને જ પ્રાધાન્ય અપાયલ છે એટલે સંઘનો અર્થ શ્રી શ્વેતામ્બર જૈન સંઘજ સંભવે છે.

(૩૫) વિવિધ ધર્મો એટલે બૌદ્ધ, સાંખ્ય આદિ ધર્મો.

(૩૬) ભિન્ન ભિન્ન વર્ગો અને ભિન્ન ભિન્ન કાર્યોને માટે ભિન્ન ભિન્ન પ્રકારના મહામાત્રાઓ નીમાયા છે, એ જોતા જણાય છે કે પ્રિયદર્શીએ અનેક પ્રકારના મહામાત્રાઓ નીમેલ હોવા જોઈએ. આ નિર્દેશના આધારે મહામાત્રાનો અર્થ મંત્રી અથવા મુખ્ય અધિકારી ગણાય.

(૩૭) વિવિધ મહામાત્રાઓ વિવિધ કાર્યો સંભાળે પણ ધર્મ મહામાત્રાઓએ તો ધર્મને લગતા જ કાર્ય કરવાના છે આ વાક્ય પર ભાર મૂકીને પ્રિયદર્શી બીજા મહામાત્રાઓ કરતા ધર્મમહામાત્રાઓની વિશિષ્ટતા દર્શાવે છે. ડૉ૦ ભાંડારકર આ વાક્યનો અર્થ એવો કરે છે કે—' પણ મે માત્ર આ અને બીજા બધા પાષંડ —ધર્મોને માટે ધર્મમહામાત્રો નીમેલા છે '

(૩૮) ' આ અને બીજા ઘણા મુખ્ય અધિકારીઓ 'માં 'આ'નો અર્થ ધર્મમહામાત્રાઓજ હોવાનો સંભવ છે. દાનનું કાર્ય એટલું વિપુલ રહેતુ હશે કે તેની વહેંચણીમાં ધર્મમહામાત્રાઓ ઉપરાંત બીજા અધિકારીઓ પણ ફરજ બજાવતા હશે

(૩૯) આ સ્થળે 'દેવીઓ'નો અર્થ 'રાણીઓ' જણાય છે. જ્યારે નીચેનાજ વાક્ય(ઘ)માં તે જ્યાં ' મારા પુત્રોના અને બીજા દેવીકુમારોના ' એવો વાક્યપ્રયોગ કરે છે ત્યાં દેવીકુમારો એ તેના પુત્રો કરતા જુદાજ વર્ગના ગણકુમારો જણાય છે. એટલે દેવી શબ્દ જેમ તેની રાણીનો સૂચક મનાય એ જ રીતે તે રાજવંશિની બધી નારીઓને માટે પણ વપરાતો હોવાનો સંભવ છે. દેવીઓ કેવી રીતે અને કેવા દાન આપતી હતી તેના દૃષ્ટાંત તરીકે જુઓ ' દેવી-શાસન ' (પૃ ૧૮૫)

(૪૦) જૈન દર્શનમાં દાનને શ્રાવકના મુખ્ય ધર્મ તરીકે લેખવામાં આવેલ છે ( પૃ ૬૬ ટી. ન. ૩ ) પ્રિયદર્શીના સમયમાં દાનની વહેંચણી કેવા સ્વરૂપમાં થતી તેના કંઇક ખ્યાલને માટે જુઓ 'દેવી-શાસન' (પૃ. ૧૮૫)

(૪૧) અહીંના એટલે પાટનગર પાટલીપુત્રમાં આવેલા, અને પ્રાંતોમાંના એટલે પ્રાંતોના પાટનગરોમાં

આવેલાં. અંતઃપુર એટલે રાજકુટુંબની સ્ત્રીઓનું નિવાસસ્થાન. અહીં પ્રિયદર્શીના કહેવાનો આશય એ છે કે પ્રચલિત પ્રથાનુસાર અંતઃપુરમાં સ્વયં નૃપતિ સિવાય અન્ય પુરુષનો પ્રવેશ પણ નથી હોતો, જ્યારે મેં ધર્મવૃદ્ધિ તેમજ દાનની વ્હેંચણીને લગતાં પુનિત કાર્યોને માટે ધર્મમહામાત્રા આદિ અધિકારીઓને અંતઃપુર લગીનું કાર્યક્ષેત્ર સોંપ્યું છે.

(૪૨) મૂળમાં અહીં તુથાયતનાનિ શબ્દ છે. બુલર એનો અર્થ 'સંતોષનાં સાધનો' કરે છે. પણ આયતન શબ્દ આયત્ (યત્ન કરવો) ધાતુ પરથી વ્યુત્પન્ન થયેલો હોઇને આયતનનો અર્થ 'પ્રયત્ન' વધારે યોગ્ય છે.

(૪૩) મૂળમાં અહીં પટી.........વંચાય છે. તે પટીપાદયન્તિ હોવાનો સંભવ છે. તેનો અર્થ પ્રતિપાદિત કરે છે અથવા સિદ્ધ કરે છે એવો થાય.

(૪૪) મૂળમાં અહીં ધંમપદાનઠાય ધંમાનુપટિપતિયે છે. ડૉ૦ ભાંડારકર તેનો અર્થ 'ધર્મનો વિકાસ કરવાને અને ધર્મને અનુસરાવવાને માટે' એ પ્રમાણે કરે છે.

(૪૫) ધર્મવૃદ્ધિ, ધર્મસિદ્ધિ આદિ જૈન પારિભાષિક શબ્દો છે. વિશેષ માટે જુઓ પૃ. ૯૨ ટી. નં. ૧.૨.૩.૪.

(૪૬) આ ધર્મલિપિ પ્રિયદર્શીએ રાજ્યાભિષેકના સત્તાવીશમા વર્ષે કોતરાવેલ છે. તે વખતે અશોકને નોંધપાત્ર પુત્રોજ નહોતા. મહેન્દ્ર બૌધ્ધ ભિક્ષુક બની ચૂકયો હતો અને કુણાલ અંધ બની ગયો હતો. બૌધ્ધ સાહિત્યમાં અશોકને બીજા પુત્રો હોવાનો ક્યાંય નિર્દેશ થયો નથી. તે ઉપરાંત સત્તાવીશમા વર્ષે તો અશોકને પુત્રો કરતાં પણ પૌત્ર સંપ્રતિનું વિશેષ મહત્ત્વ હતું. તે જ તેનો યુવરાજ અને સર્વસ્વ હતો. છતાં તેનો આ સ્થળે નિર્દેષ ન થાય એ શું સંભવિત છે?

પણ પ્રિયદર્શીને જો સંપ્રતિ તરીકે સ્વીકારી લઇએ તો આનો ખુલાસો મળી રહે છે. સંપ્રતિને દિવ્યાવદાનના જણાવ્યા પ્રમાણે બૃહસ્પતિ નામે અને પુરાણોના જણાવ્યા પ્રમાણે દશરથ તેમજ શાલિશૂક વગેરે પુત્રો હતા. આ પુત્રોને સંપ્રતિએ મહત્ત્વના અધિકાર પણ સોંપ્યા હતા.

(૪૭) અહીં દેવીકુમારોને પ્રિયદર્શી પોતાના પુત્રો સિવાયના અન્ય રાજકુમારો તરીકે ઓળખાવે છે. એટલે 'દેવી-શાસન' (આગળ જુઓ) માં બીજી દેવીના પુત્ર તરીકે તીવરનો નિર્દેશ થયો છે તે પરથી વિદ્વાનો તીવરને પ્રિયદર્શીનો પુત્ર માની લે છે તે પ્રમાણુથી અવળુંજ વિધાન ગણાય.

(૪૮) ડૉ૦ ભાંડારકર અહીં-'દયા; દાન, સત્ય, શુદ્ધતા, મૃદુતા અને સાધુતા જેવાં છે તેવો આ ધર્મનો વિકાસ અને તેવું આ ધર્મને અનુસરવું લોકોમાં વધશે.' -એ પ્રમાણે અર્થ કરે છે.

(૪૯) પ્રિયદર્શીએ અહિંસા, સત્ય, શીલ, દાન, પૂજા આદિ જે સત્કાર્યો કર્યાં છે તેને પ્રજા અનુસરી છે એટલું જ નહિ પણ તે અનુકરણ સતત રહે તે માટે પ્રિયદર્શીએ ધર્મસ્થંભો ઊભા કરાવ્યા છે, ધર્મમહામાત્રાઓ નીમ્યા છે, ધર્મશાસનો લખાવ્યાં છે અને પરિણામે ભાવિ પ્રજા તેને અનુસરશે એવી તે વ્યાજબી આશા રાખે છે.

(૫૦) બ્રાહ્મણો-શ્રમણો એટલે બંભણો અને શ્રમણો. વિશેષ ખુલાસા માટે જુઓ પૃ. ૫૯. ટી. નં. ૬-૭.

(૫૧) મૂળમાં અહીં કપનવલાકેસુ શબ્દ છે. કેટલાક વિદ્વાનો તેનો અર્થ 'હલકાં લોક' કરે છે. પણ 'હલકાં' શબ્દમાં પ્રિયદર્શીનો આશય નથી સચવાતો. કેમકે પ્રિયદર્શી અહીં ગુણ દૃષ્ટિએ હલકાં નહિ પણ સાધન અને સંયોગની ગણતરીએ હલકાં એટલે કે દુઃખી માણસોનો નિર્દેશ કરવા માગે છે.

(૫૨) મૂળમાં અહીં દાસભટકેસુ શબ્દ છે. તેનો અર્થ દાસ અને ભૃતક=ભૃત્ય એટલે કે નોકર એવો જ હોઇ શકે. દાસ એટલે આ જીવન નોકર-ગુલામ અને ભૃત્ય એટલે પગારદાર નોકર.

(૫૩) મૂળમાં અહીં ધંમનિયમેન-નિજ્ઝતિયા શબ્દ છે. ડૉ૦ ભાંડારકર તેનો અર્થ 'ધર્મબંધનથી અને (સંપૂર્ણ) બંધીથી'-એ પ્રમાણે કરે છે પરંતુ મૂળ શબ્દોમાં બંને માર્ગ વચ્ચે વિશિષ્ટ ભેદ બતાવવાની પ્રિયદર્શિનની ઇચ્છા સાથે, એ અર્થ બંધબેસતો નથી થતો. નિજ્ઝતિ ને મળતું સંસ્કૃત રૂપ નિધ્યપ્તિ છે અને તેનો અર્થ ભાવનાબળ (આત્મમંથન-શકિત) છે.

એટલે પ્રિયદર્શિન અહી એમ કહેવા માગે છે કે–' ધર્મ વૃદ્ધિ બે માર્ગે આગળ વધી છે–એક બાહ્ય ધાર્મિક નિયમનોથી અને બીજુ આતરિક ભાવનામાથી ' જૈન શાસ્ત્રોમા ધર્મવૃધ્ધિના બે માર્ગ તરીકે દ્રવ્ય અને ભાવ બતાવવામા આવ્યા છે તેની સાથે એ સમરૂપ બને છે

(૫૪) આ સ્થળે પ્રિયદર્શી બાહ્ય નિયમોની નિષ્ફળતા કબૂલે છે નિયમનો કરતા ભાવના વધારે કાર્યશીલ નીવડે છે એવો જૈન શાસ્ત્રોનો મત છે અને પ્રિયદર્શી અનુભવથી પણ એજ મતનુ પુનરુચ્ચારણ કરે છે માનવ જીવન અને તત્ત્વવિકાસના સૂક્ષ્મ અભ્યાસ પછી આજના યુરોપીય તત્ત્વજ્ઞાનીઓ પણ એ જ મત ઉચારે છે The Emotion of the ideal is the supreme principle of Efficiency in the collective struggle of the world– Ridd.

(૫૫) જુઓ શાસન પાચમુ–પૃ ૧૬૦

(૫૬) ભિન્ન ભિન્ન શાસનોમા કરાવદી ભિન્ન ભિન્ન ધાર્મિક આજ્ઞાઓને અનુલક્ષીને આ નિર્દેશ કરાયો છે.

(૫૭) અહી પ્રિયદર્શિન સ્પષ્ટ રીતે જૈન પરિભાષા વાપરે છે કેમકે જીવ–ભૂત–પ્રાણ ઇત્યાદિની વિશિષ્ટ વ્યાખ્યાઓ જૈન શાસ્ત્રોમા જ મળી આવે છે તેમજ પ્રાણીની સાથે આરંભ શબ્દનો ઉપયોગ પણ જૈન શાસ્ત્રોમા જ જોવાય છે–

पाणा–भूया–जीवा–सत्ता । आचारांग–सूत्र
सव्वं पाणारंभं पच्चक्खामि अलीयवयणं च–
मूलाचार

(૫૮) ડૉ. ભાડારકર અહીં એવો અર્થ કરે છે કે–' મારા પુત્રો અને પૌત્રો ચ દ્ર અને સૂર્ય ચાલુ રહે ત્યા સુધી ટકી રહે અને એ રીતે (મારા પગલે) અનુવર્તે.' ડૉ૰ રાધાકુમુદ ત્યા એમ અર્થ કરે છે કે–'તે મારા પુત્રો અને પૌત્રો તેમજ સૂર્ય અને ચન્દ્રની જેમ લાબા કાળ પર્યન્ત ટકી રહે અને (લોકો) તેને અનુસરે '

(૫૯) સર્વ સ્થળે, સર્વ નિર્દેશોમા આલોક અને પરલોકને સરખું મહત્ત્વ આપીને પ્રિયદર્શી પોતાની જૈન દાર્શનિક વિચારશ્રેણિને વ્યક્ત કરે છે.

(૬૦) પ્રિયદર્શીએ મુખ્ય શિલાલેખો રાજ્યાભિષેકના બારમા વર્ષે કોતરાવવા શરૂ કર્યા છે (જુઓ પૃ ૫૯, ૬૩, ૧૬૬), ધર્મમહામાત્રાઓ તેરમા વર્ષે નીમ્યા છે, (જુઓ પૃ ૬૯); બરાબર–ગિરિના ગુફાલેખ બારમા અને ઓગણીસમા વર્ષે કોતરાવ્યા હતા (જુઓ આગળ) નિગ્લીવનો સ્થભલેખ ચૌદમા વર્ષે (જુઓ આગળ) રૂમ્મિન્ડેઈનો સ્થભલેખ વીશમા વર્ષે (જુઓ આગળ) કોતરાવ્યો હતો, મુખ્ય સ્થભ–લેખો રાજ્યાભિષેકના છવ્વીશમા વર્ષે કોતરાવવા શરૂ કર્યા છે (જુઓ પૃ ૧૪૩–૧૫૨) અને આ સ્થળે તે જણાવે છે તે અનુસાર આ સાતમો સ્થભલેખ તેણે રાજ્યાભિષેકના સત્તાવીશમા વર્ષે કોતરાવેલ છે આ પ્રમાણે અત્યારસુધીમા પ્રિયદર્શિનની મળી આવેલી કૃતિઓમા આ લેખ તેના રાજ્યકાળની મોડામા મોડી કૃતિ છે આ શાસનમા પ્રિયદર્શીએ પોતાની બધી જ ધાર્મિક પ્રવૃત્તિઓ અને તેના પરિણામો તારવણી કરી બતાવી છે તે જોતા પ્રિયદર્શીએ જાતે પણ આ શાસનને પોતાની અન્તિમ ધર્મલિપિ મનેલ હોવાનો સભવ છે

(૬૧–૬૨) શિલાસ્થંભ એટલે પત્થરના સ્થભો, શિલાફલક એટલે સપાટ શિલાઓ.

' રૂપનાથ ' વગેરે ગૌણ શિલાલેખો (પૃ. ૧૨૮)મા પ્રિયદર્શીએ જણાવ્યુ છે કે–' આ શાસન (ધર્મલિપિ) પર્વતોના ઉપર કોતરાવવી (તેમજ) અહીં અને દૂર જ્યા કોઇ શિલાસ્થભ હોય ત્યા એ શિલાસ્થભના ઉપર તે કોતરાવવી.'–તે પરથી વિદ્વાનોએ એમ માની લીધું કે પ્રિયદર્શીએ સૌથી પ્રથમ ગૌણ શાસનો કોતરાવેલ હોવા જોઇએ, કેમકે તેમા તે તે શાસનોને શિલાઓ અને સ્થભો પર કોતરાવવાની આજ્ઞા ફરમાવે છે પણ આ સ્થળે એ આજ્ઞા તો તે સત્તાવીશમા વર્ષે કોતરાવેલ શાસનમા પણ ફરમાવે છે એટલે એ આજ્ઞાના કારણે ફક્ત શાસનોને શરૂઆતના માની લેવા એ વ્યાજબી નથી.

(૬૩) પ્રિયદર્શી ધર્મલિપિઓ લાબા સમય સુધી ટકે એ અર્થ સૂચવવાને કેટલેક સ્થળે અહીની માફક જ ચિરસ્થાયી શબ્દ વાપરે છે (પૃ. ૬૯, પૃ ૭૪); કેટલેક સ્થળે તે સંવર્ત કલ્પ સુધી (પૃ ૬૧) એવો પ્રયોગ કરે છે તો વળી કોઇ સ્થળે યાવચ્ચદ્ર દિવાકરૌ (પૃ ૧૦૭)એ શબ્દનો ઉપયોગ કરે છે



# ચતુર્થ પરિચ્છેદ

## ગૌણ સ્થંભલેખો અને ગુફા–લેખો

સાર—

ગૌણ સ્થંભલેખો ૭ છે અને તે દેવી–શાસન, કૌશાંબી–શાસન, સારનાથ, સાંચી, રૂમ્મિન્ડેઈ અને નિગ્લીવ એ નામે જાણીતા બનેલા છે. તેમાંથી પ્રથમના બે લેખો અલ્હાબાદ–કૌશાંબી સ્થંભ પર કોતરાયલા છે જ્યારે બાકીના ચાર તે તે સ્થળોચિત નામથી ઓળખાતા સ્થંભો પર કોતરાયલા છે.

તેમાંથી દેવી–શાસનમાં કેટલાંક દાનોને દેવી ચારૂવાકીના નામે ચડાવાયાં છે. કૌશામ્બી, સારનાથ ને સાંચીમાં સંઘના નિયમોનો ભંગ કરનાર ભિક્ષુ–ભિક્ષુણીને સંઘ બહાર મૂકવાની યોજના આલેખાણી છે. રૂમ્મિન્ડેઈમાં લુમ્મિની ગામમાં પ્રિયદર્શીએ બનાવરાવેલા સ્થંભની ને મહેસૂલ–ઘટાડાની તથા નિગ્લીવમાં કોનાકમુનિના સ્તૂપને વિસ્તાર્યાની હકીકત છે.

ગુફાલેખો ત્રણ છે અને તે બરાબર–ગિરિમાં આવેલા છે. તે ત્રણેમાં આજીવિકોને નિવાસ માટે ગુફાઓ બક્ષ્યાના દાનનો નિર્દેશ છે.

# દેવી-શાસન[1]

## [ અલ્હાબાદ-કૌશાંબી સ્થંભ પર ]

(क) દેવાનુપ્રિયના વચનથી સર્વ સ્થળોના મહામાત્રાઓને કહેવું કે-

(ख) અહીં બીજી દેવીનાં ગમે તે દાન હોય – આંબાવાડી, ફળબાગ, દાનગૃહ અથવા એ દેવીનું ગણી શકાય તેવું જે કંઈ હોય તે – તે સર્વ તે દેવીનાં સમજવાં.

(ग) તીવરની[2] માતા, બીજી દેવી કારુવાકીની[3] આ વિનંતિ[4] છે.

---

(૧) દિલ્હી-ટોપ્રા સ્થંભ પર સાતમા શાસનમાં પ્રિયદર્શિન એક મહત્ત્વનું સૂચન કરે છે કે, તેનાં પોતાનાં દાનોની માફક દેવીઓનાં અને દેવી-કુમારોનાં દાનોની વહેંચણીનું કામ પણ તેણે ધર્મમહામાત્રાઓને સોંપેલું છે. બીજા સ્થંભો પર એ લેખ નથી મળતો એટલું જ નહિ, આ ( અલ્હાબાદ-કૌશાંબી ) સ્થંભ પર એના સ્થળે બીજો એક એવો લેખ (દેવી-શાસન) મળી આવે છે કે જેમાં રાણી દાનનું વ્યકિતગત સ્વરૂપ દાખવે છે. આ ખાસ સૂચક છે.

(૨) અહીં તીવરનો નિર્દેશ બીજી દેવી કારુવાકીના પુત્ર તરીકે થયેલો હોઇ વિદ્વાનોએ કારુવાકીને પ્રિયદર્શીની રાણી માની લીધી છે અને તીવરને પ્રિયદર્શીના પુત્ર તરીકે ગણી લીધેલ છે. પરંતુ સાતમા મુખ્ય સ્થંભલેખમાં ધનની વ્હેંચણીના પ્રસંગનો નિર્દેશ કરતાં દેવીકુમારોને તે પોતાના પુત્રો સિવાયના અન્ય રાજકુમારો તરીકે ઓળખાવે છે. [ दालकान पि च मे कटे अंनानं च देविकुमालानं-મારા પુત્રોનાં અને બીજા દેવીકુમારોનાં -પૃ. ૧૭૦ ને ૧૭૪ ]; એટલે બીજી દેવી કારુવાકીનો પુત્ર તીવર એ ઉપર જણાવ્યા પ્રમાણે દેવીકુમાર એટલે કે સમ્રાટપુત્ર કરતાં અન્ય રાજકુમાર હોય તે વધારે સંભવિત જણાય છે.

(૩) કારુવાકીનું સંસ્કૃત ઉચ્ચારણ ચારુવાકી બને. વિદ્વાનોએ તેને પ્રિયદર્શીની રાણી ગણી લીધેલ છે. પરંતુ સાતમા સ્થંભલેખમાં 'દેવીકુમાર'ને સામાન્ય રાજવંશી કુમારો તરીકે ઓળખાવેલ હોઈ દેવીનો અર્થ પ્રિયદર્શીની રાણી કરવો એ જરા વધારે પડતું સાહસ ગણાય. સંભવિત છે કે તે અન્ય રાજરાણી હોય.

(૪) અહીં મૂળમાં હેવં...न...दुतियाये देविये ति तीवलमातु कालुवाकिये એ પ્રમાણે શબ્દો મળી આવે છે. ડૉ૦ ભાંડારકર હેવં...न...અક્ષરોને બાજુએ મૂકી દઇને બીજા શબ્દોને ઉપરના વાકયમાં ભેળવી દઇ સંયુક્ત વાકયનો એવો અર્થ કરે છે કે-' તે સર્વ તીવરની માતા, બીજી દેવી કારુવાકીના સમજવા. '

न ની બંને બાજુ પર અકેક અક્ષર તૂટેલો છે. તે જોતાં તે શબ્દ विनति હોવાનો પૂરતો સંભવ છે. જેથી ઉપર સ્વીકારેલો અર્થ ઘટી શકે છે. હુલ્ઝ પણ ત્યાં वि॑नति જ ધારે છે, અને ડૉ. રાધાકુમુદ પણ એનો સ્વીકાર કરે છે.

विनति થી પ્રિયદર્શિન એમ સૂચવવા માગતો હોય કે, 'બધાંનાં દાનોની વહેંચણીનું કામ મેં મહામાત્રાઓને સોંપી દીધું છે, પણ તીવરની માતા, બીજી દેવી કારુવાકી પોતાનાં દાનોનો નિર્દેશ કરવાની વિનંતિ કરે છે, એટલે અહીંનાં બધાં દાનો તેનાં છે એમ સમજવું. ' અથવા દેવી પોતે એમ કહેતી હોય કે, 'દાનોની વહેંચણી મહામાત્રાઓ મારફત થતી હોઇને જરૂરી સ્પષ્ટતા થતી નથી. તો અહીંયાં જે કંઇ મારાં દાન છે તે મારાં પોતાનાં સમજવાં એમ હું વિનંતિ કરું છું.'

## कौशाम्बी-शासन

[ અલ્હાબાદ-કૌશાંબી સ્થભપર ]

१ (क) देवानंपिये आनपयति (ख) कोसांबिय[1] महामात[2]
२ • • (ग) • • • • समगे कटे (घ) संघसि नो[3] लहिये[4]
३ (ङ) संघं भाखति[5] भिखु वा[6] भिखुनि वा से पि[7] चा
४ ओदातानि दुसानि सनंधापयितु अनावाससि[8] आवसयिये

તા. ક.

આ સ્થળે કોશાંબી ( પૃ. ૧૮૬-૧૮૭ ), સારનાથ ( પૃ ૧૮૮-૧૮૯-૧૯૦ ) અને સાંચી ( પૃ ૧૯૧-૧૯૨ )ના લેખોમા મૂળ વાચન અને તેના અર્થ, બીજા સત્તાવાર પ્રમાણો ન મળવાથી, હુલ્ત્ઝ વગેરે વિદ્વાનોને અનુસરીને કરેલ છે. પણ વિશેષ સંશોધન કરતા અમને સાંચીની મૂળ નકલ મળી આવી છે અને તેના પરથી કૌશાંબી અને સારનાથનો પણ સુંદર ઉકેલ કરી શકાય છે આ લેખેનો આશય ઉપર જણાવવામા આવ્યુ છે તેમ સંઘના નિયમેનો ભંગ કરનાર સાધુ-સાધ્વીઓને ધોળા વસ્ત્ર પહેરાવીને આવાસની બહાર મૂકવાનો નહિ, પરંતુ જે સાધુ-સાધ્વી સંઘની એકતા ઇચ્છતા હોય તેમને સફેદ વસ્ત્ર પહેરીને ઉપાશ્રયોમા વસવાની સલાહ આપવાનો છે ( વિશેષ માટે જુઓ. પૃ. ૨૩૨-૨૩૩-૨૩૪-૨૩૫ ).

---

१ બુલર અને બોયર કોસંબિય વાચે છે
२ ,, ,, ,, महामात વાચે છે.
३ ,, ,, ,, न ,, ,,
४ બુલર चि ये વાચે છે.
५ બુલર અને બોયર भोखति વાચે છે
६ બુલર व भिखुनी વાચે છે
७ બોયર पवा सो વાચે છે
८ બુલર आनंवेस અને બોયર आनावसवि વાચે છે.

# કૌશામ્બી-શાસન[1]

## [ અલ્હાબાદ-કૌશાંબી સ્થંભ પર ]

(क) દેવાનુપ્રિય[2] આજ્ઞા કરે છે ( કે )—

(ख) કૌશાંબીના મહામાત્રાઓ......................

(ग) .............એકત્ર કરાયલ છે.

(घ) સંધમાં દાખલ ન કરવું.........................................

(ङ) સંધને ભગ્ન કરશે[3] તે ભિક્ષુ હોય કે ભિક્ષુણી હોય તોપણ તેને ધોળાં કપડાં પહેરાવવામાં આવશે[4] અને જે ( ભિક્ષુઓનો ) આવાસ ન હોય તેમાં[5] તેને રાખવામાં આવશે.

---

(૧) આ લેખનો કેટલોક ભાગ તૂટેલો છે. એટલે અર્થ સ્પષ્ટ કરવાનું મુશ્કેલ છે. પરંતુ તૂટેલી સ્થિતિમાં પણ જે શબ્દો વાંચી શકાય છે તે પરથી લાગે છે કે આ લેખનો આશય સારનાથ અને સાંચીના નાના સ્થંભ-લેખો ( એ બંને લેખ અનુક્રમે આની પછી લીધા છે. )ની જેમજ—જે ભિક્ષુક કે ભિક્ષુણી વ્રતોનો ભંગ કરીને સંધનો ધર્મ ચૂકે તેને ધોળાં વસ્ત્ર પહેરાવીને ભિક્ષુઓના આવાસથી અન્ય સ્થળે રાખવાં—એવો છે. આ લેખની વિશિષ્ટતા એ છે કે તે કૌશામ્બીના મહામાત્રાઓને ઉદ્દેશીને લખાયલો હોવા સંબંધીનો નિર્દેશ જળવાઈ રહ્યો છે.

(૨) ચૌદ મુખ્ય શિલાલેખો, સાત મુખ્ય સ્થંભ-લેખો, કલકત્તા-વૈરાટનો ગૌણ શિલાલેખ તેમજ રૂમ્મિન્ડેઈ-નીગ્લીવના ગૌણ સ્થંભલેખોમાં કોતરાવનાર નૃપતિ પોતાને દેવાનાંપ્રિય પ્રિયદસિના નામે ઓળખાવે છે, ગુફાલેખોમાં તે પોતાને એકલા પ્રિયદસિ નામથી ઓળખાવે છે, બ્રહ્મગિરિના ગૌણ શિલાલેખમાં તે આર્યપુત્રના નામે ઓળખાવે છે જ્યારે બીજા લેખોમાં તે પોતાને કેવળ દેવાનાંપ્રિયના નામે ઓળખાવે છે. નામોની આ ભિન્ન ભિન્ન વપરાશનો ખુલાસા અંગે જુઓ પ્રથમ ખંડ-પ્રથમ પરિચ્છેદ.

( ૩ ) સંધને ભગ્ન કરશે એટલે સંધના નિયમો તોડશે.

( ૪ ) તે સમયે સંઘની બહાર મુકાતાં સાધુ-સાધ્વીઓને ધોળાં વસ્ત્ર પહેરાવાતાં હશે એમ જણાય છે.

( ૫ ) મૂળમાં અહીં અનાવાસસિ અથવા આનાવાસસિ છે. આવાસ નો અર્થ જ્યાં સાધુઓ વસતા હોય એવાં ઉપાશ્રય-વિહાર આદિ જણાય છે. પરિણામે અનાવાસસિ નો અર્થ ઉપાશ્રય સિવાયનાં અન્ય સ્થાનોમાં એમ લેવો જોઇએ.

## सारनाथ

१ (क) देवा[1]
२ ए ल
३ पाट[2] ये केनपि संघे भेतवे (घ) ए चु खो
४ भिखू वा भिखुनि वा संघ भाखति[3] से ओदातानि दुसानि सनधापयिया आनावाससि[4]
५ आवासयिये (ङ) हेवं इयं सासने भिखुसंघसि च भिखुनिसंघसि च विंनपयितविये
६ (च) हेव देवानंपिये आहा (छ) हेदिसा च इका लिपी तुफाकतिकं हुवाति ससलनसि निखिता
७ इकं च लिपिं होदसमेव उपासकानतिकं निखिपाथ (ज) ते पि च उपासका अनुपोसथं यावु
८ एतमेव सासन विस्वंसयितवे अनुपोसथं च धुवाये इकिके महामाते पोसथाये
९ याति एतमेव सासन विस्त्रसयितवे आजानितवे च (झ) आवते च तुफाक आहाछे
१० सवत विवासयाथ तुफे एतेन वियजनेन (ञ) हेमेव सवेसु कोटविषवेसु एतेन
११ वियजनेन विवासापयाथा

१ પ્રથમ શબ્દ દેવાનાંપિય હોવા સભવ છે
२ પાટલિપુત્ર હોવા સભવ છે બોયર પાટલિપુત્ર ન ઘટિયે કલ્પે છે
३ વોગેલ અને સેનાર્ટ भिखति વાચે છે અને બોયર भोखति વાચે છે भाखति–એ વાચન વેનીસનુ છે
४ કોશામ્બી અને સાન્ચીમા अनावाससि છે

## સારનાથ

(क) દેવા[1]........

(ख) એ લ[2]........

(ग) પાટ[3]........સંઘને કોઈ પણ ભગ્ન[4] ન કરે.

(घ) જે કોઈ સંઘને ભગ્ન કરશે તે ભિક્ષુ હોય કે ભિક્ષુણી હોય તોપણ તેને ધોળાં કપડાં પહેરાવવામાં આવશે અને તેમને આવાસ સિવાયનાં સ્થાનોમાં રાખવામાં આવશે.

(ङ) આ રીતે આ શાસન ભિક્ષુકસંઘને અને ભિક્ષુણીસંઘને માનપૂર્વક[5] જણાવવું જોઈએ.

(च) દેવાનુપ્રિય આમ કહે છે—

(छ) આવી એક લિપિ તમારી નજીકમાં રહે તેટલા ખાતર વિહારની પડાળીમાં[6] ગોઠવાવી છે. વળી, બીજી એક લિપિ ઉપાસકોના[7] પડોશમાં ગોઠવાવી છે.

(ज) ઉપાસકોએ દરેક પોષધના[8] દિવસે આવીને એવા એ શાસનથી સુપરિચિત[9] રહેવું જોઈએ; અને પ્રત્યેક પોષધના દિવસે દરેક મહામાત્ર નિયમિત પોષધ[10] કરવાને આવે ત્યારે તેણે એ શાસનથી સુપરિચિત રહેવું જોઈએ અને તેને સમજવું જોઈએ.

(झ) અને, જ્યાં લગી તમારી હદ પહોંચતી હોય ત્યાં લગી તમારે આ વચન અનુસાર (આજ્ઞાપત્ર) પહોંચાડવાં[11] જોઈએ.

(ञ) તેજ પ્રમાણે બધાં કિલ્લેબંધીવાળાં નગરો[12]માં અને પ્રાંતોમાં તમારે આ વચન અનુસાર (આજ્ઞાપત્ર) પહોંચડાવવાં[13] જોઈએ.

---

(૧) કૌશામ્બીની જેમ અહીં પણ 'દેવાનુપ્રિય આજ્ઞા કરે છે કે'—હોવાનો સંભવ છે.

(૨) આ પંક્તિમાં બે જ અક્ષરો વંચાતા હોઇને, અને બીજાં શાસનોમાં તેને સમાંતર શબ્દાદિ મળતાં ન હોઇને ચોક્કસ સૂચન મુશ્કેલ છે.

(૩) જેમ આગલો લેખ કૌશામ્બીના મહામાત્રોને ઉદ્દેશીને લખાયો છે, તેમ આ લેખ પાટલીપુત્રના મહામાત્રોને ઉદ્દેશીને લખાયો હોય એમ જણાય છે.

(૪) 'સંઘને...ભગ્ન ન કરે' એનો સ્પષ્ટ આશય એ છે કે, 'સંઘના નિયમોનો કોઇ ભંગ ન કરે.'

(૫) મૂળમાં અહીં विनपयितविये છે. એનું સંસ્કૃત રૂપાંતર विज्ञापयितव्यम् થાય. એનો અર્થ 'જાહેર કરવું' એવો બને, પરંતુ એ ધાતુમાં જ સન્માનનો સમાવેશ રહેલો છે, એટલે અહીં એનો ઉપયોગ કરવા પાછળ

પ્રિયદર્શિનનો આશય 'માનપૂર્વક જણાવવું' એમ કહેવાનો જણાય છે

(૬) અહીં મૂળમાં સંસલનસિ રૂપ છે તેના સંસ્કૃત રૂપાંતર સંસરણના અર્થ 'રાજમાર્ગ' અથવા સંયોગ કે મેળાપ' વગેરે થાય છે એટલે આ શબ્દ વાપરવા પાછળ 'જ્યાં બધા એકત્ર થતા હોય એવા સ્થળમાં — એમ જણાવવાનો આશય લાગે છે ડૉ• ભાંડારકર એમ ધારે છે કે આ લેખ અમલદારોને ઉદ્દેશીને લખાયો છે, માટે સંસલનસિનો અર્થ— (જ્યાં બધા એકત્ર થાય છે—મળે છે એવી) કચેરી' કરવો જોઈએ પરંતુ નીચેનું બીજું વાક્ય ઉપાસકોના વિષયમાં લખાયું છે એટલે આ વાક્ય ભિક્ષુકોને અનુલક્ષીને લખાયાનો વધારે સંભવ છે પરિણામે સંસલનસિ નો અર્થ 'વિહારના જે ભાગમાં બધા આગમન કરે છે કે ભેગા થાય છે એવી પડાળી' કરવો તે વધારે સુસંગત જણાય છે

(૭) ઉપાસક એટલે વ્રતધારી શ્રાવક જૈન સૂત્ર ઉવાસગ દસાઓ ઉપરથી જણાય છે કે મહાવીર ભગવાનના સર્વશ્રેષ્ઠ દશ ઉપાસકો હતા

(૮) પોષધ એ મહત્ત્વની જૈન ધર્મક્રિયા છે વિશેષ માટે જુઓ પૃ ૧૬૩ ટી ન ૨૩

(૯) મૂળમાં અહીં વિસ્વંસયિતવે શબ્દ છે ડૉ૦ ભાંડારકર તેનો અર્થ ખાત્રી કરી લેવી જોઈએ એ પ્રમાણે કરે છે પણ વાક્યનો આશય જોતાં સતત પરિચય રાખવાનું સૂચન હોવાનો વિશેષ સંભવ લાગે છે

(૧૦) મૂળમાં અહીં પોસથાય યાતિ શબ્દો છે તેનો સ્પષ્ટ અર્થ પોસહ કરવાને આવે ત્યારે છે પણ એ જૈન ધાર્મિક ક્રિયા હોઈને અન્ય વિદ્વાનો એનો અર્થ સમજી શક્યા નથી એટલે, ડૉ૦ ભાંડારકરે ત્યાં એવો અર્થ મૂક્યો છે કે—'પોતાના વારાએ આવે ત્યારે' અને ડૉ૦ રાધાકુમુદે આખા વાક્યનો એવો અર્થ કર્યો છે કે—'અને પ્રત્યેક પોષધના દિવસે દરેક મહામાત્ર આ શાસનથી સુપરિચિત બનવાને અને તેને સમજવાને પોષધદિનની ધર્મ-ક્રિયામાં પરોવાશે' પણ મૂળ લેખમાં બન્ને વખત પોષધ-દિનનો ઉલ્લેખ નથી પ્રથમ વખત પોષધ-દિન અને પછી પોષધ-ક્રિયાનો ઉલ્લેખ છે એટલે 'અષ્ટમી-ચતુર્દશીએ પોસહ કરવાને આવે ત્યારે ઉપાશ્રયની પડાળીમાં ગોઠવાયલ આ શાસન પણ વાંચી જવું' એવો નિર્દેશ વધારે સ્વાભાવિક લાગે છે

(૧૧) મૂળમાં અહીં વિવાસયાથ શબ્દ છે ડૉ૦ ભાંડારકર તેનો અર્થ 'ફેરવણીએ નીકળવું' એમ સૂચવે છે પણ તે કરતાં —'આ શાસન માણસ દ્વારા અથવા લખીને તમે તમારી હદમાં સર્વત્ર પહોંચાડો —એ અર્થ વધારે સુઘટિત છે કેમકે શાસનોને પહોંચાડવાને માટે મહામાત્રાઓ ફેરવણીએ નીકળે તે કરતાં તેઓ પત્ર કે માણસ દ્વારા પહોંચાડે એ વધારે સંભવિત છે.

(૧૨) આ નિર્દેશ રાજકીય દૃષ્ટિએ પણ મહત્ત્વનો છે કેમકે તે એવા અર્થનો સૂચક છે કે તે સમયે લગભગ દરેક મોટાં નગરો કિલ્લેબંધ હતાં

(૧૩) અહીં મૂળમાં વિવાસાપયાથા છે વિવાસયાથ નો અર્થ 'પહોંચાડવું' થાય છે જ્યારે આ રૂપનો અર્થ 'પહોંચાડાવવું' એ પ્રમાણે થાય છે

## सांची

१............

२....या[1] भेत[2]....(ग)....[3]घे....[4]मगे कटे

३ भिखूनं चा[5]भिखुनीनं चा[6]ति पुतप-

४ पोतिके चंदमसूरियिके (घ) ये संधं

५ भाखति[7] भिखु वा भिखुनि वा ओदाता—

६ नि दुसानि सनंधापयितु अनावा—

७ससि वासापेतविये (ङ) इछा हि मे किं—

८ ति संधे समगे[8]चिलथितीके सिया ति

---

૧ બુલર યં વાંચે છે.

૨ બોયર મેદ વાંચે છે. ભેતવે હોવું જોઈએ.

૩ સઘે હોવું જોઈએ.

૪ આઠમી પંક્તિની જેમ અહીં પણ સમગે હોવા સંભવ છે.

૫ બુલર વા વાંચે છે.

૬ બોયર ચ વાંચે છે; બુલર વા વાંચે

૭ બુલર ને બોયર भोखति વાંચે છે.

૮ બુલર ને બોયર સંઘસ મગે વાંચે છે.

## રૂમ્મિન્ડેઈ-સ્થંભલેખ[1]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્સિ રાજા પોતાના રાજ્યાભિષેકને વીસ વર્ષ વીત્યાં[2] ત્યારે અહીં આવ્યો, અને અહીંયાં શાક્યમુનિ બુદ્ધ જન્મ્યા હતા એટલે પૂજા[3] કરી.

(ख) અહીં ભગવાન બુદ્ધ જન્મ્યા હતા એટલે પત્થરની જબરી દીવાલ[4] ચણાવી અને શિલાસ્થંભ ઊભો કરાવ્યો.[5]

(ग) લુંબિની ગામને ધાર્મિક કરમાંથી મુક્ત કરવામાં આવ્યું,[6] અને (જમીન મહેસુલ તરીકે-ઉત્પન્નનો) આઠમો ભાગ આપવો રહ્યો.[7]

## નિગ્લીવ-સ્થંભલેખ[8]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્સિ રાજાના રાજ્યાભિષેકને ચૌદ વર્ષ વીત્યાં ત્યારે તેણે બુદ્ધ કોનાકમનના[9] સ્તૂપને બીજી વેળાએ[10] વધાર્યો.

(ख) વળી, તેના રાજ્યાભિષેકને (વીસ)[11] વર્ષ વીત્યાં ત્યારે તેણે અહીં આવીને પૂજા કરી[12] અને[13] (શિલાસ્થંભ) ઊભો કરાવ્યો.

---

(૧) પ્રિયદર્શિનને બૌદ્ધ ઠેરવવામાં આ શિલાલેખે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. પણ શિલાલેખનું દાદે જોતા તેમ માનવાને કોઈ કારણ નથી. પ્રિયદર્શિન (સંપ્રતિ)ને પોતાના રાજ્યાભિષેકના વીશમા વર્ષે બુદ્ધનું જન્મસ્થાન નિહાળવાનો સમય સાંપડે છે એજ સૂચવે છે કે તે ધર્મે બૌદ્ધ નથી, તેમ જ અહીં યાત્રા નિમિત્તે આવ્યો પણ નથી, પરંતુ જતા-આવતા તે અચાનક અહીં આવી ચડ્યો છે અને પોતાના મસ્જિદ બંધાવી આપેલી, અકબરે જૈનોના ધર્મ સ્થાનો પરનો કર માફ કરી જૈનોને એ યાત્રાસ્થાનો પરનો અધિકાર સોંપેલો, મહમદ તઘલખે ઉપાશ્રય અને જૈનમંદિર બંધાવવામાં મદદ કરેલી, મારવાડના મુસ્લિમ રાજકર્તાઓ પણ જૈન મંદિરમાં ભેટો મોકલતા હતા. પ્રિયદર્શિને આ જ ધોરણે આ યાત્રાસ્થાન પ્રત્યે માન દર્શાવ્યું છે તે જુદા જુદા વાક્યો પરથી નીચેની નોંધોથી વધારે સ્પષ્ટ થશે.

બુદ્ધના જન્મસ્થાનક લુમ્બિનીવનની લીધેલી છે.

(૩) પ્રિયદર્શિન પોતાના છઠ્ઠા મુખ્ય સ્થંભ-લેખ(પૃ. ૧૬૬)માં સ્પષ્ટ જણાવે છે કે– 'બધા ધર્મોને મેં વિવિધ પ્રકારની પૂજાથી પૂજ્યા છે, પરંતુ મારો પોતાનો મુખ્ય ધર્મ તો એ છે કે જેમાં આત્માનું પ્રતિક્રમણ થઇ શકે છે. [ सव पासंडा पि मे पूजिता विविधाय पूजाया ए चु इयं अतना पचूपगमने से मे मोख्यमते ] આ જ ધોરણે તેણે બુધ્ધના જન્મસ્થાનકે આવી ચડવાથી બુધ્ધની પૂજા કરી હોય તો તેમાં કશું અઘટિત નથી.

(૪) મૂળમાં અહીં सिला विगडभी चा कालापित શબ્દો છે. ડૉ. ભાંડારકર એનું સંસ્કૃત રૂપાંતર शिला विकट-भित्तानि કરીને વાકયનો અર્થ 'પત્થરની જબરી દીવાલ ચણાવી' એ પ્રમાણે કરે છે. અને તે જ અર્થ વાસ્તવિક જણાતો હોઇને અમે તેનો સ્વીકાર કર્યો છે. પરંતુ કેટલાક વિદ્વાનો તેના ભિન્ન અર્થ સૂચવે છે તે પણ અહીં જોઇ જવા જરૂરી છે—

ડૉ. રાધાકુમુદ અહીં सिला विगड भी चा નું સંસ્કૃત शिला विकट ( विकृत )मृत કરે છે, અને એના પરિણામે આખા વાકયનો એવો અર્થ તારવે છે કે–' અહીં ભગવાન બુદ્ધ જન્મ્યા હતા એટલે [ તે સ્મૃતિને જાળવી રાખતો ] આકૃતિવાળો પત્થર તૈયાર કરાવવામાં આવ્યો અને શિલાસ્થંભ ઊભો કરાવ્યો.'–[ અને એ સ્થંભ પર ઉકત આકૃતિવાળો પત્થર ગોઠવવામાં આવ્યો. ] આ રીતે सिला विगडभी चा कालापित सिलाथभे च उसपापिते એ આખા વાકયનો અર્થ–' શિલાસ્થંભ ઊભો કરાવવામાં આવ્યો અને એના પર ( સ્મૃતિદર્શક ) આકૃતિવાળો પત્થર ગોઠવવામાં આવ્યો.– ' એ આશયમાં લેવાય છે. કાર્પેન્ટિયર विगड ને अगड નું રૂપાંતર ધારી ' ઘોડાની આકૃતિ ગોઠવવામાં આવી ' એ પ્રમાણે અર્થ તારવે છે. અને તેના પ્રમાણ તરીકે હુએનસંગે ઉકત સ્થંભ પર ઘોડાની આકૃતિ નિહાળી હતી એ વિધાનને રજૂ કરે છે.

( ૫ ) આ પ્રમાણે અહીં પ્રિયદર્શિને ' દીવાલ ચણાવી અને સ્થંભ ઊભો કરાવ્યો ' અથવા તો ' સ્થંભ ઊભો કરાવીને તેના પર આકૃતિવાળી શિલા ગોઠવાવી ' એવો સ્પષ્ટ અર્થ છે. જ્યારે अशोकावदान માં જણાવ્યા પ્રમાણે અશોકે તો અહીં સ્તૂપ ચણાવ્યો હતો. ચીની પ્રવાસીઓના અહેવાલ પણ अशोकावदान ના એ વિધાનને પુષ્ટિ આપે છે. ઈ. સ. ૭૬૪ માં વુકુંગ નામના ચીની પ્રવાસીએ બુદ્ધના જન્મ-સ્થાનકની મુલાકાત લીધી ત્યારે તેણે તે સ્થળે વિરાટકાય સ્તૂપ નિહાળ્યો હતો. ( Watters. II. 17 ) આ બધી હકીકતો નિહાળતાં એમ વિચારવાને પણ અવકાશ રહે છે કે આ સ્થંભલેખના વાચનમાં અથવા તેનો અર્થ કરવામાં જ કયાંક ભૂલ થતી હોવી જોઈએ અને જ્યાં રૂમ્મિન્ડેઇનો સ્થંભ ઊભેલો છે તે સ્થળ કદાચ બુદ્ધનું જન્મસ્થાન ન પણ હોય. વિશેષ માટે જુઓ નીચે ટી. નં. ૭.

(૬) અહીં દર્શાવ્યા પ્રમાણે પ્રિયદર્શિને લુંબિનીગ્રામને ધાર્મિક કરમાંથી મુકત કર્યું છે, તથા જમીન-મહેસૂલ પેટે ઉત્પન્નનો આઠમો ભાગ લેવાનું ઠરાવ્યું છે. આ છૂટછાટ સ્વધર્મી રાજાની ન ગણી શકાય. અને अशोकावदानમાં આ વિગતનો ઉલ્લેખ પણ નથી. ત્યાં તો સ્પષ્ટ જણાવ્યું છે કે અશોકે અહીં અઢી લાખ તોલા સોનાનું દાન કર્યું. એટલે બૌદ્ધ કથનના આધારે પણ અશોક અને પ્રિયદર્શિન ભિન્ન ઠરે છે.

( ૭ ) આ લેખને અન્ય વિદ્વાનોએ ઉપર દર્શાવ્યા અનુસાર જે ધોરણે વાંચ્યો છે તે ધોરણને અને વાચનને ખોટું કહીને અહીં વિદ્વાનોના દોષ દર્શાવવાનો અમારો આશય નથી. પણ સાથોસાથ આ લેખ અંગે જે શંકાઓ રજૂ થઇ શકે તેમ છે તેના પર પડદો ઢાળીને અમે સત્યનો દ્રોહ પણ કરી શકતા નથી.

આજે જે સ્થળે રૂમ્મિન્ડેઇનો સ્થંભલેખ ઊભેલો છે તે જ સ્થળ શું બુદ્ધનું જન્મસ્થાન છે? ललितविस्तरा સરખા પ્રમાણભૂત બૌધ્ધ ગ્રન્થમાં બુધ્ધ ભગવાનના જન્મપ્રસંગ અંગે જે વર્ણન લખાયું છે, [ अथ खलु मायादेवी बोधिसत्त्वस्य जन्मकालसमयं ज्ञात्वा बोधिसत्त्वस्यैव तेजोनुभावेन रात्र्यां प्रथमे यामे राजानमुपसङ्क्रम्य गाथाभिरध्यभाषत–देव शृणु हि मह्यं (१) गावतो

## સારાંશ

(क)

(ख) જે ભગ્ન કરે ... ...

(ग) ભિક્ષુઓ અને ભિક્ષુણીઓનો આ સંઘ, (મારા) પુત્રો–પ્રપૌત્રો (તેમજ) સૂર્ય–ચન્દ્ર (પ્રકાશે) ત્યાં લગીને માટે એકત્ર[1] કર્યો છે

(घ) જે કોઈ ભિક્ષુક કે ભિક્ષુણી સંઘને ભગ્ન કરે તેને ધોળાં વસ્ત્ર પહેરાવવા અને આવાસ સિવાયના સ્થાનમાં નિવાસ આપવો

(ङ) કેમકે મારી ઈચ્છા છે કે સંઘ એકત્ર[2] અને ચિરસ્થાયી રહે

---

(૧) મૂળમાં અહીં मगे શબ્દ વંચાય છે અને તેની પૂર્વેના અક્ષરો તૂટી ગયા છે એટલે આ શબ્દ બીજા શાસનો અનુસાર समग होवानो પૂરો સંભવ છે તે અનુસાર ઉપરના વાક્યનો અર્થ બંધબેસતો કરાયો છે પણ બુહ્લર ને બોયર ત્યાં मग જ માને છે અને નીચે પ્રમાણે અર્થ તારવે છે–

'ભિક્ષુઓને અને ભિક્ષુણીઓને માટે માર્ગ કર્યો છે!–સૂર્ય અને ચંદ્ર ચાલુ રહે ત્યાં સુધી મારા પુત્રો અને પ્રપૌત્રો ચાલુ રહે કે જેથી જે કોઈ ભિક્ષુક કે ભિક્ષુણી સંઘને ભગ્ન કરે તેને ધોળા કપડાં પહેરાવવામાં આવે અને આવાસ સિવાયના સ્થાનમાં રાખવામાં આવે'

(૨) પ્રિયદર્શી આ સ્થળે તેમજ કેટલાક બીજા લેખોમાં પણ (જુઓ પૃ ૧૦૧) પુત્રની પછી તરત જ પ્રપૌત્રનો નિર્દેશ કરે છે તે ખૂબજ સૂચક છે.

(૩) અહીં મૂળમાં સંઘ समगे સ્પષ્ટ વંચાય છે, પણ ઉપરોક્ત વાક્યમાં मगे નો સ્વીકાર કરેલ હોઈ બુહ્લર અને બોયર અહીં પણ संघस मगे વાંચે છે અને અર્થ કરે છે કે કેમકે મારી ઈચ્છા એવી છે કે માર્ગ રહીને સંઘ ચિરસ્થાયી બને.'

## સાંચી

(क)

(ख) જે ભગ્ન કરે .... ...

(ग) ભિક્ષુઓ અને ભિક્ષુણીઓનો આ સંઘ, (મારા) પુત્રો–પ્રપૌત્રો (તેમજ) સૂર્ય–ચન્દ્ર (પ્રકાશે) ત્યાં લગીને માટે એકત્ર[1] કરાયો છે.

(घ) જે કોઇ ભિક્ષુક કે ભિક્ષુણી સંઘને ભગ્ન કરે તેને ધોળાં વસ્ત્ર પહેરાવવાં અને આવાસ સિવાયના સ્થાનમાં નિવાસ આપવો

(ङ) કેમકે મારી ઈચ્છા છે કે સંઘ એકત્ર[3] અને ચિરસ્થાયી રહે

---

(૧) મૂળમાં અહીં સમગ્ર શબ્દ વપરાયો છે અને તેની પૂર્વેના અક્ષરો તૂટી ગયા છે એટલે આ શબ્દ બીજા શાસનો અનુસાર સમગ્ર હોવાનો પૂરતો સંભવ છે તે અનુસાર ઉપરના વાક્યનો અર્થ બંધબેસતો કરાયો છે. પણ બુહર ને બોપર ત્યાં મગ્ગ જ મૂકે છે અને નીચે પ્રમાણે અર્થ તારવે છે–

'ભિક્ષુઓને અને ભિક્ષુણીઓને માટે માર્ગ કર્યો છે।–સૂર્ય અને ચન્દ્ર ચાલુ રહે ત્યાં સુધી મારા પુત્રો અને પ્રપૌત્રો ચાલુ રહે કે જેથી જે કોઇ ભિક્ષુક કે ભિક્ષુણી સંઘને ભગ્ન કરે તેને ધોળાં કપડાં પહેરાવવામાં આવે અને આવાસ સિવાયના સ્થાનમાં રાખવામાં આવે'

(૨) પ્રિયદર્શી આ સ્થળે તેમજ કેટલાક બીજા લેખોમાં પણ (જુઓ પૃ ૧૦૧) પુત્રની પછી તરત જ પ્રપૌત્રનો નિર્દેશ કરે છે તે ખૂબજ સૂચક છે.

(૩) અહીં મૂળમાં શબ્દ સમગ્ર સ્પષ્ટ વપરાયો છે પણ ઉપરોક્ત વાક્યમાં મગ્ગ નો સ્વીકાર કરેલ હોઈ બુહર અને બોપર અહીં પણ શબ્દ મગ્ગ વાંચે છે અને અર્થ કરે છે કે 'કેમકે મારી ઇચ્છા એવી છે કે માર્ગ રહીને સંઘ ચિરસ્થાયી બને.'

## रुम्मिन्डेई स्थंभलेख

१ (क) देवानपियेन पियदसिन लाजिन वीसतिवसाभिसितेन
२ अतन आगाच महीयिते हिद बुधे जाते सक्यमुनी ति
३ (ख) सिला विगडभी चा कालापित सिलाथभे च उसपापिते
४ हिद भगवं जाते ति (ग) लुंमिनिगामे उबलिके कटे
५ अठभागिये च

## निग्लीव-स्थंभलेख

१ (क) देवानंपियेन पियदसिन लाजिन चोदसवसाभिसितेन
२ बुधस कोनाकमनस थुबे दुतियं वढिते
३ (ख)..........[1]साभिसितेन च अतन आगाच महीयिते
४ ..............[2]पापिते

---

[1] રુમ્મિન્ડેઈ પ્રમાણે વીસતિવસાભિસિતેન હોવા સંભવ છે.

[2] આ પંક્તિ બુલ્હર નીચે પ્રમાણે કલ્પે છે—
सिलाथभे च उसपापिते

## રૂમ્મિનડેઈ-સ્થંભલેખ[1]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્સિ રાજા પોતાના રાજ્યાભિષેકને વીસ વર્ષ વીત્યાં[૨] ત્યારે અહીં આવ્યો, અને અહીંયાં શાક્યમુનિ બુદ્ધ જન્મ્યા હતા એટલે પૂજા[૩] કરી.

(ख) અહીં ભગવાન બુદ્ધ જન્મ્યા હતા એટલે પત્થરની જબરી દીવાલ[૪] ચણાવી અને શિલાસ્થંભ ઊભો કરાવ્યો.[૫]

(ग) લુંબિની ગામને ધાર્મિક કરમાંથી મુક્ત કરવામાં આવ્યું,[૬] અને ( જમીન મહેસૂલ તરીકે-ઉત્પન્નનો ) આઠમો ભાગ આપવો રહ્યો.[૭]

## નિગ્લીવ-સ્થંભલેખ[૮]

(क) દેવાનુપ્રિય પ્રિયદર્સિ રાજાના રાજ્યાભિષેકને ચૌદ વર્ષ વીત્યાં ત્યારે તેણે બુદ્ધ કોનાકમનના[૯] સ્તૂપને બીજી વેળાએ[૧૦] વધાર્યો.

(ख) વળી, તેના રાજ્યાભિષેકને ( વીસ )[૧૧] વર્ષ વીત્યાં ત્યારે તેણે અહીં આવીને પૂજા કરી[૧૨] અને[૧૩] ( શિલાસ્થંભ ) ઊભો કરાવ્યો.

---

( ૧ ) પ્રિયદર્શિનને બૌદ્ધ ઠેરવવામા આ શિલાલેખે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે પણ શિલાલેખનું હાર્દ જોતા તેમ માનવાને કોઈ કારણ નથી પ્રિયદર્શિન (સપ્રતિ)ને પોતાના રાજ્યાભિષેકના વીશમા વર્ષે બુદ્ધનુ જન્મસ્થાન નિહાળવાનો સમય સાંપડે છે એજ સૂચવે છે કે તે ધર્મે બૌદ્ધ નથી, તેમ જ અહીં યાત્રા નિમિત્તે આવ્યો પણ નથી, પરંતુ જતા-આવતા તે અચાનક અહીં આવી ચડ્યો છે અને પોતાના પૂર્વજે બૌધ્ધ ધર્મને અપનાવેલ હોઈ તે બૌધ્ધોના આ યાત્રાસ્થાન પ્રત્યે સન્માન અને પૂજ્યભાવ દર્શાવવાની જરૂરિયાતમા મુકાયો છે રાજકર્તાઓ, મંત્રીઓ કે સમાજના અગ્રણીઓ ઘણી વખત આવી ફરજમા મુકાય છે—જેમકે વસ્તુપાલે મક્કાશરીફ આરસના અમૂલ્ય તોરણો મોકલાવેલા, જગડુશાહે મુસ્લિમોને મસ્જિદ બંધાવી આપેલી, અકબરે જૈનોના યાત્રા સ્થાનો પરનો કર માફ કરી જૈનોને એ યાત્રાસ્થાનો પરનો અધિકાર સોંપેલો, મહમદ તઘલખે ઉપાશ્રય અને જૈનમંદિર બંધાવવામા મદદ કરેલી, માંડવગઢમા મુસ્લિમ રાજકર્તાઓ પણ જૈન મંદિરમા ભેટો મોકલાવતા હતા પ્રિયદર્શિને આ જ ધોરણે આ યાત્રાસ્થાન પ્રત્યે માન દર્શાવ્યું છે. તે જુદા જુદા વાક્યો પરની નીચેની નોંધોથી વધારે સ્પષ્ટ થશે

(૨) પ્રિયદર્શિન—સંપ્રતિ પોતાના રાજ્યાભિષેકના વીશમા વર્ષે બુદ્ધના જન્મસ્થાન લુમ્બિનીવન ( આજે તે સ્થળ રૂમ્મિનડેઈ (?) ના નામે ઓળખાય છે ) મા આવ્યો છે જ્યારે અશોકાવદાન મા જણાવ્યા પ્રમાણે અશોક તો બૌધ્ધ ધર્મ સ્વીકાર્યા પછી તરતમા ધર્મ યાત્રાએ નીકળ્યો છે અને તેણે સૌથી પ્રથમ મુલાકાત

બુદ્ધના જન્મસ્થાનક લુમ્બિનીવનની લીધેલી છે.

(૩) પ્રિયદર્શિન પોતાના છઠ્ઠા મુખ્ય સ્થંભ-લેખ(પૃ. ૧૬૬)માં સ્પષ્ટ જણાવે છે કે– 'બધા ધર્મોને મેં વિવિધ પ્રકારની પૂજાથી પૂજ્યા છે, પરંતુ મારો પોતાનો મુખ્ય ધર્મ તો એ છે કે જેમાં આત્માનું પ્રતિક્રમણ થઇ શકે છે. [ सव पासंडा पि मे पूजिता विविधाय पूजाया ए चु इयं अतना पचूपगमने से मे मोख्यमते ] આ જ ધોરણે તેણે બુધ્ધના જન્મસ્થાનકે આવી ચડવાથી બુધ્ધની પૂજા કરી હોય તો તેમાં કશું અઘટિત નથી.

(૪) મૂળમાં અહીં सिला विगडभी चा कालापित શબ્દો છે. ડૉ. ભાંડારકર એનું સંસ્કૃત રૂપાંતર शिला विकट-भित्तानि કરીને વાકયનો અર્થ 'પત્થરની જબરી દીવાલ ચણાવી' એ પ્રમાણે કરે છે. અને તે જ અર્થ વાસ્તવિક જણાતો હોઇને અમે તેનો સ્વીકાર કર્યો છે. પરંતુ કેટલાક વિદ્વાનો તેના ભિન્ન અર્થ સૂચવે છે તે પણ અહીં જોઈ જવા જરૂરી છે—

ડૉ. રાધાકુમુદ અહીં सिला विगड भी चा નું સંસ્કૃત शिला विकट ( विकृत )भृत કરે છે, અને એના પરિણામે આખા વાકયનો એવો અર્થ તારવે છે કે–' અહીં ભગવાન બુદ્ધ જન્મ્યા હતા એટલે [ તે સ્મૃતિને જાળવી રાખતો ] આકૃતિવાળો પત્થર તૈયાર કરાવવામાં આવ્યો અને શિલાસ્થંભ ઊભો કરાવ્યો.'–[ અને એ સ્થંભ પર ઉકત આકૃતિવાળો પત્થર ગોઠવવામાં આવ્યો. ] આ રીતે सिला विगडभी चा कालापित सिलाथभे च उसपापिते એ આખા વાકયનો અર્થ–' શિલાસ્થંભ ઊભો કરાવવામાં આવ્યો અને એના પર ( સ્મૃતિદર્શક ) આકૃતિવાળો પત્થર ગોઠવવામાં આવ્યો.– ' એ આશયમાં લેવાય છે. કાર્પેન્ટિયર विगड ને अगड નું રૂપાંતર ધારી ' ઘોડાની આકૃતિ ગોઠવવામાં આવી ' એ પ્રમાણે અર્થ તારવે છે. અને તેના પ્રમાણ તરીકે હુએનસંગે ઉકત સ્થંભ પર ઘોડાની આકૃતિ નિહાળી હતી એ વિધાનને રજૂ કરે છે.

( ૫) આ પ્રમાણે અહીં પ્રિયદર્શિને ' દીવાલ ચણાવી અને સ્થંભ ઊભો કરાવ્યો ' અથવા તો ' સ્થંભ ઊભો કરાવીને તેના પર આકૃતિવાળી શિલા ગોઠવાવી ' એવો સ્પષ્ટ અર્થ છે. જ્યારે अशोकावदान માં જણાવ્યા પ્રમાણે અશોકે તો અહીં સ્તૂપ ચણાવ્યો હતો. ચીની પ્રવાસીઓના અહેવાલ પણ अशोकावदान ના એ વિધાનને પુષ્ટિ આપે છે. ઈ. સ. ૭૬૪ માં વુકુંગ નામના ચીની પ્રવાસીએ બુદ્ધના જન્મ-સ્થાનકની મુલાકાત લીધી ત્યારે તેણે તે સ્થળે વિરાટકાય સ્તૂપ નિહાળ્યો હતો. ( Watters. II. 17 ) આ બધી હકીકતો નિહાળતાં એમ વિચારવાને પણ અવકાશ રહે છે કે આ સ્થંભલેખના વાચનમાં અથવા તેનો અર્થ કરવામાં જ કયાંક ભૂલ થતી હોવી જોઈએ અને જ્યાં રૂમ્મિનડેઇનો સ્થંભ ઊભેલો છે તે સ્થળ કદાચ બુદ્ધનું જન્મસ્થાન ન પણ હોય. વિશેષ માટે જુઓ નીચે ટી. નં. ૭.

(૬) અહીં દર્શાવ્યા પ્રમાણે પ્રિયદર્શિને લુંબિની-ગ્રામને ધાર્મિક કરમાંથી મુકત કર્યું છે, તથા જમીન-મહેસૂલ પેટે ઉત્પન્નનો આઠમો ભાગ લેવાનું ઠરાવ્યું છે. આ છૂટછાટ સ્વધર્મી રાજાની ન ગણી શકાય. અને अशोकावदानમાં આ વિગતનો ઉલ્લેખ પણ નથી. ત્યાં તો સ્પષ્ટ જણાવ્યું છે કે અશોકે અહીં અઢી લાખ તોલા સોનાનું દાન કર્યું. એટલે બૌદ્ધ કથનના આધારે પણ અશોક અને પ્રિયદર્શિન ભિન્ન ઠરે છે.

( ૭ ) આ લેખને અન્ય વિદ્વાનોએ ઉપર દર્શાવ્યા અનુસાર જે ધોરણે વાંચ્યો છે તે ધોરણને અને વાચનને ખોટું કહીને અહીં વિદ્વાનોના દોષ દર્શાવવાનો અમારો આશય નથી. પણ સાથોસાથ આ લેખ અંગે જે શંકાઓ રજૂ થઇ શકે તેમ છે તેના પર પડદો ઢાળીને અમે સત્યનો દ્રોહ પણ કરી શકતા નથી.

આજે જે સ્થળે રૂમ્મિનડેઇનો સ્થંભલેખ ઊભેલો છે તે જ સ્થળ શું બુદ્ધનું જન્મસ્થાન છે? ललितविस्तरा સરખા પ્રમાણભૂત બૌધ્ધ ગ્રન્થમાં બુધ્ધ ભગવાનના જન્મપ્રસંગ અંગે જે વર્ણન લખાયું છે, [ अथ खलु मायादेवी बोधिसत्त्वस्य जन्मकालसमयं ज्ञात्वा बोधिसत्त्वस्यैव तेजोनुभावेन रात्र्यां प्रथमे यामे राजानमुपसङ्गम्य गाथाभिरध्यभाषत–देव शृणु हि मह्यं (१) भाषतो

जन्मतन्मे अचिरचिरचिरेण जात उद्यान बुद्धि वगेरे ] તે પરથી જણાય છે કે લુમ્બિનીવન (ઉદ્યાન) કપિલવસ્તુની લગોલગ આવેલુ હતું. કપિલવસ્તુના રાજમહેલમાં, રાત્રિના પ્રથમ પ્રહરે, પ્રસવકાળને નજીક આવી પહોંચેલો જાણી માયાદેવીએ શુધ્ધોદન રાજવી સમીપ જઈને કહ્યુ કે 'મારા સંતાનને હું ઉદ્યાનમાં જન્મ આપું એવી મારી ઈચ્છા છે' અને તે પરથી નૃપતિએ માયાદેવીને ઠાઠમાઠપૂર્વક ઉદ્યાનમાં પહોંચાડવાનો પ્રબંધ કર્યો અને ત્યાં પ્લક્ષવૃક્ષ નીચે માયાદેવીએ બુદ્ધ ભગવાનને જન્મ આપ્યો એ જ બધા બૌદ્ધ ગ્રંથોના કથનનો સાર છે એટલે લુમ્બિનીવનને કપિલવસ્તુથી દૂર માનવા માટે કોઈ દલીલ નથી રહેતી જ્યારે રૂમ્મિન્ડેઈનો સ્થંભલેખ તો કપિલવસ્તુના સ્થાનથી વીશ માઈલ લગભગ છેટે, નેપાળની તરાઈમાં, ભગવાનપુરની બે માઈલ ઉત્તરે, પડરિયા ગામની નજીક રૂપદેહી ગામમાં આવેલો છે સરકારી અહેવાલો આ ગામને 'રૂમ્મિન્ડેઈ'ના નામે ઓળખાવે છે પણ તે 'રૂપદેહી'નું રૂપાંતર છે તેને લુમ્બિનીવન સાથે કોઈ સંબંધ નથી

બીજુ અશોકે સૌથી પ્રથમ લુમ્બિનીવનની યાત્રા કરી હતી અને ત્યાં તેણે એક વિરાટકાય સ્તૂપ ઊભો કરાવીને અઢી લાખ તોલા સોનાનું દાન કર્યું હતું ઈ. સ. ૭૬૪માં બુદ્ધના જન્મસ્થાનકની યાત્રાએ આવેલા ચીની યાત્રી વુકુંગે પણ અશોકે બંધાવરાવેલા એ સ્તૂપના દર્શન કરેલા પણ ત્યાં સ્થંભ તો તેણે નિહાળ્યો જ નહોતો હ્યુએનસાંગ બુદ્ધના જન્મસ્થાનકે સ્થંભ હોવાની નોંધ કરે છે પણ તે સ્થંભ પર ઘોડાની આકૃતિ હોવાનું જણાવે છે જ્યારે આ સ્થંભ પર તો સિંહની આકૃતિ છે સમ્રાટ પ્રિયદર્શિને અહીં આવીને ગામને ધાર્મિક કરમાંથી મુક્ત કર્યું છે ને જમીન-મહેસૂલમાં પણ ઘટાડો કરી નાખ્યો છે. પ્રિયદર્શિનનું આ કાર્ય અને રૂમ્મિન્ડેઈના સ્થંભનું સ્થાન બૌધ્ધ સાહિત્યમાંના અહેવાલો સાથે જરાયે બંધબેસતુ નથી. તે ઉપરાંત આ સ્થંભલેખમાં પ્રિયદર્શિ લુમ્બિનીગામનો નિર્દેશ કરે છે જ્યારે બુદ્ધનો જન્મ તો લુમ્બિનીવનમાં થયો હતો અશોકાવદાન વગેરે બૌદ્ધ પુસ્તકોમાં અશોકની યાત્રાના વર્ણનમાં પણ અશોક બુદ્ધના જન્મસ્થાનક લુમ્બિનીવનમાં યાત્રાએ ગયો એવો ઉલ્લેખ છે પણ ક્યાંય ગામનો સીધો કે આડકતરો નિર્દેશ પણ નથી એ સ્થાન વન હોઈને અશોક તો ત્યાં કેવળ દાન જ આપી શકે છે જ્યારે પ્રિયદર્શિનનું યાત્રાસ્થાન લુમ્બિની તો ગામ છે ને પ્રિયદર્શિ ત્યાંની પ્રજાને કરમુક્ત કરે છે. એટલે સંભવિત છે કે પ્રિયદર્શિન જૈન હોઈને આ સ્થાન કોઈ જૈન પ્રસંગ સાથે સંકળાયું હોય

અહીં બીજી મહત્ત્વની નોંધપાત્ર બીના એ છે કે ધર્મલિપિઓમાં ક્યાંય 'તથાગત' શબ્દનો નિર્દેશ નથી થતો બુધ્ધ અને જિન એ બન્ને શબ્દો એવા છે કે જે બૌદ્ધ તથાગત તથા જૈન તીર્થંકર એ બન્નેને માટે વપરાઈ શકે છે. એટલે 'તથાગત' શબ્દના અભાવે કોઈ પણ ધર્મલિપિને બૌધ્ધ ધર્મ સાથે સંબંધ હોવાનું સ્વીકારી લેવાનું મુશ્કેલ બને છે પરિણામે સંભવિત છે કે 'રૂમ્મિન્ડેઈ'ના સ્થંભલેખને બૌધ્ધ ધર્મ સાથે કશો સંબંધ ન હોય

ભગવાન મહાવીરે આ ભૂમિમાં વિહાર કરેલો ત્યારે તેમને અનેક સંકટો નડેલાં તેમાં સંગમદેવે કરેલો શિલાનો ભયંકર ઉપસર્ગ તેમને જ્યાંરે 'રૂમ્મિન્ડેઈ'નો સ્થંભ છે ત્યાં જ થયેલો આ સ્થંભ પર સિંહની આકૃતિ છે અને ભગવાન મહાવીરનું લંછન (જૈન તીર્થંકરોની ઓળખ માટેનું ચિહ્ન) પણ સિંહ છે વાચનમાં અમુક અક્ષરોના શક્ય એવા સહેજ સુધારાથી આ લેખ એ પ્રસંગ સાથે બંધબેસતો થવાનો સંભવ હોઈ તે મંતવ્ય માટે પણ અવકાશ રહે છે દા. ત. सिला विगडभी ના અર્થ અંગે અત્યારે વિદ્વાનોમાં મતભેદ પ્રવર્તે છે પણ 'અહીં ભગવાન મહાવીરને શિલાના પ્રહારથી વિકૃત-સ્વાભાવિક સ્થિતિથી રહિત એટલે કે જમીનમાં ઘૂંટણ સુધી ઊતરી જવાની અપેક્ષા-જવાય વામાં આવેલા' એ વિધાનને માન્ય રાખતાં અર્થ સ્પષ્ટ બની જાય છે

(૮) નિગાલી-સાગર નામે સરોવરના કાંઠે ઊભેલ હોવાથી આ સ્થંભને હુલ્ઝ ' નિગાલી-સાગર-સ્થંભ 'ના નામે ઓળખાવે છે.

(૯) ગૌતમ બુદ્ધની પૂર્વેના બીજા બુદ્ધનું નામ આ શબ્દને સમાંતર છે. કદાચ તે 'કનકમુનિ' શબ્દનું રૂપાંતર પણ હોય. પરંતુ અત્યારે તેના પર ઐતિહાસિક દૃષ્ટિએ વધારે પ્રકાશ ફેંકવાનું સંભવિત નથી, અને ત્યાંલગી આ સ્થંભના આધારે કશું વિધાન કરવું તે વ્યાજબી પણ નથી.

(૧૦) મૂળમાં અહીં दुतियं वढिते શબ્દો છે. તેનો સ્વાભાવિક અર્થ ' બીજી વેળાએ વધાર્યો ' એમ થાય પરંતુ નાના ખડકલેખોમાં ' દોઢગણો વધારો ' ને માટે 'दियढियम् वढिसति' શબ્દો આવે છે તે જોતાં અહીં પ્રિયદર્શિનનો આશય કદાચ-' બુદ્ધ કોનાકમનના સ્તૂપને ( એના મૂળ માપ સાથે સરખાવતાં) બમણો વધાર્યો'-એમ કહેવાનો પણ હોઈ શકે છે. નીચેના વાક્યમાં પ્રિયદર્શી જાતે તો અહીં વીશમા વર્ષે આવ્યો હોવાનો નિર્દેશ છે એટલે ચૌદમા વર્ષે સ્તૂપનું આ સમારકામ તો તેણે અમલદારો મારફત જ કરાવ્યું હશે.

(૧૧) મૂળમાં અહીં ...साभिसितेन અક્ષરો વંચાય છે. ત્યાં આખો શબ્દ, રુમ્મિન્ડેઈ સ્થંભલેખની જેમ, वीसतिवसाभिसितेन હોવો જોઈએ એમ ધારીને અહીં 'વીસ' ઉમેરેલ છે.

(૧૨) પ્રિયદર્શિન પોતાના છઠ્ઠા મુખ્ય સ્થંભ-લેખ (પૃ. ૧૬૬)માં સ્પષ્ટ જણાવે છે કે-'બધા ધર્મોને મેં વિવિધ પ્રકારની પૂજાથી પૂજ્યા છે, પરંતુ મારો પોતાનો મુખ્ય ધર્મ તો એ છે કે જેમાં આત્માનું પ્રતિક્રમણ થઈ શકે છે.' આ જ ધોરણે તેણે કોનાકમન બુદ્ધના સ્તૂપને સમરાવ્યો હોય અને તે પછી છ વર્ષ જતાં જ્યારે રાજ્યાભિષેકના વીશમા વર્ષે તે યાત્રાએ નીકળેલો ત્યારે અહીં આવી ચડતાં તેણે પૂજા કરી હોય કે સ્થંભ ઊભો કરાવ્યો હોય તેથી તેના જૈનત્વ અંગે શંકા ઉઠાવવાનો કોઈ સંભવ નથી રહેતો.

(૧૩) મૂળમાં અહીં ...पापिते અક્ષરો વંચાય છે. ત્યાં, રુમ્મિન્ડેઈ સ્થંભ-લેખની જેમ, सिलाथभे च उसपापिते હોવું જોઈએ એમ ધારીને અહીં 'શિલાસ્થંભ' ઉમેરેલ છે.

जन्मतन्मे अचिरचिरचिरेणा जात उद्यान बुद्धि वगेरे ] તે પરથી જણાય છે કે લુમ્બિનીવન (ઉદ્યાન) કપિલવસ્તુની લગોલગ આવેલું હતું કપિલવસ્તુના રાજમહેલમાં, રાત્રિના પ્રથમ પ્રહરે, પ્રસવકાળને નજીક આવી પહોંચેલો જાણી માયાદેવીએ શુદ્ધોદન રાજાની સમીપ જઈને કહ્યું કે 'મારા સંતાનને હું ઉદ્યાનમાં જન્મ આપું એવી મારી ઇચ્છા છે' અને તે પરથી નૃપતિએ માયાદેવીને ઠાઠમાઠપૂર્વક ઉદ્યાનમાં પહોંચાડવાનો પ્રબંધ કર્યો અને ત્યાં પ્લક્ષવૃક્ષ નીચે માયાદેવીએ બુદ્ધ ભગવાનને જન્મ આપ્યો એ જ મધ્ય બૌદ્ધ ગ્રંથોના કથાનો સાર છે એટલે લુમ્બિનીવનને કપિલવસ્તુથી દૂર માનવા માટે કોઈ દલીલ નથી રહેતી જ્યારે રૂમ્મિનદેઈનો સ્થંભલેખ તો કપિલવસ્તુના સ્થાનથી વીશ માઈલ લગભગ છેટે નેપાળની તરાઈમાં, ભગવાનપુરની બે માઈલ ઉત્તરે, પડરિયા ગામની નજીક રૂપદેહી ગામમાં આવેલો છે સરકારી અહેવાલો આ ગામને 'રૂમ્મિનદેઈ'ના નામે ઓળખાવે છે પણ તે 'રૂપદેહી'નું રૂપાંતર છે તેને લુમ્બિનીવન સાથે કોઈ સંબંધ નથી

બીજું અશોકે સૌથી પ્રથમ લુમ્બિનીવનની યાત્રા કરી હતી અને ત્યાં તેણે એક વિરાટકાય સ્તૂપ ઊભો કરાવીને અઢી લાખ તોલા સોનાનું દાન કર્યું હતું ઈ સ ૭૬૪માં બુદ્ધના જન્મસ્થાનકની યાત્રાએ આવેલા ચીની યાત્રી હુકુંગે પણ અશોકે બંધાવરાવેલા એ સ્તૂપનાં દર્શન કરેલાં પણ ત્યાં સ્થંભ તો તેણે નિહાળ્યો જ નહોતો હુએનસાંગ બુદ્ધના જન્મસ્થાનકે સ્થંભ હોવાની નોંધ કરે છે પણ તે સ્થંભ પર તે અશ્વની આકૃતિ હોવાનું જણાવે છે જ્યારે આ સ્થંભ પર તો સિંહની આકૃતિ છે સમ્રાટ પ્રિયદર્શિને અહીં આવીને ગામને ધાર્મિક કરમાંથી મુક્ત કર્યું છે ને જમીન-મહેસૂલમાં પણ ઘટાડો કરી નાખ્યો છે. પ્રિયદર્શિનનું આ કાર્ય અને રૂમ્મિનદેઈના સ્થંભનું સ્થાન બૌદ્ધ સાહિત્યમાંના અહેવાલો સાથે જરાયે બંધબેસતું નથી તે ઉપરાંત આ સ્થંભલેખમાં પ્રિયદર્શિ લુમ્બિનીગામનો નિર્દેશ કરે છે જ્યારે બુદ્ધનો જન્મ તો લુમ્બિનીવનમાં થયો હતો અશોકાવદાન વગેરે બૌદ્ધ પુસ્તકોમાં અશોકની યાત્રાના વર્ણનમાં પણ અશોક બુદ્ધના જન્મસ્થાનક લુમ્બિનીવનમાં યાત્રાએ ગયો એવો ઉલ્લેખ છે પણ ક્યાંય ગામનો સીધો કે આડકતરો નિર્દેશ પણ નથી એ સ્થાન વન હોઈને અશોક તો ત્યાં કેવળ દાન જ આપી શકે છે જ્યારે પ્રિયદર્શિનનું યાત્રાસ્થાન લુમ્બિની નામે ગામ છે ને પ્રિયદર્શિ ત્યાંની પ્રજાને કરમુક્ત કરે છે. એટલે સંભવિત છે કે પ્રિયદર્શિન જૈન હોઈને આ સ્થાન કોઈ જૈન પ્રસંગ સાથે સંકળાયું હોય

અહીં બીજી મહત્ત્વની નોંધપાત્ર બીના એ છે કે ધર્મલિપિઓમાં ક્યાંય 'તથાગત' શબ્દનો નિર્દેશ નથી થતો બુદ્ધ અને જિન એ બન્ને શબ્દો એવા છે કે જે બૌદ્ધ તથાગત તથા જૈન તીર્થંકર એ બન્નેને માટે વપરાઈ શકે છે. એટલે 'તથાગત' શબ્દના અભાવે કોઈ પણ ધર્મલિપિને બૌદ્ધ ધર્મ સાથે સંબંધ હોવાનું સ્વીકારી લેવાનું મુશ્કેલ બને છે પરિણામે સંભવિત છે કે 'રૂમ્મિનદેઈ'ના સ્થંભલેખને બૌદ્ધ ધર્મ સાથે કશો સંબંધ ન હોય

ભગવાન મહાવીરે આ ભૂમિમાં વિહાર કર્યો ત્યારે તેમને અનેક સંકટો નડેલાં તેમાં સંગમદેવે કરેલો શિલાનો ભયંકર ઉપસર્ગ તેમને અત્યારે 'રૂમ્મિનદેઈ'નો સ્થંભ છે ત્યાં જ થયેલો આ સ્થંભ પર સિંહની આકૃતિ છે અને ભગવાન મહાવીરનું લંછન (જૈન તીર્થંકરોની ઓળખ માટેનું ચિહ્ન) પણ સિંહ હતું વાચનમાં અમુક અક્ષરોના શક્ય એવા સહેજ સુધારથી આ લેખ એ પ્રસંગ સાથે બંધબેસતો થવાનો સંભવ હોઈ તે મંતવ્ય માટે પણ અવકાશ રહે છે દા ત સિલા વિગડભી ના અર્થ અંગે અત્યારે વિદ્વાનોમાં મતભેદ પ્રવર્તે છે પણ 'અહીં ભગવાન મહાવીરને શિલાના પ્રહારથી વિકૃત-સ્વાભાવિક સ્થિતિથી રહિત એટલે કે જમીનમાં ઘૂંટણ લગી ઉતરી ગયેલા-બનાવવામાં આવેલા' એ વિધાનને માન્ય રાખતાં અર્થ સ્પષ્ટ બની જાય છે

# બરાબર-ગિરિ-ગુફા લેખ[1]

## ૧. [ નિગ્રોધ ][2]

પ્રિયદસિ રાજાએ પોતાના રાજ્યાભિષેકને બાર વર્ષ વીત્યાં ત્યારે આજીવિકોને[3] આ નિગ્રોધ-ગુફા આપી હતી.[4]

## ૨. [ ખલતિક ]

પ્રિયદસિ રાજાએ પોતાના રાજ્યાભિષેકને બાર વર્ષ વીત્યાં ત્યારે ખલતિક પર્વતમાંની આ ગુફા આજીવિકોને[5] આપી હતી.

## ૩. [ ખલતિક ? ]

પ્રિયદસિ રાજાએ પોતાના રાજ્યાભિષેકને ઓગણીસ વર્ષ વીત્યાં ત્યારે સુંદર ખલતિક પર્વતમાંની[6] આ ગુફા વૃષ્ટિના આગમન ( સામે બચાવ માટે ) આપી હતી.[7]

---

(૧) ગયાથી પંદર માઇલ ઉત્તરે કેટલીક ટેકરીઓ આવેલી છે. તેમાં બરાબર અને નાગાર્જુન નામે, ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વની, બે ટેકરીઓ છે. બરાબર ગિરિ-ટેકરીમાં ચાર ગુફાઓ છે. નાગાર્જુન ગિરિ-ટેકરીમાં ત્રણ ગુફાઓ છે. આ સાતે ગુફાઓને ઐતિહાસિક મહત્ત્વ વરેલું છે. બરાબરમાંની પહેલી ત્રણ ગુફાઓમાં ( નીચે આપેલા ) પ્રિયદર્શિનના લેખ છે અને ચોથી ( લોમશ ઋષિ-ગુફા ) માં અનંતવર્મન મૌખરી ( છઠ્ઠી સદી ) નો લેખ છે તેમજ નાગાર્જુન ટેકરીની ત્રણ ગુફાઓમાં દેવાનાંપ્રિય પ્રિયદસિ-સંપ્રતિના પુત્ર દશરથના લેખ છે.

આ બરાબર-ગિરિ પ્રિયદર્શિનના સમયમાં ખલતિકના નામે ઓળખાયલ છે. પતંજલિ અને કાત્યાયન પણ તેને 'ખલતિક'ના નામે જ ઓળખાવે છે. એ ગિરિના ઉપરના ભાગમાં મળી આવેલા બે લેખોમાંથી એકમાં તેને ગોરથગિરિના નામે ઓળખાવેલ છે, અને બીજામાં ગોરધગિરિના નામે ઓળખાવેલ છે. ખારવેલના શિલાલેખમાં પણ તે ગોરધગિરિના નામે ઓળખાયલ છે. આ જોતાં જૈન સાહિત્યમાંનો ગોરથગિરિ આ ગોરધગિરિ અથવા બરાબરગિરિ જ હોવાનો સંભવ છે. કેટલાક સમય સુધી તે પ્રવરગિરિના નામે પણ ઓળખાયલ છે. તે ગિરિમાંની ત્રણ ગુફાઓમાં પ્રિયદસિનો એકેક દાન-લેખ મળી આવે છે તે નીચે આપેલ છે.

(૨) નીચે પ્રિયદસિએ ગુફાની આગળ નિગ્રોધ નામ વાપરેલ છે. એટલે અહીં એ ગુફાના નામ તરીકે નિગ્રોધ શબ્દ વાપરેલ છે. બાકી, નિગ્રોધનો અર્થ વડ થાય છે એટલે વડ-ગુફા કે વડવાળી ગુફા હોવાનો પણ પૂરતો સંભવ છે.

( ૩ ) સમય જતાં આ શબ્દ પર છેકા મારવામાં આવ્યા છે એટલે 'આજીવિક' શબ્દ અસ્પષ્ટ વંચાય છે.

( ૪ ) પ્રિયદર્શિને આજીવિકોને ગુફાઓનું દાન કર્યું છે તે વિધાન જ અશોક અને પ્રિયદર્શિન વચ્ચેની ભિન્નતા સૂચવી દે છે. કેમકે ઇતિહાસમાં

## बराबर-गिरि-गुफा-लेख

१
[निग्रोध]—

१ लाजिना पियदसिना दुवाडसवसाभिसितेना[1]
२ इय[2] निगोहकुभा दिना आजीविकेहि[3]

२
[खलतिक]—

१ लाजिना पियदसिना दुवा-
२ डसवसाभिसितेना इय
३ कुभा खलतिकपवतसि
४ दिना आजीविकेहि[4]

३
[खलतिक ?]—

१ लाज पियदसी एकुनवी-
२ सतिवसाभिसिते जलघो-
३ सागमथात मे इयं कुभा-
४ सुपिये ख[5]　　　दि-
५ ना[6]

---

१ આ શબ્દમાના કેટલાક અક્ષરો સહેજ તૂટેલા છે

૨ અહીં પણ અક્ષરો સહેજ તૂટેલા છે

૩-૪ સમય જતા આ શબ્દને છેકી નાખવાનો પ્રયાસ થયો જણાય છે

૫ હુલ્ઝ માને છે કે અહીં ઉપરના લેખની જેમ ખલતિક પવતસિ હોવુ જોઇએ પરતુ જેકસન કહે છે કે તૂટેલી જગ્યા વધુમા વધુ પાચ અક્ષર સમાઇ શકે એટલી જ છે માટે ત્યા ખ આજીવિકેહિ હોઇ શકે જેકસનની માન્યતા સાચી જણાય છે કેમકે ઉપરના બને લેખમા આજીવિકેહિ શબ્દ છેકી નાખવાનો પાછળથી પ્રયાસ થયો છે તે જોતા અહીં પણ તેવો પ્રયાસ થયો હોય અને તે સફળ નીવડયો હોય, તે સભવિત છે

૬ લેખના અતે સ્વસ્તિક અને ખજર ને તે બનેની નીચે માછલી છે

# બરાબર-ગિરિ-ગુફા લેખ[1]

## ૧. [ નિગ્રોધ ][2]

પ્રિયદસિ રાજાએ પોતાના રાજ્યાભિષેકને બાર વર્ષ વીત્યાં ત્યારે આજીવિકોને[3] આ નિગ્રોધ-ગુફા આપી હતી.[4]

## ૨. [ ખલતિક ]

પ્રિયદસિ રાજાએ પોતાના રાજ્યાભિષેકને બાર વર્ષ વીત્યાં ત્યારે ખલતિક પર્વતમાંની આ ગુફા આજીવિકોને[5] આપી હતી.

## ૩. [ ખલતિક ? ]

પ્રિયદસિ રાજાએ પોતાના રાજ્યાભિષેકને ઓગણીસ વર્ષ વીત્યાં ત્યારે સુંદર ખલતિક પર્વતમાંની[6] આ ગુફા વૃષ્ટિના આગમન ( સામે બચાવ માટે ) આપી હતી.[7]

---

(૧) ગયાથી પંદર માઇલ ઉત્તરે કેટલીક ટેકરીઓ આવેલી છે. તેમાં બરાબર અને નાગાર્જુન નામે, ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વની, બે ટેકરીઓ છે. બરાબર ગિરિ-ટેકરીમાં ચાર ગુફાઓ છે. નાગાર્જુન ગિરિ-ટેકરીમાં ત્રણ ગુફાઓ છે. આ સાતે ગુફાઓને ઐતિહાસિક મહત્ત્વ વરેલું છે. બરાબરમાંની પહેલી ત્રણ ગુફાઓમાં ( નીચે આપેલા ) પ્રિયદર્શિનના લેખ છે અને ચોથી ( લોમશ ઋષિ-ગુફા ) માં અનંતવર્મન મૌખરી ( છઠ્ઠી સદી ) નો લેખ છે તેમજ નાગાર્જુન ટેકરીની ત્રણ ગુફાઓમાં દેવાનાંપ્રિય પ્રિયદસિ-સંપ્રતિના પુત્ર દશરથના લેખ છે.

આ બરાબર-ગિરિ પ્રિયદર્શિનના સમયમાં ખલતિકના નામે ઓળખાયલ છે. પતંજલિ અને કાત્યાયન પણ તેને 'ખલતિક'ના નામે જ ઓળખાવે છે. એ ગિરિના ઉપરના ભાગમાં મળી આવેલા બે લેખોમાંથી એકમાં તેને ગોરથગિરિના નામે ઓળખાવેલ છે, અને બીજામાં ગોરધગિરિના નામે ઓળખાવેલ છે. ખારવેલના શિલાલેખમાં પણ તે ગોરધગિરિના નામે ઓળખાયલ છે. આ જોતાં જૈન સાહિત્યમાંનો ગોરથગિરિ આ ગોરધગિરિ અથવા બરાબરગિરિ જ હોવાનો સંભવ છે. કેટલાક સમય સુધી તે પ્રવરગિરિના નામે પણ ઓળખાયલ છે. તે ગિરિમાંની ત્રણ ગુફાઓમાં પ્રિયદસિનો એકેક દાન-લેખ મળી આવે છે તે નીચે આપેલ છે.

(૨) નીચે પ્રિયદસિએ ગુફાની આગળ નિગ્રોધ નામ વાપરેલ છે. એટલે અહીં એ ગુફાના નામ તરીકે નિગ્રોધ શબ્દ વાપરેલ છે. બાકી, નિગ્રોધનો અર્થ વડ થાય છે એટલે વડ-ગુફા કે વડવાળી ગુફા હોવાનો પણ પૂરતો સંભવ છે.

( ૩ ) સમય જતાં આ શબ્દ પર છેકા મારવામાં આવ્યા છે એટલે 'આજીવિક' શબ્દ અસ્પષ્ટ વંચાય છે.

( ૪ ) પ્રિયદર્શિને આજીવિકોને ગુફાઓનું દાન કર્યું છે તે વિધાન જ અશોક અને પ્રિયદર્શિન વચ્ચેની ભિન્નતા સૂચવી દે છે. કેમકે ઇતિહાસમાં

**અષ્ટમ શાસન–**

મૃગયાનો ત્યાગ

તેને સ્થાને ધર્મયાત્રા–સઘયાત્રાને પસદગી

**નવમ શાસન–**

ધર્મમગલનુ આકેલુ મહત્વ

ધર્મદાન–ધર્માનુગ્રહ વગેરેની પ્રશસા

**દશમ શાસન–**

પરિશ્રવને અપુણ્ય તરીકે ઓળખાવી તેનો કરેલો નિષેધ

ધર્મમાર્ગમા પરિત્યાગ અને પરાક્રમનુ આકેલુ મહત્વ

**એકાદશમ શાસન–**

ધર્મદાન, ધર્મસસ્તવ, ધર્મસવિભાગ અને ધર્મ-સબધની કરેલી પ્રશસા

પ્રાણીના અનારભનો ઉપદેશ

**દ્વાદશમ શાસન–**

દાન અને પૂજાના શ્રાવકધર્મનુ પાલન

વચનગુપ્તીની આકેલી મહત્તા

સમવાયમા સુદરતાનુ નિરૂપણ

**ત્રયોદશમ શાસન–**

ધર્મપાલન, ધર્મપ્રેમ ને ધર્મોપદેશની પ્રગતિ

સર્વ ભૂતોની બાબતમા અહિસા, સયમ, સમદષ્ટિ ને નમ્રતાની દર્શાવેલી ઇચ્છા

ધર્મવિજય ને ધર્મપ્રીતિની કલ્પના

અનાર્ય ભૂમિમા પણ ધર્મ દૂતોનો વિહાર

**પ્રથમ–કલિંગ–ભિન્ન–શાસન–**

આ યુગમા પરલોકના વિષયમા પ્રાપ્ય તરીકે સ્વર્ગનો જ નિર્દેશ થયો છે

**દ્વિતીય–કલિંગ–ભિન્ન–શાસન–**

ધર્મવિધિના શ્રવણને માટે ચાતુર્માસી તેમજ પુષ્ય નક્ષત્ર (પોષ દશમની આસપાસનો સમય)નો નિર્દેશ

**રૂપનાથ–સહસ્રામ–વૈરાટ–**

અઢી વર્ષ સુધી પોતે સામાન્ય–નિર્ક્રિય–ધાર્મિક પરાક્રમરહિત શ્રાવક–ઉપાસક હોવાનો નિર્દેશ

તે પછી સઘયાત્રાદિ ધાર્મિક પરાક્રમની શરૂઆત

જબૂદ્વીપના જે જે ભાગોમા દેવમૂર્તિઓ નહોતી ત્યા ત્યા પણ તે ભરાવી–મિશ્રિત બનાવી હોવાનો ઉલ્લેખ

(મહાવીર સવત) ૨૫૬ (ના આક)નો નિર્દેશ

**બ્રહ્મગિરિ–સિદ્ધાપુર–જટીંગ રામેશ્વર–**

સઘયાત્રા દરમિયાન સુવર્ણગિરિ તીર્થપર જઇ પહોચ્યાનો ઉલ્લેખ

**મસ્કી–**

ઉપાસકપણાનો નિર્દેશ

સઘયાત્રાનો નિર્દેશ

## સ્થંભલેખ

**પ્રથમ શાસન–**

ધર્મમાર્ગે પાલન, ધર્મમાર્ગે અમલ, ધર્મમગ સુપ્રસિદ્ધિ ને ધર્મમાર્ગ સરક્ષણ

**દ્વિતીય શાસન–**

ધર્મના મુખ્ય અગો તરીકે અલ્પ આશ્રવ, અતિ પુણ્ય, દયા, દાન, સત્ય ને શૌચની કરાવેલી ઓળખ

ચક્ષુદાનનો નિર્દેશ

પ્રાણીઓના દ્વિપદ, ચતુષ્પદ, પક્ષી, વારિચર વગેરે પ્રકારોનો કરાવેલ પરિચય

**તૃતીય શાસન–**

પાપ અને આશ્રવ વચ્ચે આકેલો ભેદ

આશ્રવના અગો તરીકે ચડ, નિષ્ઠુરતા, ક્રોધ ગર્વ, ઇર્ષા વગેરેનો થયેલો નિર્દેશ

**ચતુર્થ શાસન–**

જૈન શાસ્ત્રોમા જણાવ્યા અનુસાર સપ્રતિએ 'પુરુષ' સજ્ઞાથી ઓળખાતા વેષધારી સાધુઓને ધર્મ પ્રચારાર્થે અનાર્યભૂમિમા પણ મોકલ્યા હતા

આ શાસનમા પ્રિયદર્શી જણાવે છે કે પોતે એવા 'પુરુષ' સજ્ઞક ઉપદેશકોને ધર્મપ્રચારાર્થે સર્વત્ર મોકલેલા છે

કેદીઓને મરણ સમયે દાન અને અનશન (આજીવન ઉપવાસ)નો આશ્રય લેવાની અપાયેલી સલાહ

**પંચમ શાસન–**

ઉત્પત્તી જીવનુ પાલન ન કરવાની સલાહ

જીવાતવાળું થૂલું કે જંગલો બાળવા સામે મૂકાયલો પ્રતિબંધ

ખસી-ક્રિયાની મર્યાદા અને પર્વ દિવસોમાં તેની ક્રિયા સામે મૂકાયલો પ્રતિબંધ

પર્વો તરીકે પૌષધ-દિવસો ( અષ્ટમી-ચતુર્દશી ), પૂર્ણિમા, ચોમાસી ચૌદશની આસપાસનાં અઠવાડિયાં, પોષદશમની આસપાસનો સમય-વગેરેની અપાયલી ઓળખ

એ પર્વદિવસોમાં જીવહિંસા, મત્સ્યવધ તેમજ વ્યાપાર, ખસીક્રિયા, મૃગયા આદિ સામે મૂકાયલો સખત પ્રતિબંધ

**ષષ્ઠમ શાસન-**

આ સ્થંભલેખમાં પ્રિયદર્શી પોતાના ધર્મની ઓળખ આપતાં કહે છે કે, 'બધા ધર્મોને મેં વિવિધ પ્રકારની પૂજાથી સન્માન્યા છે, પણ મારો પોતાનો મુખ્ય ધર્મ તો એ છે કે જેમાં આત્માનું પ્રતિક્રમણ થઇ શકે છે.'

**સપ્તમ શાસન-**

ધાર્મિક જ્ઞાનની સાથોસાથ ધર્માનુષ્ઠાનને પણ આપેલું મહત્ત્વ

રાજધર્મ લેખે પોતે બગીચા, આંબાવાડીઓ, કૂવા, ધર્મશાળાઓ વગેરે પરિભોગનાં સાધનો સર્જાવ્યાં હોવાનું દર્શાવીને પછી એ બધાંની તુચ્છતા સૂચવે છે અને ધર્માનુસરણ પર જ વિશેષ ભાર મૂકે છે.

ધર્મનિયમન અને નિદિધ્યાસન એ ધર્મવિકાસના બે માર્ગ દર્શાવીને પછીથી તેમાં વિશેષ ભાર નિદિધ્યાસન-ભાવ પર મૂકયો છે.

ધર્મવૃદ્ધિના મહામાર્ગ તરીકે ભૂતોની અવિહિંસા અને પ્રાણી પ્રત્યેના અનારંભભાવનો કરેલો નિર્દેશ

**સારનાથ સ્થંભલેખ-**

મહામાત્રાઓ પણ નિયમિત પૌષધ કરતા હોવાનું સૂચન

---

## બૌદ્ધ દૃષ્ટિએ સંભવિત-

## શિલાલેખ

**અષ્ટમ શાસન-**

આ લેખમાં પ્રિયદર્શી પોતાના રાજ્યાભિષેકના દશમા વર્ષે 'સંબોધિ' ની ધર્મયાત્રાએ ગયાનો નિર્દેશ છે. કેટલાક વિદ્વાનો સંબોધિ એટલે જ્યાં ભગવાન બુદ્ધને જ્ઞાન ઉપજ્યું હતું તે-ગયાનું બોધિવૃક્ષ ગણી લઇ પ્રિયદર્શીને બૌદ્ધ રાજવી તરીકે ઓળખાવે છે.

**કલકત્તા વૈરાટનો શિલાલેખ-**

આ લેખમાં પ્રિયદર્શીએ કોઇક સ્થળે એકત્ર થયેલા બૌધ્ધસંઘ પર શુભેચ્છાનો સંદેશો મોકલાવરાવેલો તે પ્રગટ થયો છે.

**મસ્કીનો શિલાલેખ-**

આ શિલાલેખમાં પોતે અઢી વર્ષ લગી સામાન્ય ઉપાસક રહ્યો એ દર્શાવવાને પ્રિયદર્શીએ કોતરાવરાવેલો 'ઉપાસક' શબ્દ 'બુપાસક' જેવો વંચાય છે. કેટલાક વિદ્વાનો પ્રિયદર્શી એ અશોક એટલે કે બૌધ્ધ ધર્માવલંબી રાજવી છે એમ પહેલેથી જ માની લઇને 'બુપાસકે' ને સ્થળે 'બુધશકે' એવો સુધારો સૂચવે છે.

આ શિલાલેખમાં પ્રિયદર્શીએ પોતાના વડીલ તરીકે 'અશોક' નો નિર્દેશ કર્યો છે. પણ એ સંબંધની સ્પષ્ટતા કરતા શબ્દો આ લેખમાં તૂટી ગયેલા છે અને અસોકસ એટલા જ અક્ષરો વંચાય છે. તે પરથી કેટલાક વિદ્વાનો પ્રિયદર્શી એ જ બૌધ્ધ ધર્માવલંબી અશોક એમ માની લે છે.

## સ્થંભલેખ

**કૌશામ્બી-સારનાથ-સાંચી-**

સંઘના નિયમોનો ભંગ કરનાર ભિક્ષુ-ભિક્ષુણીને ધોળાં વસ્ત્ર પહેરાવીને આવાસની બહાર મૂકવામાં આવશે એવી દર્શાવેલી ઇચ્છા

**રૂમ્મિન્દેઈ સ્થંભલેખ-**

બુધ્ધ જન્મસ્થાનકની મુલાકાત લઇ ત્યાં સ્થંભ ઊભો કરાવ્યાનો ઉલ્લેખ છે.

**નિગ્લીવ સ્થંભલેખ-**

બુધ્ધ કોનાકમનના સ્તૂપની મુલાકાત લઇ તે સ્થળે સ્થંભ ઊભો કરાવ્યાનો નિર્દેશ છે.

આજીવિકો પ્રત્યે કોઈએ વધુમાં વધુ ક્રૂરતા દર્શાવી હોય તો તે કેવળ અશોકે જ. બૌદ્ધ ધર્મગ્રંથોમાં જણાવ્યા પ્રમાણે પુણ્ડ્રવર્ધન નગરના આજીવિકોએ બુદ્ધમૂર્તિનું સહેજ અપમાન કરવાથી અશોકે ત્યાં ૧૮૦૦૦ આજીવિકોની કતલ કરાવી હતી તેમજ પાટલિપુત્રના આજીવિકોને પણ જીવતા મરાવી નાખ્યા હતા અને એવો હુકમ કાઢ્યો હતો કે આજીવિકનું માથું લાવનારને માથાદીઠ એક દીનાર ઇનામ મળશે. [હિન્દી વિશ્વકોશ-ગ્રંથ ૨ પૃ. ૪૪] જ્યારે પ્રિયદર્શિન તો અહીં આજીવિકોને દાન આપે છે, એટલું જ નહિ, અશોકના સ્તંભલેખોમાં પણ તેણે આજીવિકો પ્રત્યે સમાન મૈત્રીભાવ દર્શાવ્યો છે. આવી સમભાવના જૈનધર્મી સંપ્રતિએ જ દાખવેલી છે. એટલે પ્રિયદર્શિન એ સંપ્રતિનું ઉપનામ હોવાના મતને આ ગુફાલેખ ટેકો આપે છે અને બધી જ ધર્મલિપિઓને અશોકની જ માનનાર તથા 'દેવાનાંપ્રિય પ્રિયદર્શિ' એ નામ અશોકનું જ છે એવો અભિપ્રાય ધરાવનાર હુલ્ત્ઝ પણ આ ગુફા-લેખો અશોકના હોવા પરત્વે તો શંકા જ દર્શાવે છે. [We cannot however decide with certainty whether the three Barabar Hill-inscriptions belong to the same king (Ashok) or to another member of his dynasty (Cor Ins Ind Intro p. 29]

(૫) સમય જતાં આ શબ્દ પર છેકો મારવામાં આવ્યો છે એટલે 'આજીવિક' શબ્દ અસ્પષ્ટ થયો છે.

(૬) મૂળમાં અહીં કુપિય [illegible] ખલતિક-એ પ્રમાણે વંચાય છે. હુલ્ત્ઝ માને છે કે અહીં ઉપરના લેખની જેમ ખલતિક પવતસિ હોવું જોઈએ. પરંતુ જેક્સન કહે છે કે તૂટેલી જગ્યા વધુમાં વધુ પાંચ અક્ષર સમાવી શકે એટલી જ છે માટે ત્યાં સુ આજીવિકેહિ હોવું જોઈએ. જેક્સનની માન્યતા આ ગણતરીએ તો સાચી જણાય છે. કેમકે ઉપરના બંને લેખમાં આજીવિકેહિ શબ્દ છેકી નાખવાનો પાછળથી પ્રયાસ થયો છે તે જોતાં અહીં પણ તેવો પ્રયાસ થયો હોય અને તે શબ્દ નીકળી ગયો હોય તે સંભવિત છે. પણ તે અર્થ તેના સુપિય-સુપ્રિય વિશેષણ બંધબેસતું નથી થતું એટલે અમે હુલ્ત્ઝના મતને જ માન્ય રાખેલ છે.

(૭) લેખના અંતે સ્વસ્તિક અને ખંજર ને તેની નીચે માછલી કોતરેલ છે. તેમાંથી માછલી એ પાંડ્ય રાજચિહ્ન છે ને ખંજર એ ચેરનું રાજચિહ્ન હોવા સંભવ છે. સ્વસ્તિક ચિહ્ન કલિંગપતિ ખારવેલના શિલાલેખમાં પણ આદિ ને અંતભાગમાં કોતરાયેલ છે. સંભવિત છે કે પ્રિયદર્શી એ કલિંગ, પાંડ્ય ને ચેર પર મેળવેલા વિજયની યાદમાં આ ત્રણે ચિહ્ન કોતરાવ્યા હોય.

# પરિશિષ્ટ—૧

## તારવણી

[અત્યાર સુધી જગત એમ માનતું આવ્યું છે કે પ્રિયદર્શી એ બૌદ્ધ ધર્માવલંબી સમ્રાટ અશોકનું ઉપનામ છે અને પ્રિયદર્શીના નામે કોતરાવેલી ધર્મલિપિઓ બૌદ્ધ દર્શનથી સભર છે. પરંતુ આ ગ્રન્થના પ્રથમ ખંડમાં ઐતિહાસિક પ્રમાણો આપીને આપણે પુરવાર કરી ગયા છીએ કે પ્રિયદર્શી એ જૈન ધર્માવલંબી સમ્રાટ સંપ્રતિનું ઉપનામ છે અને આ ખંડમાં-ધર્મલિપિઓના પરિચ્છેદોમાં આપણે જોઈ ગયા છીએ કે એ ધર્મલિપિઓ જૈન દર્શનથી સભર છે.

ધર્મલિપિઓના પૂરા અભ્યાસને માટે તો એ પરિચ્છેદોમાં અપાયેલી મૂળ ધર્મલિપિઓ, તેના અનુવાદો તથા તે પરની નોંધો વગેરે વાંચી જવું જોઈએ. પરંતુ જે વાચકને એ બધું વાંચી જવાનો અવકાશ ન હોય અથવા જે વાંચી ગયા પછી પણ તેમાં કેટલી હદે જૈનત્વ અને કેટલા પ્રમાણમાં બૌદ્ધત્વ ગુંથાયલું છે તે પર ઊડતો દૃષ્ટિપાત કરવો હોય તેને ઉપયોગી થઈ પડશે એમ માનીને અહીં ધર્મલિપિઓની 'તારવણી'નું આ પરિશિષ્ટ ઉમેર્યું છે. તેમાં પ્રથમ એ ધર્મલિપિઓમાં જૈન દર્શનને સ્પર્શતા જે મુદ્દાઓ રહેલા છે તે ક્રમવાર દર્શાવ્યા છે; અને પછી તેમાં બૌદ્ધ દર્શનને સ્પર્શતા જે મુદ્દાઓ છે તે દર્શાવ્યા છે. તે બંનેના અવલોકન પછી, આ લિપિઓમાં જૈનત્વ પ્રધાનપદે છે કે બૌદ્ધત્વ, તે અંગે વાચક પોતે જ અભિપ્રાય બાંધે એમ ઇચ્છીએ છીએ. કોઈ મુદ્દા પર વિશેષ નિરીક્ષણ જરૂરી જણાય તો જે શાસનમાં તે મુદ્દો સમાયો હોય તે મૂળ શાસન, તેનો અનુવાદ અને તે પરની ફૂટનોટો અવલોકવી.]

### જૈન દૃષ્ટિએ

### શિલાલેખ

**પ્રથમ શાસન—**

જીવહિંસા સામે પ્રતિબંધ
હિંસક ઉત્સવો—સમાજો—યજ્ઞયાગાદિનો વિરોધ
ધાર્મિક મહોત્સવોને ઉત્તેજન
રાજમંદિરમાં પણ માંસાહારની બંધી

**દ્વિતીય શાસન—**

મનુષ્યનાં દવાખાનાંની સાથોસાથ દેશ—પરદેશમાં પાંજરાપોળોની સ્થાપના—

**તૃતીય શાસન—**

શ્રમણોને પવિત્ર—નિર્વિકલ્પ દાન
પ્રાણીઓ પ્રત્યે અનારંભભાવ
અલ્પ વ્યય
અપરિગ્રહ—વગેરેનો ઉપદેશ

**ચતુર્થ શાસન—**

ધર્મઘોષ—અમારી ઘોષણાને અપાયેલું મહત્ત્વ



તીર્થંકરની માતાઓ ગર્ભાધાન સમયે નીરખે છે અને આજે પણ જૈન ઉપાશ્રયોમાં પર્યુષણમાં બતાવાય છે તેવાં હાથી, વિમાન, અગ્નિસ્કંધ વગેરેના પ્રદર્શનની પ્રિયદર્શીને કરેલી શરૂઆતનો નિર્દેશ

પ્રાણનો અનારંભ
ભૂતોની અવિહિંસા

**પંચમ શાસન—**

'કલ્યાણ'નું સ્વરૂપ જૈન શાસ્ત્રોમાંની સર્વ કલ્યાણ કારણંની પંક્તિને સમાંતર અર્થમાં જ આલેખાયું છે.

**ષષ્ઠમ શાસન—**

પાંચમા જૈન આચાર—વીર્યાચારને અનુરૂપ અર્થમાં જ પરાક્રમનું મહત્ત્વ અંકાયું છે.

**સપ્તમ શાસન—**

સંયમ અને ભાવશુદ્ધિનું પ્રતિપાદન
રાગ અને દ્વેષનો વિરોધ

**અષ્ટમ શાસન–**

મૃગયાનો ત્યાગ

તેને સ્થળે ધર્મયાત્રા–સઘયાત્રાને પસદગી

**નવમ શાસન–**

ધર્મમગલનુ આકેલુ મહત્ત્વ

ધર્મદાન–ધર્માનુગ્રહ વગેરેની પ્રશસા

**દશમ શાસન–**

પરિશ્રવને અપુણ્ય તરીકે ઓળખાવી તેનો કરેલો નિષેધ

ધર્મમાર્ગમા પરિત્યાગ અને પરાક્રમનુ આકેલુ મહત્ત્વ

**એકાદશમ શાસન–**

ધર્મદાન, ધર્મસસ્તવ, ધર્મસવિભાગ અને ધર્મ-સબધની કરેલી પ્રશસા

પ્રાણોના અનારભનો ઉપદેશ

**દ્વાદશમ શાસન–**

દાન અને પૂજાના શ્રાવકધર્મનુ પાલન

વચનગુપ્તીની આકેલી મહત્તા

સમવાયમા સુદરતાનુ નિરૂપણ

**ત્રયોદશમ શાસન–**

ધર્મપાલન, ધર્મપ્રેમ ને ધર્મોપદેશની પ્રગતિ

સર્વ ભૂતોની બાબતમા અહિસા, સયમ, સમદૃષ્ટિ ને નમ્રતાની દર્શાવેલી ઇચ્છા

ધર્મવિજય ને ધર્મપ્રીતિની ઝખના

અનાર્ય ભૂમિમા પણ ધર્મદૂતોનો વિહાર

**પ્રથમ–કલિગ–ભિન્ન–શાસન–**

આ યુગમા પરલોકના વિષયમા પ્રાપ્ય તરીકે સ્વર્ગનો જ નિર્દેશ થયો છે.

**દ્વિતીય–કલિગ–ભિન્ન–શાસન–**

ધર્મવિધિના શ્રવણને માટે ચાતુર્માસી તેમજ પુષ્ય નક્ષત્ર (પોષ દશમની આસપાસનો સમય)નો નિર્દેશ

**રૂપનાથ–સહસ્રામ–વૈરાટ–**

અઢી વર્ષ લગી પોતે સામાન્ય–નિષ્ક્રિય–ધાર્મિક પરાક્રમરહિત શ્રાવક–ઉપાસક હોવાનો નિર્દેશ

તે પછી સઘયાત્રાદિ ધાર્મિક પરાક્રમની શરૂઆત

જબૂદ્વીપના જે જે ભાગોમા દેવમૂર્તિઓ નહોતી ત્યા ત્યા પણ તે ભરાવી–મિશ્રિત બનાવી હોવાનો ઉલ્લેખ

(મહાવીર સવત) ૨૫૬ (ના આક)નો નિર્દેશ

**બ્રહ્મગિરિ–સિદ્ધાપુર–જટીગ રામેશ્વર–**

સઘયાત્રા દરમિયાન સુવર્ણગિરિ તીર્થપર જઈ પહોચ્યાનો ઉલ્લેખ

**મસ્કી–**

ઉપાસકપણાનો નિર્દેશ

સઘયાત્રાનો નિર્દેશ

## સ્થભલેખ

**પ્રથમ શાસન–**

ધર્મમાર્ગે પાલન, ધર્મમાર્ગે અમન, ધર્મમાર્ગે સુખસિદ્ધિ ને ધર્મમાર્ગે સરક્ષણ

**દ્વિતીય શાસન–**

ધર્મના મુખ્ય અગો તરીકે અલ્પ આશ્રવ, અતિ પુણ્ય, દયા, દાન, સત્ય ને શૌચની કરાવેલી ઓળખ

ચક્ષુદાનનો નિર્દેશ

પ્રાણીઓના દ્વિપદ, ચતુષ્પદ, પક્ષી, વારિચર વગેરે પ્રકારોનો કરાવેલ પરિચય

**તૃતીય શાસન–**

પાપ અને આશ્રવ વચ્ચે આકેલો ભેદ

આશ્રવના અગો તરીકે ચડ, નિષ્ઠુરતા, ક્રોધ, ગર્વ, ઇર્ષા વગેરેનો થયેલો નિર્દેશ

**ચતુર્થ શાસન–**

જૈન શાસ્ત્રોમા જણાવ્યા અનુસાર સપ્રતિએ 'પુરુષ' સજ્ઞાથી ઓળખાતા વેષધારી સાધુઓને ધર્મ પ્રચારાર્થે અનાર્યભૂમિમા પણ મોકલ્યા હતા

આ શાસનમા પ્રિયદર્શી જણાવે છે કે પોતે એવા 'પુરુષ' સજ્ઞક ઉપદેશકોને ધર્મપ્રચારાર્થે સર્વત્ર મોકલેલા છે

કેદીઓને મરણ સમયે દાન અને અનુશન (આજીવન ઉપવાસ)નો આશ્રય લેવાની અપાયેલી સલાહ

**પચમ શાસન–**

જીવથી જીવનુ પોષણ ન કરવાની સલાહ

જીવાતવાળું થુલું કે જંગલો બાળવા સામે મૂકાયલો પ્રતિબંધ

ખસી-ક્રિયાની મર્યાદા અને પર્વ દિવસોમાં તેની ક્રિયા સામે મૂકાયલો પ્રતિબંધ

પર્વો તરીકે પૌષધ-દિવસો ( અષ્ટમી-ચતુર્દશી ), પૂર્ણિમા, ચોમાસી ચૌદશની આસપાસનાં અઠવાડિયાં, પોષદશમની આસપાસનો સમય-વગેરેની અપાયલી ઓળખ

એ પર્વદિવસોમાં જીવહિંસા, મત્સ્યવધ તેમજ વ્યાપાર, ખસીક્રિયા, મૃગયા આદિ સામે મૂકાયલો સખત પ્રતિબંધ

**પંચમ શાસન-**

આ સ્થંભલેખમાં પ્રિયદર્શી પોતાના ધર્મની ઓળખ આપતાં કહે છે કે, 'બધા ધર્મોને મેં વિવિધ પ્રકારની પૂજાથી સન્માન્યા છે, પણ મારો પોતાનો મુખ્ય ધર્મ તો એ છે કે જેમાં આત્માનું પ્રતિક્રમણ થઇ શકે છે.'

**સપ્તમ શાસન-**

ધાર્મિક જ્ઞાનની સાથોસાથ ધર્માનુષ્ઠાનને પણ આપેલું મહત્ત્વ

રાજધર્મ લેખે પોતે બગીચા, આંબાવાડીઓ, કૂવા, ધર્મશાળાઓ વગેરે પરિભોગનાં સાધનો સર્જાવ્યાં હોવાનું દર્શાવીને પછી એ બધાંની તુચ્છતા સૂચવે છે અને ધર્માનુસરણ પર જ વિશેષ ભાર મૂકે છે.

ધર્મનિયમન અને નિદિધ્યાસન એ ધર્મવિકાસના બે માર્ગ દર્શાવીને પછીથી તેમાં વિશેષ ભાર નિદિધ્યાસન-ભાવ પર મૂકયો છે.

ધર્મવૃદ્ધિના મહામાર્ગ તરીકે ભૂતોની અવિહિંસા અને પ્રાણો પ્રત્યેના અનારંભભાવનો કરેલો નિર્દેશ

**સારનાથ સ્થંભલેખ-**

મહામાત્રાઓ પણ નિયમિત પૌષધ કરતા હોવાનું સૂચન

---

## બૌદ્ધ દૃષ્ટિએ સંભવિત-શિલાલેખ

**અષ્ટમ શાસન-**

આ લેખમાં પ્રિયદર્શી પોતાના રાજ્યાભિષેકના દશમા વર્ષે 'સંબોધિ' ની ધર્મયાત્રાએ ગયાનો નિર્દેશ છે. કેટલાક વિદ્વાનો સંબોધિ એટલે જ્યાં ભગવાન બુદ્ધને જ્ઞાન ઉપજ્યું હતું તે-ગયાનું બોધિવૃક્ષ માની લઇ પ્રિયદર્શીને બૌદ્ધ રાજવી તરીકે ઓળખાવે છે.

**કલકત્તા વૈરાટનો શિલાલેખ-**

આ લેખમાં પ્રિયદર્શીએ કોઇક સ્થળે એકત્ર થયેલા બૌધ્ધસંઘ પર શુભેચ્છાનો સંદેશો મોકલાવરાવેલો તે પ્રગટ થયો છે.

**મસ્કીનો શિલાલેખ—**

આ શિલાલેખમાં પોતે અઢી વર્ષ લગી સામાન્ય ઉપાસક રહ્યો એ દર્શાવવાને પ્રિયદર્શીએ કોતરાવરાવેલો 'ઉપાસક' શબ્દ 'બુપાસક' જેવો વંચાય છે. કેટલાક વિદ્વાનો પ્રિયદર્શી એ અશોક એટલે કે બૌધ્ધ ધર્માવલંબી રાજવી છે એમ પહેલેથી જ માની લઇને 'બુપાસકે' ને સ્થળે 'બુધ્ધશકે' એવો સુધારો સૂચવે છે.

આ શિલાલેખમાં પ્રિયદર્શીએ પોતાના વડીલ તરીકે 'અશોક' નો નિર્દેશ કર્યો છે. પણ એ સંબંધની સ્પષ્ટતા કરતા શબ્દો આ લેખમાં તૂટી ગયેલા છે અને અસોકસ એટલા જ અક્ષરો વંચાય છે. તે પરથી કેટલાક વિદ્વાનો પ્રિયદર્શી એ જ બૌધ્ધ ધર્માવલંબી અશોક એમ માની લે છે.

## સ્થંભલેખ

**કૌશામ્બી-સારનાથ-સાંચી-**

સંઘના નિયમોનો ભંગ કરનાર ભિક્ષુ-ભિક્ષુણીને ધોળાં વસ્ત્ર પહેરાવીને આવાસની બહાર મૂકવામાં આવશે એવી દર્શાવેલી ઇચ્છા

**રૂમ્મિન્ડેઈ સ્થંભલેખ-**

બુધ્ધ જન્મસ્થાનકની મુલાકાત લઇ ત્યાં સ્થંભ ઊભો કરાવ્યાનો ઉલ્લેખ છે.

**નિગ્લીવ સ્થંભલેખ-**

બુધ્ધ કોનાકમનના સ્તૂપની મુલાકાત લઇ તે સ્થળે સ્થંભ ઊભો કરાવ્યાનો નિર્દેશ છે

આ રીતે પ્રિયદર્શીના ૧૪ મુખ્ય શિલાલેખ, ૭ મુખ્ય સ્થંભલેખ, ૨ ભિન્ન શિલાલેખ, ૮ ગૌણ શિલાલેખ, ૬ ગૌણ સ્થંભલેખ તથા ૩ ગુફાલેખ—એમ કુલ ૪૦ લેખોમાંથી ૧૨ મુખ્ય શિલાલેખ, ૭ મુખ્ય સ્થંભલેખ, ૨ ભિન્ન શિલાલેખ, ને ૬ ગૌણ શિલાલેખ એમ ૨૭ લેખમાં પૂર્ણપણે જૈનત્વને જ પ્રધાનપદ અપાયનું છે, ૧ ગૌણ શિલાલેખ ને ૪ ગૌણ સ્થંભલેખોમાં બૌદ્ધત્વને પ્રધાનપદ અપાયાનું માનવામાં આવે છે, ને ૧ મુખ્ય શિલાલેખ, ૧ ગૌણ સ્થંભલેખમાં બંને ધર્મને સંયુક્ત સ્થાન અપાયું જણાય છે, જ્યારે ચૌદમો મુખ્ય શિલાલેખ, દેવી-શાસનનો ગૌણ સ્થંભલેખ ને ત્રણ ગુફાલેખમાં ધાર્મિક વિશિષ્ટતા નથી જણાતી. તેમ છતાં ઐતિહાસિક દૃષ્ટિએ વિચારણા કરીએ તો ત્રણે ગુફાલેખો પણ જૈનત્વના જ દ્યોતક દેખે છે. કેમકે એમાં પ્રિયદર્શીએ આજીવિકોને ગુફાઓ ભેટ આપ્યાનો ઉલ્લેખ છે બૌદ્ધ શાસ્ત્રોમાં જણાવ્યા અનુસાર અશોકે તો આજીવિકોની કનડ ચલાવરાવેલી, જ્યારે જૈન ધર્માવલંબી સંપ્રતિએ તેમના પ્રત્યે સદ્ભાવ દર્શાવેલો હોઈ આ ગુફાલેખો પણ જૈન ધર્મની સાથે જ સંકળાઈ જાય છે

આમ દેખીતી રીતે જ પ્રિયદર્શીની ધર્મલિપિઓમાં જૈનત્વને પ્રાધાન્ય અપાયું છે. તેમાં બૌદ્ધત્વની ક્યાંક ક્યાંક જે અસર જણાય છે તે પ્રિયદર્શી યાને સંપ્રતિના પુરોગામી નૃપતિ અશોકે બૌદ્ધધર્મને રાજધર્મ બનાવેલો તેને આભારી છે. અશોકે બૌદ્ધ ધર્મને જે વિશ્વવ્યાપી સ્વરૂપ આપ્યું તેને તેની પછી તરત જ ગાદીએ આવનાર તેનો પૌત્ર સમૂળગું નિર્મૂળ ન બનાવી શકે. પોતે ધર્મપરિવર્તન કરીને જૈન ધર્મ સ્વીકાર્યો છતાં પોતાના પુરોગામી નૃપતિ અને પિતામહ અશોકના ધર્મ પ્રતિ યોગ્ય આદર તો તેણે દર્શાવવો જ જોઈએ. રૂમ્મિનદેઈ-નિગ્લીવના ગૌણ સ્થંભલેખો કે કલકત્તા-વેરાટના ગૌણ શિલાલેખો કેટલેક અંશે એ વસ્તુસ્થિતિને આભારી છે

ને જટીગ-રામેશ્વરના ત્રણ ગૌણ શિલાલેખો મ્હૈસુર રાજ્યમા સિદ્દાપુરની આસપાસ પથરાયલા છે અને લૌરિય-અરરાજ, લૌરિય-નદનગઢ ને રામપુર્વા એ ત્રણે સ્થભો ચપારણમા નજીક નજીકમા આવેલા છે ધર્મલિપિઓનો મોટો ભાગ એકદરે બિહાર અને સયુક્ત પ્રાતોમા મળી આવે છે આ સયોગોમા લિપિઓના કોતરકામનો સબધ સામ્રાજ્યની સરહદો કે તેના પાટનગરો સાથે સાકળવો તે સુઘટિત નથી

આ ગ્રથમા આપણે પુરવાર કરી રહ્યા છીએ કે પ્રિયદર્શી એ જૈન સમ્રાટ સપ્રતિનુ ઉપનામ છે અને પરિણામે તેણે કોતરાવરાવેલી ધર્મલિપિઓને અને તે અગે પસદ કરાયલા સ્થળોને બૌધ્ધ ધર્મ સાથે કોઈ સબધ ન હોઈ શકે તેમ છતા એ વિધાનને બાજુએ રાખીએ તોપણ ધર્મલિપિઓથી શોભતી શિલાઓ કે સ્થભો જ્યા જ્યા ઊભેલા છે તેમાના મોટા ભાગને બૌધ્ધ તીર્થસ્થળો સાથે કોઈ સબધ નથી બૌધ્ધોના પરમ તીર્થસ્થાન બોધિગયાના વૃક્ષની નજીકમા એકે સ્થભ કે શિલા નથી જ્યારે જ્યા જ્યા એ શિલાઓ કે સ્થભો ઊભેલા છે તે બધા જ સ્થળો જૈન ધર્મની પવિત્ર તીર્થભૂમિઓ છે

ચૌદ મુખ્ય શિલાલેખો ગિરનાર, કાલ્સી, શાહબાઝગઢી, મન્શેરા, ધૌલી, જગૌડા ને સોપારા એમ સાત સ્થળે અખડ કે તૂટેલી હાલતમા મળી આવે છે તેમા ગિરનાર એ મહાન જૈન તીર્થ છે ને બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ ત્યા નિર્વાણ પામ્યા હતા. જ્યા કાલ્સીના શિલાલેખ કોતરાયા છે ત્યા અષ્ટાપદ પર્વતની તળેટી આવેલી હતી અને તે પર્વત ઉપર પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ નિર્વાણ પામ્યા હતા શાહબાઝગઢી ને મન્શેરા પ્રાચીન ગાધારના એ ભાગમા છે કે જ્યા પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના પુત્ર બાહુબલીએ શાસન ચલાવ્યુ હતુ, જ્યા બાહુબલી અને તેના જ્યેષ્ઠ બધુ ભરત વચ્ચે યુદ્ધ થયુ હતુ, જ્યા ભગવાન શ્રી ઋષભદેવના વિહારની સ્મૃતિને અમર બનાવવાને બાહુબલીએ ધર્મચક્ર અને ચરણ-પાદુકાઓ સ્થાપી તે પર ભવ્ય સ્તૂપ[1] ચણાવરાવ્યો હતો અને જ્યા, શ્રવણ બેલગોલમા ગોમટેશ્વરની જે સ્વરૂપમા મૂર્તિ મળી આવે છે એ જ સ્વરૂપમા ખડા રહીને બાહુબલીએ મહાતપ કર્યુ હતુ ને જ્ઞાનપ્રાપ્તિ

---

1 આ સ્તૂપ, આ લેખો અને આ ભૂમિ જૈન તીર્થસ્થળ હોવાનો અસ્પષ્ટ ખ્યાલ ચીનના બૌધ્ધ યાત્રી હ્યુએન્સગને પણ હતો તે તેના નીચેના વર્ણન પરથી જણાઈ આવે છે

તક્ષશિલાથી ૧૪૦ માઈલ દક્ષિણ પૂર્વ સિહપુર રાજ્ય છે તેનો ઘેરાવો ૭૦૦ થી ૭૨૫ માઈલનો છે રાજધાનીનો ઘેરાવો ત્રણ માઈલ છે રાજધાનીની દશ માઈલ દક્ષિણ પૂર્વ અશોક (?)-સ્તૂપ છે તેની નજીકમા જ જૈનોના મૂળ ભગવાનને જ્ઞાન ઉપજેલુ. જ્યા જ્ઞાન ઉપજેલુ ત્યા તેને લગતો લેખ છે નજીકમા જ મદિર છે હજારો યાત્રાળુઓ ચડી આવ્યા કરે છે ત્યા તપ વિશેષ થાય છે આ ભાગ ઘણો જ રમણીય છે અહીં એકમેક સાથે સકળાયલા દશ સરોવરો છે આસપાસ ઘણા પથરો ખડકાયલા છે કમળો વિશેષ છે નજીકમા જ બૌધ્ધ સઘારામ છે પણ ત્યા બૌધ્ધ સાધુઓ રહેતા નથી બુદ્ધના ને જિનના ઘણા ખરા સિદ્ધાન્તો મળતા છે તેમના મોટા સાધુઓ ભિક્ષુ તરીકે ઓળખાય છે ને સામાન્ય શ્રમણ તરીકે એક ભાગ નગ્ન રહે છે બીજો સફેદ વસ્ત્ર વાપરે છે તીર્થંકરની મૂર્તિ બુદ્ધની મૂર્તિ સાથે લગભગ મળતી જ આવે છે આ પ્રદેશ પર્વતીય છે અહીંથી સો માઈલ દક્ષિણ પૂર્વ ૪૦૦ માઈલના ઘેરાવાનુ ઉરશા નામે રાજ્ય છે ને ત્યાથી ૨૦૦ માઈલ દક્ષિણ પૂર્વ કાશ્મીર છે"

હ્યુએન્સગની ઉપરોક્ત નોધમા વિશેષનામો તેમજ માઈલ સખ્યા વિશ્વાસપાત્ર નથી જણાતા પણ તેણે અતે નીરખેલા પ્રમાણ તરીકે સ્તૂપ લેખ જૈનોના પ્રથમ તીર્થંકરની જ્ઞાનપ્રાપ્તિ અગેની કિવદતી, તેમજ સ્થળનુ વર્ણન વગેરે આ સ્થળ અને પ્રદેશ સાથે પ્રધાનત મળતા આવે છે બધા જ પરદેશી બૌધ્ધ યાત્રીઓએ ભારતમાના દરેક સ્તૂપને અશોકના સ્તૂપ તરીકે માની લીધા છે એ જ પ્રમાણે હ્યુએનસગે બાહુબલીના સ્તૂપને અશોક-સ્તૂપ માની લીધેલ હોવાનો સભવ છે પ્રથમ જૈન તીર્થંકરને અહીં જ્ઞાન ઉપજેલુ એમ નહિ (પણ તેમના પુત્રને આ પ્રદેશમા જ્ઞાન ઉપજેલુ છે) પણ તે અહીં વિહાર કરીને તુરત તુરત ચાલી ગયેલા ત્યારે બાહુબલીએ સ્મૃતિ કાયમ રાખવા ને ત્યા પાદુકાઓ બનાવરાવી હ્યુએનસગે નિર્દેશેલ લેખ જ્ઞાનપ્રાપ્તિને લગતો હોય તે કરતા શ્રી ઋષભદેવના વિહારની સ્મરણભૂમિ લેખે સપ્રતિએ કોતરાવેલ શાહબાઝગઢી કે મન્શેરાના લેખોમાથી એકાદ હોવાનો સભવ છે

બાહુબલીએ પ્રતિષ્ઠિત કરેલા ધર્મચક્રના કારણે ઉક્ત તીર્થ જૈન શાસ્ત્રોમા 'ચક્રતીર્થ' ના નામે ઓળખાયુ છે

चम्पाराजगृहे च चक्र मथुरा जाद्धा प्रतिष्ठानगे

સાધી હતી કે જ્યાં આગળ વિદ્વાનોના મતે જૈન અવશેષ સમાન માણિક્યાલનો સ્તૂપ શોભી રહ્યો છે. જ્યાં ધૌલીના શિલાલેખ છે ત્યાં લગી અગાઉ સમ્મેતશિખર પર્વતની તલેટી લંબાયલી હતી અને ઉક્ત પર્વત પર વીશ તીર્થંકરો નિર્વાણ પામ્યા હતા. જ્યાં જગૌડાના શિલાલેખ છે તે ભૂમિ, ખારવેલના શિલાલેખમાં નિર્દેશાયલ કલિંગજિનમૂર્તિના ભવ્ય ઐતિહાસિક મંદિરથી વિખ્યાત બનેલી. કેટલાક સમય લગી તે મૂર્તિ જીરાવલા પાર્શ્વનાથના નામે ઓળખાયલ. પણ બપભટ્ટસૂરિ અને આમરાજાના ઐતિહાસિક વૃત્તાંતમાં આલેખાયું છે તે પ્રમાણે શંકરાચાર્યે તે તીર્થ પર આક્રમણ કરી મૂર્તિ પર ખોલું-ખોળું ચડાવ્યું ને તીર્થને શૈવતીર્થ બનાવી દીધું. આજે તે જગન્નાથપુરીના નામે ઓળખાય છે. સોપારા પ્રાચીન કાળમાં મહત્ત્વનું જૈન તીર્થ હતું. રાજકીય દૃષ્ટિએ તે ભરૂચ કરતાં પણ વિશેષ મશહૂર વ્યાપારી બંદર હતું. ત્યાં પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથનું ભવ્ય જૈન મંદિર હતું. અને જૈન નૃપતિ શ્રીપાળ ત્યાં રાજકુમારી તિલકસુંદરી વેરે પરણેલો. ભગવાન મહાવીરના સમયમાં હિંદમાં આવીને દીક્ષા લેનાર બેબીલોનનો રાજકુમાર આર્દ્રકુમાર આ જ બંદરે ઊતરેલો. તે સ્થળે જૈન મુનિઓનો સતત વિહાર રહેતો અને જ્યાં ઇ. સ. ૫૭ માં ભયંકર દુષ્કાળ પ્રવર્તી રહ્યો હતો, તેનો અંત કેવા સંયોગોમાં આવશે તે ભાખી વજ્રસૂરિ નામના આચાર્યે ઋક્ષ પર્વત તરફ પ્રયાણ કર્યું હતું. જૈનોનો શૂર્પારક ગચ્છ તે સ્થળને આભારી છે.

ગૌણ શિલાલેખો રૂપનાથ, સહસ્રામ, વૈરાટ, બ્રહ્મગિરિ, સિદ્દાપુર, જટીંગ-રામેશ્વર ને મસ્કી એમ સાત (કલકત્તા-વૈરાટના નામે ઓળખાતો શિલાલેખ પણ મૂળ તો વૈરાટમાં જ કોતરાયલો એટલે તેને માટે ભિન્ન સ્થળનો નિર્દેશ બિનજરૂરી છે) સ્થળે કોતરાયલ છે. તેમાંથી રૂપનાથ એ બારમા જૈન તીર્થંકર વાસુપૂજ્યની જન્મ તેમજ નિર્વાણ-ભૂમિ છે.[૨] સહસ્રામના સ્થળે પ્રાચીન કાળમાં ભદ્દીલપુર નામે નગરી વસેલી હતી. દશમા જૈન તીર્થંકર શીતળનાથનો ત્યાં જન્મ થયેલો તેમજ દીક્ષા-જ્ઞાન વગેરે પણ ત્યાં જ થયેલ. આજે પણ નજીકના પહાડ પર જૈન મંદિરો, મૂર્તિઓ તેમજ જિનપાદુકાનાં અવશેષ મળી આવે છે. સમ્રાટ અશોકનું મરણ પણ તે જ સ્થળે થયેલ હોવાનો સંભવ છે.[૩] વૈરાટના શિલાલેખનું સ્થળ પ્રાચીન કાળમાં મશહૂર જૈન તીર્થ હતું અને ત્યાં રાવણ-મંદોદરીએ પ્રતિષ્ઠિત કરેલ રાવણ-પાર્શ્વનાથનું ભવ્ય જૈન મંદિર હતું. બ્રહ્મગિરિ, સિદ્દાપુર ને જટીંગ-રામેશ્વરના લેખો મ્હૈસુર રાજ્યના એ ભાગમાં આવેલા છે કે જ્યાં પ્રાચીન કાળમાં જૈનો અપ્રતિમ જાહોજલાલી ધરાવતા હતા. જ્યાંથી બ્રહ્મગિરિનો લેખ મળ્યો છે તે પર્વતશ્રેણિ પ્રાચીનકાળમાં કનકગિરિ અથવા હેમકૂટગિરિ[૪] ના નામે ઓળખાતી હતી અને તે સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથનું વિશ્વવિખ્યાત તીર્થ હતું. ત્યાંથી થોડે છેટે હોલીપટ્ટણ તીર્થમાં પણ પ્રિયદર્શી-સંપ્રતિએ ૧૦૧

---

૨. પ્રાચીન ભારતવર્ષ ભાગ બીજો પૃ. ૩૬૪ ને ભાગ પાંચમો પૃ. ૩૧૯ ની ૩૨૫.

૩. પ્રાચીન ભારતવર્ષ ભાગ બીજો પૃ. ૩૬૬.

૪ सम्मेते तारके वा कुलगिरि शिखरेऽष्टापदे स्वर्णशैले।
कर्णाटे हेमकूटे विकट तरुवरे चक्रकोटे च भोटे॥

પાછળ અમે બ્રહ્મગિરિના શિલાલેખની નોંધમાં (પૃ. ૧૩૩) એમ જણાવી ગયા છીએ કે–" બ્રહ્મગિરિના શિલાલેખમાં નિર્દેશાયલ 'સુવર્ણગિરિ' એ જાલોર નજીકનું સુવર્ણગિરિ તીર્થ હોવું જોઇએ." પરંતુ તીર્થશ્રેણીના ઉપરોક્ત ઉલ્લેખમાં એ નામને મળતાં બે તીર્થો (સ્વર્ણશૈલ ને હેમકૂટગિરિ) ની નોંધ લેવાણી છે. તેમાંથી સ્વર્ણશૈલ એ જાલોરની નજીકના ભગવાન મહાવીરના પ્રાચીન ભવ્ય મંદિરથી શોભતા સુવર્ણગિરિ તીર્થને માટે વપરાયલ શબ્દ છે, જ્યારે હેમકૂટગિરિ એ રાયચુરની નજીકના કનગગિરિ, હેમકૂટગિરિ અથવા સુવર્ણગિરિને માટે વપરાયલ શબ્દ છે. તે ભગવાન શાંતિનાથના સ્વર્ગીય મંદિરથી શોભતું તીર્થ હતું. આજે પણ તે પર્વતશ્રેણી કનકગિરિના નામથી ઓળખાય છે. આ પરથી બ્રહ્મગિરિના શિલાલેખમાં નિર્દેશાયલ સુવર્ણગિરિ સ્થળ તે જાલોરની નજીકના સુવર્ણગિરિ કરતાં રાયચુર નજીકનું કનકગિરિ-સુવર્ણગિરિ-હેમકૂટગિરિ હોવા વિશેષ સંભવ છે. હુલ્ઝ પણ એ જ મંતવ્ય ધરાવે છે.

જૈન મંદિરો બંધાવરાવેલા જેના અવશેષો આજે પણ હયાત છે. મસ્કીનો શિલાલેખ પણ કનકગિરિની ઉત્તરે એ પ્રદેશમાં મળી આવેલ છે કે જે પ્રાચીનકાળમાં પવિત્ર જૈન તીર્થ તરીકે 'કર્ણાટક'ના સમૂહસૂચક નામથી ઓળખાયેલ છે.[5] આ સમસ્ત પ્રદેશ પ્રાચીન અને મધ્યકાલીન જૈન તીર્થોના સ્મરણાવશેષોથી સભર છે. ધારવાડ જીલ્લામાં આવેલા બંકાપુરમાં પ્રાચીન કાળમાં ભવ્ય જૈન વિદ્યાલય હતું અને આજે પણ જૈન મંદિર તેમજ કેટલાક શિલાલેખો ત્યાં મોજુદ છે. લકુંડીમાં પચાસ જિનાલયો અને ૩૫ શિલાલેખો છે. કુંતલગિરિ, માનખેડ, પંઢરપુર વગેરે પણ નોંધપાત્ર જૈન તીર્થો હતા. દક્ષિણ હૈદરાબાદથી લગભગ ૩૫ માઈલે આવેલ કુલ્પાકજી તીર્થ તો આજે પણ દક્ષિણનું મશહૂર જૈન તીર્થ છે. તે ઉપરાંત લક્ષ્મેશ્વર, હળી, ગદગ, કૂગગુંદ, બાગલકોટ, સતવગી વગેરે સ્થળે મળતા ભવ્ય જૈન અવશેષો મસ્કી, બ્રહ્મગિરિ, સિદ્ધાપુર ને જટીંગ-રામેશ્વરના લેખો વાળા કર્ણાટક વિસ્તારમાં પ્રાચીનકાળમાં જૈનોની કેટલી જાહોજલાલી હતી તેના સૂચક છે.

જેના પર મુખ્ય સ્થંભલેખો કોતરાયલ છે તે ૭ સ્થંભો ટોપ્રા, મીરત, કોશાંબી, અરરાજ, નંદનગઢ ને રામપૂર્વા એ સ્થળે ઊભા કરાયલ. તેમાંથી ટોપ્રા અને મીરતના સ્થંભો ફીરોઝશાહ દિલ્હી ઉપાડી ગયો એટલે તે બંને અનુક્રમે દિલ્હી-ટોપ્રા ને દિલ્હી-મીરતના નામે ઓળખાય છે. કોશાંબીનો સ્થંભ અકબર અલ્હાબાદ ઉપાડી ગયો એટલે તે અલ્હાબાદ-કોશાંબીના નામે ઓળખાય છે. અરરાજ ને નંદનગઢના સ્થંભો લૌરીય ગામની આસપાસમાં હોઈ તે બંનેની સાથે લૌરીય નામ સાંકળવામાં આવ્યું છે. (સ્થંભોના વિશેષ પરિચય માટે જુઓ પૃ ૧૬-૧૭-૧૮-૧૪૨)

દિલ્હી-ટોપ્રા અને દિલ્હી-મિરતના સ્થંભો જ્યાં ઊભા કરાયલા તે સ્થળો અનુક્રમે હસ્તીનાપુર અને કાંપિલ્યપુર નામે પ્રાચીન જૈન તીર્થ-નગરીઓથી શોભતા હતા. હસ્તીનાપુર સોળમા, સત્તરમા અઢારમા જૈન તીર્થંકરો શ્રી શાંતિનાથ, કુંથુનાથ અને અરનાથના જન્મ તેમજ દીક્ષા-કલ્યાણકથી જૈનોનું મહાતીર્થ થઈ પડેલ. તે સ્થળની નજીકમાંજ પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવની પાદુકા છે. તે પરથી પ્રાચીન પરંપરાથી એમ મનાતું આવ્યું છે કે બાહુબલીના પુત્ર શ્રેયાંસકુમારે ભગવાન ઋષભદેવને શેલડીના રસથી તપનું જે સ્થળે પારણું કરાવરાવેલું તે જ તે સ્થળ હોવું જોઈએ. જૈનોમાં કાંપિલ્યપુરનું મહત્ત્વ પણ હસ્તિનાપુરના જેટલું જ છે. તેરમા જૈન તીર્થંકર શ્રી વિમળનાથનો ત્યાં જન્મ થયેલો. તેમજ 'ઉત્તરાધ્યન સૂત્ર'માં જણાવ્યા પ્રમાણે પ્રાચીન કાળમાં કાંપિલ્યપુરના સંજય નામે રાજવીએ ગર્દભાલિ મુનિવર સમક્ષ દીક્ષા સ્વીકારી હતી.[6]

અલ્હાબાદ-કોશાંબીના સ્થંભ વિષે બેમત છે. એક પક્ષ એમ માને છે કે તે મૂળ પ્રિયદર્શિને તો કોશાંબીમાં ઊભો કરાવેલો પણ ફીરોઝશાહ, અકબર અથવા જહાંગીર તેને અલ્હાબાદ ખેંચી ગયો. જ્યારે બીજો પક્ષ એમ જણાવે છે કે પ્રિયદર્શિને જાતે જ તે અલ્હાબાદમાં ઊભો કરાવરાવેલો (વિશેષ માટે જુઓ પૃ ૧૭). આ બેમાંથી કયો પક્ષ સાચો તેનો નિર્ણય આપવાને આપણા પાસે આજે અભેદ્ય પ્રમાણો ન હોઈને આપણે એ બંને સ્થળો જૈન ધર્મ સાથે કેવા સંકળાયલા છે તે જ અવલોકી જઈશું.

આ સ્થંભ પર અગાઉ સિંહાકૃતિ હતી (જુઓ પૃ ૧૭). પ્રિયદર્શીના જે સ્થંભો પર સિંહાકૃતિ મૂકવામાં આવી છે તે ભગવાન મહાવીરના જીવનપ્રસંગો સાથે સંકળાયલા સ્થળે ઊભા કરાયલ હોવાનો પૂરતો સંભવ છે અને તેમાં પણ ખાસ કરીને તે સ્થળો જ્યાં ભગવાન મહાવીરને ઉપસર્ગો નડેલા તે હોવાનું જણાય છે.[7]

---

[5] वन्दे श्री कर्णाटके शिवपुरे नागद्रहे नाणके ।

[6] कम्पिल्ल नयरे राया । नामेण सजये ॥सजओ चइउ रज्जं निक्खन्तो जिणसासणे । गद्दभालिस्स भगवओ अणगारस्स अन्तिए ।

[7] ભગવાન મહાવીરના જીવનના ત્રણ વિભાગ પડે છે. ત્રીશ વર્ષ લગી રાજકુમાર તરીકે, પછી બાર વર્ષ પર્યંત તપસ્વી સંત

કૌશાંબી એ છઠ્ઠા જૈન તીર્થંકર પદ્મપ્રભુની જન્મભૂમિ છે. અહીં રાજકુમારી ચંદનબાળાએ ભગવાન મહાવીરદેવને છ મહિનાના ઉપવાસનું પારણું કરાવરાવેલું. ભગવાન મહાવીરની મુખ્ય શિષ્યાઓ ચંદનબાળા અને મૃગાવતીને આ સ્થળે કેવળજ્ઞાન ઉપજેલું. અહીંથી થોડેજ છેટે સુસુમારપુરમાં ભગવાન મહાવીરસ્વામીને ચમરેન્દ્રનો ઉત્પાત નડેલો.

અલ્હાબાદ ( પ્રયાગ ) માં ભગવાન ઋષભદેવને જ્ઞાન ઉપજેલું. ત્યાંના અક્ષય વડ નીચે ભગવાન ઋષભદેવની પાદુકા હતી. સંવત ૧૬૪૮ માં રાય કલ્યાણે તે પાદુકા ઉથાપી ત્યાં શિવલિંગ સ્થાપેલું પણ તેનો પણ આરંગજેબે નાશ કર્યો. આજે પણ વડ નીચે પાદુકા નજરે ચડે છે.

૩. લૌરિય-અરરાજ, લૌરિય-નંદનગઢ ને રામપૂર્વાના સ્થંભો બિહારના એ ઉત્તર ભાગમાં આવેલ છે કે જ્યાં પ્રાચીન કાળમાં મગધનું મહારાજ્ય વિસ્તરેલું હતું, જે ભૂમિમાં ભગવાન મહાવીર અને બીજા અનેક જૈન મહાપુરુષોનો જન્મ થયો હતો અને જે ભાગમાં ભગવાન મહાવીરસ્વામીને અનેક ઉપસર્ગો નડયા હતા. આમાંના લૌરિય-નંદનગઢ ને રામપૂર્વાના સ્થંભો પર ભવ્ય સિંહાકૃતિઓ છે. લૌરિય-અરરાજના સ્થંભ પર વી. સ્મીથના જણાવ્યા પ્રમાણે ગરુડાકૃતિ હતી પણ પ્રો. રાધાકુમુદ મુકરજીએ ત્યાં ઝીણવટભરી તપાસ કરી જણાવ્યું છે કે તે સ્થંભ પર પણ સિંહાકૃતિ હતી.

લૌરિય-અરરાજનો સ્થંભ જ્યાં ઊભેલો છે ત્યાં પૂર્વે મિથિલા નગરી હતી. ભગવાન મહાવીર અહીં વિચરેલા ને તેમને અહીં કષ્ટો નડેલાં એટલું જ નહિ, પણ ઓગણીસમા જૈન તીર્થંકર શ્રી મલ્લિનાથ ને એકવીશમા જૈન તીર્થંકર શ્રી નમિનાથનાં જન્મ-દીક્ષા-જ્ઞાન વગેરે અહીં થયેલાં.

લૌરિય-નંદનગઢનો સ્થંભ જ્યાં ઊભેલો છે ત્યાં પૂર્વે વૈશાલી નગરી હતી અને તે નગરીની નજીકના ક્ષત્રિયકુંડમાં ભગવાન મહાવીરસ્વામીનો જન્મ થયો હતો. વૈશાલીનો નૃપતિ ચેટક ભગવાન મહાવીરસ્વામીનો મામો થતો. આ પ્રદેશમાં ભગવાન મહાવીરે દીક્ષા લીધા પછી પણ વારંવાર વિહાર કર્યો હતો અને તેમને અહીં અનેક ઉપસર્ગો નડેલા. તેમાંનો મુખ્ય ઉપસર્ગ ભગવાનને સાધુજીવનની શરૂઆતમાં જ તેમના પર મૂઢ ગોવાળિયાએ જે હુમલો કર્યો તે નડેલો.

રામપૂર્વાનો સ્થંભ જ્યાં ઊભેલો છે ત્યાં પૂર્વે પૃષ્ઠચંપા નગરી હતી અને ત્યાંના નૃપતિ શાલ-મહાશાલે ભગવાન મહાવીર પાસે દીક્ષા લીધેલી, એટલું જ નહિ, પણ સાધુ-અવસ્થા દરમિયાન ભગવાન મહાવીર પણ આ પ્રદેશમાં વિચરેલા ને તેમણે કષ્ટ સહેલાં. આ પ્રદેશ જૈનત્વથી ભરેલો હોવાનું સૂચવતી અનેક મૂર્તિઓ તેમજ મંદિરો અહીં હતાં પણ બૌદ્ધોએ એ મૂર્તિઓને તળાવમાં પધરાવી પાછળથી બૌધ્ધ મૂર્તિઓ ગોઠવી દીધી છે.

આ છ મુખ્ય સ્થંભો ઉપરાંત ચાર વગર કોતરેલા સ્થંભો પણ વિચારણીય છે. તેમાંનો પહેલો સ્થંભ રામપૂર્વામાં સિંહાકૃતિવાળા મુખ્ય સ્થંભની નજીકમાં જ છે અને તેના પર ઋષભની આકૃતિ છે. આ ભગવાન ઋષભદેવનું લક્ષણ હતું એટલે એ આકૃતિ આ પ્રદેશમાં ભગવાન ઋષભદેવનો વિહાર સૂચવે છે. બીજો સ્થંભ વૈશાલિની નજીકનો બખરાનો છે. તે પર સિંહાકૃતિ છે, જે ભગવાન મહાવીરનું લંછન છે. આ સ્થંભ જ્યાં ઊભેલો તે જ પ્રદેશમાં ભગવાન મહાવીરનો જન્મ થયેલો ને દીક્ષા લીધા પછી એ જ પ્રદેશમાં તેમને પ્રથમ ઉપસર્ગ નડેલો. આ સ્થંભ પ્રિયદર્શિન જૈન હોવાનું અટળ રીતે પુરવાર કરે છે. કેમકે ભગવાન મહાવીરનો અહીં જન્મ થયેલો[૮] ને તેમના લંછન સિંહને સૂચવતી સ્થંભ પર

---

તરીકે, ને તે પછી જ્ઞાની તરીકે. તેમાં વચલો જે બાર વર્ષનો ગાળો છે તે દરમિયાન તેમને અનેક કષ્ટો વેઠવાં પડયાં. એવાં ભયંકર કષ્ટો ઉપસર્ગ તરીકે ઓળખાય છે.

૮ It is to be observed that this locality was famous in those ancient times as the birthplace of Vardhaman Mahavir, the founder of Jainism, and this might explain the location of this ( Bakhra ) pillar. Asok ( R. Mookerji ) P. 36

આકૃતિ પણ મૂકવામાં આવી છે જ્યારે બૌધ્ધોને આ આ સ્થળ સાથે કંઇ લાગતું વળગતું નથી ત્રીજો સ્થંભ સંકીસાનો છે તેના પર હાથીની આકૃતિ છે તે જે પ્રદેશમાં આવેલો છે ત્યાં પૂર્વે કાકંદી નામે મોટી નગરી વસેલી હતી, તે મશહૂર જૈન તીર્થ હતું અને ત્યાં નવમા જૈન તીર્થંકર સુવિધિનાથનો જન્મ થયો. ચોથો સ્થંભ કોસામ (કૌશાંબી) નો છે ને કૌશાંબી એ ભગવાન મહાવીર તેમજ જૈન ધર્મ સાથે કેવું સંકળાયલ છે તે આપણે ઉપર જોઇ ગયા છીએ

ગૌણ સ્થંભો સાચી સારનાથ, રૂમ્મિનદેઇ ને નિગ્લીવ એમ ચાર નામથી જાણીતા છે તેમાંનો સાચી-સ્થંભ મધ્ય હિંદમાં ભોપાલ રાજ્યમાં આવેલો છે અને તેના પર ચારે બાજુ સિંહની આકૃતિઓ છે આ સ્થળ ભગવાન મહાવીર અને તેમના અનેક શિષ્યોની નિર્વાણભૂમિ છે (વિશેષ માટે જુઓ હવે પછીના ખંડમાં સાચી-સ્તૂપનું વર્ણન) સારનાથનો સ્થંભ બનારસની સાડા ત્રણ માઇલ ઉત્તરે આવેલો છે તેના ઉપરના ભાગમાં ચારે કોર સિંહની આકૃતિઓ છે અને તેની નીચે ચાર ચક્રોની વચ્ચે અનુક્રમે ઋષભ, હાથી, અશ્વ અને સિંહ કોતરાયલ છે તેમાં ઋષભ એ પહેલા જૈન તીર્થંકર શ્રી આદિનાથનું લક્ષણ છે, હાથી એ બીજા જૈન તીર્થંકર શ્રી અજીતનાથનું લક્ષણ છે અશ્વ એ ત્રીજા જૈન તીર્થંકર સંભવનાથનું લક્ષણ છે, સિંહ એ ચોવીશમા જૈન તીર્થંકર શ્રી મહાવીર સ્વામીનું લક્ષણ છે આ સારનાથનો સ્થંભ જ્યાં ઊભેલો છે તેની ચારે કોર ચાર જૈન તીર્થંકરોની જ મમૂર્તીઓ આવેલી હતી

સારનાથના સ્થળથી બે માઇલ છેટે સિંહપુર નામે નગર વસેલું હતું, જે અગ્યારમા તીર્થંકર શ્રી શ્રેયાંસનાથના જન્મથી પવિત્ર બનેલું અને પરિણામે તે આજ લગી જૈન તીર્થ ગણાતું આવ્યું છે એ જ રીતે સ્થળથી દોઢ માઇલ છેટે કાશીનું ભદૈનીઘાટ નામે પરૂ આવેલું છે જે સાતમા જૈન તીર્થંકર શ્રી સુપાર્શ્વનાથના જન્મથી મશહૂર બનેલું છે તે જ રીતે કાશીનું બીજું પરૂ ભેલુપુર ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથના જન્મ-દીક્ષા આદિ કલ્યાણકથી જાણીતું તીર્થ બનેલ છે સ્થળથી આઠેક માઇલ છેટે ચન્દ્રપુરી નામે ભવ્ય નગરી હતી, જ્યાં આઠમા જૈન તીર્થંકર ચન્દ્રપ્રભુનો જન્મ થયો તે ઉપરાંત ભગવાન મહાવીરે પણ આ પ્રદેશમાં વારંવાર વિહાર કર્યો, અને તેમને આ પ્રદેશમાં કેટલાક ઉપસર્ગો પણ નડેલા ભગવાન ઋષભદેવના માતા મરુદેવીને આ સ્થળે કેવળજ્ઞાન ઉપજેલું

રૂમ્મિનદેઇનો સ્થંભ નેપાળની તરાઇમાં ભગવાનપુરથી બે માઇલ ઉત્તરે છે કેટલાક વિદ્વાનો જે લુમ્બિની વનમાં ભગવાન બુધ્ધનો જન્મ થયો તે આ સ્થળે જ આવેલ હોવું જોઇએ એમ માની આ પ્રદેશને બુધ્ધના જન્મસ્થાનક તરીકે ગણી લે છે અને પરિણામે આ સ્થંભલેખના વાચનમાં એ પુરાતત્ત્વે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે આ સ્થંભલેખમાં લુમ્બિનીગ્રામનો નિર્દેશ છે જ્યારે બુધ્ધનો જન્મ લુમ્બિનીવનમાં થયો છે તે ઉપરાંત જે લુમ્બિનીવનમાં બુદ્ધ જન્મેલા તે વન તો કપિલવસ્તુની બહારનું ઉદ્યાન હતું (જુઓ પૃ ૧૮૫) જ્યારે આ સ્થંભવાળો પ્રદેશ તો કપિલવસ્તુથી કેટલેક છેટે આવેલો છે તદુપરાંત આ સ્થંભ પર સિંહ છે તેને પણ બુદ્ધ કે તેમના જ મસ્થાનક સાથે કાંઇ સંબંધ નથી જ્યારે બીજી બાજુ ભગવાન મહાવીરને સંગમદેવનો જે ભયાનક ઉપસર્ગ નડેલો તે આ પ્રદેશમાં બનેલો

નીગ્લીવનો સ્થંભ જ્યાં આવેલો છે તે સ્થળે રામપૂર્વાના સ્થળની જેમ જ પૂર્વે જૈનત્વ જાહેજલાલી ભોગવતું હતું નેપાળની ભૂમિમાં અનેક જૈન તીર્થો આવેલાં હતાં૯ પણ વખત જતાં ધીમે ધીમે ત્યાં બૌધ્ધો પગદંડો જમાવતા ગયા જૈન તીર્થોને તેમણે નષ્ટ કર્યાં અને દરેક સ્થળે બૌધ્ધત્વને આગળ કર્યું પરિણામે આજે તે સ્થળે જૈન કરતાં બૌધ્ધ સ્મૃતિઓ વધારે નજરે ચડે છે

ગુફાલેખો ગયાથી પંદર માઇલ ઉત્તરે બરાબર-ગિરિમાં કોતરાયલા છે એ લેખો ઉક્ત ગુફાઓ આજી-

---

૯ नेपाले नाहल वा कुवलयतिलक सिंहले मेघले वा। श्रीमत्तीर्थंकराणां प्रतिदिवसमहं तत्र चैत्यानि वंदे॥

વિકોને ભેટ આપ્યાને લગતા હોઈ લેખ કોતરાવવાના સ્થળની દૃષ્ટિએ તેની વિશેષતા ન ગણાય. પણ છતાં એ ગુફાઓ અને લેખોનું સ્થળ પણ પ્રિયદર્શીને જૈન ઠરાવવામાં તો મદદગાર બને જ છે.

જૈન શાસ્ત્રોમાં આ ગિરિ ગોરથગિરિના નામે ઓળખાય છે અને તે ભગવાન મહાવીરદેવના વિહારથી મશહૂર બનેલા વૈભારગિરિની નજીકમાં આવેલો છે. બીજી બાજુએ આ ગુફાઓ બુધ્ધ ગયાની નજીકમાં આવેલી છે. બુધ્ધગયા એ બૌધ્ધોનું મશહૂર તીર્થ છે. તે તીર્થની વધુમાં વધુ નજીક આવેલી ગુફાઓ કોઈ પણ બૌદ્ધ રાજવી આજીવિકોને ભેટ ન આપી શકે. કેમકે બૌધ્ધો અને આજીવિકો વચ્ચે સખત કલહ ચાલતો હતો. તે સંયોગોમાં તે ગુફાઓ આજીવિકોને ભેટ આપવી એ બૌધ્ધ તીર્થને જોખમમાં મૂકવા સરખું ગણાય. જો પ્રિયદર્શી બૌધ્ધ હોય તો ઉક્ત ગુફાઓ આજીવિકોને તે ભેટ ધરવાને બદલે તે તે બૌધ્ધ ભિક્ષુકોને જ ભેટ આપત. પણ પ્રિયદર્શી એ જૈન રાજવી હોઇને તેને બુધ્ધગયાનું બહુ મહત્ત્વ ન જ હોય, એટલે તે ઉક્ત ગુફાઓ આજીવિકોને સહેજે ભેટ આપી શકે.

આ રીતે ધર્મલિપિઓ કોતરાવવાને માટે જે સ્થળો પસંદ કરાયાં છે તે જૈન ધર્મ અને જૈન ઇતિહાસ સાથે એવાં સંકળાઈ જાય છે,[૧૦] અને બીજી બાજુએ બૌધ્ધ ઇતિહાસથી તે પ્રધાનતઃ એવાં છેટાં રહે છે કે સ્થળ-પસંદગીનો વિષય પણ પ્રિયદર્શીને જૈન ઠેરવવામાં એક મહત્ત્વનું પ્રમાણ થઇ પડે છે.

ધર્મલિપિઓ કોતરાવવાનાં સ્થળો ઉપરાંત સ્તૂપો આદિનાં સ્થળો પણ જૈન ધર્મ સાથે સંકળાયલાં છે. પણ તેનો વિચાર 'અન્યકૃતિઓ'ના હવે પછીના ખંડમાં કરવામાં આવશે.

---

૧૦ જેમ જેમ નવાં નવાં ખોદકામો થતાં જાય છે તેમ તેમ અમારા ઉપરોક્ત દૃષ્ટિબિન્દુને વધુ ને વધુ પ્રમાણો સાંપડતાં જાય છે. દા. ત. મરકીના શિલાલેખની નજીક આજે જે ખોદકામ ચાલી રહ્યું છે, તેમાં થોડા જ વખત પર તે શિલાલેખની નજીકની ભૂમિના ઊંડાણમાંથી જૈન તીર્થંકરોની સંખ્યાબંધ પ્રાચીન મૂર્તિઓ મળી આવેલી છે.

## પ્રિયદર્શીની

| નં. | ધર્મલિપિનું સ્વરૂપ | સ્થળની ઓળખ | વર્તમાન હાલત |
|---|---|---|---|
| | **મુખ્ય શિલાલેખો** | | |
| ૧ | ગિરનાર– | કાઠિયાવાડમા ગિરનાર પર્વતની તળેટીમા | ક્યાંક ક્યાંક ખંડિત – એકંદરે સારી હાલતમા જળવાઈ રહેલ |
| ૨ | કાલસી– | સંયુક્ત પ્રાન્તોમા દહેરાદુન નજીક | ક્યાંક ક્યાંક ખંડિત |
| ૩ | શાહબાઝગઢી– | પેશાવરની ઇશાન ખૂણે વીશ ગાઉ દૂર–શાહબાઝગઢી ગામમા | „ „ „ |
| ૪ | મનશેરા– | સરહદ પ્રાન્તના હજારા જીલ્લામા– | „ „ „ |
| ૫ | ધૌલી– | ઓરિસ્સા પ્રાન્તના પુરી જીલ્લામા–ભુવનેશ્વરની ચાર ગાઉ દક્ષિણે | કેટલોક ભાગ ખંડિત |
| ૬ | જગૌડા– | મદ્રાસ ઇલાકાના ગંજામ પ્રાન્તના જગૌડા ગામમા | વિશેષ પ્રમાણમા ખંડિત |
| ૭ | સોપારા– | મુંબઈ નજીક, થાણા જીલ્લાના, વસઈ તાલુકાના સોપારા ગામમા | કેવળ આઠમા શિલાલેખનો ખંડિત ટૂકડો મળી આવેલ. હાલ તે મુંબઈ મ્યુઝિયમમા છે. |
| | **ગૌણ શિલાલેખો** | | |
| ૮ | રૂપનાથ– | મધ્ય પ્રાન્તોમા જબલપુરની નજીક | જળવાઈ રહેલ |
| ૯ | સહસ્રામ– | દક્ષિણ બિહારના શાહાબાદ જિલ્લામા | „ „ |
| ૧૦ | વૈરાટ– | જયપુર રાજ્યમા વૈરાટ ગામ નજીક | ખંડિત |
| ૧૧ | કલકત્તા–વૈરાટ– | „ | જળવાઈ રહેલ. કલકત્તા મ્યુઝિયમમા લઈ જવામા આવેલ છે |
| ૧૨ | બ્રહ્મગિરિ– | મ્હૈસુર રાજ્યમા બ્રહ્મગિરિ ટેકરી પર | જળવાઈ રહેલ |
| ૧૩ | સિદ્દાપુર– | મ્હૈસુર રાજ્યમા બ્રહ્મગિરિ નજીક, સિદ્દાપુર ગામની લાગોલગ | ખંડિત |
| ૧૪ | જટીંગ–રામેશ્વર– | મ્હૈસુર રાજ્યમા, બ્રહ્મગિરિ નજીક, જટીંગ–રામેશ્વર નામે ટેકરી પર | „ |
| ૧૫ | મસ્કી– | નિઝામ રાજ્યમા, રાયચુર નગરથી ૪૬ માઈલ દક્ષિણ પશ્ચિમે | „ |
| | **મુખ્ય સ્થંભલેખો** | | |
| ૧૬ | દિલ્હી–ટોપ્રા– | ખીઝરાબાદ પ્રાન્તમાના ટોપ્રા ગામમા કોતરાવાયલ, ફીરોઝશાહ તેને દિલ્હી લઈ ગયો | જળવાઈ રહેલ હાલ દિલ્હીમા છે |

# ધર્મલિપિઓ

| ચિન્હ | રાજ્યાભિષેકના કયા વર્ષે કોતરાણી | સ્થળ–પસંદગીનું કારણ |
|---|---|---|
| જમણી બાજુ હાથી | બારમા–તેરમા | નેમિનાથ ભગવાનનાં દીક્ષા, જ્ઞાન ને નિર્વાણની ભૂમિ તરીકે |
| ” ” ” | ” ” | ઋષભદેવ ભગવાનની નિર્વાણભૂમિ |
| | ” ” | ઋષભદેવ ભગવાનના વિહારની યાદમાં બાહુબલીએ સ્તૂપ બનાવરાવેલ |
| | ” ” | બાહુબલીની જ્ઞાનભૂમિ |
| જમણી બાજુએ કોતરેલો હાથી | બારમા | વીશ તીર્થંકરોની નિર્વાણભૂમિ–સમ્મેતશિખર પર્વતની તલેટી |
| | બારમા | પાછળથી ઠરાવેલા પાર્શ્વનાથના નામે ઓળખાયેલ, ખારવેલના શિલાલેખમાંની કલિંગજિનમૂર્તિનું તીર્થ |
| | | ભગવાન ઋષભદેવનું ભવ્ય જૈન મંદિર |
| | બારમા | બારમા જૈન તીર્થંકર વાસુપૂજ્યસ્વામીની નિર્વાણભૂમિ |
| | ” | દશમા જૈન તીર્થંકર શીતળનાથની જન્મભૂમિ |
| | ” | રાવણ પાર્શ્વનાથનું જૈન તીર્થ |
| | | ” |
| | બારમા | શાંતિનાથ ભગવાનનું મશહૂર જૈન તીર્થ |
| | ” | દક્ષિણની જૈન તીથભૂમિઓમાંનું એક |
| | ” | ” ” ” ” |
| | ” | વિખ્યાત જૈન તીર્થભૂમિ. હમણાંજ ત્યાં સંખ્યાબંધ જૈન મૂર્તિઓ મળી આવેલ છે. |
| | છવ્વીશ–સત્તાવીશ | સોળમા–સત્તરમા–અઢારમા જૈન તીર્થંકરોની જન્મભૂમિ હસ્તિનાપુર |

| | | | |
|---|---|---|---|
| ૧૭ | દિલ્હી-મિરત- | સંયુક્ત પ્રાંતમાંના મિરત નગરમાં કોતરાયલ, પણ ફીરોજશાહ તેને દિલ્હી લઈ ગયો | ખંડિત હાલ દિલ્હીમાં છે |
| ૧૮ | લોરિય-અરરાજ- | ઉત્તર બિહાર-ચંપારણમાં લોરિય ગામ ને અરરાજ નામે શિવમંદિરની નજીક | ખંડિત |
| ૧૯ | લોરિય-નંદનગ૦- | ઉત્તર બિહાર-ચંપારણમાં લોરિય ગામ ને નંદનગઢ કિલ્લાની નજીક | ,, |
| ૨૦ | રામપુર્વા- | ઉત્તર-બિહાર ચંપારણમાં રામપુર્વા ગામમાં | ,, |
| ૨૧ | અલ્હાબાદ-કોશાબી- | કોશાબી (?)માં કોતરાયલ | ખંડિત હાલ અલ્હાબાદના કિલ્લામાં છે |
| | ગૌણ સ્થંભલેખો | | |
| ૨૨ | દેવી-શાસન- | અલ્હાબાદ-કોશાબીના ઉપરોક્ત સ્થંભ પર કોતરાયલ છે | જળવાઇ રહેલ |
| ૨૩ | કોશાંબી-શાસન- | ,, ,, | ખંડિત |
| ૨૪ | સાંચી- | મધ્ય હિંદના ભોપાળ રાજ્યમાં | સહેજ ખંડિત |
| ૨૫ | સારનાથ- | બનારસથી સાડાત્રણ માઈલ ઉત્તરે | ,, ,, |
| ૨૬ | રૂમ્મિન્ડેઇ- | નેપાળની તરાઇમાં, ભગવાનપુરની બે માઇલ ઉત્તરે | જળવાઇ રહેલ |
| ૨૭ | નિગ્લીવ | નેપાળની તરાઇમાં, નીગાલી સાગર નામે સરોવરને કાંઠે | સહેજ ખંડિત |
| | વર્ણકોતરાયલ સ્થંભો | | |
| ૨૮ | રામપુર્વા- | ઉત્તર-બિહાર-ચંપારણમાં રામપુર્વા ગામમાં | |
| ૨૯ | બખરા- | લોરિય-નંદનગઢ વૈશાલીની નજીક | |
| ૩૦ | સંકીસા- | દક્ષિણ-બિહારમાં | |
| ૩૧ | કોસામ- | કોશાબીની નજીક | |
| | ગુફાલેખો | | |
| ૩૨ | પ્રથમ લેખ- | ગયાથી પંદર માઈલ ઉત્તરે બરાબર ગિરિની ગુફાઓ | જળવાઈ રહેલ |
| ૩૩ | દ્વિતીય લેખ | ,, ,, | ,, ,, |
| ૩૪ | તૃતીય લેખ | ,, | ખંડિત |

| | | |
|---|---|---|
| | " " | તેરમા જૈન તીર્થંકરની જન્મભૂમિ–કાંપિલ્યપુર |
| | " " | ઓગણીશમા ને એકવીશમા જૈન તીર્થંકરોની જન્મભૂમિ મિથિલા |
| સિંહ | " " | |
| " | " " | ભગવાન મહાવીરની વિહારભૂમિ, નજીકમાંજ જન્મભૂમિ |
| " | " " | જૈન તીર્થનગરી પૃષ્ઠચંપા |
| " | " " | ભગવાન મહાવીરને ચમરેન્દ્રનો ઉત્પાત નડેલો. |
| | | " " |
| | | " " |
| ચારે બાજુ સિંહ | | ભગવાન મહાવીરની નિર્વાણભૂમિ |
| " " " | | સાતમા, આઠમા, અગ્યારમા ને ત્રેવીશમા જૈન તીર્થંકરોની જન્મભૂમિ |
| સિંહ | વીશમા | ભગવાન મહાવીરને અહીં સંગમદેવનો ઉપસર્ગ નડેલો. બૌદ્ધ દૃષ્ટિએ ભગવાન બુદ્ધની જન્મભૂમિ (?) |
| | " | નેપાળની જૈન તીર્થભૂમિ. બૌદ્ધ દૃષ્ટિએ બુદ્ધ કોનાકમનની બૌધ્ધ તીર્થભૂમિ |
| વૃષભ | | જૈન તીર્થનગરી–પૃષ્ઠચંપા |
| સિંહ | | ભગવાન મહાવીરસ્વામીની જન્મભૂમિ |
| હાથી | | નવમા જૈન તીર્થંકરની જન્મભૂમિ |
| | | ભગવાન મહાવીરની વિહારભૂમિ |
| | બારમા | જૈન તીર્થગિરિ વૈભારગિરિની નજીક |
| | " | " " |
| સ્વસ્તિક, માછલી, પંજર | ઓગણીશમા | " " |

# તૃતીય ખંડ

---

## પ્રિયદર્શી યાને સંપ્રતિની–
## ધર્મલિપિઓ ઉપરાંત–
## અન્ય કૃતિઓ

---

### અનુક્રમ

---


પ્રથમ પરિચ્છેદ

સ્તૂપો–સ્થંભો

—

દ્વિતીય પરિચ્છેદ

સંપ્રતિએ ભરાવરાવેલ મૂર્તિઓ, ચણાવરાવેલ મંદિરો
ને કોતરાવેલ વિરાટકાય મૂર્તિઓ

---

તૃતીય પરિચ્છેદ

નગર, ધર્મશાળાઓ, ગુફાઓ, રાજમાર્ગો વગેરે બાંધકામો

---

ચતુર્થ પરિચ્છેદ

સિક્કા


---



# પ્રથમ પરિચ્છેદ

## સ્તૂપો—સ્થંભો

સાર—

આ પરિચ્છેદમાં અનાદિ કાળથી જૈન ધર્મમાં સ્તૂપ, સ્થંભ, ચૈત્ય, નિષિધિ, વિહાર, પોષધાગાર, ધર્મચક્ર, પદબિંબ, પ્રતિમા, ધર્મવૃક્ષ વગેરેને કેટલું મહત્ત્વ અપાતું આવ્યું છે તે દર્શાવીને પુરવાર કરવામાં આવ્યું છે કે ભારતવર્ષમાં જ્યાં જ્યાં ઉપરોક્ત ધર્મચિન્હો મળે છે તે એક યા બીજી રીતે જૈન ધર્મ સાથે સંકળાયલ છે. અશોક, મેઘવર્મ આદિ કેટલાક બૌદ્ધ નૃપતિઓએ જૈન પ્રથાનું અનુકરણ કરીને ક્યાંક ક્યાંક બૌદ્ધ વિહારો કે સ્તૂપો બંધાવરાવેલ હશે પણ બૌદ્ધ સાહિત્યે તેની સંખ્યા ૮૪૦૦૦ની કલ્પી લીધી છે. પરિણામે પરદેશી બૌદ્ધ પ્રવાસીઓએ અને ઓગણીસમી સદીમાં જૈન ધર્મને બૌદ્ધ ધર્મની જ એક શાખા માનતા પરદેશી વિદ્વાનોએ ભારતવર્ષના લગભગ બધા જ વિહારો, સ્તૂપો, સ્થંભો વગેરે બૌદ્ધ ધર્મ સાથે સાંકળી દીધા છે. સાંચી વગેરે સ્તૂપો સંબંધમાં પણ એમ જ બન્યું હોવાનો સંભવ છે. આ પરિચ્છેદમાં એ બધાની છણાવટ કરી દર્શાવવામાં આવ્યું છે કે પ્રિયદર્શીના સાંચી વગેરે સ્તૂપો જૈન ધર્મ સાથે સંકળાયલા છે; તેમજ તેના વિશ્વવિખ્યાત સ્થંભો પણ જૈન ધર્મના જ દ્યોતક છે.

**મથુરાનો વોદ્ર સ્તૂપ**

મથુરામાં ધર્મઘોષ અને ધર્મઋષિ નામના બે મુનિવરોના ઉપદેશથી દેવી કુબેરાએ સુવર્ણનો રત્નમય સ્તૂપ બનાવરાવેલો. એ સ્તૂપ વોદ્રસ્તૂપના નામે ઇતિહાસમાં મશહૂર બનેલો છે. સમય જતાં એ સ્તૂપ જીર્ણ બન્યો અને ઇ. સ. પૂ ૯૦૦માં ત્રેવીશમા જૈન તીર્થંકર શ્રી પાર્શ્વનાથના સમયમાં એ સ્તૂપનો ઉદ્ધાર થતાં ઇંટોનો સુંદર મૂળ સ્તૂપ બનાવીને તેની આસપાસ પત્થરનું મંદિર બનાવવામાં આવ્યું.[૪] ઇ. સ. પૂ. ની પહેલી સદી લગી એ સ્તૂપ સુંદર રૂપમાં જળવાઇ રહેલો. કેમકે મથુરાના ખોદકામમાં એ સ્તૂપના જે અવશેષો મળી આવ્યા છે તેમાં ઇ. સ. પૂ. પહેલી સદીનો નિમ્નોક્ત લેખ મળી આવ્યો છે—

"૭૯ વર્ષના વર્ષાઋતુના ચોથા માસના વીશમા દિવસે...ની સ્ત્રી શ્રાવિકા દિના ( दत्ता ) એ ભેટ આપેલી મૂર્તિ દેવોએ બંધાવેલ વોદ્ર–સ્તૂપમાં પધરાવવામાં આવી હતી." [૫]

આ સ્તૂપ સાતમા જૈન તીર્થંકર સુપાર્શ્વનાથનો હોવાનું પુરવાર થઇ ચૂક્યું છે.[૬] તેમજ ઉપરોક્ત લેખ એમ પણ પણ સૂચવે છે કે ઇ. સ. પૂ. ની પહેલી સદી[૭] લગી તે જળવાઇ રહેલો હતો. એટલું જ નહિ, પરંતુ તે સમયે પણ તે પ્રાચીન કાળમાં દેવોએ બંધાવરાવેલ હોવાનું મનાતું હતું.

બારમા જૈન તીર્થંકર શ્રી વાસુપૂજ્યસ્વામીના અવશેષો પર પણ દેવોએ રત્નસ્તૂપ રચીને તે પર ભગવાનના નિર્વાણને લગતો લેખ કોતરાવ્યો હતો.[૮]

એ જ રીતે ચોવીશમા જૈન તીર્થંકર શ્રી મહાવીર પ્રભુના અવશેષો પર પણ સ્તૂપ રચાયેલો, જેનું વર્ણન શ્રી જિનપ્રભસૂરિએ પોતાના અપાપા–કલ્પમાં કરેલું છે.[૯]

આ પ્રમાણે પ્રથમ જૈન તીર્થંકરથી માંડીને અંતિમ ચોવીશમા જૈન તીર્થંકર લગીના લગભગ દરેક તીર્થંકરો, તેમના સહગામીઓ તથા અન્ય જૈન મહાપુરુષોના સ્મરણમાં સ્તૂપો રચાયલા છે. ભગવાન બુદ્ધ તો ચોવીશમા જૈન તીર્થંકરના સમકાલિક હતા. એટલે તેમના અવશેષો પર રચાયલ સ્તૂપને ધાર્મિક દૃષ્ટિએ આદિ સ્તૂપ લેખવો તે કેવળ જૈન ઇતિહાસના અજ્ઞાનનું જ પ્રતિબિંબ છે.

આ રીતે સ્તૂપોની પ્રથા જેમ જૈન ધર્મને આભારી છે તેમ સ્મરણ–સ્થંભોની શરૂઆત પણ જૈન દર્શનને જ આભારી છે.

**સ્થંભનો પ્રાચીન ઇતિહાસ**

સ્મરણ–સ્થંભોનો પહેલ પ્રથમ નિર્દેશ પ્રથમ જૈન તીર્થંકર શ્રી આદિનાથના સ્મરણમાં દેવોએ પોતાનાં વિમાનોમાં માનસ્તંભો ઊભા કર્યા હોવા અંગેનો મળી આવે છે.[૧૦] તે પછી તે જ અરસામાં જૈન ધર્મના વિજયની યાદમાં ઠેર ઠેર 'જયસ્તંભો' ઊભા થયેલા હોવાનો નિર્દેશ મળે છે.[૧૧]

બીજા જૈન તીર્થંકર શ્રી અજીતનાથના સ્મરણમાં પણ સુરેન્દ્રાદિએ તેવા જ સ્મૃતિ–સ્તંભો ઊભા કરેલ

---

(૪–૫) Smith, The Jain Stupa and other Antiquities of Mathura.

(૬) Ferguson, History of Indian & Eastern Architecture. Vol. I, P. 110.

(૭) ઉપરોક્ત લેખમાં જે ૭૯ આંકનો નિર્દેશ છે તે કેટલાક વિદ્વાનો શક કે વિક્રમસંવત્સરનો હોવાની કલ્પના કરે છે. પરંતુ અમારા મંતવ્યાનુસાર તે આંક ઇ. સ. પૂ. ૧૫૯ માં શરૂ થયેલા ક્ષહરાટ–સંવતનો હોવાનો વિશેષ સંભવ હોઇને ૭૯ આંકને અમે ઇ. સ. પૂ. પહેલી સદીમાં મૂકેલ છે.

(૮) જુઓ વર્ધમાન સૂરિ કૃત श्रीवासुपूज्यचरित्र सर्ग–४

(૯) भूयिष्ठाश्चर्यभूमिश्चरमजिनवरस्तूपरम्य स्वरुपा ।
साऽपापामध्यमादिर्भवतु वरपुरी भूतये यात्रिकेभ्यः ॥
विविधतीर्थकल्पांतर्गत अपापाकल्प–२५

(१०) इन्द्राःस्वविमानेषु सुधर्मायां च पर्षदि ।
अधि माणवकस्तंभं वृत्त वज्र समुद्गके ॥ ५६४
त्रिषष्टि श. पु. च. पर्व १. सर्गः ६

(११) जयस्तंभो दिशि दिशि धर्मेणेवाधिरोपितः ॥ ५८२
त्रिषष्टि श. पु. च. पर्व १. सर्गः ६

હોવાના પ્રાચીન ઉલ્લેખો મળી આવે છે[૧૨]

તે પછીના યુગમાં પણ ધર્મવિજય કે મહાપુરુષના સ્મારક તરીકે માન-સ્તંભો, ધર્મ-સ્તંભો ઊભા કરાવવાની પ્રથા જૈનોમાં કાયમ રહી છે. બૌદ્ધ ધર્મમાં સ્મારક માટે સ્તૂપ કે વિહારનો નિર્દેશ[૧૩] મળે છે, પણ સ્થંભને મહત્ત્વ નથી અપાયું પ્રિયદર્શી એ બૌદ્ધ રાજવી છે એવી કલ્પના તળે તેના સ્થંભોને બૌદ્ધ સ્થંભો ગણી લેવામાં આવ્યા છે પણ આ ગ્રન્થમાં આપણે પુરવાર કર્યું છે કે પ્રિયદર્શી એ તો જૈન સમ્રાટ સંપ્રતિનું ઉપનામ છે એટલે તેના સ્થંભોને સ્વાભાવિક રીતે જ બૌદ્ધ ધર્મ સાથે ન સાંકળી શકાય અને પ્રિયદર્શીના એ કહેવાતા બૌદ્ધ સ્થંભોને બાદ કરો તો તે પ્રકારના બૌદ્ધ સ્થંભો ખાસ ક્યાંય જોવામાં આવતા નથી જ્યારે જૈનોના પ્રિયદર્શીના સ્થંભોને મળતાજ અનેક સ્થંભો ઠેરઠેર નજરે ચડે છે દિગંબર જૈન શાસ્ત્રોમાં તો સ્થંભ ઊભા કરાવવાની પ્રવૃત્તિને ખૂબ જ ધર્મફળદાયી માનવામાં આવી છે અને તેમાં સ્થંભોનું જે વર્ણન કરવામાં આવ્યું છે[૧૪] તે પ્રિયદર્શીના સ્થંભોને મળતું જ આવે છે

આવી રીતે સ્તૂપ અને સ્થંભની શરૂઆત તેમજ તેનો વિકાસ જેમ જૈન દર્શનને આભારી છે તે જ પ્રમાણે ચૈત્યનું નિર્માણ અને તેની ખીલવણી પણ જૈન ધર્મને જ આભારી છે અને સ્તૂપ તેમજ

### ચૈત્યનો પ્રાચીન ઈતિહાસ

સ્થંભની જેમ ચૈત્યનું નિર્માણ પણ પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથના યુગમાં થયેલ છે તે સંબંધમાં એવો ઉલ્લેખ મળે છે કે ભગવાન શ્રી આદિનાથે શત્રુંજય પર્વત પર વિચરીને તેને મહાતીર્થ તેમજ અનેક આત્માઓની સિદ્ધભૂમિ તરીકે ઓળખાવ્યો ત્યારે શ્રી આદિનાથના ચક્રવર્તી પુત્ર ભરતે ત્યાં રત્નશિલામય એક ભવ્ય ચૈત્ય બનાવરાવ્યું.[૧૫] તે પછી તે પ્રવૃત્તિ વધતી જ ચાલી અને ભરતના રાજશાસન દરમિયાન જ અનેક સ્તૂપો તેમજ જિનચૈત્યો બંધાઇ ચૂકેલા[૧૬]

સ્તૂપ, સ્થંભ ને ચૈત્ય સમા ધર્મ-સ્મારકોનું નિર્માણ જેમ જૈન ધર્મને આભારી છે તેમ નિષિધિ-પ્રયોગ પણ જૈન દર્શનને જ આભારી છે. ભગવાન

### નિષિધિનો પ્રાચીન નિર્દેશ

આદિનાથના અગ્નિ-સંસ્કાર સ્થાને ચક્રવર્તી ભરતે જે પ્રાસાદ બનાવેલો તેને તેણે 'સિંહનિષિધિ' નામ આપેલું,[૧૭] અને ત્યારથી સ્મારક-મંદિરો તેમજ

(૧૨) जगमुस्ततो निजनिज सदन सुरेंद्रा
मध्यसुधर्ममथ माण्वकाभिदेषु ।
स्तंभेषु वज्रमयवृत्तसमुद्गकात-
विन्यस्य ताश्च दधिरे जिननाथ दंष्ट्रा ॥ ७००
त्रि श पु च पर्व २ सर्ग ६

(૧૩) दीघनिकाय- १६-५-११

(૧૪) पडिमाण अग्गेसु रयणथंभा हवंति वोसपुह ।
पडिमा पीढ सरिच्छा पीढा थंभाणणादव्वा ॥
तिलोयपण्णत्ति
ततोऽन्तरांतरं किंचिद्गत्वा हेममयोन्नता ।
अधोमध्यजिनार्च्यांगा ध्वजछत्राभूषिता ॥
चतुर्गोपुर संबन्धशालभि सयवेष्टिता ।
रेजुर्मध्येषु बीथीना मानस्तंभा मनोहरा ॥
मल्लिनाथ-पुराण

(૧૫) अथ शत्रुंजयगिरौ चैत्यं रत्नशिलामयम् ।
अकारयन्मेरुचूला प्रस्पर्धि भरतेश्वर ॥ ४४८
त्रिषष्टि श पु च पर्व १ सर्ग ६

(૧૬) तेषां च चैत्यस्तूपानां प्रत्येक पुरतोऽभवत् । ५८१
त्रि श च पर्व १ सर्ग ६

(૧૭) भरतस्तत्र च स्वामिसंस्कारासन्नभूतले ।
प्रासाद योजयामास त्रिगव्यूति समुच्छ्रयम् ॥ ५६६
नाम्ना सिंहनिषद्यां यो निर्वाण वेश्मन ।
उच्चैर्वर्द्धकिरत्नेन रत्नाश्मभिरकारयत् ॥ ६६७
त्रिषष्टि, श पु च पर्व १ सर्ग ६

સ્મારક સાથે સંકળાયલાં નિવાસ-સ્થાનોને માટે નિષિધિ પ્રયોગ વપરાતો જોવાય છે.

નિષિધિના બે પ્રકાર હોવાનો સંભવ જણાય છે. એક તો જેની નીચે પૂજ્ય સ્મરણીય પુરુષનું અસ્થિ દટાયું હોય તે, અને બીજો અસ્થિ-રહિત. અસ્થિ-રહિત સ્મારકમાં મૂર્તિ ગોઠવાતી હોય એવો સંભવ છે. જૈન સમ્રાટ ખારવેલના શિલાલેખમાં એ બંને પ્રકારની નિષિધિનો ઉલ્લેખ થયેલો છે.[૧૮] જૈન સમ્રાટ સંપ્રતિના ઉત્તરાધિકારી પુત્ર દશરથે આજીવિકોને ભેટ આપેલી ગુફાઓના દાન-લેખમાં પણ એ પ્રયોગ વપરાયલ છે.[૧૯]

**વિહારનો પ્રાચીન ઉલ્લેખ**

સ્તૂપ, સ્થંભ, ચૈત્ય ને નિષિધિની જેમ વિહાર શબ્દ પણ જૈન દર્શનને આભારી છે. જૈન સાધુઓનાં ઉપ-નિવાસ સ્થાનો (ઉપાશ્રયો) તેમજ જૈન મંદિરો બંનેને માટે વિહાર પ્રયોગ વપરાતો. તેનો નિર્દેશ કેવળ પ્રાચીન સાહિત્યમાં જ નહિ, પરતું ચંપા (ફ્રેન્ચ ઈન્ડો ચાઈના) ના શિલાલેખોમાં પણ થયેલો છે.[૨૦] અને પહાડપુરમાંથી તાજેતરમાં મળી આવેલા ગુપ્ત સંવત ૧૫૯ ના દાન-પત્ર લેખમાં પણ તેનો ઉલ્લેખ થયેલો છે.[૨૧]

**પોષધાગારનો પ્રાચીન ઉલ્લેખ**

પોષધાગારનું[૨૨] નિર્માણ પણ જૈન દર્શનને જ આભારી છે. તેનો પ્રાચીન ઉલ્લેખ પ્રથમ જૈન તીર્થંકર શ્રી આદિનાથ અને તેમના ચક્રવર્તી પુત્ર ભરતના સમય સાથે સંકળાયલો છે.[૨૩]

**ધર્મચક્રનો પ્રાચીન ઇતિહાસ**

ધર્મચક્રનો પણ પ્રાચીનમાં પ્રાચીન નિર્દેશ જૈન દર્શન સાથે જ સંકળાયલો છે. ભગવાન શ્રી આદિનાથે ગાંધારભૂમિમાં જ્યારે વિહાર કરેલો ત્યારે ત્યાં શાસન ચલાવતા તેમના પુત્ર બાહુબલીએ પ્રભુએ તક્ષશિલાની સમીપમાં જ્યાં રાતવાસો કરેલો ત્યાં રત્નમય ધર્મચક્ર બનાવરાવેલું.[૨૪] આ ધર્મચક્ર કેટલીક વખતે વિજય-ચક્રના નામે પણ ઓળખાયલું છે. ખારવેલના હાથીગુંફાનાં શિલાલેખમાં તેનો નિર્દેશ થયેલો છે.[૨૫]

**ચરણ-પૂજનનો પ્રાચીન ઇતિહાસ**

પદબિંબ યાને ચરણ-પાદુકાનો પ્રાચીન નિર્દેશ પણ જૈન ધર્મ સાથે સંકળાયલ છે. ભગવાન શ્રી આદિનાથે તક્ષશિલાની નજીકમાં જ્યારે વિહાર કરેલો ને તક્ષશિલાની ભાગોળે જ તે રાતવાસો રહેલા ત્યારે ત્યાંના નૃપતિ ને ભગવાનના સંસારાવસ્થાના પુત્ર શ્રી બાહુબલીએ પ્રભાતમાં ધામધૂમપૂર્વક ભગવાનનાં દર્શન કરવાની

---

(૧૮) पखीण संसितेहि **कायनिसीदीयाय** याप-मावकेहि-पंक्ति-१४
**अरहत-निसीदिया** समीपे पभारे-पंक्ति-१५

(૧૯) वहियका कुभा दपलयेन देवानंप्रियेना आनंतलियं अभिषितेना [ आजीविकेहि ] भदंतेहि **वाप निषिदियाये** निषिवे ।

(૨૦) **विहारौ** देवकुले द्वौ द्वे **जिनशङ्करयोस्तयोः** ।
स्वजनार्थं प्रकुरुते ताङ्ग्‌ति प्रगतस्शुभाम् ॥
—શક સંવત ૭૫૧નો બાકુલનો શિલાલેખ

(૨૧) निग्रन्थ श्रमणाचार्य गुहनंदी शिष्य-प्रशिष्य अधिष्ठित **विहारे** भगवताम् **आर्हताम्**—

(૨૨) જ્યાં જૈનો 'પોષધ' નામની ધર્મક્રિયા કરે છે તે સ્થાનક. આનો નિર્દેશ પ્રિયદર્શીના 'સારનાથ' ના સ્થંભલેખમાં મળી આવે છે. (જુઓ પૃ. ૧૮૮-૧૮૯)

(૨૩) नृपतिः **पोषधागारे** पोषधं च समाददे । १५९
**त्रिषष्ट श. पु. च.** पर्व १ सर्गः ४

(૨૪) **धर्मचक्रं** रत्नमयं तत्र बाहुबलिर्व्यधात् । ३८०
**त्रिषष्टि श. पु. च.** पर्व १ सर्गः ३

(૨૫) त्रयोदशे च वर्षे सुप्रवृत्त-**विजयचक्रे** कुमारी पर्वते-पंक्ति १४

યોજના ઘડી પણ ભગવાન વહેલી પ્રભાતમા જ વિહાર કરી ગયા. બાહુબલી સવારમા ત્યા આવતા ભગવાનને ન નિહાળીને શોકાતુર બન્યા ને તેણે ભગવાનના જ્યા પગલા પડેલા તેની પૂજા કરી[૨૬] ત્યારથી ચરણ–પાદુકા કે પદબિંબની પૂજા પ્રવર્તી.

**પ્રતિમાનુ પ્રાચીન નિર્માણ**

પ્રતિમાની પણ વિવિધ રચનાઓ જૈન ધર્મને આભારી છે ચક્રવર્તી ભરતે જૈન તીર્થંકરોની સમાન કાય રત્નમયી પ્રતિમાઓ બનાવરાવેલી ને પોતાના નવાણુ દીક્ષિત ભાઈઓની વિરાટકાય મૂર્તિઓ બનાવરાવેલી[૨૭] તે પછી વિકાસ પામેલી એ પ્રવૃત્તિના પરિણામ રૂપ કરોડો જૈન પ્રતિમાઓ આજે ભારતમા ઠેર ઠેર પથરાયેલા જૈન મંદિરોમા નજરે ચડે છે ને વિરાટમાન મૂર્તિઓના અનુકરણરૂપ વિરાટ જૈન મૂર્તિઓ પણ ભારતમા ઠેર ઠેર નજરે પડે છે

**ધર્મવૃક્ષનો પ્રાચીન ઉલ્લેખ**

ધર્મવૃક્ષ–બોધિવૃક્ષને પણ શ્રી આદિનાથના સમયથીજ જૈન દર્શનમા મહત્ત્વ અપાતુ આવ્યુ છે ભગવાન શ્રી આદિનાથે અનેક વાર શત્રુંજય પર વિહાર કરેલો અને ત્યા તે રાયણવૃક્ષની નીચે ધ્યાનસ્થ રહેલા ત્યારથી આજલગી ત્યા એ વૃક્ષની પૂજા થતી આવી છે અન્ય તીર્થંકરોના વિષયમા પણ એ જ રીતે કોઇ ને કોઇ વૃક્ષને મહત્વ વરેલુ છે જેવા તીર્થંકર ભગવાન શ્રી મહાવીર સ્વામીને ઋજુવાલિકા નદીને કિનારે શાલ–વૃક્ષની નીચે જ્ઞાન ઉપજેલુ[૨૮] તેથી તેમના વિષયમા એ વૃક્ષ પ્રધાનપદે રહે છે

**ધર્મ સ્થાનકોનુ પરિવર્તન**

આ રીતે સ્તૂપ, સ્થંભ, ચૈત્ય, નિષિધિ, વિહાર પૌષધાગાર, ધર્મચક્ર, ચરણ–પાદુકા, પ્રતિમા, ધર્મ–વૃક્ષ વગેરે અતિ પ્રાચીન કાળથી જૈન ધર્મ સાથે કેવા સંકળાયેલા છે તે આપણે અવલોકી ગયા આ અવલોકનનો આશય હિંદમા સ્થળે સ્થળે મળી આવતા સ્તૂપ, સ્થંભ ચૈત્ય, ધર્મચક્ર, ચરણ–પાદુકા, પ્રતિમા વગેરે જૈન ધર્મનાજ છે એમ કહેવાનો નથી, પરંતુ એ બધાની શરૂઆત જૈન દર્શને કરેલી છે[૨૯] અને પછી બીજા ધર્મોએ તેમાથી કેટલુંક પોતામા સમાવી દીધુ છે એ નીતિના કારણે, જેમ આજે કેટલાય જૈન કે હિંદુ મંદિરો મસ્જિદોના રૂપમા ફેરવાઇ ગયેલા મળી આવે છે તેમ પ્રાચીન કાળમા બૌદ્ધ કે હિંદુ સત્તાઓએ પોતાના ઉદયકાળમા જૈન ધર્મ કે જૈન સ્થાનકો પર આક્રમણ કરીને અનેક સ્તૂપો, સ્થંભો, ચૈત્યો, નિષિધિઓ, વિહાર, પૌષધાગાર, ધર્મચક્ર, ચરણ–પાદુકા પ્રતિમા, ધર્મ–વૃક્ષ આદિને પોતાના ધર્મ સાથે સાંકળી દેવાનો પ્રયત્ન કર્યો છે પ્રાચીન કાળમા અવંતિ પાર્શ્વનાથના જૈન મંદિરને શૈવોએ મહાકાલના મંદિરમા

---

(૨૬) શ્રુત્વેતિ સ્વામિનস্তানি પદબિંબાનિ ભક્તિત ।
સાંત:પુરપરીવાર સુનંદાસૂનુરવન્દત ॥ ૨૭૫

ત્રિષષ્ટિ શા પુ ચ પર્વ ૧ સર્ગ ૨

(૨૭) તત્રૈવ કારયામાસ દિવ્ય રત્નશિલામયી ।
ભ્રાતૄણાં નવનવતે પ્રતિમા ભરતેશ્વર ॥ ૬૧૦

ત્રિષષ્ટિ શા પુ ચ પર્વ ૧ સર્ગ ૬

(૨૮) જગ્માથોડ્થ તત્ર્જુવાલિકાતટોપગિ ।
શ્યામાક નામ્નો ગૃહિણ: ક્ષેત્ર શાલતરોસ્તલે॥ ૧

ત્રિષષ્ટિ શા પુ ચ પર્વ ૧૦ સર્ગ ૫

(૨૯) ' the worship of Stupas, of sacred trees, of the Wheel of the Law, and so forth, more or less distinct traces of which are found with all sects, as well as their representations in sculptures, were due to one sect alone instead of being heirlooms handed down from remote times before the beginning of the historical period of India.' Buhler

Epigraphia Indica II p. 323

ફેરવી નાંખ્યાનો ઉલ્લેખ મળી આવે છે.[૩૦] વર્તમાન કાળે પણ કેદારનાથ, બદ્રીનારાયણ કે જગન્નાથના નામે જાણીતાં બનેલાં હિંદુ તીર્થો પ્રાચીન કાળમાં જૈન તીર્થો હોવાનાં ઐતિહાસિક પ્રમાણો મળી આવે છે.[૩૧] એ જ રીતે જૈન સમ્રાટ પ્રિયદર્શીને બૌદ્ધ ગણીને તેણે ઊભા કરાવરાવેલા સ્થંભો, સ્તૂપો આદિને આજે બૌદ્ધ દર્શન સાથે સાંકળી દેવામાં આવે છે અને ત્યાં કે અન્ય સ્થળોમાં પાછલા યુગની કોઇક બૌદ્ધ નિશાની મળી આવે તો પૂર્વાપરનો વિચાર કર્યા વિના તેને ઐતિહાસિક દૃષ્ટિએ બૌદ્ધ તરીકે જાહેર કરવામાં આવે છે. આ ગ્રન્થમાં આપણે પુરવાર કર્યું છે કે પ્રિયદર્શી એ જૈન સમ્રાટ સંપ્રતિનું ઉપનામ છે. એટલે સ્તૂપ-સ્થંભ આદિ તેની કૃતિઓ પણ સ્વભાવિક રીતેજ જૈન દર્શન સાથે સંકળાયલી ગણાય. તેમાંથી સ્થંભો પર કોતરાયલી ધર્મલિપિઓ તેમજ તેમનાં નિર્માણ-સ્થાનની ગણતરીએ એ સ્થંભો જૈન દર્શન સાથે કેવા સંકળાયલ છે તે આપણે બીજા ખંડમા જોઇ ગયા. આ પરિચ્છેદમાં હવે આપણે પ્રિયદર્શીના નામે ચડાવાયલા તેમજ જેનું કર્તૃત્વ હજી અનિશ્ચિત છે એવા બીજા પણ કેટલાક સ્તૂપો, તેમજ તેમાંના અવશેષો સ્થાનદૃષ્ટિએ જૈન દર્શન સાથે કેવા સંકળાયલ છે તે વિચારી જઇએ; તેમજ પ્રિયદર્શીના સ્થંભો રચના, કર્તૃત્વ તેમજ અન્ય જૈન સ્થંભોની સરખામણીએ જૈન દર્શન સાથે કેવા સંકળાયલ છે તે વિચારી જઇએ.

**વર્તમાન સ્તૂપો**

હિંદમાં આજે સંખ્યાબંધ સ્તૂપો અધૂરા અથવા પૂરા ખોદાયલા, તેમજ ખંડિત અથવા તો સુંદર રૂપમાં જળવાઇ રહેલા મળી આવે છે. કેટલાકનું ખોદકામ હજી ચાલુ છે પણ જેટલી હદે તે કામ આગળ વધ્યું છે તે પણ વિષય પર પ્રકાશ ફેંકનારૂં નીવડે છે. તેવા સ્તૂપોમાં સાંચી, ભારહૂત, અમરાવતી, માણિક્યાલ, મથુરા, સારનાથ, પહાડપુર, નંદનગઢ, પીપર્વા, ભીર, સંકીશા, બોધિગયા, કેસરિયા વગેરે મુખ્ય છે.

આ બધા સ્તૂપો જો કે પ્રિયદર્શીના પોતાના બનાવરાવેલા અથવા તો કેવળ જૈન ધર્મના નથી; પણ તેમાંના કેટલાક પ્રિયદર્શીના હોવા સંભવ છે અને ઘણા ખરા જૈન ધર્મ સાથે સંકળાયલા છે એટલે તે બધા પર દૃષ્ટિપાત કરવો જરૂરી છે. એટલે સુઘટિત ક્રમમાં તેનું નિરીક્ષણ કરી જઇએ.

મથુરા-સ્તૂપ અગાઉના કેટલાક વિદ્વાનોએ પ્રથમ દર્શને ચાલુ પ્રથાનુસાર જો કે બૌદ્ધનો માની લીધેલો, પણ પછી તે જૈન ધર્મનો હોવાનું દરેક વિદ્વાનોએ

---

(૩૦) અવંતીસુકુમાલ નામના જૈન શ્રેષ્ઠીએ અવંતીમાં અવંતી-પાર્શ્વનાથનું મંદિર બંધાવરાવેલું. સમય જતાં ત્યાં જૈન સત્તા નબળી પડી ને શૈવોએ પાર્શ્વનાથની મૂર્તિ પર શિવલિંગનું ખોળું ચડાવી દીધું. વિક્રમાદિત્યના સમયમાં શ્રી સિદ્ધસેન દિવાકરે ચમત્કારિક ' कल्याण मंदिर ' સ્તોત્ર રચીને તે ખોળું દૂર કરી તેને જૈન મંદિર તરીકે પુરવાર કર્યું હતું. સિદ્ધસેન-દિવાકરના બધાજ પ્રબંધોમાં આ હકીકત આલેખાયલી છે.

(૩૧) કેદારનાથને સ્થળે કેદાર-પાર્શ્વનાથ ને બદ્રીનારાયણને સ્થાને બદ્રી-પાર્શ્વનાથનાં જૈન તીર્થો હતાં. શંકરાચાર્યના ઝગડા પછી તે વૈષ્ણવોના તાબામાં છે. છતાં મૂળ ગાદીએ તો હાલ પણ તીર્થંકરનીજ મૂર્તિઓ છે. ત્યાંના યાત્રિકો જણાવે છે કે-' એક ભક્તને સ્વપ્નમાં ૨૪ તીર્થંકરનાં દર્શન થયાં, જેથી ત્યાં શોધ કરતાં હાલ પૂજાતી બદ્રીનારાયણની મૂર્તિ મળી આવી, બીજી ૨૩ મૂર્તિઓ એજ વિભાગમાં દટાઇ અદૃશ્ય છે.' દિગંબરોના આદિ સંપ્રદાય-મૂળ સંઘની એજ વિભાગમાં વ્યવસ્થા થયેલી, જેથી નગરનું નામ મૂલબદ્રી પડ્યું હશે એમ જણાય છે. જગન્નાથપુરીનું વર્તમાન હિંદુ તીર્થ અગાઉ છરાવલા પાર્શ્વનાથના નામે જાણીતું જૈન તીર્થ હતું. શંકરાચાર્યના સમયમાં આક્રમણપૂર્વક તેનો કબજો લઇ તેના પર કૃષ્ણ-બળદેવ સુભદ્રાની ત્રિમૂર્તિનું ખોળું ચડાવી દેવામાં આવ્યું. તે ત્રિમૂર્તિમાં એક અસ્થિ જળવાઇ રહેલું છે અને તેને હિંદુઓ કૃષ્ણના અસ્થિ તરીકે ઓળખાવે છે પણ હિંદુઓમાં તો અસ્થિને અસ્પર્સ્ય ગણવામાં આવે છે એટલે તે મૂળમૂર્તિ અન્ય ધર્મની હોવાનું પ્રત્યક્ષ પ્રમાણ મળી રહે છે. જૈનોમાં પૂજ્ય પુરુષોના અસ્થિ જાળવી રાખવાની પ્રથા છે તેમજ ખારવેલના શિલાલેખમાં પણ તે મૂર્તિને ' કલિંગ-જિન-મૂર્તિ ' તરીકે ઓળખાવવામાં આવી છે. તે પ્રાચીન સમયમાં જૈનતીર્થ હતું તેની અસર રૂપે હાલ પણ ત્યાં જાતિ-ભેદ-નિષેધની પ્રથા ચાલુ છે.

માન્ય રાખ્યુ છે, અને ત્યાથી તે મતને પ્રામાણિત ઠેરવના શિલાલેખો પણ મળી આવ્યા છે, એટલે આપણે પ્રથમ દૃષ્ટિપાત તે સ્તૂપ પર કરી લઈએ

**મથુરા-સ્તૂપ**

આ સ્તૂપના અવશેષો મથુરાના જૂના કિલ્લાથી દોઢ માઇલ નૈઋત્યમા અને કટ્રાથી અધી માઇલ દક્ષિણમા આવેલી કંકાલી ટીલા નામે ટેકરી પર મળી આવે છે. સ્તૂપ જો કે સુવ્યસ્થિત રૂપમા નથી મળી આવતો પણ ત્યા ભવ્ય દેવી સ્તૂપની હયાતિ સૂચવતા પ્રાચીન લેખો જૈન આયાગપટ્ટો, જૈન મૂર્તિઓ, તેમજ જૈનોના અતિહાસિક દશ્યો સાથે સ કળાયલા કોતરકામો આદિ મળી આવે છે

જૈન દર્શનમા મથુરા એ સાતમા જૈન તીર્થંકર શ્રી સુપાર્શ્વનાથના સમયથી મહત્ત્વની તીર્થભૂમિ લેખાતુ આવ્યુ છે ત્રેવીશમા જૈન તીર્થંકર પાર્શ્વનાથના સમયમા ( ઇ સ પૂ ૯૦૦ ) તે જૈન તીર્થભૂમિ તરીકે અપૂર્વ જાહોજલાલી ભોગવતુ હતુ શ્રી સુપાર્શ્વનાથના સ્મરણમા દેવી કુબેરાએ એક ભવ્ય સ્તૂપ બધાવરાવેલો ને ભગવાન પાર્શ્વનાથના સમયમા તેનો ઉદ્ધાર થયો સ ૭૯ના શ્રાવિકા દત્તાના લેખથી જણાય છે કે ઇ સ પૂ પહેલી સદીમા તે સ્તૂપ વોદ્ધ સ્તૂપના નામે ઓળખાતો હતો, અને તે સમયે પણ તે દેવ-નિર્મિત મનાતો હતો ( જુઓ પૃ ૨૨૧ )

ભગવાન મહાવીરના સમયમા પણ મથુરા જૈન તીર્થક્ષેત્ર તરીકે એટલુ જ મહત્ત્વ ધરાવતુ હતુ તેમના સમય પછી તે વીરતીર્થ તરીકે લેખાવા લાગ્યુ ઇ સ પૂ. પહેલી સદીના નૃપતિ ગુપ્તીપુત્રની પત્ની શિવમિત્રાના પૂજન-તકતીના લેખમા શરૂઆતમા અહ ત વર્ધમાનને નમસ્કાર કરવામા આવ્યો છે [૩૨] તથા તે જ અરસાના એક કોતરકામમા હરિણૈગમેષી દેવ દેવાનદાના ગર્ભમાથી ભગવાન મહાવીરનુ અપહરણ કરીને તેમને ત્રિશલાની કુક્ષિમા લઇ જઇ રહ્યો છે તે દશ્ય કોતરાયુ છે [૩૩] ગુપ્તકાળમા પણ ત્યા પ્રતિમાઓ પધરાવ્યાના લેખો મળી આવેલ છે [૩૪] વિક્રમની નવમી સદીમા શ્રી બપ્પભટ્ટસૂરિએ આમ રાજા મારફત આ તીર્થનો ઉધ્ધાર કરાવ્યો હતો [૩૫]

મથુરામા જૈન મૂર્તિઓ આયાગપટ્ટો તેમજ તોરણોના જે પ્રાચીન અવશેષો મળી આવે છે તે કલા અને ભક્તિના અદ્વિતીય પ્રતીકો મનાય છે

વી સ્મીથ કહે છે કે 'ભૌગોલિક દષ્ટિએ વાયવ્યમા ગાધાર ( તક્ષશિલા-માણિક્યાલ ) અગ્નિમા અમરાવતી, પૂર્વમા સારનાથ અને એ ત્રણેની મધ્યમા મથુરા આવેલુ છે [૩૬] તેમાથી મથુરાને જૈન તીર્થધામ તરીકે વિચારી ગયા પછી આપણે હવે તક્ષશિલા (ભીર)-માણિક્યાલ, અમરાવતી અને સારનાથના સ્તૂપો પર દષ્ટિપાત કરી લઇએ

ગાધારમા તક્ષશિલાની આસપાસમા જે ખોદકામો થયા છે કે આજે ચાલી રહ્યા છે તેમા તક્ષશિલાની નજીકના ભીર વગેરે સ્તૂપો, તેમજ માણિક્યાલના વેન્તુરા આદિ સ્તૂપો મુખ્ય છે

**માણિક્યાલ-સ્તૂપ**

માણિક્યાલ અને વેન્તુરા સ્તૂપ અગે જનરલ કનીગહામ ધારે છે કે 'તે સ્તૂપ મૂળ હુવિષ્કના શાસનકાળ દરમિયાન ઇ સ ની શરૂઆતમા બધાયલ હોવો જોઇએ. પણ આજે તે જે સુદર રૂપમા મળી આવે છે તે તો ઇ સ ૭૨૦ લગભગમા કનોજપતિએ તેનો ઉધ્ધાર કર્યો પછીજ બનેલુ [૩૭]

સિક્કાઓ તેમજ શિલાલેખોના આધારે આપણે એ તો જાણીએ જ છીએ કે હુવિષ્ક એ જૈન રાજવી

(૩૨) Buhler Epigraphia Indica u p 396

(૩૩) Mathura Sculptures plate II

(૩૪) Buhler Epigraphia Indica u p. 210-211

(૩૫) विविधतीर्थकल्पांतगत मथुराकल्प पृ. १८

(૩૬) Smith History of Fine Art in India & Ceylon p 137

(૩૭) Indian Antiquary Vol IX p. 154

હતો.[૩૮] તેમજ ઈ. સ. ૭૨૦ ના અરસામાં કનોજના સિંહાસનને શોભતો યશોવર્મા તથા તેનો પુત્ર અને ઉત્તરાધિકારી આમ્રદેવ બંને જૈનાચાર્ય બપ્પ ભટ્ટસૂરિના ભક્ત હતા; તેમાં રાજા આમે તો જાહેર રીતે જૈન ધર્મ સ્વીકાર્યો પણ હતો.[૩૯] આ સંયોગોમાં માણિક્યાલ-વેન્તુરાના સ્તૂપને જૈન ન માનવાને કંઈ કારણ નથી.

તક્ષશિલાના ભીર-સ્તૂપમાં હજી પણ ખોદકામ ચાલુ છે. છતાં ત્યાંથી જે અવશેષો મળી આવેલ છે તે સ્તૂપને જૈન દર્શાવવાને પૂરતા છે.

ભીર-સ્તૂપમાંથી એક એવું ચોકઠું મળી આવ્યું છે કે જેની બે બાજુ પર એક માનવ-યુગલ અને બે સિંહ છે; અને બીજી બે બાજુ પર બ્રાહ્મી અને ખરોષ્ઠી લિપિમાં સિધાવસ એવો લેખ છે.[૪૦] આ દશ્ય અને લેખ પરથી એમ માનવાને પૂરતાં કારણ છે કે એ કોરણીમાંનું યુગલ ભગવાન મહાવીરના પિતા સિધ્ધાર્થ અને તેમનાં માતા ત્રિશલા હોય ને તેમની નજીકમાં ભગવાન મહાવીરના લંછન લેખે સિંહ કોરાયા હોય.

**ભીર-સ્તૂપ**

બીજું બીરના સ્તૂપમાંથી પ્રાચીન યુગની એક દેવીમૂર્તિ મળી આવી છે. એ સ્તૂપને બૌદ્ધ-સ્તૂપ ગણી લેતા વિદ્વાનો પણ એ પ્રમાણથી હવે તેને બૌદ્ધ અવશેષ ગણતાં અચકાઈ રહ્યા છે. કેમકે બૌદ્ધ દર્શનમાં ઈ. સ. પૂર્વેના સમયમાં દેવી-મૂર્તિઓને તલપૂર સ્થાન અપાયલું નથી.[૪૧] જ્યારે જૈન દર્શનમાં શરૂઆતથી દેવ-દેવીઓની મૂર્તિઓને સ્થાન છે અને મથુરાના સ્તૂપ તેમજ આયાગપટ્ટો પર કોતરાયલ દેવી-મૂર્તિઓ તેનું પ્રત્યક્ષ પ્રમાણ છે.

અમરાવતી-સ્તૂપ દક્ષિણમાં મદ્રાસ ઇલાકાનાં બેઝવાડા અને વરંગળ ગામોની નજીક અમરાવતી નામ નાના ગામમાં આવેલો છે.

**અમરાવતી સ્તૂપ**

એક સમયે આ ગામ દક્ષિણનું મહત્ત્વનું નગર લેખાતું હતું. નાનપણમાં દેશાટને નીકળેલા મગધપતિ શ્રેણિકે જે બેન્નાતટ નગરમાં આશ્રય લીધેલો તેની અડોઅડ અમરાવતી આવેલું હતું. એટલે તે પ્રાચીન બેન્નાતટ નગરનું પરૂં હોવા સંભવ છે.

આ સ્તૂપ પર બે ઐતિહાસિક લેખો મળી આવેલા છે. એક વસિષ્ઠપુત્ર સ્વામી શ્રી પુલુમાવીનો, ને બીજો શિવમક શાત ( અક્ષરો ખંડિત હાલતમાં છે ) નો. બેમાંથી એકે પર સાલ નથી મળતી ( ખંડિત છે ) પણ લેખ કોતરાવનાર બંને નૃપતિઓ ઈ. સ. પૂ. ની સદીના આંધ્રપતિઓ જણાય છે. તેમાંના પહેલા લેખમાં અમરાવતી-સ્તૂપને દાન આપ્યાનો નિર્દેશ છે, ને તેમાં તે સ્તૂપને ' મહાચૈત્ય ' ના નામે ઓળખાવાયલ છે.[૪૨] બીજાનો આશય વાંચી શકાતો નથી પરતું તેમાં પણ સ્વાભાવિક રીતે દાનનો જ નિર્દેશ હોવા સંભવ છે.

અમરાવતી સ્તૂપને દાન આપનારા આ બંને નૃપતિઓ ધર્મે જૈન હતા. પરિણામે એ સ્તૂપ સ્વાભાવિક રીતે જ જૈન ધર્મ સાથે સંકળાયલ હોવો જોઇએ. એ સ્તૂપના પ્રથમ સંશોધક કર્નલ મેકેન્ઝીએ પણ તે જૈન સ્તૂપ હોવાનો અભિપ્રાય વ્યક્ત કરેલો.[૪૩] પણ પછી તે સ્તૂપમાંનાં કેટલાંક દશ્યો સાંચી વગેરે સ્તૂપો સાથે મળતાં જણાયાં, અને સાંચીનો સ્તૂપ તો વિદ્વાનો પ્રિયદર્શીને અશોક માનીને બૌદ્ધ ધર્મનો ઠરવી બેઠા હતા, એટલે અમરાવતીને પણ તેમણે બૌદ્ધ સ્તૂપ તરીકે ઓળખાવ્યો. પણ આપણે પ્રિયદર્શી એ જૈન

(૩૮) પ્રમાણો માટે જુઓ પ્રાચીન ભારતવર્ષ-ભાગ ચોથો, ખંડ નવમો, દ્વિતીય પરિચ્છેદ.

(૩૯) History of Kanauj & विविध तीर्थकल्प

(૪૦) Archaeological Survey of India. 1936-37. P. 39

(૪૧) A female deity has no place in the Buddhist pantheon of the] early centuries before Christ. P. 60
Archeological S. of India. 1935-36

(૪૨-૪૩) Archeological Survey in Southern India. Vol. 1. p. 23

ધર્માવલબી સમ્રાટ સપ્રતિ છે તે તો પુરવાર કરી ગયા છીએ, અને આ જ પરિચ્છેદમા સાચીનો સ્તૂપ પણ જૈન ધર્મનો હોવાનુ પુરવાર કરવાના છીએ એટલે અમરાવતીના કેટલાક દરો સાચી-ભાર્હુતના સ્તૂપો સાથે મળતા આવે છે તે સયોગો અમરાવતીને બૌદ્ધ દર્શાવવામા નહિ, પરંતુ જૈન પુરવાર કરવામા ટેકારૂપ નીવડવા જોઈએ.

અમરાવતીમા પાછલા યુગના થોડાક બૌદ્ધ દરો મળી આવે છે એ સાચુ, પરતુ ફર્ગ્યુસન સમો તટસ્થ વિદ્વાન પણ એ દશ્યો ઇ સ ની બીજી સદીમા ઉકત સ્તૂપના જીર્ણોદ્ધાર વખતે ઉમેરાયલ હોવાનો મત દર્શાવે છે [૪૪] એટલે એ સ્તૂપની મૂળ રચના તો પૂર્ણત જૈન દર્શનને આશ્રયીને જ થયેલી

અને એક-બીજા નિર્દેશોને જો આપણે પરસ્પર સાથે સાકળીને વધારે ઊડા ઊતરીએ તો આ સ્તૂપનુ કર્તૃત્વ પણ સિદ્ધ કરી શકાય તેમ છે

ખારવેલના શિલાલેખમા એવો નિર્દેશ થયેલો છે કે, આર્હતના રાજભવનરૂપ મહાવિજયપ્રાસાદ' તેમણે (ખારવેલે) પ્રાચીને આડત્રીશ લાખ (મુદ્રા) વડે બધાવરાવ્યો.'

પ્રાસાદ અને ચૈત્ય બન્નેનો અર્થ સમાન છે એટલે 'મહાવિજય પ્રાસાદ' અથવા 'મહા ચૈત્ય' એ શબ્દો એક જ સ્મારક-ભુવનને માટે વપરાયલ હોવાનો પૂરતો સભવ છે ખારવેલનો 'મહાવિજય પ્રાસાદ' પ્રાચી (કૃષ્ણા) તટે બધાવેલો હતો, અને વસિષ્ઠપુત્ર પુલુમાવીએ નિર્દેશેલ મહાચૈત્ય યાને અમરાવતી-સ્તૂપ પણ કૃષ્ણા તટે છે એટલે અમરાવતી-સ્તૂપનો આદિ નિર્માતા ખારવેલ હોવાનો પૂરતો સભવ છે અને અમરાવતીમાથી 'कयम कलीगाय महाचैत्ये उत्तरायाके उनिय दानम्'-એ લેખ મળી આવે છે તે જોતા કલીગ સાથેનો અમરાવતીનો સબધ અતિ ગાઢ પુરવાર થાય છે

કેટલાક દાર્શનિક પુરાવાઓ પણ અમરાવતી સ્તૂપને જૈન ઠેરવવામા મદદગાર બને છે. એ સ્તૂપમાથી મળી આવેલી એક પાર્શ્વ નાથની અને બીજી ચૌમુખજીની પ્રતિમાઓ[૪૬] જૈન ધર્મના સ્પષ્ટ પ્રતીકો છે તે ઉપરાંત અમરાવતીના દિપલ્દીન સ્તૂપમાથી ભગવાન પાર્શ્વનાથના ગર્ભ-પ્રવેશ પ્રસગનુ દશ્ય પણ મળી આવ્યુ છે[૪૭]

---

(૪૪) History of Indian & Eastern Architecture Vol I P 41

(૪૫) प्राचीतटे रा(ज)सन्निवासं महाविजय पासादं कारयति अठतिसाय सतसहसेहि—
હાથીગુફાનો શિલાલેખ પક્તિ ૯—૧૦

(૪૬) આ બન્ને પ્રતિમાઓના ચિત્ર માટે જુઓ આ ગ્રથના અન્ત ભાગમા રજૂ થયેલ ચિત્ર વિભાગમા અમરાવતીમાથી મળેલી જૈન પ્રતિમાઓ નામક ચિત્ર

(૪૭) ભારહુત સ્તૂપમા भगवतो उक्रदन्त એવા લેખ સાથે એક એવુ દશ્ય કોતરાયુ છે કે જેમા રાત્રિના સમયે નિદ્રાવસ્થામા રહેલી રાણી તેની આસપાસ દાસીઓ નજીકમા બળતો દીપક અને આકાશમાથી ગર્જના કરતો ઊતરી રહેલો હાથી નજરે ચડે છે એનેજ મળતુ દશ્ય સાચી અને ભારમા પણ કોતરાયુ મળી આવ્યુ છે આ સ્તૂપમાથી પણ એવુ જ દશ્ય મળી આવ્યુ છે ભારહુત-સ્તૂપના દશ્ય સાથે સરખાવતા આ દશ્યમાનો હાથી નાનો છે

ભારહુત-સ્તૂપને બૌદ્ધ સ્તૂપ માનતા વિદ્વાનો ઉપરોક્ત દશ્યને ગૌતમ બુદ્ધ માતાના ગર્ભમા પ્રવેશના હેતુ પ્રસગ સાથે સાકળે છે પરતુ બુદ્ધના ગર્ભપ્રવેશ પ્રસગે માયાદેવીએ નિદ્રામા હાથીની સૂઢમા કમળ હતુ તેમજ એ હાથી છ દતૂશળવાળો હતો જ્યારે આ ચિત્રમાનો હાથી બે દતૂશળવાળો છે અને તેની સૂઢમા કમળ નથી એ ફેરફારને ધ્યાનમા લઇ જનરલ કનીગહામ પણ તે દશ્ય ગૌતમબુદ્ધના ગર્ભ-પ્રવેશ પ્રસગનુ હોવાના વિષયમા શકા દર્શાવી એ દશ્યને ભગવાન મહાવીરના ગર્ભ-પ્રવેશ પ્રસગે ત્રિશલાદેવીએ નિહાળેલા સ્વપ્ન સાથે સરખાવે છે ( Bharbut Tope )

આપણે આગળ ઉપર ભારહુત-સ્તૂપના વર્ણને પુરવાર કરીશુ તે પ્રમાણે ભારહુતનુ દશ્ય જેમ ભગવાન મહાવીરના ગર્ભ-પ્રવેશના પ્રસગ સાથે સકળાયુ છે તેમ અમરાવતીનુ આ દશ્ય ભગવાન પાર્શ્વનાથના ગર્ભ-પ્રવેશ પ્રસગ સાથે સકળાયલ હોવાનો પૂરતો સભવ છે ભગવાન મહાવીર અને પાર્શ્વનાથના ગર્ભપ્રવેશ પ્રસગો લગભગ સરખાજ છે, એટલે ભારહુતનો સ્તૂપ ભગવાન મહાવીરના સ્મરણ સાથે સકળાયલો હોય ત્યાનુ દશ્ય તેમના જીવન-પ્રસગને અનુલક્ષીને ગણાય તેમ પ્રતિમાઓ કોતરેલી જણાય છે તે પ્રમાણે અમરાવતી-સ્તૂપ ભગવાન પાર્શ્વનાથના સ્મરણ સાથે સકળાયલ હોઇ ત્યાનુ દશ્ય પણ તેમના જ જીવન-પ્રસગને અનુલક્ષીને આલેખાયુ હોય.

**સારનાથ-સ્તૂપ**

સારનાથ-સ્તૂપ બનારસની નજીકમાં આવેલો છે. મથુરાની જેમ બનારસ એ પણ જૈનોની વિશિષ્ટ તીર્થભૂમિ છે. મથુરામાં જેમનો સ્તૂપ બંધાયલો છે તે સાતમા જૈન તીર્થંકર સુપાર્શ્વનાથની, તેમજ જેમના સમયમાં મથુરાના વોદ્ધ-સ્તૂપનો ઉધ્ધાર થયો તે ત્રેવીશમા જૈન તીર્થંકરની આ જન્મભૂમિ છે. સારનાથની નજીકમાં જ અગ્યારમા જૈન તીર્થંકર શ્રી શ્રેયાંસનાથની જન્મભૂમિ સિહપુર ને આઠમા જૈન તીર્થંકર ચન્દ્રપ્રભુની જન્મભૂમિ ચન્દ્રપુરી-એ બંને નગરીઓ આવેલી હતી. એટલે મથુરાનો સ્તૂપ જેમ જૈન પુરવાર થયો છે તેમ સમય જતાં આ સ્તૂપ પણ જૈનોનો પુરવાર થાય તો નવાઇ નહિ. આજે તો આ સ્તૂપ હ્યુએન્સાંગના નિર્દેશને આધારે બૌધ્ધ માનવામાં આવે છે. તેનો પરિઘ ૧૫૦ ફીટ, તેમજ ઊંચાઇ ૧૨૮ ફીટ છે. હ્યુએન્સાંગ સારનાથનો સ્તૂપ બુધ્ધ ભગવાનના અવશેષો પર બંધાયલ હોવાનું જણાવે છે, પંણ એને લગતું કોઇ પ્રમાણ હજી ત્યાંથી મળ્યું નથી. તેમજ હયાત સ્તૂપ હ્યુએન્સાંગના વર્ણન સાથે મેળ ખાતો પણ નથી.

સારનાથના સ્તૂપને જૈન માનવાનાં મુખ્ય કારણો એ છે કે જ્યારે મથુરા, ગાંધાર ( તક્ષશિલા-માણિક્યાલ વ. ) ને અમરાવતી એ ત્રણ કેન્દ્રોના સ્તૂપો જૈન છે ત્યારે ચોથા કેન્દ્ર સારનાથનો સ્તૂપ પણ જૈન હોવાનો સંભવ રહે. બીજું સારનાથનું કલાવિધાન મહદ્ અંશે મથુરાના સ્તૂપને મળતું લેખાય છે. જે તીર્થંકરના સ્મરણમાં મથુરાનો સ્તૂપ બંધાયો છે એ જ તીર્થંકરની સારનાથ એ જન્મભૂમિ છે.

**પહાડપુર-સ્તૂપ**

બંગાળમાં પહાડપુરનો સ્તૂપ તો દેખીતી રીતે જ જૈન છે. કેમકે ત્યાંથી તીર્થંકરની પ્રતિમા મળેલ છે[૪૮] એટલું જ નહિ પણ ત્યાંથી મળેલા ગુપ્ત સંવત ૧૫૯ના લેખમાં એક બ્રાહ્મણ દંપતીએ ત્યાંના જૈન વિહારમાં આર્હંત મંદિરમાં સુખડ, ધૂપ, દીપક વગેરેને માટે દાન આપ્યાનો નિર્દેશ છે.[૪૯] હ્યુએન્સંગે પણ પહાડપુર-પુન્ડ્રવર્ધનને જૈન કેન્દ્ર તરીકે ઓળખાવેલ છે.[૫૦]

**ચંપારણ્યના સ્તૂપ**

ભગવાન મહાવીરસ્વામીના જન્મ અને વિહારથી પવિત્ર બનેલા ચંપારણ્યમાં તો સ્થંભો અને સ્તૂપોની હારમાળા પથરાઇ ગઇ છે. તેમાં પ્રિદર્શીના રામપૂર્વાના બે સ્થંભ, ને લૌરિય-અરરાજ, લૌરિય-નંદનગઢ તેમજ વૈશાલી ( બખરા ) એમ પાંચ સ્થંભો તથા નંદનગઢ અને કેસરિયાના સ્તૂપો મુખ્ય છે. તેમાંથી સ્થંભોનો વિચાર આપણે આગળ જતાં કરવાનો છે એટલે અહીં ત્રણ સ્તૂપોનો જ વિચાર કરી જઇએ.

નંદનગઢની નજીકમાં ચાર સ્તૂપો મળી આવેલ છે. પુરાતત્ત્વખાતાએ તેને *A. B. N. O.* એવી સંજ્ઞાઓ

---

(૪૮) Bronze image of Tirthankara standing on a pedestal. Height 3'. His hair is gathered into a top-knot and tied. ( Plate, LVIII e )

Memoirs of the Archaeological Survey of India. No. 55. Excavations at Paharpur.

(૪૯) ઉક્ત લેખમાં જણાવવામાં આવ્યું છે કે-' નાથશર્મા નામે બ્રાહ્મણ અને તેની પત્ની રામી પુન્ડ્રવર્ધન નગરના નગરશેઠી સાથે અમલદાર પાસે પહોંચ્યાં ને અમુક દ્રવ્યના બદલામાં તેમણે કેટલીક જમીનની માગણી કરી, જેનો ઉપયોગ જૈન શ્રમણાચાર્ય ગુહનંદીના શિષ્ય-પ્રશિષ્યોથી વિરાજમાન વતગોહાલી વિહારમાં શ્રી જિનેશ્વર ભગવાનના મંદિરમાં સુખડ, ધૂપ, ફૂલ, દીપક વગેરે માટે દાન આપવામાં થવાનો હતો. અમલદારે તે માગણી માન્ય કરી.'

Epigraphia Indica Vol. XX p. 62

(૫૦) પુન્ડ્રવર્ધનમાં વધારે પ્રમાણ જૈનોનું છે. જૈન નિગ્રન્થ સાધુઓની સંખ્યા પણ વિપુલ છે. જૈન ચૈત્યો પણ વધારે છે. તેમનાથી બીજે નંબરે ૧૦૦ બ્રાહ્મણોનાં ચૈત્યો છે. બૌધ્ધ વિહારો ત્યાં ૨૦ છે.

આપી છે તેમાના *A* સ્તૂપમા પાછલા યુગની કેટલીક બૌદ્ધ નિશાનીઓ મળે છે પણ બીજા ત્રણ મોટા સ્તૂપોમા એક પણ બૌદ્ધ નિશાની હાથ ચડી નથી [૫૧] તે ઉપરાત આ પ્રદેશને બૌદ્ધ ધર્મ સાથે ખાસ વિશિષ્ટ સબધ પણ નથી જ્યારે બીજી બાજુ જૈન દૃષ્ટિએ આ પ્રદેશ ભગવાન મહાવીરની જ મભૂમિના કારણે સ્મરણીય અને પૂજનીય તીર્થભૂમિ બનેલો છે એટલુ જ નહિ પણ તે સ્તૂપોમાથી મથુરાના જેવી પ્રાચીન દેવી-મૂર્તિઓ પણ મળી આવેલ છે[૫૨] જેને પ્રાચીન જૈન કલા-વિધાનમા પૂરતુ સ્થાન છે જ્યારે પ્રાચીન બૌદ્ધ પ્રથામા તેને તલપૂર પણ સ્થાન નથી અપાયુ [૫૩]

કેસરિયાનો સ્તૂપ પણ નદનગઢના સ્તૂપોની નજીકમા જ આવેલ છે તે પ્રિયદર્શીને બધાવરાવેલ હોવાનો પૂરતો સભવ છે [૫૪] એટલે ત્યાથી જ્યા લગી વિશિષ્ટ બૌદ્ધ અવશેષો ન મળી આવે ત્યા લગી તેને સ્થળ તેમજ કર્તૃત્વની દૃષ્ટિએ જૈન માનવાને પુરતા કારણો રહે છે

'બોધિ-ગયાનો સ્તૂપ સ્પષ્ટપણે બૌધ્ધ સ્તૂપ છે તેની પહોળાઈ ૬૦ ફૂ૦ ને ઊચાઈ ૧૬૦ ફૂ૦ છે તે ઇસની પહેલી સદીમા બધાયલો છે[૫૫] તે જોતા જણાય છે કે તે ઉપરોકત પ્રાચીન જૈન સ્તૂપોના કલા-વિધાનને અનુસરીને બધાયો હશે. આ સ્તૂપ સબધમા ખાસ નોધપાત્ર હકીકત તો એ છે કે હ્યુએન્સ ગે આ સ્તૂપનુ જે વર્ણન કર્યું છે તેની સાથે એ સ્તૂપ સપૂર્ણ સુમેળ ધરાવે છે [૫૬] જ્યારે તેણે બીજા બૌદ્ધ સ્તૂપોના જે વર્ણન કર્યાં છે તેની સાથે અન્ય સ્તૂપોમાથી કોઇનો મેળ મળતો નથી તે પરથી એમ માનવાને કારણ રહે છે કે હ્યુએન્સાગે નોધેલા બૌદ્ધ સ્તૂપોમાથી બોધિ-ગયાનો આ સ્તૂપ જ બચવા પામ્યો હોય અને આજે અવશિષ્ટ અથવા અખડ રૂપમા બીજા જે સ્તૂપો મળી આવે છે તે જૈન ધર્મના હોઇને હ્યુએન્સાગે તેની નોધ ન લીધી હોય.

પીપર્વાનો સ્તૂપ સયુકત પ્રાન્તોના બસ્તી જિલ્લામા આવેલો છે, જ્યારે સકીશા-સ્તૂપ દક્ષિણ-બિહારમા આવેલો છે તેમાનો પીપર્વા સ્તૂપ સભવિત છે કે બૌદ્ધ હોય પરતુ સકીશાના સ્તૂપમાથી નોધપાત્ર બૌદ્ધ અવશેષો મળી આવ્યા નથી, જ્યારે તેમાથી પ્રાચીન દેવી મૂર્તિ મળી આવેલી છે[૫૭] જે બૌદ્ધ ધર્મની પ્રાચીન પ્રથાથી વિરુદ્ધ છે,[૫૮] અને જૈન પ્રાચીન કલાવિધાન સાથે સુસગત છે

આ રીતે જુદા જુદા સ્તૂપો પર દૃષ્ટિપાત કર્યા પછી હવે આપણે પ્રિયદર્શીએ બનાવરાવેલા મનાતા બે મુખ્ય સ્તૂપો-સાચી અને ભારહૂત પર વિચાર કરીએ

## સાચી-સ્તૂપ

સાચીના સ્તૂપો મધ્ય હિંદના ભોપાળ રાજ્યમા સાચી[૫૯] અને કન્ખેરા ગામોની નજીકમા અને તેથી પર રાજ્યના ભીલસા નગરથી પાચ માઇલ નૈઋત્યમા બેસ અને બેટવા નામની નદીઓની વચ્ચે ૩૦૦ ફીટ લગભગ ઊચી ટેકરીઓ પર આવેલા છે

---

(૫૧) Nothing has been found at B N O that can be sa d to be indicat ve of the r Buddh st origin
Archaeological Survey of India 1935-36 p 62

(૫૨) Archaeological S of India 1935 36 p 60

(૫૩) A female de ty has no place in the Buddhist pantheon of the early centuries before Christ
Archaeological S of India, 1935-36 p 60

(૫૪) R Mookerj-Asoka. 83

(૫૫-૫૬) H story of Indian & Eastern Architecture Vol 1 p. 77

(૫૭-૫૮) Archaeological Survey of India 1935-36 p 60

(૫૯) જનરલ મેસી એનો ઉચ્ચાર સાન્ચી (Sanchi) કે સચી (Sachi) અથવા સાચ્ચી (Satchi) કરે છે જ્યારે ડા૦ ભગવાનલાલ ઇન્દ્રજી અને ફુહરર તેનો ઉચ્ચાર સચી (Samchi) કરે છે આ શબ્દ બૌદ્ધ પુસ્તકોમાં કે ત્યા મળી આવેલા અવશેષોમાં નજરે ચડતો નથી પણ નજીકનુ ગામ આજે સાચીના નામે જ ઓળખાય છે તે પરથી અવશેષોને પણ એ નામ અપાયુ છે जगचिंतामणि નામે જૈન સ્તવનમાં એ શબ્દ નજરે પડે છે- ' जयउ वीर सच्चउरी मडण '

આ વિભાગમાં સાંચી, સતધાર, સોનારી, અંધેર ને ભોજપુર એમ પાંચ ટેકરી આવેલી છે અને તે પાંચે પર થઇ નાના મોટા લગભગ ૭૫ સ્તૂપો,[૬૦] પ્રિયદર્શીના લેખવાળો મશહૂર સ્થંભ [૬૧] પાંચેક બીજા નાના સ્થંભો તેમજ કેટલાંક ચૈત્ય-વિહાર આદિના અવશેષો મળી આવે છે.

સાંચીના આ અવશેષો આજ લગી જનરલ કનિંગહામના મંતવ્યને અનુસરીને બૌદ્ધ લેખાતા આવ્યા છે. પરંતુ આ પરિચ્છેદમાં આપણે પુરવાર કરીશું કે એ અવશેષોમાં પાછલા યુગનાં કેટલાંક બૌદ્ધ દશ્યો કે ચિન્હો નજરે ચડે છે તે મૂળ સ્તૂપને ઘણા સૈકાઓ વીત્યા પછી ઉમેરાયલાં છે અને સાંચીની મૂળ રચના જૈનોને આભારી છે.

સાંચીના અવશેષો સમય ગણતરીએ ચાર વિભાગમાં વ્હેંચાઇ જાય છે. એક તો ઇ. સ. પૂર્વે પાંચમી સદી કે જ્યારે મુખ્ય સ્તૂપ બંધાયલો. બીજો ઇ. સ. પૂ. ત્રીજી સદી કે જ્યારે મુખ્ય સ્તૂપની આસપાસ કઠેરા રચાયા, કેટલાક નાના સ્તૂપો ઉમેરાયા ને સ્થંભો ઊભા કરાયા. ત્રીજો ઇ. સ. પૂ. પહેલી સદી કે જ્યારે તોરણુ-દ્વાર બનાવાયાં. ને ચોથો ઇ. સ. ની પછીનો સમય કે જ્યારે કેટલાક નાના સ્તૂપો ઉમેરાયા, મૂર્તિઓ ઉમેરાણી, દાનો અપાયાં, જેને લગતા લેખો પણ આજે ત્યાં મળી આવે છે. આ સમયક્રમમાં ઇ. સ. પૂ. પહેલી સદી લગી એ સ્તૂપો આદિ સર્વ જૈન ધર્મ સાથે સંકળાયલાં હતાં, પણ તે પછી જેમ ભારહૂત અને અમરાવતીમાં કેટલાંક બૌદ્ધ દશ્યો-ચિન્હો આદિ ઉમેરાયાં છે, તેમ સાંચીમાં પણ કેટલાંક બૌધ્ધ, તેમજ હિંદુ દશ્યો, ચિન્હો, અવશેષો આદિ ઉમેરાયું.

આ અવશેષોમાંનો વધારેમાં વધારે પ્રાચીન, ભવ્ય ને મુખ્ય સ્તૂપ જે ટેકરી પર આવેલો છે તે ટેકરી પણ સાંચીના નામે ઓળખાય છે. મુખ્ય સ્તૂપનો જોયતળિયાનો ઘેરાવો ૧૭૫ ફીટ છે અને ૪૨ ફીટની ઊંચાઇએ ગુંબજનો ઘેરાવો ૫૪ ફીટ છે. એ છત પર ૫૬ ફીટની પહોળાઇ ને ૧૪ ફીટની ઊંચાઇનું ખંડિત શિખર છે. અવશેષના આ માપ પરથી જણાય છે કે એ સ્તૂપ બંધાયો હશે ત્યારે તે અતિ ભવ્ય અને મનોહર હોવો જોઇએ.

વિદ્વાનો આ સ્તૂપના વિષયમાં, તે ઇ. સ. પૂ. ચોથી અથવા પાંચમી સદીમાં બંધાયો હશે એટલું કહીને જ અટકી જાય છે. પરંતુ કોઈ તેનું ચોક્કસ સ્વરૂપ આંકી

---

(૬૦) નાના-મોટા આ ૭૫ સ્તૂપોનું ટેકરીવાર પ્રમાણુ નીચે પ્રમાણે છે—

| | મોટા | નાના | |
|---|---|---|---|
| સાંચી … … … … | ૪ | ૧૦ | ૭૫ |
| સતધાર … … … … | ૧ | ૭ | |
| સોનારી … … … … | ૨ | ૮ | |
| અંધેર … … … … | ૧ | ૩ | |
| ભોજપુર … … … … | ૨ | ૩૭ | |
| | ૧૦ | ૬૫ | |

(૬૧) આ સ્થંભ મૂળ તો મુખ્ય સ્તૂપના દક્ષિણ સિંહદ્વાર પાસે ઊભો કરાયલો પણ આજે તે જંગલમાં ભોંય પર પડ્યો છે. ( Asok. by Hultzsch. intro. p. 20 ) અઢારમી સદીના મધ્યભાગમાં પ્રીન્સેપ, સર કનીંગહામ, જનરલ મેસી વગેરેએ તેને દક્ષિણના સિંહદ્વાર નજીક જોયેલો. તે વખતે તેના પર કોતરાયલ લેખના કેટલાક અક્ષરો ખંડિત છતાં જળવાયલ અક્ષરો સ્પષ્ટ હતા. પરંતુ લેખનું ચોક્કસ વાચન થઈ શકેલું નહિ. સર કનીંગહામે એવી કલ્પના કરેલી કે આ લેખ અશોકનો હોવો જોઇએ અને તેમાં સાંચીના સંઘને કંઇક દાન આપ્યાનો નિર્દેશ છે. પણ પછી તે કલ્પના તેમને પ્રમાણુરહિત જણાણી અને તેમણે એ મત છોડી દીધો. તે પછી પ્રીન્સેપ અને જનરલ કનીંગહામ બંનેએ સંયુક્તપણે એ લેખ વાંચીને તેમાંથી એટલું જ તાત્પર્ય કાઢ્યું કે એ લેખમાં સંઘને દાન આપ્યાનો ઉલ્લેખ છે. [ Jour. As. Soc. Beng. VII, p. 565 and 'Bhilsa Topes.' by G. Cunningham. p. 182] પણ તે પછી બુલર, હૂલ્ઝ, ભાંડારકર આદિએ સારનાથ વગેરેના અસ્પષ્ટ લેખોને ખ્યાલમાં રાખી આ લેખનો અર્થ બંધબેસતો કરવા પ્રયત્ન કર્યો અને આજે એ જ વાચન પ્રચલિત છે. (જુઓ. પૃ. ૧૯૧-૧૯૨) પરંતુ એ લેખની કનીંગહામે લીધેલી નકલ તથા આજની સ્થિતિ કરતાં જનરલ મેસીએ ૧૮૫૦ માં લીધેલી નકલ વધારે સ્પષ્ટ છે, અને તે નકલ એ લેખને જૈન ધર્મ સાથે સાંકળે છે, તેના વર્ણન માટે આગળ જુઓ.

શકતું નથી તે સયોગોમા આસપાસના પ્રદેશ ઉપર પરંપરાગત માન્યતા પર આધાર મૂકવો એ વધારે યોગ્ય છે

ભીલસા, સાચી અને આસપાસના બીજા નગરોમા વસતી પ્રજા આ મુખ્ય સ્તૂપની રચના સબધમા એવુ મતવ્ય દર્શાવે છે કે તે જૈન ધર્મોનુયાયી મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્તે મહાવીર સવત ૧૬૨ મા બધાવ્યો હતો[૬૨] બાધકામની દૃષ્ટિએ[૬૩] આ સ્તૂપ એ સમય સાથે સપૂર્ણ સુમેળ ધરાવે છે, તેમજ તેમા બૌદ્ધ ધર્મનુ એક પણ ચિન્હ નથી,[૬૪] એટલે જ્યા સુધી બીજા પુરાવા ન સાપડે ત્યા સુધી સ્તૂપના નિર્માતા તરીકે જૈન સમ્રાટ ચન્દ્રગુપ્ત જ લેખાવો જોઇએ

સ્તૂપ-નિર્માણની દૃષ્ટિએ સાચીના અવશેષો જેમ જૈન ધર્મના દ્યોતક ઠરે છે તેમ સાચી-સ્થભના નામે મશહૂર બનેલો જૈન ધર્મી

**સાચી-સ્થભ**

વશની સમ્રાટ સપ્રતિ યાને પ્રિયદર્શિનો સ્થભ પણ આ સ્થળને જૈન ધર્મ સાથે સાકળે છે

આજે તો આ સ્થભ જગલમા પડેલો છે અને લેખ પણ ઘસાઇને અસ્પષ્ટ બની ગયો હોઇ તેને ચોક્કસ રૂપમા વાચી શકાતો નથી[૬૫] પણ ૧૮૪૯-૫૦ ના ગાળામા જ્યારે જનરલ મેસીએ આ સ્થળની મુલાકાત લીધી ત્યારે ઉક્ત સ્થભ મુખ્ય સ્તૂપના દક્ષિણ સિહદ્વાર નજીક ઊભેલો હતો અને તે સ્થભ પરના લેખમાના કેટલાક અક્ષરો તૂટેલા હોવા છતા અખડિત અક્ષરો સારી રીતે વાચી શકાતા હતા તે વાચન નીચે પ્રમાણે છે-

(૧) . ह र य मत श्रा दे
(द) (रा) (या) (है)

(૨) सु नं च भि नै न हा ति पु स
(णा) (तो)
(था)
(ना)
(भा)

(૩) ति खि क वि सं रि के ये संघ
(६)

(૪) म मे ध ति भि स ता भि भि ै श उ दा तो
(सु) (वा) (ता)

(૫) नि दु से रि स मं ह य ठु श ना
(सा) (दि) (प) (थि) (अ)
(नि)

(૬) स मि घा पे त त्रि घ द च्छा हि मे कि
(घे) (क्रो)
(कै)

(૭) ति मि य स म ग त्रि ल थि ति क सि घा ति
(सं) (कों)

ઉપરોક્ત વાચનમા ખડિત અક્ષરોને પૂરતા લેખ નીચે પ્રમાણે વાચી શકાય-

(૧) पियदसि राया [ सचिय ? ] महमत आहे

(૨) भिखुन च भिखुनिन नातिपुतम

---

(૬૨) The Ja ns of Bh lsa though they pay no reverence to Sanch Sthupas, attribute the r erection to a Jain Raja Chandragupta, of Patliputra 162 years after the date of Mahavir

p 16 Sanchi and its Remains
by General F C Maisey

(૬૩) આ સ્તૂપના તળિયથી ૧૬×૧૦×૩ ના માપની ઈંટો નીકળી છે જ્યારે તે પછી સો વર્ષ પ્રિયદર્શિને ઊભા કરાવેલા સ્થભોના તળિયેથી સરેરાશ ૧૫×૯×૨ ।। ના માપની ઈંટો નીકળી છે

(૬૪) There was originally a perfectly hemi spherical Sthupa, without anything con nected with Buddhism p 117

Sanchi and its Remains
by General F C Maisey

(૬૫) સાચીનો સ્થભ અત્યારે જે હાલતમા છે તે ઉપરથી તેના પરનો લેખ વાચવો મુશ્કેલ છે છતા મુલ્ચર જે વર્ષ, કુર્ક વગેરેએ સરલ અને વ્હાલ ઈતિહાસકારોના અસ્પષ્ટ લેખોને ખ્યાલમા રાખીને એનો અર્થ મારી મચડીને બધબેસતો કરવા પ્રયત્ન કર્યો છે [ જુઓ પૃ ૧૬૧-૧૬૨ ]

(૩) ...ति ख्खि क...वि संंरि...के ये संघ
(૪) ममेघति भिखु वा भिखिनी वा उदाता
(૫) नि दुसानि सनंधापयितु अनावा-
(૬) ससि वासपेतविये इच्छा हि मे कि
(૭) ति संघ समगे चिलथितिकं सियाति

આ લેખમાંની ત્રીજી પંક્તિમાંના ખંડિત અક્ષરોને આત્મવિશ્વાસપૂર્વક પૂરવાનું શક્ય ન બનતાં તે પંક્તિને મૂળ પ્રમાણે જ અપૂર્ણ રહેવા દીધી છે પણ સ્થળ, સંયોગો, વ્યક્તિત્વ ને અન્ય ધર્મલિપિઓને સ્મરણમાં લેતાં આખા વાકયનો ભાવાર્થ નીચે પ્રમાણે હોવાનું સર્વથા સંભવિત જણાય છે—

'પ્રિયદસિ રાજા [૬૬] (સાંચીના ?) [૬૭] મહામાત્રાને [૬૮] આમ કહે છે—

'જ્ઞાતપુત્ર[૬૯] ભગવાન મહાવીરનાં જે ભિક્ષુકો કે ભિક્ષુણીઓ આ તીર્થની યાત્રાએ આવે [૭૦] તેમને કહેવું કે-' જે ભિક્ષુઓ કે ભિક્ષુણીઓ સંઘને

---

(૬૬) જનરલ મેસીએ તાળથી રાખેલી નકલમાં આ શબ્દો સ્પષ્ટ રીતે પહેલી પંક્તિના શરૂઆતના શબ્દો છે. પણ પાછળથી ખંડિત ને અસ્પષ્ટ બની ગયેલ લેખનો ઉકેલ મુશ્કેલ હોઇને હુલ્ઝે તેને બીજી પંક્તિ ધારી લીધી છે. તેમાં પહેલા બે અક્ષરો સાવ તૂટી ગયા છે પણ ત્રીજો અક્ષર द અથવા ङना રૂપમાં વાંચી શકાય છે. તે પછી એક અક્ષર તૂટેલો છે અને પાંચમા તથા છઠ્ઠા અક્ષર તરીકે रय અથવા राया સારી રીતે વાંચી શકાય છે, હુલ્ઝ આટલા અક્ષરોમાંથી કેવળ या વાંચી શકેલ છે. એટલે તેણે બીજો જ સંબંધ કલ્પી લીધો. પણ તેને ત્રીજા અક્ષર તરીકે તો द અને પાંચમા-છઠ્ઠા તરીકે राया વાંચવાનો અવકાશ મળ્યો હોત તો તે ચોક્કસ બીજા લેખોને અનુસરીને આ પંક્તિને પહેલી ગણત અને શરૂઆતના બે શબ્દો તરીકે प्रियदसि राया ગોઠવત.

(૬૭) આ સ્થળે અક્ષરો તૂટી ગયા છે. પણ અન્ય લેખોમાં જ્યાં જ્યાં શરૂઆતની પંક્તિમાં મહામાત્ર શબ્દ આવે છે ત્યાં ત્યાં તેની પૂર્વે કયાંના મહામાત્રા તે દર્શાવવાને સ્થળસૂચક નિર્દેશ પણ આવે છે; જેમકે—तोसलियं महमत, समापायं महमत, फोसंविये महमत વગેરે. તો પછી આ લેખ સાંચીમાં કોતરાયલ હોઈ ખંડિત અક્ષરોને સ્થળે संचियं શબ્દની કલ્પના અસ્થાને નથી.

(૬૮) મહામાત્રા એટલે અમલદાર. વિશેષ પરિચય માટે જુઓ પૃ. ૭૦-૧૭૭.

આ સ્થળે मत શબ્દ વંચાય છે અને તેની પૂર્વેના બે અક્ષરો તૂટી ગયા છે. હુલ્ઝે त ને ઠેકાણે गे અને म ની પૂર્વે स ની કલ્પના કરી समगे શબ્દ ઉપજાવે છે. त નું ઉપરનું પાખડું સહેજ ખંડિત હોઈ गे વાંચનને માટે પણ અવકાશ રહે છે. પણ मतની પછી आ સ્પષ્ટ વંચાય છે. ને પ્રિયદર્શિનના લેખોમાં પહેલી પંક્તિમાં છેલ્લો શબ્દ બહુધા आहा કે आहे જ હોય જ છે. समगे શબ્દ પહેલી પંક્તિમાં સંભવિત નથી છતાં તેને માન્ય રાખીએ તો પણ તેની પછી હુલ્ઝની જેમ कटे શબ્દ જ કલ્પવો જોઇએ અને आ સ્પષ્ટ હોઇને कटेની કલ્પના માટે કશોજ અવકાશ રહેતો નથી.

(૬૯) મૂળમાં અહીં तिपुत સ્પષ્ટ વંચાય છે. તેની પૂર્વનો અક્ષર બહુધા તો टा જેવો જ વંચાય છે; પરંતુ ઉપરનું પાંખડું સહેજ ખંડિત હોવાનો સંભવ હોઇ તેમજ टा માં નીચે જમણી બાજુ પાંખડું ન સંખાતું જોઇએ તે અહીં સંખાયલ હોઇ ढा ને સ્થળે णा, चा, ना અને भा એ ચાર અક્ષરોમાંથી એકાદને પણ સ્થાન રહે છે. પરંતુ બહુધા डा અને તે પછી णा, चा, ना અને भा એ પાંચ સિવાય કોઈ અક્ષરને માટે ત્યાં સ્થાન નથી. એટલે તે શબ્દ डातिपुत, णातिपुत, नातिपुत, चातिपुत અથવા भातिपुत એ પાંચમાંથી એક જ હોઈ શકે. એ પાંચે શબ્દો ભગવાન મહાવીરના नातिपुत અથવા ज्ञात्तपुत्र નામના સૂચક છે. એટલે તે સ્થળે ભગવાન મહાવીર સૂચક શબ્દ હોવાનો સંપૂર્ણ અને ચોક્કસ સંભવ રહે છે.

હુલ્ઝના વાંચન વખતે ઉપરોક્ત અક્ષર વધારે ખંડિત બનેલો હોઇ તેણે डा ને ઠેકાણે મનફાવતો चा ગોઠવી દીધો. અને चातिपुत નો કંઈ અર્થ ન હોઇ તેણે એ શબ્દને चा ति અને पुत એમ ત્રણ વિભાગમાં વ્હેંચીને લેખના ભાવાર્થને અસ્પષ્ટ બનાવી મૂકયો.

(૭૦) મૂળમાં અહીં...तिख्खिक...विसंरि... फ એટલાં
(ह)
અક્ષરો ૧૮૫૦ની નકલમાં સ્પષ્ટ હતા. તે પછી તેમાંથી કેટલાક અક્ષરો ખંડિત થયા અને તેવી ખંડિત પંક્તિમાંથી હુલ્ઝ વગેરેએ ' पोतिके चंदमसूरियिके ' એવા શબ્દો યોજી કાઢયા. અત્યારે મળી આવતા લેખમાં ' ख्खि क वि અને सं એ ચારે અક્ષરો એટલા વિશેષ ખંડિત બની ગયા છે કે તેમના સ્થળે ઇચ્છાનુસાર અક્ષરો કલ્પી શકાય છે. પણ આપણા પાસે મૂળ નકલ હોઇને તેમ કરવું એ ઇતિહાસ-દ્રોહ છે.

અભેદ ૭૧ રાખવા ઇચ્છતા હોય તેણે શ્વેત વસ્ત્રો ધારણ કરવા અને ઉપાશ્રયોમાં ૭૨ વસવુ એવી મારી

---

તિસ્ત્રિક્ષ ની આસપાસના અક્ષરો આત્મવિશ્વાસ પૂર્વક કલ્પી શકાતા નથી એટલે તે શબ્દને અપૂર્ણ રાખીને અર્થકલ્પનાથી જ સંતોષ માનેલ છે વિ ની પહેલાનો અક્ષર છુ હોય અથવા તો ૫ હોય રિ ને સ્થળે ર વાંચી શકાય છે અને તેનો છેલ્લો અક્ષર કે છે બીજી બાજુ સાંચી અને તેની આસપાસની ટેકરીઓ એ જૈનોના નામાંકિત તીર્થ ગજેન્દ્રપદ, રુચક, અથવા રથાવર્ત હોવાનો પૂરતો સંભવ છે કેમકે ગજેન્દ્રપદ એ સાંચીની જેમ જ વિદિશાની નજીકમાં આવેલુ હતુ, તેના પર સમ્રાટ સંપ્રતિ યાને પ્રિયદર્શી ના એક ગુરુ આર્ય મહાગિરિ અનશન પૂર્વક અવસાન પામ્યા હતા અને સાંચીને સોનારીની ટેકરીઓ પરના સ્તૂપોમાંથી તેમના અવશેષો મળી પણ આવ્યા છે રથાવર્ત પણ વિદિશાની નજીકમાં હતુ, ત્યાં જીવંતસ્વામીનું મંદિર હતું, આર્યમહાગિરિ ત્યાં અનેકવાર યાત્રાએ ગએલા, એટલે બીજી ત્રીજી પંક્તિનો અર્થ 'જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરના જે ભિક્ષુઓ કે ભિક્ષુણીઓ આ તીર્થની (રથાવર્તગિરિની ?) યાત્રાએ આવે તેમને કહેવું કે.. એ પ્રમાણે કરીએ તો તેમાં શંકાને ઘણું ઓછુ સ્થાન રહે છે

(૭૧) મૂળમાં અહીં સંઘમભેધતિ શબ્દો સ્પષ્ટ છે તેનો અર્થ 'સંઘમાં ભાગલા ન પડે એમ ઇચ્છનાર' થાય, અથવા તો 'સંઘના નિયમોમાં અભંગ રાખવા ઇચ્છનાર' એવો પણ થઈ શકે પણ 'સંઘના નિયમોનો ભંગ કરનાર' એવો અર્થ તો કોઈપણ સંયોગોમાં સંભવિત નથી કેમકે સંઘમભેધતિ આ સંઘ અભેધતિ બન્ને શબ્દો અતિ સ્પષ્ટ છે

પરંતુ સિત્તેર વર્ષ પછી જ્યારે હુલ્ડે ઉપરોક્ત લેખ વાંચ્યો ત્યારે તેની ચોથી પંક્તિમાંનો પ્રથમ અક્ષર મૈ ખંડિત બની ચૂક્યો હતો અને તેની પછીના અક્ષરો પણ ઘસાઈ ગયા હતા એટલે તેણે તે સ્થળે સારનાથ અને કોશામ્બી શાસનની જેમ સંઘ માખતિ (ભિખતી અથવા ભોખતી) શબ્દો મૂકી દીધા અને તેનો અર્થ એવો કર્યો કે 'જે ભિક્ષુઓ કે ભિક્ષુણીઓ સંઘના નિયમનો ભંગ કરે તેમને સફેદ વસ્ત્ર પહેરાવીને અનાવાસમાં મૂકવા, કોશાંબી શાસન અને સારનાથનો લેખ તૈયાર કરતી વેળા અમારા પાસે સાંચીની આ મૂળ નકલ નહોતી એટલે અમે પણ ત્યાં એ જ અર્થ લીધો છે (પૃ ૧૮૭–૧૮૯) પણ સાંચીની આ નકલ મળ્યા પછી અમે ઉપરોક્ત બન્ને લેખમાં સુધારો સૂચવવાને પરિશિષ્ટોમાં મૂકાયા છીએ

કોશાંબી–શાસન અને સારનાથ બન્ને સ્થળે સંઘ માખતિ (ભિખતિ અથવા ભોખતિ) એ બે શબ્દો વંચાય છે (પૃ ૧૮૬–૧૮૮) તેમાં પણ કોશાંબી–શાસન તો તેના ઉપર વાગરી લિપિમાં કોતરાયલ બીજા લેખો અને ઘસારો વગેરેથી એવું અસ્પષ્ટ બની ગયું છે કે તેના પર આધાર ન રાખી શકાય એટલે સારનાથના માખતિ, ભિખતિ કે ભોખતિ શબ્દને આધારે જ સાંચી અને કોશાંબીના શાસનોમાં એ શબ્દ કલ્પવામાં આવ્યો છે

પરંતુ સાંચીના ઉપરોક્ત સ્પષ્ટ વાચનથી આપણે હવે જોઈ શક્યા છીએ કે 'સફેદ વસ્ત્ર પહેરવા અને અનાવાસમાં વાસ કરવા એ ભિક્ષુઓને માટે કોઈ દંડ નથી પણ હિતાર્થી સલાહ છે એટલે કોશાંબી અને સારનાથના લેખમાં પણ તે સલાહના રૂપમાં જ હોઈ શકે

સંઘં ભાખતિ અથવા સંઘં ભોખતિ એટલે સંઘની સમક્ષ વ્યાખ્યાન આપનાર ને સંઘ ભિખતિ એટલે સંઘમાં ભિક્ષા માગવા ને આવનાર એટલે કે જે ભિક્ષુઓ સંઘમાં ભિક્ષા માગવાને આવે અથવા તો વ્યાખ્યાન આપે તેમણે સફેદ વસ્ત્ર ધારણ કરવાં અને ઉપાશ્રયોમાં રહેવું આ સલાહનું કારણ નીચેની પરિસ્થિતિના અભ્યાસથી સ્પષ્ટ થશે

સંપ્રતિના સમયમાં જૈન સાધુ–સમુદાયમાં બે પક્ષ પડી ગયા હતા એક પક્ષના સાધુઓ નગ્ન રહેતા અને જંગલમાં, ગુફાઓમાં કે વૃક્ષ નીચે આરામ લેતા (આજના દિગંબર સાધુઓના અવલોકનથી એનો સ્પષ્ટ ખ્યાલ આવી શકશે) અને બીજા પક્ષના સાધુઓ સામાજિક સભ્યતાના નિયમોને ખ્યાલમાં લઈ શ્વેત વસ્ત્ર ધારણ કરતા ને ઉપાશ્રયોમાં વસતા (આજના શ્વેતાંબર સાધુઓની જીવન–પ્રણાલિકાના દર્શનથી આ વસ્તુસ્થિતિ ખ્યાલમાં આવશે) તેમાં સંપ્રતિ પોતાના ગુરુ આર્ય સુહસ્તિને અનુસરીને શ્વેતાંબરોનો પક્ષકાર બન્યો હતો એટલે તે કે કોશાંબી, સાંચી અને સારનાથના શાસનો મારફત જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરના ભિક્ષુ-ભિક્ષુણીઓને એવી સલાહ આપે છે કે વ્યાખ્યાન અથવા તો ભિક્ષાર્થે જે સાધુ–સાધ્વી સંઘની સાથે સંપર્કમાં રહેવા ઇચ્છતા હોય તેમણે છેવટે સંઘની એકતા જાળવી રાખવાને ખાતર પણ નગ્નાવસ્થા તજી દઈને સફેદ વસ્ત્રો ધારણ કરવાં અને જંગલો ને ગિરિગહ્વરોમાં પડયા રહેવાને બદલે ઉપાશ્રયોમાં રહેવું

(૭૨) અહીં મૂળમાં અનાવાસસિ શબ્દ છે આજ સુધી વિદ્વાનો તેનો અર્થ 'આવાસ સિવાયનાં સ્થાનો' એવો કરતા રહ્યા છે એટલે કે ભિક્ષુઓ આવાસોમાં વસતા હતા પણ સંઘના નિયમોનો ભંગ કરનારને આવાસ સિવાયના સ્થાનોમાં મૂકવામાં આવશે પરંતુ ભિક્ષુઓના નિવાસસ્થાન માટે ઉપાશ્રય-વિહાર આદિ શબ્દો વપરાયલ છે, પણ આવાસ શબ્દ તો ક્યાંય જ નથી વપરાયો.

ઇચ્છા છે. કેમ ? તો કે સંઘની એકતા[૭૩] ચિરસ્થાયી રહે એટલા માટે.'

આ રીતે સાંચીનો મુખ્ય સ્તૂપ અને મુખ્ય સ્થંભ જેમ જૈન ધર્મના દ્યોતક ઠરે છે તે જ પ્રમાણે જેમના અવશેષો પર એ સ્તૂપો ચણાયા છે તેમાંના ઘણાખરા પૂજ્ય પુરુષો પણ જૈન ધર્મના ગણધરો, આચાર્યો વગેરે છે.

**અવશેષ લેખો**

સાંચીના મુખ્ય સ્તૂપને ઊંડે લગી ખોદવા છતાં તેમાંથી અવશેષો મળી આવ્યા નથી. પણ મુખ્ય સ્તૂપની નજીકના બીજા નંબરના સ્તૂપમાં ખોદકામ કરતાં સ્તૂપના મધ્યભાગથી સહેજ પશ્ચિમે એક ભૂખરા પથ્થરની પેટી મળી આવેલી. એ પેટીના પૂર્વ દિશાવાળા ભાગમાં નીચે પ્રમાણે લેખ કોતરાયલ મળી આવેલો—

सविन विनायकान अरं कासप
गोतन उपादय अरं च वाछा
सुविजयातन वनायक

હજી લગી આ લેખનો સ્પષ્ટ અર્થ કોઇ કરી શકેલ નથી. સાંચી સ્તૂપને બૌધ્ધ કલ્પતા જનરલ કર્નીંગહામ ત્યાં એવો અર્થ કલ્પે છે કે– 'બૌધ્ધ સૂત્ર વિનય–પટ્ટીકની બધી જ શાખાઓના શિક્ષક–ઉપાધ્યાય કાશ્યપગોત્રના અર્હંત અને વિનયપટ્ટીકના શિક્ષક વાછી સુવિજયત'–આ રીતે વિનાયકને સ્થળે વિનયપટ્ટીક, સુવિજયાતન ને સ્થળે સુવિજયત એવો મૂળમાં ફેરફાર કરવા છતાં કનીંગહામ એમના બૌદ્ધ વ્યકિતત્વને સ્પષ્ટ કરી શકતા નથી. જ્યારે જૈન દૃષ્ટિએ આ શબ્દોનો અર્થ સ્પષ્ટ છે—

'બધા વિનાયકો (ગણધરો) માં અરિહંતનું કાશ્યપ ગોત્ર ધરાવનાર અને જાતે પણ ઉપાધ્યાય તેમજ અર્હંત (એવા) વાચ્છા (વાશિષ્ટ ?) ગોત્રની સુવિજયાના પુત્ર ગણધર.'

અને કર્નીંગહામની ધારણાનુસાર આ લેખમાં જો બે વ્યકિતઓનો નિર્દેશ થયેલો હોય તો તે પણ જૈન ગણતરીએ સર્વથા સંભવિત છે—

'બધા વિનાયકો (ગણધરો) માં અરિહંતનું કાશ્યપ ગોત્ર ધરાવનાર અને જાતે પણ ઉપાધ્યાય તેમજ અર્હંત (એવા) અને સુવિજયાના પુત્ર તથા વાશિષ્ટ ગોત્રના અર્હંત ગણધર.'

નીચેની વસ્તુસ્થિતિથી ઉપરના અર્થની સુસંગતતા સમજાશે—

અરિહંત ભગવાન મહાવીરસ્વામી કાશ્યપગોત્રના હતા અને તેમના અગિયાર ગણધરો [ ગણ (સમૂહ) ના ધારણ કરનાર, વિનાયક ] માંના સાતમા ગણધર મૌર્યપુત્રનું ગોત્ર પણ કાશ્યપ હતું. છઠ્ઠા ગણધર મંડિતનું વાશિષ્ટગોત્ર હતું. બંનેની માતાનું નામ સુવિજયા (વિજયદેવા ?) હતું. બંને સાડા ત્રણસો–સાડા ત્રણસો શિષ્યોના ઉપાધ્યાય (અધ્યાપક) હતા. બંનેને કેવળજ્ઞાન ઉપજેલું હોઇ બંને અર્હંતપદે પહોંચ્યા હતા.

પેટી પરના ઉપરોકત લેખમાં જો એક વ્યકિતનો નિર્દેશ થયો છે એમ માનવું હોય તો તે ભગવાન મહાવીરસ્વામીના સાતમા ગણધર મૌર્યપુત્રને લાગુ પડે છે અને બે વ્યકિતનો નિર્દેશ થયો છે એમ માનવું હોય તો તે સાતમા અને છઠ્ઠા બે ગણધરને લાગુ પડે છે. આટલા વિવરણ પછી વાચકોએ જાતે જ એ નિર્ણય કરી લેવો ઠીક છે કે, મૂળ લેખની સાથે અમારા આ અર્થો વધારે સુસંગત છે કે જનરલ કનીંગહામનો અર્થ.

ઉપરોકત પેટીના અંદરના ભાગમાંથી એક અસ્થિની કેટલીક કરચો અને ચાર ડબીઓ મળી આવેલી છે.

---

ખરી વાત તો એ છે કે ભિક્ષુઓ આવાસ–નિવાસનાં સ્થાનોમાં વસી ન શકે એવો નિયમ છે. એટલે તેમના અસ્થિર વસવાટ–અલ્પ સમયના આશ્રયને માટે સંપ્રતિએ બંધાવરાવેલા ઉપાશ્રયોને અનાવાસ નામ અપાયલું. સમય જતાં અનાવાસ શબ્દ પ્રચારમાંથી ઓછો થયો, ને ઉપાશ્રય જળવાઇ રહ્યો છે.

(૭૩) અહીં મૂળમાં સં ઘ સ મ ગે છે. કેટલાક તેનો અર્થ સંઘસ મગે–એટલે સંઘનો માર્ગ કરે છે. પણ તે કરતાં સંઘ સમગે સંઘની સમગ્રતા વધારે યોગ્ય જણાવાથી અમે તે અર્થ લીધો છે.

એ ચાર ડબીઓમાની પહેલી ડબી પર सपुरिसस कासपगोतस सव हेमवताचारियस, सपुरिस मज्झिमस અને सपुरिसस हारितीपुतस એવા ત્રણ લેખ છે જે એમ સૂચવે છે કે એ ડબીમા આ ત્રણે મહાપુરુષના અવશેષો સઘરવામા આવ્યા છે

તેમા પહેલા તો મોટી પેટીમા જેમનો અવશેષ જળવાઈ રહ્યો છે તે જ કાશ્યપગોત્રી ગણધર મૌર્યપુત્ર હોવા સભવ છે તેમના સમસ્ત દેહનો રગ સુવર્ણસમો હોઈ તેમને सव हेमवताचारियस એ વિશેષણથી ઓળખાવાયલ છે મઝીમની ચોક્કસ ઓળખ આપવાનુ કામ મુશ્કેલ છે પરતુ સોનારી ટેકરી પર જ્યા તેમના અવશેષો મળી આવ્યા છે ત્યા તેમને કૌડિન્યગોત્રી તરીકે ઓળખાવેલ છે એ નામ અને ગોત્રને અનુરૂપ તો એક જ મહાપુરુષ જણાય છે અને તે ભગવાન મહાવીરના કૌડિન્યગોત્રી દશમા ગણધર મેતાર્ય ત્રીજા હારિતીપુત્ર એ ભગવાન મહાવીરના હારિતગોત્રના નવમા ગણધર અચલભ્રાતા હોવાનો પૂરતો સભવ છે તેમના અવશેષો આ ઉપરાત અધેર ટેકરીમા પણ મળી આવે છે, જ્યા એ અવશેષોના દાતા તરીકે આસદેવનુ નામ કોતરાયલુ છે

બીજી ડબી પર सपुरिसस वाछाय सुविजयातस गोतेतवासिनो અને काकनव पभासस्राहन दन એવા બે લેખો છે તેમા दन શબ્દને દાનના અર્થમા લઈને જનરલ કનીંગહામે એવો અર્થ કર્યો છે કે આ ડબીમા ગૌતમના શિષ્ય વાત્સ્ય સુવિજયાના અવશેષો છે અને તે કાકનવ પભાસે દાનમા આપેલા છે પણ એમાથી એકે વ્યક્તિની તે ઓળખ આપી શકેલ નથી કાકનવ પ્રભાસ સબધમા તે એવી કલ્પના કરે છે બ્રાહ્મીના ગ્રંથોમા અશોકના એક અમલદાર તરીકે જે કાકપ્રભાસનુ નામ મળે છે તે જ એ હોવો જોઈએ

પરતુ જો જૈન દૃષ્ટિએ વિચારીએ તો આ બન્નેની ઓળખ સ્પષ્ટ બની જાય છે તેમાના પહેલા પુરુષ વાશિષ્ઠ ગોત્રના સુવિજયાના પુત્ર અને ગૌતમના અતેવાસી એવા ભગવાન મહાવીરના છઠ્ઠા ગણધર મડિત હોવાનો પૂરતો સભવ છે અને બીજા કાક નક્ષત્રમા જન્મેલા એવા ભગવાન મહાવીરના અગ્યારમા ગણધર પ્રભાસ જણાય છે કાકનવ પ્રભાસના અવશેષો આ ડબી ઉપરાત અધેરના સ્તૂપમા પણ મળી આવ્યા છે અને ત્યા તેમને ગૌતમના અતેવાસી અને કૌડિન્ય ગોત્રના મહાપુરુષ તરીકે ઓળખાવવામા આવ્યા છે આ બન્ને વિશેષણો ભગવાન મહાવીરના અગ્યારમા ગણધરને લાગુ પડે છે કેમકે તે કૌડિન્યગોત્રના હતા અને ભગવાન મહાવીરના પ્રથમ મહાન ગણધર ગૌતમના તે અતેવાસી પણ ગણાય

ત્રીજી ડબીમા सपुरिसस महवनायस सपुरिस आपगीरस અને सपुरिसस कोडिनिपुतस એવા બે લેખો છે આ નામો બૌદ્ધ સાહિત્યમા નથી મળતા પરતુ જૈન દૃષ્ટિએ તે સાચી પ્રદેશમાની એક ટેકરી પર આવેલા ગજેન્દ્રપદ તીર્થે અનશનપૂર્વક સ્વર્ગવાસ પામનાર સમ્રાટ પ્રિયદર્શી યાને સપ્રતિના એલાવચ્ચ ગોત્રના એક ગુરુ આર્ય મહાગિરિ અને તેમના શિષ્ય કૌડિન્ય હોવાનો પૂરતો સભવ છે સોનારી ટેકરી ઉપર પણ તેમના અવશેષ મળ્યા છે અને ત્યા તેમને आलवगीर તરીકે ઓળખાવેલ છે, જે શબ્દમા તેમનુ એલાવચ્ચ ગોત્ર અને ગિરિ શબ્દાત નામ બન્નેનો સમાવેશ થઈ જાય છે

ચોથી ડબીમા सपुरिसस कोसिकिपुतस सपुरिसस गोतिपतस અને सपुरिसस मोगलिपुतस એવા ત્રણ લેખો છે તેમાથી કોસિકીપુત્ર સબધમા બૌદ્ધ દૃષ્ટિએ સતાવાર ઓળખ હજુ કોઈ રજૂ કરી શકેલ નથી મોગલીપુત્ર સબધમા જનરલ કનીંગહામ એમ ધારે છે કે જેમના પ્રમુખપદે અશોકે ત્રીજી બૌદ્ધ પરિષદ ભરેલી તે મોદ્ગલપુત્ર તે હોવા જોઈએ

પણ જૈન દૃષ્ટિએ આ ત્રણેનો પરિચય આપી શકાય તેમ છે

ભગવાન મહાવીરની પાટે આવનારા અગ્યારમા અને ચૌદમા યુગપ્રધાન શ્રી સુપ્રતિબધ્ધ તેમજ સિંહગિરિ આદિ કૌશિક ગોત્રના હતા ઉપરોક્ત લેખમા કૌશિકીપુત્રની ચોક્કસ ઓળખ આપી નથી એટલે આપણે તો એટલુ જ કહી શકીએ કે તે તેઓમાથી એકાદ હશે

ગોતિપુત્રની ઓળખ પણ ઉપરોક્ત લેખમાં તો વિશેષ આપવામાં નથી આવી. પરંતુ અંધેરમાંથી મળી આવેલા અવશેષ-લેખોમાં તેમને વાશિષ્ટપુત્ર, પ્રશાસ ને મોગલીપુત્રના વિદ્યાગુરુ તરીકે ઓળખાવવામાં આવેલ છે, અને સોનારીમાંથી મળેલા અવશેષ-લેખમાં તેમને હિમવન્ત પ્રદેશમાં ધર્મ ફેલાવનાર તરીકે ઓળખાવેલ છે. જો તેમને બૌદ્ધ દૃષ્ટિએ વિચારીએ તો ઉપરોક્ત ધર્માચાર્યોના ગુરુ તરીકે તેમનું નામ નથી મળતું અને અશોકે હિમાલય પ્રદેશમાં બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવાને જે બૌદ્ધાચાર્યો મોકલેલા તેમનાં નામો મહાવંશમાં જણાવાઇ રહ્યા છે તેમાં તેમનું નામ નથી મળતું.[૭૪] જ્યારે જૈન દૃષ્ટિએ એ નામ ભગવાન મહાવીરસ્વામીના પ્રથમ અને મુખ્ય ગણધર ઇંદ્રભૂતિ સાથે પૂર્ણતઃ સુસંગત છે. તેઓ ગૌતમ ગોત્રના હતા અને વાશિષ્ટપુત્ર મંડિત, કૌડિન્યગોત્રી પ્રશાસ આદિના તેઓ વિદ્યાગુરુ હતા તથા હિમાલય પ્રદેશમાં વિહરીને ત્યાં તેમણે ધર્મનો ફેલાવો પણ કર્યો હતો.

મોગલિપુત્ર ત્રેવીશમા જૈન તીર્થંકર ભગવાન પાર્શ્વનાથની શિષ્ય પરંપરામાં ઉતરી આવેલા હતા પરંતુ ભગવાન મહાવીરસ્વામીથી રીસાઇને તે બૌદ્ધ ધર્મમાં ચાલ્યા ગયેલા.[૭૫] ભોજપુરના અવશેષલેખમાં તેમને પતિતો તરીકે ઓળખાવવામાં આવેલ છે એટલે દેખીતી રીતે જ આ સ્થળે તે મોગલિપુત્રનો નિર્દેશ થયેલ હોવાનો સંભવ છે.

આ ચારે ડબીઓમાં હાડકાંની ઝીણી કરચો જેવાં અવશેષો મળેલાં.

સાંચીના બીજા સ્તૂપમાંથી મળી આવેલ ઉપરોક્ત પેટીમાંથી જેમ ઉપરોક્ત લેખો-અવશેષો આદિ મળી આવેલ છે તેમ સાંચીના બીજા કેટલાક સ્તૂપોમાંથી પણ કેટલાક અવશેષો મળી આવ્યાં છે. તેમાંથી મહત્ત્વનાનો પ્રસંગોપાત નિર્દેશ ઉપર આવી જાય છે.

આ રીતે મુખ્ય સ્તૂપ, મુખ્ય સ્થંભ અને અવશેષાદિની ગણતરીએ સાંચી જેમ જૈન ઠરે છે, તેમ બીજા કેટલાક પરચુરણ લેખો, ચિન્હો. મૂર્તિ આદિના ખંડિત અવશેષો પણ સાંચીને જૈન ઠેરવવામાં મદદગાર બને છે.

સાંચીના મુખ્ય સ્તૂપના પૂર્વદ્વારના સ્થંભ પર

**નવીન લેખ** — પાલી લિપિમાં કોતરાયેલો પ્રાચીન કાળનો નિમ્નોક્ત લેખ મળી આવે છે—

...द् तो फा क पा

प स तो र प न दि क पा

उ पा दे या उ पा आ पि य पा आ नां पा आ च रि य कु ल

ति दा...ति न पि ति पा ति न

(पा)

(पा)

(द्दा)

(ल)

नु का ने या सो मा

न...त हुं चा

भा र द्दा त पा ति न प ते द

(य) (मे) स पा प

न द न पा य का न क

(ग)

...रि ये प न

જનરલ કનીંગહામે તો આ લેખ પ્રત્યે જરા યે ધ્યાન જ નથી આપ્યું. ને જનરલ મેસી પણ તેમાં—'તોરણ, ઉપાધ્યાય, આચાર્ય, અરિહંત, ઘાતિ (કર્મ)' આદિ શબ્દોનો નિર્દેશ થયેલો છે એટલા ખુલાસા

---

(૭૪) Gotiputra, "the son of Goti," is not mentioned, at any rate by that appellation, among the missionaries to the Hemvanta enumerated in the Mahūvanso. 110

Sanchi and its Remains

(૭૫) दृष्टः श्री वीरनाथस्य तपस्वी मैाद्गिलायनः ।
शिष्य श्री पार्श्वनाथस्य विदधे बुद्ध दर्शनम् ॥

धर्मपरीक्षा

સિવાય આ લેખનો વિશેષ અર્થ આપી શકેલ નથી પરંતુ તે બંને વિદ્વાનો કરતા અમે આ લેખનો વધુ સ્પષ્ટ અર્થ સૂચવી શકીએ તેમ છીએ તે માટે છૂટા અક્ષરોને અમે નીચે પ્રમાણે શબ્દોમા ગોઠવીએ છીએ

इतो काकणा

घ ततो रणवदिक घा

उपादेया उपाआपिय वा आना वा आचरिय कुल

तिवा . तिन पिति घातिन

(ल)

सकामे या सोमा

न तदु घा

अरहात घातिन घ ते द

(य)(मे) सपा घ

न रुच पा य कानक

(ऐ)

रिये वज

આ લેખમા વપરાયના શબ્દોનો પરસ્પર સંકલિત અર્થ સમજવાને માટે પ્રથમ નિમ્નોક્ત વસ્તુસ્થિતિ પર દૃષ્ટિપાત કરી જવો જરૂરી છે

જૈન દર્શનમા જીવનના મૂળભૂત કારણ તરીકે આઠ કર્મો માનવામા આવે છે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય મોહનીય અંતરાય વેદનીય નામ, ગોત્ર અને આયુ તેમા પ્રથમના ચાર કર્મ ઘાતિકર્મ કહેવાય છે એટલે કે જીવને મુક્તિ ન મળવા દેનારા મૂળ કર્મો એ ચાર છે કાળ કે સમૂહવિષયક પ્રમાણની ગણતરીએ પણ એને કશી મર્યાદા નથી હોતી છેલ્લા ચાર કર્મો તો પ્રથમ ચારનો નાશ થતા થોડા સમયમાજ નષ્ટ બને છે ને જીવ મુક્તિ વરે છે પ્રથમના ચાર ઘાતિકર્મ નાશ પામતા માનવીને કેવળજ્ઞાન ઉપજે છે અને તે અરિહંત (ઘાતિકર્મરૂપી દુશ્મનોને હણનાર) પદે પહોચે છે તે પછી આયુષ્ય પૂર્ણ થતા બાકીના ચાર કર્મો પણ નાશ પામે છે ને માનવી સિધ્ધપદને વરે છે

જૈન દર્શન પંચ પરમેષ્ઠિને માને છે તેમા ઉપર દર્શાવેલા અરિહંત અને સિદ્ધની પછી અનુક્રમે આચાર્ય ઉપાધ્યાય અને સાધુ લેખાય છે જૈનોના પરમ પવિત્ર નવકારમંત્રમા શરૂઆતમા એ પંચ પરમેષ્ઠિને જ નમસ્કાર કરવામા આવેલ છે

ઉપરોક્ત લેખના ઉકેલ માટે દર્શનવિષયક આટલી વિચારણા પછી હવે આપણે ઇતિહાસ તેમજ વ્યક્તિ દૃષ્ટિએ કેટલીક વિચારણા કરી લઇએ

સાંચી અને અંધેરના સ્તૂપોમાથી 'કાકણુવ પ્રભાસ'ના અવશેષો મળી આવેલા છે તેને લગત લેખોમા તેમને ગૌતમના અંતેવાસી અને કૌડિન્યગોત્રના મહાપુરુષ તરીકે ઓળખાવવામા આવેલા છે આ બધા વિશેષણો ભગવાન મહાવીરના અગ્યારમા ગણધર 'પ્રભાસ' ને લાગુ પડે છે કેમકે તેઓ કર્કનક્ષત્રમા જન્મેલા હતા કૌડિન્ય ગોત્રના હતા ને ભગવંત મહાવીરના મુખ્ય અને પ્રથમ ગણધર ગૌતમના અંતેવાસી હતા.

કાકણુવની પછી બીજુ મહત્વનુ નામ વજ્ર છે તેમનો જન્મ ઇ સ પૂર્વે ૩૧ મા અવંતિના તુંબવન નામે નગરમા થયો હતો. તેમના પિતાનું નામ ધનગિરિ ને માતાનુ નામ સુનંદા હતુ નાનપણમા જ તેમના શરીરનુ વજન વજ્ર સમુ ભારે હોઇ તેમને વજ્ર નામ અપાયલુ તેમના પિતા ધનગિરિએ તેમના જન્મ પછી તરતજ દીક્ષા લીધી હતી અને વજ્રસ્વામીએ પણ બાલપણમા તેમના પાસે દીક્ષા અંગીકાર કરી તમણે ઉજ્જયિનીમા દશ પૂર્વ નામે જૈન શાસ્ત્રોનો અભ્યાસ કર્યો ને દશપુરમા તેમને આચાર્ય પદવી અપાણી સોમા નામે બ્રાહ્મણીનો પુત્ર પંડિત આર્યરક્ષિત જૈન દશ પૂર્વનો અભ્યાસ કરવાને જૈન દીક્ષા સ્વીકારી તેમની સમક્ષ આવેલો ને તે દશમાથી સાડાનવ પૂર્વ લગીનો જ અભ્યાસ કરી શકેલો તે પછી જૈન સંઘની અનેક પ્રકારે સેવા કરીને વજ્રસ્વામી ઇ સ ૫૭ મા એક ગિરિ પર અનશન (તપ) પૂર્વક અવસાન પામ્યા ત્યા આવીને ઇન્દ્રે રથમા બેસીને તે ગિરિની અંસપાસ આવર્ત (પ્રદક્ષિણા) લેવાથી તે ગિરિ રથાવર્તના નામે મશહૂર બન્યો. સંભવિત છે કે ઇન્દ્રે ત્યા તેમની સુવર્ણ-પાદુકાઓ પણ બનાવરાવી હોય

શ્રી વજ્રસ્વામીના સ્વર્ગવાસથી જૈન દૃષ્ટિએ દશમું પૂર્વ તેમજ ચોથું સંઘયણ વિચ્છેદ પામેલ છે.

રથાવર્ત પર્વત અંગે જૈન સાહિત્યમાં એવી નોંધો મળે છે કે તે વિદિશાની નજીકમાં આવેલો હતો.[૭૬] સાંચી-પ્રદેશ પણ વિદિશા (ભિલ્સા) ની નજીકમાં જ છે. અને એટલા વિસ્તારમાં સાંચી વગેરે ટેકરીઓ સિવાય અન્ય પર્વતો નથી. એટલે એમ માનવાને પૂરતું કારણ રહે છે કે સાંચી અથવા તેની નજીકની કોઈ ટેકરી એ જ રથાવર્ત પર્વત હોય.

આટલા ખુલાસા પછી આપણે જો ઉપરોક્ત લેખનો નિમ્નોક્ત અર્થ કરીએ તો તે વધારે પડતું સાહસ નહિ જ ગણાય—

'અહીં અરિહંત ભગવાને ઘાતિકર્મોનો ક્ષય કરીને......તેથી અહીં પ્રથમ કાકણુવ (પ્રભાસ ગણધર) અને તે પછી ઉપાધ્યાયોના શિરોમણી, આચાર્યકુલ તિલક તથા ઘાતિકર્મઘાતક રણવદિક......તે પછી સોમાના પુત્રને જ્ઞાન આપનાર અને જેમના સ્વર્ગવાસથી ચતુર્થ સંઘયણ નષ્ટ થયું છે એવા વજ્ર...જેમની સુવર્ણ-પાદુકાઓ અહીં સ્થપાયલી છે.'

સંભવિત છે કે ઉપરોક્ત અર્થને કેટલાક સત્તાવાર ન પણ લેખે અને તેને અસ્પષ્ટ માને. છતાં આ લેખમાં કાકણુવ (પ્રભાસ), રણવદિક, ઉપાધ્યાય, આચાર્યકુલ, ઘાતિન, સોમા, અરિહંત, પાપકાનકક અને વજ્ર એટલા શબ્દો છે અને તે દર્શનશાસ્ત્ર તેમજ ઇતિહાસની દૃષ્ટિએ જૈન ધર્મ સાથે સંકળાયલા છે તેની કોઇ ના કહી શકે તેમ નથી.

સાંચીનાં અવશેષોને જૈન ઠેરવવાનાં આ ઉપરાંત બીજાં પણ અનેક પ્રમાણો છે.

**અન્ય જૈન પ્રમાણો**

સાંચીના પૂર્વ દ્વારની નજીકમાં ત્રણ-ચાર ફીટની ઊંચાઇની અનેક ખંડિત પ્રાચીન પ્રતિમાઓ પડેલી છે, જેને કેટલીક હદે પાછળથી બૌદ્ધ રૂપ આપી દેવાયું છે પણ વસ્તુ-સ્થિતિમાં મૂળ રૂપમાં તે જૈન પ્રતિમાઓ જ જણાય છે.[૭૭]

સાંચીના મંડપમાંના સ્થંભો પણ, સ્થાપત્ય તેમજ ધર્મચિન્હોની દૃષ્ટિએ જૈન પુરવાર થયા છે. અને બહુધા એ મંડપનું સર્જન પણ જૈનોનેજ આભારી છે.[૭૮]

સાંચીનો મુખ્ય સ્તૂપ તો આપણે પાછળ પુરવાર કરી ગયા તે પ્રમાણે મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્તે બંધાવરાવેલો જૈન સ્તૂપ જ છે, પણ તે ઉપરાંત ત્યાં જુદા જુદા યુગના જે નાના સ્તૂપો છે તેમાંના કેટલાક જ બૌદ્ધ છે; બાકીના ઘણાખરા તો જૈન જ છે.[૭૯]

સાંચીના અવશેષોમાં મળી આવતાં અષ્ટમંગલહાર, જૈન ધર્મચક્ર, ત્રિશલાદેવીનું સ્વપ્ન, સ્વસ્તિક આદિ ચિન્હો પણ જૈનત્વનાં જ સૂચક છે.

સાંચીના-ઉત્તર સિંહદ્વારના પ્રથમ સ્તૂપ નજીક બે અષ્ટમંગલહાર કોતરાયલા છે. જનરલ કનીંગહામને આ હારોમાં બૌદ્ધદૃષ્ટિએ કશી વિશિષ્ટતા ન જણાવાથી તેમણે તેના પ્રત્યે ધ્યાન આપ્યું નથી; પણ સાંચીના

---

(૭૬) वीर निर्वाण संवत और जैन कालगणना-पृ. ९०

(૭૭) Scattered about, in the enclosure, particularly near the eastern entrance, I found several mutilated figures, between three and four feet high; which, though clothed in long robes, which is usually considered to be a Buddhist characteristic, have otherwise a Jaina character. p. 16

Sanchi and its Remains.

(૭૮) There was a small entrance porch; one pillar only of which remained in 1850. The pillars of this porch are..., in fact, of a kind usually found in the entrances of Brahmanical and Jaina temples; and probably, this... porch was added by the Jains. p. 74

Sanchi and its Remains.

(૭૯) Some of the small sthupas are unquestionably purely Buddhist: but others look more Jaina than Buddhist. p. 15.

Sanchi and its Remains.

અવશેષોને બૌદ્ધ ધર્મ સાથે ખાસ સબંધ ન હોવાનુ માનનાર જનરલ મેસીએ એ હારોના ચિત્ર પ્રગટ કર્યા છે તેમજ તેમા જે મગલ કોતરાયલા છે તે અગે વિગતવાર વર્ણન પણ કરેલુ છે ૮૦

આ અષ્ટમગલહારમાના એક હારમા અગ્યાર ચિન્હો છે અને બીજામા તેર ચિન્હો છે. પણ તે બંનેમા આજે પણ જૈન અષ્ટમગલમા નજરે ચડતા સિંહાસન, કળશ, દર્પણ મત્સ્યયુગલ આદિ નજરે ચડે જ છે તે ઉપરાત તેમા એક ખડગિરિ અને કાર્નેની જૈન ગુફાઓમા મળી આવતુ સિદ્ધશિલાનુ દૃશ્ય પણ છે અને તીર્થ કરની માતા ગર્ભપ્રવેશ પ્રસંગે જે ચૌદ સ્વપ્નો નીરખે છે તેમાના સૂર્ય, ચન્દ્ર, રત્નઢગ, પુષ્પમાળ વગેરે પણ તે હારોમા કોતરાયલ છે

સાચીનો સૌથી મહત્ત્વનો અવશેષ તો જૈન ધર્મ ચક્ર છે જૈન ધર્મચક્રના વાહક તરીકે તળિયેના ભાગમા હમેશા બે મૃગ નજરે ચડે છે તીર્થંકરોની મૂર્તિના નીચેના ભાગમા પણ ધર્મચક્ર એ જ સ્વરૂપમા કોતરાય છે બૌદ્ધો પણ ધર્મચક્રને તો માને જ છે, પણ તેના વાહક તરીકે બહુધા સિંહ અને કેટલીક વખત દેવો ગોઠવાય છે પણ મૃગ કદાપિ નથી લેવાતા જ્યારે સાચીમા જે પ્રાચીનમા પ્રાચીન ધર્મચક્રોના અવશેષો મળે છે ત્યા વાહક તરીકે મૃગને જ સ્થાન અપાયુ છે (જુઓ અન્યાતના ચિત્ર)

તીર્થંકરના ગર્ભપ્રવેશ પ્રસગનુ દૃશ્ય પણ એટલુ જ મહત્ત્વ ધરાવે છે અમરાવતી અને ભારહૂતમા પણ એવા જ દૃશ્યો મળી આવેલ છે

તે ઉપરાત સાચીમા સ્વસ્તિક કોતરાયનો પણ મળી આવે છે લેહા એક હજાર વર્ષ થયા જુદી જુદી પ્રજાઓએ અને જુદા જુદા ધર્મોએ સ્વસ્તિકને પોતાના પવિત્ર ચિન્હ તરીકે અપનાવી લીધો છે, પરતુ પ્રાચીન કાળના તો તે કેવળ જૈન ધર્મચિન્હ હોવનુ અનેક વિદ્વાનોએ માન્ય રાખ્યુ છે એટને સચીમા પ્રાચીન કાળમા કોતરાયનો આ સ્વસ્તિક પણ સ્વાભાવિક રીતે જ જૈનધર્મ સાથે સકળાઈ જાય છે

આ ચિન્હોની સાથેસાથ જગન્નાથના જેવુ ત્રિમૂર્તિનુ દૃશ્ય પણ જૈનધર્મ સાથે સબધ ધરાવતુ હોવાનુ અનેક વિદ્વાનોએ માન્ય રાખ્યું છે આપણે પૂર્વે પુરવાર કરી ગયા છીએ કે જગન્નાથની ત્રિમૂર્તિ એ મૂળમા જૈન પ્રતિમા છે (જુઓ પૃ ૨૨૫) એ ત્રિમૂર્તિના જેવુ જ દૃશ્ય સાચીના અવશેષોમા પણ મળી આવે છે ૮૧ સાચીના અવશેષોના મશહૂર અભ્યાસી જનરલ મેસી પણ આ ત્રિમૂર્તિ માની મધ્ય પ્રતિમા જૈન તીર્થંકરની પ્રતિમા અને તેની આસપાસની બે મૂર્તિઓ એ તીર્થંકરની મૂર્તિની આસપાસ ગોઠવાતી યક્ષપ્રતિમાઓ હોવાનો અભિપ્રાય દર્શાવે છે ૮૨

આ ઉપરાત સાચીમા બીજા એવા અનેક દૃશ્યો છે કે જે સાચીના મુખ્ય અવશેષોને બૌદ્ધ માની લઈને આજ લગી બૌદ્ધધર્મ સાથે સાકળી દેવામા આવેલ છે પણ સાચીના મુખ્ય અવશેષોને જૈન ઠેરવતા જ તેમને જૈનધર્મ સાથે સાકળી શકાય તેમ છે દા ત ભગવાન મહાવીરના જ મમહોત્સવનુ દૃશ્ય ૮૩ તેમના દીક્ષા-મહોત્સવનું દૃશ્ય ૮૪ ભગવાન મહાવીરનુ ગંગાતરણનુ દૃશ્ય,૮૫ ભગવાન પાર્શ્વનાથે આગમાથી સર્પને બચાવેલ તેનુ સૂચન કરતું દૃશ્ય ૮૬ ઈન્દ્રધ્વજનુ દૃશ્ય ૮૭ પચ પરમેષ્ઠિનુ સૂચન કરતુ પંચાગી દૃશ્ય,૮૮ મુનિના પ્રવચનનુ દૃશ્ય ૮૯ તીર્થંકર ભગવાનની ચરણ-પાદુકાનુ

---

(૮૦) જુઓ જનરલ મેસીકૃત 'Sanchi and its Remains પ્રકરણ ૬ અને પ્લેટ ૩૯

(૮૧) Plate XXXIX F 5 Sanchi and its Remains

(૮૨) A group which as I pointed out in my original report—was directly copied, as were also, the Jain Tirthankaras and their two Bhairavas p 26 Sanchi and its Remains.

(૮૩-૮૪) Plate XVI Sanchi & its Remains.

(૮૫) Plate XII

(૮૬) Plate XIII ,, ,,

(૮૭) Plate XXXV ,,

(૮૮) Plate XXXI ,,

(૮૯) Plate XXIII ,,

દશ્ય.[૯૦] તેમજ અશોકવૃક્ષ, સુરપુષ્પવૃષ્ટિ દિવ્ય-ધ્વનિ, ચામર, આસન, ભામંડલ, દુંદુભિ, છત્ર;[૯૧] હસ્તી, વૃષભ, સિંહ, લક્ષ્મી, પુષ્પમાળ, ચન્દ્ર, સૂર્ય, ધ્વજ, કલશ, પદ્મસરોવર, ક્ષીરસમુદ્ર, દેવવિમાન, રત્નરાશિ, અગ્નિકુંડ;[૯૨] કલ્પ-વૃક્ષ,[૯૩] રાજલોક-શ્રેણિ,[૯૪] અશ્વાવબોધ[૯૫] તથા અશ્વ, સર્પ, સિંહ આદિ જુદી જુદી આકૃતિઓ[૯૬] એક યા બીજા રૂપમાં જૈન ધર્મ સાથે સંકળાયલી છે. તીર્થંકરનો જન્મોત્સવ તેમજ દીક્ષા આદિના વરઘોડાનાં દશ્ય[૯૭] પણ ઠેર ઠેર નજરે ચડે છે.

**જૈન ભૌગોલિક નામો**

સાંચીના અવશિષ્ટ લેખોમાં ગિરિ શબ્દાંત દશ નામો મળી આવે છે: ધમ્મગિરિ, મહાગિરિ, અસગિરિ, દેવગિરિ, ધન-ગિરિ, મલગિરિ, નંદગિરિ, પુસગિરિ, સગાગિરિ ને યશગિરિ. આ દશમાંથી કેટલાંક નામ તો આજે સ્તૂપોથી વિભૂષિત બનેલી ને સાંચીના નામે ઓળખાતી ટેકરીને માટે જ વપરાયલ હોવાનો સંભવ છે.[૯૮] તેમાં સૌથી પ્રાચીન નામ ધમ્મગિરિ[૯૯] અને તે પછી મહાગિરિ જણાય છે.

---

(૯૦) Plate V. Sanchi and its Romains
આ દશ્ય પથ્થરનાં બે તખ્તાં અને પ્રત્યેક તખ્તાના મધ્યમાં ચક્ર ખચેલું છે. અમરાવતીમાં પણ આવું જ દશ્ય કોતરેલ છે. સ્તૂપોને બૌદ્ધ ધર્મ સાથે સાંકળતા વિદ્વાનો આ ચક્રોને બૌદ્ધ ધર્મચક્ર તરીકે ઓળખાવે છે, પણ ધર્મચક્ર તખ્તાની મધ્યમાં મૂકી ન શકાય અને ધર્મચક્રની સાથે તેના વાહનની પણ જરૂર રહેજ એમ જણાતાં કેટલાક વિદ્વાનો તેને ધર્મચક્ર તરીકે સ્વીકાર કરતા નથી. પરંતુ મથુરા-પાટલીના આ દશ્ય જૈન તીર્થ જૈન તીર્થંકરોના સમવસરણની રચના સૂચન તરીકે જ તે વધુ લેખાવો જોઈએ.

(૯૧) અશોકવૃક્ષ, સુરપુષ્પવૃષ્ટિ, દિવ્યધ્વનિ, ચામર, આસન, ભામંડળ, દુંદુભિ અને છત્ર એ આઠ જૈન તીર્થંકરોના પ્રાતિહાર્ય ગણાય છે. સાંચીના અવશેષોમાં તે આઠ પ્રાતિહાર્ય મળી આવે છે. તે આઠેના અવલોકન માટે જનરલ મેસી કૃત ' Sanchi and its Romains ' માં અનુક્રમે જુઓ પ્લેટ નં-V -XVI, XXII, XXXV, XXXVI, XXXVI, XL, XXXV, XXXI.

(૯૨) તીર્થંકરના ગર્ભપ્રવેશ સમયે તેમની માતા હસ્તી, વૃષભ, સિંહ, લક્ષ્મી, પુષ્પમાળ, ચન્દ્ર, સૂર્ય, ધ્વજ, કળશ, પદ્મસરોવર, ક્ષીરસમુદ્ર, દેવ-વિમાન, રત્નરાશિ અને અગ્નિકુંડ એ ચૌદ સ્વપ્નો નિહાળે છે. સાંચીમાં એ ચૌદે સ્વપ્ન મળી આવે છે. તે ચૌદેના અવલોકન માટે જનરલ મેસીકૃત 'Sanchi and its Romains ' માં અનુક્રમે જુઓ પ્લેટ નં. IV-XVII, XXXIX, XIX XXXIII, V, V, XXXIX, XXXIX, XXXV, XXXIX, XIII, XII, XXI, XXXIX, XIII.

(૯૩) જૈન ધર્મમાં આ વૃક્ષને ખૂબ જ મહત્ત્વ અપાયલું છે. Plate VI, Sanchi & its Romains

(૯૪) આમાં જૈન દૃષ્ટિએ બ્રહ્માંડનું સ્વરૂપ અને સ્વર્ગલોક વિમાનની સુંદર આકૃતિ છે. જુઓ Plate XI. Sanchi and its Romains

(૯૫) Plate XXVII Sanchi and its Romains

(૯૬) જૈનો ચોવીશ તીર્થંકરને માને છે અને તેમનાં લંછનો અનુક્રમે વૃષભ, હસ્તી, અશ્વ, વાનર, ક્રૌંચ, પદ્મ, સ્વસ્તિક, ચન્દ્ર, મગર, શ્રીવત્સ, ગેંડો, પાડો, ભૂંડ, સીંચાણો, વજ્ર, મૃગ, બકરો, નંદાવર્ત, કુંભ, કાચબો, નીલકમળ, શંખ, સર્પ અને સિંહ છે. સાંચીના અવશેષોમાં લગભગ આ ચોવીશે લંછનો મળી આવે છે. તેમના અવલોકન માટે જનરલ મેસીકૃત Sanchi and its Romains માં XXXIX, IV, XVII, XV, IX, XIII, XXXIX, XXXV, XXVI આદિ નંબરની પ્લેટો અવલોકવી.

( ૯૭ ) આ દશ્યના અવલોકન માટે જુઓ જનરલ મેસીકૃત Sanchi and its Romains માં XVI-XVIII વગેરે નંબરની પ્લેટો.

(૯૮) There are ten names eding in 'Giri,' or ' Hill, ' some, at least, of which, must, I think be held to allude to the place itself. P. 104. Sanchi and its Romains

(૯૯) The Sanchi votive inscriptions contain numerous names eding in ' Giri, ' or 'Hill, ' some of which, and notably Dhama Giri, or the ' Hill of Dharma ' may reasonably be held to represent the most ancient name of the place. P. 4. Sanchi and its Romains.

અવશેષોને બૌદ્ધ ધર્મ સાથે ખાસ સબંધ ન હોવાનુ માનનાર જનરલ મેસીએ એ હારોના ચિત્ર પ્રગટ કર્યા છે તેમજ તેમા જે મંગલ કોતરાયલા છે તે અંગે વિગતવાર વર્ણન પણ કરેલુ છે [૯૦]

આ અષ્ટમંગલહારમાના એક હારમા અગ્યાર ચિન્હો છે અને બીજામા તેર ચિન્હો છે પણ તે બંનેમા આજે પણ જૈન અષ્ટમંગલમા નજરે ચડતા સિંહાસન, કળશ દર્પણ મત્સ્યયુગલ આદિ નજરે ચડે જ છે તે ઉપરાત તેમા એક ખડગિરિ અને કાર્ત્તિકની જૈન ગુફાઓમા મળી આવતુ સિદ્ધશિલાનુ દશ્ય પણ છે અને તીર્થ કરની માતા ગર્ભપ્રવેશ પ્રસંગે જે ચૌદ સ્વપ્નો નીરખે છે તેમાના સૂર્ય, ચંદ્ર, રત્નઢગ, ફૂલમાળ વગેરે પણ તે હારોમા કોતરાયલ છે

સાચીનો સૌથી મહત્ત્વનો અવશેષ તો જૈન ધર્મ ચક્ર છે જૈન ધર્મચક્રના વાહક તરીકે તળિયેના ભાગમા હમેશા બે મૃગ નજરે ચડે છે તીર્થંકરોની મૂર્તિના નીચેના ભાગમા પણ ધર્મચક્ર એ જ સ્વરૂપમા કોતરાય છે બૌદ્ધો પણ ધર્મચક્રને તો માને જ છે, પણ તેના વાહક તરીકે બહુધા સિંહ અને કેટલીક વખત દેવો ગોઠવાય છે પણ મૃગ કદાપિ નથી લેવાતા જ્યારે સાચીમા જે પ્રાચીનમા પ્રાચીન ધર્મચક્રોના અવશેષો મળે છે ત્યા વાહક તરીકે મૃગને જ સ્થાન અપાયુ છે (જુઓ અન્યાતના ચિત્ર)

તીર્થંકરના ગર્ભપ્રવેશ પ્રસંગનુ દશ્ય પણ એટલુ જ મહત્ત્વ ધરાવે છે અમરાવતી અને ભારહૂતમા પણ એવા જ દશ્યો મળી આવેલ છે

તે ઉપરાત સાચીમા સ્વસ્તિક કોતરાયેલો પણ મળી આવે છે લેહા એક હજાર વર્ષ થયા જુદી જુદી પ્રજાઓએ અને જુદા જુદા ધર્મોએ સ્વસ્તિકને પોતાના પવિત્ર ચિન્હ તરીકે અપનાવી લીધો છે, પરતુ પ્રાચીન કાળના તો તે કેવળ જૈન ધર્મચિન્હ હોવાનુ અનેક વિદ્વાનોએ માન્ય રાખ્યુ છે એટલે સાચીમા પ્રાચીન કાળમા કોતરાયેલો આ સ્વસ્તિક પણ સ્વાભાવિક રીતે જ જૈનધર્મ સાથે સંકળાઈ જાય છે

આ ચિન્હોની સાથેસાથ જગન્નાથના જેવુ ત્રિમૂર્તિનુ દશ્ય પણ જૈનધર્મ સાથે સબંધ ધરાવતુ હોવાનુ અનેક વિદ્વાનોએ માન્ય રાખ્યુ છે આપણે પાછળ પુરવાર કરી ગયા છીએ કે જગન્નાથની ત્રિમૂર્તિ એ મૂળમા જૈન પ્રતિમા છે (જુઓ પૃ ૨૨૫) એ ત્રિમૂર્તિના જેવુ જ દશ્ય સાચીના અવશેષોમા પણ મળી આવે છે [૯૧] સાચીના અવશેષોના મશહૂર અભ્યાસી જનરલ મેસી પણ આ ત્રિમૂર્તિ માની મધ્ય પ્રતિમા જૈન તીર્થંકરની પ્રતિમા અને તેની આસપાસની બે મૂર્તિઓ એ તીર્થંકરની મૂર્તિની આસપાસ ગોઠવાતી યક્ષપ્રતિમાઓ હોવાનો અભિપ્રાય દર્શાવે છે [૯૨]

આ ઉપરાત સાચીમા બીજા એવા અનેક દશ્યો છે કે જે સાચીના મુખ્ય અવશેષોને બૌદ્ધ માની લઈને આજ લગી બૌદ્ધધર્મ સાથે સાકળી દેવામા આવેલ છે પણ સાચીના મુખ્ય અવશેષોને જૈન ઠેરવતા જ તેમને જૈનધર્મ સાથે સાકળી શકાય તેમ છે દા ત ભગવાન મહાવીરના જન્મમહોત્સવનુ દશ્ય [૯૩] તેમના દીક્ષા-મહોત્સવનુ દશ્ય [૯૪] ભગવાન મહાવીરનુ ગંધાવત્તરણનુ દશ્ય [૯૫] ભગવાન પાર્શ્વનાથે આગમાથી સર્પને બચાવેલ તેનુ સૂચન કરતુ દશ્ય [૯૬] ઈંદ્રધ્વજનુ દશ્ય [૯૭] પંચ પરમેષ્ઠિનુ સૂચન કરતુ પંચાગી દશ્ય,[૯૮] મુનિના પ્રવચનનુ દશ્ય [૯૯] તીર્થંકર ભગવાનની ચરણ-પાદુકાનુ

(૯૦) જુઓ જનરલ મેસીકૃત 'Sanchi and its Remains પ્રકરણ ૧ અને પ્લેટ ૩૬

(૯૧) Plate XXXIX F 5 Sanchi and its Remains

(૯૨) A group which-as I pointed out in my original report-was directly copied as were also, the Jain Tirthankaras and their two Bhairavas.

p 26 Sanchi and its Remains

(૯૩–૯૪) Plate XVI Sanchi & its Remains

(૯૫) Plate XII "

(૯૬) Plate XIII "

(૯૭) Plate XXXV "

(૯૮) Plate XXXI " " " "

(૯૯) Plate XXIII "

સમ્રાટ પ્રિયદર્શી પણ જૈન હતો. એટલે કર્તૃત્વની દૃષ્ટિએ પણ સાંચી જૈન દર્શનનું દ્યોતક છે.

આ રીતે સાંચી એ જૈન દર્શનાવલંબી હોવાનાં પ્રમાણો આપણે વિચારી ગયા. હવે તેને બૌદ્ધ દર્શનાવલંબી કયાં કારણોએ માનવામાં આવે છે અને તે કારણો કેટલાં અસ્પષ્ટ ને લૂલાં છે તે વિચારી જઈએ.

**બૌદ્ધ દૃષ્ટિએ અસંગતિ**

બૌદ્ધ ગ્રન્થોમાં તો સાંચી કે સાંચી–સ્તૂપનો નિર્દેશ મળી આવતો નથી. 'મહાવંશ' આદિ કેટલાક બૌદ્ધ ગ્રન્થોમાં એવો ઉલ્લેખ થયેલો છે કે 'અશોકની રાણી દેવીએ વિદિશામાં ચૈત્યગિરિ પર એક સ્વર્ગીય બૌધ્ધ વિહાર બંધાવરાવ્યો હતો અને અશોકનાં સંતાન, મહેન્દ્ર ને સંઘમિત્રા, સિલોનની યાત્રાએ જતી વેળા માતાને મળવાને જ્યારે આવ્યાં ત્યારે તેઓ એ વિહારમાં રહ્યાં હતાં.' જનરલ કનીંગહામ વગેરે કેટલાક વિદ્વાનો એ ઉલ્લેખના આધારે સાંચીના અવશેષોને ઉક્ત ચૈત્યગિરિ-વિહાર સાથે સાંકળે છે અને પરિણામે તેને બૌદ્ધ ધર્મનાં દ્યોતક ગણે છે. પરંતુ 'મહાવંશ'માં નિર્દેશાયલ ચૈત્ય–ગિરિ–વિહારને સાંચીના સ્તૂપ સાથે સંબંધ હોવાનો કોઈ જ સંભવ નથી. કેમકે સાંચીનો મૂળ સ્તૂપ ઈ. સ. પૂ. પાંચમી સદીમાં ચણાયલો છે, જ્યારે ચૈત્યગિરિ-વિહાર તો અશોકની રાણીએ ઈ. સ. પૂ. ત્રીજી સદીમાં બંધાવરાવેલો હતો. બૌદ્ધ ગ્રન્થોમાં ચૈત્યગિરિ–વિહારનું જે વર્ણન આવે છે તેની સાથે સાંચીના અવશેષો જરા પણ મેળ ખાતા નથી.[૧૦૩] તેમજ આપણે પાછળ જોઇ ગયા તેમ સાંચીના અવશેષો તેના મૂળ કર્તૃત્વની દૃષ્ટિએ બૌદ્ધ કરતાં જૈન દર્શન સાથે વધારે સંબંધ ધરાવે છે.

ઈ. સ. ની પાંચમી સદીની શરૂઆતમાં ભારતવર્ષની મુલાકાત લેનાર ફાહિયાન તેમજ ઈ. સ. ની સાતમી

---

સંભવ છે, કંબોજ નો ઉલ્લેખ જૈન સમ્રાટ પ્રિયદર્શીના લેખોમાં પણ થયેલો છે, ભગવાન આદિનાથના સ્મરણમાં બાહુબલીએ જ્યાં ધર્મચક્ર બનાવરાવેલું તે પ્રદેશ પાછળથી ચક્રતીર્થના નામે જાણીતો બન્યો છે. ભોગવર્ધનની ચોક્કસ ઓળખ આપવાનું મુશ્કેલ છે પણ ભોગાવતી નદી અને વર્ધમાનપુર એ બંનેના સંયોગથી હાલનું વઢવાણ શહેર, એ નામે ઓળખાયું હોય તો તે અસંભવિત નથી. તે પ્રદેશ ભગવાન મહાવીરસ્વામીના વિહારથી મશહૂર બનેલો. નવગામ એ ઉજ્જૈનનું જ કોઇક પરૂં હોવાનો સંભવ છે. પદ્દનેકચ્ચિક અસ્પષ્ટ છે પણ તે મશહૂર જૈનતીર્થ પન્નગેન્દ્ર [ पाताले पन्नगेन्द्रे स्फुटमणिकिरणे–प्राचीन जैन तीर्थ स्तवन ] હોઈ શકે. પાંડુકુલિકાય એ પાંડવોની સાથે સંકળાય કોઈ ગામ જણાય છે. પ્રતિષ્ઠાન એ મશહૂર જૈન સમ્રાટ શાલીવાહનની રાજધાની હતી, એટલું જ નહિ પરંતુ જૈન સ્તોત્રોમાં એક વિશિષ્ટ જૈન તીર્થ તરીકે તેની સ્તુતિ કરવામાં આવી છે. [चम्पाराजगृहे च चक्र मथुरा जोद्धा प्रतिष्ठानगे–प्राचीन जैन तीर्थ–स्तवन]. અજમેરની નજીકમાં આવેલું પુસ્કર આજે તો હિંદુ તીર્થ તરીકે જાણીતું છે પરંતુ પ્રાચીન કાળમાં તે જૈન તીર્થ હોવાનો સંભવ છે. અવંતિપતિ નહપાણ ક્ષહરાટના જમાઈ અને નૃપતિ ઋષભદત્ત શકે પોતાનો અભિષેક ત્યાં ઉજવેલો. સિંહલ પણ જૈન તીર્થ તરીકે જાણીતું હતું. [ नेपाले नाहले वा कुवलयतिलके सिंहले मैथले वा प्राचीन जैन तीर्थ–स्तवन] ઉજ્જયિનિ પણ પવિત્ર જૈન તીર્થ મનાતું હતું. [ चंपायां चन्द्रमुख्यां गजपुर मथुरा पत्तने चौजयिन्यां–प्राचीन जैन तीर्थ–स्तवन ]. જનરલ કનીંગહામના ધારવા પ્રમાણે વદીસ એ ભિલ્સાને માટે વપરાયલ શબ્દ છે [ The Bhilsa Topes. 243]. વિદિશા એ પ્રાચીન જૈન તીર્થ હતું અને ત્યાં જીવંતસ્વામીનું મંદિર આવેલું હતું. [ अण्णया आयरिया वतीदिसं जिय पडिमं वंदिया गता–निशीथचूर्णि ] અને વજ્જભૂમિનો ઉલ્લેખ ભગવાન મહાવીરસ્વામીએ ત્યાં કરેલા વિહારને અનુલક્ષીને હોવાનો સંભવ છે કે જે પ્રદેશ ઉપર કલિંગપતિ સમ્રાટ ખારવેલના વંશના મૂળપુરુષ મહામેઘવાહન કરકંડુ મહારાજનું આધિપત્ય જામેલું હતું ને ઉત્તરોત્તર ખારવેલને તે પ્રદેશ વારસામાં મળ્યો હતો.

(૧૦૩) There is no trace at Sānchi, or at any neighbouring place, of any large building, such as could have merited the description given in Buddhist works of the "magnificent vihāra," erected at Chetiya Giri, by the wife of Asoka, and occupied by their son Mahindo, or Mahendra, during his visit to his mother, before his deputation as a missionary to Ceylon. p. 7

*Sanchi and its Remains*

ધમ્મગિરિ અને મહાગિરિ બંને નામ જૈન દર્શન સાથે સંકળાયલાં છે. ભગવાન મહાવીર આ સ્થળે નિર્વાણ પામેલા [૧૦૦] તેમજ સાંચી ટેકરી પર તેમના અવશેષો ઉપર ભવ્ય સ્તૂપ ચણાયો અને તે પછી તેમના ગણધરો, પ્રધાન આચાર્યો વગેરેના અવશેષો પણ અન્ય સ્થળેથી અહીં લાવીને તે પર સ્તૂપો ચણાયા. એટલે આ ટેકરી દર્શનીય ગિરિ સમી થઈ પડી ને તેને ધર્મગિરિનું ઉપનામ મળ્યું. તે પછી ઇ. સ. પૂર્વે ૨૮૨ મા સમ્રાટ સંપ્રતિના વડીલ ગુરુ શ્રી આર્યમહાગિરિ આ ટેકરી પર અનશનપૂર્વક સ્વર્ગવાસ પામતા પાછળથી તે ટેકરી 'મહાગિરિ'ના નામે પણ ઓળખાવા લાગી.

જેમ સાચીના ઉપરોક્ત બંને પ્રાચીન નામ જૈન ધર્મ સાથે સંકળાયલ છે તેમ બાકીના આઠ નામમાંથી ઘણાખરા પણ જૈનતીર્થસ્થળો તરીકે જાણીતા છે.[૧૦૧]

'ગિરિ' શબ્દાંત ઉપરોક્ત દશ નામો ઉપરાત સાંચીના લેખોમા મધુવન, કુજર (કાજુરાહી), કુંડેર (કુંડલ), કુરર, કેકતેય, કાબોજ (કાબોજ), ચક્ટિકય (ચક્રતીર્થ), ભોગવદ્ધન (ભોગવર્ધન), નવગામ, પદેનેકયિક, પાડુકુલિકાય, પટિથાન (પ્રતિષ્ઠાન), પોકરય (પુષ્કર), સંઘલ (સિંહલ), ઉજેન (ઉજ્જયિની), વહિલ, વિદિશા, વેજ્જ (વજ્જ) આદિ ભૌગોલિક નામો મળી આવે છે અને તેમાના ઘણાખરા જૈન તીર્થો તરીકે જાણીતા છે.[૧૦૨]

સ્થળ-દર્શક નામો ઉપરાંત, સાચીમા વપરાયલા અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, ભિખ્ખુ, શ્રમણ, ધર્મ આદિ દર્શન-વિષયક શબ્દો પણ જૈન ધર્મ સાથે જ વધારે ગાઢ સંબંધ ધરાવે છે.

સાંચીનો મુખ્ય સ્તૂપ ચણાવનાર સમ્રાટ ચન્દ્રગુપ્ત જેમ જૈન હતો તેમ ત્યા સુંદર સ્થંભો ઊભા કરાવનાર અને સ્તૂપોની આસપાસ કલામય કઠેરાઓ બનાવનાર

(૧૦૦) ભગવાન મહાવીરસ્વામીની નિર્વાણભૂમિ અત્યારે બિહારમા માનવામા આવે છે, પરંતુ તે ઇ. સ. પૂર્વે બીજી સદીમા પુષ્યમિત્ર ને પતંજલિએ શ્રમણ (જૈન-બૌદ્ધ) સસ્કૃતિ સામે આદરેલી જેહાદ અને તે પછી પણ પશ્ચિમ ને મધ્યહિંદમાં પ્રવર્તેલી અંધાધૂધીમાંથી તીર્થક્ષેત્રોને બચાવી લેવાને ખાતર જ ત્યાં ફેરવવામા આવેલી હોવાનો પૂરતો સંભવ છે, કેમકે ભગવાન મહાવીરસ્વામીના વિશિષ્ટ જીવન-પ્રસંગો ઉજ્જયિનીની નજીકમાં આવેલા 'મહાસેન' વન સાથેજ સંકળાયલા છે અને તે જ વનમાં તેમણે સંઘની સ્થાપના કરેલી ને ત્યાં જ તે નિર્વાણ પામેલા. તે વન વર્તમાન સાંચીના અવશેષોની નજીકમાં પથરાયલ હોવાનો સંભવ છે સાંચીના મુખ્ય સ્તૂપનો પાયો પણ તેમના નિર્વાણ-સમય (ઇ સ પૂર્વે ૫૨૭) ની લગભગમાં જ પૂરાયલો. તે પછી જૈન નૃપતિઓ—ચન્દ્રગુપ્ત ને પ્રિયદર્શી (સંપ્રતિ) એ સ્તૂપને ભવ્ય બનાવ્યા, કઠેરા કરાવ્યા, ગણધર આદિના અવશેષો ત્યાં લાવી તે પર સ્તૂપ ચણાવ્યા, અને સ્થંભ વિગેરે ઊભા કરાવ્યા—જેનું વર્ણન આપણે પાછળના પૃષ્ઠોમાં આલેખી ગયા છીએ, અને હવે પછી પણ પ્રસંગોપાત જેનો નિર્ણય થશે. અને આ પ્રદેશ જ ભગવાન મહાવીરની નિર્વાણભૂમિ છે તેને લગતું કેટલુંક વિવેચન આ પરિચ્છેદમાં જ કરીશું. પરંતુ તે અંગે ઝીણવટભરી ચર્ચા તો અમારા તરફથી હવે પછી બહાર પડનાર ભગવાન મહાવીરના ચરિત્ર-ગ્રંથમાં કરવામાં આવશે.

(૧૦૧) कौशल्या कोशलाया कनकपुरवरे देवगिर्यां [च कार्यां।
श्रीमाले मालवे वा मलय च निखिले [मेखले पीच्छले वा।
चौजन्यचैत्य मंदे रतिकररुचके कुंडले [माद्रपगे।

प्राचीन जैन तीर्थस्तवन

(૧૦૨) મધુવન એ જે પર્વત પર વીશ જૈન તીર્થંકરો નિર્વાણ પામેલા છે તે સમેતશિખરની તળેટીનુ નામ છે અને આજે પણ તે જૈન તીર્થભૂમિ લેખાય છે, કાજુરહિ એ મશહૂર જૈન તીર્થ હતું અને આજે પણ ત્યાં અન્ય જૈન મંદિરો વગેરે મોજુદ છે [ Kajurahi near Chattarpur, in Bundelkh and where there are some fine Brahmanical and Jain ruins—Sanchi and its Remains P. 103] કુંડલ એ પણ નામાંકિત જૈન તીર્થ હતુ [वैताढ्ये मेरुशृंगे रुचकगिरिवरे कुंडले हस्तिदंते—प्राचीन जैन तीर्थ-स्तवन] કુરર એ મશહૂર જૈન સમ્રાટ વિક્રમાદિત્યે કોઈને જ્યાં દાનમાં તે આપ્યું હોવાનો સંભવ છે, કેકતેય એ દક્ષિણમાં કોલ્હાપુર, કેટકપુર, કુલપાક આદિ જે જૈન તીર્થો છે તેમાંથી એકાદ હોવા

સમ્રાટ પ્રિયદર્શી પણ જૈન હતો. એટલે કર્તૃત્વની દૃષ્ટિએ પણ સાંચી જૈન દર્શનનું દ્યોતક છે.

આ રીતે સાંચી એ જૈન દર્શનાવલંબી હોવાનાં પ્રમાણો આપણે વિચારી ગયા. હવે તેને બૌદ્ધ દર્શનાવલંબી ક્યાં કારણોએ માનવામાં આવે છે અને તે કારણો કેટલાં અસ્પષ્ટ ને લૂલાં છે તે વિચારી જઈએ.

**બૌદ્ધ દૃષ્ટિએ અસંગતિ**

બૌદ્ધ ગ્રન્થોમાં તો સાંચી કે સાંચી–સ્તૂપનો નિર્દેશ મળી આવતો નથી. 'મહાવંશ' આદિ કેટલાક બૌદ્ધ ગ્રન્થોમાં એવો ઉલ્લેખ થયેલો છે કે 'અશોકની રાણી દેવીએ વિદિશામાં ચૈત્યગિરિ પર એક સ્વર્ગીય બૌધ્ધ વિહાર બંધાવરાવ્યો હતો અને અશોકનાં સંતાન, મહેન્દ્ર ને સંઘમિત્રા, સિલોનની યાત્રાએ જતી વેળા માતાને મળવાને જ્યારે આવ્યાં ત્યારે તેઓ એ વિહારમાં રહ્યાં હતાં.' જનરલ કનીંગહામ વગેરે કેટલાક વિદ્વાનો એ ઉલ્લેખના આધારે સાંચીના અવશેષોને ઉક્ત ચૈત્યગિરિ-વિહાર સાથે સાંકળે છે અને પરિણામે તેને બૌદ્ધ ધર્મનાં દ્યોતક ગણે છે. પરંતુ 'મહાવંશ'માં નિર્દેશાયલ ચૈત્ય–ગિરિ–વિહારને સાંચીના સ્તૂપ સાથે સંબંધ હોવાનો કોઈ જ સંભવ નથી. કેમકે સાંચીનો મૂળ સ્તૂપ ઈ. સ. પૂ. પાંચમી સદીમાં ચણાયલો છે, જ્યારે ચૈત્યગિરિ-વિહાર તો અશોકની રાણીએ ઈ. સ. પૂ. ત્રીજી સદીમાં બંધાવરાવેલો હતો. બૌદ્ધ ગ્રન્થોમાં ચૈત્યગિરિ–વિહારનું જે વર્ણન આવે છે તેની સાથે સાંચીના અવશેષો જરા પણ મેળ ખાતા નથી.[૧૦૩] તેમજ આપણે પાછળ જોઈ ગયા તેમ સાંચીના અવશેષો તેના મૂળ કર્તૃત્વની દૃષ્ટિએ બૌદ્ધ કરતાં જૈન દર્શન સાથે વધારે સંબંધ ધરાવે છે.

ઈ. સ. ની પાંચમી સદીની શરૂઆતમાં ભારતવર્ષની મુલાકાત લેનાર ફાહિયાન તેમજ ઈ. સ. ની સાતમી

---

સંભવ છે. કંબોજ નો ઉલ્લેખ જૈન સમ્રાટ પ્રિયદર્શીના લેખોમાં પણ થયેલો છે. ભગવાન આદિનાથના સ્મરણમાં બાહુબલીએ જ્યાં ધર્મચક્ર બનાવરાવેલું તે પ્રદેશ પાછળથી ચક્રતીર્થના નામે જાણીતો બન્યો છે. ભોગવર્ધનની ચોક્કસ ઓળખ આપવાનું મુશ્કેલ છે પણ ભોગાવતી નદી અને વર્ધમાનપુર એ બંનેના સંયોગથી હાલનું વઢવાણ શહેર, એ નામે ઓળખાતું હોય તો તે અસંભવિત નથી. તે પ્રદેશ ભગવાન મહાવીરસ્વામીના વિહારથી મશહૂર બનેલો. નવગામ એ ઉજ્જૈનનું જ કોઇક પરૂં હોવાનો સંભવ છે. પદ્મનેકૃચિક અસ્પષ્ટ છે પણ તે મશહૂર જૈનતીર્થ પન્નગેન્દ્ર [ पाताले पन्नगेन्द्रे स्फुटमणिकिरणे–प्राचीन जैन तीर्थ स्तवन ] હોઈ શકે. પાકુકુલિકાય એ પાંઠવોની સાથે સંકળાય કોઈ ગામ જણાય છે. પ્રતિષ્ઠાન એ મશહૂર જૈન સમ્રાટ શાલીવાહનની રાજધાની હતી, એટલું જ નહિ પરંતુ જૈન સ્તોત્રોમાં એક વિશિષ્ટ જૈન તીર્થ તરીકે તેની સ્તુતિ કરવામાં આવી છે. [चम्पाराजगृहे च चक्र मथुरा जोद्धा प्रतिष्ठानगे–प्राचीन जैन तीर्थ–स्तवन]. અજમેરની નજીકમાં આવેલું પુષ્કર આજે તો હિંદુ તીર્થ તરીકે જાણીતું છે પરંતુ પ્રાચીન કાળમાં તે જૈન તીર્થ હોવાનો સંભવ છે. અવંતિપતિ નહપાણ ક્ષહરાટના જમાઈ અને નૃપતિ ઋષભદત્ત શકે પોતાનો અભિષેક ત્યાં ઉજવેલો. સિંહલ પણ જૈન તીર્થ તરીકે જાણીતું હતું. [ नेपाले नाहले वा कुवलयतिलके सिंहले मेयले वा प्राचीन जैन तीर्थ–स्तवन] ઉજ્જયિનિ પણ પવિત્ર જૈન તીર્થ મનાતું હતું. [ चंपायां चन्द्रमुख्यां गजपुर मथुरा पत्तने चौजयिन्यां–प्राचीन जैन तीर्थ–स्तवन ]. જનરલ કનીંગહામના ધારવા પ્રમાણે વદીસ એ ભિલ્સાને માટે વપરાયલ શબ્દ છે [ The Bhilsa Topes. 243]. વિદિશા એ પ્રાચીન જૈન તીર્થ હતું અને ત્યાં જીવંતસ્વામીનું મંદિર આવેલું હતું. [ अण्णया आयरिया वतीदिसं जिय पडिमं वंदिया गता–निशीथचूर्णि ] અને વજ્રભૂમિનો ઉલ્લેખ ભગવાન મહાવીરસ્વામીએ ત્યાં કરેલા વિહારને અનુલક્ષીને હોવાનો સંભવ છે કે જે પ્રદેશ ઉપર કલિંગપતિ સમ્રાટ ખારવેલના વંશના મૂળપુરુષ મહામેઘવાહન કરકંડુ મહારાજનું આધિપત્ય જામેલું હતું ને ઉત્તરોત્તર ખારવેલને તે પ્રદેશ વારસામાં મળ્યો હતો.

(૧૦૩) There is no trace at Sānchi, or at any neighbouring place, of any large building, such as could have merited the description given in Buddhist works of the "magnificent vihāra," *erected at Chetiya Giri,* by the wife of Asoka, and occupied by their son Mahindo, or Mahendra, *during his visit to his mother,* before his deputation as a missionary to Ceylon. p. 7 Sanchi and its Remains

ધમ્મગિરિ અને મહાગિરિ બંને નામ જૈન દર્શન સાથે સંકળાયેલા છે. ભગવાન મહાવીર આ સ્થળે નિર્વાણ પામેલા[100] તેમજ સાંચી ટેકરી પર તેમના અવશેષો ઉપર ભવ્ય સ્તૂપ ચણાયો અને તે પછી તેમના ગણધરો, પ્રધાન આચાર્યો વગેરેના અવશેષો પણ અન્ય સ્થળેથી અહીં લાવીને તે પર સ્તૂપો ચણાયા. એટલે આ ટેકરી દર્શનીય ગિરિ સમી થઈ પડી ને તેને ધર્મગિરિનું ઉપનામ મળ્યું. તે પછી ઇ. સ. પૂર્વે ૨૮૨ માં સમ્રાટ સંપ્રતિના વડીલ ગુરુ શ્રી આર્યમહાગિરિ આ ટેકરી પર અનશનપૂર્વક સ્વર્ગવાસ પામતા પાછળથી તે ટેકરી 'મહાગિરિ'ના નામે પણ ઓળખાવા લાગી.

જેમ સાંચીના ઉપરોક્ત બંને પ્રાચીન નામ જૈન ધર્મ સાથે સંકળાયલ છે તેમ બાકીના આઠ નામમાંથી ઘણાખરા પણ જૈનતીર્થસ્થળો તરીકે જાણીતા છે.[101]

'ગિરિ' શબ્દાંત ઉપરોક્ત દશ નામો ઉપરાંત સાંચીના લેખોમાં મધુવન, કુજર (કાજુરાહી), કુંડર (કુંડલ), કુરર, કેકતેય, કાબોજ (કાબોજ), ચકટિકય (ચક્રતીર્થ), ભોગવઢન (ભોગવર્ધન), નવગમ, પદ્દનેકયિક, પાડુકુલિકાય, પટિયાન (પ્રતિષ્ઠાન), પોકરય (પુષ્કર), સધલ (સિંહલ), ઉજેન (ઉજ્જયિની), વહિલ, વિદિશા, વેજ્જ (વજ્જ) આદિ ભૌગોલિક નામો મળી આવે છે અને તેમાંના ઘણાખરા જૈન તીર્થો તરીકે જાણીતા છે.[102]

સ્થળ-દર્શક નામો ઉપરાંત, સાંચીમાં વપરાયેલા અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, ભિખ્ખુ શ્રમણ ધર્મ આદિ દર્શન-વિષયક શબ્દો પણ જૈન ધર્મ સાથે જ વધારે ગાઢ સંબંધ ધરાવે છે.

સાંચીનો મુખ્ય સ્તૂપ ચણાવનાર સમ્રાટ ચન્દ્રગુપ્ત જેમ જૈન હતો તેમ ત્યાં સુંદર સ્થળો ઊભાં કરાવનાર અને સ્તૂપોની આસપાસ કલામય કોતરણી બનાવનાર

---

(૧૦૦) ભગવાન મહાવીરસ્વામીની નિર્વાણભૂમિ અત્યારે બિહારમાં માનવામાં આવે છે પરંતુ તે ઇ. સ. પૂર્વે બીજી સદીમાં પુષ્યમિત્ર ને પતંજલિએ શ્રમણ (જૈન-બૌદ્ધ) સંસ્કૃતિ સામે આદરેલી જેહાદ અને તે પછી પણ પશ્ચિમ ને મધ્યહિંદમાં પ્રવર્તેલી અંધાધૂંધીમાંથી તીર્થકેન્દ્રોને બચાવી લેવાને ખાતર જ ત્યાં ફેરવવામાં આવેલી હોવાનો પૂરતો સંભવ છે. કેમકે ભગવાન મહાવીરસ્વામીના વિશિષ્ટ જીવન-પ્રસંગો ઉજ્જયિનીની નજીકમાં આવેલા 'મહાસેન' વન સાથે જ સંકળાયેલા છે અને તે જ વનમાં તેમણે સંઘની સ્થાપના કરેલી ને ત્યાં જ તે નિર્વાણ પામેલા. તે વન વર્તમાન સાંચીના અવશેષોની નજીકમાં પથરાયેલ હોવાનો સંભવ છે. સાંચીના મુખ્ય સ્તૂપનો પાયો પણ તેમના નિર્વાણ-સમય (ઇ. સ. પૂર્વે ૫૨૭) ની લગભગમાં જ પુરાયેલો. તે પછી જૈન નૃપતિઓ—ચન્દ્રગુપ્ત ને પ્રિયદર્શી (સંપ્રતિ) એ સ્તૂપને ભવ્ય બનાવ્યા, કોતરાવ્યા, ગણધર આદિના અવશેષો ત્યાં આણી તે પર સ્તૂપ ચણાવ્યા, અને સ્થંભ શિલાલેખ કોતરાવ્યા—જેનું વર્ણન આપણે પાછળનાં પૃષ્ઠોમાં આલેખી ગયા છીએ, અને હવે પછી પણ પ્રસંગોપાત જેનો નિર્દેશ કરીશું. અને આ પ્રદેશ જ ભગવાન મહાવીરની નિર્વાણભૂમિ છે તેને લગતું વિવેચન આ પરિશિષ્ટમાં જ કરીશું. પરંતુ તે અંગે શ્રીણુકલ્પની ચર્ચા શા આધારો વડે કરી તે પછી બહાર પડનાર ભગવાન મહાવીરના ચરિત્ર-ગ્રંથમાં કરવામાં આવશે.

(૧૦૧) कौशल्यां कोशलाया कलकपुरवरे देवगिर्यां
[च कारयां।
भीमाठे मालवे वा मलय च निसिले
[मेसले पंचखले वा।
चौजन्यचैत्य मंदे रतिकरकरके कुंडले
[मालुगाने।
प्राचीन जैन तीर्थस्तवन

(૧૦૨) મધુવન એ જે પર્વત પર વીશ જૈન તીર્થંકરો નિર્વાણ પામેલા છે તે સમેતશિખરની તળેટીનું નામ છે અને આજે પણ તે જૈન તીર્થભૂમિ લેખાય છે. કાજુરાહિ એ મધ્યહિંદનું જૈન તીર્થ હતું અને આજે પણ ત્યાં અન્ય જૈન મંદિરો વગેરે છે [ Kajurahi near Chattarpur in Bundelkhand where there are some fine Brahmanical and Jain ruins–Sanchi and its Remains P 103 ] કુંડલ એ પણ નામાંકિત જૈન તીર્થ હતું ( वैताढ्ये मेरुशृंगे रुचकगिरिवरे कुंडले हस्तिदंते–प्राचीन जैन तीर्थ-स्तवन ) કુરર એ મથુરા જૈન સમ્રાટ પ્રિયદર્શિને કરેલ નદી કાંઠાના તે નગર હોવાનો સંભવ છે. કેકતેય એ દક્ષિણમાં કેક... કોકટદ, કુંડલ આદિ જે જૈન તીર્થો છે તેમાંથી એક હોવા

સમ્રાટ પ્રિયદર્શી પણ જૈન હતો. એટલે કર્તૃત્વની દૃષ્ટિએ પણ સાંચી જૈન દર્શનનું દ્યોતક છે.

આ રીતે સાંચી એ જૈન દર્શનાવલંબી હોવાનાં પ્રમાણો આપણે વિચારી ગયા. હવે તેને બૌદ્ધ દર્શનાવલંબી ક્યાં કારણોએ માનવામાં આવે છે અને તે કારણો કેટલાં અસ્પષ્ટ ને લૂલાં છે તે વિચારી જઈએ.

**બૌદ્ધ દૃષ્ટિએ અસંગતિ**

બૌદ્ધ ગ્રન્થોમાં તો સાંચી કે સાંચી-સ્તૂપનો નિર્દેશ મળી આવતો નથી. 'મહાવંશ' આદિ કેટલાક બૌદ્ધ ગ્રન્થોમાં એવો ઉલ્લેખ થયેલો છે કે 'અશોકની રાણી દેવીએ વિદિશામાં ચૈત્યગિરિ પર એક સ્વર્ગીય બૌધ્ધ વિહાર બંધાવરાવ્યો હતો અને અશોકનાં સંતાન, મહેન્દ્ર ને સંઘમિત્રા, સિલોનની યાત્રાએ જતી વેળા માતાને મળવાને જ્યારે આવ્યાં ત્યારે તેઓ એ વિહારમાં રહ્યાં હતાં.' જનરલ કનીંગહામ વગેરે કેટલાક વિદ્વાનો એ ઉલ્લેખના આધારે સાંચીના અવશેષોને ઉક્ત ચૈત્યગિરિ-વિહાર સાથે સાંકળે છે અને પરિણામે તેને બૌદ્ધ ધર્મનાં દ્યોતક ગણે છે. પરંતુ 'મહાવંશ' માં નિર્દિશાયેલ ચૈત્ય-ગિરિ-વિહારને સાંચીના સ્તૂપ સાથે સંબંધ હોવાનો કોઈ જ સંભવ નથી. કેમકે સાંચીનો મૂળ સ્તૂપ ઈ. સ. પૂ. પાંચમી સદીમાં ચણાયલો છે, જ્યારે ચૈત્યગિરિ-વિહાર તો અશોકની રાણીએ ઈ. સ. પૂ. ત્રીજી સદીમાં બંધાવરાવેલો હતો. બૌદ્ધ ગ્રન્થોમાં ચૈત્યગિરિ-વિહારનું જે વર્ણન આવે છે તેની સાથે સાંચીના અવશેષો જરા પણ મેળ ખાતા નથી.[૧૦૩] તેમજ આપણે પાછળ જોઈ ગયા તેમ સાંચીના અવશેષો તેના મૂળ કર્તૃત્વની દૃષ્ટિએ બૌદ્ધ કરતાં જૈન દર્શન સાથે વધારે સંબંધ ધરાવે છે.

ઈ. સ. ની પાંચમી સદીની શરૂઆતમાં ભારતવર્ષની મુલાકાત લેનાર ફાહિયાન તેમજ ઈ. સ. ની સાતમી

---

સંભવ છે, કંબોજ નો ઉલ્લેખ જૈન સમ્રાટ પ્રિયદર્શીના લેખોમાં પણ થયેલો છે, ભગવાન આદિનાથના સ્મરણમાં બાહુબલીએ જ્યાં ધર્મચક્ર બનાવરાવેલું તે પ્રદેશ પાછળથી ચક્રતીર્થના નામે જાણીતો બન્યો છે. ભોગવર્ધનની ચોક્કસ ઓળખ આપવાનું મુશ્કેલ છે પણ ભોગાવતી નદી અને વર્ધમાનપુર એ બંનેના સંયોગથી હાલનું વઢવાણ શહેર, એ નામે ઓળખાયું હોય તો તે અસંભવિત નથી. તે પ્રદેશ ભગવાન મહાવીરસ્વામીના વિહારથી મશહૂર બનેલો. નવગામ એ ઉજ્જૈનનું જ કોઇક પરૂં હોવાનો સંભવ છે. પદ્દેનકચિક અસ્પષ્ટ છે પણ તે મશહૂર જૈનતીર્થ પન્નગેન્દ્ર [ पाताले पन्नगेन्द्रे स्फुटमणिकिरणे-प्राचीन जैन तीर्थ स्तवन ] હોઈ શકે. પાડુકુલિકાય એ પાંડવોની સાથે સંકળાય કોઈ ગામ જણાય છે. પ્રતિષ્ઠાન એ મશહૂર જૈન સમ્રાટ શાલીવાહનની રાજધાની હતી, એટલું જ નહિ પરંતુ જૈન સ્તોત્રોમાં એક વિશિષ્ટ જૈન તીર્થ તરીકે તેની સ્તુતિ કરવામાં આવી છે. [चम्पाराजगृहे च चक्र मथुरा जोद्धा प्रतिष्ठानगे-प्राचीन जैन तीर्थ-स्तवन]. અજમેરની નજીકમાં આવેલું પુષ્કર આજે તો હિંદુ તીર્થ તરીકે જાણીતું છે પરંતુ પ્રાચીન કાળમાં તે જૈન તીર્થ હોવાનો સંભવ છે. અવંતિપતિ નહપાણ ક્ષહરાટના જમાઈ અને નૃપતિ ઋષભદત્ત શકે પોતાનો અભિષેક ત્યાં ઉજવેલો. સિંહલ પણ જૈન તીર્થ તરીકે જાણીતું હતું. [ नेपाले नाहले वा कुवलयतिलके सिंहले मैथले वा प्राचीन जैन तीर्थ-स्तवन] ઉજ્જયિનિ પણ પવિત્ર જૈન તીર્થ મનાતું હતું. [ चंपायां चन्द्रमुख्यां गजपुर मथुरा पत्तने चौजयिन्यां-प्राचीन जैन तीर्थ-स्तवन ]. જનરલ કનીંગહામના ધારવા પ્રમાણે વહીલ એ ભિલ્સાને માટે વપરાયલ શબ્દ છે [ The Bhilsa Topes. 243]. વિદિશા એ પ્રાચીન જૈન તીર્થ હતું અને ત્યાં જીવંતસ્વામીનું મંદિર આવેલું હતું. [ अण्णया आयरिया वतीदिसं जिय पडिमं वंदिया गता-निशीथचूर्णि ] અને વજ્રભૂમિનો ઉલ્લેખ ભગવાન મહાવીરસ્વામીએ ત્યાં કરેલા વિહારને અનુલક્ષીને હોવાનો સંભવ છે કે જે પ્રદેશ ઉપર કલિંગપતિ સમ્રાટ ખારવેલના વંશના મૂળપુરુષ મહામેઘવાહન કરકંડુ મહારાજનું આધિપત્ય જામેલું હતું ને ઉત્તરોત્તર ખારવેલને તે પ્રદેશ વારસામાં મળ્યો હતો.

(૧૦૩) There is no trace at Sānchi, or at any neighbouring place, of any large building, such as *could* have merited the description given in Buddhist works of the "magnificent vihāra," erected at Chetiya Giri, by the wife of Asoka, and occupied by their son Mahindo, or Mahendra, during his visit to his mother, before his deputation as a missionary to Ceylon. p. 7 Sanchi and its Remains

સદીમા માત્રાર્થે આવેલો ચીની મુસાફર હ્યુએન્‌સાંગ-અને બૌદ્ધ યાત્રિકોએ હિંદની ભૂમિ પર પથરાયલા સેંકડો બૌદ્ધ સ્તૂપો અને વિહારોના વર્ણન કર્યા છે છતા એમાથી એકાદે પણ સાંચી કે ભારહૂતનો તો નિર્દેશ સરખો પણ નથી કર્યો હ્યુએન્‌સાંગે તો લગભગ ૮૦ બૌધ્ધ સ્તૂપોનું વિગતવાર વર્ણન કર્યું છે તેમજ તેણે મગધની અને મધ્યહિંદની મુલાકાત પણ લીધી છે છતા સાંચી અંગે તો તે મૌન જ જાળવે છે એ પરથી એમ માનવાને કારણ મળે છે કે આ બન્ને બૌધ્ધ યાત્રિકો ભારતવર્ષની મુસાફરીએ આવ્યા ત્યા સુધીમા સાંચી-ભારહૂતના સ્તૂપો બૌદ્ધ સ્વરૂપમા ફેરવાઇ ગયા નહોતા.

પણ હિંદની બધી જ પ્રાચીન જાહોજલાલી મૃતપ્રાય બનેલા બૌદ્ધ દર્શન સાથે સાંકળી લેવાને ટેવાયલા પરદેશી વિદ્વાનોએ સાંચી અને ભારહૂતના સ્તૂપો પણ બૌદ્ધ દર્શનાવલંબી હોવાનુ જણાવ્યુ અને એ મતને જાહેરાત મળી

એ સાચુ છે કે સાંચી અને ભારહૂતમા ક્યાક ક્યાક 'બુધ' શબ્દ વપરાયલ છે. પણ એ શબ્દને ભગવાન તથાગત ગૌતમબુદ્ધ સાથે સબંધ હોવાનો સંભવ ઘણો ઓછો છે તીર્થંકર એ જેમ કેવળ જૈન દર્શનવાચક શબ્દ છે, એમ કેવળ બૌદ્ધ દર્શનવાચક શબ્દ તો તથાગત છે બાકી તો બુધ અને 'અર્હંત એ બન્ને પ્રયોગો તીર્થંકર[૧૦૪] તેમજ તથાગત બન્નેને માટે વપરાય છે તે ઉપરાત સાંચી અને ભારહૂતના લેખોમા સર્વ સ્થળે 'બુધ શબ્દ જ વપરાયલ છે જ્યારે તથાગતનુ વિશેષણ[૧૦૫] તો બુદ્ધ' છે એટલે સંભવિત છે કે બુધ શબ્દ તથાગત ગૌતમબુદ્ધ કરતા જૈન તીર્થંકરને વધારે લાગુ પડતો હોય

ભારહૂતમા 'બુધ' કરતા 'ભગવતો' શબ્દ વધારે પ્રમાણમા વપરાયલ જોવાય છે અને જનરલ કનીંગહામે 'બુધ' ની જેમ, એ શબ્દને બૌદ્ધ દર્શન સાથે સાંકળી લીધેલ છે પણ ભગવત શબ્દને બૌદ્ધ કરતા જૈન દર્શન સાથે વધારે સંબંધ છે કેમકે બૌદ્ધ દર્શનમા જ્ઞાનને જ વધારે પ્રાધાન્ય છે જ્યારે જૈન દર્શનમા જ્ઞાનની સાથોસાથ વીર્યને પણ સ્થાન છે એટલે તેજ અને વીર્યદર્શક 'ભગવત' શબ્દ બૌદ્ધ કરતા જૈન દર્શન સાથે વધારે ઘટી શકે

જેમ શબ્દોમા આવો અર્થભેદ થયો છે, તેમ અક્ષરમંત્રોમા પણ એવી જ સ્ખલનાઓ પ્રવેશી છે

**અક્ષરમંત્રો** સાંચીના અવશેષોમા એક સ્થળે म અને क એ બે અક્ષરોની સંયુતિ સમું ચિન્હ છે આ બન્ને અક્ષરોમાથી કશો અર્થ ન શોધી શકવાથી કેટલાક વિદ્વાનોએ क ના ઊભા પાંખડામા र નો પણ સમાવેશ થઇ જાય છે એમ જણાવી ત્યા मकर શબ્દ સૂચવ્યો અને એ શબ્દ બૌદ્ધ દર્શનમા પણ મળી આવે છે એમ જણાવી ઉપરોક્ત ચિન્હને બૌદ્ધ દર્શન સાથે સાંકળ્યુ પણ ઉપરોક્ત ચિન્હમા म અને क બન્ને અક્ષરો સ્પષ્ટ રૂપે જોડાયા છે તેમા સર્પાકારની લાઇન સમા र અક્ષરને માટે કશુ સ્થાન નથી. ને પરાણે એને સ્થાન આપવામા આવે તોપણ मकर શબ્દ તો જૈન, બૌદ્ધ ને વૈદિક ત્રણે દર્શનમા મળી આવે છે એટલે તેને કેવળ બૌદ્ધ દર્શન સાથે સાંકળવાનો પ્રયત્ન તો પક્ષપાત જ કહેવાય. બીજી બાજુ જૈન દૃષ્ટિએ સાંચી એ ભગવાન મહાવીરસ્વામીની કલ્યાણક-(મુક્તિ) ભૂમિ છે એટલે म + क નો અર્થ महावीरमोक्ष-कल्याणकतीर्थ લઇએ તો તે અન્ય વિદ્વાનોની ઉપરોક્ત કલ્પનાઓ

(૧૦૪) बुद्धस्त्वमेव विबुधार्चित बुद्धिबोधात् ।
मक्तामर स्तोत्र

(૧૦૫) Throughout the Sanchi inscriptions, as, also at Bharhut; and I believe in the only rock-edict (at Bhabra near Jaipur) in which it appears, the word is spelt with a single d, Budha, whereas, in Buddhist books, and in (later) inscriptions which are manifestly connected with the Buddhism of Sakya the word used is 'Buddha' with the double d. p. 100
Sanchi and its Remains

સાથે સરખાવતાં વધારે અઘટિત તો નહિ જ જણાય.

બીજા એક ચિન્હમાં स અને म અક્ષરો જોડાયલા છે. કેટલાક વિદ્વાનો તેને સુમેરુ + મન ના સૂચક માને છે. પરંતુ આ અર્થમાં કશી સ્પષ્ટતા નથી. જ્યારે બીજી બાજુ सच्चउरीमंडण महावीर (સાંચીના આભૂષણુ સમા ભગવાન મહાવીર) એ ઉકેલ સ્પષ્ટ અને સાર્થક છે.

આશા રાખીએ છીએ કે સાંચીના અવશેષો અંગે આટલા વિવેચન પછી વાચકોને ખાત્રી થઇ હશે કે સાંચીના અવશેષોમાં બૌદ્ધત્વ કરતાં જૈનત્વ વધારે વ્યાપક રૂપમાં પથરાયલું છે. હવે આજનો જૈન સમાજ કે જે ભગવાન મહાવીરની નિર્વાણભૂમિ તરીકે બિહારમાં આવેલા વર્તમાન પાવા + પુરી ગામને લેખે છે તેને અનુલક્ષીને પણુ કંઇક કહેવું અહીં જરૂરી છે.

જૈન સાહિત્યમાં ભગવાન મહાવીરના વિહારક્રમ અંગે કંઈક મતભેદ પ્રવર્તે છે. એક પક્ષ એમ માને છે કે ભગવાનનો વિહાર મગધ અને તેની આસપાસના પ્રદેશમાં જ મર્યાદિત રહ્યો છે અને તેમણે પશ્ચિમ હિંદ બાજુ વિહાર કર્યો જ નથી.[૧૦૬] જ્યારે બીજો પક્ષ તેમણે પશ્ચિમ હિંદમાં–ગુજરાત–કાઠિયાવાડ–મારવાડ અને માલવભૂમિમાં વિહાર કરેલ હોવા અંગેનાં અનેક પ્રમાણો રજૂ કરી શકે છે.[૧૦૭] આજ લગી આ બધાં પ્રમાણો સાહિત્યિક અને દંતકથામય હોવાથી તેને પ્રથમ નંબરના પક્ષકારો અવગણી કાઢતા હતા પણુ હવે મુંડસ્થલના મંદિરમાં તે અંગેનો લેખ[૧૦૮] મળી આવતાં તેઓ હવે ઢીલા પડ્યા છે અને જૈન અભ્યાસીઓનો મોટો વર્ગ હવે ભગવાન મહાવીરે પશ્ચિમ હિંદમાં પણુ વિહાર કરેલ હોવાના મતને માન્ય રાખે છે.[૧૦૯]

આ રીતે પ્રાચીન સમયથી ભગવાન મહાવીરસ્વામીના વિહારક્ષેત્ર અંગે જૈન સાહિત્ય અને સમાજમાં મતભેદ ચાલ્યો આવે છે, પરંતુ તેમણે પશ્ચિમહિંદમાં વિહાર કરેલ હોવા અંગેનાં પ્રમાણો જેમ જેમ વધુને વધુ

---

(૧૦૬) જુઓ–વિજયેન્દ્ર સૂરિ કૃત શ્રીવીર–વિહાર મીમાંસા, પૃ. ૧૮

(૧૦૭) જૈન કવિવર વીરવિજયજી પોતાના સ્તવનમાં જણાવે છે કે–

'નેમ વિના ત્રેવીશ પ્રભુ આવ્યા વિમલ ગિરીંદ.'

જે પંક્તિ ભગવાન મહાવીરસ્વામી સૌરાષ્ટ્રમાં શત્રુંજય (વિમલગિરિ) તીર્થ પર પધાર્યા હોવાની સૂચક છે.

કાઠિયાવાડમાં આવેલ વઢવાણુમાં મહાવીર પ્રભુને શુલપાણી યક્ષનો ઉપસર્ગ નડેલો. જૂની જૈનેતર ઢાળોમાં પણુ ભગવાન મહાવીરે ત્યાં કરેલા વિહારની સ્મૃતિ જળવાઈ રહી છે:

...વઢવાણુ, ભાગોળે નદી ભોગવતી છે...

...મહાવીર પધાર્યા જાણી, સતી થઈ રાણુક રાણી.

બ્રાહ્મણવાડા અને નાંદિયામાં પણુ મહાવીર પ્રભુના વિહાર અંગેની અનેક સ્મૃતિઓ જળવાઈ રહી છે. કેટલાકના મતે ચંડકૌશીય નાગનો ઉપસર્ગ પ્રભુને બ્રાહ્મણવાડાની આસપાસના પ્રદેશમાં નડયો હતો. અને તેમને કાનમાં ખીલા નાંખવાનો ઉપસર્ગ નાંદિયાની આસપાસમાં નડેલો. તેના સંસ્મરણુમાં ત્યાં ભગવાન મહાવીરનું મંદિર બંધાયલું અને સમ્રાટ સંપ્રતિ વર્ષમાં ચાર વાર તે તીર્થની યાત્રાએ આવતો. જે કનકખલ નામે આશ્રમે પ્રભુ વીર પધાર્યા હતા તે આબૂ ઉપરનો આજે પણુ કનખલના નામે ઓળખાતો આશ્રમ હોવાનો પૂરતો સંભવ છે.

લાટમાં પણુ ભગવાન મહાવીરે વિહાર કર્યાની નોંધો મળી આવે છે.

માળવામાં પણુ ભગવાન મહાવીરે વિહાર કરેલો. દશાર્ણના નૃપતિ દશાર્ણભદ્રે ભગવાન મહાવીર પાસે દીક્ષા લીધેલી અને તે દેશની રાજધાની વિદિશા [ स्थायी हंसा दशार्णाः तेषां दिक्षु प्रथित विदिशा लक्षणां राजधानी ] માં વિહારના સ્મરણુમાં જીવતસ્વામીનું મંદિર બંધાવાયલું. સંપ્રતિ મહારાજા શત્રુંજય, ગિરનાર, નાંદિયા વગેરેની જેમ, વર્ષમાં ચાર ચાર વાર વિદિશાની પણુ, યાત્રાએ જતા. તેમના એક ગુરુ આર્ય મહાગિરિ વારંવાર વિદિશાના એ મંદિરની યાત્રાએ જતા હોવાના પ્રાચીન ઉલ્લેખો મળે છે [ अण्णया आयरिया वतीदिसं जियपडिमं वंदिया गता. निशीथचूर्णि ]

(૧૦૮) (१) पूर्वे छद्मस्थकाले ऽर्बुद भुवि यमिनः कुर्वतः सद्विहारं

(२) सप्तत्रिंशे च वर्षे वहति भगवतो जन्मतः कारितार्हच्च ।

(३) श्री वीर जन्म ३७

(૧૦૯) જુઓ 'જૈન સત્ય પ્રકાશ' મહાવીર નિર્વાણુ વિશેષાંક, પૃ. ૩૪૨.

વિપુલ પ્રમાણમાં મળી આવે છે તેમ તેમ કેવળ પૂર્વ દિશાનો પક્ષ ધરાવનાર પક્ષ નબળો પડતો જાય છે.

મહાવીરપ્રભુએ પશ્ચિમ દિશામાં વિહાર કરેલો તે સત્યને તો હવે જૈન સમાજનો મોટો વર્ગ સ્વીકાર્ય લેખતો બન્યો છે પરંતુ

**ભગવાન મહાવીરની નિર્વાણભૂમિ**

આ સ્થળે અમે જે પુરવાર કરવા માગીએ છીએ તે એ છે કે મહાવીર પ્રભુનું નિર્વાણ પણ મધ્ય-પશ્ચિમ દિશામાં થયેલું અને આજે પૂર્વમાં જે નિર્વાણભૂમિ મનાય છે તે તે સ્થાપના છે તેના કારણો વિચારણીય છે

ભગવાન મહાવીરના દીક્ષિત જીવનમાં મહત્ત્વના પ્રસંગો ત્રણ છે. એક તો કોઇ ગોવાળિયાએ તેમના કાનમાં ખીલા ખોશી દીધેલા તે કાઢતી વેળા તેમને થયેલું મહાકષ્ટ બીજો ઋજુવાલિકા નદીને કાંઠે જંભિય ગામમાં પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી તરત વિહાર કરીને તેમણે કરેલી સંઘસ્થાપના અને ત્રીજો તેમનું નિર્વાણ. આ રીતે કર્ણકષ્ટ, સંઘસ્થાપના ને નિર્વાણના ઉપરોક્ત ત્રણે પ્રસંગો એક જ સ્થળે બન્યા છે અને તે મધ્યમ-અપાપા નગરીમાં અને તે નગરીને અડીને આવેલા મહાસેન વનમાં [११०] હવે આપણે જો એ નગરી અને મહાસેન વનનો સ્થળ-નિર્ણય કરી શકીએ તો ભગવાન મહાવીરના જીવનના ઉપરોક્ત ત્રણે પ્રસંગોનો સ્થળ-નિર્ણય પણ કરી શકાય

મધ્યમ અપાપા એ ભંગ અથવા ભંગી દેશની રાજધાની હતી[१११] અને ભગવાન મહાવીરના નિર્વાણ સમયે તે નગરીનો રાજા હસ્તિપાળ હતો.[११२] ભગવાન મહાવીર સંઘની સ્થાપના કરવાને માટે જ્યારે મહાસેન વનમાં પધાર્યા ત્યારે મધ્યમ અપાપામાં સોમિલ નામના એક ધનાઢ્ય દ્વીજના આમંત્રણથી તે સમયના ગૌતમાદિ મહાન વિદ્વાન બ્રાહ્મણ પંડિતો મહાયજ્ઞ કરવાને પધાર્યા હતા [જે અગ્યારે પંડિતો પાછળથી ભગવાન મહાવીરના શિષ્ય-ગણધરો બન્યા ] આ રીતે મધ્યમ અપાપાનો નિર્ણય કરવાને માટે આપણા પાસે મહાસેન વન, ભગદેશ, હસ્તિપાળ રાજા અને પવિત્ર યજ્ઞોને યોગ્ય ભૂમિ એટલા મૂળ મુદ્દાઓ એકત્ર થાય છે તે અનુક્રમે વિચારી જઇએ

સમગ્ર ભારતીય સાહિત્યમાં 'મહાસેન' નામ બે વસ્તુઓને અનુલક્ષીને વપરાયલ છે તેમાં એક નૃપતિ અને બીજું વન ભગવાન મહાવીરનો સમકાલિક અને તેમના પ્રત્યે ભક્તિભાવ ધરાવનાર અવંતિપતિ ચંડપ્રદ્યોત 'મહાસેન'ના નામે ઓળખાતો હતો [११३] અને જ્યાં તેમણે સંઘની સ્થાપના કરી તે ભૂમિ 'મહાસેન' વનના નામે ઓળખાતી હતી [११४] એ મહાસેનવનનું વર્ણન કરતા જૈન શાસ્ત્રો તેને અતિ રમણીય અને હેમવર્ણું વન તરીકે ઓળખાવે છે બીજી બાજુ મહાકવિ કાલિદાસ મધ્ય અવંતીનું વર્ણન કરતા જણાવે છે કે—'વત્સરાજ (ઉદયન) અહીં પ્રદ્યોત રાજાની પ્રિય દુહિતા (વાસદત્તા)નું હરણ કરી ગયો હતો અને આ જ ભૂમિમાં તે રાજાની માલિકીનું અને તેનું (પ્રદ્યોત-મહાસેન) નામ ધરાવતું તાલનું હેમવર્ણું વન હતું '[११५] આ પરથી આપણને

---

(११०) तत्रादिश्य क्षणं धर्मं देवोद्योते जगद्गुरु लाभाभावात् मध्यमायां, महासेनवने ऽ गमत्
श्री अपापा महापूर्या । कल्पसूत्र

(१११) महुरा च सूरसेणा पावा भंगी य मास पुरिवट्टा । प्रज्ञापनासूत्र १ प
मथुरया शूरसेनाश्च पापया । ६७१
भंग्या मास पुरीवर्तो । ६७२
त्रिषष्टि शलाका पु चरित्र

(११२) स्वामिनं समवसृत ज्ञात्वा पापापुरी पति ।
हस्तिपाल: समागत्य नत्वा च समुपाविशत् ॥
१०-१३-३ त्रिषष्टि श पु च

(११३) जुओ महाकवि भास कृत 'स्वप्नवासवदत्ताम

(११४) जुओ उपरनो नं ११०

(११५) प्रद्योतस्य प्रियदुहितरं वत्सराजोऽत्र जह्रे ।
हैमं ताल द्रुम वनमभूदत्र तस्यैव राज्ञः ॥
३४-पूर्वमेघदूत

એમ માનવાને ચોક્કસ કારણ રહે છે કે મહાસેનાન મધ્ય અવંતિ–મધ્ય હિંદમાં આવેલું હતું.

ભંગી દેશનો ચોક્કસ સ્થળ–નિર્ણય કરતાં પહેલાં આપણે કેટલીક ભૌગોલિક સ્થિતિ વિચારી લેવી જોઈએ.

પ્રાચીનકાળમાં ભારતવર્ષમાં જૈન દૃષ્ટિએ સાડા પચીશ આર્યદેશ હતા. અતિ પ્રાચીન કાળનું પ્રજ્ઞાપના-સૂત્ર તેમજ શ્રીમદ્ હેમન્દ્રાચાર્ય કૃત ત્રિષષ્ટિ શલાકાપુરુષ ચરિત્ર આ બંને ગ્રન્થોમાં તે દેશોનાં તેમજ તેમની રાજધાનીઓનાં નામ એક સરખાં મળી આવે છે,[૧૧૬] એટલે તે અંગે મતભેદને કશું સ્થાન નથી જણાતું. પણ ઉપરોક્ત સાડા પચીશ નામોમાં અવંતીનો નિર્દેશ નથી એ ખાસ વિચારણીય છે. તેનો ખુલાસો આપણે શોધી કાઢવો જ જોઇએ.

અવંતી એ જૈન, બૌદ્ધ અને વૈદિક દૃષ્ટિએ આર્ય દેશ હતો તે વિષયમાં તો શંકાને કોઇજ સ્થાન નથી. વૈદિક દૃષ્ટિએ તે ભારતવર્ષનાં આઠ મહાતીર્થોમાંનું એક તીર્થ હતું અને ત્યાં જ્યોતિલિંગ પ્રગટેલું. જૈન દર્શનમાં પણ અવંતીની અતિ પ્રાચીન કાળથી તીર્થ તરીકે જ ગણના થતી આવી છે. તેમજ બૌદ્ધ દર્શને પણ અવંતીને ધર્મભૂમિ તરીકે ઓળખાવેલ છે. એટલે સાડા પચીશ આર્ય દેશોમાં તેની ગણના ન થાય એ તદ્દન અસંભવિત છે.

સાચી વાત તો એ છે કે ધર્મગ્રન્થોમાં જે સાડા પચીશ આર્ય દેશોની ગણના કરવામાં આવી છે તે આર્યાવર્તના મુખ્ય પ્રાન્તો–દેશોનાં જ નામ નથી, પણ પેટાપ્રાન્તોનો પણ તેમાં નિર્દેશ થયેલો છે. અને અવંતી એ આર્યાવર્તનો એક વિશિષ્ટ અને વિશાળ પ્રાન્ત હોઇને તેનો સમૂહવાચક અવંતીનામે નિર્દેશ ન કરતાં તેનાં પ્રાન્તોનાં નામ તેમાં સૂચવાયાં છે. બીજું એક કારણ એ પણ હોઇ શકે કે પ્રાચીન કાળમાં અવંતીનો દક્ષિણ ભાગ આર્યાવર્તની સરહદની બહાર[૧૧૭] લેખાતો હોઇને અખિલ અવંતીને આર્યાવર્તમાં ન લેખવામાં આવ્યું હોય, પણ ઉત્તર અવંતીના દશાર્ણ (પૂર્વ), ભંગ (મધ્ય) ને માસ (પશ્ચિમ) એ ત્રણ પ્રાન્તોનો આર્ય પ્રાન્તો તરીકે નિર્દેશ થયો હોય. સાહિત્યગ્રન્થોમાં પણ પૂર્વાપરાકારાવન્તી એ પ્રયોગ વારંવાર નજરે ચડે છે તે પરથી પણ જણાય છે કે અવંતીના પૂર્વ, પશ્ચિમ, મધ્ય આદિ વિભાગો પડી ગયેલા.

ભગવાન મહાવીરસ્વામીના સમયમાં સમસ્ત અવંતીનું પાટનગર ઉજ્જયિની હતું અને અખિલ અવંતીનો સમ્રાટ ચંડપ્રદ્યોત હતો. તે અવંતીદેશના પૂર્વ, મધ્ય ને પશ્ચિમ એમ ત્રણ વિભાગ પડી ગયેલા. પૂર્વનો પ્રદેશ દશાર્ણના નામે ઓળખાતો, મૃતિકાવતી યાને વિદિશા તેનું પાટનગર હતું અને ત્યાંનો નૃપતિ દશાર્ણભદ્ર હતો. મધ્ય અવંતીનો પ્રદેશ ભંગના નામે ઓળખાતો, તેનું પાટનગર શ્રીવિશાલાપુરી યાને શ્રી અપાપાપુરી હતું અને ત્યાંનો નૃપતિ હસ્તિપાળ હતો. અને પશ્ચિમ અવંતીનો પ્રદેશ માસના નામે ઓળખાતો ને તેનું પાટનગર પુરિવર્તા હતું.

આમાંથી પૂર્વનો ભાગ દશાર્ણ નામ ધરાવતો હતો અને તેનું પાટનગર વિદિશા હતું તે અંગે તો શંકાને

---

(૧૧૬) દેશ–મગધ ( રાજધાની–રાજગૃહ ); અંગ (ચંપાનગરી ); વંગ ( તામ્રલિપ્તિ ); કલિંગ ( કાંચનપુર ): કાશી ( વાણારશી ); કોશલ ( સાકેતપુર ); કુરુ ( ગજપુર ); કુશાવર્ત ( સૌરીપુર ); પાંચાલ ( કાંપિલપુર ): જંગલ ( અહિચ્છત્રા ); સૌરાષ્ટ્ર ( દ્વારામતી ); વિદેહ ( મિથિલા ); વત્સ ( કૌસંબી ); શાહિલ્ય ( નંદીપુર ); મલય ( ભદ્દીલપુર ); મત્સ્ય (વૈરાટ નગરી ); વરણદેશ ( ઉચ્છાપુરી ); દશાર્ણ ( મૃત્તિકાવતી ); ચેદી ( શુકિતમતિ ); સિંધુ–સૌવિર ( વિતભયપત્તનનગર ); શૂરસેન ( મથુરા ); ભંગ (પાવાપુરી ); માસ ( પુરિવર્તા નગરી ); કુણાલ ( શ્રાવસ્તિ ); લાટ ( કોટિવર્ષ ); અને અર્ધ આર્યદેશ કેઇક ( શ્વેતાંબિકા નગરી ). [આ પ્રમાણે સર્વ નામનો વિગતવાર નિર્દેશ પ્રાચીન ભારતવર્ષ પુ. ૧ પૃ. ૪૭–થી ૪૯ સુધીમાં કરેલ છે].

(૧૧૭) ...आवन्त्यं दक्षिणापथं...गत्वैतान् कामतो देशान्...पतेत् द्विजः ।

आदित्य पुराण

કશું જ સ્થાન નથી જૈન શાસ્ત્રોમાં દશાર્ણના પાટનગર તરીકે દશાર્ણનગર અથવા મૃતિકાવતી નગરી નામ મળે છે [૧૧૮] પરંતુ કાલિદાસ તેને વિદિશા નામે ઓળખાવે છે[૧૧૯] એટલે સહેજે એમ અનુમાન બાંધી શકાય છે કે મૃતિકાવતી દશાર્ણનગર, વિદિશા અને ભીલસા એ ચારે નામ સાંચીની નજીક આવેલા દશાર્ણ (પૂર્વ-અવંતી) ના પાટનગરને માટે વપરાયલ છે

ભંગી દેશનો પ્રશ્ન ખૂબ જ ગૂંચવણ ભરેલો છે એ દેશનું પાટનગર શ્રીઅપાપામાં ભગવાન મહાવીરસ્વામી નિર્વાણ પામેલા અને ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણતીર્થ તરીકે અત્યારે બિહારમાં આવેલા પાવાપુરી ગામને લેખવામાં આવે છે તે પરથી ઘણા ખરા વિદ્વાનો અને સમાજનો મોટો વર્ગ ભંગી દેશની સરહદ પણ ત્યાંજ ગણવાને લલચાયલ છે પરંતુ છેલ્લા ત્રણસો વર્ષ પહેલાના કોઈપણ ગ્રન્થમાં પાવાપુરી પૂર્વમાં આવેલ હોવાનો નિર્દેશ નથી મળતો વર્તમાન પાવાપુરીમાં ત્યાં ભગવાનના નિર્વાણને સૂચવતા કોઈ પ્રાચીન અવશેષો નથી મળતા એટલે આજની પાવાપુરીને જ પ્રાચીન કાળની શ્રીઅપાપા માની લેતા અચકાવું પડે છે બીજી બાજુ ભંગી દેશને મધ્ય અવંતી તરીકે ગણતા અને તેના પાટનગર શ્રીવિશાલાને શ્રીઅપાપા ગણતા અનેક પ્રશ્નોના ઉત્તર સાંપડી રહે છે

દરેક જૈન શાસ્ત્રમાં જણાવ્યા અનુસાર ભગવાન મહાવીરસ્વામીએ સંઘની સ્થાપના મધ્યમ અપાપામાં મહાસેન વનમાં કરી હતી, અને તેમના કાનમાંથી ખીલા કઢાવાનો પ્રસંગ તેમજ નિર્વાણ બંને મહાસેન વનની નજીકમાં મધ્યમ અપાપામાં બનેલા આ મહાસેન વનનું નામ અવંતીપતિ ચંડપ્રદ્યોતના નામ પરથી પડ્યું હતું અને તે મધ્ય અવંતીમાં આવેલું હતું તે આપણે પાછળ જોઈ ગયા

મહાકવિ કાલિદાસ પોતાના અમર કાવ્યરત્ન 'મેઘદૂત'માં યક્ષદ્વારા મેઘને સંદેશ આપતા તેને દશાર્ણનું પાટનગર વિદિશા નિહાળ્યા પછી પશ્ચિમે વળવાની સલાહ આપે છે અને ત્યાં સિંધુ નદી વટાવ્યા પછી અવંતી પ્રદેશમાં સ્વર્ગવાસીઓના શેષ પુણ્યથી વસેલી સ્વર્ગના જ એક તેજસ્વી ખંડ સમી શ્રીવિશાલાના દર્શન કરવાની સલાહ આપે છે [૧૨૦] તે નગરી અતિ વિશાળ હોઈને શ્રીવિશાલા કહેવાતી અને તે પુણ્યભૂમિ હોઈને શ્રીઅપાપા નામે ઓળખાતી. ભગવાન મહાવીરસ્વામી ત્યાં નિર્વાણ પામવાથી પાછળથી તે પાવાના નામે ઓળખાઈ

બૌદ્ધ ગ્રન્થોમાં જણાવેલું છે કે સુસુમાર પર્વત પાસે ભગ્ગ જાતિ રહેતી હતી અને પાવામાં મલ્લ જાતિ વસતી હતી [૧૨૧] જૈન ગ્રંથોમાં જણાવ્યા અનુસાર ભગવાન મહાવીરસ્વામીની નિર્વાણભૂમિ પાવામાં પણ મલ્લજાતિ જ વસતી હતી. કેમકે ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણ પછી કાશી-કોશલના નૃપતિઓ તેમજ નવ મલ્લજાતિના અને નવ લીચ્છવી જાતિના

(૧૧૮) क्रमेण विहरन् प्राप दशार्णविषयं प्रभुः।
दशार्णपुरमित्यस्ति नाम्ना तत्र महापुरम् ।
१-२ १०, १०
त्रिषष्टि श पु च
मतियावई दसणा—
महापनासूत्र १ ५

(૧૧૯) स्थायी हवा दशार्णाः । २४
तेषां दिक्षु प्रथित विदिशा लक्षणां
राजधानीं । २५
पूर्व मेघदूत

(૧૨૦) वेणीभूत प्रतनु सलिला तामतीतस्य सिन्धु ।३०
प्राप्यावन्तीनुदयन कथाकोविद ग्रामवृद्धान्
पूर्वो दिष्टामुपसरपुरीं श्री विशालाम्
विशालाम् ।
स्वल्पीभूते सुचरित फले स्वर्गिणां गां गतानां
शेषैः पुण्यैर्हृतमिव दिवः कान्तिमत् खण्डमेकम् ॥३१
पूर्वमेघदूत

(૧૨૧) શ્રી જૈન શ્વે. કોન્ફરન્સ હેરેલ્ડ શ્રીમદ્ મહાવીર અંક પૃ. ૩૩૫
Political History of India p. 93

નૃપતિઓએ ભગવાન મહાવીરસ્વામીરૂપી ભાવદીપક ઓલવતાં દ્રવ્યદીપકરૂપે દીપોત્સવી પર્વની શરૂઆત કરી. આમાંથી કાશી–કોશલના નૃપતિઓ જાણીતા છે. લીચ્છવી નૃપતિઓ પણ ભગવાન મહાવીરના મામા અને વૈશાલીના લીચ્છવી જાતિના નૃપતિ ચેટકના સામંતો હતા. પણ મલ્લ જાતિના નૃપતિઓ તો પાવાનિવાસી મલ્લજાતિના જ નૃપતિઓ હોવાનો સંભવ છે. આ પરથી પાવામાં મલ્લ જાતિ વસતી હોવા સંબંધમાં જૈન અને બૌદ્ધ બંને મતો પરસ્પરના પૂરક લેખાય. અને ભગ્ગ જાતિના નિર્દેશ પરથી એમ અનુમાન બાંધવાને કારણ રહે છે કે કાં તો ભંગ દેશના નામ પરથી જાતિને એ નામ મળ્યું હોય અથવા જાતિના ભગ્ગ નામ પરથી એ દેશ ભંગના નામે ઓળખાયલ હોય. આ પ્રદેશની સીમા ઉપર જણાવ્યા અનુસાર બૌદ્ધ ગ્રન્થોમાં સ્પષ્ટપણે સુસુમાર પર્વતની પાસે જણાવવામાં આવી છે. અને સુસુમાર પર્વતનું સ્થાન દક્ષિણ વત્સમાં નિશ્ચિત છે. આ વસ્તુસ્થિતિ પણ ભંગ દેશની સીમા પૂર્વમાં ખેંચવાને બદલે મધ્યહિંદમાં ખેંચી જાય છે.

જૈન શાસ્ત્રોમાં જણાવેલું છે કે જ્યારે ભગવાન મહાવીરસ્વામીએ મહાસેન વનમાં સંઘની સ્થાપના કરી ત્યારે કોશાંબીમાં રહેલી ચંદનબાળાને તરત ત્યાં પહોંચાડવામાં આવી અને ભગવાને તેને પોતાની પટ્ટશિષ્યા બનાવી.[૧૨૨] આ પરથી પણ એમ માનવાને કારણ મળે છે કે મહાસેન વન કોશાંબીની નજીક–મધ્ય હિંદમાં આવેલું હતું.

જૈન શાસ્ત્રોમાં જણાવ્યા પ્રમાણે મહાવીર પ્રભુ સંઘની સ્થાપના કરવાને જ્યારે મહાસેન વનમાં પધાર્યા ત્યારે શ્રી અપાપાપુરીમાં સોમિલ નામના દ્વિજે મહાયજ્ઞ કરાવવાને માટે ભારતભરના વધુમાં વધુ વિદ્વાન અને મહાન એવા અગ્યાર બ્રાહ્મણોને આમંત્ર્યા હતા[૧૨૩] અને પ્રભુ જ્યારે મહાસેન વનમાં વિરાજ્યા ત્યારે તે બ્રાહ્મણ પંડિતોએ અપાપામાં યજ્ઞવિધિની શરૂઆત કરી હતી. આ પરથી એટલું પુરવાર થાય છે કે વૈદિક દૃષ્ટિએ શ્રી અપાપા એ યજ્ઞકાર્યને યોગ્ય પવિત્ર ભૂમિ લેખાતી હતી. બીજી બાજુએ વૈદિક શાસ્ત્રો પર નજર કરતાં જણાય છે કે પ્રાચીન સમયમાં તેઓ વિવાહ, શ્રાદ્ધ, યજ્ઞ આદિ ક્રિયાઓ માટે નર્મદાની ઉત્તરે અને સિંધુની દક્ષિણે આવેલ એટલા સપ્તસિંધુના અને પૂર્વ, પશ્ચિમ અને મધ્યમ એમ ત્રણ વિભાગમાં વ્હેંચાયલા ઉત્તર અવંતિના પ્રદેશને યોગ્ય લેખતા હતા અને બાકીના બધા જ પ્રાન્તો [ અંગ, વંગ, મગધ, કલિંગ, કાંચી, સૌરાષ્ટ્ર, દક્ષિણ–અવંતી આદિ] ને યજ્ઞાદિ ક્રિયાને માટે અયોગ્ય લેખતા હતા.[૧૨૪] એ સંયોગોમાં મહાયજ્ઞની ક્રિયા પૂર્વના પ્રદેશોમાં કરવામાં આવે તે સાવ અસંભવિત જણાય છે. એટલે પવિત્ર યજ્ઞભૂમિસમું શ્રી અપાપા એ પૂર્વ હિંદની પાવાપુરીને બદલે ઉત્તર અવંતિના મધ્ય પ્રદેશમાં આવેલ શ્રી વિશાલા હોવાનો વિશેષ સંભવ છે.

ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણથી શરૂ થતી જૈન કાલગણના હંમેશાં અવંતીને આશ્રયીને જ ગણવામાં આવે છે. ' જે રાત્રિએ ભગવાન મહાવીર નિર્વાણ પામ્યા તે જ રાત્રિએ અવંતિપતિ ચંડ પણ મૃત્યુ પામ્યો અને

---

(૧૨૨) इतश्च चंदना तत्र शतानीक गृहे स्थिता ।
पश्यन्ती यान्तमायान्तं दिविपज्जनमंबरे ॥१६१॥
स्वामिन : केवलोत्पत्तिनिश्चयाद्व्रतकांक्षिणी ।
त्रिदशैरदवीयोभिर्निन्ये श्री वीरपर्षदि ॥१६२॥
१०–६ त्रिपष्टि श० पु० च०

(१२३) विप्रः पुर्यामपापायां यष्टुकामोऽय सोमिलः ।
आनिनाय श्रध्धया तान् यज्ञकर्मविचक्षणान् ॥६१॥
१०–५ त्रिपष्टि श० पु० च०

(१२४) अंगवंगकलिंगाश्च लाटमालविका (=દક્ષિણ અવંતી –आवन्त्यं दक्षिणापथं) स्तथा ।
नर्मदादक्षिणे यच्च सिंधोरुत्तरमेव च ॥
पौंड्राश्चैव सुराष्ट्राश्च वैद्यामागधिकास्तथा ।
न विवाहं तथा श्राद्धं यज्ञं चैव समाचरेत् ॥
आदित्य पुराण

અવંતિના સિંહાસને તેનો પુત્ર પાલક બેઠો'[૧૨૫]—એવા વાક્ય સાથે જ પ્રત્યેક જૈન ગ્રંથમાં જૈન કાલ ગણનાની શરૂઆત થાય છે આ પરથી એમ માનવાને કારણ મળે છે કે ભગવાનનું નિર્વાણ ચંડના પ્રદેશમાં જ થયું હોય અને કદાચ ચંડે પણ અંતિમ સમયે પ્રભુ પાસે દીક્ષા લઈ અનશનપૂર્વક પ્રભુની સાથે સહગમન કર્યું હોય

પાવાપુરીના નૃપતિ તરીકે જૈન ગ્રંથોમાં હસ્તિપાળ રાજાનો વૃત્તાંત આવે છે જ્યારે ભગવાન છેલ્લા પાવાપુરીમાં પધારે છે ત્યારે તે પ્રભુની પાસે જાય છે અને રાત્રે પોતે સ્વપ્નમાં નિરખેલા આઠ દશ્યોનો ભાવાર્થ પૂછે છે પ્રભુ તેને અર્થ સમજાવે છે પછી હસ્તિપાળ તરત જ દીક્ષા ગ્રહણ કરે છે આ હસ્તિપાળ કોણ તે વિષે યોગ્ય ખુલાસો ક્યાંય નથી મળી શકતો. તે પરથી એમ માનવાને કારણ રહે છે કે કદાચ ચંડપ્રદ્યોત એ જ હસ્તિપાળ હોય ચંડ હાથીઓનો ખૂબજ શોખીન હતો અને તેનો 'નલગિરિ' હાથી તો ધાર્મિક તેમજ રસસાહિત્યમાં અમર બની ગયો છે[૧૨૬] તે પરથી કદાચ તેને હસ્તિપાળનું વિશેષણ પણ લાગુ પડ્યું હોય સમસ્ત અવંતિનો સમ્રાટ હોઈને તે શ્રી વિશાલા–શ્રી અપાપાનો નૃપતિ તો સહેજે જ લેખાય આ સંયોગોમાં જો ચંડને હસ્તિપાળ તરીકે સ્વીકારી લઈએ તો ભગવાન મહાવીરસ્વામીનું નિર્વાણ મધ્ય અવંતીમાં અફર બને છે

વર્તમાન પાવાપુરી એ ભગવાન મહાવીરસ્વામીની સાચી નિર્વાણભૂમિ ન હોતા સ્થાપના છે તેમ માનવાને બીજું એક મહત્ત્વનું કારણ એ પણ છે કે ત્યાં નિર્વાણ સ્થળ તરીકે જલમંદિરને ઓળખાવવામાં આવે છે અને તેની અડધો માઈલ પૂર્વમાં આવેલા સ્તૂપને કેવળ-જ્ઞાનના સ્તૂપ તરીકે ઓળખાવવામાં આવે છે[૧૨૭] હવે જૈન શાસ્ત્રોમાં જણાવ્યા અનુસાર મહાવીરપ્રભુને જ્યાં કેવળ જ્ઞાન ઉપજ્યું [ જંભીય ગામમાં, ઋજુવાલિકા નદીને તીરે, શામક નામના ગૃહસ્થના ક્ષેત્રમાં, શાલતરુની નીચે ] અને જ્યાં તેમનું નિર્વાણ થયું તે બંને સ્થળો વચ્ચે બાર યોજનનું અંતર હતું[૧૨૮] આ પરથી એમ માનવાને સ્પષ્ટ કારણ રહે છે કે જ્યાં સાંચીના અવશેષો જળવાઈ રહ્યા છે તે ભગવાનનું નિર્વાણક્ષેત્ર હોય અને સાંચીના અવશેષોથી બાર યોજન દૂર જ્યાં ભારહૂત સ્તૂપના અવશેષો નજરે ચડે છે તે ભગવાનને કેવળજ્ઞાન ઉપજ્યાનો પ્રદેશ હોય

અત્યારે પાવાપુરીમાં જે જલમંદિર છે તે મધ્યકાલીન બાંધણીનું છે અને તેનું બાંધકામ પ્રાચીન સ્તૂપ કરતાં ચૈત્ય કે ધર્મશાળાના બાંધકામ સાથે વધારે મળતું આવે છે જ્યારે ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણસ્થળ

---

(૧૨૫) जं रयणिं कालगओ अरिहा तित्थंकरो महावीरो ।
तं रयणिमवंतिवई अहिसित्तो पालओ राया ॥
तित्थोगाली पइन्नय

(१२६) अग्निभीरुरथो देवी शिवा नलगिरिः करी ।
लोहजंघो लेखवाहो राज्ये रत्नानि तस्य तु ॥
१७३-११-१० त्रिषष्टि श पु च

अत्रोद्भ्रांत किल नलगिरि स्तंभमुत्पाट्य दर्पात् ।
पूर्व मेघदूत

(૧૨૭) મુનિ શ્રી ચારિત્ર વિજયકૃત જૈન તીર્થોનો નકશો પૃ ૩૧

(१२८) मज्झिमपावाइ पुव्विं अपावापुरि त्ति नाम आसि । सक्केण पावापुरी त्ति नाम कयं जेण इत्थ महावीरस्वामी कालगओ । इत्थेव य पुरिए महसासुद्ध [illegible] दिवसे जंभियगामाओ इति बारस जोअणाणि [illegible] पुव्वण्ह देसकाले महासेणवने भगवया गोअमाई गणहरा लद्धिअगण परिवुडा दिक्खिआ पमुइआ ।
विविध तीर्थ कल्पातर्गत अपापा कल्प

स्फुटे मार्गे दिन इव देवोद्योतेन निश्यपि ।
द्वादश योजनाध्वानां भव्यसत्त्वैरलंकृताम् ॥
१७-५-१० त्रिषष्टि श० पु० च०

तित्थनाहो दुवालसजोयणंतरियाए मज्झि
[ मानवरीए गन्तु पत्तो
श्री गुणचन्द्रगणि कृत– श्री महावीर चरित्र

ततो य बारसेहिं जोयणेहिं मज्झिमा नाम
[ नगरी आवश्यक चूर्णि १ ३२४

પર તો ભવ્ય સ્તૂપ ચણાયલો અને તેરમી સદીમાં શ્રી જિનપ્રભસૂરિ પણ તે સ્થળે રમ્ય સ્તૂપ હોવાની નોંધ લે છે[૧૨૯].

ભગવાન મહાવીરસ્વામીને દીક્ષાજીવનના બારમા વર્ષે પણ્માનિ ગામમાં કાનમાં ખીલા નંખાવાનો ઉપસર્ગ નડ્યો અને તે પછી મધ્યમ અપાપામાં તે ખીલા ખેંચતાં મહા કષ્ટ નડ્યું. તે પછી થોડા જ સમયમાં જંભિયગામમાં તેમને કેવળજ્ઞાન ઉપજ્યું અને ત્યાંથી બાર યોજન દૂર મધ્યમ અપાપા પહોંચી તેમણે સંઘની સ્થાપના કરી. તે પછી ઓગણત્રીશમું ચોમાસું તેમણે રાજગૃહીમાં કર્યું. ચોમાસા પછીનો થોડો સમય પણ તેમણે રાજગૃહીમાં જ ગાળ્યો. તે પછી છેલ્લું ચોમાસું તેમણે શ્રી અપાપામાં કર્યું અને તે ચોમાસા દરમિયાન મધ્યમ અપાપામાં તેઓ નિર્વાણ પામ્યા.

મધ્યમ અપાપામાં બનેલા ઉપરોક્ત ત્રણ પ્રસંગોમાંથી છેલ્લો પ્રસંગ તો મધ્યમ અપાપાનો સ્થળ-નિર્ણય કરવામાં આપણને મદદગાર બની શકે તેમ નથી, કેમકે ઓગણત્રીશમું ચોમાસું રાજગૃહીમાં અને ત્રીશમું મધ્યમ અપાપામાં, એ બેની વચ્ચેના ભગવાનના વિહાર-ક્રમનો–ચોક્કસ ઇતિહાસ સાંપડતો નથી. એટલે મધ્યમ અપાપા રાજગૃહથી ગમે તેટલું છેટું કે ગમે તે દિશામાં હોય તો પણ પ્રભુ ત્યાં પહોંચી શકે છે. પણ મધ્યમ અપાપામાં બનેલો કર્ણકષ્ટ અને સંઘસ્થાપનાનો પ્રસંગ અપાપાના સ્થળનિર્ણયમાં આપણને મદદગાર બની શકે તેમ છે.

ભગવાને અગ્યારમું ચોમાસું વિશાલા નગરીમાં કર્યું. ત્યાંથી ચોમાસાની પૂર્ણાહુતિ પછી વિચરેલા પ્રભુ અનેક ગામો અને અનેક નગરો વટાવીને સુસુમારપુર આવ્યા. સુસુમારપુરમાં થોડોક સમય ગાળ્યા પછી પ્રભુ અનુક્રમે ભોગપુર, નંદીપુર, મેઢક અને કોશાંબી નગરીએ પધારે છે. કોશાંબીમાં તેઓ પોષ વદ એકમે મહાઅભિગ્રહ તપ આદરે છે અને છ મહિનામાં ઉણા પાંચ દિવસ રહે–જેઠ સુદ અગ્યારશે ચંદનબાળાને હાથે તે તપનું પારણું કરે છે. ત્યાંથી પ્રભુ અનુક્રમે સુમંગળ, સત્ક્ષેત્ર અને પાલક ગામે થઈ અષાડ સુદ તેરશના અરસામાં ચંપા પહોંચે છે અને ત્યાં બારમું ચોમાસું કરે છે. ત્યાંથી માગસર વદ એકમના અરસામાં વિહાર કરી તેઓ જંભિય અને મેઢક ગામ વટાવી પણ્માનિ ગામે ગયા. ત્યાં એક ગોવાળે તેમના કાનમાં ખીલા ખોશી દીધા. પ્રભુ ત્યાંથી મધ્યમ અપાપા પધાર્યા. ત્યાં સિદ્ધાર્થ વણિકના મિત્ર ખરક વૈદ્યે તે ખીલા ખેંચી કાઢ્યા. ત્યાંથી પ્રભુ જંભિય ગામે આવ્યા. ત્યાં તેમને વૈશાખ માસની શુક્લ દશમીએ ઋજુવાલિકા નદીને તીરે કેવળ-જ્ઞાન ઉપજ્યું. પ્રભુ ત્યાંથી રાતોરાત બાર યોજનનો વિહાર કરીને પાછા મધ્યમ અપાપા પહોંચ્યા ને ત્યાં તેમણે સંઘની સ્થાપના કરી.

ઉપરોક્ત વિહારક્રમનું પૃથક્કરણ કરતાં આપણને જણાશે કે મહાવીરપ્રભુ માગસર વદ એકમના અરસામાં વિશાલાથી વિહાર કરીને પોષ વદ એકમે કોશાંબી આવી પહોંચે છે. અને એ એક મહિનાના ગાળાનો પણ મોટો ભાગ તો વિશાલા ને સુસુમારપુર વચ્ચે પસાર થાય છે. એટલે સુસુમારપુર, ભોગપુર, નંદીપુર ને મેઢક એ ચારે ગામ સ્વાભાવિક રીતે જ કોશાંબીની નજીકમાં હોવાં જોઈએ અને તેમાં પણ મેઢક ગામ તો કોશાંબીની લગભગ અડોઅડ હોવું જોઈએ. ભગવાનનો આ વિહાર-ક્રમ પૂર્વથી પશ્ચિમ તરફનો ગણાય.

કોશાંબીમાં છ મહિના વીતાવી પ્રભુ સુમંગળ, સત્ક્ષેત્ર અને પાલક ગામે થઈ થોડાજ સમયમાં ચંપા પહોંચે છે અને ત્યાં બારમું ચોમાસું કરે છે. ચંપા અફર-પણે કોશાંબીની પૂર્વમાં આવેલી છે[૧૩૦] એટલે પ્રભુનો આ વિહારક્રમ પશ્ચિમથી પૂર્વનો ગણાય.

---

(૧૨૯) भूयिष्ठाश्चर्यभूमिश्चरमजिनवरस्तूप रम्य स्वरूपा।
साऽपापा मध्यमादिर्भवतु वरपुरी भूतये यात्रि-
[ केभ्यः ॥ विविध तीर्थ कल्प २५

(૧૩૦) આજે ચંપાનું સ્થાન બંગાળના ભાગલપુર જિલ્લામાં દર્શાવવામાં આવે છે. પણ તે નવી ચંપા હોવાનો સંભવ છે. કેમકે અંગ દેશ અને તેની રાજધાની સમી પ્રાચીન ચંપા તો કોશાંબીની નજીકમાં આવેલાં હતાં.

ભગવાન મહાવીરસ્વામીના વિહારક્રમમાં આપણે ઉપર અવલોકી ગયા તે પ્રમાણે ચંપા કોશાંબીની નજીકમાં જણાય છે.

ચંપામાં બારમું ચોમાસું વીતાવ્યા પછી પ્રભુ જંભિય અને મેંઢક ગામ વટાવી ષણ્માનિ ગામે પહોંચે છે આપણે ઉપર જોઈ ગયા કે મેંઢક ગામ કૌશાંબીની અડોઅડ આવેલું હતું. એટલે મેંઢક ગામ પહોંચવાને માટે પ્રભુએ ચંપાથી પશ્ચિમ બાજુ વિહાર કરેલો હોવો જોઈએ, અને તે પણ કૌશાંબીની અડોઅડના પ્રદેશમાં થઈને. મેંઢક ગામથી પ્રભુ કૌશાંબીમાં ન જતાં ષણ્માનિ બાજુ વિહાર લંબાવે છે આ પરથી ષણ્માનિ કૌશાંબીની સહેજ પશ્ચિમમાં અને ઉત્તર અથવા દક્ષિણ દિશાએ આવેલું હોવું જોઈએ પણ મેંઢક ગામ પહોંચતા પહેલાં પ્રભુએ જંભિય ગામ પસાર કરી દીધું છે અને જંભિય ગામ ઋજુવાલિકા નદીને તીરે આવેલું હતું. આ ઋજુવાલિકા નદી શોણ (હિરણ્યરેખા–હિરણ્યબાહુ) નદીની એક શાખા છે[૧૩૧] અને તે કૌશાંબીની દક્ષિણ

---

'પ્રબંધ ચિન્તામણિ'માં જણાવ્યું છે કે, રાજા કોણિકે પિતાના અકાલ અવસાનથી રાજગૃહમાં વસવાનું મુશ્કેલ માની કૌશાંબી પાસે ચંપા વસાવી તેને પોતાની રાજધાની બનાવી

મહાવીર ચરિત્રને વર્ણવતા લગભગ દરેક જૈન શાસ્ત્રમાં જણાવ્યું છે કે કૌશાંબીપતિ શતાનિક રાજાએ જ્યારે ચંપા પર આક્રમણ કર્યું ત્યારે તે એક રાતમાં જ નાવ માર્ગે કૌશાંબીથી ચંપા જઈ પહોંચ્યો હતો, તે માટે નિમ્નોક્ત પ્રમાણો પૂરતાં થઈ પડશે—

इओ य सयाणियो चंप पहाविओ दधिवाहण गेण्हामि नावाकडएण गतो एगाते रत्ती ते ।

आवश्यक सूत्र पृ. २२३

इओ य सयाणिओ चंप पधाविओ दधिवाहण गेण्हा मिति, णावा कडएण गतो एगाए रत्तीए अचिन्तिया चेव णगरी वेढिया, तत्थ दधिवाहणो पलातो ।

आवश्यक चूर्णि पूर्व भाग पृ ३१८

इतश्च पूर्व नौसैन्ये शतानिको निशैकया ।

गत्वा रुणत् पुरीं चंपां इपासमसमागम ॥ ६१६ १० १०

त्रिषष्टि श पु च

दधिवाहणगहणत्थ चम्प वेढइ सयाणियो राया ।

एगाए रत्तीए नावाकडगेण गतूण ॥

श्री नेमिचन्द्रसूरिकृत प्रा महावीर चरित्र पृ ५४

चलिओ राया महासामग्गीए, आरूढो य नावासु, तओ अणुकूलयाए पवणस्स दक्खत्तणेण कन्नधारजणस्स एगरयणिमेत्तेण अचिंतियागमणो संपत्तो चंपापुरी

श्री गुणचन्द्र कृत प्रा महावीर चरित्र पृ २४२

આ બધા પ્રમાણો પરથી સ્પષ્ટ સમજી શકાય તેમ છે કે ચંપા કૌશાંબીથી જળમાર્ગે એક રાતમાં પહોંચી શકાય એટલું હતું અને તે ગંગાની દક્ષિણે વસેલું હતું જ્યારે ભાગલપુરવાળી આજની ચંપા તો કૌશાંબીથી ૫૦૦ માઈલ છેટે આવેલી છે

વળી જ્યારે શતાનિકે પોતાના પાટનગર કૌશાંબીથી એક જ રાતમાં અંગના પાટનગર ચંપા જઈ પહોંચી તે નગરીને ઘેરી છે તે પરથી સ્પષ્ટ થાય છે વત્સ અને અંગની સરહદ એકમેકને અડોઅડ હોવી જોઈએ અને ચંપા નગરી કાશીની નજીકમાં ગંગાથી સહેજ દક્ષિણે વસેલી હોવી જોઈએ,

અંગપતિ દધિવાહન રાજા પોતાની રાણી પદ્માવતી સાથે હાથી પર બેસીને ક્રીડા કરવા જતાં એક અટવીમાં જઈ ચઢે છે તે પ્રસંગે આસપાસનાં સ્થળોનાં વર્ણનમાં દંતપુર, કલિંગદેશ, વત્સ (વંશ) દેશ આદિ નામો મળી આવે છે, આ પરથી પણ એમ માનવાને કારણ રહે છે કે અંગ દેશ વત્સ અને કલિંગની વચગાળાના મુલકમાં આવેલો હોવો જોઈએ,

અર્જુનની સામે હરીફાઈમાં ઉતરતા કર્ણને, અર્જુન જ્યારે પોતાના સમોવડિયા રાજપુત્ર તરીકે લેખવાની ના પાડે છે ત્યારે દુર્યોધન તત્ક્ષણ કર્ણને અંગનો રાજમુગટ અર્પણ કરી દે છે આ પરથી પણ પુરવાર થાય છે કે અંગનું રાજ્ય હસ્તિનાપુરની નજીકમાં આવેલ હોવું જોઈએ કેમકે મગધાદિ પૂર્વ ક્ષિતિનો સમ્રાટ તો તે પ્રસંગે જરાસંધ છે દુર્યોધન તો હસ્તિનાપુર અને તેની આસપાસના પ્રદેશનો નૃપતિ છે, તેનું રાજ્ય કંઈ મગધની પૂર્વ અને પશ્ચિમ એમ બંને દિશાએ તો નજ પથરાયું હોઈ શકે એટલે ઉપરોક્ત પ્રસંગની દૃષ્ટિએ પણ અંગ હસ્તિનાપુરની નજીકમાંજ આવેલ હોવાનો સંભવ છે

આ બધા પ્રમાણો પરથી સહેજે સમજી શકાય કે અંગ દેશ, વત્સ અને કાશીની વચગાળાના પ્રદેશમાં ગંગાની દક્ષિણે અને કલિંગની ઉત્તરે પથરાયેલો પડયો હતો અને તેનું પાટનગર ચંપા કે કાશીની નજીકમાં ગંગાને દક્ષિણ કાંઠે આવેલું હતું.

(૧૩૧) સમ્મેતશિખરથી દક્ષિણ–પૂર્વમાં પચાસ માઈલ છેટે આવેલ આજી નામે નદી વહે છે તેને કેટલાક ઋજુવાલિકાના નામે ઓળખાવે છે અને તેનાથી બે માઈલ દૂર આવેલા જમગ્રામને જંભિયગ્રામ કહે છે પણ તે વિધાન તો અંગ, ચંપા, અપાપા આદિ સ્થળોને અતિ પૂર્વમાં માની લીધા પછી ગોઠવાયું છે પણ

પ્રદેશમાં વહે છે એટલે પ્રભુનો વિહાર ચંપાથી ષણ્ણાનિની દક્ષિણમાં પશ્ચિમે આગળ વધતો ગણાય. પરિણામે ષણ્માનિનું સ્થાન કૌશાંબીની દક્ષિણ–પશ્ચિમે સંભવી શકે.

ષણ્માનિથી પ્રભુ મધ્યમ અપાપાએ પધારે છે, ને ત્યાંથી જંભિય ગામે જાય છે. જંભિયમાં તેમને કેવળ–જ્ઞાન ઉપજે છે અને તે પ્રસંગે મધ્યમ અપાપામાં ગૌતમાદિ અગ્યાર પંડિતો મહાયજ્ઞ આદરી રહ્યા છે તે જાણતાં તેમને પ્રતિબોધવાને પ્રભુ રાતોરાત બાર યોજનનો વિહાર કરી પાછા મધ્યમ અપાપામાં પધારે છે. ત્યાં સંઘની સ્થાપના કરે છે અને પંડિતોને યજ્ઞકર્મથી નિવૃત્ત કરી તેમને પોતાના શિષ્ય બનાવે છે.

આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે મધ્યમ અપાપા ઉત્તર–મધ્ય અવંતીમાં આવેલ હોવું જોઈએ. પણ એ વિધાનને બાજુએ રાખીએ તોપણ તે જંભિયગામથી બાર યોજન છેટે આવેલું હતું; ઉપરાંત જંભિય ગામથી ત્યાં જતાં, રસ્તે કૌશાંબીની અડોઅડનું મેઢક ગામ અને તે પછી ષણ્માનિ ગામ આવતાં હતાં તે પણ નિશ્ચિત છે. એટલે મધ્યમ અપાપા એ જંભિય ગામથી બાર યોજન દક્ષિણ–પશ્ચિમે આવેલું ગણાય. અમે જેને મહાવીર ભગવાનની નિર્વાણભૂમિ તરીકે ઓળખાવીએ છીએ તે મધ્ય–ઉત્તર અવંતીની રાજધાની શ્રીવિશાળા યાને શ્રીઅપાપા કે જ્યાં આજે સાંચીના અવશેષો પથરાયલા પડ્યા છે તે સ્થળ એ જ અંતરે આવેલું છે અને અમે જેને ભગવાન મહાવીરની કેવળજ્ઞાન ભૂમિ લેખીએ છીએ તે ભારહુત સ્તૂપના અવશેષો વાળો પ્રદેશ પણ જંભિયગામના સ્થળ પર–કૌશાંબીની સહેજ દક્ષિણ–પશ્ચિમે આવેલો છે.

'ભગવતીસૂત્ર'માં પણ સિંહમુનિના આક્રંદને લગતું જે વર્ણન મળી આવે છે તે પરથી એવો સ્પષ્ટ ખ્યાલ બાંધી શકાય તેમ છે કે આપણે ઉપર જે મેઢક (મેંઢિય) ગામને જંભીયગામ અને મધ્યમ અપાપા (સાંચી–શ્રીવિશાલા)ની વચ્ચે, કૌશાંબીની દક્ષિણ–પશ્ચિમે પૂરવાર કરી ગયા છીએ તે ગામ ભગવાન મહાવીરની નિર્વાણભૂમિ પાવાની નજીકમાં જ આવેલું હતું[૧૩૨].

ટોલેમી પણ ઉજ્જયિની અને તેની ત્રીશ માઈલ પૂર્વે આવેલા આગરનું વર્ણન કરતાં સાથોસાથ પાવા-નગર (પાવાપુરી)નું પણ વર્ણન કરે છે. તે પરથી એમ માનવાને કારણ રહે છે કે ટોલેમીએ પણ ઉજ્જયિનીથી સહેજ પૂર્વે–મધ્ય અવંતીમાંજ પાવાપુરી નિહાળેલ હોવી જોઈએ[૧૩૩].

આ રીતે જ્યાં મહાવીરપ્રભુએ સંઘની સ્થાપના કરી અને જ્યાં તેમનું નિર્વાણ થયું તે મધ્ય અપાપા મધ્ય હિંદમાં સાંચીના અવશેષોને સ્થળે આવેલી હતી.

સાંચી એ ભગવાન મહાવીરસ્વામીનું નિર્વાણક્ષેત્ર હોવાનાં અનેક કારણો છે.

એક તો ઉપર દર્શાવ્યું છે તે પ્રમાણે ભગવાન મહાવીરસ્વામીની નિર્વાણભૂમિ શ્રી અપાપાનું સ્થાન ભૌગોલિક તેમજ વિહારક્રમની દૃષ્ટિએ મધ્ય અવંતીમાં હોવાનો પૂરતો સંભવ છે. અને સાંચીના અવશેષો પણ એ જ વિભાગમાં આવેલા છે.

ઉપર આપણે જણાવી ગયા છીએ કે અષ્ટાપદ, સમ્મેત શિખર, ગિરનાર, ચંપાપુરી અને શ્રીઅપાપા–એ તીર્થંકરોનાં પાંચ નિર્વાણક્ષેત્રમાં પ્રિયદર્શીએ જ્યાં લેખો કોતરાવ્યા છે ત્યાં તેણે પોતાના રાજચિન્હ સમી અને

---

ઉપરોક્ત સ્થાનો જ્યારે મધ્ય હિંદની નજીકમાં આવે છે ત્યારે સ્વાભાવિક રીતે જ ઋજુવાલિકા નદી પણ એટલામાં જ હોવી જોઈએ અને તે ભારહૂતના અવશેષોની આસપાસ પથરાયલી હિરણ્યબાહુની અનેક શાખાઓમાંની એક હોવાનો પૂરતો સંભવ છે.

(૧૩૨) 'मेंढियगाम पावा के पास ही होगा' वीर निर्वाण संवत् और जैन काल–गणना तथा भगवतीसूत्र–१५–६८६

(૧૩૩) Bammogoura:—In yule's map this is identified with Pavangarh

Ptolemy-Ancient India, Mc. Crindle-154

તીર્થંકરોના ગર્ભપ્રવેશ પ્રસંગે તીર્થંકરોની માતાઓએ નિહાળેલાં ચૌદ સ્વપ્નોમાં પ્રથમ નંબરનું સ્થાન ધરાવતી હસ્તિની આકૃતિ કોતરેલી છે તેમાંથી કાલસી (અષ્ટાપદ), ધૌલી (સમેતશિખર) ગિરનાર ને રૂપનાથ (ચંપાપુરી) એ ચાર જગ્યાએ તો લેખોની સાથે હાથીની આકૃતિઓ મળી આવ્યાનું આપણે આ પ્રથમાં ઉપર (પૃ ૨૦૫ થી ૨૧૪) અવલોકી ગયા છીએ અને પ્રાચીન ભારત વર્ષ ભાગ બીજા (પૃ ૩૬૩ થી ૩૬૫)માં પણ તેની વિસ્તૃતવાર નોંધ લઈ ચૂકયા છીએ. એજ પ્રમાણે ભગવાન મહાવીરના નિર્વાણસ્થળ સમા આ સાંચી તીર્થમાં પણ પર્વતની તલેટીમાં શિલા પર બે હાથી કોતરેલા મળી આવ્યા છે[૧૩૪] તનેમાં પ્રિયદર્શીના લેખ જો કે નથી મળી આવ્યા પણ ટેકરી ઉપર ઊભા કરાયેલા સ્થભપર તો પ્રિયદર્શિનો લેખ આપણે અવલોકી ગયા (પૃ. ૨૩૨-૩૪) છીએ એટલે પ્રિયદર્શીએ તીર્થંકરોની નિર્વાણભૂમિ પર કોતરાવેલા હસ્તિની દૃષ્ટિએ પણ સાંચી ભગવાનની નિર્વાણભૂમિ ઠરે છે

હવે દરેક નિરીક્ષકના દિલમાં ઉદ્ભવી શકે એવો સૌથી મહત્ત્વનો પ્રશ્ન તો એ છે કે જો સાંચી એ ભગવાનની ખરી નિર્વાણભૂમિ છે તો પછી જૈન સમાજમાં પરંપરાથી તેની પૂજા કેમ નથી થતી આવતી? ને સાંચીને બદલે વર્તમાન પાવાપુરી ભગવાનની નિર્વાણભૂમિ તરીકે કોણે ક્યારે અને કેમ ઠેરવી દીધી?— આ પ્રશ્નનો ખુલાસો નીચેના વર્ણનમાંથી સાંપડી રહેશે

ઇ સ પૃ. ૫૨૭માં ભગવાન સાંચીમાં નિર્વાણ પામ્યા તે સમયે તેમના નિર્વાણસ્થળપર સ્તૂપ બંધાવાયો ને સાંચીમાંથી જ દીપોત્સવીના દિવા પ્રગટાવવાની શરૂઆત થઈ ઇ સ પૃ ૩૧૪ (મ સ ૧૬૨-૩)માં જૈન સમ્રાટ ચન્દ્રગુપ્ત મૌર્યે સાંચીના ઉપર્યુક્ત સ્તૂપને ભવ્ય અને કલાત્મક રૂપ આપ્યું તે સમયે તે જૈનોનું પવિત્ર યાત્રાધામ લેખાતું જ હતું

તે પછી સમ્રાટ પ્રિયદર્શીના સમયમાં તે મૂળ સ્તૂપની આસપાસ કઠેરા કરાવવામાં આવ્યા ને ભવ્ય સ્થભો બનાવવામાં આવ્યા સાથે સાથે ભગવાન મહાવીરના ગણધરોના તેમજ અ ય મશહૂર જૈન મુનિવરોના અવશેષો અન્ય છૂટા છવાયા સ્થળે સચવાયેલા તે મગાવીને મૂળ સ્તૂપની આસપાસ ભડારવામાં આવ્યા ને તેના પર ૭ નાના સ્તૂપો બંધાયા આ રીતે સાત સ્તૂપો અને સ્થભબધ ભવ્ય સ્થભોથી સાંચી *વિશિષ્ટ જૈન* તીર્થ તરીકે શોભવા લાગ્યું સમ્રાટ પ્રિયદર્શી પોતે સપ્રતિ વર્ષમાં ચાર વાર તે તીર્થની યાત્રાએ આવતા હતા. તે પરથી એમ માનવાને કારણ રહે છે કે તે સમયે સાંચી એ જૈન સઘને માટે ભવ્ય યાત્રાધામ બનેલ હોવું જોઈએ

પણ મૌર્ય સામ્રાજ્યના વિલય પછી શુગોએ શ્રમણ (જૈન ને બૌદ્ધ) સસ્કૃતિ સામે ભયાનક જેહાદ આદરી. તેમણે જૈન-બૌદ્ધ તીર્થોને હિંસાથી ભ્રષ્ટ બનાવ્યા, મુનિઓની કતલ આદરી[૧૩૫] સાંચીને પણ ખેદાન-મેદાન કરીને ત્યાં તાત્રિક અને શૃંગારિક કોતરકામો ઉમેર્યા આ જુલ્મ જહાંગીરી ચલાવનાર પુષ્યમિત્ર-અગ્નિમિત્ર જૈન સાહિત્યમાં કલ્કીના નામે ઓળખાયેલ

(૧૩૪) The sixth nscript on is undated It is cut on a flat piece of rock at the foot of the Sanchi hill, and conta ns, so far as I could make out the words Srima Saktayah Sakt h and M tranandasya which seem to point to a m xed Tantric and M thraic worsh p while the rude carv ng below *it* s of a Buddhist *character* This is a mere out line sketch represent ng two rather well-drawn elephants each with a mahavat and a monkey holding on behind. They support w th their trunks, a seat or throne above wh ch but seated in the air is a cross-legged long-eared figure with hands n his lap

p. 107
Sanchi and its Remains

(૧૩૫) पुष्यमित्रो राजा सबलवाहनो ऽ वहन्त स्तथ 'मुनिहत इति सज्ञा व्यवस्थापितो—

दिव्यावदान पृ ४१४

છે[૧૩૬].

મધ્યયુગમાં જેમ યવનોના ત્રાસથી અનેક તીર્થોમાં ફેરફાર થઈ ગયો, મૂર્તિઓના સ્થાનપલટા કરવામાં આવ્યા, તેમ કલ્કીના ત્રાસયુગમાં અનેક તીર્થોમાં પરિવર્તન થયું. અને અનેક પવિત્ર સ્મરણકેન્દ્રોને પાટલીપુત્ર અને અવંતીથી દૂર ખસેડવામાં આવ્યાં. મુનિઓ પણ અન્ય પ્રદેશોમાં વિચરવા લાગ્યા[૧૩૭].

સંભવિત છે કે આ અરસામાં ભગવાન મહાવીરના નિર્વાણસ્થાનકને સાંચીથી ફેરવીને પાવાપુરીમાં તેની સ્થાપના કરવામાં આવી હોય. આમ માનવાને મુખ્ય કારણો બે છે-એક તો એ કે-સાંચીના મુખ્ય સ્તૂપની આસપાસના નાના સ્તૂપોમાંથી અવશેષાદિ મળી આવ્યાં છે પણ મુખ્ય સ્તૂપને ઊંડે લગી ખોદવા છતાં તેમાંથી અવશેષો હાથ લાગ્યા નથી[૧૩૮]. એ પરથી એમ કલ્પવાને અવકાશ રહે છે કે આફતના સમયે અન્ય નાના સ્તૂપોને જેમ ને તેમ રહેવા દઈ મુખ્ય સ્તૂપમાં જળવાયલા ભગવાન મહાવીરના અવશેષોને અન્ય સ્થળે (વર્તમાન પાવાપુરીમાં ?) ખસેડી દેવામાં આવ્યા હશે. અને બીજું એ કે વિદિશાની પ્રજા આજે એ સ્તૂપની પૂજા નથી કરતી, છતાં તેણે વંશપરંપરાથી એટલો ઇતિહાસ તો જાળવી જ રાખ્યો છે કે પ્રાચીન સમયમાં આ સ્થળ જૈન તીર્થ હતું અને જૈન સમ્રાટ ચન્દ્રગુપ્ત મૌર્યે મ. સં. ૧૬૨-૩ (ઇ. સ પૂ. ૩૬૪)માં મુખ્ય સ્તૂપ બનાવરાવ્યો હતો. આ પરથી એમ કલ્પવાને અવકાશ રહે છે કે જ્યાં લગી આ તીર્થ ભગવાન મહાવીરના અવશેષોથી પ્રતિષ્ઠિત હતું ત્યાં લગી વિદિશાના અને ભારતભરના જૈનો તેની પૂજા કરતા હતા પણ જ્યારે તે તીર્થને ખાલી કરીને અવશેષોની અન્ય સ્થળે સ્થાપના કરવામાં આવી ત્યારે તીર્થ ભ્રષ્ટ થયેલ માની, પૂજનને વિધિસર અટકાવી દેવામાં આવ્યું અને સાંચી એ રીતે જૈન તીર્થ તરીકે અટકી જતાં વૈદિકોએ અને બૌધ્ધોએ ત્યાં પોતાનાં ચિન્હો ઉમેરવા માંડયાં.

આ વિષયમાં એક જ નિર્ણય આપવાનું કામ મુશ્કેલ છે અને તે એ કે ઉપર વર્ણવ્યા પ્રમાણેનું તીર્થપરિવર્તન ઇ. સ. પૂ પહેલી સદીમાં શુંગયુગમાં થયું હશે કે તેરમી-ચૌદમી સદીના મુસ્લિમ આક્રમણના પ્રસંગે ? શુંગોએ શ્રમણ સંસ્કૃતિ પર અત્યાચારો તો અનેક ગુજારેલા પણ તેમના સમયમાં કદાચ તીર્થ પરિવર્તન ન પણ થયું હોય એમ માનવાને મુખ્ય કારણ એ છે કે સાંચીમાં સાતમી-આઠમી સદી લગીના પણ જૈન લેખો, અવશેષો આદિ મળી આવે છે, જે તે સમયે પણ તે તીર્થ જૈન તીર્થ તરીકે જાહોજલાલી ભોગવતું હોવાનાં પ્રમાણ તરીકે ગણી શકાય. શ્રી જિનપ્રભસૂરિ પણ ભગવાન મહાવીરની નિર્વાણભૂમિ મધ્યમ અપાપામાં ભવ્ય રમણીય-સ્તૂપ હોવાનું વર્ણન કરે છે. એટલે એમ માનવાને કારણ રહે છે કે શુંગયુગમાં સાંચીના જૈન તીર્થને કેટલીક મુશ્કેલીઓ નડી હશે. એ મુશ્કેલીઓના પરિણામે, (આજે જેમ શત્રુંજય તીર્થ પર અંગારશા પીરની કબર ઉમેરાણી છે તેમ), તે તીર્થ પર કેટલાંક વૈદિક તેમજ બૌદ્ધિક ચિન્હો ઉમેરાયાં હશે પણ તીર્થપલટો તો અલ્લાઉદ્દીને મધ્ય હિન્દમાં ચલાવેલી ખૂનરેજીના વખતમાં જ થયો હશે.

---

(૧૩૬) गोयमा होही दूरं तपंतं लक्खणे अदट्ठव्वे रोद्दे चंडे पयंडे उगापयंदंडे निम्मिरे निक्खिवे निग्घिणे निर्त्तिसे कूरपरपावमई अणारियमिच्छदिट्ठी कक्की नाम रायाणे से णं पावे पाहुडियं भमाडिउकाये सिरि समणसंघकयत्थैज्जा।

महानिशीथ ५-४६.

(૧૩૭) गच्छंति अण्णदेस दीपालि-कल्प

(૧૩૮) The principal sthupa at sanchi yielded no relics : nor could we find any trace of a cell for their deposit : though we sank a shaft, five feet square, through the central brick-work, down to a point below the level of the basement terrace. p. 108

Sanchi and its Remains

સાંચીનો સ્તૂપ ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણ સ્મારક લેખે ખડો કરાયો છે તે આપણે ઉપર અવલોકી ગયા તેમાં

**ભારહુત સ્તૂપ**

સાંચીના મૂળ સ્તૂપનું ભવ્ય ઘડતર જૈન સમ્રાટ ચન્દ્રગુપ્ત મૌર્યને આભારી હોવા છતાં સાંચીના સ્થંભો, સંખ્યાબંધ સ્તૂપો, મૂળ સ્તૂપની આસપાસના રમણીય કઠેરાઓ આદિ સમ્રાટ પ્રિયદર્શીને આભારી છે તે વિષે વિદ્વાનોમાં બેમત નથી એજ પ્રમાણે ભારહૂતના સ્તૂપનું ભવ્ય નિર્માણ પણ સમ્રાટ પ્રિયદર્શીને ફાળે નોંધાયલ છે[૧૩૯] અને આપણે ઉપર પૂરવાર કરી ગયા તે પ્રમાણે પ્રિયદર્શી એ જૈન સમ્રાટ સંપ્રતિનું ઉપનામ છે એટલે સ્વાભાવિક રીતે જ તેણે બનાવરાવેલો ભારહૂતનો સ્તૂપ સાંચીના સ્તૂપની પેઠે જ જૈન સ્મારક સાથે સંકળાયેલો હોય અને જ્યારે ભગવાન મહાવીરસ્વામીનો ગર્ભ પ્રવેશ આદિ દરયો પણ સાંચીની જેમજ ભારહૂતમાં કોતરાયલા છે અને ભારહૂતનું ઘણું ખરૂં ઘડતર સાંચીને મળતું જ આવે છે ત્યારે એમ માનવાને કારણ રહે છે કે ભારહૂતનો સ્તૂપ પણ સાંચીની જેમજ ભગવાન મહાવીરસ્વામીની કોઇક સ્મૃતિ સાથે સંકળાયલ હશે તેમાં ભગવાન મહાવીરનો જન્મ તેમજ તેમની દીક્ષાના પ્રસંગો તો વૈશાલીની નજીક ક્ષત્રિયકુંડમાં બનેલા અને જન્મ તેમજ દીક્ષાના સ્થાનો પર સ્તૂપો ચણાવવાની તો જૈનોમાં પ્રથા પણ નથી એટલે સ્વાભાવિક પણેજ આપણી નજર ભગવાન મહાવીરસ્વામીની કેવળજ્ઞાન-ભૂમિ પર ઠરે છે કેમકે તીર્થંકરોના સ્મારક તરીકે કેવળ જ્ઞાનના અને નિર્વાણના સ્થળેજ સ્તૂપો ઊભા કરાવવાની જૈનોમાં પ્રથા છે તેમાંથી નિર્વાણ–સ્મારક તો સાંચીનો સ્તૂપ છે એટલે ભારહૂત એ કેવળજ્ઞાનનું સ્મારક હોવાનોજ સંભવ છે અને ભારહૂતના સ્તૂપના અવશેષો પણ ભગવાનને જ્યાં કેવળજ્ઞાન ઉપજેલું તે ભૂમિ પર જ જ્યારે પથરાયલા છે ત્યારે તો તે વિષયમાં શંકાને કશું સ્થાન જ નથી રહેતું.

આપણે આ જ પરિચ્છેદમાં પૂરવાર કરી ગયા છીએ કે ભગવાનને જ્યાં કેવળજ્ઞાન ઉપજ્યું તે જંભીય ગામ કૌશાંબીની દક્ષિણે શોણ ( સુવર્ણ–હિરણ્યરેખા ) નદીની એક શાખા ઋજુપાલિકા નદીને તીરે આવેલું હતું. ભારહૂત સ્તૂપના અવશેષો પણ એજ સ્થળે મળી આવે છે પ્રાચીન ભૌગોલિક દૃષ્ટિએ તે સ્તૂપ ઉત્તરે કૌશાંબી ને શ્રાવસ્તિ, પૂર્વે પાટલીપુત્ર અને દક્ષિણ-પશ્ચિમે ઉજ્જૈન ને વિદિશાના રાજમાર્ગો પર આવેલો હતો તેનું વર્તમાન સ્થાન અલ્હાબાદથી જબલપુરને માર્ગે ૧૨૦ માઇલ દક્ષિણ–પશ્ચિમે આંકી શકાય.

જેમ સાંચીમાં બન્યું છે તેમ ભારહૂતમાં પણ મધ્યકાલીન યુગના કેટલાક બૌદ્ધ ચિન્હો કે બૌદ્ધ દરશો મળી આવવાથી તે સ્તૂપ અંગે વિસ્તૃત ગ્રન્થ લખનાર જનરલ કનીંગહામે આ અવશેષોને સાંચીની જેમ જ બૌદ્ધ ધર્મ સાથે સાંકળી દીધા છે

---

(૧૩૯) The archaeological inference ascribes to Asoka ( ? Priyadarshi ) the great stupa at Sanchi ( forming the nucleus of the structure built round it a century later and to be seen now) as also a stupa at Bharhut with elaborately carved railing bearing inscriptions in Asokan ( ? Priyadarshin's ) script. p. 81

Asoka by R Mookerji

આ રીતે પ્રિયદર્શીના લેખોમાં વપરાયલી બ્રાહ્મી લિપિમાં જ ભારહૂતના કઠેરાઓ પરના લેખો કોતરાયેલા હોઇને અને એ કઠેરાઓ પણ સાંચીના સ્તૂપને મળતા હોઇને તેનું કર્તૃત્વ પ્રિયદર્શીના ફાળે નોંધાય છે પણ સાંચીનો મૂળ સ્તૂપ જેમ પ્રિયદર્શીની પૂર્વેની કૃતિ મનાય છે તેમ હવે ભારહૂતના સ્તૂપ સંબંધમાં પણ એવોજ અભિપ્રાય દર્શાવવામાં આવે છે—

These ( Bharhut ) topes must be relegated to a post Asokan time B M. Barua

Report of the Fourth Oriental Conference p 690

—એ પરથી એમ માનવાને કારણ રહે છે કે સાંચીની જેમ ભારહૂતનો પણ મૂળ સ્તૂપ તો ભગવાન મહાવીરના સમયમાં જ બંધાયો હશે પણ પ્રિયદર્શી ( સંપ્રતિ )એ તેને સાંચીની જેમ જ ભવ્ય બનાવીને, સ્થંભો–કઠેરાઓ આદિ ઉમેરીને તેની શોભા વધારી હશે

ભારહૂતનાં પ્રાચીન ઐતિહાસિક દશ્યોમાં મુખ્ય બે છે. એક નૃપતિ અજાતશત્રુ ભગવાનને વાંદે છે તે અને બીજું કોશલપતિ પ્રસેનજીત ભગવાનને વાંદવાને જાય છે તે. પહેલાં દશ્યની નીચે अजातशत्रु भगवतो वंदते એવો લેખ છે, અને બીજાની નીચે राज पसेनजी कोसलो એવો લેખ છે.

રાજા અજાતશત્રુ અને પ્રસેનજીત જૈન શાસ્ત્રાનુસાર તો જૈન હતા જ પરંતુ બૌદ્ધ શાસ્ત્રો પણ તેમને જૈન તરીકે જ ઓળખાવે છે. महावंश, दीपवंश આદિ બૌદ્ધ ગ્રન્થો અજાતશત્રુ, ઉદયન આદિ શ્રેણિકના વંશજોને પિતૃઘાતક બિરુદ આપી તેમના પ્રત્યે બેહદ તિરસ્કાર દર્શાવે છે, એટલુંજ નહિ પણ અજાતશત્રુ પર તો બૌદ્ધ શાસ્ત્રો તેણે ભગવાન મહાવીરની સાથે મળીને ભગવાન બુદ્ધના ઘાતનો પ્રયત્ન કર્યો હતો એવો આરોપ મૂકે છે. આ સંયોગોમાં અજાતશત્રુને બૌદ્ધ શી રીતે ગણવામાં આવે છે તે નથી સમજાતું.

કોસલપતિ પ્રસેનજીત સંબંધમાં જૈન શાસ્ત્રોમાં જો કે વિસ્તૃત હકીકત નથી મળતી, છતાં ભગવાન મહાવીરસ્વામી જ્યારે પાવાપુરીમાં નિર્વાણ પામ્યા ત્યારે દીપોત્સવી પર્વની શરૂઆત કરનાર નૃપતિઓમાં કોશલપતિનું નામ મળે છે[૧૪૦] તે પરથી પ્રસેનજીતને જૈન માનવાને પૂરતું કારણ રહે છે.

આ રીતે ભારહૂતના બે ઐતિહાસિક લેખો તો તે અવશેષોને બૌદ્ધ ધર્મ સાથે સાંકળવાને બદલે ઊલટા તેમને જૈન ધર્મ સાથે સાંકળવામાં મદદગાર બને છે.

ભારહૂતના તોરણદ્વાર પર ધનભૂતિ નામે રાજકુમારનો નિમ્નોક્ત પ્રશસ્તિલેખ મળી આવે છે—

सुगानाम् राजे राञो गागीपुतस वीसदेवस
पौतेन गोतीपुतस अगराजस पुतेण
वाच्छीपुतेन धनभुतिन कारितम् तोरणम्
शिला कम्मत च उपन्न

'શુંગોના શાસનકાળમાં ગાર્ગીપુત્ર (માતૃપક્ષે) નૃપતિ વીસદેવના પૌત્ર ને ગૌતમીપુત્ર (માતૃપક્ષે) નૃપતિ અગ્રરાજના પુત્ર એવા વાચ્છીપુત્ર (માતૃપક્ષે) (વાશિષ્ઠિ પુત્ર ?) ધનભુતિએ શિલા તોરણાદિ બનાવરાવેલ છે.

ધનભુતિનો ઐતિહાસિક પરિચય આપવાનું મુશ્કેલ છે, છતાં ગોત્રોને જો પ્રમાણ તરીકે લેખીએ તો ગાર્ગી ગોત્ર એ બ્રાહ્મણ ગોત્ર છે, ગૌતમગોત્ર એ પણ બ્રાહ્મણ ગોત્ર છે પણ તે ગોત્રના ગૌતમ, અગ્નિભૂતિ, વાયુભૂતિ અંકપિત આદિ નરપુંગવોએ જૈન ધર્મ અપનાવ્યો હતો. ને વાચ્છાગોત્રનો નિર્દેશ સાંચીના જૈન અવશેષ લેખોમાં મળી આવે છે એટલુંજ નહિ પણ પંદરમી સદીમાં ઇડરમાં વાચ્છાગોત્રના વણિકે લખાવરાવેલા ધર્મગ્રન્થની પ્રશસ્તિ પરથી તે ગોત્ર જૈનોમાં પંદરમી સદી લગી પ્રચારમાં હોવાનું પ્રમાણ સાંપડી રહે છે.

સાંચી, અમરાવતી અને ગાંધારના એક સ્તૂપ પર ગર્ભપ્રવેશનું જેવું દશ્ય છે એવુંજ અહીં ભારહૂતમાં છે અને તેની પર भगवतो रुकदन्ति (दन्त) એવો લેખ છે. જનરલ કનીંગહામ આ દશ્યને ભગવાન બુદ્ધના ગર્ભપ્રવેશ સાથે સાંકળે છે છતાં તેઓ પણ એટલું તો કબૂલે જ છે[૧૪૧] કે આ દશ્ય શાસ્ત્રવર્ણનની દષ્ટિએ વિચારતાં મહાવીર પ્રભુના ગર્ભપ્રવેશ સાથે વધારે મળતું આવે છે. કારણ કે બુદ્ધના ગર્ભપ્રવેશ પ્રસંગે તેમની માતા માયાદેવીએ જે સ્વપ્ન—

---

(૧૪૦) नव मल्लैइ नव लेच्छइ कासी कोसलगा अट्ठारसवि गणरायाओ । भगवतीसूत्र-२००

(૧૪૧) In corroboration of this reading, I may quote the parallel account of the Jains of the first object seen by queen Trisala in her dream. This is described as an "elephant with four tusks, looking like radiant drops of dew, or a heap of pearls, or the sea of milk, possessing a radiance like the moon, huge as the silvery mountain Vaitadhya, while from his temples oozed out the sweet liquid that attracts the swarms of bees. Such was the incomparably stately elephant, equal to Airavat himself, which queen Trisala saw while uttering a fine deep sound, with his trunk filled with water, like thunder. Stupa of Bharhut. p. 83-84

નિહાળ્યું તેમાના હાથીને છ દંતુશળ હતા અને તેની સૂંઢમા કમળ હતું જ્યારે આ હાથીને બે જ દંતુશળ છે અને સૂંઢમા કમળ પણ નથી, તેમજ હાથીને ગર્જતો દર્શાવવામા આવ્યો છે, જે સંયોગ બુદ્ધ કરતા મહાવીરના ગર્ભપ્રવેશ સાથે વધારે મળતો આવે છે

નામાંકિત બૌદ્ધ પ્રવાસીઓ ફાહિયાન તેમજ હુએન્સાંગ હિંદમા પથરાયલા બૌદ્ધ સ્તૂપો, વિહારો, ચૈત્યો, મઠો, સ્થંભો ને અન્ય સ્મરણ–ચિન્હોની અતિરેક ભરી નોંધ લે છે, છતા એમાથી એક પણ યાત્રિકે સાંચીની જેમ ભારહૂતનો પણ બૌદ્ધ સ્તૂપ તરીકે નિર્દેશ નથી કર્યો, તે પરથી એમ માનવાને કારણ રહે છે કે સાતમી સદી લગી તો એ બંને સ્તૂપો વિશુદ્ધ રૂપમા પૂર્ણત જૈન હતા, પણ પાછળથી અંધાધૂંધી તેમજ બૌદ્ધોના પુનરોદયના યુગમા સાંચી અને ભારહૂતમા પણ બૌદ્ધ ચિન્હાદિ ઉમેરી દેવાયા હશે. અને આપણે ઉપર જણાવી ગયા તેમ અમરાવતી, પહાડપુર, નંદનગઢ, મથુરા, માણિક્યાલ અને સાંચી સમા ભવ્ય સ્તૂપો જ્યારે જૈન ધર્મના દ્યોતક છે ત્યારે તે બધાની જોડમા ઊભો રહેતો અને દશ્યોમા અનેક પ્રકારની સમાનતા ધરાવતો ભારહૂતનો સ્તૂપ પણ જૈન ધર્મ સાથે સંકળાયલ હોય એમા સંશય લાવવાને કોઇ કારણ નથી રહેતું.

**સ્થંભો**

સ્થંભો પ્રિયદર્શીએ કયા કયા અને કેમ ઊભા કરાવ્યા છે તથા તેના પર કઇ કઈ ધર્મલિપિઓ કોતરાવલી છે તે આપણે બીજા ખંડના તૃતીય પરિચ્છેદમા વિચારી ગયા છીએ તે પછી સાંચીનો સ્થંભ તેમજ તેના પર કોતરાયલા લેખનું નવીન વાચન આપણે આ જ પરિચ્છેદમા નિહાળી ગયા હવે સ્થાપત્ય તેમજ સ્થંભોના સ્વરૂપ અને તેના પરની આકૃતિઓના આધારે ઉદ્‌ભવતા સૂચનો તથા પરદેશી પ્રવાસીઓની નોંધો પર ઊડતો દૃષ્ટિપાત કરી લઇએ.

વિદ્વાનોએ આજલગીમા પ્રિયદર્શીના નામે કુલ ચૌદ સ્થંભો ચડાવ્યા છે તેમાથી પહેલા છ–જેમના પર મુખ્ય સ્થંભલેખો કોતરાયા છે તે–દિલ્હી–ટોપ્રા, દિલ્હી–મિરત, લૌરિય–અરરાજ, લૌરિય–નંદનગઢ, રામપુર્વા ને અલ્હાબાદ–કૌશામ્બીના નામે મશહૂર બનેલા છે ચાર–જેમના પર ગૌણ સ્થંભલેખો કોતરાયા છે તે–સાંચી, સારનાથ, રૂમ્મિન–દેઈ ને નિગ્લીવના નામે જાણીતા છે અને રામપુર્વા, બખરા, સંકીસા ને કોસામના નામે ઓળખાતા ચાર સ્થંભો પર એકે લેખ મળી આવેલ નથી, પણ તેમના ભવ્ય ઘડતર તેમજ પ્રિયદર્શીના અન્ય સ્થંભો સાથેના મળતાવડાપણાના કારણે તે પ્રિયદર્શીના નામે ચડાવાય છે

આ ચૌદ ઉપરાંત બીજા પણ કેટલાક સ્થંભો પ્રિયદર્શિને આભારી હોવાનો સંભવ છે દા. ત. સાંચીમા એક લેખયુક્ત સ્થંભને જ પ્રિયદર્શીના નામે ચડાવાયલ છે પણ તે લેખયુક્ત સ્થંભ ઉપરાંત બીજા પણ ત્યા સંખ્યાબંધ પ્રાચીન સ્થંભો ઊભેલા છે અને તેમાના ઘણાખરા પ્રિયદર્શીએ જ ઊભા કરાવેલ હોવાનો સંભવ છે એમાના એક સ્થંભ પર તો ગૌતમસ્વામીની મૂર્તિ પણ નજરે ચડે છે [૧૪૨] એ જ રીતે ભારહૂત સ્તૂપની નજીકના સ્થંભોમાના કેટલાક પણ પ્રિયદર્શીના

---

(૧૪૨) જનરલ કની ગહામે આ મૂર્તિ અશોકની હોવાની કલ્પના કરેલ છે [ Cunningham had noticed forty of such pillars at Sanchi But the best of these was that crowned by a human figure one of the finest specimens of sculpture, supposed by Cunningham to be the figure of Asoka himself I —ASOKA by R. Mookerji p. 90 f n. ] પણ એ મૂર્તિના મસ્તકની પાછળ કેવળજ્ઞાન પ્રતીક સમુ પ્રભાચક્ર (આભામંડલ) કોતરાયનું હોઇ તે મૂર્તિ કોઈ નૃપતિની હોવાનો સંભવ નથી બીજી બાજુ ભગવાન મહાવીરસ્વામીના નિર્વાણ પછી તેમના મુખ્ય ગણધર શ્રી ઇન્દ્રભૂતિ ગૌતમને આ સ્થળે કેવળજ્ઞાન ઉપજ્યું હતુ એટલે સંભવિત છે કે પ્રિયદર્શીએ તે પ્રસંગના સ્મારક તરીકે સાંચીમના સર્વોત્તમ સ્થંભ પર તેમની આકૃતિ કોતરાવી હોય, આ મૂર્તિ ઓસીઆના જૈન મંદિરમાંની ગૌતમસ્વામીની પ્રતિમા સાથે મળતી આવે છે તે જોતાં તે ગૌતમસ્વામીની હોવાનો પૂરતો સંભવ રહે છે [ જુઓ સન્મતિ અધ્યાત્મ ચિત્ર ]

હોવાનો પૂરતો સંભવ છે.

પ્રિયદર્શીના સ્થંભોની સરેરાશ ઊંચાઇ ૫૦ ફીટ છે, સરેરાશ ઘેરાવો-૫૦ ઇંચ છે અને સરેરાશ વજન ૫૦ ટન છે. લૌરિય–નંદનગઢનો સ્થંભ કે જે મૂળ રૂપમાં જળવાઇ રહ્યો છે તેના મૂળમાં ખોદકામ કરતાં જણાઇ આવ્યું છે કે-પ્રિયદર્શીના સ્થંભો સરેરાશ ¼ ભાગ જમીનની અંદર અને ¾ જમીનની ઉપર એ રૂપમાં ઊભા કરાયલા. સ્થંભને દશ ફૂટ જેટલો જમીનની અંદર રાખવા છતાં તેની નીચે પણ પાયામાં પત્થરના ભવ્ય ચોરસા પથરાયલા છે. સ્થંભોના મૂળમાંથી મૌર્ય સમ્રાટના પ્રતીક સમી મોરની આકૃતિ મળી આવે છે.[૧૪૩]

આ બધા સ્થંભોના મથાળે આકૃતિઓ બેસાડવામાં આવેલી છે. તેમાં મોટા ભાગે તો સિંહની આકૃતિઓ જ નજરે ચડે છે છતાં રામપૂર્વાના વણકોતરાયલા સ્થંભ પર વૃષભ, સંકીસાના વણકોતરાયલા સ્થંભ પર હસ્તિ અને સારનાથના સ્થંભને મથાળે સિંહની આકૃતિઓ છતાં તેની અધવચમાં વૃષભ, હસ્તિ, અશ્વ અને સિંહની આકૃતિઓ છે. મી. રામપ્રસાદ ચંદાના કથન અનુસાર પણ આ આકૃતિઓને બૌધ્ધ ધર્મ સાથે કોઈ સંબંધ નથી,[૧૪૪] જ્યારે જૈન દૃષ્ટિએ તે સંપૂર્ણ સુસંગત છે.

આપણે ઉપર પુરવાર કરી ગયા તે પ્રમાણે સાંચી એ ભગવાન મહાવીરસ્વામીની નિર્વાણભૂમિ છે અને ત્યાં જે સંખ્યાબંધ સ્થંભો મળી આવે છે તેના પર એકેક અથવા ચારચાર સિંહની આકૃતિઓ મુકાયલી નજરે ચડે છે. એ જ રીતે ભગવાન મહાવીરસ્વામીની જન્મભૂમિ ક્ષત્રિયકુંડમાં ઊભા કરાયલા બખરા, વૈશાલી અથવા કોલુહા સ્થંભ પર પણ સિંહની આકૃતિ બેસાડવામાં આવેલી છે. એ જ રીતે ભગવાન મહાવીરસ્વામીની મહત્ત્વની જીવનસ્મૃતિઓ સાથે પણ બીજાં જે જે સ્થાન સંકળાયલાં છે અને જે સ્થાનકો પર પ્રિયદર્શીએ લૌરીય–અરરાજ, લૌરીય–નંદનગઢ, રામપૂર્વા ને અલ્હાબાદ–કોશાંબીના સ્થંભો ઊભા કરાવેલા છે તેના પર પણ સિંહની આકૃતિઓ બેસાડવામાં આવેલી છે. અને સિંહ એ ભગવાન મહાવીરસ્વામીનું લંછન છે એ તો જગજાણીતી વાત છે.

જ્યાં સારનાથનો સ્થંભ ઊભો કરાયલો છે તેની નજીકમાં સાતમા જૈન તીર્થંકર શ્રી સુપાર્શ્વનાથ, આઠમા શ્રી ચંદ્રપ્રભુ, અગ્યારમા શ્રી શ્રેયાંસનાથ ને ત્રેવીશમા શ્રી પાર્શ્વનાથની જન્મભૂમિઓ આવેલી હતી. તે સ્થંભ પર ચારે કોર સિંહની આકૃતિઓ બેસાડવામાં આવેલી છે, જે તે પ્રદેશમાં ભગવાન મહાવીરસ્વામીને નડેલા ઉપસર્ગોની સૂચક છે. સ્થંભની અધવચમાં ચારે દિશાએ અનુક્રમે વૃષભ, હસ્તિ, અશ્વ ને સિંહની આકૃતિઓ શોભે છે જે અનુક્રમે પહેલા જૈન તીર્થંકર શ્રી ઋષભદેવ, બીજા શ્રી અજીતનાથ, ત્રીજા શ્રી સંભવનાથ અને ચોવીશમા શ્રી મહાવીરસ્વામીનાં લંછનો છે.

આ પરિચ્છેદની શરૂઆતમાં આપણે જોઇ ગયા તે પ્રમાણે ધર્મસ્મારકો તરીકે સ્થંભોનું નિર્માણ જૈન દર્શનને જ આભારી છે, અને બૌદ્ધ ધર્મ સાથે તેને કશો જ સંબંધ નથી. છતાં બુધ્ધના નિર્વાણ પછી, સંભવિત છે કે, બૌદ્ધોએ પણ જૈન દર્શનનું અનુકરણ કરીને બૌદ્ધ સ્મારકો તરીકે નાના સ્થંભો ઊભા કરવા માંડ્યા હોય. અને સમય જતાં કદાચ મોટા સ્થંભોની કલા પણ તેમણે હસ્તસાધ્ય કરી હોય. પણ પ્રિયદર્શીના નામે ચડાવાયલા સ્થંભો તો કોઈ પણ સંયોગોમાં બૌદ્ધ દર્શનના દ્યોતક નથી. કેમકે તે સ્થંભોનું સ્થાપત્ય તેમજ પ્રમાણ જૈન સ્મારક–સ્થંભોના પ્રચલિત સ્વરૂપ સાથે સંપૂર્ણ સુમેળ ધરાવે છે, જ્યારે બૌદ્ધ સ્થંભો સાથે તે વિરોધાભાસ ધરાવે છે એટલું જ નહિ પણ વિખ્યાત ચીની મુસાફરો ફાહિયાન અને હ્યુએન્સાંગના વૃત્તાંત

---

(૧૪૩) A little further down was discovered the figure of a peacock, 4 inches in length, which is no doubt symbolical of the Mayura ensign of the so called imperial house of the Moriyas or Mauryas. ASOKA R. Mookerji–92

(૧૪૪) The civilization of the East. p. 88

સાથે પણ તે જરા પણ મેળ ખાતું નથી

આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે આજે ચૌદ સ્થંભો તો સત્તાવાર રીતે પ્રિયદર્શીના નામે ચડાવાઈ ચૂકયા છે તેમાના લૌરિય

**બૌદ્ધ યાત્રિકોની નોંધો સાથેની અસંગતિ**

–અરરાજ, લૌરિય–નંદનગઢ, રામપુર્વો(૨) ને બખરા એ પાંચ સ્થંભો ઉત્તર–બિહારમા ચંપારણ્યમા ઊભા કરાયલા છે અલ્હાબાદ–કૌશાંબી અને કોસામ એ બે સ્થંભો કૌશાંબીની નજીક ઊભા કરાવેલા રૂમ્મિન્ડેઈ અને નિગ્લીવ એ બે સ્થંભો નેપાળની તરાઈમા ખડા થયેલા છે દિલ્હી–ટોપ્રા સ્થંભ ખીઝરાબાદ પ્રાંતમાના ટોપ્રા ગામમા અને દિલ્હી–મિરત સ્થંભ સંયુક્ત પ્રાંતમાના મિરત નગરમા ઊભો કરાયલ તથા સાંચી–સ્થંભ ભોપાળ રાજ્યમા સાંચીના સ્તૂપ નજીક, સારનાથ–સ્થંભ બનારસની પાસે ને સંકીસા–સ્થંભ દક્ષિણ–બિહારમા ઊભા કરાયલા છે રચના તેમજ સ્થાપત્યની દૃષ્ટિએ પ્રિયદર્શીના સ્થંભોનું આ સ્વરૂપ બૌદ્ધ દર્શન સાથે કેટલું અસંગત અને જૈન દર્શન સાથે કેટલું સુસંગત છે તે આપણે વિચારી ગયા છીએ હવે ફાહિયાન તેમજ હ્યુએન્સાંગ સમા બૌદ્ધ યાત્રિકોના વૃત્તાંત ઉપરોક્ત સ્વરૂપ સાથે કેટલા અસંગત છે તે આપણે વિચારી જઈએ

બૌદ્ધ સાહિત્યમા અશોકે ૮૪૦૦૦ બૌદ્ધ વિહારો બંધાવ્યા હોવાનું વર્ણન મળી આવે છે પરંતુ તેણે સ્થંભો ઊભા કરાવ્યા હોવાનો નિર્દેશ કયાંય પણ નથી મળતો પરંતુ પાછળથી હિંદની મુસાફરીએ આવેલા બૌદ્ધ યાત્રિક ફાહિયાને પોતાના યાત્રાવર્ણનમા ૭ સ્થંભો અશોકના નામે ચડાવ્યા છે અને તેની પછી આવેલા બીજા મુસાફર હ્યુએન્સાંગે પંદર સ્થંભો અશોકના નામે વર્ણવ્યા છે તે પરથી અશોક અને પ્રિયદર્શીને એક માનતા વિદ્વાનોએ આજે મળી આવતા પ્રિયદર્શીના સ્થંભોને ફાહિયાન–હ્યુએન્સાંગે વર્ણવેલા અશોકના સ્થંભો સાથે સાંકળવાનો પ્રયત્ન કર્યો છે પણ તે પ્રયત્ન કેટલો નિષ્ફળ ગયો છે તે નિમ્નોક્ત હકીકત પરથી જણાઈ આવશે.

ચૌદ સ્થંભો તો સત્તાવાર રીતે સમ્રાટ પ્રિયદર્શીના નામે ચડાવાઈ ચૂકયાનું આપણે ઉપર જાણી ગયા છીએ તે ઉપરાંત સાંચીના સંખ્યાબંધ સ્થંભો, ભારહૂત–સ્થંભ, બનારસની નજીકનો લાટ–ભૈરવ સ્થંભ તક્ષશિલા–સ્થંભ, ગાઝીપુર–સ્થંભ, બકોર–સ્થંભ, ઉદયગિરિ–સ્થંભ આદિ મૌર્યકાલીન સ્થંભોમાના[૧૪૫] જૈન ધર્મ અને જૈન તીર્થભૂમિઓ સાથે સંકળાયલા ઘણાખરા સ્થંભો પ્રિયદર્શીના જ હોવાનો સંભવ છે આ રીતે આજે પણ પ્રિયદર્શીના સંખ્યાબંધ સ્થંભો મળી આવે છે તે જોતા મુસ્લિમ–આક્રમણની પૂર્વે આવેલા બૌદ્ધ યાત્રિકોના સમયમા તો તે આજ કરતા પણ વિશેષ હોવાનો સંભવ સ્વાભાવિક મનાય. પણ પાંચમી સદીમા યાત્રાએ આવેલો ફાહિયાન અશોકના નામે ૭ સ્થંભો નોંધે છે અને સાતમી સદીમા આવેલો હ્યુએન્સાંગ પંદર સ્થંભો નોંધે છે, અને એ નોંધો આજે મળતા પ્રિયદર્શીના સ્થંભો સાથે જરા પણ મળતી આવતી નથી છતા આશ્ચર્ય છે કે વિદ્વાનો અશોક અને પ્રિયદર્શીને એક ધારી લે છે

ફાહિયાને નીચે પ્રમાણે ૭ સ્થંભો નિહાળેલા—

(૧–૨) શ્રાવસ્તિના જેતવન વિહારના દ્વારની બંને બાજુ પર એકેક પહેલા પર ધર્મચક્ર ને બીજા પર વૃષભની આકૃતિ બંને સિત્તેર સિત્તેર ફૂટની ઊંચાઈ ધરાવતા.

(૩) સંકાશ્યમા એંશી ફીટ ઊંચો સ્થંભ. મથાળે સિંહની આકૃતિ ને ચારે બાજુ ચમકતી બુદ્ધની

(૧૪૫) the pillar discovered by Cunningham at Bakror near Bodhi Gaya Cunningham saw *two other similar and uninscribed pillars, one* at Taxila and the other with an eight-lion capital " at Latiya near Ghazipur while he also saw the capitals of six other large pillars still lying at Sankisa, Bhilsa, Sanchi & Udayagiri " (near Bhuvanesvara Orissa) (*Corpus p. 3*)

Asoka.

પ્રતિમાઓ.

(૪) કુશીનગરથી વૈશાલી જતાં માર્ગમાં. તેના પર ફાહિયાનના જણાવ્યા પ્રમાણે, ' ભગવાન બુધ્ધે પોતાના પરિનિર્વાણ ( મૃત્યુ )ના પ્રસંગે તેમની પાછળ મરવાને તૈયાર બનેલા લિચ્છવીઓને પાછા ફરવાની શિખામણ આપેલી ' તે પ્રસંગને વર્ણવતો લેખ હતો.

(૫) પાટલીપુત્રમાં પચીશ ફીટના ઘેરાવાવાળો ને પચાશ ફીટની ઊંચાઈ ધરાવતો સ્થંભ. તેના પર, ' અશોકે બૌદ્ધ ભિક્ષુકોને અખિલ જંબૂદ્વીપ ભેટ આપી દીધેલો ને પછી તે દ્રવ્ય આપીને છોડાવ્યો; તે પ્રમાણે તેણે ત્રણ વખત કર્યું. ' તે પ્રસંગને લગતો લેખ હતો.

(૬) પાટલીપુત્રની નજીકમાં ત્રીશ ફીટ ઉપરાંતની ઊંચાઇ ધરાવતો અને ટોચ પર સિંહાકૃતિવાળો સ્થંભ.

આમાંનો એક પણ સ્થંભ સ્થાપત્ય, લેખ, ઘેરાવો, સ્થાન કે ઊંચાઇની દૃષ્ટિએ આજે મળી આવતા પ્રિયદર્શીના સ્થંભો સાથે મેળ ધરાવતો નથી તે વાચક જાતે પણ પ્રિયદર્શીના સ્થંભોના વર્ણન સાથે ફાહિયાનના આ વર્ણનની સરખામણી કરીને જોઇ શકે તેમ છે.

હુએન્સાંગે વર્ણવેલા પંદર સ્થંભોમાંથી કેટલાક ફાહિયાનના ઉપરોક્ત વર્ણન સાથે મેળ ધરાવે છે પણ આજે મળી આવતા પ્રિયદર્શીના સ્થંભો સાથે તો તેમાંથી પણ એકેનો મેળ બેસતો નથી.

હુએન્સાંગે નીચે પ્રમાણે પંદર સ્થંભો નિહાળેલા—

(૧–૨) શ્રાવસ્તિના જેતવન વિહારના પૂર્વદ્વારની બંને બાજુ પર એકેક. પહેલા પર ધર્મચક્ર ને બીજા પર ઋષભની આકૃતિ. બંને સિત્તેર સિત્તેર ફીટની ઊંચાઇ ધરાવતા.

(૩) સંકાશ્યમાં. મથાળે સિંહની આકૃતિ ને ચારે બાજુ ધસાયલી પ્રતિમાઓ.

(૪) પાટલીપુત્રમાં. ત્રીશ ફીટ ઉપરાંતની ઊંચાઇનો. તેના પર 'અશોકે બૌધ્ધ ભિક્ષુકોને અખિલ જંબૂદ્વીપ ભેટ આપી દીધેલો ને પછી તે દ્રવ્ય આપીને છોડાવ્યો; તે પ્રમાણે તેણે ત્રણ વખત કર્યું. ' તે પ્રસંગને લગતો ઘસાયલો લેખ હતો.

(૫) પાટલીપુત્રમાં. કેટલાક દશક ફીટની ઊંચાઇનો. અશોકના નર્કાગારના સ્થળે ઊભો કરાયલો.

(૬) રાજગૃહીમાં. પચાશ ફીટની ઊંચાઇનો, મથાળે હસ્તિની આકૃતિ ધરાવતો લેખયુક્ત સ્થંભ.

(૭) કપીલવસ્તુની નજીકમાં ત્રીશ ફીટ ઉપરાંતની ઊંચાઇનો સ્થંભ. આ સ્થંભ પ્રાચીન બુધ્ધ કકુછંદના સ્મરણમાં ઊભો કરાયલો. તેના મથાળે સિંહની આકૃતિ હતી અને આજુબાજુ કકુછંદ બુધ્ધના મરણની હકીકત હતી.

(૮) કપીલવસ્તુની નજીકમાં પ્રાચીન બુધ્ધ કનકમુનિના સ્મરણમાં ઊભો કરાયલો. તેના મથાળે સિંહની આકૃતિ હતી અને આજુબાજુ કનકમુનિ બુધ્ધના મરણની હકીકત હતી.

(૯) લુંબિનીવનમાં. મથાળે અશ્વની આકૃતિ હતી પણ તે વીજળી પડવાથી મધ્યમાં ખંડિત બનેલી.

(૧૦) કુશીનારમાં, બુધ્ધના મરણની હકીકત વર્ણવતા લેખવાળો સ્થંભ.

(૧૧) કુશીનારમાં, બુધ્ધના અવશેષો આઠ જાતિમાં વ્હેંચી દેવાયા તે હકીકત વર્ણવતા લેખવાળો સ્થંભ.

(૧૨) સારનાથ જતાં માર્ગમાં ચકમકતો સ્થંભ.

(૧૩) સારનાથમાં સિત્તેર ફીટ ઉપરાંતની ઊંચાઇનો સ્થંભ.

(૧૪) વૈશાલીની નજીક મથાળે સિંહની આકૃતિવાળો સ્થંભ. તેના પર ' બુધ્ધે કેટલાક માનવભક્ષક જંગલીઓને કેવી રીતે સુધાર્યા હતા ' તે પ્રસંગને વર્ણવતો લેખ હતો.

(૧૫) વૈશાલી નજીક પચાસ ફીટની ઊંચાઇનો સિંહાકૃતિવાળો અને કંઇપણ લેખ વિનાનો સ્થંભ.

ઉપર નિર્દેશાયલા[૧૪૬] પંદર સ્થંભોમાંથી એક પણ સ્થંભ પ્રિયદર્શીના વર્તમાન સ્થંભો સાથે મેળ

---

(૧૪૬) ફાહિયાન તેમજ હુએન્સાંગનાં આ સ્થંભ-વર્ણનોનાં મૂળ પ્રમાણો માટે જુઓ Records of the Western World —Watters; Legge's translation તેમજ Classical Literature of the world.

ખાતો નથી છતાં કેટલાક વિદ્વાનો તેમાંના પાંચેક સ્થંભોને પ્રિયદર્શીના વર્તમાન સ્થંભો સાથે બંધબેસતા કરવાનો પ્રયત્ન કરે છે, તે પ્રયત્ન કેટલો લૂલો છે તે વિચારી જઈએ

કનીંગહામે ફાહિયાન અને હ્યુએન્સાંગ બંનેએ સંકાશ્યમાં નિહાળેલા, મથાળે સિંહાકૃતિ અને આસપાસ બુદ્ધની પ્રતિમાઓ ધરાવતા, સ્થંભને આજે સંકીશામાં મળી આવતા પ્રિયદર્શીના સ્થંભ સાથે સરખાવવાનો પ્રયત્ન કર્યો છે પણ સંકીશા-સ્થંભ પર તો મથાળે હાથીની આકૃતિ છે અને તેના પર બુદ્ધપ્રતિમાઓનું નામનિશાન પણ નથી વીન્સેન્ટ સ્મીથ પણ કનીંગહામની આ સરખામણીને ભૂલભરેલી જણાવે છે.[૧૪૭]

કેટલાક વિદ્વાનો હ્યુએન્સાંગે કપીલવસ્તુની નજીક નિહાળેલા કનકમુનિ બુદ્ધના સ્થંભને પ્રિયદર્શીના નિગ્લીવ સ્થંભ સાથે સરખાવે છે, પરંતુ નિગ્લીવ-સ્થંભ પર કશી આકૃતિ નથી, જ્યારે કનકમુનિ સ્મારક-સ્થંભ પર હ્યુએન્સાંગે સિંહની આકૃતિ નિહાળેલી. તે ઉપરાંત હ્યુએન્સાંગના જણાવવા પ્રમાણે તે સ્થંભ પર કનકમુનિના મૃત્યુને લગતો લેખ હતો, જ્યારે પ્રિયદર્શીના નિગ્લીવ-સ્થંભ પર તો તેણે કોનાકમનના સ્તૂપને બીજી વખત વિસ્તારેલ હોવાનોજ નિર્દેશ છે

હ્યુએન્સાંગે નિહાળેલા લુમ્બિનીવન-સ્થંભને કેટલાક વિદ્વાનો પ્રિયદર્શીના રૂમ્મિનદેઈ-સ્થંભ સાથે સરખાવે છે પણ લુમ્બિનીવન-સ્થંભ પર હ્યુએન્સાંગે અશ્વની આકૃતિ નિહાળેલી, જ્યારે રૂમ્મિન દેઈ-સ્થંભ પર તો સિંહની આકૃતિ છે, તેઉપરાંત હ્યુએન્સાંગે નિહાળેલા લુમ્બિનીવન-સ્થંભ પર લેખનું નામનિશાન નહોતું, જ્યારે રૂમ્મિનદેઈ સ્થંભ પર તો સ્પષ્ટ લેખ છે

હ્યુએન્સાંગે નિહાળેલા સારનાથ-સ્થંભને કેટલાક વિદ્વાનો પ્રિયદર્શીના સારનાથ-સ્થંભ સાથે સરખાવે છે પણ હ્યુએન્સાંગે નિહાળેલા સારનાથ સ્થંભની ઊંચાઈ સિત્તેર ફીટ કરતા પણ વધારે હતી, જ્યારે પ્રિયદર્શીના સારનાથ સ્થંભની ઊંચાઈ તો ૩૭ ફીટ છે[૧૪૮]

હ્યુએન્સાંગે વૈશાલીમાં નિહાળેલા ૫૦ ફીટની ઊંચાઈવાળા સિંહાકૃતિવાળા સ્થંભને કેટલાક વિદ્વાનો પ્રિયદર્શીના બખરા (વૈશાલી-કોલુહા)-સ્થંભ સાથે સરખાવે છે આ સરખામણી સામે બીજો ખાસ વાંધો કશો નથી, પણ તે સ્થંભ ભગવાન મહાવીરનાં જન્મ સ્થાનક પર ઊભેલો છે,[૧૪૯] જ્યારે બૌદ્ધ દર્શનને તે સ્થાન સાથે કશો સંબંધ નથી. એટલે એમ માનવાને કારણ રહે છે કે આ સ્થંભ ભગવાન મહાવીરના જન્મસ્થાન પર ઊભો તો સમ્રાટ પ્રિયદર્શીને કરાવરાવેલો હશે, પણ હ્યુએન્સાંગે લેખના અભાવે તે સ્થંભને અશોકનો કલ્પી લીધો હશે

હ્યુએન્સાંગે ઉપરોક્ત પાંચ સ્થંભો ઉપરાંત બુદ્ધગયાની ઉત્તરપૂર્વે બે ભિન્ન સ્થંભો પણ નીરખેલા[૧૫૦] તેમાથી એક જ્યાં બુદ્ધ કાશ્યપ ધ્યાનમાં બેસતા તે સ્થાનકે ઊભો કરાયેલો અને બીજો સ્થંભ તીર્થિક (જૈન) દર્શન સાથે સંકળાયેલો હતો જૈન દર્શન સાથે સંકળાયેલો આ બીજો સ્થંભ પ્રિયદર્શીએ મગધમાં ઊભા કરાવરાવેલા સંખ્યાબંધ સ્થંભોમાંનો જ એક સ્થંભ હોવા સંભવ છે બહુધા તો તે પ્રિયદર્શીનો સંકીશા અથવા તો ઉદયગિરિ-સ્થંભ હોવાનો સંભવ છે.

આ રીતે ફાહિયાન અને હ્યુએન્સાંગ સમા બૌદ્ધ યાત્રિકોની નોંધો પણ પ્રિયદર્શીના સ્થંભોને અશોકના સ્થંભો સાથે સાંકળવાને બદલે તેની વિરુદ્ધના પ્રમાણો તરીકે ઊભી રહે છે

---

(૧૪૭) Watters II 338

(૧૪૮) *Asoka 85 I n. R Mookerji*

(૧૪૯) It is to be observed that this locality *was famous in those ancient times as the birth*-place of Vardhamana Mahavira the founder of Jainism ASR 1903-4 p 88

(૧૫૦) Before coming to Rajagriha, to the east of the Bodhi tree across the Nairanjana river Yuan Chwang had noticed two pillars, one '*erected where the Buddha Kasyapa had sat in* meditation, and the other associated with a Tirthika. Watters II 141



# દ્વિતીય પરિચ્છેદ

## સંપ્રતિએ ભરાવરાવેલ મૂર્તિઓ, ચણાવરાવેલ મંદિરો ને કોતરાવેલ વિરાટકાય મૂર્તિઓ

સાર—

ઉપરના પરિચ્છેદોમાં સમ્રાટ સંપ્રતિએ પ્રિયદર્શીના નામે જે કૃતિઓ સર્જાવી તેનો ઇતિહાસ આલેખાયો છે. પણ હવે આ પરિચ્છેદમાં તેણે સંપ્રતિ નામ નીચે જે કર્યું છે અને જેનો ઇતિહાસ પ્રાચીન-મધ્યકાલીન જૈન સાહિત્યમાં જળવાઈ રહ્યો છે તે મૂર્તિઓ તથા મંદિરો તેમજ તેણે કોતરાવરાવેલી વિરાટકાય મૂર્તિઓનો ઇતિહાસ આલેખવામાં આવેલ છે.

જૈન સાહિત્યના કથનાનુસાર સંપ્રતિએ સવા કરોડ જિનમૂર્તિઓ ભરાવરાવેલી છે, સવા લાખ નવાં જિનમંદિરો બનાવરાવ્યાં છે ને ૩૬૦૦૦ જિનમંદિરોનો જીર્ણોધ્ધાર કરાવ્યો છે. તે ઉપરાંત તેણે ગોમ્મટેશ્વર જેવી સંખ્યાબંધ પ્રચંડકાય વિરાટમૂર્તિઓ પણ કોતરાવરાવેલી છે. આ પરિચ્છેદમાં તે સર્વની પાછળની ભૂમિકા અને તેનો ઇતિહાસ આલેખીને આજે પણ સંપ્રતિની તે કૃતિઓમાંની કઇ કઇ, ક્યાં ક્યાં મળી આવે છે અને મધ્યયુગમાં કઇ કઇ, ક્યાં ક્યાં મળી આવતી હતી ઇત્યાદિ હકીકત વર્ણવવામાં આવી છે.

આ ગ્રંથના પ્રથમ ખંડમાં આપણે ઐતિહાસિક દૃષ્ટિએ સમ્રાટ સંપ્રતિ યાને પ્રિયદર્શીનું વ્યક્તિત્વ વિચારી ગયા. બીજા ખંડમાં આપણે તેની ધર્મ લિપિઓનું નિરીક્ષણ કર્યું અને ત્રીજા ખંડના પ્રથમ

**આ પરિચ્છેદનું ઐતિહાસિક લક્ષણ**

પરિચ્છેદમાં સ્તૂપો અને સ્થંભો સમી તેની વિશ્વવિખ્યાત અમર કૃતિઓ પર દૃષ્ટિપાત કરી ગયા તે બધા આલેખનમાં પ્રધાનપદે તો ઐતિહાસિક દૃષ્ટિબિન્દુ અને શિલાલેખીય પ્રમાણો જ રહેતા, પણ આ પરિચ્છેદમાં આપણે જે વિષયનું અવલોકન કરવાના છીએ તેમાં સાહિત્યિક અને ધાર્મિક પ્રમાણો જ પ્રધાનપદે રહેશે કેમકે જૈન સાહિત્યના કથનાનુસાર સંપ્રતિએ સવા કરોડ જિનમૂર્તિઓ ભરાવરાવેલી છે, સવા લાખ નવા જિનમંદિરો બંધાવ્યા છે ને ૩૬૦૦૦ જિનમંદિરોનો ઉદ્ધાર કરાવરાવ્યો છે છતાં તે યુગમાં મૂર્તિઓ પર શિલાલેખો કોતરાવવાની પ્રથા પડેલી ન હોઇને આજે ઉપરોક્ત વિધાનો સબંધમાં એકે શિલાલેખીય પ્રમાણ સાંપડતું નથી પણ એવું પ્રમાણ ન સાંપડે તેથી વિષયને પડતો તો ન જ મૂકી શકાય કેમકે સમ્રાટ સંપ્રતિ અને પ્રિયદર્શી એ એકજ વ્યક્તિ છે એમ પુરવાર કર્યા પછી સંપ્રતિના વ્યક્તિત્વના કોઇ પણ અંગને જો અછુતરયું રાખીએ તો એટલે દરજ્જે પ્રિયદર્શીનું વ્યક્તિત્વ પણ અધૂરું જ આલેખાયું લેખાય અને અનેક સાહિત્યકૃતિઓ જ્યાં એકમત થતી હોય ત્યાં ઐતિહાસિક દૃષ્ટિબિંદુ તેની અવગણના પણ નથી કરી શકતું સાથોસાથ આ પરિચ્છેદમાં આપણે શક્ય હશે ત્યાં શિલાલેખીય પ્રમાણોને પણ ઉપયોગમાં લઇશું એટલે આ પરિચ્છેદને પહેલેથી જ ઐતિહાસિક દૃષ્ટિએ જિનમહત્ત્વનો ન લેખી લેવો જોઇએ

પ્રિયદર્શીના ગૌણ શિલાલેખોમાં આલેખાયું છે કે– ' એ મુદ્દત દરમિયાન જંબૂદ્વીપમાં જે દેવો મિશ્ર થયા ન હતા તેમને મિશ્ર કરવામાં આવ્યા [ या इमाय कालाय जंबुदिपसि अमिसा देवा हुसु ते दानि मिसा कटा ]' પ્રિયદર્શીને બૌધ્ધ ધર્મી વનબી અશોક માનતા વિદ્વાનો આ વાક્યનો કશો જ અર્થ તારવી શકતા નહોતા. પણ પ્રિયદર્શી એટલે સંપ્રતિ એ મત જેમ જેમ દૃઢ થતો જાય છે તેમ તેમ ઉપરોક્ત વાક્ય સંપૂર્ણ સાર્થક બનતું જણાય છે

**શિલાલેખીય પ્રમાણ –**

સંપ્રતિએ આ વાક્યને અનુરૂપ અર્થમાં બે પ્રકારની પ્રવૃત્તિઓ કરેલી છે એક તો તેણે જંબૂદ્વીપમાં જે અનાર્યાદિ પ્રજાઓ દેવો (મુનિવરો)ના સંસર્ગથી રહિત હતી તેમને તેણે તેમના સંસર્ગવાળી બનાવી એટલે કે તેણે અખિલ પૃથ્વી પર મુનિવરોના વિહારની વ્યવસ્થા કરી અને બીજી એ કે જંબૂદ્વીપમાં જે પ્રજાઓ (દેવમૂર્તિઓ-મંદિરો)ના દર્શનથી રહિત રહેતી હતી તેમને તેણે દર્શનની સાનુકૂળતા કરી આપી એટલે કે પૃથ્વીને તેણે જિનચૈત્યોથી મંડિત કરી–જો ઉપરોક્ત વક્યનો આ બીજો અર્થ લઇએ તો સંપ્રતિએ 'અખિલ પૃથ્વીને–વૈતાઢ્ય પર્વત લગીના ભરતક્ષેત્રના ત્રણે ખંડને જિનચૈત્યોથી મંડિત કર્યા'[1]–એવા પ્રાચીન જૈન ધર્મ શાસ્ત્રોના મતને સંપ્રતિ પ્રિયદર્શીનું પોતાનું કોતરાવેલું શિલાલેખીય પ્રમાણ સાંપડી રહે છે

' કલ્પસૂત્ર'ની 'સુબોધિકા' ટીકામાં જણાવાયું છે કે– સંપ્રતિએ સવા લાખ નવા જિનમંદિર બંધાવરાવ્યા ને ૩૬૦૦૦નો જીર્ણોદ્ધાર કરાવ્યો તથા તેણે સવા કરોડ પત્થરના જિનબિંબ ભરાવરાવ્યા અને ૯૫૦૦૦ પિત્તળની જિનમૂર્તિઓ ભરાવરાવી[2]

---

(૧) आवैताढय प्रतापाढय स चकाराविकार धी ।
त्रिखंड भरतक्षत्रं जिनायतन मडितं ॥ ६६ सर्ग–११
परिशिष्ट पर्व

(२) अशोकश्रीसुत कुणालपुत्र सम्प्रतिनामाभूत् स च जातमात्र एव पितामहदत्तराज्यो रथयात्रा प्रवृत्त श्री आर्य सुहस्ति दर्शनाज्जातजातिस्मृतिः सपादलक्ष जिनालय सपादकोटि नवीन बिम्ब षट्त्रिंशत्सहस्र जीर्णोद्धार पञ्च नवति सहस्र पित्तलमय प्रतिमा अनेक शत सहस्र धर्मशाला-दिभिर्विभूषितां त्रिखण्डामपि महीमकरोत् ।
कल्प सुबोधिका १६१

'વીર વંશાવલી' ઉપરના વિધાન સાથે સહેજ મતભેદ દર્શાવતાં એમ જણાવે છે કે, 'સંપ્રતિએ સવા લાખ નૂતન જિનપ્રાસાદ બનાવરાવ્યા; સવા કરોડ જિનબિંબ ભરાવરાવ્યાં જેમાં ૯૫૦૦૦ ધાતૂની ( પિત્તળની ) પ્રતિમાઓ અને શેષ રાતા, પીળા, શ્વેત, શ્યામ આદિ રંગના પત્થરોની હતી; અને ૩૬૦૦૦ મંદિરોનો જીર્ણોધ્ધાર કરાવરાવ્યો.'[૩]

શ્રી શુભશીલગણિના અપ્રગટ 'કથાકોશ'નું વિધાન પણ 'વીરવંશાવલી'ના ઉપરોક્ત વિધાન સાથે જ લગભગ મળતું આવે છે. તેમાં જણાવાયું છે કે, 'સંપ્રતિ નૃપતિએ સવા કરોડ જિનબિંબ બનાવરાવ્યાં અને સવા લાખ જિન પ્રાસાદ બંધાવરાવ્યા. સિંધ દેશના મરોટ ગામમાં આજે પણ ( ઉપરોક્ત સવા કરોડ પ્રતિમાઓમાંની ) ૯૫૦૦૦ પિત્તળની પ્રતિમાઓ છે'[૪].

**મૂર્તિઓ અને મંદિર આદિની સંખ્યા**

'કલ્પ કિરણાવલી'માં પણ 'કલ્પ સુબોધિકા'ની જેમજ પત્થરનાં જિનબિંબોની સંખ્યા સવા કરોડ, ( તે ઉપરાંત ) પિત્તળનાં જિનબિંબોની સંખ્યા ૯૫૦૦૦ ને જીર્ણોધ્ધૃત મંદિરોની સંખ્યા ૩૬૦૦૦ આપવામાં આવી છે. પણ તેમાં નવાં જિનમંદિરોની સંખ્યા સવા લાખને બદલે સવા કરોડ નિર્દેશવામાં આવી છે[૫].

'ઉપદેશ તરંગિણી' માં જીર્ણોધ્ધારના પરિચ્છેદમાં દર્શાવવામાં આવ્યું છે કે– 'સંપ્રતિ રાજાએ ૩૬૦૦૦ જીર્ણ મંદિરોનો ઉધ્ધાર કરાવ્યો હતો'[૬].

કેટલાક અર્વાચીન ગ્રન્થોમાં સંપ્રતિ દ્વારા જીર્ણોધ્ધૃત મંદિરોની સંખ્યા ૮૯૦૦૦ ની પણ જણાવવામાં આવે છે[૭].

જીર્ણોધ્ધારના વિષયમાં, આ પાંચમા આરામાં શત્રુંજય મહાતીર્થનો પ્રથમ ઉધ્ધાર સંપ્રતિએ કરાવરાવેલો છે[૮] એ પણ નોંધપાત્ર છે.

આ પ્રમાણે જુદા જુદા નિર્દેશોનું સમગ્રાવલોકન કરતાં આપણને સંપ્રતિએ બનાવરાવેલાં નવાં જિનમંદિરોની ઓછામાં ઓછી સંખ્યા સવા લાખની મળે છે, ને વધુમાં વધુ સવા કરોડની મળે છે. તેને ભરાવરાવેલાં પત્થરનાં જિનબિંબોની ઓછામાં ઓછી સંખ્યા એક કરોડ ચોવીશલાખ પાંચ હજારની મળે છે, ને વધુમાં વધુ સવા કરોડની મળે છે. તેણે ભરાવરાવેલી પત્થરની જિનમૂર્તિઓની સંખ્યા એકમતે ૯૫૦૦૦ ની છે. ને તેણે જીર્ણોધ્ધૃત કરેલાં મંદિરોની ઓછામાં ઓછી સંખ્યા ૩૬૦૦૦ ની ને વધુમાં વધુ ૮૯૦૦૦ ની મળે છે.

આમાંથી નવા જિનમંદિરોના વિષયમાં સવા કરોડની સંખ્યા નોંધતો 'કલ્પ કિરણાવલી'નો ઉલ્લેખ લહીયાની યા સંપાદકની શરતચૂકને આભારી જણાય છે. તેના કારણ તરીકે એ સંખ્યા અસંભવિત છે એટલું જ નહિ પણ 'કલ્પ કિરણાવલી' ના આધારે જ રચાયલી 'કલ્પસુબોધિકા' તેમજ અન્ય ગ્રન્થોમાં એકમતે એ સંખ્યા સવા લાખની જણાવવામાં આવી છે.

---

(૩) जैन साहित्य संशोधक–खंड–१ अंक–३

(४) सप्रतिभूपेन सपादकोडि जैन प्रतिमाः कारिताः सपादलक्षा जैन प्रासादाः कारिताः सिंधदेश मध्ये मरोट ग्रामे ९५ सहस्र प्रतिमाः पित्तलमया अद्यापि सन्ति।

२०६ कथाकोश

(५) ...त्रिखण्ड भोक्ता सम्प्रति नामा भूपतिभूत् स ...सपादकोटि बिम्ब सपादकोटि नवीन जिनभवन षट् त्रिंशत् सहस्र जीर्ण प्रासादोद्धार पञ्चनवति सहस्र पित्तलमय प्रतिमाऽनेक शत सहस्र सत्र शालिदिभिर्विभूपितां त्रिख-ण्डामपि महिमकरोत्। १६४

कल्प किरणावलि

(६) जीर्णोद्धारें त्वष्ट गुणं पुण्यं। —

३६ प्रासादकारक श्री संप्रति। २११.

उपदेश तरंगिणी

(७) મહાન સંપ્રતિ યાને જૈન ધર્મનો દિગ્વિજય. પૃ. ૩૦૪

(८) संपई–विक्कम–वाहड–हाल–पालित्त–दत्तरायाई। जं उद्धरिहिंति तयं सिरि सत्तुंजय महातित्थं ॥

शत्रुंजय कल्प

એટલે સંપ્રતિએ બંધાવરાવેલા નવા જિનમંદિરોની સંખ્યા આપણે સવા લાખની આંકીએ તો તે સત્યની વધુમાં વધુ નજીક ગણાશે

જિનબિંબોની કુલ સંખ્યા સવા કરોડની હોય અથવા તો ૯૫૦૦૦ પિત્તળની જુદી જિનપ્રતિમાઓ મળીને તે સંખ્યા ૧૨૫૯૫૦૦૦ ની પણ ગણી શકાય.

જીર્ણોધ્ધારના વિષયમાં ૩૬૦૦૦ નો મત વિશેષ વજનદાર જણાય છે, એટલે તેની સંખ્યા આપણે ૩૬૦૦૦ ની જ આંકવી જોઇએ

આ પ્રમાણે સંપ્રતિના સર્જન તરીકે આપણે સવા લાખ નવા જિનમંદિરો, સવા કરોડ જિનબિંબો ને ૩૬૦૦૦ જીર્ણોધ્ધૃત મંદિરો ઠેરવી શકીએ છીએ 'નિશીથચૂર્ણિ', 'કલ્પચૂર્ણિ', 'બૃહત્ કલ્પચૂર્ણિ', 'વિવિધ તીર્થ કલ્પ, ભદ્રેશ્વર કથાવલી' 'ઋષિમંડલ સ્તોત્ર,' 'ઉપદેશપદ' તથા 'પરિશિષ્ટ પર્વ' આદિ પ્રાચીન ગ્રન્થોમાં જો કે ઉપરોકત સંખ્યાનો નિર્દેશ ન કરતા કેવળ એટલું જ જણાવવામાં આવ્યુ છે કે, 'સંપ્રતિએ વૈતાઢ્ય પર્વત લગીની ત્રિખંડ ભરત ભૂમિને જિનમંદિરોથી મંડિત કરી દીધી'(૯)—પણ એ નિર્દેશ કોઇ પણ રીતે ઉપરોકત સંખ્યાની વિરૂધ્ધમાં તો નથી જ જઈ શકતો એટલે જ્યાં લગી પ્રબળ વિરૂધ્ધ પ્રમાણ ન સાંપડે ત્યાં લગી આપણે ઉપરોકત સંખ્યાને સાચી તરીકે સ્વીકારવી જ જોઇએ

હવે મુખ્ય પ્રશ્ન એ રહે છે કે જો સંપ્રતિએ સવા કરોડ જિનબિંબ ભરાવરાવ્યાં છે સવા લાખ નવા જિનમંદિર બંધાવરાવ્યા છે અને ૩૬૦૦૦ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે તો પછી સંપ્રતિ અંગેના પ્રાચીન સાહિત્યમાં તે સંખ્યાનો નિર્દેશ કેમ નથી થયો અને એટલી બધી વિપુલ સંખ્યા છતાં તેમાંથી આજે એક પણ શિલાલેખીય પ્રમાણ કેમ નથી સાંપડતું ?

આ પ્રશ્નનો ઉત્તર એક નહિ પણ અનેક પ્રકારે આપી શકાય તેમ છે પ્રાચીન કાળમાં મૂર્તિઓ પર લેખો લખવાની પ્રથા વિશેષ પ્રચારમાં નહોતી કીર્તિના આશયથી કદાચ કોઇક લેખ કોતરાવ્યા હશે, પણ બહુધા તો મૂર્તિઓ લેખ વિનાજ પ્રતિષ્ઠાપિત થતી હતી દશમી સદીમાં ગચ્છભેદની શરૂઆત થતાં ચૈત્યોની માફક ગચ્છોની ઓળખાણ રહેવા માટે મૂર્તિઓ નીચે લેખો કોતરાવવાની પ્રવૃત્તિ વિશેષ પ્રમાણમાં ચાલુ થઇ તે સમય પૂર્વેની મૂર્તિઓ પર લેખ જવલ્લે જ મળી આવશે આ સંયોગોમાં સંપ્રતિ સમો મહાન સમ્રાટ કીર્તિના આશયથી મૂર્તિ પર પોતાના કૃત્યનો લેખ લખાવે તે તદ્દન અસંભવિત છે છતાં સંપ્રતિની ભરાવરાવેલી મૂર્તિઓની ઓળખ માટે મૂર્તિઓની કોણીપર ડટ્ટાકારે સહેજ ઉપસેલો ભાગ રાખવમાં આવતો એવી પરંપરાગત માન્યતા જૈન સંઘમાં પ્રચલિત છે અને આજે પણ જ્યાં જ્યાં લેખ વિનાની પ્રાચીન મૂર્તિઓ મળે છે તેના પર બહુધા એવું ચિન્હ હોય છે

ચોવીશે જૈન તીર્થંકરોના ભિન્ન ભિન્ન લંછનો છે અને પ્રાચીન કાળથી કઇ મૂર્તિ કયા તીર્થંકરની છે તે દર્શાવવાને તેની નીચે તે તીર્થંકરનું લંછન કોતરાતું આવ્યુ છે પણ કોણી નીચે ડટ્ટાકાર ધરાવતી સંપ્રતિની મૂર્તિઓ પર એવા લંછન પણ બહુધા નજરે નથી ચડતા એટલે સ્વાભાવિક રીતે જ એમ માનવાને કારણ રહે છે કે એ મૂર્તિઓ લંછન કોતરવાની શરૂઆત થઇ તેની પણ પૂર્વેના સમયની એટલે કે ઇ. સ. પૂ. બીજી-ત્રીજી સદીમાં ભરાવાયલી હશે સંપ્રતિનો સમય પણ એજ છે

---

(૯) त्रिखण्ड भरतक्षेत्र जिनप्रासाद मंडित
आवैताढ्यं प्रतापाढ्यो दानशौण्डो नृपोऽतनोत् ।
१८७ ऋषिमंडल स्तोत्र
हिमगिरिसिहरसुंगे कारवइ जिणालये रम्मे।१५९
सो कुम्मावय धम्मसम्मं काउण भूमिवलय च।
जिणभवणसेणि रमणि ज्जमुत्तगओ देवलोगम्मि।
१६० श्री हरिभद्रसूरिकृत उपदेशपद-टीका
आवैताढ्यं प्रतापाढ्य स चकाराविकार धी ।
त्रिखंड भरतक्षेत्र जिनायतन मंडित॥ ६६-सर्ग ११
श्रीमद् हेमचन्द्राचार्य कृत परिशिष्ट पर्व

સંપ્રતિની મૂર્તિઓની પાછળ કેટલીક વખતે ઘસારા જેવાં લાગતાં પણુ ઝીણુવટથી નિહાળતાં બ્રાહ્મી લિપિના ઘસાઇ ગયેલા અક્ષરોનો ખ્યાલ કરાવતાં ચિત્રામણો નજરે ચડે છે. એ પરથી એમ માનવાને કારણુ રહે છે કે કદાચ સંપ્રતિની કોઇક શિલામય મૂર્તિઓ પર કોઇક અર્થને સૂચવતા લેખો કોતરાયા પણુ હોય. પણુ કમભાગ્યે હજી લગી એવા એકે લેખને ઉકેલવામાં સફળતા નથી સાંપડી.

સંપ્રતિએ ભરાવરાવેલી મૂર્તિઓ કે ચણુાવરાવેલ મંદિરોની સંખ્યા વિષે સંશય લાવવાનું કોઈ જ કારણુ નથી. ઉપર જેણાવ્યું તે પ્રમાણે મૂર્તિઓ પર લેખો કોતરાવવાની પ્રાચીન કાળમાં પ્રથા નહોતી, અને છતાં કેટલીક મૂર્તિઓ પર તેણે લેખો કોતરાવ્યા હોય તો પણુ હજી લગી સ્પષ્ટ વાચન અને યોગ્ય રૂપમાં લેખ ધરાવતી મૂર્તિ મળી આવતી નથી. પ્રાચીન કાળમાં શુંગોનાં અને મધ્યકાળમાં મુસ્લિમોનાં ભયાનક આક્રમણોએ લાખો મંદિરો અને મૂર્તિઓ ખેદાનમેદાન કરી નાંખેલ છે. તે પ્રસંગે અનેક મૂર્તિઓ ભંડારી દેવામાં આવેલી. આમ છતાં અનેક સ્થળે આજે સંપ્રતિનાં ચિન્હ ધરાવતી મૂર્તિઓ મળી આવે છે અને નવાં ખોદકામોમાં પણુ એવી અનેક મૂર્તિઓ હાથ ચડે છે.

આ સામે કોઇ એવી દલીલ કરે તે સંભવિત છે કે–' પ્રાચીન કાળમાં મૂર્તિઓ પર લેખો નહિ કોતરાવાતા હોય, પણુ મંદિરો પર તો કોતરાવાતા હતા. તો સંપ્રતિનો લેખ ધરાવતું એકે મંદિર કાં નથી મળી આવતું ? '–આનો ઉત્તર પણુ અનેક પ્રકારે આપી શકાય તેમ છે. એક તો એકે પ્રાચીનકાળમાં ધર્મમંદિરો પર લેખો કોતરાવાતાજ હતા તેનું સ્પષ્ટ પ્રમાણુ નથી. બીજું શુંગોનાં અને મુસ્લિમોનાં આક્રમણોને બાજુએ રાખીએ તો પણુ કુદરતી ક્રમે પણુ સવા બે હજાર વર્ષ લગી મંદિરોનું ટકી રહેવું અસંભવિત છે. થોડાક સ્તૂપોના કે પીરામીડોના ભગ્નાવશેષોને બાદ કરીએ તો જગતભરમાં આજે બે હજાર વર્ષ પૂર્વેની કોઇ ઇમારતો મળી નથી આવતી એટલે શું પ્રાચીન કાળમાં ઇમારતો ઊભી જ નહોતી થતી એમ માની લેવું ? એજ પ્રમાણે સંપ્રતિએ લાખો મંદિરો ચણુાવરાવ્યાં હોય પરંતુ કુદરતી પરિવર્તન અને આક્રમણોની સંહારલીલાએ તેમાંના મોટા ભાગનો ભોગ લઇ લીધો હોય એટલે સંપ્રતિએ મંદિરો બંધાવરાવ્યાની હકીકતનો જ ઇન્કાર કરી દેવો ?–ને તેમ છતાં ઇતિહાસના ઘડતરમાં હંમેશાં ઉપયોગી નીવડતાં પરંપરાગત મંતવ્યો, ઓળખચિન્હો અને નિર્માણુકાળની દૃષ્ટિએ આજે પણુ ઠેર ઠેર સંપ્રતિએ ભરાવરાવેલી મૂર્તિઓ કે અવશેષરૂપ મંદિરો નજરે ચડે છે. અહીં તે સર્વ પર દૃષ્ટિપાત કરવો સસ્થાને થઇ પડશે.

ઉપર વર્ણવ્યા પ્રમાણેની સંપ્રતિની મૂર્તિઓ આજે વધુમાં વધુ પ્રમાણુમાં માળવા દેશનાં જીર્ણશીર્ણ મંદિરોમાં મળી આવે છે. ભવાનીમંડીના નવા મંદિરની પ્રતિમામાં એ બધાં જ લક્ષણો જળવાઇ રહેલા નજરે ચડે છે. તે સિવાય બીજાં પણુ અનેક સ્થળે સંપ્રતિની મૂર્તિઓ મળી આવે છે.

પાટણુમાં મોતીચંદ ધરમચંદ નામે શ્રાવકના ઘર-દહેરાસરમાં બ્રાહ્મીલિપિમાં કોરાયલા ઘસાયલા લેખવાળી પિત્તળની મૂર્તિ છે. તે સંપ્રતિની મૂર્તિ હોવાની પરંપરાગત માન્યતા ચાલી આવે છે. લિપિનું સ્વરૂપ નિહાળતાં તે માન્યતા અસ્થાને નથી જણાતી.

વિ. સં. ૧૫૦૯માં શ્રી શુભશીલગણીએ સિંધના મરોટ ગામમાં સંપ્રતિની ભરાવરાવેલી ૯૫ હજાર પિત્તળની પ્રતિમાઓ નિહાળેલી.[૧૦] તેમાંથી મહાવીર-સ્વામી ભગવાનની સૌથી મોટી પ્રતિમા સમય જતાં આબૂના ખરતરવસહીના મંદિરમાં સ્થાપવામાં આવી જે આજે પણુ ત્યાં વિદ્યમાન છે.

શ્રી ગિરનાર પર્વત પર વસ્તુપાળ–તેજપાળની ટૂંક પાસે એક પત્થરમાં ડુંગરની ૩૧૦૦ ફીટની ઊંચાઇનો લેવલનો આંક કોતરાવેલ છે. તેની પાસે સમ્રાટ સંપ્રતિની ટૂંક નજરે ચડે છે. સંપ્રતિ રાજાએ આ ટૂંક

---

(૧૦) सिंघ देश मध्ये मरोट ग्रामे ९५ सहस्र प्रतिमाः पित्तलमया अद्यापि सन्ति–२०९ **कथाकोश**

પર પાંચ ભવ્ય જિનપ્રાસાદો બંધાવરાવેલા તેમાંનો પહેલો પ્રાસાદ ટૂંકના મધ્ય ભાગમાં હતો અને તેના પુરાતન ભવ્ય બાંધકામ પર આજ લગીના અનેક મુસાફરોએ મુગ્ધતા દાખવી છે[11] બીજો પ્રાસાદ આજે અંબિકાદેવીના મંદિર તરીકે ઓળખાઇ રહ્યો છે ત્રીજું મંદિર દામોદર કુંડ પર હતુ. ચોથુ મંદિર સંગીતાવ પર હતું જેને સ્થળે આજે મસ્જિદનું દૃશ્ય નજરે ચડે છે પાંચમુ મંદિર મારી ગંદ્યિની જગ્યામાં હતુ આ ભૂમિનુ ખોદકામ કરતા ત્યાંથી સંખ્યાબંધ મધ્યકાલીન મૂર્તિઓ મળી આવેલી સંપ્રતિની આ ટૂંક પરના અવશેષરૂપ મંદિરોમાં સંપ્રતિની યાદીના અનેક શેષ ચિન્હો અને સંપ્રતિએ ભરાવરાવેલી સંખ્યાબંધ પ્રતિમાઓ મળી આવે છે[12] બર્જેસે પણ પોતાના અહેવાલમાં તેની નોંધ લીધી છે આ પરથી એમ માનવાને સહેજે કારણ રહે છે કે મૌર્યકાળમાં ગિરનાર એ અતિ મહત્ત્વનું જૈન તીર્થ હતુ અને એજ કારણે પ્રિયદર્શી (સંપ્રતિ) એ જેમ ગિરનારના ગઢ ઉપર ટૂંક બંધાવરાવેલી તેમ તળેટીમાં તેણે શિલાલેખો કોતરાવ્યા મૌર્યસમ્રાટ ચંદ્રગુપ્તે પણ અહીં તળાવ બંધાવરાવીને આ તીર્થનુ મહત્ત્વ સ્વીકારેલું

મધ્યકાલીન જૈન સાહિત્યમાં જણાવ્યા પ્રમાણે સમ્રાટ સંપ્રતિએ અનેક તીર્થોના ઉદ્ધાર કરાવરાવેલા પણ તેમાં શ્રી શત્રુંજય[13] તથા ભરૂચમાં શકુનિકાવિહાર[14] એ બે તીર્થોના ઉદ્ધાર ખૂબ જ નોંધપાત્ર ગણાતા હતા વળી વર્ષમાં ચચ્ચાર વાર તે શ્રી રૈવતગિરિ સિદ્ધાચલ શંખેશ્વર નાંદિયા બ્રાહ્મણવાડા આદિ તીર્થોએ સંઘ સાથે યાત્રાએ જતો[15] એટલે ત્યાં પણ તેણે મંદિરો ચણાવરાવ્યા હોય અને મૂર્તિઓ પ્રતિષ્ઠાપિત કરી હોય તે સ્વાભાવિક છે તે ઉપરાંત તેણે દક્ષિણમાં ઇલોરગિરિના શિખરે મંદિર બંધાવરાવી ત્યાં ભગવાન નેમિનાથના જિનબિંબની સ્થાપના કરેલી ઉત્તરદિશામાં મરૂધરમાં ધંધાણિ નગરે પદ્મપ્રભસ્વામીનો પ્રાસાદ કરાવેલો. પાવકાચલમાં શ્રી સંભવનાથનુ તથા હમીરગઢમાં શ્રી પાર્શ્વનાથનુ જિનમંદિર બંધાવરાવેલું પશ્ચિમે દેવપટ્ટન તથા ઇડરગઢમાં ભગવાન શાંતિનાથના મંદિર બંધાવરાવ્યા પૂર્વે રોહિસગિરિમાં શ્રી સુપાર્શ્વનાથનો પ્રાસાદ બંધાવરાવ્યો બીજાપુર પાસે પણ જિનમંદિર બંધાવ્યા અજાણીનગરે હમીરગઢમાં શ્રી પાર્શ્વનાથનુ મંદિર ચણાવરાવ્યું[16] તે ઉપરાંત અન્ય સ્થળોએ પણ તેણે લાખો મંદિરો ચણાવરાવીને અને મૂર્તિઓ પ્રતિષ્ઠાપિત કરીને ભરતખંડને જિનમંદિરોથી મંડિત કરી દીધો[17] આ સર્વમાંથી જે જે અવશેષો હાથ લાગે છે તે નિરખી લેવા જોઇએ

રૈવતગિરિ (ગિરનાર) ઉપરના સંપ્રતિના મંદિરો અને મૂર્તિઓની વિચારણા આપણે ઉપર કરી ગયા શ્રી શત્રુંજય તેમજ શંખેશ્વમાં સંપ્રતિના યુગ પછી એટલા જીર્ણોદ્ધારો કરાયેલા છે કે ત્યાં સંપ્રતિના અવશેષની આશા રાખવી એ અસ્થાને જ ગણાય પણ નાંદિયા નાડોલ બ્રાહ્મણવાડા આદિ સ્થળે સંપ્રતિના કેટલાંક ચિન્હો આજે પણ નજરે ચડે છે

(11) છત્રપતિ મહારાજ સંપ્રતિ કા બનાયા હુવા શિખરબંદ કિમતી મંદિર બડી લાગતકા ઔર પુરાના હૈ। ઉસકી શિલ્પ–કારીગિરી પર આજ બિલકુલ બેપરવાહ હો રહી હૈ।

૮૫ તવારિખ–તીર્થ–ગિરનાર

આ ખાં ગિરનારનુ સૌથી પુરાણુ દેરાસર પાસે આવેલુ શ્રી સંપ્રતિ રાજાનું મંદિર ગણાય છે દેરાસરની શૈલી જરૂર પુરાણી છે મંડપ બે માળવાળું છે અને બંને સ્તંભોના વચ્ચેની જગ્યા કમાનરહિત છે બ દેરાની બાંધણી કેટલીક ઉત્તમ છે

પૃ ૬૭ જૈન રોપ્ય મહોત્સવાંક ઓસવાલ ચૈતન્ય

(12) મૂર્તિઓ ત્યાંથી ઘણી નીકળી હતી, તેને મોટો ભાગ હાલ ત્યાં ગોઠવેલી છે અને કેટલીક તો મ્યુઝિયમમાં મોકલાયેલ છે કેટલીક મૂર્તિઓ ઉપર સંપ્રતિના વખતની નિશાનીરૂપે લેખ છે કે જેમાંની થોડીક ઘસાઇ ગયેલી છે અને ગંભીર લેખ તો અસ્પષ્ટ રહ્યો છે

પૃ ૬૭ જૈન રોપ્ય મહોત્સવાંક ઓસવાલ ચૈતન્ય

(13) સંપઇ–વિક્કમ–વાહડ–હાલ–પાલિત–દત્તરાયાઇ।

જં ઉદ્ધરિહિંતિ તયં સિરિ સત્તુંજય મહાતિત્થં॥

શત્રુંજય કલ્પ

(14 15 16) શ્રી જૈન સાહિત્ય સંશોધક–પરિશિષ્ટ

[ખંડ–૧ અંક–૩ પૃ ૮

(17) જુઓ ઉપરની ટી નો ૬

નાંદિયામાં ભગવાન મહાવીરસ્વામીનું અદ્‌ભુત ભવ્ય પ્રાચીન મંદિર છે. તેમાંની પ્રતિમાઓ પર મૌર્યકાલમાં લખાયલા પણ વિશેષ પ્રમાણમાં ઘસાવાથી વાંચનને માટે અશક્ય સ્થિતિમાં મુકાયલા લેખો છે. પણ અસ્પષ્ટ અક્ષરોમાં પણ મૌર્યકાલીન લિપિનું સ્પષ્ટ સ્વરૂપ તો જણાઇ જ આવે છે.[૧૮] એટલે સ્વાભાવિક રીતે જ તે મૂર્તિઓ સંપ્રતિની હોવાનો સંભવ ગણાય. તે ઉપરાંત ગામની નજીકના ખડકોમાં ભગવાન મહાવીરની એક પહાડમાંથી જ કોરાયલી મૂર્તિ છે.[૧૯] આવી મૂર્તિઓ કોતરાવવાનો યશ સંપ્રતિના જ ફાળે નોંધાયેલો છે.

નાડોલમાં પદ્મપ્રભુના જૈન મંદિરમાં મૂળનાયકપદે વિરાજતી પ્રતિમા પણ સંપ્રતિની ભરાવેલી છે.[૨૦]

બ્રાહ્મણવાડામાં પણ ભગવાન મહાવીરસ્વામીનું ભવ્ય મંદિર તેના મૂળ રૂપમાં પ્રાચીનકાળમાં કદાચ સંપ્રતિના કર્તૃત્વ સાથે સંબંધ ધરાવતું હશે. કેમકે તે મંદિરની સામે હાથી કોતરાયલો છે[૨૧] અને આપણે ઉપર જોઇ ગયા તે પ્રમાણે સમ્રાટ પ્રિયદર્શી (સંપ્રતિ)ના જીવનમાં હસ્તિની આકૃતિ ખૂબજ મહત્તા ધરાવે છે.

'શકુનિકા વિહાર'ના નામે ઓળખાતું ભરુચનું બાવન જિનાલય યુકત પ્રાચીન ભવ્ય જિન-મંદિર રામાયણયુગમાં સિંહલદ્વીપના નૃપતિ ચન્દ્રરાજની પુત્રી સુદર્શનાએ બંધાવ્યું હતું, અને તેમાં તેણે તે યુગના તીર્થપતિ વીશમા જૈન તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીની પ્રતિમાને પ્રતિષ્ઠિત કરેલી હોઇ તે મંદિર મુનિસુવ્રત સ્વામીના મંદિરને નામે પણ જાણીતું બન્યું. સમય જતાં તેના ઉદ્ધાર થતા રહ્યા, પણ તેમાં સૌથી શ્રેષ્ઠ ઉદ્ધાર સંપ્રતિનો નીવડયો. કરોડોના ખર્ચે પણ તેણે એ પ્રાસાદને મૂળના જેવું જ રૂપ આપ્યું. કલા, કોરણી અને ભવ્યતામાં તે અજોડ નીવડયો. પણ તે અદ્‌ભુત પ્રાસાદનો નાશ કાં તો શુંગયુગ અને નહિતર તે પછીના બૌદ્ધયુગમાં થયેલ હોવો જોઇએ. સંભવિત છે કે તેનું અંતિમ પતન શરૂઆતનાં મુસ્લિમ આક્રમણોના પ્રસંગે થયું હોય, પણ તેની શરૂઆત તો શુંગો અથવા બૌધ્ધોના હાથે જ થયેલી હોવી જોઇએ. કેમકે તે મંદિરના સ્થળે તેનાજ અવશેષોમાંથી બંધાયલી ભરૂચની જુમ્મામસ્જિદ પરના લેખમાં જણાવ્યા પ્રમાણે તે મસ્જિદ હીજરી સંવત ૪૫૮ (ઇ. સ. ૧૦૬૯) માં બંધાયલી અને તેના પરના ઘુમટો હીજરી સન ૮૨૧ (ઇ. સ. ૧૪૩૨) માં લગાડવામાં આવેલ છે. આ મસ્જિદના નિરીક્ષણથી પણ સંપ્રતિએ જીર્ણોધ્ધૃત કરેલા મૂળ મંદિરનો ખ્યાલ આવી શકે છે.[૨૨] સંવત ૧૨૨૦ માં મહામંત્રી ઉદયનના પુત્ર આંબડે ભરૂચમાં શકુનિકા

---

(૧૮) આ પ્રદેશમાં મહાવીર પ્રભુનું મહાત્મ્ય ઘણું છે-હતું. એ વાતની તે નાંદિયાના મંદિરમાં મૌર્યકાલીન લેખવાળી જિન-પ્રતિમાઓ સાક્ષી પૂરે છે.

શ્રી જૈન સત્ય પ્રકાશ-મહાવીર નિર્વાણ વિશેષાંક પૃ. ૩૪૬

(१९) गांव नादिया के बहार एक छोटी पहाडी की खोहमें तीर्थंकर महावीरस्वामी की मूर्ति पाहाड में उकेरी हुई—  किताब-जैन-तीर्थ-गाईड, पृ. १२४

(२०) ...नाडोलमें...तीर्थंकर पदमप्रभुका शिखरबंद मंदिर निहायत पुराना और मूर्ति इसमें राजा-संप्रति की बनाइ हुइ तख्तनशीन है।

किताब-जैन-तीर्थ-गाईड, प. १२७

(२१) मंदिर के सामने पथरका एक हाथी-मानिंद असली हाथी के-बना हुवा खडा है।

किताब-जैन-तीर्थ-गाइड, प. १३३

(૨૨) ...ભરૂચની કેટલીક મસ્જીદો જે હમણાં મૌજુદ છે તે મુલધી દેરાસરો હતાં. તેમાં ભરૂચની જુમ્મામસ્જીદ પણ છે, કે જે ખરેખર સુંદર શ્રીધરસ્થંભો, આબુજીની શૈલીમાં કોતરેલ છજાંઓ, કીર્તિમુખ દેવીઓની પંકિતઓ ઇત્યાદિ શણગારોથી શોભીત વિશાલ મંડપો, ઉદુંબર અને કિર્તિમુખવાળા મંડારકો, મંગલમૂર્તિઓ વિગેરે શૈલીની, જો કે અર્ધી બગાડેલી છતાં, સ્પષ્ટ નિશાનીઓથી ભરેલ છે. આખું મકાન એક ઊંચા-માચડાં પર બાંધેલ હોવાથી પંદર પગથીયાંવાળી એક પત્થરની સીડી વાટે ઉપર ચડવું પડે છે, અહીંયાં તો હવે બાવન જિનાલય નથી દેખાતું. બાહેરના દરવાજા ઉપર અરેબીક અક્ષરોમાં એક શિલાલેખ કોતરેલ છે. જેમાં દૂરથી વાંચી શકાય છે કે આ મસ્જિદ હિજરી સં. ૪૫૮માં બાંધવામાં અને તેના ઘુમટો હિજરી સં. ૮૨૧માં લગાડવામાં આવેલ છે. અર્થાત્ આ મકાન મૂળથી જ, લોકો જેમ કહે છે તેમ ખરેખર શ્રી મુનિસુવ્રતસ્વામીના જુના દેરાસરના અવશેષો હોય તો તે દેરાસર ઇ. સ. થી પહેલાં તોડી નાંખવામાં આવ્યું હતું, એમ અનુમાન થાય છે.

પૃ. ૧૦૬, જૈન રૌપ્ય મહોત્સવાંક. મીસ ક્રાઉઝે

વિહારની યાદમા ભગવાન મુનિસુવ્રતસ્વામીનુ નવુ મંદિર બંધાવ્યુ તે પરથી પણ એમ માનવાને કારણ રહે છે કે સંપ્રતિએ જીર્ણોધ્ધૃત કરેલા શકુનિકા વિહારનો તે સમયની પૂર્વે પૂર્ણ નાશ જ થઇ ગયેલો હોવો જોઇએ, અને તેના સ્થાને મસ્જિદ ઊભી થઇ ગયેલી હોવી જોઇએ જો તેમ ન હોત તો આમડ નવો પ્રાસાદ બંધાવવાને બદલે જૂના શકુનિકા વિહારનો જ ઉદ્ધાર કરાવત, કેમકે જૈન દર્શનમા નવા મંદિર કરતા પણ જીર્ણોદ્ધારનુ વિશેષ મહત્ત્વ આંકવામા આવ્યુ છે [૨૩]

બીજાપુર બે છે એક દક્ષિણમા અને બીજુ મારવાડમા દક્ષિણનુ બીજાપુર એ સહસ્રફણા પાર્શ્વનાથનુ તીર્થ છે ત્યાથી કેટલેક છેટે આવેલા હોલીપટ્ટન તીર્થમા સંપ્રતિ રાજાએ ૧૦૧ જિનાલયો બંધાવ્યાની નોંધ મળે છે તે મંદિરો આજે હયાત નથી, પણ પ્રાચીન મંદિરોના અવશેષો ત્યા વેરાયેલા પડ્યા છે [૨૪] મારવાડનુ બીજાપુર એ હાલ મહાવીર તીર્થ તરીકે જાણીતુ છે તેની નજીકમા જ હમીરગઢ તીર્થ આવેલુ છે આ સ્થળોએ મૌર્યકાલીન અવશેષો ઠેર ઠેર વેરાયેલા નજરે ચડે છે

રાણકપુરના નાના મંદિરોમા પણ અનેક સ્થળે સંપ્રતિની ભરાવરાવેલી મૂર્તિઓ નજરે ચડે છે [૨૫]

ઓસિયામા ભગવાન મહાવીરસ્વામીનુ મંદિર પણ સંપ્રતિએ બનાવરાવેલ હોવાનો સંભવ છે આજે તો તે મંદિરનો સં ૧૦૩૩ મા જીર્ણોધ્ધાર થયો એટલીજ નોંધ ત્યા મળે છે પણ તે મંદિરમા મૂળનાયકપદે વિરાજતી ભગવાન મહાવીરની મૂર્તિ તથા રંગમંડપમા બંને બાજુએ શોભતી ભગવાન ઋષભદેવની પ્રતિમાઓ સંપ્રતિની ભરાવરાવેલી છે,[૨૬] એટલે આ સ્થળે પ્રાચીન કાળમા સંપ્રતિનુ મંદિર હોવુ જોઇએ એમ માનવાને સહજ કારણ રહે છે

કલોલ (અમદાવાદ)થી ચાર ગાઉ છેટે વામજ તીર્થમા સંપ્રતિએ ભરાવરાવેલી ચાર ફૂટ ઊંચી શ્રી શાંતિનાથની મૂર્તિ, ચાર કાઉસગ્ગીયા અને ઇંદ્ર-ઇંદ્રાણી ના બે જોડલા છે [૨૭]

તળાજાની ટેકરી પર ત્રણ શિખરવાળા ભગવાન પાર્શ્વનાથના મંદિરમા મૂળનાયકજીની પ્રતિમા પણ સમ્રાટ સંપ્રતિએ ભરાવરાવેલી મૂર્તિઓના લક્ષણથી યુક્ત છે,[૨૮] અને એ જ ટેકરી પર સાચા દેવના નામે ઓળખાતા દહેરાસરમા મૂળનાયક શ્રી કુંથુનાથજીની પ્રતિમા પણ સંપ્રતિના સમયના જ લક્ષણોથી યુક્ત છે [૨૯]

ચંપામા ભગવાન વાસુપૂજ્યસ્વામીની પ્રતિમા પણ સંપ્રતિની ભરાવરાવેલી મનાય છે [૩૦]

આ રીતે સંપ્રતિએ ભરાવરાવેલી મૂર્તિઓ અને મંદિરોના અવશેષો હિંદમા ઠેર ઠેર પથરાયેલા પડ્યા છે અને જેમ જેમ સમય વિતતો જશે અને નવા

(२३) जीर्णोद्धारे त्वष्टगुण पुण्य । २११

उपदेश तरंगिणी

(૨૪) જૈન તીર્થોનો ટૂં૰ પરિચય ભાગ-૨ પૃ. ૧૩

(२५) छोटे जिनालयोंमे सब जगह बहुत करके राजा सम्प्रति की बनाई मूर्तिये ही जाये नशीन है। १४२

किताब-जैन-तीर्थ गाइड

(२६) ओशीया नगरीमे मूर्ति तीर्थंकर महावीर-स्वामी की जो कि राजा सम्प्रति की बनाई हुई है और अब भी मौजुद है रंगमंडपमे दोनों तर्फ तीर्थंकर रिषभ देव भगवानकी मूर्तिये दो दो हाथ बडी राजा सम्प्रति की तामिर कीइ हई जाये नशीन है। १५२

किताब-जैन-तीर्थ-गाइड

(૨૭) જૈન તીર્થોનો ઇતિહાસ પૃ. ૪૨.

(૨૮-૨૯) પૃ. ૬૪ જૈન રોપ્ય મહોત્સવાંક પ્રસ્થાન સાહિત્ય ગ્રંથ

(३०) मंदिर तीर्थंकर वासुपूज्यस्वामी का शिखरबंद बेश किमती पुख्ता बना हुआ और इस में तीर्थंकर वासुपूज्यस्वामी की मूर्ति करीब डेढ हाथ बडी राजा सम्प्रति की बनाइ हुइ तख्तनशीन है वैसेही निशानात बने है जैसे राजा संप्रति की बनाइ हुइ मूर्तियों पर होते है। पृ २०१-२०२

किताब-जैन-तीर्थ-गाइड

ખોદકામો થતાં જશે તેમ તેમ વીશેષ મૂર્તિઓ મળ્યા જ કરશે ને સંભવ છે કે એવી નવીન પ્રાપ્તિઓમાં નક્કર શિલાલેખીય પુરાવાઓ પણ સાંપડી જાય.

સંપ્રતિએ ભરાવરાવેલ મૂર્તિઓ અને ચણાવરાવેલ મંદિરોના સિંહાવલોકન પછી હવે આપણે તેણે કોતરાવેલ વિરાટકાય મૂર્તિઓ પર દષ્ટિપાત કરી જઈએ.

ભારતવર્ષમાં અને તેની સરહદો પર આજે પર્વતમાંથી કોરી કઢાયલી સંખ્યાબંધ પ્રાચીન અને પ્રચંડકાય મૂર્તિઓ મળી આવે છે.

**વિરાટકાય મૂર્તિઓ** તેમાંની કેટલીક પ્રત્યે હજી પૂરતું ધ્યાન નથી અપાયું, પણ ગોમ્મટેશ્વર જેવી ગણીગાંઠી મૂર્તિઓ પ્રત્યે ધ્યાન અપાયું છે. તેમનો સર્જનકાળ જે સમયે તે મૂર્તિઓ કોતરાણી ત્યારનો નહિ પણ જ્યારથી તે વિશેષ પ્રકાશમાં આવી ત્યારનો ધારી લેવામાં આવે છે. પણ તે માન્યતા ઇતિહાસને ખૂબ જ અન્યાય કરનારી છે. એટલે તેના યોગ્યાયોગ્ય પ્રમાણની વિચારણા આ સ્થળે જરૂરી છે.

મ્હૈસુર રાજ્યના હાસન જીલ્લામાં, ચેનરાયપટ્ટણ તાલુકામાં, વિન્ધ્યગિરિ અને ચન્દ્રગિરિ નામે બે ટેકરીઓ આવેલી છે. એ બે ટેકરીઓની વચ્ચે રૂપેરી પાણીથી ચમકતું સરોવર આવેલું છે. અને તે સરોવરની ચારે કોર શ્રવણ બેલ્ગોલ ( જૈન મુનિવરોનું ધવલ સરોવર ) નામે નગર વસેલું છે.[૩૧] વિન્ધ્યગિરિ ટેકરી ગામની દક્ષિણ દિશાએ છે. તેની ઊંચાઇ સમુદ્રતટથી ગણતાં ૩૩૪૭ ફીટ અને નીચેની તલેટીથી ગણતાં ૪૭૦ ફીટ વધારે છે. ગોમ્મટેશ્વરની વિરાટકાય પ્રતિમા આ ટેકરી પર ઊભેલી છે.

આ પ્રતિમાની ઊંચાઇ કેટલાક સંશોધકોએ ૭૦ ફીટ ૩ ઇંચ ધારી લીધી છે પણ તેનું ચોક્કસ માપ આંકતાં તે ૫૭ ફીટ ઊંચી જણાય છે.[૩૨] એ પ્રતિમા કમળના આકારના જે સિંહાસન પર ખડ્ગાસન રૂપમાં ઊભેલી છે તેના પર ૩⅓ ફીટનું માપ કોરાયલું છે અને તેની નીચે જણાવેલું છે કે 'આ માપને ૧૮ થી ગુણતાં પ્રતિમાની ઊંચાઇ નીકળશે.' તે ગણતરીએ પ્રતિમાની ઊંચાઇ ૬૦ ફીટની ગણી શકાય.

આ પ્રતિમા નગ્નરૂપમાં ઉત્તરાભિમુખ ઊભેલી છે. તેના વાળ ગૂંચળિયા, કાન લાંબા અને મોટા, છાતી પહોળી, કમર સહેજ પાતળી અને હાથ ઘૂંટણ લગી લાંબા લટકતા છે, અને હાથના અંગુઠા સહેજ બહાર પડતા છે. પ્રતિમાનું મુખ શાંતિ, કાંતિ, ધ્યાન અને પ્રભાવનો સુમેળ દાખવે છે. પ્રતિમાના સાથળ લગીના ભાગમાં જાણે રાફડાઓ બાઝી ગયા હોય અને તેમાંથી સર્પ નીકળતા હોય એવું દશ્ય કોતરાયું છે. ત્યાં લગીના ભાગને પહાડની શિલાઓનો સહેજ ટેકો રહે છે પણ તેની ઉપરનો ભાગ કશા પણ ટેકા વિના ખુલ્લા આકાશમાં શોભી રહ્યો છે. પ્રતિમાના પગ અને બાહુ પર માધવી–

---

(૩૧) આ સરોવર તેમજ નગર મૌર્ય સમ્રાટ ભાસ્કર (સંપ્રતિ–દિગંબર જૈન સાહિત્યમાં સંપ્રતિ ભાસ્કરના નામે ઓળખાયલ છે ) જ્યારે અહીં યાત્રાએ આવેલો ત્યારે તેણે બંધાવરાવેલ છે. પોતાના પ્રપિતામહ મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્ત અને ગુરુવર્ય શ્રી ભદ્રબાહુસ્વામી આ સ્થળે સ્વર્ગવાસ પામેલ હોઈ તેણે તેને તીર્થભૂમિ ગણેલી અને તે સંઘ સાથે અહીં યાત્રાએ આવેલો. તે પ્રસંગે તેણે અહીં સરોવર બંધાવ્યું, નગર વસાવ્યું, ભદ્રબાહૂસ્વામીની ભવ્ય મૂર્તિ બનાવરાવી, ચન્દ્રગુપ્તનાં પગલાં સ્થાપ્યાં ને જે ટેકરી પર ચન્દ્રગુપ્તે નિવાસ કરેલો તેને ચન્દ્રગિરિ નામ આપ્યું અને ચન્દ્રગુપ્ત–ભદ્રબાહૂસ્વામીના દક્ષિણ–વિહારને લગતો લેખ કોતરાવ્યો, જે આજે પણ મળી આવે છે અને સમ્રાટ ભાસ્કરના શિલાલેખને નામે ઓળખાય છે. દિગંબર વિદ્વાનોના મતે આ સરોવર તેમજ નગરને શ્વેત (ધવલ–બેલ) નામ આપવાની પાછળ સંપ્રતિનો આશય આ તીર્થમાં શ્વેતાંબરોનું સ્મારક જાળવવાનો હતો. ( Or, could it be that, the attendants of king Bhaskara who were 'Swetambaras' had by this way tried to make it peculiarly their own, leaving behind a memorial of that fact to later ages in the 'White lake' of the village? The Jaina Antiquary Vol. V, No. IV. ]

(૩૨) The one at Sravan Belgola 70 feet 3 inches high ( according to some, but by actual measurement 57 ) ......509 Mysore, Vol. 1. Lewis Rice.

લતાઓ વીંટળાઇ વળેલી જણાય છે પ્રતિમાનુ ભવ્ય સ્વરૂપ વાતાવરણને પણ ભવ્યતા અર્પે છે અને અહીં જાણે માનવીએ અને કુદરતે સર્જનકળાની હરીફાઇ આદરી હોય એવુ દશ્ય ખડુ કરે છે

કેટલાક સશોધકો આ પ્રતિમાનુ કર્તૃત્વ મ્હૈસુરના ગગવશી શાસક રાયમલ્લ ચોથાના મહામત્રી ચામુડરાયના નામે ચડાવે છે પણ તે વિધાન કેટલુ અસ્થાને છે તે નિમ્નોક્ત હકીકતના વાચન પરથી સહેજે જણાઇ આવશે

ઇ સ ની દશમી સદીમા મ્હેસુર પર શાસન ચલાવતા ગગવશી રાજા રાચમલ્લનો મહામત્રી ચામુડરાય જૈન ધર્માવલબી હતો તેણે અને તેની માતાએ શાસ્ત્રશ્રવણ પ્રસગે સાભળ્યુ કે ચક્રવર્તી ભરતે પોદનપુરમા પરપ ધનુષ્ય પ્રમાણની બાહુબલીની ભવ્ય પ્રતિમા બનાવરાવી હતી ત્યારે તેબ નેમા એ પ્રતિમાના દર્શન કરવાની ઊર્મિ પ્રગટી નીકળી અને બને પોદનપુરની યાત્રાએ ચાલ્યા પણ રસ્તે તેમણે સાભળ્યુ કે ભરતે ભરાવરાવેલી બાહુબલીની પ્રતિમાના દર્શન તો આજે અસભવિત છે, પણ શ્રવણ બેલગોલ નજીકની પહાડીઓમા ૧૮ ધનુષ્યની એક ભવ્ય જૈન પ્રતિમા હોવાનુ મનાય છે, જેના દર્શન જો થઇ શકે તો બાહુબલીની પ્રતિમાનાજ દર્શન કર્યા સરખુ લેખાય એ જ પ્રસગે પદ્માવતીદેવીએ ચામુડરાય અને તેની માતાને સ્વપ્નમા દર્શન દઇ કહ્યુ કે, 'આ પહાડીઓમા એક ભવ્ય પ્રાચીન પ્રતિમા છે અને તુ જો નાની ટેકરી પર અમુક સ્થિતિમા ઊભો રહીને સામેની મોટી ટેકરી પર સુવર્ણનુ બાણ છોડે તો તે જે સ્થળે ભટકાશે ત્યા તને એ ભવ્ય પ્રતિમાના દર્શન થશે ચામુડરાયે એ સ્વપ્નાનુસાર બાણ છોડતા તે વિધ્યગિરિના જે ભાગમા આજે ગોમ્મટેશ્વરની પ્રતિમા ઊભેલી છે ત્યા ભટકાયુ ચામુડરાયે બાણની નજીક પહોચી આસ પાસ નજર ફેરકતા તેની દૃષ્ટિએ ગોમ્મટેશ્વરની પ્રતિમાનું મસ્તક નિહાળ્યુ તે પછી કિમતી સાધનોથી શિલા ઓને તોડીને દૂર કરતા ગોમ્મટેશ્વરની વિરાટકાય પ્રતિમા નજરે ચડી[૩૩] ચામુડરાને વિક્રમ સવત ૧૦૩૮ ના ચૈત્ર સુદ પાચમ ને રવિવારે[૩૪] તે મૂર્તિની પ્રતિષ્ઠા કરી ત્યારથી તે વિરાટકાય પ્રતિમા બાહુબલીની પ્રતિમાના નામે ઓળખાવા લાગી

ઉપરોક્ત વિધાનમા ક્યાય પણ એવો નિર્દેશ નથી જણાતો કે જેથી એમ માનવાને કારણ રહે કે આ મૂર્તિનો કોતરાવનાર જ ચામુડરાય હતો ફક્ત બોપ્પણ કવિએ એક નના પ્રશસ્તિકાવ્યમા એ વિરાટકાય પ્રતિમાનુ કતૃત્વ ચામુડરાયના ફાળે ચડાવ્યુ છે અને તેના આધારે અનેક સશોધકો એમ ધારી બેઠા છે કે એ મૂર્તિ ચામુડરાયે જ કોતરાવી હતી તેઓ ઉપર જણાવ્યા અનુસાર સખ્યાબધ ગ્રથોમા નોધાયલી ગુપ્ત મૂર્તિના પ્રગટીકરણની હકીકત માનવાને આનાકની કરે છે પણ ચામુડરાયની પૂર્વે પણ એ મૂર્તિ હયાત હોવાના અને શ્રવણ બેલગોલ એ વિખ્યાત તીર્થ હોવાના નિમ્નોક્ત ઐતિહાસિક પ્રમાણો અવલોક્યા પછી, આશા છે કે, તેઓ પોતાનો મત ફેરવશે

ઇ સ ૯૭૮ મા ચામુડરાયે જાતે રચેલા 'ચામુડરાય પુરાણ' મા બાહુબલીનુ સવિસ્તર ચરિત્ર આલેખાયુ છે પણ તેમા પોદનપુરમા ભરતે ભરાવરાવેલી બાહુબલીની વિરાટકાય પ્રતિમા, એની પ્રતિમાના દર્શન માટેની પોતાની ઉત્કઠા કે ગોમ્મટેશ્વરની પ્રતિમા કોતરાવવાની પોતાની ઇચ્છાનો તલપૂર નિર્દેશ પણ નથી

(૩૩) આ વૃત્તાંતના મૂળ પુરાવાઓ મ ટે જુઓ પચબાણ કૃત भुजबली चरित, દોડ્ડય કૃત भुजबली शतक અનત કવિ કૃત गोम्मटेश्वर चरित, દેવચદ્ર કૃત 'राजावली कथा આદિ ગ્રન્થો

(३४) श्री विक्रम सवत १०३८ शकाब्द ९०३ चैत्र शुक्ल पंचमी रविवार घटी ५६, पल ५८ रोहिणी नाम नक्षत्र, २२ घटी, १५ पल तदुपरांत प्रतिष्ठा के समय मृगशिर नक्षत्र २५ घटी, ४८ पल आयुष्यमान् योग २४ घटी ४६ पल इसके बाद प्रतिष्ठासमय में सौभाग्य योग २१ घटी ४६ पल १३ मार्च, ई स ९८१

जैन-सिद्धात भास्कर भा ६ कि ४

જ્યારે ઇ સ. ૯૮૧ ના માર્ચમાં તો ગોમ્મટેશ્વરની પ્રતિમાની પ્રતિષ્ઠા પણ થઇ જાય છે, અને તે પછી તરતમાં રચાયલા 'ગોમ્મટ-સાર' આદિ ગ્રન્થોમાં તેની નોંધો મળે છે. એ સંયોગોમાં આ પ્રતિમા જો ચામુંડરાયે કોતરાવી હોય તો તે કોતરાવવાની શરૂઆત ઈ. સ. ૯૭૮ પહેલાંજ થઇ ચૂકેલી હોવી જોઇએ. પરંતુ તે સમયની કૃતિઓમાં તો તેનો અસ્પષ્ટ નિર્દેશ પણ નથી. એટલે એમજ માનવું રહે છે કે આ પ્રતિમા ચામુંડરાયને ઇ. સ. ૯૭૮ અને ૯૮૧ ના ગાળામાં અચાનક મળી આવેલી હોવી જોઇએ. અને ઇ. સ. ૯૭૮ પૂર્વે પણ એ પ્રતિમાની હયાતિ સૂચવતાં અને તે અંગે શ્રવણ બેલ્ગોલ પણ મહાતીર્થ લેખાતું હોવાનાં અનેક પ્રમાણો સાંપડી રહે છે.

**ગોમ્મટેશ્વરની પ્રતિમાનો પ્રતિષ્ઠા-સમય**

ગોમ્મટેશ્વરની મૂર્તિની પ્રતિષ્ઠાનો સમય કેટલાક વિદ્વાનો ઇ.સ. ૯૮૧ કરતાં મોડો પણ ધારે છે,[૩૫] પણ વિદ્વાનોના મોટા વર્ગે એ મૂર્તિના પ્રતિષ્ઠા-દિન તરીકે ઇ.સ. ૯૮૧ માર્ચની ૧૩ મી તારીખને માન્ય રાખેલ છે[૩૬] એટલે આપણે એ મતને પ્રમાણભૂત લેખવો રહે છે. 'ચામુંડરાય પુરાણ'નો રચનાસમય પણ કેટલાક વિદ્વાનો ઇ.સ. ૯૭૬ ધારી લે છે[૩૭] પણ મોટા ભાગના વિદ્વાનો એ પુરાણના અંતિમ રચના-દિન તરીકે ઇ.સ. ૯૭૮ ના ફેબ્રુઆરીની ૧૮ મી તારીખ ને સોમવારને માન્ય રાખે છે,[૩૮] તેમજ 'ચામુંડરાય પુરાણ' ની અંતિમ પ્રશસ્તિ પણ એ જ દિન સૂચવે છે[૩૯]. એટલે આપણે એજ મતને વજનદાર ગણવો જોઇએ. હવે આ સમયને ભૂમિકા તરીકે ગણીને આપણે ગોમ્મટેશ્વરની પ્રતિમા અને શ્રવણ બેલ્ગોલના પ્રાચીન ઉલ્લેખો પર દૃષ્ટિપાત કરી જઇએ.

**ગોમ્મટેશ્વરની પ્રતિમા ચામુંડરાયની પૂર્વે પણ હયાત હોવાનાં પ્રમાણો**

રન્નકૃત 'અજીતનાથ પુરાણ' કે જેનો અંતિમ શ્લોક ઇ. સ. ૯૯૩ના ઑક્ટોબરની ૨૬ મીએ રચાયલો છે, તેમાં જણાવવામાં આવ્યું છે કે 'શ્રી અત્તિમબે('અજીતનાથ-પુરાણ' માંનું એક પાત્ર)એ ગોમ્મટેશ્વરની ભવ્ય પ્રતિમાનાં દર્શન કર્યાં.' એ સ્થળે ગોમ્મટેશ્વરના ઉલ્લેખ પ્રસંગે ચામુંડરાયનો નિર્દેશ થયેલો નથી. હવે જો ગોમ્મટેશ્વરની મૂર્તિનો પ્રતિષ્ઠા-સમય ડૉ. શામ-શાસ્ત્રી ધારે છે તેમ ઇ. સ. ૧૦૨૮ ના માર્ચની ત્રીજી તારીખ ગણીએ તો તેની પૂર્વે પણ મૂર્તિની હયાતિ સૂચવવામાં ઉપરનો નિર્દેશ એક ઐતિહાસિક પ્રમાણ તરીકે જ ગણી શકાય. પણ મૂર્તિનો પ્રતિષ્ઠા-સમય આપણે ઉપર ઠેરવ્યું છે તે પ્રમાણે ઇ. સ. ૯૮૧ ગણીએ તોપણ ઇ. સ. ૯૯૩માં રચાયલ શાસ્ત્રીય ગ્રન્થમાં-પ્રાચીન કથાનકોનાં પાત્રોના યાત્રા-વર્ણનમાં ગોમ્મટેશ્વરનો નિર્દેશ કરવામાં આવે છે તે તે સમયે ઉક્ત મૂર્તિ ચામુંડરાયના સમય પૂર્વેની મનાતી હતી તેનું સૂચન તો કરે જ છે.

ઇ. સ. ૯૧૦ ના ચિક્ક હનાસોગેના શિલાલેખમાં આ પૃથ્વી પરના સ્થાવર તીર્થ તરીકે શ્રી ગોમ્મટેશ્વરને ઓળખાવવામાં આવેલ છે અને જંગમ તીર્થ તરીકે

(૩૫) The date of the consecration of the image of Gommatesvara would tally with Sunday, 3rd March 1028.

Mysore Archaeological Report-1923.

(३६) भारतीय ज्योतिष के अनुसार 'बाहुबलि चरित्र' में गोम्मट-मूर्ति की स्थापना की जो तिथि, नक्षत्र, लग्न, संवत्सर आदि दिये गये है वे उस तिथि में अर्थात् १३ मार्च सन् ९८१ में ठीक घटित होत हैं।

२६० श्री जैन-सिद्धांत-भास्कर-
[ श्रवण-बेल्गोल-मस्तकाभिषेक-विशेषांक ]

(૩૭-૩૮) The Jain Antiquary Vol. V, No. IV. p. 108.

(૩૯) नव शत संख्ये याते शककाल समं नेगल्द-
[ ईश्वराब्दमु।
-इश्वकमागे फाल्गुण सिताष्टमी रोहिणी सोमवार में।
चामुंडराय-पुराण

કલ્નેલા દેવને દર્શાવવામા આવ્યા છે.[૪૦] આ કલ્નેલા દેવ એ એલાચાર્યના શિષ્ય અને દક્ષિણમા જૈન ધર્મના મહાન પ્રચારક તપસ્વી મુનિવર હતા. તેમનો યશકાલ દશમી સદીના પહેલા ચરણમા ગણવામા આવે છે.[૪૧] આ વિદ્વાન પણ ગોમ્મટેશ્વરની પ્રતિમાને ચામુંડરાયના સમય પૂર્વેની ઠેરવે છે.

દંતકથાઓ અનુસાર ચામુડરાયે મૂર્તિની પ્રતિષ્ઠાના પ્રસંગે જ્યારે ગોમ્મટેશ્વરના મસ્તકે દૂધની ધારા કરી ત્યારે તે દૂધ મૂર્તિને સ્પર્શ્યા વિના રેલાઈ જવા લાગ્યુ એ જોઈ સર્વે નિરાશ થઈ ગયા. તે પ્રસંગે ત્યાથી ગુડિકાથા નામે એક ભરવાડણ નીકળી. તે વિન્ધ્યગિરિની ટેકરીઓમા વસતી હતી અને પર પરા-વર્ષોથી ગોમ્મટેશ્વરની પ્રતિમા પ્રત્યે ભક્તિભાવ ધરાવતી હતી. તેણે પાસે પડેલી નાળિયેરની એક કાચલીમા પોતાના સ્તનનું દૂધ ભરી તે ચામુંડરાયને મોકલાવ્યું અને ગોવાળણના ભાવ અને ભક્તિથી ભરેલુ તે દૂધ મૂર્તિને સ્પર્શ્યું, એટલુ જ નહિ પરંતુ પછી તો બીજા દૂધ પણ સ્પર્શવા લાગ્યા. ચામુડરાયે તરત જ ગુડિકા ગોવાળણની મૂર્તિ કરાવી તેને ગોમ્મટેશ્વરની નજીકમા ગોઠવી અને આજે પણ હાથમા કાચલી સાથે તે ત્યા શોભી રહી છે.

આ દંતકથા પરથી પણ એમ જણાય છે કે ગોમ્મટેશ્વરની મૂર્તિ ચામુડરાયની પૂર્વેની હતી, વિન્ધ્યગિરિની કોતરોમા વસનારાઓ વર્ષો થયા તેના પ્રત્યે ભાવભક્તિ ધરાવતા હતા, વિદ્વાન મુનિવરો એ મૂર્તિના અસ્તિત્વથી માહિતગાર હતા—ચામુડરાયે તો સૈકાઓ થયા તે વિસારે પડીને દટાઈ ગઈ હતી તેને ખુલ્લી કરીને જગત સમક્ષ મૂકી ને તેની પ્રતિષ્ઠા કરી

શ્રવણ બેલ્ગોલનું તીર્થસ્વરૂપ પણ ગોમ્મટેશ્વરની પ્રતિમાને આભારી છે. અને શ્રવણ બેલ્ગોલમાથી જે ૫૦૦ લગભગ શિલાલેખો મળી આવે છે તેમાના મહત્ત્વના શિલાલેખો તો ચામુડરાયની પૂર્વેના છે તેમા સૌથી જૂનો શિલાલેખ સમ્રાટ સપ્રતિ (ભાસ્કર) નો છે તેમા અનેક મુનિવરો સાથે શ્રી ભદ્રબાહુસ્વામી અને મુનિશ્રેષ્ઠ પ્રભાચન્દ્ર ( સમ્રાટ ચન્દ્રગુપ્ત ) ના દક્ષિણ વિહારની હકીકત આપીને જણાવવામા આવ્યું છે કે 'જ્યારે તે સર્વે અહી ( કટવપ્ર–શ્રવણ બેલ્ગોલ ) આવી પહોચ્યા ત્યારે આચાર્યે ( ભદ્રબાહુસ્વામીએ ) પોતાનો કાળ નજીક નિહાળી પ્રભાચન્દ્ર સિવાયના સર્વેને વિદાય કરી દીધા ને પછી તે અણશણપૂર્વક સ્વર્ગવાસ પામ્યા '[૪૨] તે પછીનો શિલાલેખ (શિલાલેખ ન. ૧)[૪૩] શક સંવત ૫૨૨ ( ઇ. સ. ૬૦૦ ) નો છે અને તેમા ભગવાન મહાવીરસ્વામીના કેવળજ્ઞાનની હકીકત અપાયેલી છે. તે પછીના શક સવત ૫૭૨ ના શિલાલેખે (શિલાલેખ નં. ૧૭–૧૮) મા જણાવ્યું છે કે—'જૈન ધર્મ શ્રી ભદ્રબાહુસ્વામી અને ચ દ્રગુપ્તના તેજથી પ્રભાવ પામેલો તે સહેજ ઢીલો થતા શ્રી શાન્તિસેન મુનિએ તેનો પ્રભાવ ફરી વિસ્તાર્યો.'

---

(૪૦) ક્ષ્વાવર–અગમ તીર્થં માધિધિ પેલ્ડાગલ ઓરવે
[ ગોમ્માટ દેવર ।
ક્ષ્વાવર તીર્થં, કાલ્નેલે દેવર મૂલલ્ય દોલ્માણ
તીર્થંમ્ ॥

ઈ સ. ૭૧૦ નો મિક્કા હનાસોગેનો શિલાલેખ

(૪૧) Since Indranandin's Jvala Malini Kalpa was written after Elacarya, and in the times of Rastrakuta Krshna III (939–966 A. D ) there is nothing to prevent Elacarya and Kalnele deva being assigned to 900 A. C.
The Jain Antiquary Vol. V No IV. p 114

(૪૨) અત આચાર્ય પ્રભાચન્દ્રેણામવનિતલલલામભૂતે ઽથાસ્મિન્ કટવપ્રનામ . ધમુપલક્ષિતે શિખરિણિ જીવિતશેષમ્ અલ્પતરકાલમ્ અવબુધ્યાધ્વન: સુચકિત તપસ્સમાધિમારાધયિતુમ્ આપૃચ્છ્ય નિરવશેષેણ સંઘ વિસૃજ્ય શિષ્યેણૈકેન પૃથુલકાસ્તીર્ણતલાસુ શિલાસુ શીતલાસુ સ્વદેહ સન્ન્યસ્યારાધિતવાન્ ।
સમ્રાટ્ ભાસ્કર ( સંપ્રતિ ) નો શિલાલેખ

(૪૩) શ્રવણ બેલ્ગોલના શિલાલેખોના આ નંબર હુઇસ રાઇસ કૃત 'Sravana Belgola Inscriptions' નામે ગ્રન્થમાં જે શિલાલેખોને જે અનુક્રમ નંબર આપવામાં આવ્યા છે તે અનુસાર મેલ્યા છે.

શક સંવત ૬૨૨ (ઈ. સ. ૭૦૦) ના શિલાલેખો તો ત્યાં વિપુલ પ્રમાણમાં મળી આવે છે. તેમાં શિલાલેખ નં. ૩, ૭, ૮, ૨૦, ૨૨, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૨, ૩૩ આદિ મુખ્ય છે. આ શિલાલેખોમાં મુખ્યતે જૈન આચાર અને તત્ત્વજ્ઞાનનું દર્શન કરાવવામાં આવ્યું છે અને ખૂબી એ છે કે, આજે આ તીર્થ દિગંબરોનું મનાય છે છતાં, ઉપરોક્ત શિલાલેખોમાં જે આચાર અને તત્ત્વનું આલેખન થયું છે, તે દિગંબર કરતાં શ્વેતાંબર મંતવ્ય સાથે વધારે મળતું આવે છે. શિલાલેખ નં. ૪૨ (ઈ. સ. ૧૧૧૭) ને શિલાલેખ નં. ૧૦૫ (ઈ. સ. ૧૨૯૮) માં પણ 'તત્ત્વાર્થાધિગમ' સૂત્રના કર્તા ઉમાસ્વાતી વાચકની જ્ઞાન-મહત્તા અને ચારિત્ર-મહત્તા વર્ણવવામાં આવી છે. ઉમાસ્વાતી વાચકને અને તેમના 'તત્ત્વાર્થાધિગમ સૂત્ર' ને જો કે દિગંબરો પણ માન તો આપેજ છે, પણ તે કૃતિ તેમજ તેના કર્તાનું વિશેષ માન તો શ્વેતાંબર સંપ્રદાયમાંજ જળવાઈ રહ્યું છે.

સમયની દૃષ્ટિએ આપણે ઈ. સ. ૭૦૦ લગીના શિલાલેખો પર ઉપર દૃષ્ટિપાત કરી ગયા. તે પછી પણ ઉત્તરોત્તર સમયના સંખ્યાબંધ શિલાલેખો મળી જ આવે છે અને ઈ. સ. ૯૮૧ લગીમાં તો તેની સંખ્યા સેંકડે પહોંચે છે. એટલે ગોમ્મટેશ્વરની મૂર્તિના કારણે તીર્થસ્વરૂપ બનેલા આ સ્થળે, ઈ. સ. ૯૮૧ માં ચામુંડરાયે ગોમ્મટેશ્વરની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી, ત્યાર પહેલાંના લેખો પણ વિપુલ પ્રમાણમાં જળવાઈ રહ્યા છે, જે આ તીર્થ અને મૂર્તિની વિશેષ પ્રાચીનતા સૂચવે છે.

હવે મુખ્ય પ્રશ્ન એ રહે છે કે જો ગોમ્મટેશ્વરની આ પ્રતિમાની ચામુંડરાયે તો કેવળ પ્રતિષ્ઠા જ કરી છે અને મૂર્તિ ચામુંડરાયના સમય કરતાં વધારે પ્રાચીન છે તો પછી તે કોતરાવરાવી કોણે?—અને એનો ઉત્તર આપણને સહેજે સાંપડી શકે તેમ છે.

શ્રી ભદ્રબાહુસ્વામી અને પ્રભાચન્દ્ર (ચન્દ્રગુપ્ત) અહીં આવી ચડ્યા તે પૂર્વે આ ભૂમિ કશું પણ ઐતિહાસિક કે ધાર્મિક મહત્ત્વ ધરાવતી નહોતી.[૪૪] તેઓ કેવળ અકસ્માતથી અહીં આવી ચડ્યા અને પોતાનો અંતકાળ નજીક નિહાળી શ્રી ભદ્રબાહુસ્વામી પ્રભાચન્દ્રની સાથે ત્યાં જ રહી ગયા. હવે ભદ્રબાહુસ્વામીનો સ્વર્ગવાસ મ. સં. ૧૭૦ (ઈ. સ. પૂ. ૩૫૭) નક્કી છે. એટલે ગોમ્મટેશ્વરની પ્રતિમાનો સમય ઈ. સ. ૩૫૭ ની પછી જ આંકવો રહે છે.

શ્રી ભદ્રબાહુસ્વામી અને ચન્દ્રગુપ્તની પછી આ સ્થળની મુલાકાત લેનાર બીજી મહત્ત્વની વ્યક્તિ ચન્દ્રગુપ્તનો પ્રપૌત્ર ભાસ્કર (સંપ્રતિ) છે. દિગંબર જૈન સાહિત્યમાં જણાવ્યા પ્રમાણે—

**સંપ્રતિની શ્રવણ-બેલ્ગોલ યાત્રા**

'પોતાના મહાગુરુ અને પ્રપિતામહ આ સ્થળે સ્વર્ગવાસ પામ્યા છે એમ જાણીને ભાસ્કર અહીં શ્વેતાંબરોના સંઘ સાથે યાત્રાએ આવ્યો. તેના આગમન પૂર્વે આ સ્થળ કટવપ્રના નામે ઓળખાતું હતું. પણ તેણે બે ટેકરીઓની વચ્ચે એક સુંદર સરોવર બનાવરાવી તેની આસપાસ નગર વસાવ્યું અને શ્વેતાંબરોની યાદમાં તેને શ્રવણ બેલ્ગોલ (જૈન મુનિવરોનું શ્વેત-સરોવર અથવા શ્વેતાંબર જૈન મુનિવરોનું સરોવર) એ નામ આપ્યું. કટવપ્રની ટેકરીને તેણે ચન્દ્રગિરિ નામ આપ્યું. ભદ્રબાહુસ્વામી અને ચન્દ્રગુપ્તનાં સ્મરણ-સ્થાને તેણે ચૈત્યો બંધાવરાવ્યાં, પાદુકાઓ સ્થાપી.'[૪૫] આ રીતે દિગંબરો પણ શ્રવણ બેલ્ગોલનું કર્તૃત્વ, ત્યાંનાં ચૈત્યો આદિને શ્વેતાંબર જૈન નૃપતિ

---

(૪૪) There was nothing in the place at that time for any body to visit or notice it. It was only by an accident that that great sage Bhadrabahu happened to stay away there with his single disciple Prabhachandra (Chandragupta Maurya). The Jain Antiquary Vol. V. No. IV

(૪૫)...The hill was known in those old times as 'Katavapra' and it came to be a memorial hill enshrining the remains of the last of the sritakevalis, Bhadrabahu, of the Jain Sampra-

ભારકરના ફાળે તો ચડાવે જ છે ફક્ત તીર્થના આબુ પણ સમી ગોમ્મટેશ્વરની પ્રતિમાના કર્તૃત્વ પર જ તેઓ પડદો ઢાળી રાખે છે પણ ઐતિહાસિક સાધનોથી આપણે તે પડદો સહેજે ઊચકી શકીએ તેમ છીએ

ઉપર જણાવ્યું તે પ્રમાણે દિગમ્બરો પણ એટલું તો માન્ય રાખેજ છે કે શ્વેતામ્બર જૈન સમ્રાટ ભારકર (સંપ્રતિ), ભદ્રબાહુસ્વામી અને ચન્દ્રગુપ્તની અવસાન–ભૂમિ લેખે આ સ્થળની યાત્રાએ આવ્યો હતો અને તેણે અહીં ચૈત્યો સ્મારકો આદિ ખડા કરીને આ સ્થળને તીર્થ તરીકે પ્રવર્તાવ્યું આ સયોગોમા આપણે આ સ્થળે શોભતા ચૈત્યાદિનું નિરીક્ષણ કરી જઇએ તો તે ગોમ્મટેશ્વરના કર્તૃત્વના નિર્ણયમા આપણને મદદગાર બનશે.

આ સ્થળ ત્રણ વિભાગમા વ્હેચાયલુ છે. એક તો જેના પર ગોમ્મટેશ્વરની વિરાટકાય પ્રતિમા ઊભેલી છે તે મોટી ટેકરી વિન્ધ્યગિરિ, બીજું અગાઉ કટવપ્રના નામે ઓળખાતી પણ ચન્દ્રગુપ્તની યાદગીરીમા ચન્દ્રગિરિ નામ પામેલી નાની ટેકરી ચન્દ્રગિરિ અને ત્રીજું તે બને ટેકરીઓની વચ્ચે શ્વેત–સરોવરની આસપાસ પથરાયલું ગામ શ્રવણ બેલ્ગોલ

વિન્ધ્યગિરિની ટેકરી તલેટીથી ४७० ફૂટ ઊચી છે અને શિખર પર પહોચવાને માટે ૫૦૦ પગથિયા કોતરાયલા છે શિખર પર મોટુ સપાટ મેદાન છે અને તેની ચારે કોર પ્રાકૃતિક શિલાઓથી ગોઠવાયલી પ્રચંડ દિવાલ છે. મેદાનની લગભગ વચ્ચોવચ્ચ ગોમ્મટેશ્વરની વિરાટકાય મૂર્તિ છે તે મૂર્તિની બને બાજુ પર ચમ્મર ધારી યક્ષ અને યક્ષિણીની મૂર્તિઓ છે તેની નજીકમા જ નવેક ફૂટ ઊચી એક સામાન્ય માનવમૂર્તિ અને બીજી એક હાથમા નાળિયેરની કાચલી સાથેની ગોવાળણ ગુડિકાયાની મૂર્તિ છે. તેમાની ગોવાળણ ગુડિકાયાની મૂર્તિ આપણે ઉપર જણાવી ગયા તે અનુસાર ચામુંડરાયે ઊભી કરાવેલી છે પણ યક્ષ–યક્ષિણી તેમજ અન્ય માનવ–પ્રતિમા તો ગોમ્મટેશ્વરની મૂળ મૂર્તિ સાથે જ કોરાયલ હોવાનો સંભવ છે નવ ફૂટની માનવ–પ્રતિમા કદાચ એમ સૂચવવાને કોતરાણી હોય કે ગોમ્મટેશ્વરની મૂળ ઊંચાઇ તો આટલીજ હતી, પણ અહીં તેને વિશિષ્ટ ભવ્યતા અર્પવાને વિરાટરૂપ આપવામા આવ્યુ છે

ગોમ્મટેશ્વરની મૂર્તિની સન્મુખ, સુંદર છતોથી શોભતો મંડપ છે તેમાની આઠ છતો પર અષ્ટ દિક્પાલોની મૂર્તિઓ છે અને નવમી છત પર ગોમ્મટેશ્વરના અભિષેક માટે હાથમા કળશ સાથે શોભતી ઇન્દ્રની મૂર્તિ છે.

ગોમ્મટેશ્વરની વિરાટકાય પ્રતિમા અને મંડપની આસપાસ મેદાનમા સખ્યાબધ ખંડિત–અખંડિત મંદિરો પથરાયલા પડ્યા છે તેમા કેટલાક અતિ પ્રાચીન છે અને તેમાના કેટલાક શ્વેતામ્બરોના હોવાનો પણ સંભવ છે. આ ઉપરાત વિન્ધ્યગિરિ પર સિદ્ધરબસ્તી અખંડ બાગિલુ, સિદ્ધરગુંડુ, ગુલ્લ કાયજ્જિ બાગિલુ ત્યાગદ બ્રહ્મદેવ સ્થભ, ચેનણ્ણ બસ્તી, ઓદેગલ બસ્તી, ચોવીશ તીર્થંકર બસ્તી આદિ સ્મારકો પણ નોંધપાત્ર છે.

વિન્ધ્યગિરિ ઘણી વખત દોડ્ડબેટ્ટ (મોટી ટેકરી) અથવા ઇન્દ્રગિરિના નામે ઓળખાય છે તેમ ચન્દ્રગિરિ કટવપ્ર, કલ્બપ્પુ, તીર્થગિરિ, ઋષિગિરિ, ચિક્કબેટ્ટ (નાની ટેકરી) આદિ નામે પણ ઓળખાય છે વિન્ધ્યગિરિની ઊંચાઇ સમુદ્રતટથી ૩૩૪૭ ફીટ છે જ્યારે ચન્દ્રગિરિની ઊંચાઇ ૩૦૫૨ ફીટ છે આ ટેકરી પર પાર્શ્વનાથ બસ્તી, કત્તલે બસ્તી, ચન્દ્રગુપ્ત બસ્તી, શાતિનાથ બસ્તી, સુપાર્શ્વનાથ બસ્તી, ચન્દ્રપ્રભ બસ્તી,

---

daya From its also having been the shrine of the remains of Prabhachandra (Emperor Chandragupta) *this single disciple of Bhadrabahu,* it came to be visited by King Bhaskar Maurya, his grandson, who built Chaityalayas over it and a white lake in the village at the bottom of these hills and that he built even the village also *and named it Belugola.*

*The Jain Antiquary Vol V. No. IV.*

ચામુંડરાય બસ્તી, શાસન બસ્તી, મજ્જિગણ્ણ બસ્તી, એરડુકટ્ટે બસ્તી, સવતિગંધવારણ બસ્તી, તેરીન બસ્તી, શાંતીશ્વર બસ્તી તથા ઇરૂવે બ્રહ્મદેવ બસ્તી વગેરે ચૌદ નોંધપાત્ર મંદિરો છે. તેમાંનાં પ્રથમ તેર મંદિરો એકજ ટૂંક પર આવેલાં છે, જ્યારે ચૌદમું જુદું પડી જાય છે. મંદિરો ઉપરાંત આ ટેકરી પર કૂગે બ્રહ્મદેવ સ્તંભ, મહાનવમી મંડપ, ભરતેશ્વરમૂર્તિ, કંચિનદોણણે કુંડ, લક્કિદોણણે કુંડ, ચામુંડરાય-શિલા તેમજ ભદ્રબાહુ-ગુફા આદિ નોંધપાત્ર છે. ભદ્રબાહુની ગુફામાં ચન્દ્રગુપ્તની ચરણ-પાદુકાઓ છે અને એમ મનાય છે કે ચન્દ્રગુપ્ત આ જ ગુફામાં સમાધિમરણ પામ્યા હતા.

શ્રવણ બેલ્ગોલમાં ભંડારી બસ્તી, અક્કન બસ્તી, સિદ્ધાંત બસ્તી, દાનશાલે બસ્તી, નગર જિનાલય, મંગાયી બસ્તી, જૈન મઠ આદિ જૈન ચૈત્યો છે. તે ઉપરાંત કલ્યાણિ સરોવર, જક્કિકટ્ટે સરોવર, ચૈન્નણ્ણ કુંડ આદિ પણ દર્શનીય છે.

વિન્ધ્યગિરિ, ચન્દ્રગિરિ અને શ્રવણ બેલ્ગોલનાં આ સ્થાનકોમાં ક્યાં ક્યાં સંપ્રતિને આભારી છે અને કેટલાં પાછળથી બનેલાં છે તેનું માપ કાઢવું મુશ્કેલ છે. પણ જીર્ણશીર્ણ બનેલાં અતિ પ્રાચીન ચૈત્યોમાંથી કેટલાંક તો સંપ્રતિને આભારી હોવાનો પૂરતો સંભવ છે.

**ગોમ્મટેશ્વરની પ્રતિમાનો કોતરાવનાર સંપ્રતિ**

વિન્ધ્યગિરિ અને ચન્દ્રગિરિ બંને ટેકરીઓ પર સંપ્રતિએ ચૈત્યો બનાવરાવેલ હોવાની હકીકતને તો દિગંબરો પણ માન્ય રાખે છે. હવે વિન્ધ્યગિરિના શિખર પર ખડકમાંથી કોતરાઇને ચોગાનની વચ્ચોવચ્ચ ઊભેલી ગોમ્મટેશ્વરની વિરાટકાય પ્રતિમાનું વિહંગાવલોકન કરતાં જણાય છે કે આ ટેકરી પર સૌથી પ્રથમ આ પ્રતિમાજ ઊભી કરાયલી હોવી જોઇએ. કેમકે જો મંદિરો પહેલાં ચણી દેવાય તો મેદાનની વચ્ચોવચ્ચ આવી વિરાટકાય પ્રતિમા કોતરીને ઊભી કરવાનું એ મંદિરોને નષ્ટ કર્યા વિના કોઇ પણ સંયોગોમાં ન બની શકે. એટલે એમ માનવાને કારણ રહે છે કે આ પ્રતિમા મૂળ તો અહીં સંપ્રતિએ જ કોતરાવીને ઊભી કરાવરાવેલી હોવી જોઇએ, અને તેની આસપાસ મંડપ, ચૈત્યો આદિ બનાવરાવીને તથા તલેટીમાં નગર સ્થાપીને તેણે આ સ્થળને તીર્થભૂમિ તરીકે મશહૂર બનાવ્યું હોય. પણ વખત જતાં, શુંગોના કે અન્ય આક્રમણોના પરિણામે એ પ્રતિમા દટાઇને વીસારે પડી ગઇ હોય. ચામુંડરાયે દંતકથાઓ અથવા સ્વપ્નના આધારે દોરવાઇને તે પ્રતિમાને શોધી કાઢીને તેની પુનઃપ્રતિષ્ઠા કરેલી હોવી જોઇએ. તે વખતે અથવા તે પછી તરતના ગાળામાં સંપ્રતિનાં સમયનાં જીર્ણશીર્ણ મંદિરોનો પણ ઉદ્ધાર થયેલો હોવો જોઇએ.

આ પ્રતિમા સંપ્રતિએ કોતરાવરાવેલી હોય તેમ માનવાને મુખ્ય કારણો ટૂંકમાં નીચે પ્રમાણે છે—

૧. કેટલાક સંશોધકો આ પ્રતિમાનું કર્તૃત્વ ચામુંડરાયના ફાળે ચડાવે છે. પણ આપણે અનેક પ્રમાણોથી ઉપર પુરવાર કરી ગયા તે પ્રમાણે ચામુંડરાયે તો આ વીસારે પડેલી પ્રતિમાને શોધી કાઢીને તેને પુનઃ પ્રતિષ્ઠિત કરી છે. એટલે દેખીતી રીતે જ તે ચામુંડરાયની પૂર્વેના કોઇ જૈન નરવીરે બનાવરાવેલી હોવી જોઇએ.

૨. ગોમ્મટેશ્વરની પ્રતિમા જો ચામુંડરાયની પૂર્વે બનેલી હોવાનું માન્ય રાખીએ તો તે પ્રાચીન કાળમાં બનેલી હોવી જોઇએ. કેમકે દશમી સદીના પૂર્વાર્ધ્ધ સુધી તો તે સાવ વીસારે પડી ગઇ હતી અને ગિરિ-ગવ્હર-નિવાસી વન-માનવો કે ઇતિહાસજ્ઞ મુનિવરો સિવાય અન્ય કોઇને તો તેના અસ્તિત્વનો ખ્યાલ પણ નહોતો. એ દષ્ટિએ શ્રવણ બેલ્ગોલ નગરના વસાવનાર તેમજ વિન્ધ્યગિરિ અને ચન્દ્રગિરિને તીર્થસ્થાનકો તરીકે સ્થાપનાર જૈન સમ્રાટ ભાસ્કરે જ તે કોતરાવી હોય તે વિશેષ સંભવિત છે.

૩. સમ્રાટ ભાસ્કર શ્વેતાંબર જૈન સાહિત્યમાં સંપ્રતિના નામે મશહૂર છે, અને ઇતિહાસક્ષેત્રમાં તે પ્રિયદર્શીના નામે વિખ્યાત છે. કાળનો પ્રવાહ જેને સહેજ પણ ઇજા ન પહોંચાડી શકે એવી પચાસ પચાસ ફીટ કે તે કરતાં પણ વિશેષ ઊંચાઇની શિલામય કૃતિઓ

ખોદાવે છે, નગર વસાવે છે, ચૈત્યો બંધાવરાવે છે ચન્દ્રગુપ્તના સ્મારક તરીકે તે કટવપ્રની ટેકરીને ચન્દ્રગિરિ નામ આપે છે અને ત્યાં તે ચન્દ્રગુપ્તની ચરણપાદુકાઓ સ્થાપે છે આ રીતે તે તીર્થભૂમિમાં ચન્દ્રગુપ્તના નામને તે અમર બનાવે છે ત્યારે પ્રશ્ન એ ઊઠે છે કે ભદ્રબાહુ સ્વામીનું સ્મરણ જાગવવાને તે શું કરે છે ? તે વખતે એવા અનુમાન પ્રતિ આપણે સહજ દોરાઇએ છીએ કે આ પ્રતિમા કદાચ ભદ્રબાહુસ્વામીની તો નહિ હોય ? અને તે વખતે આ પ્રતિમા બાહુબલીની નહિ પરંતુ ભદ્રબાહુસ્વામીની જ હોવી જોઇએ એમ માનવાને આપણી સમક્ષ અનેક કારણો ઉપસ્થિત થાય છે–

૧ આ પ્રદેશને બાહુબલી સાથે કોઇ જ સંબંધ નથી જ્યારે ભદ્રબાહુસ્વામી અહીં સ્વર્ગવાસ પામ્યા હતા સંપ્રતિ અહીં યાત્રાએ આવ્યો તેનું કારણ પણ તે પોતાના શિલાલેખમાં કબૂલે છે તે પ્રમાણે તથા દિગંબર જૈન સાહિત્યમાં જણાવ્યા પ્રમાણે પણ એજ છે કે આ સ્થળે ભદ્રબાહુસ્વામી અને ચન્દ્રગુપ્ત સ્વર્ગવાસ પામ્યા હતા અહીં નાની ટેકરીને ચન્દ્રગિરિ નામ આપીને તે ચન્દ્રગુપ્તની સ્મૃતિને અમર બનાવે છે તે વખતે મોટી ટેકરી પર જૈન ધર્મના અંતિમ શ્રુતકેવળી, ચન્દ્રગુપ્તના ગુરુ અને એજ સ્થળે સ્વર્ગવાસ પામનાર શ્રી ભદ્રબાહુસ્વામીની તે પ્રતિમા કોતરાવે તે સાવ સ્વાભાવિક જણાય છે

૨ શ્રવણબેલગોલમાં જે સંખ્યાબંધ શિલાલેખો મળે છે તેમાં બાહુબલીનું નામ પણ નથી, જ્યારે લગભગ બધા જ સ્તુતિવાચક શ્લોકો મહામલ્લને હરાવવામાં શુરબની એવા શ્રી ભદ્રબાહુસ્વામીની પ્રશંસા કરે છે[૫૦]

૩ સંપ્રતિએ આવી ભવ્ય પ્રતિમા એકજ નહિ, પરંતુ નાનીમોટી થઇને સાત ભરાવરાવેલી છે અને તે બધી દક્ષિણ–વિહારમાં શ્રી ભદ્રબાહુસ્વામી જ્યાં જ્યાં થોભ્યા હતા[૫૧] ત્યાં ત્યાં ઊભેલી છે તેમાં ગોમ્મટેશ્વરની પ્રતિમા છેલ્લી, વધારે ભવ્ય અને શ્રી ભદ્રબાહુસ્વામીના મૃત્યુ–સ્થાને ઊભી કરાયેલી છે

---

(૫૦) भद्रबाहु स चन्द्रगुप्त मुनीद्र युग्मदिन नोप्पेवल।
भद्रमागिदा धर्मंत् ॥

वरण्णैह कृयन्तु महिमा भान भद्रबाहोर।
म्नोहोरु–मल्ल–मद–मर्दन–वृत्त बाहोद् ॥
શ્રવણ બેલ્ગોલ શિલાલેખ નં ૫૪

भद्रबाहुर–अग्रमद् समग्रबुद्धि–संपदा।
शुद्ध सिद्ध सासनम् सुसद्ध बंध सुंदरम् ॥
શ્રવણ બેલ્ગોલ શિલાલેખ નં –૧૦૮ ઇ સ ૧૪૪૩

(૫૧) ૧ સપ્રેડ આરસની પ્રતિમા—સાતપુડા પર્વતના શિખર ઉપર–જ્યાં નર્મદા નદી જબલપુર પાસેથી વહે છે ત્યાં

૨. મહુની–પ્રતિમા—મ ળવા પ્રદેશમાં ઇંદોર શહેરની મહુની નજીકમાં ડુંગર ળ પ્રદેશમાં

૩ બ ગઢ–પ્રતિમા—અલવર રાજ્યમાં વીસ ફુટ ઊંચી

૪ ત્રિપુર–વેનુર—મદ્રાસ ઇલાકાના દક્ષિણ કનરા જીલ્લામાં પ્રતિષ્ઠા ઇ સ ૧૬૦૪ ૩૫ ફીટ ઊંચી

૫ કારકુલ —મદ્રાસ ઇલાકાના દક્ષિણ–કનરા જીલ્લામાં પ્રતિષ્ઠા–ઇ સ ૧૪૩૨, વજન ૮૦ ટન તેને ખસેડીને આ સ્થળે ઊભી કરવામાં આવી હોય એમ જણાય છે ઊંચ ઇ–૪૧½ ફીટ

૬ બાલિય—ઊંચાઇ–૫૭ ફીટ

૭ શ્રવણ–બેલ્ગોલ ગોમ્મટેશ્વર—ઊંચાઇ–૫૭ ફીટ

પ્ર આ પુ રમાં આ પ્રતિમાઓ વિશે જોઇએ તેટલું નિરૂપણ આપી છે ને હજુ પણ આ પ્રશ્ન વિશેષ વિચારણા માગી રહે છે



# તૃતીય પરિચ્છેદ

## નગરો, ધર્મશાળાઓ, દાનશાળાઓ, પાંજરાપોળો, વાવ, કૂવા, સરોવરો, ગુફાઓ, રાજમાર્ગો આદિ બાંધકામો

સાર—

આ પરિચ્છેદમાં સંપ્રતિએ બંધાવરાવેલાં શ્રવણ બેલ્ગોલ, શ્રીનગર ને દેવપટ્ટણ એ ત્રણ નગરોની હકીકત આપવામાં આવી છે. તેણે બંધાવરાવેલી લાખો ધર્મશાળાઓ, દાનશાળાઓ, દવાખાનાં અને પાંજરાપોળોનાં સાહિત્યિક તેમજ શિલાલેખીય પ્રમાણો આપવામાં આવ્યાં છે; એ જ રીતે તેણે ચણાવરાવેલ હજારો વાવ-કૂવાઓનાં સાહિત્યિક તેમજ શિલાલેખીય પ્રમાણો રજૂ કરાયાં છે; તેણે બંધાવરાવેલ શ્વેત-સરોવર અને કુણાલ-સરોવરની વિગત વર્ણવવામાં આવી છે. ને અંતમાં તપસ્વીઓના નિવાસને માટે તેણે બનાવરાવેલી ગુફાઓ ને પ્રવાસીઓની સવલતને માટે તૈયાર કરાવરાવેલા વૃક્ષહારયુક્ત ભવ્ય રાજમાર્ગોનો ઇતિહાસ વર્ણવીને પુરવાર કરવામાં આવ્યું છે કે સ્થંભો ઊભા કરાવવામાં, મૂર્તિઓ ભરાવવામાં, મંદિરો ચણાવવામાં અને વિરાટકાય મૂર્તિઓ કોતરાવવામાં સંપ્રતિ (પ્રિયદર્શી) જેમ ઇતિહાસમાં અજોડ છે તેમ આ બધાં કામોમાં પણ તે ભવ્યતા તેમજ વિપુલતાની દૃષ્ટિએ હજી લગી તો ઇતિહાસભરમાં અજોડ છે.

ઊભી કરાવવાનો યશ તેનાજ ફાળે જાય છે. તેણે ઊભા કરાવેલા સ્થંભો સિવાય આટલી ઊંચાઇની બીજી કોઇ પ્રાચીન કૃતિઓ વિશ્વમાં આજે સાંપડતી નથી. પ્રિયદર્શીના સ્થંભોની જેમ જ ગોમ્મટેશ્વરની પ્રતિમા અખંડ શિલારૂપમાં છે, પ્રિયદર્શીના સ્થંભોની જેમ જ તે ૫૦-૬૦ ફીટની ઊંચાઇ ધરાવે છે, પ્રિયદર્શીના સ્થંભોની જેમ જ આજે હજારો વર્ષોથી તે અણનમ ઊભેલી છે અને પ્રિયદર્શીના સ્થંભોને જેમ વરસાદ, વાવાઝોડાં, તાપ કે કાળનો પ્રવાહ ધસારો પહોંચાડી શકેલ નથી તેમ આ મૂર્તિને પણ કુદરતનું તાંડવ સ્પર્શી શકેલ નથી. જે કારીગરી પ્રિયદર્શીના સ્થંભોમાં દર્શન દે છે એજ કારીગરી આ પ્રતિમામાં વ્યક્ત થાય છે.

૪. સંપ્રતિની પૂર્વે આ પ્રતિમા કોતરાઇને ખડી ખડી કરાયલ હોવાનો તો કોઇ સંભવ નથી. કેમકે ભદ્રબાહુસ્વામી અને પ્રભાચંદ્ર (ચંદ્રગુપ્ત) ના નિવાસથીજ આ ભૂમિની પ્રથમ સ્મરણીયતા અંકાણી છે અને સંપ્રતિએ તેની તીર્થ તરીકે સ્થાપના કરી છે. અને ચામુંડરાયે મૂર્તિ કોતરાવરાવી નથી, પણ તેની પુનઃ પ્રતિષ્ઠા જ કરી છે તે તો આપણે ઉપર અવલોકી ગયા. એટલે જો મૂર્તિ સંપ્રતિએ કોતરાવરાવી નથી એમ કહેવું હોય તો તે સંપ્રતિની પછીના અને ચામુંડરાયની ખૂબજ પૂર્વેના કોઇ જૈન નરવીરે કોતરાવરાવી છે એમ કહેવું જોઇએ. પણ વિન્ધ્યગિરિ, ચન્દ્રગિરિ અને શ્રવણ બેલ્ગોલ સાથે સંબંધ ધરાવતા જૈન નૃપતિઓમાં અથવા તો આવી વિરાટકાય પ્રતિમા કોતરાવી શકે તેવા નરવીરોમાં સંપ્રતિની પછી ચામુંડરાયનું જ નામ મળે છે. એટલે તે મૂર્તિ સંપ્રતિને જ આભારી જણાય છે.

૫. કલા-કોરણીમા ભારતના મધ્યકાલીન કારીગરો પ્રાચીન કારીગરો સાથે હરીફાઇ કરી શકે છે. પણ વિરાટકાય કૃતિઓમાં તેઓ એવી કુશળતા દાખવી શકેલ નથી. ભારતવર્ષની ઘણીખરી ભવ્ય કૃતિઓ મૌર્ય રાજવંશને જ આભારી છે. મધ્યકાલમાં મૌર્યકાલીન સ્થાપત્યનાં અનુકરણ થયાં છે, પણ તેમાં મૌલિકતા અને ઊતરી શક્યા છે. તે ત્રિવેણીસંગમ શમી ગોમ્મટેશ્વરની પ્રતિમા સર્જવાનું કાર્ય મૌર્યકાલ પછીના કારીગરોને માટે અસંભવિત છે.

આ સંયોગોમાં ગોમ્મટેશ્વરની પ્રતિમાનું સર્જન આપણે જો સંપ્રતિના કાળે નોંધીએ તો તે પ્રમાણરહિત નહિ જ ગણાય.

હવે જો ગોમ્મટેશ્વરની પ્રતિમા સંપ્રતિએજ કોતરાવરાવેલી છે એ વિધાનને આપણે સ્વીકારી લઇએ તો પછી એ પ્રતિમા સંપ્રતિએ કોના સ્મરણમાં કોતરાવરાવી હશે એ પણ વિચારી લેવું જોઇએ.

આજે આ પ્રતિમાને ભગવાન ઋષભદેવના પુત્ર બાહુબલીની પ્રતિમા તરીકે માનવામાં આવે છે. પણ એ મંતવ્યની પાછળની મુખ્ય ભૂમિકા એ છે કે ચામુંડરાય પૌદનપુરમાં ભરતે ભરાવરાવેલી બાહુબલીની ૫૨૫ ધનુષ્ય ઊંચી પ્રતિમાનાં દર્શન કરવાને નીકળ્યો હતો, પણ ત્યાં પહોંચવાનું અસંભવિત બન્યું અને માર્ગમાં તેને દૈવયોગથી અથવા અકસ્માતથી ૧૮ ધનુષ્ય ઊંચી આ પ્રતિમા મળી આવી. એટલે આ પ્રતિમાને બાહુબલીની કલ્પી લેવામાં આવી. પરંતુ સંપ્રતિએ મૂર્તિ કોતરાવતી વખતે તે ભગવાન ઋષભદેવના પુત્ર બાહુબલી લેખેજ કોતરાવી હશે કે કોઇ અન્યની ગણતરીએ તે વિચારી લેવું જોઇએ.

શિલાલેખોમાં અને દિગંબર જૈન શાસ્ત્રોમાં આ પ્રતિમાને માટે 'ભુજબલી,' 'ગોમ્મટેશ્વર,' અને 'કુક્કુટેશ્વર' એ ત્રણ નામ મળી આવે છે. તેમાં 'ભુજબલી' એ નામ બાહુબલીનું સૂચક છે એમ માનીને વિદ્વાનો આ પ્રતિમાને ભગવાન ઋષભદેવના પુત્ર બાહુબલીની પ્રતિમા કલ્પી

**ગોમ્મટેશ્વરની પ્રતિમા ભદ્રબાહુસ્વામીની હોવાનાં કારણો**

લે છે. પણ બીજી બાજુ સન ૧૧૨૮ ના ૫૪ નંબરના શિલાલેખમાં 'ભુજબલી'-યાને 'બાહુબલી' એ વિશેષણ શ્રીભદ્રબાહુસ્વામીને માટે પણ વપરાયલ નજરે ચડે છે. તેમાં જણાવવામા આવ્યું છે કે-'મોહમલ્લને દમવામાં બલીષ્ઠ બાહુ ધરાવતા (Stout of arm in subduing igno-

rance–**The Jain Antiquary** Vol. V. No. IV). એવા શ્રી ભદ્રબાહુસ્વામીનો મહિમા અવર્ણનીય છે.'૪૬

ગોમ્મટેશ્વરની પ્રતિમાની પુનઃ પ્રતિષ્ઠા કરનાર વીરમંત્રી ચામુંડરાયને તેના વિવિધ સદ્ગુણો અને શક્તિના કારણે 'વીરમાર્તંડ,' 'રણરંગસિંહ,' 'ત્રિભુવન વીર,' 'વૈરી–કુલકાલદંડ,' 'ભુજવિક્રમ,' 'ચલદંકગંગ,' 'સમર-પરશુરામ', 'પ્રતિપક્ષ રાક્ષસ,' 'ભટમારિ,' 'ગુણવં-કાવ,' 'સમ્યક્ત્વ રત્નાકર,' 'શૌચાભરણ,' 'સત્ય યુધિષ્ઠિર,' 'સુભટચુડામણિ,' 'કવિજન શેખર' તથા 'ગોમટ' (કામદેવ) આદિ ઉપાધિઓ મળી હતી. વિન્ધ્યગિરિની વિરાટકાય મૂર્તિનું 'ગોમટેશ્વર' નામ ચામુંડરાયની આ 'ગોમટ' ઉપાધિને આભારી હોવા વિશેષ સંભવ છે.૪૭ કેમકે અકસ્માતથી પ્રતિમા મળી આવવાથી તે કોની પ્રતિમા છે તે તરત નિશ્ચિત ન થઇ શક્યું હોય અને પરિણામે તે પ્રતિમાને 'ગોમ્મટેશ્વર' (ગોમટ–ચામુંડરાયના ઇશ્વર) નામ બક્ષાયું હોય,

આ વિરાટકાય પ્રતિમા ઘણા સમય લગી જંગલમાં અણુજાણ પડી રહી. પરિણામે તેની આસપાસ અનેક રાફડા લાગી ગયા. એ પ્રદેશમાં કુક્કુટ સર્પો વિશેષ પ્રમાણમાં હોઇને તે પ્રતિમાની આસપાસ ફરવા લાગ્યા. પરિણામે પ્રતિમા 'કુક્કુટેશ્વર'ના નામે પણ ઓળખાવા લાગી.૪૮

આ રીતે 'ભુજબલી,' 'ગોમ્મટેશ્વર' અને 'કુક્કુટેશ્વર' એ ત્રણમાંથી એકે નામ આ પ્રતિમા બાહુબલીની છે એમ પુરવાર કરવામાં મદદગાર બનતું નથી. ઊલટું કેટલીક હદે તે એની વિરુદ્ધમાં ઊભાં રહે છે. પ્રતિમાનું 'ગોમ્મટેશ્વર' નામ એમ સૂચવે છે કે એ પ્રતિમા કોની છે તે નિશ્ચિત ન હોઇને તેને 'ગોમ્મટેશ્વર' (ગોમટના ઇશ્વર) એ નામ અપાયું હશે. એજ રીતે 'કુક્કુટેશ્વર' નામ એમ સૂચવે છે કે એ પ્રતિમા ઘણા સમય લગી જંગલમાં અપૂજ સ્થિતિમાં દટાઇ રહેવાથી તેની આસપાસ કુક્કુટ. સર્પો ફરી વળ્યા હતા. અને ચામુંડરાયના સમયથી તો તે પ્રતિમા સતત પુજાતી આવી છે. એટલે આ શબ્દ તેને ચામુંડરાયના સમય પૂર્વેની પુરવાર કરવામાં મદદગાર બને છે. અને 'ભુજ–બલી' વિશેષણ તો જેમ ભગવાન ઋષભદેવના પુત્ર બાહુબલીનું છે તેમ અંતિમ શ્રુતકેવલી ભદ્રબાહુસ્વામી પણ એ વિશેષણથી ઓળખાતા હતા.

ઉપરોક્ત દલીલો પછી વાચકોના દિલમાં એક પ્રશ્ન ઊઠે તે સાવ સ્વાભાવિક છે; અને તે એ કે 'આ પ્રતિમા બાહુબલીની નથી તો કોની છે ?' અહીં તેનો ઉત્તર આપવો જ જોઇએ.

આ પ્રતિમા ચામુંડરાયે નહિ પણ સંપ્રતિએ કોતરાવરાવેલી છે તે તો આપણે ઉપર પુરવાર કરી ગયા છીએ. હવે સંપ્રતિએ જે સંયોગોમાં આ પ્રતિમા કોતરાવરાવી તે શું સૂચવે છે તે પણ આપણે વિચારી જઇએ.

કટવપ્ર (ચન્દ્રગિરિ) પર શ્રી ભદ્રબાહુસ્વામી અને ચંદ્રગુપ્ત મૌર્ય સ્વર્ગે સિધાવ્યા હોવાથી સમ્રાટ સંપ્રતિ (ભાસ્કર) એ પ્રદેશની યાત્રાએ આવેલ છે. ચન્દ્રગુપ્ત તેમો પ્રપિતામહ છે. ભદ્રબાહુસ્વામી એ પ્રપિતામહના ગુરુ અને જૈન ધર્મના અંતિમ શ્રુત કેવલી છે. સંપ્રતિ તે બંનેની મૃત્યુભૂમિને તીર્થ તરીકે સ્થાપી ત્યાં સરોવર૪૯

---

(૪૬) वरणेह कुथन्तु महिमा भान भद्रबाहोर ।
म्मोहोरु–मल्लि–मद–मर्दन–वृत–वाहोह् ।
શ્રવણ બેલ્ગોલ–શિલાલેખ નં–૫૪ ઇ. સ. ૧૧૨૮

(૪૭) चामुण्डराय का दूसरा नाम 'गोमट' था, इस लिये इस मूर्ति का नाम 'गोम्मटेश्वर' पडा।
जैन–सिद्धांत–भास्कर [श्रवण–वेल्गोल–मस्तकाभिषेक–विशेषांक]

(૪૮) The region around the image having become infested with innumerable Kukkuta-sarpas ( fowls with serpent heads ). the statue came to be known as Kukkutesvara.
The Jain Antiquary Vol. V. No. IV

(૪૯) યાત્રિકોની સગવડ જાળવવાને માટે તીર્થભૂમિમાં આવાં સરોવરો બંધાવવાની પ્રથા અતિ પ્રાચીન કાળથી ચાલી આવે છે. સમ્રાટ ચન્દ્રગુપ્ત મૌર્યે ગિરનાર પર્વતની તલેટીમાં આવું સરોવર બંધાવરાવેલું, જે 'સુદર્શન સરોવર' ના નામે મશહૂર બનેલું છે અને જેના શિલાલેખયુક્ત અવશેષો આજે પણ મળી આવે છે.

ખોદાવે છે, નગર વસાવે છે, ચૈત્યો બંધાવરાવે છે ચન્દ્રગુપ્તના સ્મારક તરીકે તે કટવપ્રની ટેકરીને ચન્દ્રગિરિ નામ આપે છે અને ત્યા તે ચન્દ્રગુપ્તની ચરણપાદુકાઓ સ્થાપે છે. આ રીતે તે તીર્થભૂમિમા ચન્દ્રગુપ્તના નામને તે અમર બનાવે છે ત્યારે પ્રશ્ન એ ઊઠે છે કે ભદ્રબાહુ સ્વામીનુ સ્મરણ જાળવવાને તે શુ કરે છે ? તે વખતે એવા અનુમાન પ્રતિ આપણે સહજ દોરાઇએ છીએ કે આ પ્રતિમા કદાચ ભદ્રબાહુસ્વામીની તો નહિ હોય ? અને તે વખતે આ પ્રતિમા બાહુબલીની નહિ, પરતુ ભદ્રબાહુસ્વામીની જ હોવી જોઇએ એમ માનવાને આપણી સમક્ષ અનેક કારણો ઉપસ્થિત થાય છે–

૧ આ પ્રદેશને બાહુબલી સાથે કોઇ જ સબધ નથી જ્યારે ભદ્રબાહુસ્વામી અહીં સ્વર્ગવાસ પામ્યા હતા સપ્રતિ અહીં યાત્રાએ આવ્યો તેનુ કારણ પણ તે પોતાના શિલાલેખમા કબૂલે છે તે પ્રમાણે તથા દિગબર જૈન સાહિત્યમા જણાવ્યા પ્રમાણે પણ એજ છે કે આ સ્થળે ભદ્રબાહુસ્વામી અને ચન્દ્રગુપ્ત સ્વર્ગવાસ પામ્યા હતા અહીં નાની ટેકરીને ચન્દ્રગિરિ નામ આપીને તે ચન્દ્રગુપ્તની સ્મૃતિને અમર બનાવે છે તે વખતે મોટી ટેકરી પર જૈન ધર્મના અતિમ શ્રુતકેવળી ચન્દ્રગુપ્તના ગુરુ અને એજ સ્થળે સ્વર્ગવાસ પામનાર શ્રી ભદ્રબાહુસ્વામીની તે પ્રતિમા કોતરાવે તે સાવ સ્વાભાવિક જણાય છે.

૨ શ્રવણબેલગોલમા જે સખ્યાબધ શિલાલેખો મળે છે તેમા બાહુબલીનુ નામ પણ નથી, જ્યારે લગભગ બધા જ સ્તુતિવાચક શ્લોકો મેઠમલ્લને હરાવવામા ભુજબળી એવા શ્રી ભદ્રબાહુસ્વામીની પ્રશસા કરે છે[૫૦]

૩ સપ્રતિએ આવી ભવ્ય પ્રતિમા એકજ નહિ, પરતુ નાનીમોટી થઇને સાત ભરાવરાવેલી છે અને તે બધી દક્ષિણ–વિહારમા શ્રી ભદ્રબાહુસ્વામી જ્યા જ્યા રોકાયા હતા[૫૧] ત્યા ત્યા ઊભેલી છે તેમા ગોમ્મટેશ્વરની પ્રતિમા છેલ્લી, વધારે ભવ્ય અને શ્રી ભદ્રબાહુસ્વામીના મૃત્યુ–સ્થાને ઊભી કરાયલી છે

---

(૫૦) भद्रबाहु स चन्द्रगुप्त मुनींद्र युगमदिन नोप्पेवल।
भद्रमागिदा धर्मन् . . ॥

..

वरर्णेह कृयन्तु महिमा भान भद्रबाहोर।
म्नोहोरु-मल्लै-मद-मर्दन-वृत्त-बाहोह् ॥
શ્રવણ બેલ્ગોલ શિલાલેખ ન ૫૪

भद्रबाहुर-अग्रमह् समग्रबुद्धि-संपदा।
शुद्ध-सिद्ध सासनम् सुमद्ध बंध सुंदरम् ॥
શ્રવણ બેલ્ગોલ શિલાલેખ ન –૧૦૮ ઇ સ ૧૪૪૩

(૫૧) ૧ સહેલ બારસની પ્રતિમ —સાતપુડા પર્વતના શિખર ઉપર–જ્યાં નર્મદા નદી જબલપુર પાસેથી વહે છે ત્યાં

૨ મહુની–પ્રતિમા—માળવા પ્રદેશમાં, ઇંદોર રાજ્યે મહુની નજીકમાં કુ ભરવ પ્રદેશમાં

૩ બાગઠ–પ્રતિમા—અલવર રાજ્યમાં–વીસ ફુટ ઊંચી

૪ ત્રિપુર–વેનુર—મદ્રાસ ઇલાકાના દક્ષિણ કાનડા જીલ્લામાં પ્રતિષ્ઠા ઇ સ ૧૬૦૪ ૩૫ ફીટ ઊંચી

૫ કારકુલ —મદ્રાસ ઇલાકાના દક્ષિણ–કાનડા જીલ્લામા પ્રતિષ્ઠા–ઇ સ ૧૪૩૨ વજન ૮૦ ટન, તેને ખસેડીને આ સ્થળે ઊભી કરવામાં આવી હોય એમ જણાય છે ઊંચાઇ–૪૧½ ફીટ.

૬ ગ્વાલિયર—ઊંચાઇ–૫૭ ફીટ.

૭ શ્રવણ–બેલ્ગોલ ગોમ્મટેશ્વર—ઊંચાઇ–૫૭ ફીટ.

મ બા પુ રમાં આ પ્રતિમાઓ વિશે કોઇ જુદોજ નિર્ણય આપ્યો છે ને હજુ પણ આ પ્રશ્ન વિશેષ વિચારણા માગી લે છે.



# તૃતીય પરિચ્છેદ

## નગરો, ધર્મશાળાઓ, દાનશાળાઓ, પાંજરાપોળો, વાવ, કૂવા, સરોવરો, ગુફાઓ, રાજમાર્ગો આદિ બાંધકામો


સાર—

આ પરિચ્છેદમાં સંપ્રતિએ બંધાવરાવેલાં શ્રવણ બેલ્ગોલ, શ્રીનગર ને દેવપટ્ટણ એ ત્રણ નગરોની હકીકત આપવામાં આવી છે. તેણે બંધાવરાવેલી લાખો ધર્મશાળાઓ, દાનશાળાઓ, દવાખાનાં અને પાંજરાપોળોનાં સાહિત્યિક તેમજ શિલાલેખીય પ્રમાણો આપવામાં આવ્યાં છે; એ જ રીતે તેણે ચણાવરાવેલ હજારો વાવ-કૂવાઓનાં સાહિત્યિક તેમજ શિલાલેખીય પ્રમાણો રજૂ કરાયાં છે; તેણે બંધાવરાવેલ શ્વેત-સરોવર અને કુણાલ-સરોવરની વિગત વર્ણવવામાં આવી છે. ને અંતમાં તપસ્વીઓના નિવાસને માટે તેણે બનાવરાવેલી ગુફાઓ ને પ્રવાસીઓની સવલતને માટે તૈયાર કરાવરાવેલા વૃક્ષહારયુક્ત ભવ્ય રાજમાર્ગોનો ઈતિહાસ વર્ણવીને પુરવાર કરવામાં આવ્યું છે કે સ્થંભો ઊભા કરાવવામાં, મૂર્તિઓ ભરાવવામાં, મંદિરો ચણાવવામાં અને વિરાટકાય મૂર્તિઓ કોતરાવવામાં સંપ્રતિ (પ્રિયદર્શી) જેમ ઇતિહાસમાં અજોડ છે તેમ આ બધાં કામોમાં પણ તે ભવ્યતા તેમજ વિપુલતાની દૃષ્ટિએ હજી લગી તો ઈતિહાસભરમાં અજોડ છે.

સંપ્રતિએ બનાવરાવેલા સ્તૂપો, ઊભા કરાવરાવેલા સ્થંભો, ભરાવરાવેલી જિનમૂર્તિઓ, ચણાવરાવેલા જિન-પ્રાસાદો ને કોતરાવરાવેલી વિરાટકાય મૂર્તિઓ આદિનું આપણે ઉપરના પરિચ્છેદોમાં અવલોકન કરી ગયા. હવે એ કૃતિઓ ઉપરાંત તેણે નગરો, ધર્મશાળાઓ, દાનશાળા, પાંજરાપોળો, દવાખાના, વાવ, કૂવા, સરોવરો, ગુફાઓ, રાજમાર્ગો આદિ બાંધકામોમાં જે હિસ્સો નોંધાવરાવેલો છે તેના પર દૃષ્ટિપાત કરી લઈએ.

સંપ્રતિએ નગરો તો અનેક બંધાવ્યા હશે, પણ આજે તો તેમાંથી શ્રવણ બેલગોલ, શ્રીનગર અને દેવપટ્ટણ એ ત્રણના જ પુરાવાઓ સાંપડે છે, એટલે આપણે તે ત્રણના અવલોકનથી જ સંતોષ માનવો પડશે.

**સંપ્રતિએ સ્થાપેલાં ત્રણ નગરો**

શ્રવણ બેલગોલ એ મ્હૈસુર રાજ્યના હાસન જીલ્લામાં, ચેન્નરાયપટ્ટણ તાલુકામાં, વિન્ધ્યગિરિ અને ચંદ્રગિરિ નામે બે ટેકરીઓની વચ્ચે આવેલું નગર છે. અંતિમ શ્રુતકેવલી શ્રીભદ્રબાહુ સ્વામી અને સમ્રાટ ચંદ્રગુપ્તે આ ટેકરીઓ પર પોતાના અંતિમ દિવસો ગાળેલા એટલે આ સ્થળને તીર્થભૂમિ ગણીને સમ્રાટ સંપ્રતિ અહીં યાત્રાએ આવેલો. અને તીર્થભૂમિ તરીકે જ આ સ્થળને અમર બનાવવાને તેણે અહીં નગર વસાવ્યું[1], સરોવર ખોદાવરાવ્યું, સેંકડો ચૈત્યો બનાવરાવ્યા, ને પોતાના આગમનને લગતો લેખ કોતરાવ્યો. તેમાંથી નગર, સરોવર, લેખ આદિ આજે હયાત છે અને તે નગરના સંખ્યાબંધ મંદિરોમાંના કેટલાકમાં તેના સમયના અવશેષો અથવા સ્મૃતિઓ નજરે પણ ચડે છે.

આજે આ નગરમાં ભંડારી બસ્તી, અક્કન બસ્તી, સિદ્ધાન્ત બસ્તી, દાનશાલે બસ્તી, નગર જિનાલય, મંગાયિ બસ્તી, જૈન મઠ આદિ જૈન સ્થાનકો નોંધપાત્ર છે. તેમાંથી સિદ્ધાન્ત બસ્તી સંબંધમાં એમ કહેવાય છે કે પ્રાચીન કાળમાં ત્યાં જૈન સિદ્ધાંત-ગ્રન્થો સચવાતા હતા એટલે તેનું નામ સિદ્ધાંત બસ્તી રખાયું[2]. દાનશાલે બસ્તીનું નામ પણ સંપ્રતિએ ત્યાં શરૂ કરેલી દાનશાળાને આભારી હોવા સંભવ છે.

કાશ્મીરના ઇતિહાસમાં જણાવાયા પ્રમાણે, 'ધર્મશોકે કાશ્મીરમાં જૈન ધર્મનો પ્રભાવ ફેલાવ્યો. તેણે શ્રીનગરની સ્થાપના કરી અને ત્યાં ૫૦૦ જિનચૈત્યો અને બીજા અનેક જૈન સ્મારકો બનાવરાવ્યા.'[3] આપણે આ ગ્રન્થના પ્રથમ ખંડમાં પુરવાર કરી ગયા (પૃ ૩૯૬ નો ૩૫-૩૬) તે પ્રમાણે ધર્મશોક એ સંપ્રતિનું જ ઉપનામ છે. તેણે જ કાશ્મીરમાં જૈન ધર્મનો ફેલાવો કરેલો. એટલે સ્વાભાવિક રીતે જ આજ લગી પણ કાશ્મીરના પાટનગર તરીકે જળવાઈ રહેલા અને વિશ્વનું નંદનવન લેખાતા શ્રીનગરનો વસાવનાર સંપ્રતિ ઠરે છે.

---

(૧) it came to be a memorial hill enshrining the remains of the last of the srutakevalis, Bhadrabahu of the Jain Sampradaya. From its also having been the shrine of the remains of Prabhachandra (Emperor Chandragupta), this single disciple of Bhadrabahu it came to be visited by King Bhaskar (Samprati) Maurya his grandson (the attendants of King Bhaskar were Swetambaras), who built Chaityalayas over it and a white lake in the village at the bottom of these hills and that he built even the village also and named it Belugola.

The Jain Antiquary Vol V, No. IV

(૨) सिद्धांतग्रन्थ यहीं रखे जाने के कारण पूर्वोक्त बस्ति का नाम सिद्धांत बस्ति पडा तथा पीछे यहीं से वे ग्रन्थ मूडबिद्री गये।

जैन सिद्धांत भास्कर ( श्रवण-बेल्गोल-मस्तकाभिषेक विशेषांक ) पृ १०१

(૩) કલ્હણકવિ કૃત 'રાજતરંગિણી'-પ્રથમ ગ્રન્થ ૧૦૧-૨

નેપાળની 'રાજવંશાવલી'માં જણાવ્યા પ્રમાણે નેપાળપતિ સ્થુંકોના વખતમાં (ઇ. સ. પૂ. ત્રીજી સદીમાં) ધર્માશોક (સંપ્રતિ) નેપાળની યાત્રાએ ગયેલો[૪]. સાથે તેની પુત્રી ચારુમતી પણ હતી. ચારુમતીએ એક પ્રસંગે ત્યાં બાણુવિદ્યા અજમાવતાં તેણે લોખંડના બાણને પથ્થરના રૂપમાં ફેરવાઇ જતું જોયું. આ પરથી તે તે પ્રદેશને દેવભૂમિ માની બેઠી અને તેણે ત્યાં જ વસવાનો આગ્રહ કર્યો. ધર્માશોકે તેને રાજકુમાર દેવપાલ વેરે પરણાવીને ત્યાં જ રાખી અને તે સ્થળે તેણે દેવપટ્ટણ અથવા લલિતપટ્ટણ નામે નગર વસાવ્યું, અને ત્યાં કેટલાક સુંદર સ્તૂપો બનાવરાવ્યા.

આ રીતે સંપ્રતિએ સ્થાપેલાં ત્રણ નગરોના નિરીક્ષણ પછી હવે આપણે તેણે બનાવરાવેલી ધર્મશાળાઓ, દાનશાળાઓ, પાંજરાપોળો આદિનું નિરીક્ષણ કરીએ.

સંપ્રતિએ દાનશાળાઓ— સત્રો સ્થાપેલ હોવાનો ઉલ્લેખ તો અતિ પ્રાચીન ચૂર્ણિઓમાં પણ મળી આવે છે[૫]. પરંતુ ત્યાં તેની સંખ્યાનો નિર્દેશ કરવામાં આવ્યો નથી.

**દાનશાળાઓ**

તેમજ નિર્દેશ પણ પાટનગરના પ્રસંગને અનુલક્ષીને જ થયેલો છે. 'ઉપદેશ-તરંગિણી'માં તેમની સંખ્યા હજારોથી આંકવામાં આવી છે[૬], જ્યારે 'કલ્પ-કિરણાવલી' તેમજ 'કલ્પ-સુબોધિકા' આદિ ગ્રન્થોમાં તેની સંખ્યા લાખોની જણાવવામાં આવે છે[૭].

સંપ્રતિએ બનાવરાવેલી ધર્મશાળાઓ સંબંધમાં એટલો જ ઉલ્લેખ મળે છે કે તેણે નવાં બંધાવરાવેલાં જિનચૈત્યોની નજીકમાં બે હજાર ધર્મશાળાઓ બંધાવરાવી[૮] હતી. પરંતુ પૃથ્વી પર તેણે કુલ ધર્મશાળાઓ તો આના કરતાં વિશેપ જ બંધાવરાવેલી હોવી જોઇએ. કેમકે અનાર્ય દેશોમાં પણ ધર્મના પ્રચારાર્થે તેણે હજારો મુનિવેષધારીઓ મોકલ્યા હતા[૯] અને પૃથ્વીને જિનચૈત્યો ને સત્રશાલાઓથી મઢી લીધી હતી[૧૦] તે

**ધર્મશાળાઓ**

---

(૪) તે યુગમાં નેપાળની ગણના મહત્ત્વનાં જૈન તીર્થોમાં થતા હોઇને [ **नेपाले नाहले वा कुन्तलयतिलके सिंहले मैथले वा —प्राचीन जैन तीर्थ स्तवन** ] તેમજ સંપ્રતિને સંઘયાત્રાદિનો વિશેષ શોખ હોઇને તેનો આ યાત્રા-પ્રસંગ સાવ સ્વાભાવિક જણાય છે. રુમ્મિનદેઈ અને નિગ્લીવના સ્થંભલેખ પરથી પણ જણાય છે કે પ્રિયદર્શી પોતાના રાજ્યાભિષેકના વીશમા વર્ષે નેપાળ ગયો હતો.

(૫) ताए दारत्तिएण रन्ना ओदरियमृत्युं स्मरत्ता चउसु विणगरदारेसु महाणसा काराविता, तेसु सो राया कज्जेसु सुणंतो अइंतो य भुंजइ, केइ एवं भणंति, वयं पुण एवं भणामो– ताणि सत्राणि, तेसु णिंतो अइंतो लोगो भुंजति ।

वृहत्कल्पचूर्णि उ० १. प. १३५

(૬) श्री संप्रति भूपः सप्तशतसत्रकारान् पृथक् पृथक् देशेषु नानाशनपानखादिमं स्वादिमस्वादिमादिप्रमूत भोज्य-भोजनदान मनोहरान् दीनदुःस्थितोद्धरणाय वाहयामास ।

३९ उपदेश-तरंगिणी

(૭) त्रिखण्डभोक्ता सम्प्रतिनामा भूपतिभूत्...अनेक शतसहस्रसत्रशालादिभिर्विभूपितां त्रिखण्डामपि महीमकरोत् ।

१६४ कल्प किरणावली

......अशोकश्रीसुतकुणालपुत्रः सम्प्रतिनामा भूत्... अनेक शतसहस्रसत्रशालादिभिर्विभूपितां त्रिखण्डामपि महीमकरोत् । कल्प-सुबोधिका-१६२

(૮) जैन साहित्य संशोधक खंड १. अंक-३. परिशिष्ट पृ. ८

(૯) संप्रतिश्चिन्तयामास निशीथसमये ऽन्यदा ।
अनार्येष्वपि साधूनां विहारं वर्तयाम्यहम् ॥ ८९

परिशिष्ट पर्व

विसज्जिया य तेणं गमणं घोसावणं सरज्जेसु ।
साहूण सुहविहारा जाया पच्चंतिया देसा ॥

निशीथ भाष्य

(૧૦) જુઓ પૃ. ૨૬૪-૬૫ (ફૂ. નો. ૬. ૨. ૫.) તથા ઉપરની ફૂ. નો. ૭

વિચારતા તેણે ધર્મશાળાઓ વિશેષ બંધાવરાવી હોવી જોઇએ એવું અનુમાન થાય છે પોતાના સાતમા મુખ્ય સ્થંભલેખમાં પણ તે જણાવે છે કે– 'રસ્તાઓ પર અડધા અડધા કોસને અંતરે મેં આરામગૃહો બંધાવરાવેલા છે'[11] આરામગૃહો (નિષિધિ) શબ્દ સ્પષ્ટ રીતે ધર્મશાળાનો સૂચક છે એટલે ધર્મશાળાઓની સંખ્યા બે હજાર કરતા ઘણી વધારે હોવાનો સંભવ છે

સંપ્રતિએ હિંદમાં તો ઠેર ઠેર પાંજરાપોળો અને દવાખાનાઓ સ્થાપેલા, પણ તેણે કોતરાવરાવેલા બીજા મુખ્ય શિલાલેખના આધારે એ પણ જણાઇ આવે છે કે અન્ય મુલકોમાં પણ તેણે પાંજરાપોળો અને દવા–ખાનાઓની સ્થાપના કરી હતી[12]

### જળાશયો

વાવ, કૂવા, કુંડ, સરોવર આદિ જળાશયો ખોદાવ–વામાં પણ પ્રિયદર્શી (સંપ્રતિ) અગ્રસ્થાને વિરાજે છે જૈન સાહિત્યના એક પક્ષના જણાવ્યા પ્રમાણે તેણે ખોદાવરાવેલા વાવ, કૂવા, કુંડ આદિની સંખ્યા અગ્યાર હજારની હતી જ્યારે બીજો પક્ષ તે સંખ્યા તેર હજારની દર્શાવે છે[13] સંપ્રતિ (પ્રિયદર્શી) પોતાના બીજા મુખ્ય શિલાલેખમાં જણાવે છે કે– ધોરી માર્ગો પર પશુઓ અને મનુષ્યોના ઉપયોગને માટે કૂવાઓ ખોદાવવામાં આવ્યા છે અને વૃક્ષો રોપાવવામાં આવ્યા છે"[14] એ જ રીતે પોતાના સાતમા મુખ્ય સ્થંભલેખમાં પણ તે જણાવે છે કે–'રસ્તાઓ પર અડધા અડધા કોસને અંતરે મેં કૂવા ખોદાવેલા છે મનુષ્યોના અને પશુઓના પરિભોગને માટે મેં વિવિધ સ્થળે જળાશયો બંધાવેલા છે'[15]

પ્રિયદર્શીનો ઉપરોક્ત સ્થંભલેખ એમ સૂચવે છે કે તેણે કૂવા તો અડધા અડધા કોસના અંતરે સંખ્યાબંધ બંધાવ્યા હતા, પણ તે ઉપરાંત તેણે સંખ્યાબંધ જળાશયો પણ બંધાવ્યા હતા એ જળાશયો પશુ અને મનુષ્ય બંનેના ઉપયોગમાં આવતા હતા એટલે સહેજે અનુમાન થઇ શકે છે કે તે જળાશયો કુંડ, સરોવર નહેર આદિ મોટા જળાશયો હોવા જોઇએ

સંપ્રતિએ ખોદાવેલા સરોવરોમાં તો આજે શ્રવણ બેલ્ગોલનું શ્વેત સરોવર ને હિમાલયનું કુણાલ સરોવર એ બે જ સરોવરો નજરે ચડે છે

શ્રવણ બેલ્ગોલનું શ્વેત સરોવર વિન્ધ્યગિરિ અને ચન્દ્રગિરિ નામે ટેકરીઓની વચ્ચે, શ્રવણ બેલ્ગોલ નગરની મધ્યમાં આવેલું છે આજે તો આ તીર્થ દિગંબરોને હસ્તક છે પણ પ્રાચીનકાળમાં તે શ્વેતાંબર તીર્થ હોવાનો પૂરતો સંભવ છે કેમકે દિગંબરો પણ જણાવે છે કે આ નગરનું શ્રવણ બેલ્ગોલ [જૈન મુનિવરોનું શ્વેત સરોવર અથવા શ્વેત (શ્વેતાંબર) જૈન મુનિઓનું સરોવર] એ નામ શ્વેત સરોને આભારી હોવા સંભવ છે[16] આ નગર જેમ શ્વેતાંબર જૈન

---

(૧૧) मगेसु पि मे अढक्कोसिक्यानि पि मे उदुपानानि खानापापितानि निंसिढिया च कालापिता।

પ્રિયદર્શિને મુખ્ય સ્થંભલેખ–૭ પૃ. ૧૬૯–૧૭૦

(૧૨) सर्वत विजितम्हि देवानप्रियस प्रियदसिनो राजो एवमपि प्रचंतेसु यथा चोडा पाडा सतियपुतो केतलपुतो आ तंब–पणी अंतियको योनराजा ये वा पि तस अंतियकस सामीप राजानो सर्वत्र देवानप्रियस प्रियदसिनो राञो द्वे चिकीछ कता मनुसाचिकीछा च पसुचिकीछा च।

(૧૩) जैन साहित्य संशोधक–खंड–१ अंक–२ परिशिष्ट

(૧૪) पथेसू कूपा च खानापिता वछा च रोपापिता परिभोगाय पसु मनुसान પ્રિયદર્શિનો મુખ્ય શિલાલેખ–૨ પૃ. ૫૫.

(૧૫) मगेसु पि मे अढ कोसिक्यानि पि मे उदुपानानि खानापापितानि आपानानि मे बहुकानि तत तत कालापितानि पटीभोगाये पसुमुनिसानं।

(૧૬) The attendants of king Bhaskara who were 'Swetambaras had by this way tried to make it peculiarly their own, leaving behind a memorial of that fact to later ages in the White lake of the village

The Jain Antiquary Vol V, No IV

સમ્રાટ ભાસ્કરે (સંપ્રતિએ) બંધાવ્યું હતું એજ રીતે નગરની મધ્યમાંનું શ્વેત સરોવર પણ તેણે બંધાવરાવેલું છે.[૧૭] આ સ્થળે સરોવર બંધાવવાની પાછળ આશય એ હતો કે અહીંની ટેકરીઓ પર અંતિમ જૈન શ્રુતકેવલી શ્રી ભદ્રબાહુસ્વામી અને સંપ્રતિના પ્રપિતામહ સમ્રાટ ચન્દ્રગુપ્ત સ્વર્ગવાસ પામેલા, તેમના સ્મરણમાં સંપ્રતિએ આ સ્થળની તીર્થભૂમિ તરીકે સ્થાપના કરી અને યાત્રિકોની સગવડતાને ખાતર, તેના પ્રપિતામહ ચન્દ્રગુપ્તે જેમ ગિરનારની તલેટીમાં સરોવર બંધાવ્યું હતું તેમ, તેણે વિન્ધ્યગિરિની તલેટીમાં આ સરોવર બંધાવ્યું. એ સરોવર, સરોવરની આસપાસ નગર અને નગરની બંને બાજુ ટેકરીઓનું દૃશ્ય એટલું સુરમ્ય છે કે આ સ્થળે પ્રકૃતિ અને ઇતિહાસનો અદ્ભુત સુમેળ સધાતો જણાય છે.

સંપ્રતિએ હિમાલય-પ્રદેશમાં પણ એક સરોવર ખોદાવેલું, અને તેને પોતાના પિતાની યાદમાં કુણાલ નામ આપેલું. તે સરોવરની નોંધો 'અંગુત્તર નિકાય' (પુ. ૪, પૃ. ૧૦૧); 'મનોરથ પૂરણી' (પુ. ૨, પૃ. ૭૫૯) તથા 'પરમાથ્થજોતિક' (પુ. ૨, પૃ. ૪૪૩) આદિ શાસ્ત્રીય ગ્રન્થોમાં મળી આવે છે.

સંપ્રતિએ ખોદાવરાવેલી નહેરોની ચોક્કસ હકીકતો સાંપડતી નથી. પરંતુ ખારવેલના શિલાલેખથી જણાય છે કે નંદ તેમજ મૌર્ય(?)યુગમાં નહેરો ખોદાવવાની પ્રથા પ્રચારમાં હતી. તે સંયોગોમાં મૌર્ય રાજવંશના મુગટ-મણિ સમા સમ્રાટ પ્રિયદર્શીએ નહેરો ખોદાવી હોય તે અસ્વાભાવિક નથી જણાતું.

**ગુફાઓ**

સંપ્રતિએ કુલ ગુફાઓ કેટલી કોતરાવરાવી હશે તેનો ચોક્કસ આંક કાઢવાનું મુશ્કેલ છે પણ ગયાની નજીકમાં, બરાબર અને નાગાર્જુન ટેકરીઓમાં આજે જે મૌર્યકાલીન સાત ગુફાઓ મળી આવે છે તે તો સંપ્રતિની હોવાનો પૂરતો સંભવ છે. એ સાતમાંની ચાર ગુફાઓ બરાબર ટેકરીમાં આવેલી છે અને ત્રણ નાગાર્જુન ટેકરી પર શોભે છે. બરાબર ગિરિની ચાર ગુફાઓમાંથી ત્રણમાં તો સંપ્રતિના પોતાના લેખો છે અને તેમાં તે આજીવિકોને ભેટ આપ્યાની હકીકત છે. (જુઓ પૃ. ૧૯૮-૯૯) ચોથી ગુફા પ્રથમની ત્રણુને મળતી જ જણાય છે પણ તેમાં એકે મૌર્યકાલીન લેખ નથી. નાગાર્જુન ગિરિની ત્રણે ગુફાઓમાં દેવાનાંપ્રિય (પ્રિયદર્શી-સંપ્રતિ)ના ઉત્તરાધિકારી ને પુત્ર દશરથના લેખો મળી આવે છે અને તેમાં પણ તે ત્રણે ગુફાઓ આજીવિકોને ભેટ આપ્યાની વિગત છે.

આ સાતે ગુફાઓ સખત પત્થરમાંથી કોતરી કાઢેલી છે. તેમાંની સૌથી મોટી ગુફા નાગાર્જુન ટેકરી પર આવેલી છે અને તે ગોપિકા ગુફાને નામે ઓળખાય છે. તે ચાળીશ ફીટ પાંચ ઇંચ લાંબી, સત્તર ફીટ બે ઇંચ પહોળી અને સાડા ૭ ફીટ ઊંચી છે.

બરાબર-ગિરિમાંની પહેલી ગુફા કર્ણ-ચૌપર-ગુફાના નામે ઓળખાય છે અને તે સાડા તેત્રીશ ફીટ લાંબી, ચૌદ ફીટ પહોળી અને ૭ ફીટ એક ઇંચ ઊંચી છે. બીજી ગુફા સુદામા-ગુફાના નામે ઓળખાય છે અને તેમાં એક બહારનો અને બીજો અંદરનો એમ બે ખંડ આવેલા છે. તેમાં બહારનો ખંડ પોણા તેત્રીશ ફીટ લાંબો, સાડા ઓગણીસ ફીટ પહોળો ને પોણા સાત ફીટ ઊંચો છે. આ બંને ગુફાઓમાં પ્રિયદર્શીના લેખો મળી આવે છે. ત્રીજી ગુફા લોમશ-ઋષિ ગુફાના નામે ઓળખાય છે. તેમાં પ્રિયદર્શીનો લેખ નથી મળતો પણ મધ્યકાલીન નૃપતિ મૌખરી અનંતવર્મનનો લેખ મળી આવે છે. ચોથી ગુફા વિશ્વામિત્ર-ગુફાના નામે ઓળખાય છે અને તેમાં પણ બહારનો અને અંદરનો એવા બે ખંડ છે. તેમાં સમ્રાટ પ્રિયદર્શીનો લેખ છે પણ બંને ખંડ કંઇક અપૂર્ણ દશામાં જણાય છે.

આ સાત ગુફાઓમાંથી નાગાર્જુન ટેકરી પરની ત્રણ ગુફાઓ કદાચ સંપ્રતિના પુત્ર દશરથના નામે ચડાવીએ તો પણ બરાબરગિરિ પરની ચારે ગુફાઓ તો સંપ્રતિની હોવા સંબંધમાં શંકાને કશું જ સ્થાન

---

(૧૭) King Bhaskara built the 'White lake' in the village at the bottom of these hills.

આ ગ્રન્થના પ્રથમ ખંડમાં આપણે મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્ત ઇ. સ. પૂ. ૩૭૨ માં મગધના સિંહાસને વિરાજ્યો એ હકીકત તો અનેક શાસ્ત્રીય પ્રમાણોથી પુરવાર કરી ચૂક્યા છીએ તેજ સાથે આપણે એ પણ જણાવી ગયા છીએ કે કેટલાક પાશ્ચાત્ય ઇતિહાસકારો એ પ્રમાણોની અવગણના કરીને, પરદેશી પ્રવાસીઓની અસ્પષ્ટ નોંધો ને 'સેન્ડ્રેકોટસ' શબ્દના કાલ્પનિક ઉચ્ચાર પર વધારે વજન મૂકી ચંદ્રગુપ્તને સિકંદરનો સમકાલિક ઠેરવે છે અને તેનો રાજ્યાભિષેક ઇ. સ. પૂ. ૩૨૭ થી ૩૨૨ ના ગાળામાં મૂકે છે. પરિણામે મૌર્ય શાસનકાળમાં ૫૫ વર્ષની ઉણપ આવે છે. આ ઉણપ પૂરવાને કેટલાક વિદ્વાનો ૫૪ વર્ષ લગી મૌર્ય સામ્રાજ્યનું સિંહાસન શોભાવનાર સમ્રાટ સંપ્રતિના ઐતિહાસિક વ્યક્તિત્વ પર જ પડદો ઢાંકી દે છે, તો બીજા કેટલાક વિદ્વાનો સંપ્રતિને અખંડ ભારતનો સમ્રાટ ન ગણતા એમ જણાવે છે કે અશોકની પછી મૌર્ય સામ્રાજ્ય પશ્ચિમ ને પૂર્વ એમ બે વિભાગમાં વ્હેંચાઇ ગયું, તેમાં પશ્ચિમનો શાસક સંપ્રતિ બન્યો ને પૂર્વ ભાગ દશરથને સોંપાયો. ને આ રીતે એકની પછી બીજો એ પ્રમાણે સિંહાસને આવેલા સંપ્રતિ ને દશરથને સમકાલિક ગણી લઇને તેઓ ૫૪-૫૫ વર્ષની ખોટ પૂરે છે. પરિણામે પહેલા પક્ષને સંપ્રતિના વ્યક્તિત્વને પ્રકાશિત કરવાનું જ નથી રહેતું જ્યારે બીજા પક્ષને તે અખંડ ભારતનો સમ્રાટ હતો તે વિધાન બંધ બેસતું નથી થતું. એટલે એ બન્ને પક્ષ સંપ્રતિના પ્રભાવશાળી વ્યક્તિત્વ પર પ્રકાશ ફેંકવામાં પૂરતો રસ નથી દાખવી શકતા. પણ આ ગ્રન્થમાં આપણે તો કોઇ પણ પ્રકારના પૂર્વગ્રહ વિના સંપ્રતિના વ્યક્તિત્વને તેના પૂર બહારમાં દાખવવાનું અને તેની કૃતિઓને સવિસ્તર વર્ણવવાનું કામ હાથ ધર્યું છે એટલે જે કંઇ સંપ્રતિના નામે નોંધાયું હોય તે સર્વની વિચારણા આ પરિચ્છેદોમાં કરી લેવી જોઇએ. તેમાંથી ચાલુ પરિચ્છેદને માટે આપણે સિક્કા-મહોર આદિનો વિષય પસંદ કરેલ છે.

મૌર્ય રાજવંશમાં અનુક્રમે ચન્દ્રગુપ્ત (ઇ. સ. પૂ. ૩૭૨ થી ૩૫૮) બિંદુસાર (ઇ. સ. પૂ. ૩૫૮ થી ૩૩૦) અશોકવર્ધન (ઇ. સ. પૂ. ૩૩૦ થી ૨૮૯) સંપ્રતિ ઉર્ફે પ્રિયદર્શી (ઇ. સ. પૂ. ૨૮૯ થી ૨૩૫) વૃષસેન[1] (ઇ. સ. પૂ. ૨૩૫ થી ૨૨૬) દેવવર્મન (ઇ. સ. પૂ. ૨૨૬ થી ૨૧૯), પુષ્યધર્મા (ઇ. સ. પૂ. ૨૧૯ થી ૨૧૩) શતધન્વા (ઇ. સ. પૂ. ૨૧૩ થી ૨૦૬) અને બૃહદ્રથ ઉર્ફે બૃહસ્પતિમિત્ર (ઇ. સ. પૂ. ૨૦૬ થી ૨૦૪) આદિ રાજવીઓ થયા છે.

---

(૧) સંપ્રતિ પછીના રાજવીઓ સંબંધમાં જુદા જુદા વિદ્વાનોમાં અને જુદાં જુદાં પ્રમાણોમાં કંઇક મતભેદ છે. દિવ્યાવદાન સંપ્રતિના ઉત્તરાધિકારી તરીકે બૃહસ્પતિમિત્રને જણાવે છે [सपदेर बृहस्पति पुत्रो बृहस्पतेर वृषसेनो वृषसेनस्य पुष्यधर्मा दिव्यावदान-अ २९] જ્યારે 'મત્સ્યપુરાણ' સંપ્રતિના પુત્ર અને ઉત્તરાધિકારી તરીકે દશરથનું નામ આપે છે [ सप्तति ( सम्प्रति ) दशवर्षाणि तस्य नप्ता भविष्यति २३। राजा दशरथोऽष्टौ तु तस्य पुत्रो भविष्यति -मत्स्य पुराण अ २७२] બરાબર ગિરિનગરના શુંગ લેખમાં પણ દશરથ પોતાને દેવાનપ્રિય (સંપ્રતિ)ના ઉત્તરાધિકારી તરીકે ઓળખાવે છે [ वहियका कुभा दशलथेन देवानप्रियेना आनतलिय अभिषितेना] દેવાનપ્રિયને અશોક માનતા આજના કેટલાક વિદ્વાનો દશરથને અશોકનો ઉત્તરાધિકારી ગણીને તેને સંપ્રતિની પણ પૂર્વે ગોઠવે છે [ J B O R.S Vol XX. pts III-IV-p 279 ] તો કેટલાક વિદ્વાનો અશોકની પછી મૌર્ય સામ્રાજ્યના બે ભાગ પડી ગયેલ એમ જણાવીને અશોકની પછી પૂર્વ હિંદના સિંહાસને દશરથને અને પશ્ચિમ હિંદના સિંહાસને સંપ્રતિને ગોઠવે છે [Early History of India] ડૉ. જયસ્વાલ સંપ્રતિની પછી અનુક્રમે શાલિશૂક દેવધર્મ, શતધર્મ, અને બૃહદ્રથને ગોઠવે છે [ J B O R. S. Vol XX pts III-IV ] આ બધાં મતભેદ તરેની પાછળ મુખ્ય કારણ એ છે કે વિદ્વાનોનો મોટો ભાગ દેવાનાંપ્રિય પ્રિયદર્શી એટલે અશોક એવો મત ધરાવી બેઠો છે અને પરિણામે તેમનાથી દૂર ઉકેલી શકાતી નથી. પણ આ ગ્રન્થમાં આપણે પુરવાર કર્યું તે પ્રમાણે 'દેવાનપ્રિય પ્રિયદર્શી' એ સંપ્રતિનું ઉપનામ છે. સંપ્રતિએ પાટનગર પાટલીપુત્રની સાથોસાથ અવંતિને પણ વિશેષ મહત્ત્વ આપવા માંડેલું એટલે સંપ્રતિની પછી પાટલી

આ બધા મૌર્ય રાજવીઓમાંથી ઘણુખરાના સિક્કા-મહોરો આદિ મળી આવે છે. અહીં તે સર્વ પર દૃષ્ટિપાત કરીને તેમાંથી જે કાંઇ સંપ્રતિનું છે તે જુદું તારવી લઇ તેનું વર્ણન કરવાની ઇચ્છા છે.

ગિરિચન્દ્ર (A Hill with Crescent અથવા Moon-on-Hill), હસ્તિ, સ્વસ્તિક અને મોર એ ચાર મૌર્ય રાજ-

**મૌર્યકાલીન રાજચિન્હો**

વંશનાં પ્રધાન ચિન્હો છે. તેમાંથી ગિરિચન્દ્ર ચિન્હનો ઉપયોગ મૌર્ય રાજવંશના બધા જ નૃપતિઓએ કરેલો છે, છતાં તેની શરૂઆત અને તેનો વિશેષ ઉપયોગ તો ચન્દ્રગુપ્તના જ કાળે જાય છે.[2] હસ્તિ અને સ્વસ્તિકને કેટલાક વિદ્વાનો સમગ્ર મૌર્ય રાજવંશનાં ચિન્હો ગણે છે,[3] પણ આજ લગી જે પ્રમાણો મળી આવે છે તેના પર દૃષ્ટિપાત કરતાં તો તે સમ્રાટ પ્રિયદર્શી યાને સંપ્રતિનાં જ વિશિષ્ટ ચિન્હો હોવાનું જણાઇ આવે છે. ગિરનાર, ધૌલી, કાલ્સી આદિ સ્થળે મુખ્ય શિલાલેખોના અંતમાં સમ્રાટ પ્રિયદર્શીએ હસ્તિ કોતરાવેલ છે.[4] પ્રિયદર્શીના બરાબર-ગિરિના ગુફાલેખના અંતમાં સ્વસ્તિક મળી આવે છે,[5] એટલું જ નહિ પરંતુ સંપ્રતિના સિક્કા પર પણ સ્વસ્તિક મળી આવે છે.[6] આ જોતાં એમ જણાય છે કે હસ્તિ અને સ્વસ્તિકનો વિશિષ્ટ ઉપયોગ તો સમ્રાટ પ્રિયદર્શી યાને સંપ્રતિને જ આભારી છે, પછી તેના ઉત્તરાધિકારી નૃપતિઓએ કદાચ તે ચિન્હોનો પ્રસંગોપાત ઉપયોગ કર્યો હોય, ને તેને મૌર્ય રાજવંશનાં ચિન્હો ગણી લેવાયાં હોય. મોર એ સમગ્ર મૌર્ય રાજવંશનું ચિન્હ છે અને મોટા ભાગના મૌર્ય નૃપતિઓની કૃતિઓ સાથે તે સંકળાયલું છે.[7]

---

પુત્રની ગાદીએ દશરથ બેઠો અને અવંતિની ગાદીએ વૃષભસેન બેઠો એ મતને અમે વિશેષ વજનદાર ગણેલ છે.

પરંતુ ઉપરોક્ત મતમાં હવે અમને સહેજ ફેરફાર કરવા જેવો અવકાશ રહેતો હોવાનાં કારણો મળી આવેલ છે. ઉપર જણાવ્યા અનુસાર વૃષભસેન યાને સુભાગસેનનો સમય ઇ. સ. પૂ. ૨૩૫ થી ૨૨૬ નો છે. પણ હવે આ વૃષભસેન યાને સુભાગસેનના સિક્કાઓ મળી આવે છે અને તે ઈ. સ. પૂ. ૨૨૩ થી ૧૯૫ લગી શાસન ચલાવનાર સીરિયનપતિ એન્ટીયોકસ ત્રીજાનો સમકાલિક હોવાના પુરાવાઓ પણ મળી આવે છે. ( J. B. O. R. S. Vol. XX, pts. III-IV ) એટલે 'દિવ્યાવદાન' ના મતને અનુસરીને અમે એમ માનવાને પ્રેરાયા છીએ કે કદાચ સંપ્રતિની પછી અવંતિની ગાદીએ બૃહસ્પતિમિત્ર આવ્યો હોય અને તેના સાત વર્ષના શાસનકાળ પછી વૃષભસેન યાને સુભાગસેન ઈ. સ. પૂ. ૨૨૮ માં સિંહાસને આવ્યો હોય. તેનો શાસનકાળ ઇ. સ. પૂ. ૨૨૮ થી ૨૧૯ લગીનો ગણી શકાય અને તે એન્ટીયોકસ ત્રીજાની સાથે સંપૂર્ણ મેળ ખાય છે.

(૨)...a Hill with Crescent on the top, has been shown by Mr. Jayaswal from an examination of more than a thousand Cast coins found at Patna ( the ancient Pataliputra ), and from a number of coins of the Mauryan Dynasty, found at other places in Northern India, to be the distinctive personal mark (rajanka) of Chandragupta, and adopted as a distinctive Mark on his coins throughout the empire, and continued by all his successors.

Memoirs of the Archaeological Survey of India 34-No. 59

...the Moon-on-Hill, which I have identified as the monogram of Chandragupta Maurya ( E. I. XXI, and my Baroda speech ).

K. P. Jayaswal.

J. B. O. R. S. Vol. XX, pt. 1

(૩) The symbols are Mauryan, the hill-with-crescent, elephant with tusks and svastika...282.

J. B. O. R. S. Vol. XX. pts. III-IV.

(૪) જુઓ પૃ. ૧૧. ૯૯.

(૫) જુઓ પૃ. ૧૯૮

(૬) The Journal of the Bihar and Orissa Research Society. Vol. XX, pts. III-IV, plate-1.

(૭) કુમ્હારના મૌર્યકાલીન શિલાસ્થંભના નીચેના ભાગમાં મોરની કલગી સાથે ગરૂડની આકૃતિ કોતરાયલી છે. પ્રિયદર્શીના સ્થંભોના ઊંડાણમાંથી પણ મોરની આકૃતિ મળી આવે છે. ( જુઓ પૃ. ૨૫૯, ફૂ. નો. ૧૪૩ ) એ જોતાં જણાય છે કે મૌર્ય રાજવંશે પોતાના એક વિશિષ્ટ રાજચિન્હ તરીકે કદાચ મયૂરને પસંદગી આપી હોય.

નથી. કેમકે એ ચારે ગુફાઓના કોતરકામમા મૌર્ય કાલીન કુશળતા નજરે ચડે છે અને પહેલી, બીજી અને ચોથી એ ત્રણ ગુફાઓમા તો સપ્રતિ (પ્રિયદર્શી)ના લેખો પણ મળી આવે છે એટને ત્રીજી ગુફા પણ સ્વાભાવિક રીતે જ તેણે કોતરાવેલી મનાય

મૌર્યકાલમા ભારતના પાટનગરોને એકમેક સાથે સાકળતા રાજમાર્ગો સખ્યાબંધ બધાયેલા છે તેમા

રાજમાર્ગો

સપ્રતિએ પણ મહત્ત્વનો ફાળો અવશ્ય નોધાવેલ હોવો જોઇએ જૈન સાહિત્યમા સપ્રતિના એવા સાસારિક કાર્યોની નોધ નથી જળવાણી, પણ પોતાના બીજા મુખ્ય શિલાલેખ તેમજ સાતમા મુખ્ય સ્થભલેખમા સપ્રતિ જણાવે છે કે તેણે રાજમાર્ગો પર વૃક્ષો રોપાવ્યા, અડધા અડધા કોસને અતરે કૂવાઓ ખોદાવ્યા, ધર્મશાળાઓ ઊભી કરાવીને આબાવાડીઓ રોપાવી[૧૮] તે જોતા જણાય છે કે તેણે રાજમાર્ગ બધાવેલ હોવા જ જોઇએ કેમકે ચદ્રગુપ્ત અને અશોકે બધાવરાવેલા રાજમાર્ગો પર તો મહદ્ અશે એ બધી સગવડતાઓ હતી. સંપ્રતિએ ઉપરોક્ત સગવડતાઓ નવા બધાવરાવેલા રાજમાર્ગો પર જ સ્થાપેલ હોવી જોઇએ પરતુ રાજમાર્ગોના કર્તૃત્વનો સમાવેશ બંને બાજુ વૃક્ષહારો રોપવવી અડધા અડધા કોસને અતરે કૂવાઓ ખોદાવવા ધર્મશાળાઓ બનાવવી તથા આબાવાડીઓ રોપાવવી આદિ સગવડતાઓના ઉલ્લેખમાં થઇ જતો હોઇ તેણે તેનો જુદો ઉલ્લેખ નથી કર્યો

અને સંપ્રતિની આ બધી કૃતિઓ પર દૃષ્ટિપાત કરતા જણાય છે કે જેમ ધર્મ અને પરોપકારને લગતા ઉપરોક્ત બાધકામોમા તે અગ્રેસર જણાય છે તેમ રાજમહેલો વગેરે બાધકામોમા પણ તેણે અનુપમ ફાળો નોધાવ્યો જ હશે.

---

(૧૮) पंथेसु कूपा च खानापिता वछा च रोपापिता परिभोगाय पसुमनुसानं (प्रियदर्शिना मुख्यशिलालेख २ ५ ५५)
मगेसु पि मे निगोहानि लोपापितानि छायोपगानि होसंति पसुमुनिसानं अंबावडिक्या लोपापिता । अढ कोसि क्यानि पि मे उदुपानानि खानापापितानि निंसिढया च कालापिता । आपानानि मे बहुकानि तत तत कालापितानि पटीभोगाये पसुमुनिसानं ।

પ્રિયદર્શીનો મુખ્ય સ્થંભલેખ–૭ પૃ. ૧૧૮–૧૯



# ચતુર્થ પરિચ્છેદ

## સિક્કા

સાર—

મૌર્યકાલીન ભારતીય ઇતિહાસની કાલગણનામાં ૫૫ વર્ષની ક્ષતિ દાખલ કરીને પાશ્ચાત્ય વિદ્વાનોએ મૌર્યકાલના સમગ્ર ઇતિહાસને અવ્યવસ્થિત બનાવી મૂકયો છે, ને તે ૫૫ વર્ષની ઉણપ પૂરવાને તેમણે ૫૪ વર્ષ લગી સામ્રાજ્યનું સિંહાસન શોભાવનાર મહાન સંપ્રતિના વ્યક્તિત્વને ઢાંકી દીધું છે. પરિણામે સંપ્રતિની કૃતિઓ ને તેના વ્યકિતત્વમાંથી કેટલોક ભાગ સંપ્રતિના પુરોગામી અશોક કે તેના અનુગામી દશરથના નામ પર ચડાવી દેવામાં આવ્યો છે ને બાકીના પર પડદો ઢળી જાય છે. એ સંયોગોમાં સંપ્રતિના નામયુકત સિક્કાઓ મળવા છતાં પણ તેના પ્રત્યે જોઇતું ધ્યાન અપાયું નથી.

પણ આ ગ્રન્થનો આશય સંપ્રતિના વ્યકિતત્વ ને તેની કૃતિઓ પર સંપૂર્ણ પ્રકાશ ફેંકવાનો છે. તેમાં સિક્કા, મહોર આદિ પણ મહત્ત્વનો ભાગ ભજવી શકે તેમ છે. એટલે આ પરિચ્છેદમાં, આજે મૌર્ય સમ્રાટોના જે વિવિધ સિક્કાઓ ને મહોરો મળી આવે છે તે સર્વનું સ્પષ્ટ કર્તૃત્વ સિધ્ધ કરીને તેમાંથી જે કાંઇ સંપ્રતિનું છે તેની હકીકત વર્ણવવામાં આવી છે.

આ ગ્રંથના પ્રથમ ખંડમાં આપણે મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્ત ઇ. સ. પૂ. ૩૭૨ માં મગધના સિંહાસને વિરાજ્યો એ હકીકત તો અનેક શાસ્ત્રીય પ્રમાણોથી પુરવાર કરી ચૂક્યા છીએ તે જ સાથે આપણે એ પણ જણાવી ગયા છીએ કે કેટલાક પાશ્ચાત્ય ઇતિહાસકારો એ પ્રમાણોની અવગણના કરીને પરદેશી પ્રવાસીઓની અસ્પષ્ટ નોંધો ને સેંડ્રેકોટસ શબ્દના કાલ્પનિક ઉચ્ચાર પર વધારે વજન મૂકી ચંદ્રગુપ્તને સિકંદરનો સમકાલિક ઠેરવે છે અને તેનો રાજ્યાભિષેક ઇ. સ. પૂ. ૩૨૭ થી ૩૨૨ ના ગાળામાં મૂકે છે. પરિણામે મૌર્ય શાસનકાળમાં ૫૫ વર્ષની ઉણપ આવે છે. આ ઉણપ પૂરવાને કેટલાક વિદ્વાનો ૫૪ વર્ષ લગી મૌર્ય સામ્રાજ્યનું સિંહાસન શોભાવનાર સમ્રાટ સંપ્રતિના ઐતિહાસિક વ્યક્તિત્વ પર જ પડદો ઢાંકી દે છે. તો બીજા કેટલાક વિદ્વાનો સંપ્રતિને અખંડ ભારતનો સમ્રાટ ન ગણતા એમ જણાવે છે કે અશોકની પછી મૌર્ય સામ્રાજ્ય પશ્ચિમ ને પૂર્વ એમ બે વિભાગમાં વ્હેંચાઇ ગયું. તેમાં પશ્ચિમનો શાસક સંપ્રતિ બન્યો ને પૂર્વ ભાગ દશરથને સોંપાયો. ને આ રીતે એકની પછી બીજો એ પ્રમાણે સિંહાસને આવેલા સંપ્રતિ ને દશરથને સમકાલિક ગણી લઇને તેઓ ૫૪–૫૫ વર્ષની ખોટ પૂરે છે. પરિણામે પહેલા પક્ષને સંપ્રતિના વ્યક્તિત્વને પ્રકાશિત કરવાનું જ નથી રુચતું ત્યારે બીજા પક્ષને તે અખંડ ભારતનો સમ્રાટ હતો તે વિધાન બંધ બેસતું નથી થતું. એટલે એ બંને પક્ષ સંપ્રતિના પ્રભાવશાળી વ્યક્તિત્વ પર પ્રકાશ ફેંકવામાં પૂરતો રસ નથી દાખવી શકતા. પણ આ ગ્રન્થમાં આપણે તો કોઇ પણ પ્રકારના પૂર્વગ્રહ વિના સંપ્રતિના વ્યક્તિત્વને તેના પૂર બહારમાં દાખવવાનું અને તેની કૃતિઓને સવિસ્તર વર્ણવવાનું કામ હાથ ધર્યું છે એટલે જે કંઇ સંપ્રતિના નામે નોંધાયું હોય તે સર્વની વિચારણા આ પરિચ્છેદમાં કરી લેવી જોઇએ. તેમાથી ચાલુ પરિચ્છેદને માટે આપણે સિક્કા-મહોર આદિને વિષય પસંદ કરેલ છે.

મૌર્ય રાજવંશમાં અનુક્રમે ચન્દ્રગુપ્ત (ઇ. સ. પૂ. ૩૭૨ થી ૩૫૮) બિંદુસાર (ઇ. સ. પૂ. ૩૫૮ થી ૩૩૦) અશોકવર્ધન (ઇ. સ. પૂ. ૩૩૦ થી ૨૮૯) સંપ્રતિ ઉર્ફે પ્રિયદર્શી (ઇ. સ. પૂ. ૨૮૯ થી ૨૩૫) વૃષભસેન[1] (ઇ. સ. પૂ. ૨૩૫ થી ૨૨૧) દેવવર્મન (ઇ. સ. પૂ. ૨૨૧ થી ૨૧૯) પુષ્પધર્મા (ઇ. સ. પૂ. ૨૧૯ થી ૨૧૩) શતધન્વા (ઇ. સ. પૂ. ૨૧૩ થી ૨૦૬) અને બૃહદ્રથ ઉર્ફે બૃહસ્પતિમિત્ર (ઇ. સ. પૂ. ૨૦૬ થી ૨૦૪) આદિ રાજવીઓ થયા છે.

---

(૧) સંપ્રતિ પછીના રાજવીઓ સંબંધમાં જુદા જુદા વિદ્વાનોમાં અને જુદાં જુદાં પ્રમાણોમાં કંઇક મતભેદ છે. દિવ્યાવદાન સંપ્રતિના ઉત્તરાધિકારી તરીકે બૃહસ્પતિમિત્રને જણાવે છે [सम्पदेर बृहस्पति पुत्रो बृहस्पतेर वृषसेनो वृषसेनस्य पुष्यधर्मा दिव्यावदान—अ २९] ત્યારે મત્સ્યપુરાણ સંપ્રતિના પુત્ર અને ઉત્તરાધિકારી તરીકે દશરથનું નામ આપે છે [सप्तति (संप्रति) र्दशवर्षाणि तस्य नप्ता भविष्यति २३। राजा दशरथोऽष्टौ तु तस्य पुत्रो भविष्यति —मत्स्य पुराण अ २७२] બરાબર તેજ રીતે શિલાલેખમાં પણ દશરથ પોતાને દેવાનાંપ્રિય (સંપ્રતિ)ના ઉત્તરાધિકારી તરીકે ઓળખાવે છે [वहियका कुभा दशलयेन देवानंप्रियेना आनतलियं अभिशितेना] દેવાનાંપ્રિયને અશોક માનતા આ જૈન કેટલાક વિદ્વાનો દશરથને અશોકનો ઉત્તરાધિકારી ગણીને તેને સંપ્રતિની પણ પૂર્વે ગોઠવે છે [J B O R.S Vol XX. pts. III IV—p. 279 ]. તો કેટલાક વિદ્વાનો અશોકની પછી મૌર્ય સામ્રાજ્યના બે ભાગ પડી ગયેલા એમ જણાવીને અશોકની પછી પૂર્વ હિંદના સિંહાસને દશરથને અને પશ્ચિમ હિંદના સિંહાસને સંપ્રતિને ગોઠવે છે [Early History of India] ડૉ. જયસ્વાલ સંપ્રતિની પછી અનુક્રમે શાલિશૂક દેવધર્મ શતધર્મ, અને બૃહદ્રથને ગોઠવે છે [J B O R.S Vol XX pts III IV] આ બધા મતમતાંતરોનું મુખ્ય કારણ એ છે કે વિદ્વાનોને મોટો ભ્રમ દેવાનાંપ્રિય પ્રિયદર્શી એટલે અશોક એવો મત ધરાવી બેઠા છે અને પરિણામે તેમનાથી સૂત્ર ઉકેલી શકાતી નથી. પણ આ ગ્રન્થમાં આપણે પુરવાર કર્યું તે પ્રમાણે દેવાનાંપ્રિય પ્રિયદર્શી એ સંપ્રતિનું ઉપનામ છે. સંપ્રતિએ પટ્ટધર પટ્ટરાણીપુત્રની સંભાળ ... પણ વિશેષ મહત્વ આપવું ... એટલે સંપ્રતિની પછી ...

આ બધા મૌર્ય રાજવીઓમાંથી ઘણાખરાના સિક્કા-મ્હોરો આદિ મળી આવે છે. અહીં તે સર્વ પર દૃષ્ટિપાત કરીને તેમાંથી જે કાંઇ સંપ્રતિનું છે તે જુદું તારવી લઇ તેનું વર્ણન કરવાની ઇચ્છા છે.

**મૌર્યકાલીન રાજચિન્હો**

ગિરિચન્દ્ર (A Hill with Crescent અથવા Moon-on-Hill), હસ્તિ, સ્વસ્તિક અને મોર એ ચાર મૌર્ય રાજવંશનાં પ્રધાન ચિન્હો છે. તેમાંથી ગિરિચન્દ્ર ચિન્હનો ઉપયોગ મૌર્ય રાજવંશના બધા જ નૃપતિઓએ કરેલો છે, છતાં તેની શરૂઆત અને તેનો વિશેષ ઉપયોગ તો ચન્દ્રગુપ્તના જ કાળે જાય છે.[2] હસ્તિ અને સ્વસ્તિકને કેટલાક વિદ્વાનો સમગ્ર મૌર્ય રાજવંશનાં ચિન્હો ગણે છે,[3] પણ આજ લગી જે પ્રમાણો મળી આવે છે તેના પર દૃષ્ટિપાત કરતાં તો તે સમ્રાટ પ્રિયદર્શી યાને સંપ્રતિનાં જ વિશિષ્ટ ચિન્હો હોવાનું જણાઇ આવે છે. ગિરનાર, ધૌલી, કાલ્સી આદિ સ્થળે મુખ્ય શિલાલેખોના અંતમાં સમ્રાટ પ્રિયદર્શીએ હસ્તિ કોતરાવેલ છે.[4] પ્રિયદર્શીના બરાબર-ગિરિના ગુફાલેખના અંતમાં સ્વસ્તિક મળી આવે છે,[5] એટલું જ નહિ પરંતુ સંપ્રતિના સિક્કા પર પણ સ્વસ્તિક મળી આવે છે.[6] આ જોતાં એમ જણાય છે કે હસ્તિ અને સ્વસ્તિકનો વિશિષ્ટ ઉપયોગ તો સમ્રાટ પ્રિયદર્શી યાને સંપ્રતિને જ આભારી છે, પછી તેના ઉત્તરાધિકારી નૃપતિઓએ કદાચ તે ચિન્હોનો પ્રસંગોપાત ઉપયોગ કર્યો હોય, ને તેને મૌર્ય રાજવંશનાં ચિન્હો ગણી લેવાયાં હોય. મોર એ સમગ્ર મૌર્ય રાજવંશનું ચિન્હ છે અને મોટા ભાગના મૌર્ય નૃપતિઓની કૃતિઓ સાથે તે સંકળાયલું છે.[7]

---

પુત્રની ગાદીએ દશરથ બેઠો અને અવંતિની ગાદીએ વૃષભસેન બેઠો એ મતને અમે વિશેષ વજનદાર ગણેલ છે.

પરંતુ ઉપરોક્ત મતમાં હવે અમને સહેજ ફેરફાર કરવા જેવો અવકાશ રહેતો હોવાનાં કારણો મળી આવેલ છે. ઉપર જણાવ્યા અનુસાર વૃષભસેન યાને સુભાગસેનનો સમય ઇ. સ. પૂ. ૨૩૫ થી ૨૨૬ નો છે, પણ હવે આ વૃષભસેન યાને સુભાગસેનના સિક્કાઓ મળી આવે છે અને તે ઇ. સ. પૂ. ૨૨૩ થી ૧૯૫ લગી શાસન ચલાવનાર સીરિયનપતિ એન્ટીયોકસ ત્રીજાનો સમકાલિક હોવાના પુરાવાઓ પણ મળી આવે છે. ( J. B. O. R. S. Vol. XX, pts. III-IV ) એટલે 'દિવ્યાવદાન' ના મતને અનુસરીને અમે એમ માનવાને પ્રેરાયા છીએ કે કદાચ સંપ્રતિની પછી અવંતિની ગાદીએ બૃહસ્પતિમિત્ર આવ્યો હોય અને તેના સાત વર્ષના શાસનકાળ પછી વૃષભસેન યાને સુભાગસેન ઇ. સ. પૂ. ૨૨૮ માં સિંહાસને આવ્યો હોય, તેનો શાસનકાળ ઇ. સ. પૂ. ૨૨૮ થી ૨૧૯ લગીનો ગણી શકાય અને તે એન્ટીયોકસ ત્રીજાની સાથે સંપૂર્ણ મેળ ખાય છે.

(૨)...a Hill with Crescent on the top, has been shown by Mr. Jayaswal from an examination of more than a *thousand Cast coins found* at Patna ( the *ancient Pataliputra* ), and from a number of coins of the Mauryan Dynasty, found at other places in Northern India, *to be the* distinctive personal mark (*rajanka*) of Chandragupta, and adopted as a distinctive Mark on his coins throughout the empire, and continued by all his successors.

**Memoirs of the Archaeological Survey of India** 34-No. 59

...the Moon-on-Hill, which I have identified as the monogram of Chandragupta Maurya ( *E. I. XXI, and my Baroda speech* ).

K. P. Jayaswal,

J. B. O. R. S. Vol. XX, pt. 1

(૩) The *symbols are Mauryan*, the hill-with-crescent, elephant with tusks and svastika...282.

J. B. O. R. S. Vol. XX. pts. III-IV.

(૪) જુઓ પૃ. ૧૧. ૯૯.

(૫) જુઓ પૃ. ૧૯૮

(૬) The Journal of the Bihar and Orissa *Research Society*. Vol. XX, pts. III-IV, plate-I.

(૭) કુમ્હારના મૌર્યકાલીન શિલાસ્થંભના નીચેના ભાગમાં મોરની કલગી સાથે ગરૂડની આકૃતિ કોતરાયલી છે. પ્રિયદર્શીના સ્થંભોના ઊંડાણમાંથી પણ મોરની આકૃતિ મળી આવે છે. ( જુઓ પૃ. ૨૫૯. ફૂ. નો. ૧૪૩ ) એ જોતાં જણાય છે કે મૌર્ય રાજવંશે પોતાના એક વિશિષ્ટ રાજચિન્હ તરીકે કદાચ મયૂરને પસંદગી આપી હોય.

આ રીતે ચિન્હો પર દૃષ્ટિપાત કરી લીધા પછી હવે આપણે સિક્કાઓના સ્વરૂપની વિચારણા કરીએ.

પ્રાચીન સિક્કાઓમાં મુખ્યત્વે ચાર પ્રકાર જણાઈ આવે છે (૧) પંચ-માર્ક્ડ સિક્કા (Punch-marked coins), (૨) ઢાળેલા સિક્કા (Cast coins), (૩) ઠપ્પો મારેલ સિક્કા (Die-struck coins), અને (૪) ટંકશાળમાં પાડેલ સિક્કા (Minted coins)

આમાં સૌથી જૂનામાં જૂના સિક્કા પંચ-માર્ક્ડના જણાય છે. સિક્કાના વિકાસક્રમમાં તેનું પ્રાથમિક રૂપ નિહાળતા તે ઇ સ. પૂર્વે છઠ્ઠીથી પાંચમી સદીના ગાળામાં વપરાતા હોવાનું જણાય છે એ

**પ્રાચીન સિક્કાઓના પ્રકાર**

પ્રકારના સિક્કા જો કે મૌર્યકાળમાં પણ વપરાતા જણાયા છે પણ તે સમયે તે ધીમે ધીમે ઢાળેલ (*Cast*) અને ઠપ્પો મારેલ (Die-struck) રૂપમાં ફેરવાઈ રહ્યા હતા વ્યવસ્થિત ટંકશાળની શરૂઆત વિક્રમાદિત્યના સમયમાં અંતતીમાં થયેલ હોવાનું જણાય છે

જે ધાતુના સિક્કા પાડવા હોય તેના પતરાના ગોળ અથવા ચોખંડા કકડા બનાવીને તેને અક્ષરાંકિત પકડમાં દબાવવાથી તે કકડા પર જોઈતી છાપ ઊઠી આવે એ રીતે સિક્કા પાડવાની અતિ પ્રાચીન ઢબથી તૈયાર થયેલા સિક્કા આજે પંચ-માર્ક્ડ સિક્કાના નામે ઓળખાય છે. અતિ પ્રાચીન પંચ-માર્ક્ડ સિક્કાઓમાં એ છાપ એકજ બાજુએ ઊઠતી, પણ પછી વખત જતા પકડથી બંને બાજુ છાપ પાડવાની પદ્ધતિ પણ શોધી કઢાણી

તે પછી ધાતુને ગાળીને તેને માટીમાં બનાવી રાખેલ ખામણા કે બીબા-આકારના ખાડામાં રેડીને સિક્કાઓ બનાવવાની પ્રથા અમલમાં આવી જે અક્ષરો સિક્કા પર પાડવા હોય તે માટીના બીબામાં કોતરાયેલા હોય. ધાતુના રસ પર તરત તેની છાપ ઊઠી આવે પછી રસ ઠરી જતા માટી દૂર કરવામાં આવે આ પ્રકારના સિક્કાને આજે ઢાળેલ સિક્કા ( Cast coins ) તરીકે ઓળખવામાં આવે છે

પરંતુ વિપુલ પ્રમાણમાં સિક્કા પાડવા હોય ત્યારે તો આ પદ્ધતિ પણ અગવડકર્તા જ નીવડની એટલે જે અક્ષરો સિક્કા પર પાડવા હોય તેને અવળા સ્વરૂપમાં લોખંડના સ્થિર બીબા પર કોતરીને તેને ધાતુના તપેલા ગોળ કે ચોખંડા કકડાઓ પર દબાવવાની પ્રથા શોધી કઢાણી આ ઢબથી છાપ સારી ઊઠતી, એટલું જ નહિ પરંતુ સિક્કાઓ પણ ઝડપથી તૈયાર થતા આ પ્રકારના સિક્કાઓને ઠપ્પો મારેલ ( Die-struck ) સિક્કાઓ તરીકે ઓળખાવાય છે

પણ જેમ જેમ સિક્કાઓનો વપરાશ વધતો ગયો તેમ તેમ ઠપ્પો મારવાની પ્રથા પણ ઉણપભરી લાગવા લાગી એટલે એક કરતા વિશેષ ઠપ્પીઓને એકી સાથે યંત્રમાં ગોઠવીને તેની મદદથી એકીસાથે સંખ્યાબંધ સિક્કાઓ પાડવાની પ્રથા અમલમાં આવી. આજે પણ કેટલેક યાંત્રિક સુધારો-વધારો થવા છતા સૈધ્ધાંતિક દૃષ્ટિએ તો આ જ પ્રથા ચાલુ છે આ રીતે તૈયાર થયેલા સિક્કાઓ ટંકશાળગત ( Minted ) સિક્કાઓ તરીકે ઓળખાય છે.

આ ચારમાંથી પ્રથમના ત્રણે પ્રકારના સિક્કાઓ મૌર્ય શાસનકાળ દરમિયાનના મળી આવે છે પણ તેમાં ઢાળેલ ( Cast coins ) સિક્કાઓનું પ્રમાણ વધારે છે તે જોતા જણાય છે કે મૌર્ય શાસનકાળની શરૂઆતમાં થોડોક સમય લગી પંચ-માર્ક્ડ સિક્કાઓ બહાર પડ્યા હશે, પણ પછી તરતજ તેમાં સુધારો થયો હશે ને ચન્દ્રગુપ્તના સમયમાં જ ઢાળેલ સિક્કાઓની પદ્ધતિ અમલમાં આવી ગઈ હશે ચાણક્યના અર્થશાસ્ત્રમાં મહેસૂલ-મંત્રીની ફરજો વર્ણવતા પ્રકરણમાં 'રૂપિકા' શબ્દનો નિર્દેશ થયેલો છે, એટલું જ નહિ પરંતુ એ જ અર્થશાસ્ત્રના ૨૫મા પ્રકરણમાં સરકારી કચેરીઓ અને ટંકશાળ, નગરની દક્ષિણ-પશ્ચિમમાં આવેલી હોવાનું જણાવ્યું છે, અને ટંકશાળના અધિકારીની ફરજો વર્ણવવામાં આવી છે એ જોતા ચન્દ્રગુપ્તના સમયમાં સિક્કાઓ સ્થિર સ્વરૂપની કક્ષામાં પ્રવેશી ચૂક્યા હોવાનું જણાય છે

બિન્દુસાર અને અશોકના સમયમાં સિક્કાઓ ઢાળવામાં જ આવતા હશે એમ જણાય છે. પણ સંપ્રતિના સમયમાં બીબાં મારવાની પદ્ધતિ પણ અમલમાં આવેલી જણાય છે. કેમકે શરૂઆતના મૌર્યકાલીન સિક્કાઓ સાથે સરખાવતાં સંપ્રતિ, દશરથ અને શુભાગસેનના સિક્કાઓ વધુ સ્પષ્ટ અને સુંદર જણાય છે.

**મૌર્ય ટંકશાળ**

સંપ્રતિના સમયમાં પાટલીપુત્રની ટંકશાળ પણ વધુ વ્યવસ્થિત અને જાહેર બનેલી જણાય છે. તેનું સ્થાન તો જો કે ચન્દ્રગુપ્તના સમયની જેમ નગરના દક્ષિણ-પશ્ચિમ ભાગમાં જ હોવાનો સંભવ છે, કેમકે સંપ્રતિના યુગના સિક્કાઓનો મોટો જથ્થો એ ભાગમાંથી જ–બુલન્દીબાગમાંથી જ–મળી આવે છે,[૮] પરંતુ સંપ્રતિએ તેને વિસ્તારીને ભવ્ય બનાવરાવેલી હોવી જોઈએ.

આ રીતે સંપ્રતિના સમયમાં પાટનગરમાં ટંકશાળ ખીલેલી હોવા છતાં અને ઢાળેલ સિક્કાઓ (Cast coins) અને બીબાં મારેલ સિક્કાઓ (Die-struck coins) બહાર પડતા હોવા છતાં તે યુગમાં પણ પ્રાન્તોમાં પંચ-માર્ક્ડ સિક્કાઓ વપરાતા હોવાનું જણાઈ આવે છે. ઈ. સ. પૂ. ૨૫૦ના ગાળામાં એવા સંખ્યાબંધ સિક્કાઓ મળી આવેલ છે. તેના પર ગિરિચન્દ્રનું ચિન્હ છે. મૌર્ય કાલગણનામાં ૬૦ વર્ષની ઉણપ ચલાવનારા વિદ્વાનો ઈ. સ. પૂ. ૨૫૦ના ગાળાના એ સિક્કાઓને અશોક કે દશરથના મનાવવા પ્રયત્ન કરે છે.[૧૦] પરંતુ આપણે તે કાલગણનાને વ્યવસ્થિત બનાવીને આ ગ્રન્થના પ્રથમ ખંડમાં પુરવાર કરી ગયા

(૮)...at the very place numerous cast coins were found and several pieces so found were in crude stages-unseparated, and unused. The direction in the AS (Artha Shastra) for the location of the royal store-houses and works in the capital fortress (Dakshina-paschima, ch. 25) would agree for the mint having been at Bulandibagh. 3, J. B. O. R. S. Vol. XX, pt.I

(૯) ગિરિચન્દ્ર (Moon-on the Hill) ને જો કે સમગ્ર મૌર્ય રાજ્યવંશનું પ્રધાન ચિન્હ ગણવામાં આવે છે, [...the most prominent Maurya symbol, the moon-on-hill. p. 286 J. B. O. R. S. Vol. XX pts. III-IV] છતાં ઇતિહાસ તેમજ દર્શનશાસ્ત્રની ગણતરીએ એ આકાર જૈન ધર્મ સાથે વધુ સુસંગત છે, અને તેનો વિશેષ ઉપયોગ સમ્રાટ ચન્દ્રગુપ્ત અને સંપ્રતિએ જ કરેલ હોવાનો સંભવ છે. જૈન દર્શનમાં જીવનનું અંતિમ લક્ષ્ય મુક્તિ-સિદ્ધશિલા ગણવામાં આવે છે. તેનું સ્વરૂપ 'જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપી ત્રિરત્ન ગિરિપર ચન્દ્ર'ના આકારનું હોય છે. ઐતિહાસિક દૃષ્ટિએ પણ આ ચિન્હ એટલું જ સૂચક છે. મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્ત શ્રવણ બેલગોલમાં કટવપ્ર (પાછળથી ચન્દ્રગિરિ) નામે ટેકરી પર સ્વર્ગવાસ પામેલ; અને સમ્રાટ સંપ્રતિએ ત્યાં જઈ તે ટેકરીને ચન્દ્રગિરિ નામ આપ્યું, ત્યાં શ્રવણ બેલગોલ નામે નગર વસાવ્યું અને શ્વેત સરોવર બંધાવરાવ્યું; તે જોતાં સંભવિત છે કે ગિરિચન્દ્ર ચિન્હ, સમ્રાટ સંપ્રતિએ ગિરિ પર અવસાન પામેલા સમ્રાટ ચન્દ્રગુપ્તના સ્મરણમાં અપનાવ્યું હોય. ગમે તેમ, પણ આ ચિન્હ જૈન દર્શન સાથે અને મૌર્ય રાજવંશમાં થઈ ગયેલા બે મહાન જૈન સમ્રાટો–ચન્દ્રગુપ્ત અને સંપ્રતિ સાથે નિકટ સંબંધ ધરાવે છે.

(૧૦) The present (Punch-marked) coins (with a Mark-a Hill with a Crescent on the top), from their date, would therefore be Provincial coins of Asoka or of Dasaratha, his grandson and successor, whose date Mr. Jayaswal fixes at 240 B. C.

The Mark, Hill-with-Crescent does not occur on any coins of the Older (Punch-marked) Class, but it is a prevailing Mark on the later Class of coins, both as an Obverse Mark and also of a smaller size as a Reverse Mark and it appears in both these forms on a great number of the British Museum-coins of the Later Class. It also occurs as a distinguishing Obverse Mark on 32 of the Gorho Ghat coins, and as a Reverse Mark on five other of those coins.

**Punch-Marked coins-Memoirs of the Archaeological Survey of India. 34, No. 59.**

છીએ કે ઇ સ પૂ. ૨૫૦મા ભારતના સિંહાસને સંપ્રતિ વિરાજતો હતો એટલે ઉપરોક્ત સિક્કાઓ સંપ્રતિના શાસનકાળ દરમિયાન જ પ્રાન્તોમા બહાર પડેલા હોવાનું જણાઇ આવે છે

પંજાબ અને કાબુલના પ્રદેશમાથી કેટલાક એવા સિક્કા મળી આવે છે કે જેની એક બાજુ હાથી અને બીજી બાજુ સિંહના ચિન્હ છે. ( જુઓ ગ્રંથાતે અપાયલા સિક્કા-ચિત્રો )

**સંપ્રતિના સિક્કા**

તેમાથી હાથી એ મૌર્ય રાજવંશનુ વિશિષ્ટ ચિન્હ છે[૧૧] એટલું જ નહિ, પરંતુ આપણે ઉપર પુરવાર કરી ગયા તે પ્રમાણે તેની વિશેષતા સંપ્રતિને જ આભારી છે ઉપરોક્ત સિક્કાઓમા એક બાજુએ જ્યારે હાથી સમુ સંપ્રતિનુ વિશિષ્ટ ચિન્હ મળી આવે, ને બીજી બાજુ જૈન ધર્મના અંતિમ તીર્થંકર ભગવાન મહાવીરસ્વામીનુ લંછન-સિંહ મળી આવે ત્યારે તે સિક્કાને સંપ્રતિનો ન માનવાને કોઇ ખાસ કારણ રહેતુ નથી

સમગ્ર દૃષ્ટિએ મૌર્યયુગના જણાતા પ્રાચીન ધાતુના પણ સંખ્યાબંધ સિક્કાઓ મળી આવે છે. તેમાના ચોત્રીસેક પર હસ્તિનુ ચિન્હ છે અને તે સંપ્રતિના હોવાનો પૂરો સંભવ રહે છે તેમાના કેટલાક સિક્કાઓ પર સર કનિંગહામના કથન પ્રમાણે સંવતનો નિર્દેશ છે, અને તેને મહાવીર સંવત ગણતા તે સંપ્રતિના સમય સાથે સંપૂર્ણ મેળ ધરાવે છે.[૧૨]

બ્રિટિશ-મ્યુઝિયમ તેમજ પટના-મ્યુઝિયમમા પણ સંપ્રતિના કેટલાક સિક્કાઓ છે તેમાથી ' સંપ્રતિ મૌર્ય ' નામ તથા મૌર્ય રાજવંશના વિશિષ્ટ ચિન્હોથી યુક્ત એવા બે સિક્કાઓ ( જુઓ ગ્રન્થાતે અપાયલા સિક્કા-ચિત્રો )નો વિગતવાર પરિચય કરાવતા પંડિત જયસ્વાલ જણાવે છે કે—

" કનીંગહામના ' પ્રાચીન ભારતવર્ષના સિક્કાઓ ( Coins of Ancient India )' ની બીજી પ્લેટ પર તક્ષશિલાના વીશ નંબરના સિક્કા પર એવાજ ચિન્હો છે, જેવા પાટલીપુત્રના ઢાળેલા સિક્કાઓ પર અને પાટલીપુત્રના કિલ્લામાથી મળી આવેલી સૈનિકોની પેટીઓ પર છે-એટલે કે પાખડારહિત પોલો સ્વસ્તિક ( તેનો અર્થ ચાતુરન્ત એટલે કે અખિલ ભારતીય સામ્રાજ્ય હોવા સંભવ છે ), ગિરિચન્દ્ર અને સ્વસ્તિક. દશરથના સિક્કાઓ ઘસાઈ ગયેલ હોવા છતા તેના પર પાખડારહિત પોલો સ્વસ્તિક અને ગિરિચન્દ્ર સ્પષ્ટ જણાય છે દશરથનો એ સિક્કો અને કનીંગહામનો ઉપરોક્ત સિક્કો એકજ રાજવંશના હોવા સબંધમા શંકાને કોઇજ સ્થાન નથી આ સિક્કા પર ખરોષ્ઠી લિપિમા राणो सप्र [ णो [ रा ] / प्र स ] અક્ષરો વચાય છે આ અક્ષરો હિંદી-ગ્રીક સિક્કાઓ પરના અક્ષરોને મળતા છે

(૧૧) the elephant which is almost a constant emblem on Maurya coins

235 J B O R S Vol XX pts III-IV

(૧૨) આ સિક્કાઓના વિગતવાર અભ્યાસ માટે જુઓ પ્રાચીન ભારતવર્ષ ભાગ-બીજો પૃ ૮૬ થી ૯૪

(૧૩) Cunninghams C A I pl II ( Taxila ) no. 20 has the same symbols as the cast coins of Pataliputra and the potteries of soldiers found in the fortification of Pataliputra viz. the hollow cross ( probably meaning Chaturanta all India empire ) the moon on-hill, and svastika Dasarathas coins are worn still the hollow cross and the moon-on-hill are clear on them. There is no doubt that Dasarath s and this coin belong to one and the same dynastic series In Kharoshthi the legend reads [ ra ] no (1 1) Sampra (1 2) The letters are of the type of the Indo-Greek coin legends

The coin reproduced here on plate 1 ( no-6) has the name in Brahmi-Sapa (1 1) tisa (1.2). This coin is at the Patna Museum ( Hultzsch collection ). Both coins have a monogram made

પટણા-મ્યુઝિયમમાં, હુલ્ઝના સંગ્રહમાં જળવાયેલા બીજા સિક્કા પર બ્રાહ્મી લિપિમાં सप तिस [ सप / तिस ] એ અક્ષરો છે.

ઉપરના બંને સિક્કાઓ પર બ્રાહ્મી લિપિમાં मौर्य [ र्य / मौ ] એવું સંયુક્તાક્ષર-ચિન્હ (*monogram*) કોતરાયલ છે. (વિશાખદેવ તેમજ ફલ્ગુમિત્રના સિક્કાઓ પર પણ આવી જ રીતે નીચેથી ઉપર એ શૈલીમાં સંયુક્તાક્ષર-ચિન્હ કોતરાયલ છે.)"

આ રીતે, કેવળ ચિન્હોની મદદથી જ ઓળખવાના સિક્કાઓને બાજુએ રાખીએ તો પણ, બે સિક્કાઓ તો એવા છે કે જેના પર સંપ્રતિનું સ્પષ્ટ નામ છે. તેમાંનો પહેલો સિક્કો કનીંગહામના 'પ્રાચીન ભારતવર્ષના સિક્કાઓ [C. A. I. pl. II, (Taxila) no. 20]' ના સંગ્રહમાં મળી આવે છે અને બીજો પટના-મ્યુઝિયમમાં હુલ્ઝના સંગ્રહમાં મળી આવે છે. તેમાંથી પહેલા સિક્કા પર એક બાજુએ र्य / मौ અને બીજી બાજુએ णो (रा) / प्र सं એવા અક્ષરો છે; અને બીજા સિક્કા પર એક બાજુએ र्य / मौ અને બીજી બાજુએ स प / ति स એ અક્ષરો છે; પહેલા સિક્કા પર સ્વસ્તિક અને તેની ઉપર જ્ઞાન-દર્શન અને ચારિત્રરૂપ ત્રિરત્નગિરિ ઉપર ચન્દ્ર, એ દર્શયોની[14] સાથોસાથ ડાબી બાજુએ સાંચીમાં છે તેવું ત્રિરત્નનું ચિન્હ પણ છે. બીજા સિક્કા પર સ્વસ્તિક અને તેની ઉપર જ્ઞાન-દર્શન ને ચારિત્રરૂપ ત્રિરત્નગિરિ ઉપર ચન્દ્ર, એ દર્શયોની[15] સાથોસાથ ડાબી બાજુએ અખિલ ભારતના ચક્રવર્તીત્વનું સૂચક એવું પાંખડાંરહિત પોલા સ્વસ્તિકનું ચિન્હ છે. આ રીતે અંકિત ચિન્હો અને અક્ષરો સ્પષ્ટપણે આ સિક્કાઓને જૈન ધર્માવલંબી સમ્રાટ સંપ્રતિના પુરવાર કરે છે. [આ બંને સિક્કાઓના અવલોકન માટે જુઓ ગ્રન્થાંતે અપાયલાં સિક્કા-ચિત્રો.]

**સંપ્રતિની પાસપોર્ટ-પદ્ધતિ**

બુલન્દીબાગ (પટના)ના ખોદકામમાં મુદ્રાઓ (પાસપોર્ટ) તૈયાર કરવાનું મૌર્યકાલીન એક બીબું પણ મળી આવેલું. તેમાં નીચે ગિરિચન્દ્ર અને તેની ઉપર, અંગ ગરૂડનું અને માથે કલગી મોરની, એવું સંયુક્ત પક્ષી-ચિન્હ કોતરાયલ છે. બીબાનું માપ ૨⅞×૨⅞ ઇંચનું છે અને આજે તે પટના-મ્યુઝિયમમાં જળવાઇ રહેલ છે. ગિરિચન્દ્ર, ગરૂડ અને મોર આ ત્રણે ચિન્હોનો સંયુક્ત ઉપયોગ મૌર્ય રાજવંશમાં કેવળ સંપ્રતિએ જ કર્યો છે. તેમાંના ગિરિચન્દ્રનું અવલોકન આપણે ઉપર કરી ગયા. ગરૂડની આકૃતિ પ્રિયદર્શીના લૌરિય-અરરાજ સ્થંભ પર હોવાનું વીન્સેન્ટ સ્મીથ સ્પષ્ટ જણાવે છે. અને મોર તો પ્રિયદર્શીના લૌરીય-નંદનગઢ

up of Brahmi letters Mau-ryya [For this system compare the monograms on the coins of Visakhadeva (C. A. I. IX, 7 re. where letters visa-kha are combined) and Phalgunimitra (Rapson. I. C. III, 16, where letters Pha-l-g-n are combined). On these too the letters are read from bottom upwards as in Samprati's (Mau-ryya र्य / मौ)

K. P. Jayaswal
J. B. O. R. S. Vol. XX, pts. III-IV

(૧૪-૧૫) આ દૃશ્ય સ્પષ્ટ રીતે જૈન દર્શનનું સૂચક છે. આજે પણ જૈનો, મંદિરમાં સૌથી નીચે સ્વસ્તિક, તેના પર ત્રણ ઢગલીઓ અને તે ઢગલીઓ પર ચન્દ્રાકારનું ચિન્હ-એ પ્રકારે ચોખાની મદદથી આકૃતિઓ દોરે છે. આનો દાર્શનિક અર્થ એ છે કે પ્રત્યેક જીવ ચાર (દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી) ગતિમા ભમ્યા કરે છે. [સ્વસ્તિકની મૂળ ચાર લિટિઓ ચાર ગતિની સૂચક છે અને ચાર પાંખડાં તેનું ભ્રમણ સૂચવે છે.] પરંતુ એ સ્વસ્તિકની ઉપર ત્રણ ઢગલીઓ રૂપે સૂચવાયલ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપી ત્રિરત્નની મદદથી, તે જીવ એ ભ્રમણમાંથી બચી શકે છે અને એ રીતે બચાવને તે, તે ત્રણ ઢગલીઓની ઉપર ચન્દ્રાકારે દોરાયલ સિદ્ધશિલાએ-મુક્તિમાં પહોંચી શકે છે.

સ્થંભના ભિડાણમાં ખોદકામ કરતાં મળી આવેલ છે આ સંયોગોમાં ઉપરનું બીજું સંપ્રતિનું હોવાનો પૂરતો સંભવ રહે છે એ બીબાની છાપને ધાતુના પતરા પર પાડી પાસપોર્ટ અપાતા હોવાનો સંભવ છે

સંપ્રતિના યુગની કેટલીક રાજમુદ્રાઓ (શાહી ફરમાનો પર સહી કરવાને માટે વપરાતી અથવા તો અંગુલી પર શોભા અર્થે પહેરવાની) પણ નોંધપાત્ર છે તેમાંની ત્રણ વૈશિષ્ટ્યતાદર્શક વીંટીઓ પર દૃષ્ટિપાત કરી જઈએ

**સંપ્રતિની રાજમુદ્રાઓ (મહોરો)**

તેમાંની પહેલી વીંટી પટના-મ્યુઝિયમના ૧૮૧૬ ના સંગ્રહમાં ૧૭ B નંબરની છે તેનો પરિઘ સવા ઈંચ લગભગ છે અને વજન ૬૦½ ગ્રેઈનનું છે તે શુદ્ધ કંચનની બનેલી છે

આ વીંટી શાહી ફરમાનો પર સહી કરવા માટેની રાજમુદ્રા[૧૬] સમી જણાય છે તેના પર સામસામી દિશાએ મોં ધરાવતા બે મગરનું ચિન્હ છે સોનાની સપાટી પર ઝીણા ઝીણા ટપકાથી આ ચિન્હ બનાવવામાં આવ્યું છે

પટનાના મ્યુઝિયમમાં જ જળવાયલી (ન ૩૬૬) બીજી એક નાની વીંટી પણ મૌર્યકાલીન રાજમુદ્રા જણાય છે. તેનું વજન ૧૯⅞ ગ્રેઈન છે અને તેના પર પણ મગરનું ચિન્હ છે આ વીંટી પટનાના જે વિભાગમાં-બુલંદીબાગમાં મૌર્યકાલીન ટંકશાળ હોવાનું મનાય છે ત્યાંથી જ મળી આવેલી આ વીંટીની ખરી ખૂબી એ છે કે તેના પરનું મગરનું ચિન્હ આબેહૂબ રૂપમાં સાંચી-સ્થંભ પરના મગરની આકૃતિને મળતું છે[૧૭] તે પરથી એમ માનવાને કારણ રહે છે કે આ વીંટી તેમજ સાંચીનો મગર સ્થંભ એકજ નૃપતિ-પ્રિયદર્શી યાને સંપ્રતિને આભારી હોવા જોઈએ આ વીંટી પર જો કે મગરની રાજમુદ્રા અંકિત થએલી છે પણ વીંટીનું ઘડતર એટલું નાજુક છે કે તે રાણીની હોવાનો સંભવ રહે છે

સાંચીની નજીકના બેસનગરમાંથી પણ ઉપરની બે મુદ્રાઓને મળતીજ એક ત્રીજી મૌર્યકાલીન વીંટી મળી આવેલી છે[૧૮] ફેર એટલો છે કે ઉપરની બે વીંટીઓ પર મગરની રાજમુદ્રા છે, જ્યારે આ વીંટી પર મુદ્રા નથી એટલે એમ જણાય છે કે આ વીંટી સહી કરવા માટે નહિ પરંતુ આંગળી પર શોભાને માટે પહેરવાની હશે પરંતુ ત્રણે વીંટીઓની કારીગરી એકજ પ્રકારની છે

આ રીતે સંપ્રતિના સિક્કા પાસપોર્ટ, રાજમુદ્રાઓ (મહોરો) આદિ પર દૃષ્ટિપાત કરી લીધા પછી હવે આપણે બીજા મૌર્યકાલીન નૃપતિઓના સિક્કા વગેરે પર ઊડતો દૃષ્ટિપાત કરી લઈએ

---

(૧૬) ફરમાનો પર સહીને માટે આવી વીંટીઓ મૌર્ય રાજ્યકાળમાં વપરાતી હોવાનું પ્રમાણ કૌટલીય અર્થશાસ્ત્રના ચવીશમા પ્રકરણમાંથી સાંપડી રહે છે અશોકના જીવનને લગતી પ્રાચીન સાહિત્યકૃતિઓ પણ મૌર્ય રાજ્યકાળમાં આવી વીંટીઓ વપરાતી હોવાનું અને તેના પર અમુક જવાબદારીઓ અવલંબેલી હોવાનું પ્રમાણ પૂરું પાડે છે તેમાં જણાવ્યા પ્રમાણે અશોકની રાણી તિષ્યરક્ષિતા પોતાના ઓરમાન પુત્ર કુણાલનો રાજ્યાધિકાર હક્ક ઝૂંટવી લેવા માગતી હતી પણ તેને કોઈ માર્ગ ન મળ્યો એક સમયે અશોકે અવન્તિના સૂબા પર એક પત્ર લખી તેમાં ત્યાં રહેતા કુણાલને ભણાવવા અંગે 'અધિયતાં કુમાર.' એવી સૂચના લખી પોતાની રાજમુદ્રાથી સહી કરી નાખી, પણ હરનસૂરથી એ પત્ર સંદેશવાહકના હાથમાં પહોંચતાં પહેલાં રાણી તિષ્યરક્ષિતાના હાથમાં પહોંચ્યો ને તેણે 'અધિયતા' ને સ્થળે અ પર મીંડું મૂકી 'અંધિયતા' કર્યું પરિણામે કુમાર કુણાલે રાજમુદ્રાના આધારે તેને પિતાની આજ્ઞા માની પોતાની આંખો ફોડી નાખી. આ રીતે રાજમુદ્રાનું સ્થાન અતિ પ્રબળ થઈ પડેલું

(૧૭) The figure here is a conventional Makara of the dragon type like the one at Sanchi

J B O R S p 4 Vol XX pt 1

મકરની આકૃતિવાળા સાંચીના એ સ્થંભને માટે જુઓ ગ્રંથને અપાયેલ સ્થંભચિત્ર

(૧૮) A. R. S 1915 16 p 15 & J B O R S p 4 Vol XX pt 1

મૌર્યયુગમાં સંપ્રતિના પુરોગામીઓના સિક્કાઓ તો 'ગિરિચન્દ્ર' વગેરે ચિન્હોની મદદથીજ ઓળખવાના હોય છે. એટલે ચંદ્રગુપ્ત, બિન્દુસાર કે અશોકના સિક્કાઓનો સ્પષ્ટ પરિચય કરાવવાનું કાર્ય મુશ્કેલ છે.

**સંપ્રતિના અનુગામીઓના સિક્કા**

પરંતુ સંપ્રતિ અને તેના ઘણાખરા અનુગામીઓના સિક્કાઓ પર તો નામ તેમજ ચિન્હ બંને મળી આવે છે. તેમાંથી સંપ્રતિના સિક્કાઓનું અવલોકન આપણે ઉપર કરી ગયા હવે તેના અનુગામીઓના સિક્કા પર દૃષ્ટિપાત કરી લઇએ.

'વિષ્ણુપુરાણ' દશરથને સંપ્રતિનો ઉત્તરાધિકારી અને પુત્ર જણાવે છે,[૧૯] દશરથનો પોતાનો નાગાર્જુન-ગિરિનો ગુફાલેખ પણ તેને દેવાનાંપ્રિય પ્રિયદર્શી (સંપ્રતિ) ના ઉત્તરાધિકારી તરીકે ઓળખાવે છે.[૨૦] અને વર્તમાન વિદ્વાનોનો મોટો ભાગ એમ માને છે કે અશોકની પછી મૌર્ય સામ્રાજ્યના બે ભાગ પડી ગયા, તેમાં પશ્ચિમ હિંદનો સમ્રાટ સંપ્રતિ બન્યો ને પૂર્વ હિંદ દશરથને સોંપાયું, એટલે કે સંપ્રતિ અને દશરથ બંને સમકાલિક હતા.[૨૧] ગમે તેમ પણ સંપ્રતિની પછી તરત જ દશરથનું સ્થાન હોવા સંબંધમાં સર્વે એકમત છે.

દશરથના ચારેક સિક્કા મળી આવે છે. તેમાંનો પહેલો સિક્કો કનીંગહામના 'પ્રાચીન ભારતવર્ષના સિક્કાઓ' ( C. A. I. pl. III no. 5 ) નામક ગ્રન્થમાં પ્રગટ થયેલ છે. બીજો કલકત્તાના હિંદી મ્યુઝિયમ ( C. I. M. Taxila no. 34 p. 158) માં છે. ત્રીજો-ચોથો બ્રિટીશ મ્યુઝિયમમાં છે. આ સિક્કાઓ પર राणो दशरथस मुर्यस એવા અક્ષરો છે અને ગિરિચન્દ્ર, હસ્તિ, અશ્વ આદિ ચિન્હો છે. આમાંથી ગિરિચન્દ્ર અને હસ્તિ બંને સ્પષ્ટ રીતે સંપ્રતિનાં ચિન્હ છે. દશરથે પોતાના પુરોગામીનાં એ બંને ચિન્હ વાપરવા ઉપરાંત પોતાના તરફથી અશ્વ ઉમેરેલ લાગે છે, જે અશ્વને પાછળથી શુંગોએ પોતાનું રાજચિન્હ બનાવ્યું.

બૃહસ્પતિમિત્રને 'દિવ્યાવદાન' સંપ્રતિના પુત્ર તરીકે ઓળખાવે છે[૨૨] તથા આપણે પણ ઉપર ( પૃ. ૨૮૮ ફૂ. નો. ૧ ) પુરવાર કરી ગયા કે બૃહસ્પતિ-મિત્રનો સમય સંપ્રતિની પછી તરત અને વૃષભસેન યાને સોભાગસેનની તરત પૂર્વે છે. એટલે દશરથની પછી અનુક્રમે બૃહસ્પતિમિત્ર અને સોભાગસેનને સ્થાન આપવું જોઇએ.

બૃહસ્પતિમિત્રના સિક્કા પર અવળી બાજુ મૌર્ય રાજવંશનું સૂચક 'ગિરિચન્દ્ર'નું ચિન્હ છે. તેની નજીકમાં જ વૃષભનું ચિન્હ છે. અને સિક્કાની સવળી બાજુ 'महसिमितस' એ અક્ષરો છે.

સોભાગસેન યાને વૃષભસેનનો અખંડ સિક્કો કનીં-ગહામના 'પ્રાચીન ભારતવર્ષના સિક્કાઓ' ( C. A. I. pl. III no-7 ) માં પ્રગટ થઈ ચૂકેલ છે અને આજે તે બ્રિટિશ મ્યુઝિયમમાં જળવાઇ રહેલ છે. તેની અવળી બાજુ પર મૌર્ય રાજવંશનું સૂચક 'ગિરિચન્દ્ર'નું ચિન્હ છે અને તેની નજીકમાંજ ત્રિશુલ કોતરાયલ છે. સવળી બાજુ પર सोभागसेनस એવા અક્ષરો છે.

કનીંગહામના 'પ્રાચીન ભારતવર્ષના સિક્કાઓ (C. A. I.)' એ ગ્રન્થમાં મૌર્ય નૃપતિ દેવધર્મન (દેવવર્મન) ના બે સિક્કાઓ પ્રગટ થયેલ છે. તેમાંના પહેલા સિક્કાને કનીંગહામ કોસામ-ટંકશાળના સિક્કા તરીકે ઓળખાવે છે અને તે ઉપરોક્ત ગ્રન્થમાં પાંચમી પ્લેટ પર નં. ૧૦ તરીકે પ્રગટ થયેલ છે. બીજા સિક્કાને કનીંગહામે અયોધ્યા-ટંકશાળના સિક્કા તરીકે ઓળખાવેલ છે અને તે ઉપરોક્ત ગ્રન્થમાં નવમી પ્લેટ પર નં. ૫ તરીકે પ્રગટ થયેલ છે. કનીંગહામ પહેલા સિક્કા પર सुदेवस એ અક્ષરો વાંચે છે, અને બીજા પર वायुदेवस એ પ્રમાણે વાંચે છે; પરંતુ પંડિત જયસ્વાલ પહેલા પર राणो देवस અને બીજા પર मौर्य देवस

---

(૧૯-૨૦-૨૧-૨૨) જુઓ પૃ. ૨૮૮ ફૂ. નો. ૧.

એ પ્રમાણે વાચે છે, અને એ બને સિક્કાઓ મૌર્ય નૃપતિ દેવધર્મનના હોવાનુ જણાવે છે[૨૩] આમા જયસ્વાલજીનો મત વિશેષ આદરપાત્ર જણાય છે કેમકે આ સિક્કાઓ પર પણ ગિરિચંદ્ર, હરિત, સ્વસ્તિક આદિ મૌર્ય રાજવંશના-સંપ્રતિએ વિકસાવેલા-ચિન્હો છે

નૃપતિ શતધન્વાના પણ ત્રણેક સિક્કાઓ મળી આવે છે તેમાનો પ્રથમ સિક્કો વીન્સેન્ટ સ્મીથના Coins of Indian Museum મા ઓગણીસમી પ્લેટ પર નં. ૨૦ તરીકે પ્રગટ થયેલ છે અને બીજો-ત્રીજો સિક્કો રેપ્સનના 'Coins of Andhra dynasty' મા પ્રથમ પ્લેટ પર પ્રગટ થયેલ છે સિક્કાઓ પર પ્રથમ શબ્દ શાત અથવા શાત વંચાય છે અને તેની પછી ઘર, ઘર્મન, ઘનુ અથવા ઘન્વ એ રીતે વંચાય છે આ સિક્કાઓ પર પણ મૌર્ય રાજવંશના ગિરિચન્દ્ર, હરિત, સ્વસ્તિક આદિ ચિન્હો છે

શાલિશુકના સિક્કાઓ (C A I.pl IX no 10-11) જોતા તે પણ નોંધપાત્ર મૌર્ય નૃપતિ જણાય છે કેમકે સિક્કાઓ પર એક બાજુ શાલિશુક એવા અક્ષરો વંચાય છે, જ્યારે બીજી બાજુ ગિરિચંદ્ર પ્રતિ આગળ વધી રહેલા હસ્તિનુ ચિન્હ છે, જે સ્પષ્ટ રીતે મૌર્ય રાજવંશનુ સૂચક છે.

મૌર્ય રાજવંશના આ ચિન્હો સહેજ ફેરફાર સાથે તેમના ખંડિયા નૃપતિઓના સિક્કાઓ પર પણ નજરે ચડે છે, જેમા આંધ્ર રાજવંશના શાતકર્ણી વગેરે મુખ્ય છે

આ રીતે ગિરિચંદ્ર ચિન્હની શરૂઆત કદાચ ચંદ્રગુપ્તને આભારી લેખીએ તો પણ તેની ખીલવણી તથા હરિત અને સ્વસ્તિકની તો શરૂઆત પણ સંપ્રતિએજ કરેલી છે. અને તે ત્રણે ચિન્હો સંપ્રતિના અનુગામી નૃપતિઓના સિક્કાઓ પર બહુધા નજરે ચડે છે, તે જોતા જણાય છે કે મૌર્ય નૃપતિઓને પોતાના આદિ નૃપતિ તરીકે જેટલુ માન ચન્દ્રગુપ્ત પ્રતિ હતુ, તેટલુજ માન પોતાના રાજવંશના મહાન પ્રભાવશાળી નૃપતિ તરીકે સંપ્રતિ યાને પ્રિયદર્શી પ્રત્યે હતુ

(૨૩) The Journal of the Bihar & Orissa Research Society Vol XX pts III-IV p. 286-297

# ચતુર્થ ખંડ

## પ્રિયદર્શી યાને સમ્રાટ સંપ્રતિનું જીવન-ચરિત્ર

[ અન્ય મૌર્ય સમ્રાટો અને મૌર્યકાલીન માનવરત્નોના અંતર્ગત જીવનચરિત્ર સાથે ]

---


પ્રથમ પરિચ્છેદ
મૌર્ય ઉષા

દ્વિતીય પરિચ્છેદ
ચંડાશોક અને બૌદ્ધ ધર્મનો દિગ્વિજય

તૃતીય પરિચ્છેદ
કાકિણી

ચતુર્થ પરિચ્છેદ
સદ્ધર્મને માર્ગે

પંચમ પરિચ્છેદ
ધર્મયાત્રા અને અનાર્ય ભૂમિમાં પણ ધર્મવિજય

ષષ્ઠમ પરિચ્છેદ
મૌર્ય મધ્યાન્હ-વિજયયાત્રા અને સમ્રાટપદ

સપ્તમ પરિચ્છેદ
અમર કૃતિઓ

અષ્ટમ પરિચ્છેદ
ધર્માશોક અને વિશ્વકલ્યાણ

નવમ પરિચ્છેદ
મૌર્ય સંધ્યા



# પ્રથમ પરિચ્છેદ

## મૌર્ય ઉષા

સાર—

આ પરિચ્છેદમાં અંતિમ નંદ નૃપતિના હાથે અપમાનિત બનેલા બ્રાહ્મણવીર ચાણકયે નંદો પર વૈર લેવાને નવા રાજવંશની સ્થાપના કરવાની કરેલી પ્રતિજ્ઞા; તેની સાથે ચન્દ્રગુપ્તનો સમાગમ; ચાણકયે ચન્દ્રગુપ્તને રાજતિલક કરી અન્ય રાજવીઓની મદદ સાથે મગધપતિ નંદ સામે આદરેલું આક્રમણ; મગધમાં બાર વર્ષનો ભયાનક દુષ્કાળ; નંદોનો પરાભવ; રાજ્ય ને ધનની પ્રાપ્તિ માટે ચાણકયની યુક્તિઓ; દુષ્કાળની ઘાતક અસરો દૂર કરવાને ચન્દ્રગુપ્ત ને ચાણકયે લીધેલા ઉપાય; દુષ્કાળના અંતે જૈન શાસ્ત્રોનું એકીકરણ ને તેમાં ચન્દ્રગુપ્તનો ફાળો; જૈન મુનિવરો–શ્રી ભદ્રબાહુસ્વામી ને સ્થૂલિભદ્ર પ્રત્યે ચન્દ્રગુપ્તનો ભકિતભાવ; મહારાજ્યને સુદઢ બનાવવાને ચાણક્ય–ચન્દ્રગુપ્તે લીધેલાં પગલાં; ચાણકયની કૃતિઓ; ચન્દ્રગુપ્ત પર ભદ્રબાહુસ્વામીનો પ્રભાવ; ભાવી દુષ્કાળની ગણત્રીથી શ્રી ભદ્રબાહુસ્વામીએ હજારો મુનિવરો સાથે કરેલો દક્ષિણ–વિહાર; ચન્દ્રગુપ્તે દીક્ષા સ્વીકારી તેમની સાથે આદરેલું પર્યટન; કટવપ્રમાં ચન્દ્રગુપ્તનો સ્વર્ગવાસ. મગધના સિંહાસને વિરાજેલ બિન્દુસારે ચાણકયને બરતરફ કરતાં ઢીલો પડેલો સામ્રાજ્યનો પાયો; પરદેશી આક્રમણનો વધેલો ભય; તક્ષશિલા ને પંજાબમાં બળવો; બિન્દુસારના જ્યેષ્ઠ પુત્ર સુસીમને તે સમાવવામાં મળેલી નિષ્ફળતા; નાના પુત્ર અશોકે તેમાં સફળતા મેળવી, એટલું જ નહિ, પરંતુ પરદેશી આક્રમણકર્તા સિકંદરને પાછો કાઢયો; તેની કીર્તિનો ઝગમગતો કળશ અને તેનામાં જાગેલો રાજ્યમોહ–આદિ હકીકતો સમાવવામાં આવી છે.

**મગધ**

આર્યાવર્તના પ્રાચીન ઇતિહાસમા મગધનુ સ્થાન અજોડ અને અનુપમ છે. ઇ સ પૂ. ૬૦૦ મા તે દેશ ભગવાન મહાવીર અને બુદ્ધ સમા અમર ધર્મ પ્રવર્તકો, બિમ્બિસાર અને અજાતશત્રુ સમા નૃપતિઓ, અભયકુમાર અને મેઘકુમાર સમા પ્રતિભાશાળી રાજકુમારો ચેલ્લણા અને સુલસા સમી શ્રાવિકાઓ અને ધન્નો ને શાલિભદ્ર સમા ભાગ્યી-પુત્રોથી શોભતો હતો

તે પછી મગધના સિહાસને નદ નૃપતિઓ વિરાજ્યા ઇ. સ પૂ ૪૭૨ થી ૪૧૫ લગીના ૫૭ વર્ષના ગાળામા આઠ નદ રાજવીઓ સિહાસન શોભાવી ગયા તેમણે મગધની મહત્તાને જાગતી રાખી એટલુ જ નહિ, તેમા તેમણે ઉમેરો પણ કર્યો સૂકા વિસ્તારોમાથી પાણીની ઉણપ દૂર કરવાને તેમણે નહેરો ખોદાવવાની શરૂઆત કરી યોગ્ય મત્રીઓના હાથમા કારભાર સોંપીને તેમણે સામ્રાજ્યની કીર્તિને જાળવી રાખી ખારવેલના શિલાલેખમા નદરાજા જિનમૂર્તિ લઇ ગયાનો નિર્દેશ થયો છે તે પરથી જણાય છે કે નદનૃપતિઓ ધર્મે જૈન હોવા જોઇએ

**નદવશનુ આથમતુ તેજ**

ઇ સ પૂ ૪૧૫ મા મગધના સિહાસને નવમો નદ આવ્યો ઇતિહાસમા તે મહાનદ અથવા ધનનદના નામે ઓળખાયન છે તેનામા પ્રતિભા, પ્રભુતા, દક્ષતા અને યુદ્ધશક્તિ તો સમ્રાટપદને સુઘટિત રૂપમા ખીલેલા હતા પણ લોભ અને વહેમ એ બે તત્ત્વો તેના કીર્તિવિજયની આડે આવતા હતા તેની મહત્તાને તે કચરી રહ્યા હતા, નદવશના પતનને તે નજીક લાવતા હતા

ધનનદનો મહામત્રી શકડાળ મગધનો વશપર પરાગત મહામાત્ય હતો તેને શ્રીયક અને સ્થૂલિભદ્ર નામે બે પુત્ર અને યક્ષા યક્ષદત્તા ભૂતા, ભૂતદત્તા સેણા, વેણા અને રેણા નામે સાત પુત્રીઓ હતા તેમા શ્રીયકના લગ્ન પ્રસગે રાજા પોતાને આગણે આવશે એમ જાણી શકડાળે યુદ્ધપ્રિય નૃપતિને ભેટ ધરવાને શસ્ત્રાદિ તૈયાર કરાવવા માડયા શકડાળ પર દ્વેષ ધરાવતા વરરુચિ નામે એક વિદ્વાને આ તકનો લાભ લઇ રાજાના કાન ભભેરતા કહ્યુ, "દેવ, શકડાળ આપનો વધ કરીને પોતાના પુત્ર શ્રીયકને સિહાસને બેસાડવા માગે છે આ બધી તૈયારીઓ તેની છે વહેમી રાજવીએ વરરુચિની વાત સાચી માની શકડાળ

**શકડાળ-વધ**

પ્રત્યે અણગમો દાખવ્યો પરિણામે શકડાળે શ્રીયકને કહ્યુ, ' બેટા આજે તારા પર કુટુબ-સરક્ષણની ભયકર જવાબદારી આવી પડી છે રાજા મારા પર કોપાયમાન થયેલ છે જો તેના એ કોપનુ નિવારણ નહિ થાય તો તે આપણો સકુટુબ વધ કરશે. એટલે એ પરિણામને રોકવાને હુ તને આજ્ઞા કરુ છુ કે તારે આવતીકાલે ભરસભામા મારો વધ કરવો તેમ કરવાથી રાજા તને રાજભક્ત ગણી લેશે ને કુટુબ બચી જશે' બીજે દિવસે શ્રીયકે પિતાની આજ્ઞાનુસાર તેનો વધ કરતા રાજાનો કોપ શાત થઇ ગયો તેણે શ્રીયકને વશપરપરાગત મત્રીપદ સ્વીકારી લેવાનો આગ્રહ કર્યો

દેવ શ્રીયકે વિનયપૂર્વક કહ્યુ વશપરપરાગત મત્રીપદનો અધિકાર મોટાભાઇનો ગણાય એટલે આપ એ પદ મારા મોટાભાઇ સ્થૂલિભદ્રને સોંપો એમ ઇચ્છુ છુ '

પણ સ્થૂલિભદ્ર તો કદાપિ રાજસભામા દેખાતો જ નથી'

પિતાજીએ તેમને કલા વગેરેના અભ્યાસ માટે કોશ્યા ગણિકાને ત્યા મૂકેલા શ્રીયકે સહેજ વ્યથિતભાવે કહ્યુ 'પણ તેઓ કોશ્યાના સ્નેહતારમા બધાઇ ગયા છે અને બાર વર્ષ થયા કોશ્યાને ત્યા જ રહે છે'

ધનનદે સ્થૂલિભદ્રને રાજસભામા તેડાવી તને મત્રીપદ આપવાની ઇચ્છા દર્શાવી સ્થૂલિભદ્રે વિચાર કરવાને થોડોક સમય માગ્યો તે પ્રસગે ચિતનના પરિણામે તેમની વૃત્તિ ત્યાગમાર્ગ પ્રત્યે વળી ને તેમણે જૈના

ચાર્ય સંભૂતિવિજય પાસે દીક્ષા સ્વીકારી લીધી. પરિણામે નંદે મંત્રીપદ શ્રીયકને સોંપ્યું. શ્રીયકને હાથે પિતાનો વધ થયેલ હોઇ તે રાક્ષસમંત્રીના નામે પણ ઓળખાયલ છે.

શકટાળ ખૂબજ લોકપ્રિય મંત્રી હતો. તેનો દેખીતો વધ ભલે શ્રીયકના હાથે થયો પરંતુ તેનું મુખ્ય કારણ રાજાનો વહેમી સ્વભાવ હતો તે જાણીતું હતું. એટલે પ્રજામાં ધનનંદ પ્રત્યેની ભક્તિ ધીમે ધીમે ઘટવા માંડી.

બીજી બાજુ નંદરાજાનો લોભ પણ ધીમે ધીમે સીમા વટાવી રહ્યો હતો. તેણે પ્રજા પાસેથી અતુલ સમૃદ્ધિ એકત્ર કરીને તેને જમીનમાં દાટીને તેના રક્ષણ માટે ઉપર સ્તૂપો ચણાવરાવેલા. મગધની મહાન પ્રજાને નૃપતિની આ લોભવૃત્તિ ખૂંચતી હતી.

**ચાણક્યની પ્રતિજ્ઞા**

એ અરસામાં ચાણક્ય નામે એક મહાવિદ્વાન તથા રાજનીતિજ્ઞ પણ દ્રવ્યરહિત ગર્વિષ્ટ યુવાન બ્રાહ્મણ પોતાની પત્નીના આગ્રહને વશ બનીને દાનની આશાથી નંદની રાજસભામાં આવ્યો. તે સમયે નૃપતિ નંદ સભામાં આવ્યો નહોતો એટલે નંદને માટે ગોઠવાયલા અગ્ર આસન ઉપર તે ગર્વિષ્ઠ બ્રાહ્મણ બેસી ગયો. તે પ્રસંગે દાસીએ તેને બીજા આસન પર વિરાજવાની વિનંતિ કરતાં તે ઊઠયો નહિ, ને બીજા આસન પર પોતાનું કમંડલ ગોઠવ્યું. તેની આ વર્તણુકથી ખીજાઇને નંદના રાજપુરુષોએ તેને લાત મારીને ઉઠાડી મૂકયો. તે પ્રસંગે ચાણક્યનાં અંગેઅંગ કોપથી પ્રજવળી ઊઠયાં. પોતાની શિખાને બાંધતાં તે બોલ્યો, "બ્રાહ્મણનું અપમાન કરનાર આ નૃપતિનો સર્વનાશ કર્યા વિના મારી આ શિખા છૂટશે નહિ."

ઉપર પ્રમાણે પ્રતિજ્ઞા કરીને ચાણક્ય તેની સિદ્ધિ માટે ઉપાયો શોધવા લાગ્યો. પોતે બ્રાહ્મણ હોઇને સિંહાસને ચડવાની મહત્ત્વાકાંક્ષા સેવવાનું તો યોગ્ય નહોતું. એટલે તે એવા ક્ષત્રિય પુરુષની શોધમાં પડયો કે જેને તે રાજા બનાવી શકે ને જે તેની આજ્ઞા મુજબ વર્તે.

**ચન્દ્રગુપ્ત મૌર્ય**

એક પ્રસંગે તે ફરતો ફરતો નંદરાજાના મયૂરરક્ષકોના ગામમાં જઇ ચડયો. આ મયૂરપોષકો એ વિશિષ્ટ પ્રાચીન ક્ષત્રિય જાતિના વારસો હતા અને તેઓ નંદ નૃપતિઓને માટે મોરોનું[1] પાલન કરતા હતા. તે જાતિના અગ્રણીની પત્ની મુરા ગર્ભવતી હતી અને તેને ચંદ્રનું પાન કરવાનો દોહદ ઉત્પન્ન થયો હતો. ચાણક્યને આ દોહદની પાછળ ગર્ભની વિશિષ્ટ મહત્તા દેખાઇ. તેણે તૃણની ઝૂંપડી પર કાણું પાડીને નીચેના જળપાત્રમાં ચન્દ્રનું પ્રતિબિંબ પડવા દીધું અને મુરા જેમ જેમ એ પાત્રમાંનું જળ પીતી ગઇ તેમ તેમ ઉપરનું કાણું પુરાવી તેણે મુરાના મન પર તે પોતેજ ચન્દ્રને પી ગઇ હોય એવી છાપ પાડી. તે પછી ચાણક્ય ત્યાંથી ચાલી નીકળ્યો ને વખત જતાં મુરાએ એક કાંતિમાન પુત્રને જન્મ આપ્યો. ચન્દ્રપાનના દોહદના કારણે તેનું નામ ચન્દ્રગુપ્ત રખાયું. તેની જાતિ તેમજ માતાના નામના આધારે તે મૌર્યવંશનો લેખાયો.

ચાણક્ય દૂરથી તેના ઉછેર પર નજર રાખવા લાગ્યો. અને જેમ જેમ ચન્દ્રગુપ્તના સ્વભાવ અને તેનાં લક્ષણોમાં રહેલાં રાજવંશી તત્ત્વો ખૂલતાં ગયાં તેમ તેમ ચાણક્ય ખુશ થતો ગયો.

આ રીતે નંદવંશને ઉખેડીને તેમના સિંહાસને સ્થાપવાને માટે ચાણક્યે યોગ્ય પુરુષરત્ન તો શોધી કાઢયું. પણ હજી સ્થાપિત સત્તાને તોડવાને માટે દ્રવ્ય અને શસ્ત્રસજ્જ સેનાની જરૂર હતી. તેમાં જો દ્રવ્ય, પૂરતા પ્રમાણમાં મળી રહે તો સેના તો પછી જોઇએ તેટલી મળી શકે એમ નિહાળીને ચાણક્યે પોતાનું બધું ધ્યાન વિપુલ ધનપ્રાપ્તિ પાછળ પરોવ્યું.

---

(૧) આ પરથી જણાય છે કે પ્રાચીન નૃપતિઓ મોરોના સંવર્ધનમાં વિશેષ રસ લેતા હતા. પ્રિયદર્શીના પ્રથમ મુખ્ય શિલાલેખમાં રાજરસોડામાં જે મોરોના વધની જે છૂટનો નિર્દેશ થયો છે તેનો ઉકેલ આમાંથી સાંપડી રહેશે.

ચાણુક્ય પ્રખર પુરુષાર્થવાદી હતો અને તરંગી કલ્પનાઓ કે દૈવ પરની કેવળ શ્રદ્ધાને તે હસી કાઢતો હતો. દ્રવ્ય પ્રાપ્તિને માટે

**ધાતુવાદ**

ચિત્રવિચિત્ર આશાઓ સેવવાને બદલે તેણે પોતાનું ધ્યાન ધાતુ-વિજ્ઞાન પાછળ પરોવ્યું. અનેક રાસાયણિક પ્રયોગોના પરિણામે હલકી ધાતુઓને કિંમતી ધાતુઓમા ફેરવવાની કલા તેણે સિદ્ધ કરી તેની મદદથી તે વિપુલ સંપત્તિ મેળવવામા સફળ થયો.

દ્રવ્ય પ્રાપ્ત કર્યા પછી તેણે પોતાનું બધું જ ધ્યાન ચન્દ્રગુપ્ત પાછળ પરોવ્યુ તેને તેણે રાજકુમારને યોગ્ય કેળવણી આપી, શસ્ત્રાસ્ત્રના વિવિધ ઉપયોગ અને યુદ્ધની તાલીમ આપી તે પછી તે ચન્દ્રગુપ્તને સાથે લઈને નંદ નૃપતિ સામે બહારવટે ચડયો

દ્રવ્યની મદદથી તેણે કેટલુંક સૈન્ય એકત્ર કર્યું અને એક પ્રસંગે તક જોઈને પાટલીપુત્ર પર છાપો માર્યો. પણ નંદની વિરાટ સેનાએ

**નાસભાગ**

તેની નાની સેનાના ભુક્કા ઉડાવી દીધા. ચાણુક્ય ચન્દ્રગુપ્તને લઈને મુશ્કેલીએ બચીને નાસી છૂટયો. એ નાસભાગમા તેણે અનેક વખત ચન્દ્રગુપ્તની પરીક્ષાઓ કરી અને દરેક પ્રસંગે ઊગતા સૂર્ય સમુ રાજ-તેજ અને પોતા પ્રત્યેની શ્રદ્ધા—એમ બનેમા ચન્દ્રગુપ્ત સફળ નીવડતા ચાણુક્ય બમણા ઉત્સાહથી પોતાના કાર્ય પાછળ મંડયો

એક પ્રસંગે ચાણુક્ય ચન્દ્રગુપ્ત સાથે ભિક્ષાર્થે એક નાના ગામમા જઈ ચડયો. ફરતો ફરતો તે એક વૃદ્ધાના ઘર પાસે જઈ પહોચ્યો. તે વૃદ્ધાએ પોતાના પુત્રની થાળીમા રાબ પીરસી હતી અને ક્ષુધાતુર પુત્ર ખાવા માટે રાબની વચ્ચે હાથ નાખતા દાઝી ઊઠેલા પુત્રને સંબોધીને વૃદ્ધા તરત બોલી ઊઠી, “બેટા, તુ પણ ચાણુક્યના જેવો મૂર્ખ લાગે છે ”

તે પ્રસંગે ત્યા થોભેલા ચાણુક્યે સહસા પૂછ્યું,

**વૃદ્ધાની સલાહ**

“માજી આપના પુત્રના આ કાર્ય સાથે ચાણુક્યની કઈ મૂર્ખતા સબંધ ધરાવે છે ?”

“ભાઈ” વૃદ્ધાએ શાંતિથી કહ્યુ, “ચાણુક્ય જેમ મગધ મહારાજ્યની સરહદો પર આક્રમણ કરવાને બદલે સીધો પાટનગર પાટલીપુત્ર પર ધસી ગયો અને પરિણામે માર ખાઈને પાછો પડયો. તેમ મારો આ પુત્ર થાળીની કિનારે ઠારી ઠારીને રાબ ખાવાને બદલે થાળીની વચ્ચે હાથ નાખતા જતા દાઝી ગયો છે ”

ચાણુક્યને વૃદ્ધાનો આ તર્ક વ્યાજબી જણાયો અને તેણે મહારાજ્યનો મધ્ય ભાગ છોડીને પોતાનુ કાર્યક્ષેત્ર સરહદો પર ગોઠવ્યું, ને નંદના દુશ્મન નૃપતિઓ સાથે મિત્રાચારી કેળવવા માડી

આ અરસામા (ઇ પૂ ૩૭૯ મા) મગધમા બાર વર્ષના ભયંકર દુષ્કાળના મંડાણ થયા. પહેલા ત્રણેક વર્ષ તો અનાજ વગેરેના

**બાર વર્ષનો દુષ્કાળ**

જૂના સંગ્રહના કારણે ખાસ અસર ન જણાઈ, પણ પછી ચારે બાજુ અનાજની તાણ જણાવા લાગી ને સામાન્ય તેમજ ગરીબ વર્ગમા ભૂખમરો સ્વાભાવિક થઈ પડયો રાજનીતિજ્ઞ ચાણુક્યે આ તકનો પૂરો લાભ ઉઠાવ્યો. એક બાજુએ તેણે એવી લોકવાયકાને ઉત્તેજી કે આ દુષ્કાળ નંદના પાપોને આભારી છે. બીજી બાજુ દુષ્કાળના કારણે જે લડાયક વર્ગોમા ભૂખમરો પ્રવેશતો હતો તેમને તે વિપુલ દ્રવ્ય આપીને પોતાની સેનામા રોકી લેતો. ને ત્રીજી બાજુ તેણે મગધમા અસંતોષ ને ભૂખમરો પ્રવર્તે છે ને મગધના મોટા ભાગના લડાયક વર્ગો ચન્દ્રગુપ્ત સાથે ભળી ગયા છે, એવી વાતો ફેલાવીને ભારતના જુદાજુદા નૃપતિઓને ચન્દ્રગુપ્ત સાથે સંધિ કરવાને લલચાવ્યા. એ પ્રસંગે હિમવતપતિ પર્વતક આદિ સંખ્યાબંધ નૃપતિઓએ ચાણક્યે ધરેલી લાલચમા ફસાઈને ચન્દ્રગુપ્ત સાથે સંધિ કરી ને તેને નંદ સામે લશ્કરી મદદનુ વચન આપ્યુ.

આ રીતે દરેક પ્રકારે સજ્જ બનીને ચાણકયે ચારે બાજુથી મગધ પર આક્રમણ કર્યું. નંદ અને મહામંત્રી રાક્ષસે અંત લગી વંશવર્ધક બચાવ કર્યો પરંતુ આ વખતે ચાણકયની જાળમાંથી છૂટવાનો કોઇ માર્ગ નહોતો. એટલે નંદે ચાણકય પાસે સમાધાનની માગણી મૂકી. ચાણકયે એક રથમાં જે કંઇ ઊંચકી જઇ શકાય તેટલું લઇને નંદે તરત પાટલીપુત્ર છોડી જવું એ શરતે તેને જીવતો જવા દેવાની હા ભણી.

**નંદવંશનું પતન**

દશે બાજુથી ઘેરાયલા નંદને માટે સામનાનો કોઇ માર્ગ નહોતો. એટલે ચાણકયની સૂચનાનુસાર પાટલીપુત્ર છોડી જવાની તેણે તત્પરતા દર્શાવી. એક રથમાં પોતાની બે પત્નીઓ, કુંવરી અને શકય સમૃદ્ધિ ગોઠવીને તે પાટલીપુત્રની બહાર નીકળ્યો; રસ્તામાં તેના વિજેતા ચન્દ્રગુપ્તના રથની સાથે ભેટો થયો. વિજયી ચંદ્રગુપ્તના થનગનતા યૌવનને નિહાળી નંદની કન્યા તેના પર મોહિત બની અને તેની આંખોમાંથી પ્રેમ નીતરવા લાગ્યો. નંદે પુત્રીની આ દશા નિહાળી તેને કહ્યું, " બેટા, રાજકન્યાઓ હંમેશાં સ્વયંવરા હોય છે. અને ક્ષત્રિયકન્યાઓને માટે એજ યોગ્ય છે. એટલે તું પણ જો તારા યથેષ્ટ વરને પસંદ કરી ચૂકી હોય તો, તેની સાથેનો તારા પિતાનો સંબંધ ન વિચારતાં, તું ખુશીથી પિતાના રથથી નીચે ઊતરીને તારા જીવનસાથીની સમીપ ચાલી જા. એ બહાને આ સંયોગોમાં તારે માટે યોગ્ય વર શોધવાની જવાબદારીમાંથી મને પણ મુકિત મળશે. "

**ચન્દ્રગુપ્તની પ્રિયતમા**

પિતાની આ પ્રમાણે અનુમતિ મળતાં નંદપુત્રી તરતજ પિતાના રથમાંથી ઊતરીને સામે આવતા ચન્દ્રગુપ્તના રથ પર ચડવા લાગી. તે સમયે તેના વજનથી ચન્દ્રગુપ્તના રથના નવ આરા તૂટી પડયા. ચન્દ્રગુપ્તે આ સંયોગને અપશુકન માની નંદપુત્રીને રથમાં ચડતાં અટકાવવા માંડી. તે પ્રસંગે ચાણકયે કહ્યું, " વત્સ, તે કન્યા અવગણનાને નહિ, પરંતુ સત્કારને પાત્ર છે. તેના આગમનથી નવ આરા તૂટી ગયા તે અપશુકન નથી, પરંતુ તેનાથી એમ સૂચવાય છે કે તારો વંશ નવ પુરુષો લગી ઉત્તરોત્તર વૃદ્ધિ પામશે. માટે તારે એ કન્યાનો સત્કાર કરવો ઘટે. "

ચન્દ્રગુપ્તે ચાણકયની સલાહને અનુસરીને નંદપુત્રીને પોતાની પ્રિયતમા તરીકે આવકારી લીધી.

આ રીતે નંદવંશને ઉત્થાપીને પોતાને અનુકૂળ નવો રાજવંશ સ્થાપવાનું ચાણકયનું એક કાર્ય તો સિધ્ધ થયું. પણ હવે આ નવા રાજવંશને સ્થિર કરવો, ચન્દ્રગુપ્તને યોગ્ય ને કર્તવ્યદક્ષ મંત્રીમંડળ ચૂંટી આપવું, પ્રજાને દુષ્કાળની ભયાનક ચૂડમાંથી બચાવવી, રાજ્યની તિજોરીને તર કરવી, સેનાને અજેય બનાવવી, મગધભૂમિને દુશ્મનોના આક્રમણમાંથી ભયમુકત કરવી અને એવા સિદ્ધાંતગ્રન્થો રચવા કે જેના અભ્યાસથી પ્રજાની સ્થાયી મહત્તા અને સ્વાતંત્ર્ય જળવાઇ રહે-વગેરે કર્તવ્યો પાર પાડવાનાં હતાં. ચાણકયે અજબ કુનેહ અને ધીરજપૂર્વક એ કાર્યોને સિદ્ધ કરવા માંડયાં.

**ભાગીદારનો અંત**

સૌથી પ્રથમ પ્રશ્ન મહારાજ્યના ભાગલાનો હતો. હિમવંતપતિ પર્વતકે નંદ સામેના આક્રમણમાં ચન્દ્રગુપ્ત–ચાણકયને એ શરતે સાથ આપ્યો હતો કે વિજય પછી પ્રાપ્તિનો અર્ધો હિસ્સો પોતાને આપવામાં આવશે. એ શરત અનુસાર પર્વતકને મગધ મહારાજ્યનો અડધો ભાગ મળવો જોઇએ. પરંતુ ચાણકય સમા સામ્રાજ્યવાદી રાજનીતિજ્ઞને મહારાજ્યના ભાગ પાડવાની એ નીતિ ન રુચે તે સ્વાભાવિક હતું. તેણે પર્વતકના સ્વભાવનો નબળો ખૂણો શોધીને તેને કોઈ પણ ઉપાયે માર્ગમાંથી દૂર કરવાનો નિશ્ચય કર્યો.

ચાણકય કૂટ રાજનીતિનો બાહોશ દ્રષ્ટા હતો. નવા રાજવંશને સ્થાપતાં કઇ કઇ શકિતઓ ને કેવા કેવા પ્રપંચોનો સામનો કરવો પડશે તે તે સમજતો હતો. તેણે વિચાર્યું કે નંદે પાટલીપુત્રમાંથી વિદાય લેતાં લેતાં પણ પાછળથી ચન્દ્રગુપ્તના નાશને માટે કોઇ ને કોઇ પગલાં

તો ચોક્કસજ યોજેલા હોવા જોઈએ. એટલે તેણે ચન્દ્રગુપ્તને પોતાની સતત દેખરેખ નીચે રાખ્યો. તેને કોઈ ઝેર આપી ન શકે, ને કદાચ આપી દે તોપણ ચન્દ્રગુપ્ત પર તેની વિનાતક અસર ન થાય તે માટે તેણે ચંદ્રગુપ્તને પ્રતિદિન સહેજ સહેજ અફીણ આપીને તેને ઝેર જીરવવાની ટેવ પાડી. નંદ અને તેના વફાદાર સેવકોએ ચન્દ્રગુપ્તના નાશને માટે યોજેલા અનેક યાંત્રિક ઉપાયો ને તેણે પોતાની કુનેહથી આવી જ રીતે નિષ્ફળ બનાવ્યા.

એક પ્રસંગે ચાણક્યની નજર રાજમહેલમાં ફરતી એક અતિ રૂપવતી કન્યા પર ઠરી. તે કન્યાના નયન અને તેના હલનચલનનું અવલોકન કરતા જ ચાણક્યને જણાઈ ગયું કે તે કન્યામાં એક યા બીજા રૂપે પણ કોઈ ને કોઈ વિકૃતિ ચોક્કસ પ્રવેશેલી છે. ચાણક્યને તે કન્યાનું લાવણ્ય અનુપમ તથા અણસ્પર્શ્યું અને કૌમાર્ય અખંડ જણાયું. તેણે તે કન્યાને શંકાની નજરે નિહાળી અને થોડા જ સમયમાં તેને જણાઈ ગયું કે તે કન્યા વિધિપૂર્વક સેવન કરાવીને ઉછેરેલી વિષકન્યા છે. યોગીને પણ લલચાવી દે એટલું તેનામાં આકર્ષક તત્ત્વ ખીલવવામાં આવ્યું છે, તથા વિષસેવનથી તેનામાં એવી ઘાતક શક્તિ ખીલેલી છે કે જે પુરુષ તેનો સહવાસ કરે કે તેનો પસીનો પણ જેના અંગને સ્પર્શે તે તરત જ મૃત્યુ પામે. ચાણક્ય તરત જ પામી ગયો કે નંદ આ લાવણ્યવતી કન્યાને રાજમહેલમાં એવા આશયથી મોકલ્યો હોવો જોઈએ કે તે યુવાન ચન્દ્રગુપ્તને (ભાગ્યમાં ચન્દ્રગુપ્ત પોતાનો જમાઈ જ બનવાનો છે, એવી કલ્પના પણ તેને ક્યાંથી જ આવી હોય?) મોહિત બનાવીને તેના મોતનું કારણ બને. ચાણક્યે નંદની આ યુક્તિને પોતાના જ લાભમાં પરિણમાવવાનો નિશ્ચય કર્યો.

તેણે ચન્દ્રગુપ્તને વિષકન્યાની નજરથી પણ દૂર રહેવાની સૂચના કરી અને પોતે એ કન્યા વિષે કંઈ જાણતો પણ ન હોય એ રીતે તેણે તે કન્યા પર્વતકની નજરે સતત ચડ્યા કરે એવી યોજના ઘડી. ચાણક્યની ધારણા અનુસાર પર્વતક તે કન્યા પર ઝડપથી મોહી પડ્યો અને તેણે તે કન્યા સાથે લગ્ન કરવાની ઈચ્છા દર્શાવી. ચાણક્યે આવું કન્યારત્ન પર્વતકને ફાળે ચાલ્યું જાય તે અંગે કંઈક આનાકાની કરતા પર્વતકે તે કન્યાને માટે પોતાનો રાજ્યભાગ પણ જતો કરવાની તત્પરતા દર્શાવી. ચાણક્યે પર્વતકના આવા વિરલ પ્રેમની પ્રશંસા કરી તેના ત્વરિત લગ્નની તૈયારી કરી.

લગ્ન વેળાએ હોમાગ્નિના તાપથી કન્યાના અંગમાંથી પસીનો ઝરવા લાગ્યો અને તે કન્યાને અડીને બેઠેલા પર્વતકના અંગમાં સંક્રમિત થતાજ પર્વતક પર ઝેરની અસર વ્યાપવા માંડી. તેના અંગ શિથિલ બની ગયા ને જીભ સુકાવા લાગી. તેણે અસ્વસ્થ બનીને ચન્દ્રગુપ્તને વૈદ્યને બોલાવવાની સૂચના કરી. ચન્દ્રગુપ્તે વૈદ્ય અને પરિચારકોને બોલાવવાને બુમાબુમ આદરી તે પ્રસંગે ચાણક્યે ચન્દ્રગુપ્તને કહ્યું, "રાજ્યમાં અડધો ભાગ પડાવનાર મિત્રને જે નાશ નથી પામતા દેતો તે સ્વયં નાશ પામે છે." ચન્દ્રગુપ્ત ચાણક્યની સલાહથી મૌન રહ્યો અને પર્વતક ઝેરની અસર વધારે તીવ્ર બનતા ત્યાંજ મરણ પામ્યો.

આ રીતે પર્વતક મરણ પામતા જ ચન્દ્રગુપ્ત મગધ મહારાજ્યનો અખંડ સ્વામી બન્યો અને ઈ. સ. પૂ ૩૨૨માં તેનો

**ચન્દ્રગુપ્તનો રાજ્યાભિષેક**

રાજ્યાભિષેક ઉજવાયો.

**દુશ્મનોનું જોડાણ**

પર્વતકનું મૃત્યુ અને ચન્દ્રગુપ્તના અખંડસ્વામીત્વના સમાચાર બહાર પડતા જ ચન્દ્રગુપ્ત તેમજ પર્વતક બન્નેના મિત્રરાજવીઓમાં ચાણક્ય પ્રત્યે વહેમ પ્રગટ્યો. પાટલીપુત્ર તજીને વનમાં જઈ વસેલા નંદના મહામંત્રી રાક્ષસે આ તકનો પૂરેપૂરો લાભ લેવાનો નિર્ણય કર્યો. તેણે પર્વતકના પુત્રને પિતાનું વેર લેવાને ઉશ્કેર્યો. તેની સાથે પર્વતકના બીજા પણ કેટલાક મિત્રરાજવીઓ અને ચાણક્યની રાજનીતિથી ભયત્રસ્ત બનેલા થોડાક નાના નૃપતિઓ જોડાયા. તે સર્વેએ રાક્ષસની દોરવણી નીચે નવા રાજ્ય સામે હલ્લો કરવાને કમર કસી.

રાક્ષસની કર્તવ્યદક્ષતાથી ચાણક્ય સંપૂર્ણ પરિચિત હતો. સંગ્રામક્ષેત્ર પર રાક્ષસથી દોરવાતી સંયુક્ત સેનાઓને પરાજય આપવાનું કાર્ય અતિ કઠિન હતું. તે ઉપરાંત ચાણક્યનું કાર્ય, રાક્ષસને ને તેના મિત્રનૃપતિઓને હાર આપવાથી જ સમાપ્ત નહોતું થતું, પરંતુ વંશપરંપરાગત મંત્રીપદના પોતાના સિધ્ધાંતને અનુસરીને તેમજ ચન્દ્રગુપ્તને અને નવા રાજવંશને મગધના તેવા મહામંત્રીની સેવાઓનો લાભ મળે એ આશયથી તે રાક્ષસમંત્રી પાસે ચન્દ્રગુપ્તના મહાઅમાત્યનું પદ સ્વીકરાવવા માગતો હતો અને તેના મળતિયા નૃપતિઓને ચન્દ્રગુપ્તના આજ્ઞાંકિત મિત્રરાજવીઓ બનાવવા ઇચ્છતો હતો. આ કાર્યોની સિધ્ધિને માટે તેને યુધ્ધ કરતાં જાસૂસી કુનેહનો માર્ગ વધારે કાર્યસાધક જણાયો.

રાક્ષસમંત્રીએ ચન્દ્રગુપ્તના મહેલમાં જે જે જાસૂસો ગોઠવેલા તેમનાથી સંપૂર્ણ પરિચિત છતાં ચાણક્યે અજાણપણાનો ડોળ કર્યો

**ચાણક્યની યુક્તિઓ.**

તેમજ પોતાની અને ચન્દ્રગુપ્તની વચ્ચે કૃત્રિમ અથડામણો ઊભી કરીને તેના સમાચાર રાક્ષસમંત્રીને પહોંચવા દીધા. રાક્ષસે ચન્દ્રગુપ્તને ભોળવવાને માટે જે જે પ્રયત્નો કર્યા તે બધાને નિર્વિઘ્ને આગળ વધવા દઇ ચાણક્ય તે સર્વ પર ઝીણી નજર રાખવા લાગ્યો ને પ્રયત્નોને પોતાના લાભમાં ફેરવવા લાગ્યો. એજ પ્રમાણે ચન્દ્રગુપ્તના નાશને માટે રાક્ષસે જે જે યુક્તિઓ અજમાવી તે સર્વને ચાણક્ય પોતાની જાળમાં ખેંચવા લાગ્યો.

આ રીતે એક બાજુ ચાણક્યે રાક્ષસમંત્રીની જાસૂસી પ્રવૃત્તિઓને નિષ્ફળ બનાવી એટલુંજ નહિ, તે બધી પ્રવૃત્તિઓને તેણે પોતાના લાભમાં ફેરવી નાંખી ને બીજી બાજુ પોતાના ચાલાક જાસૂસોને રાક્ષસમંત્રી તેમજ તેના મળતિયા નૃપતિઓની સમીપમાં ગોઠવીને તેમની વચ્ચે કુસંપનાં બીજ વાવવા માંડયાં. રાક્ષસમંત્રીની કુશાગ્ર બુદ્ધિ પણ, મિત્ર અને દુશ્મન વચ્ચેનો પૂરો ભેદ નિહાળી ન શકી. તો પછી તેના મળતિયા નૃપતિઓનું તો ચાણક્યે કેળવેલા જાસૂસોની જાળમાંથી છૂટવાનું શું ગજું ? ચાણક્ય કેટલીક વખત તો પોતાના જાસૂસોને અમુક સૂચનાઓ સાથે દુશ્મનના પક્ષમાં મોકલતો, તેઓ દુશ્મનના હિતસ્વી મિત્ર બનવાનો ઢોંગ કરીને તેમને હિતદાયીની લાગે એવી કેટલીક સલાહો આપતો, ચાણક્ય તેમને દુશ્મનોના દેખતાં જ મોતની સજા કરાવતો, પરિણામે દુશ્મનોના મનમાં તેમણે આપેલી સલાહ પર વિશ્વાસ ચોટતો; જ્યારે ખરી રીતે તો તે સલાહ ચાણક્યની સૂચનાનુસારની જ થએલી હોવાથી બહારથી તે ચન્દ્રગુપ્તના પક્ષ માટે હાનિકારક જણાતી હોવા છતાં પરિણામે તો ચન્દ્રગુપ્ત–ચાણક્યને જ લાભદાયી નીવડતી.

ચાણક્યની આ જાસૂસી પ્રપંચલીલાએ રાક્ષસમંત્રીને મૂઝવી નાંખ્યો. તેના મિત્રનૃપતિઓ એકમેકથી વિખૂટા પડવા મંડયા. ચાણક્યે દુશ્મન પક્ષમાં પડેલા આ માનસિક ભંગાણનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. જાસૂસોની મદદથી તેણે બધા જ નૃપતિઓના મન વિહ્વલ બનાવ્યાં અને પછી પોતાની સેનાની મદદથી એક પછી એક નૃપતિઓની ખબર લેવા માંડી. થોડાક નૃપતિઓ પોતાની સેનાના કેટલાક ભાગ સાથે નાસી છૂટયા, જ્યારે તેમના મોવડી સમો પર્વતકનો પુત્ર ચાણક્યના હાથમાં કેદ પકડાયો.

રાક્ષસમંત્રીએ પોતાના પક્ષની આ દશા નિહાળી આપઘાત માટે તૈયારી કરી. પરંતુ તેની એ વલણને પહેલેથી જ પારખી ચૂકેલા ચાણક્યે તેની આસપાસ ગોઠવેલા જાસૂસો મારફત રાક્ષસમંત્રીને સમાચાર પહોંચાડયા કે ચાણક્યે રાક્ષસમંત્રીને માટે સર્વસ્વનું બલિદાન દેનાર મિત્રોને કેદ કરીને તેમને એવી તાકીદ આપેલી છે કે જો અમુક ગાળામાં તેઓ રાક્ષસમંત્રી તેમજ તેના કુટુંબને ચાણક્યની સમક્ષ હાજર નહિ કરી શકે તો તેમનો વધ કરવામાં આવશે. રાક્ષસને માથે ભયંકર ધર્મસંકટ આવી પડયું. તે માટે યોગ્ય ઉપાય વિચારીને તેનો તાત્કાલિક અમલ કરવાને ને પાટલીપુત્ર ચાલ્યો. જાસૂસો મારફત રાક્ષસ પર સતત દેખરેખ રાખતો ચાણક્ય આ સમાચાર મળતાં જ ચન્દ્રગુપ્તની

સાથે નગરની ભાગોળે જઈ પહોંચ્યો ને ત્યાં ગુપ્તવેશમાં ભમતા રાક્ષસમંત્રી સમક્ષ મગધના મહામંત્રીપદની તલવાર ધરતા બોલ્યો, "કાં તો આ તલવાર સ્વીકારો, નહિતર મિત્ર તેમજ કુટુંબનો વધ નજરે નિહાળો"

ચાણક્યે ચારે બાજુએ એવી જાળ બિછાવી હતી કે રાક્ષસને માટે છુટકારાનો કોઈ જ માર્ગ નહોતો. એટલે તેને નિરુપાયે પણ ચંદ્રગુપ્તનું મહામંત્રીપદ સ્વીકારવું જ પડ્યું એ પદ સ્વીકાર્યા પછી તરત જ તેણે પર્વતકના પુત્રને કેદમાંથી મુક્તિ અપાવી ને ચાણક્ય આ રીતે મહામંત્રીપદ તેમજ નવા યોગ્ય મંત્રીમંડળની રચનાની જવાબદારી મગધના વંશપર પરાગત મહામંત્રી રાક્ષસને સોંપીને પોતાના બીજાં કર્તવ્યોને માટે સ્વતંત્ર થયો

રાજકારણમાંથી સહેજ નિવૃત્તિ મળતાં જ ચાણક્યે પોતાનું ધ્યાન રાજ્યની આર્થિક દશાની વિશેષ સુધારણા તેમજ દુષ્કાળમાંથી પ્રજાને રાહત આપવા પાછળ પરોવ્યું

**આર્થિક સુધારણા**

રાજ્યની તિજોરી તર કરવાને તેણે બે વર્ગો પર ધ્યાન કેન્દ્રિત કર્યું એક તો જેઓ પોતાની સંપત્તિનો દુરુપયોગ કરતા હોય તેઓ અને બીજા જેઓ અઢળક દોલતને કશા પણ ઉપયોગ વિના જમીનમાં કે ખજાના ઓમાં ભંડારી બેઠા હોય તેઓ પહેલા વર્ગ પાસેથી ધન ખેંચવાને તેણે કેટલાક ચાલાક પુરુષોને જુગારની કળામાં નિષ્ણાત બનાવ્યા ને તેમને ચારે બાજુ જુગારના ગુપ્ત કે જાહેર અખાડાઓમાં મોકલીને તેમની મારફત જુગર માર્ગે મળી શકતું બધું જ દ્રવ્ય ખેંચવા માંડ્યું ચાણક્યને હાથે તૈયાર થયેલા જુગારીઓ એ કળામાં એટલા પાવરધા બની ચૂકેલા હતા કે તેમની સામે રમનમાં જીતરતા ગમે તેવા અનુભવી દ્યુતપ્રેમીઓ પણ ખીસાં ખાલી કરીને જ ઘેર જતા આ પ્રયોગથી ચાણક્યને બમણો લાભ થવા લાગ્યો. એક તો મગધમાં અને પાટલીપુત્રમાં બેહદ વધી પડેલી જુગારની લત મર્યાદામાં આવવા લાગી અને બીજુ રાજ્યની તિજોરીને પ્રતિદિન પુષ્કળ ધન મળવા લાગ્યું

બીજી બાજુ રાજ્યના ગૂઢ શ્રીમંતોને મિજબાની ઓમાં ન્હોતરીને ચાણક્ય તેમણે માદક પીણાં પીવરાવવા લાગ્યો ને પછી તેમને નાચરંગના તાનમાં ચઢાવીને કોના પાસે કેટલી નિરુપયોગી સમૃદ્ધિ ક્યાં દટાયલી પડી છે તે જાણી લેવા લાગ્યો. નંદોના અતિ લોભથી ભયત્રસ્ત બનેલા રાજ્યના શ્રીમંતોએ નાણાંને ફરતું રાખવાને બદલે તેને સંતાડી દેવાની વલણ કરી હતી. ચાણક્યની ઈચ્છા આ બધાજ નાણાંને પુન ફરતું બનાવવાની હતી એટલે કોના પાસે કેટલું નાણું ક્યાં દટાયલું પડ્યું છે તે જાણી લેવનું જરૂરી હતું ઉપરોક્ત માર્ગે દટાયલ નાણાંની પરિસ્થિતિનો અભ્યાસ કર્યા પછી ચાણક્યે યુક્તિપુરસ્સર તે નાણાંને ફરતું બનાવવા માંડ્યું અને જે શ્રીમંતોએ ચાણક્યને આ સુધારણામાં સાથ આપવાની અનિચ્છા દર્શાવી તેમના નાણાંનો કેટલોક ભાગ રાજધર્મની મર્યાદામાં રહીને યોગ્યદંડનીતિના આશ્રયપૂર્વક રાજ્યની તિજોરીમાં પધરાવવા લાગ્યો

આ રીતે દ્રવ્યના બંને પ્રવાહોને રાજ્યની તિજોરીને માર્ગે વાળી ચાણક્યે પ્રજાની આર્થિક સુખ રક્ષા તેમજ દુષ્કાળમાંથી પ્રજાને રાહત આપવાના પ્રશ્નોને હાથ ધર્યા. નંદોના પતન સમયે

**દુષ્કાળ-રાહત**

મગધમાં દુષ્કાળ પ્રવર્તતો હતો અને ચાણક્યે વિજય પછી તરતજ તેની ઘાતક અસર ઓછી કરવાના શક્ય પગલાં અજમાવ્યા હતા પણ હવે વિપુલ દ્રવ્યની મદદથી તેણે દુષ્કાળમાં પીડાતી પ્રજાને સ્થાયી રાહત આપવાના પગલાં લીધાં

તેણે ખેડુતોને બિયાંમાં રાહત આપી. કુવાઓના ખોદકામને ઉત્તેજન આપી તેણે જમીનનું પાણી પણ ખેતીના ઉપયોગમાં આવી શકે એવી વ્યવસ્થા કરી મોટા મોટા નગરોને વિશાળ રાજમાર્ગોથી જોડીને તેણે વ્યવહારના માર્ગને ઝડપી બનાવ્યો ખાધાખોરાકીની ચીજો એક સ્થળેથી બીજે સ્થળે તરત પહોંચાડી શકાય તેવી વ્યવસ્થા કરી અને એ રીતે શ્રમજીવી વર્ગોને કામ આપ્યું. ઠેર ઠેર સરોવરો ખોદાવરાવીને તેણે નદીઓના

પાણી તેમાં વળાવ્યા. દુષ્કાળમાં રાહત તેમજ યાત્રિકોની સગવડતા-બંને આશયથી ગિરનારની તળેટીમાં ખોદાવાયલું સુદર્શન સરોવર આજે પણ તે ચન્દ્રગુપ્તે પોતાના સૌરાષ્ટ્રના સૂબા પુષ્યગુપ્ત મારફત ખોદાવેલ હોવાના લેખ સાથે અવશેષ રૂપે મળી આવે છે. વિશાળ નદીઓમાંથી નાની નાની ન્હેરો ખોદાવીને તેણે કેટલાય વિસ્તારોને જળ પૂરું પાડ્યું.

ઈ. સ. પૂ. ૩૭૯થી ઈ.સ. પૂ. ૩૬૭ લગીનો આ આ ભયંકર દુષ્કાળ મગધને માટે એક ભયાનક શ્રાપ અને અકલ્પ્ય કસોટી સમો હતો. ચન્દ્રગુપ્ત-ચાણક્યના સંયુક્ત પ્રયત્નો ન હોત તો આ દુષ્કાળે મગધને બેહાલ બનાવી દીધું હોત. આ દુષ્કાળમાં અનેક સાધુઓ અને ભિક્ષુકો મગધ છોડી ગયા. મગધની સાંસ્કારિક પ્રવૃત્તિઓ સ્થંભિત બની ગઈ. મગધની સામાન્ય પ્રજા ભૂખમરાનો ભોગ બનીને પીડાવા લાગી.

પ્રાચીન તેમજ મધ્યકાલીન જૈન સાહિત્યમાં આ દુષ્કાળમાં સાધુઓની દશા વિષે એક નોંધપાત્ર પ્રસંગ મળી આવે છે—

દુષ્કાળના વિકટ સંયોગો નિહાળીને જૈન સાધુઓનો મોટો ભાગ પાટલીપુત્ર તેમજ મગધ છોડીને દૂર દૂર વિહરવા લાગ્યો. પણ સુસ્થિત નામે એક આચાર્ય પોતાની વય તેમજ જવાબદારીને વિચારીને પાટલીપુત્રમાંજ રહ્યા. તેમણે પોતાના બધા શિષ્યોને દેશાંતરમાં મોકલી દીધા, પરંતુ બે શિષ્યો દેશાંતરથી તરતજ પાછા ફરી ગયા અને ગમે તેવા સંયોગોમાં પણ તેમણે ગુરુસેવાને માટે ગુરુની સમીપ રહેવાનોજ આગ્રહ દર્શાવ્યો. આચાર્યે તેમને ન છૂટકે ત્યાં રહેવાની સંમતિ આપી.

સમય જતાં દુષ્કાળની અસર વધારે તીવ્ર બની અને બંને સાધુઓને ન જેવી જ ભિક્ષા મળવા લાગી. તે પ્રસંગે તે બંને સાધુઓએ માનવીને અદશ્ય બનાવતા રાસાયણિક પ્રયોગની મદદથી અદશ્ય બનીને ભોજનની ચિંતા દૂર કરવાની ઇચ્છા સેવી. અદશ્ય બનીને શ્રીમંતના કે રાજકુટુંબના રસોડેથી ભોજન ચોરી લાવવાનું તો અયોગ્ય ગણાય. એટલે તેમણે સમ્રાટ ચન્દ્રગુપ્ત જમવાને બેસે ત્યારે અદશ્યરૂપે તેની સાથે જ ભોજન કરવાનો પ્રબંધ કર્યો.

સમ્રાટ ચન્દ્રગુપ્ત પોતાની થાળીમાંથી ભોજન ઓછું થાય છે તે જોઈ શક્યો પણ માનુષિક દૃષ્ટિએ તેનો તે ઉકેલ ન શોધી શક્યો, ને શરમનો માર્યો તે કોઈને કંઈ કહી ન શક્યો. પરંતુ ચાણક્યે તરતજ તેના પાસેથી વસ્તુસ્થિતિ જાણી લીધી અને તે સમજી ગયો કે આ દુષ્કાળના સમયમાં અદશ્યવિદ્યા જાણતો કોઇ માનવીજ ચન્દ્રગુપ્તની થાળીમાંથી ભોજન ઉઠાવી લેતો હોવો જોઇએ. તે બધી વિદ્યાઓનો જાણકાર હોઇને સમજતો હતો કે આંખમાં રાસાયણિક અંજન આંજીનેજ અદશ્ય બનાય છે એટલે તેણે ચન્દ્રગુપ્ત ભોજન કરવા બેઠો તે પ્રસંગે ભોજનખંડમાં ધૂમાડો કરાવરાવ્યો. તે સમયે ચન્દ્રગુપ્ત સાથે ભોજન કરતા બંને સાધુઓની આંખમાંથી સખ્ત ધૂમાડાના કારણે અશ્રુ ટપકવા લાગ્યાં અને તેની સાથે જ તેમની આંખમાંનું અંજન ઓગળી ગયું. તેમ થતાં જ બંને સાધુઓ સર્વની નજર સમક્ષ ખુલ્લા થઇ ગયા.

ચન્દ્રગુપ્ત તેમજ અન્ય રાજપુરુષો સાધુઓ પર એકદમ ખીજાઇ ઊઠયા. પરંતુ બ્રાહ્મણશ્રેષ્ઠ ચાણક્ય ધર્મે જૈન હોઇને જૈન સાધુઓને હલકા પાડવાનું તેને વ્યાજબી ન જણાયું. તેણે ચન્દ્રગુપ્તને સમજાવ્યું કે સાધુઓ ધારે તો પોતાની અદશ્યવિદ્યાના બળથી રસોડાંમાંથી ભોજન ઉઠાવી જઇ શકે છે. પણ વિદ્યાનો ઉપયોગ ચોરીમાં ન કરતાં તેઓ રાજાની સાથે કેવળ ભોજન જ કરી જાય છે. વળી સાધુઓ સાથે ભોજન કરવાથી રાજા ભ્રષ્ટ નહિ, પરંતુ ભાગ્યશાળી બન્યો છે; કેમકે સાધુઓ ઘેરથી ભિક્ષા લઇ જાય તેને પણ સદ્-ભાગ્યની નિશાની માનવામાં આવે છે ત્યારે આ તો સાથે જમવાનું અભૂતપૂર્વ સદ્‌ભાગ્ય ગણાય.

ચન્દ્રગુપ્તને ચાણક્યના ખુલાસાથી સંતોષ થયો, અને ધીમે ધીમે તે જૈન ધર્મ પ્રતિ આકર્ષાતો ગયો.

બીજી બાજુએ ચાણક્યે સુસ્થિત આચાર્ય પાસે જઇ બંને શિષ્યોના રાજા સાથેના ભોજનની વાત કહી ને શિષ્યોને તેણે ઠપકો આપ્યો. ત્યારે આચાર્યે

ચાણક્યને વળતો ઠપકો આપતા કહ્યુ કે, " જ્યા તમારા સમા રાજકૃપાધારી શ્રાવકશ્રેષ્ઠો ઉદરંભરી બનીને ભિક્ષુઓને વીસરી જાય ત્યા આવા પ્રસંગો બને તે સહજ છે. "

તે પછી ચાણક્યે દુષ્કાળમા ભિક્ષુકવર્ગને માટે પણ ભોજનની રાહતનો પ્રબંધ કર્યો

**ચાણક્યનો ધર્મ**

ચાણક્ય વર્ણથી બ્રાહ્મણ હોઈ કેટલાક તેને વૈદિક ધર્માનુયાયી ગણી લે છે. પરંતુ તે મત ભૂલભરેલો જણાય છે કેમકે ઉપરોક્ત પ્રસંગ પરથી ચાણક્ય જૈન ધર્માનુયાયી હોવાનુ સ્પષ્ટ જણાઈ આવે છે તે ઉપરાંત તેના બાળ પણ સાથે સંકળાયની પ્રસંગ–કથાઓ પણ જૈન ધર્મની સૂચક છે.

પ્રાચીન કાળમા જૈન ધર્મ આજની જેમ વણિક જાતિમા જ મર્યાદિત નહોતો બની ગયો. ચારે વર્ણની પ્રજાઓ વર્ણાશ્રમ વ્યવસ્થાને માન આપને છતે જૈન ધર્મનું પાલન કરી શકતી એ ધોરણે ચાણક્યનો પિતા ચણી અને તેની માતા ચણેશ્વરી બન્ને વર્ણે બ્રાહ્મણ હોવા છતા જન્મથી જ શ્રાવક ધર્મનું પાલન કરતા હતા ગોલ્લ દેશના ચણક ગામમા વસતુ એ યુગલ જૈન મુનિઓના સતત સંપર્કમા પોતાનું અહોભાગ્ય સમજતું હતુ

સમય જતા ચણેશ્વરીએ એક પુત્રને જન્મ આપ્યો તેને જન્મથી જ મોમા બે દાત હતા ચણીએ એ પુત્ર સાધુઓને બતાવી તેમને દાતનું ફળ પૂછ્યુ. જ્ઞાની મુનિઓએ કહ્યુ, " આ બાળક આગળ જતા મહાન રાજવી બનશે. "

ચણીને સ્થળે બીજો પિતા હોત તો ખુશ થાત પણ બ્રાહ્મણ ચણીને પોતાનો પુત્ર રાજા બને એ ન રુચ્યુ. એટલે તેણે પુત્રના દાત ઘસી નાખ્યા. તે પછી તેણે મુનિવરોને પોતાના એ કાર્યનો વૃત્તાંત જણાવ્યો. મુનિવરોએ ઉત્તરમા કહ્યુ "લક્ષણ ભૂંસવાથી ભાગ્ય ન ભુંસાય તમે એના બાહ્ય દાત ઘસી નાખ્યા છે, તેથી તે બાહ્ય રીતે રાજા બનતો અટકશે પણ તેથી તેનુ રાજ્યભાગ્ય નહિ ભુંસાય. હવે તે મુગટધારી રાજા નહિ બને, પણ મુગટધારી રાજાને પણ દોરનાર બિનાતરિક રાજવી ( King-maker ) બનશે. "

તે પછી જૈન મુનિવરે ભાખેલા ભવિષ્ય અનુસાર જ ચાણક્ય તે યુગની સર્વ વિદ્યાઓમા નિષ્ણાત બન્યો, અને રાજનીતિમા તો તેના પુરોગામીઓ કે સમકાલિકો કરતા પણ વધારે નિપુણ બન્યો. તે હકીકત ઇતિહાસ પ્રસિદ્ધ છે

તે ગર્વિષ્ઠ સ્વભાવનો હોઈ કદી ભિક્ષા માગતો નહોતો. પરંતુ પત્નીનો આગ્રહ થતા તે યોગ્ય દાનની આશાથી નંદની સભામા ગયો. અને ત્યાં પોતાનુ અપમાન થતા તેણે કેવી પ્રતિજ્ઞા લીધી, કઈ રીતે નંદવંશને તેણે ઉખેડી નાખ્યો અને ચન્દ્રગુપ્તને સિંહાસને સ્થાપી તેણે કેવી યુક્તિથી મૌર્ય રાજ્યવંશના મૂળ વિકસાવ્યા તે આપણે ઉપર જોઈ ગયા. આ રીતે એક સામાન્ય ભિક્ષુક બ્રાહ્મણની સ્થિતિમાથી તે મૌર્ય સમ્રાટના મહામાત્યને પદે પહોચ્યો છતા જૈન ધર્મ પ્રત્યેનો તેનો પ્રેમ તો, આપણે ઉપર જોયુ તે પ્રમાણે, સુંદર રૂપમા જળવાઈ રહેલો એટલુ જ નહિ, પણ તે ઉપરાત તેણે ચન્દ્રગુપ્તને પણ જૈન ધર્મની અસર નીચે લાવવાના પ્રયત્નો કર્યા.

**પાટલીપુત્રની જૈન વાચના**

ઈ સ. પૂ. ૩૭૯ મા શરૂ થયેલા દુષ્કાળે નંદવંશના પતનમા મહત્ત્વનો ફાળો નોધાવ્યો છે કેટલાક તેને નંદોના પાપનુ ફળ માનતા, તો પ્રજાનો સામાન્ય વર્ગ એ દુષ્કાળની ઘાતક અસરોમાથી પોતાને બચાવી લેવાની નંદની અશક્તિથી ચન્દ્રગુપ્તના પક્ષમા ભળેલો ચન્દ્રગુપ્ત–ચાણક્યે ઉપર જણાવ્યા પ્રમાણે પ્રજાના જુદા જુદા વર્ગોને દુષ્કાળ તેમજ દુર્ગુણોમાથી બચાવી લીધા ને લોકપ્રિયતાના મૂળ રોપ્યા આવી આવી અનેક યુક્તિઓથી સત્તાને કેન્દ્રિત કરીને તેમણે રાજકીય પ્રભુતા પણ સ્થાપી

ઉક્ત દુષ્કાળ દરમિયાન મગધની અનેક સાંસ્કારિક પ્રવૃત્તિઓ અટકી પડેલી. ઇ. સ. પૂ. ૩૬૭ માં વૃષ્ટિ થતાં બીજાજ વર્ષથી તે બધી પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવી. ચન્દ્રગુપ્ત–ચાણક્યે તેની ખીલવણીમાં મહત્ત્વનો ફાળો નોંધાવ્યો. આ બધી પ્રવૃત્તિઓમાં પાટલીપુત્રની જૈન વાચના ખૂબ જ નોંધપાત્ર છે.

તે યુગમાં શાસ્ત્રોને પુસ્તકો પર લખવાની રૂઢિ નહોતી. એટલે અંગાદિ જૈન સૂત્રોને જૈન સાધુઓ મોઢે જાળવી રહ્યા હતા. એની અભ્યાસ પરંપરા ચાલુ રહેતી અને સાધુમંડળીઓ બધાં જ શાસ્ત્રોને સંપૂર્ણ શુદ્ધિ પૂર્વક ગોખી રાખતી. આ પ્રથાથી બધાં જ સૂત્રો સુંદર રૂપમાં જળવાઇ રહેતાં હતાં. પણ આ ભીષણ દુષ્કાળ દરમિયાન સાધુઓ વેરવિખેર થઇ ગયા. એટલે અભ્યાસ પરંપરા તૂટી ગઇ. અને શાસ્ત્રજ્ઞાન અવ્યવસ્થિત બની રહ્યું. દુષ્કાળ દૂર થતાં જ મગધના જૈન સંઘે એ જ્ઞાનને વ્યવસ્થિત બનાવવાને પગલાં લીધાં. આ પ્રવૃત્તિ પાટલીપુત્રની વાચનાને નામે મશહુર બનેલી છે.

આ કાર્યક્રમમાં જૈન સંઘના અગ્રણી સભ્યોને તેમજ અભ્યાસી સાધુઓને પાટલીપુત્ર ન્હોતરવામાં આવ્યા. અને જ્ઞાન કેવા સ્વરૂપમાં કેટલી હદે જળવાઇ રહ્યું છે તેની તપાસ કરવામાં આવી. તે વખતે જણાયું કે અગ્યાર અંગનું જ્ઞાન અખંડ રૂપમાં જળવાઇ રહ્યું છે. પરંતુ દૃષ્ટિવાદ નામે બારમા અંગનું જ્ઞાન ઘણુંજ અધૂરૂં અને અવ્યવસ્થિત બની રહ્યું છે. એટલે એનું સંપૂર્ણ શુદ્ધ જ્ઞાન ક્યાંયથી શક્ય છે કે કેમ તેની ચર્ચા કરવામાં આવી. તેમાં જણાયું કે દુષ્કાળ દરમિયાન નેપાળમાં જઇ વસેલા શ્રી ભદ્રબાહુસ્વામી બારે અંગનું સંપૂર્ણ શુદ્ધ અને સાર્થ જ્ઞાન ધરાવે છે. એટલે મગધના સંઘે શ્રી ભદ્રબાહુસ્વામીને પાટલીપુત્ર પધારવાનું આમંત્રણ મોકલાવ્યું.

પાટલીપુત્રના સંઘના એ આમંત્રણના જવાબમાં શ્રી ભદ્રબાહુસ્વામીએ કહાવ્યું કે તેમણે બાર વર્ષની મુદતના મહાપ્રાણ ધ્યાનનો આરંભ કરેલો છે અને તે ધ્યાન સંપૂર્ણ થતાં પહેલાં તેઓ પોતાનું સ્થાન છોડી શકે તેમ નથી.

પાટલીપુત્રનો સંઘ શ્રી ભદ્રબાહુસ્વામીના આ જવાબથી મૂંઝવણમાં મુકાયો. તે શ્રી ભદ્રબાહુસ્વામીના સંયોગો સમજી શકતો હતો પણ બીજી બાજુએ જ્ઞાન-રક્ષાનો પ્રશ્ન હતો. એટલે તેમણે બે કુશળ સાધુઓને બધા સંયોગોથી માહિતગાર બનાવીને શ્રી ભદ્રબાહુ-સ્વામીની પાસે મોકલ્યા. તેમણે શ્રી ભદ્રબાહુ સમક્ષ જઇ તેમને વાંદીને વિનયપૂર્વક કહ્યું, "સંઘ, આપને પાટલી-પુત્ર પધારવાની આજ્ઞા કરે છે."

"સંઘની આજ્ઞાને અમાન્ય કરી જ ન શકાય." શ્રી ભદ્રબાહુસ્વામીએ શાંતિથી કહ્યું, "પરંતુ બીજી બાજુએ મારાથી આરંભેલા ધ્યાનનો ભંગ પણ કરી શકાય તેમ નથી."

"તો પછી શ્રી સંઘ આપના પાસેથી એ જાણવા માગે છે કે જે શ્રી સંઘની આજ્ઞાને ન માની શકે તેને શાસ્ત્રાનુસાર શી સજા ઘટે?" મુનિઓએ અજબ શાંતિથી પૂછ્યું.

"તેને સંઘ બહાર મૂકવો જોઇએ."

"આપને શ્રી સંઘ એ સજાને પાત્ર માને છે." મુનિઓએ વ્યથાપૂર્વક કહ્યું.

"શ્રી સંઘ મારા સંયોગોને વિચારીને મારા પરત્વે એ સજાનો અમલ ન કરતાં, મારા પર અનુગ્રહ કરીને જો યોગ્ય શિષ્યોને અહીં મોકલે તો હું તેમને ધ્યાનમાંથી મળતા અવકાશમાં વાચના આપીશ અને એ રીતે મારો તેમજ શ્રી સંઘનો ઉદ્દેશ પાર પડશે" શ્રી ભદ્રબાહુસ્વામીએ વિકટ સંયોગોમાંથી ઉપરોક્ત માર્ગ સૂચવ્યો.

શ્રી સંઘે ભદ્રબાહુસ્વામીની સુચનાને માન્ય રાખી. અને સ્થૂલિભદ્ર આદિ ૫૦૦ મુનિવરોને શ્રી ભદ્રબાહુ-સ્વામી સમક્ષ મોકલ્યા. તેમાંથી શ્રી સ્થૂલિભદ્ર સિવાયના અન્ય મુનિઓ તો અભ્યાસની ઢબથી કંટાળીને ચાલ્યા ગયા. પરંતુ શ્રી સ્થૂલિભદ્ર ખંતપૂર્વક અધ્યયનમાં ગૂંથાયા. આ પ્રસંગે શ્રી ભદ્રબાહુસ્વામી તેમજ સ્થૂલિભદ્રનાં પ્રભાવશાલી વ્યક્તિત્વને વધારે પ્રકાશમાં આણ્યાં. અને સમ્રાટ ચન્દ્રગુપ્ત પણ તેમના પ્રત્યે આકર્ષાયો.

### શ્રી ભદ્રબાહુસ્વામી

પ્રતિષ્ઠાનપુરમાં ભદ્રબાહુ અને વરાહમિહિર નામે બે દરિદ્ર બ્રાહ્મણ ભાઈ વસતા હતા તે બંનેએ પોતાની દરિદ્રતાથી કંટાળીને શ્રી યશોભદ્રસૂરિ પાસે દીક્ષા લીધી દીક્ષા પછી બંનેએ તીવ્ર અધ્યયન આદર્યું અને થોડાજ સમયમાં તેઓ મશહૂર વિદ્વાન બન્યા. તે બંનેમાં શ્રી ભદ્રબાહુસ્વામીને વધારે લાયક નિહાળી યશોભદ્રસૂરિએ તેમને આચાર્ય પદવી આપી તેઓ જૈન શાસ્ત્રોના સંપૂર્ણ જ્ઞાતા બન્યા. તેમણે કલ્પસૂત્ર, દશવૈકાલિક ઉત્તરાધ્યયન, દશાશ્રુતસ્કંધ, વ્યવહારસૂત્ર આવશ્યકસૂત્ર સૂર્યપ્રજ્ઞપ્તિ સૂયગડાંગસૂત્ર, આચારાંગસૂત્ર અને ઋષિભાષિત એ દશ સૂત્રો પર નિર્યુક્તિઓ રચી તે ઉપરાંત તેમણે 'ભદ્રબાહુસંહિતા' નામે જાણીતો બનેલો જ્યોતિષ વિષયક સ્વતંત્ર ગ્રન્થ રચ્યો જૈન શાસ્ત્રોના તેઓ છેલ્લા સંપૂર્ણ જ્ઞાતા હોઈને જૈન સાહિત્યમાં તેઓ અંતિમ શ્રુતકેવલી તરીકે ઓળખાય છે

શ્રી ભદ્રબાહુસ્વામીને આચાર્ય પદ મળવાથી ગર્વિષ્ઠ વરાહમિહિરના હૃદયમાં ઇર્ષા જન્મી. તેણે પોતાને પણ આચાર્યપદ મળે એવો આગ્રહ દર્શાવ્યો પણ એવો પદમોહ દાખવનારને આચાર્યપદ આપવું એ વ્યાજબી નહોતું એ સંયોગમાં વરાહમિહિરે રોષથી જૈન દીક્ષા તજી દીધી અને દીક્ષાવસ્થા દરમિયાન પોતાને મળેલા જ્ઞાનના આધારે 'વારાહી સંહિતા' વગેરે કેટલાક જ્યોતિષ વિષયક ગ્રંથો લખી તે નામાંકિત બન્યો પ્રતિષ્ઠાનના નૃપતિ જીતશત્રુએ તેને પોતાનો રાજપુરોહિત બનાવ્યો. વરાહમિહિર હવે પોતાને મળેલા પદનો લાભ લઈ પ્રસંગોપાત્ત જૈન સંઘને કનડવા લાગ્યો.

પ્રતિષ્ઠાનપુરના જૈન સંઘે આ કનડગતથી બચવાને શ્રી ભદ્રબાહુસ્વામીને પ્રતિષ્ઠાનપુર આમંત્ર્યા. શ્રી ભદ્રબાહુ સ્વામી સંઘના આમંત્રણને માન આપી પ્રતિષ્ઠાનપુર આવ્યા અને પોતાના જ્યોતિષ વિષયક અપૂર્વ જ્ઞાનથી તેમણે વરાહમિહિરની કીર્તિને ઢાંકી દીધી

એક-બે પ્રસંગે તો તેમણે વરાહમિહિરને તેના ભવિષ્યકથનમાં ભૂલભર્યો દાખવીને તેના ગર્વને પણ તોડી નાખ્યો ને એ રીતે ટૂંકમાં તેમણે જૈન સંઘની આબરૂને જાળવી લીધી તે પછી તેઓ મગધ બાજુ વિહરવા લાગ્યા તે અરસામાં મગધમાં દુષ્કાળનું આગમન નિહાળીને તેઓ નેપાળમાં જઈ રહ્યા ને ત્યાં તપ, ધ્યાન, ચિંતનમાં મગ્ન રહેવા લાગ્યા દુષ્કાળની પૂર્ણાહુતિ વખતે તેઓ મહાપ્રાણ ધ્યાનમાં હોઈને તેમને માટે મગધ આવવાનું અસંભવિત બન્યું ત્યારે સ્થૂલિભદ્રાદિને અધ્યયન માટે તેમની સમક્ષ મોકલવામાં આવ્યા તે આપણે ઉપર જોઈ ગયા

### શ્રી સ્થૂલિભદ્ર

શ્રી સ્થૂલિભદ્ર મગધપતિ નવમા નંદના મહામંત્રી શકટાળના પુત્ર હતા અને શકટાળના વધ પછી તેમણે કેવા સંયોગોમાં દીક્ષા લીધી તે આપણે ઉપર જોઈ ગયા છીએ જૈન મુનિવરો ચોમાસાના ચાર મહિના એક જ સ્થળે રહીને તપ, ધ્યાન અને અધ્યયનમાં મગ્ન રહે છે સામાન્યતઃ આ ઢબે ચાતુર્માસ ગાળવાને મુનિઓ ઉપાશ્રયો કે નિર્જીવ એકાંત સ્થળો પસંદ કરતા પરંતુ શ્રી સ્થૂલિભદ્રે દીક્ષાપછીનું ચોમાસું પોતાની અગલી પ્રિયતમા કોશ્યાની ચિત્રશાળામાં ગાળવાની ઇચ્છા દર્શાવી તેમના ગુરુએ તેમનું પવિત્ર વ્યક્તિત્વ નિહાળી તેમને તે માટે અનુમતિ આપી શ્રી સ્થૂલિભદ્ર ચાર મહિના લગી કોશ્યાને બહેન માનીને તેની ચિત્રશાળામાં રહ્યા અને તેમને મોહિત કરવાના કોશ્યાના બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા સ્થૂલિભદ્રની આ પવિત્રતાએ કોશ્યાના દિલ પર ઊંડી અસર કરી અને તે પણ જીવનશુદ્ધિને માર્ગે ચડી શ્રી સ્થૂલિભદ્રના આ ચારિત્રબળે તેમની વિશુદ્ધ કીર્તિમાં ઉમેરો કર્યો બીજે વર્ષે શ્રી સ્થૂલિભદ્રના યશના ઇર્ષાળુ બનીને એક બીજા મુનિએ પણ કોશ્યાની ચિત્રશાળામાં ચોમાસું ગાળવાનો આગ્રહ સેવ્યો. તે મુનિ તો અતિ ઝડપથી કોશ્યાના મોહમાં ફસાઈ ગયા, પણ કોશ્યાએ તેમને સંમાર્ગે વાળ્યા. નૃપતિ નંદે કોશ્યાની સમક્ષ મોકલેલા એક રથકારને પણ કોશ્યાએ સન્માર્ગે વાળ્યો

શ્રી સ્થૂલિભદ્રને જીવનશુદ્ધિથી જેટલો યશ મળ્યો એટલો જ તેમની અધ્યયનશક્તિએ પણ એ યશમાં ફાળો નોંધાવ્યો. તેમણે દુષ્કાળ સમયમાં પણ શકય સંપૂર્ણ જ્ઞાન સંપાદિત કરી લીધું. તેમની યક્ષા, યક્ષદત્તા, ભૂતા, ભૂતદત્તા, સેણા, વેણા અને રેણા આદિ સાતે બહેનોએ દીક્ષા અંગીકાર કરી. તેમના નાના ભાઇ અને મહામંત્રી શ્રીયકે પણ સમય જતાં દીક્ષા અંગીકાર કરી. આ રીતે અંતિમ નંદના મહામંત્રી શકટાળના વધ પછી તેના સમસ્ત કુટુંબે ધીમે ધીમે જૈન દીક્ષાને વધાવી લીધી અને શ્રી સ્થૂલિભદ્ર તેમાં કલગીની જેમ શોભવા લાગ્યા. અગ્યાર અંગના તે જ્ઞાતા બન્યા અને તેમાં તો બીજા મુનિવરો પણ થોડે ઘણે અંશે તેમની જોડમાં ઊભા રહી શકે તેમ હતા. પરંતુ જ્યારે દષ્ટિવાદ નામે મોટામાં મોટા બારમા અંગનું જ્ઞાન શ્રી ભદ્રબાહુસ્વામી પાસેથી મેળવી લઇ તેને જાળવી રાખવાનો પ્રશ્ન આવ્યો ત્યારે સેંકડો મુનિવરો તેમની સાથે જોડાવા છતાં ખંતીલા અધ્યયનમાં ના તે એક જ ટકી રહ્યા. પરિણામે શ્રી ભદ્રબાહુસ્વામી અને સ્થૂલિભદ્ર બંને મગધભરમાં સન્માનનો વિષય બન્યા અને સમ્રાટ ચન્દ્રગુપ્ત પણ તેમના પ્રત્યે આકર્ષાયો.

શ્રી ભદ્રબાહુસ્વામીના મહાપ્રાણ ધ્યાનની જ્યારે પૂર્ણાહુતિ થઇ ત્યારે શ્રી સ્થૂલિભદ્ર બારમા અંગનાં લગભગ દશેક પૂર્વનું જ્ઞાન લઇ ચૂકયા હતા. તે પછી શ્રી ભદ્રબાહુસ્વામી સ્થૂલિભદ્ર આદિ મુનિવરો સાથે વિહાર કરતા કરતા પાટલીપુત્ર આવ્યા. તે વખતે શ્રી સ્થૂલિભદ્રની બહેનો ભાઇને વંદન કરવાને આવી પહોંચી તે પ્રસંગે પોતાના જ્ઞાનનો ચમત્કાર દાખવવાને શ્રી સ્થૂલભદ્રે સિંહનું રૂપ ધારણ કર્યું. જ્ઞાનને ચમત્કારમાં વાપરીને પોતાની છાપ પાડવાની શ્રી સ્થૂલિભદ્રની આ વૃત્તિથી શ્રી ભદ્રબાહુસ્વામીને, દુઃખ થયું અને તેમણે હવે પછી સ્થૂલિભદ્રને વધુ જ્ઞાન ન આપવાનો નિર્ણય કર્યો. તેમના એ નિર્ણયથી શ્રી સ્થૂલિભદ્રને અતિ વ્યથા ઉપજી અને તેમણે થયેલી ભૂલ માટે ક્ષમા માગી. શ્રી સંઘે પણ શ્રીભદ્રબાહુસ્વામીને પોતાનો નિર્ણય ફેરવવાની અરજ કરી. ઉત્તરમાં શ્રીભદ્રબાહુસ્વામીએ કહ્યું, "પ્રજા ઉત્તરોત્તર સત્ત્વક્ષીણ બની રહી છે. શ્રી સ્થૂલિભદ્ર સમા મુનિ જ્યારે જ્ઞાનનો આવો ઉપયોગ કરવાને લલચાયા ત્યારે હવે પછીના સામાન્ય સાધુઓ એવી લાલચથી બચી શકશે એમ શી રીતે મનાય ? છતાં સ્થૂલિભદ્ર એ ભૂલની ક્ષમાને પાત્ર છે. એટલે બાકીનાં ચાર પૂર્વોનાં મૂળ સૂત્ર હું એમને શીખવીશ. પણ જે મન એક વખત પણ ચમત્કાર દર્શાવવાનો અપરાધ કરવાને લલચાયું તેને એ ચાર પૂર્વોના અર્થ તો નહિ જ મળે. અને જે મૂળ ચાર પૂર્વ હું એમને શીખવીશ એના અંતિમ અભ્યાસી એ જ રહેશે. તેઓ બીજા કોઇને એ શીખવશે નહિ એવી પ્રતિજ્ઞા તેમણે લેવી પડશે." શ્રી સ્થૂલિભદ્ર શેષ પૂર્વોનું જ્ઞાન કોઇને ન આપવાના અભિગ્રહ સાથે ચૌદ પૂર્વના જ્ઞાની બન્યા.

## ચન્દ્રગુપ્ત સાથે સમાગમ

શ્રી ભદ્રબાહુસ્વામી તેમજ શ્રી સ્થૂલિભદ્ર પાટલીપુત્ર આવ્યાના સમાચાર મળતાં સમ્રાટ ચન્દ્રગુપ્ત તેમનાં દર્શન માટે લલચાયો. બંનેની કીર્તિથી તે માહિતગાર હતો, અને તેમાં અદ્દભૂત ચમત્કારોની શકિત છતાં તેને ગોપવી રાખવાની જ્ઞાનનિર્મળતાની ઉપરોકત હકીકત સાંભળતાં તે વધારે આકર્ષાયો. ચાણકયની પ્રેરણાથી પાટલીપુત્રમાં જૈન સૂત્રોના એકીકરણની પ્રવૃતિમાં તો પોતાથી બનતી બધી જ તે મદદ આપી ચૂકયો હતો. હવે તે સર્વ સૂત્રોના જ્ઞાતા—જ્ઞાનમૂર્તિ શ્રી ભદ્રબાહુસ્વામી અને તેમના કીર્તિશાળી શિષ્ય શ્રી સ્થૂલિભદ્રના દર્શન માટે ઉત્સુક બન્યો.

એક દિવસે તે ચાણકયની સાથે શ્રી ભદ્રબાહુસ્વામી તેમજ સ્થૂલિભદ્રનાં દર્શને ગયો. ભદ્રબાહુસ્વામીએ તેનો ઘટિત આદર કરી જૈન દર્શનની વિશિષ્ટતા સમજાવી. ચન્દ્રગુપ્ત પ્રથમ દર્શને જ ભદ્રબાહુસ્વામીનો શિષ્ય બની રહ્યો. અને તે પછી રાજકારણની અનેક જવાબદારીઓમાંથી પણ થોડોક સમય તારવીને તે હંમેશાં ભદ્રબાહુસ્વામીનો ઉપદેશ સાંભળવા લાગ્યો.

**શ્રી ભદ્રબાહુસ્વામી**

પ્રતિષ્ઠાનપુરમા ભદ્રબાહુ અને વરાહમિહિર નામે બે દરિદ્ર બ્રાહ્મણ ભાઈ વસતા હતા તેબનેએ પોતાની દરિદ્રતાથી કંટાળીને શ્રી યશોભદ્રસૂરિ પાસે દીક્ષા લીધી દીક્ષા પછી બનેએ તીવ્ર અધ્યયન આદર્યું અને થોડાજ સમયમા તેઓ મહાદૂર વિદ્વાન બન્યા. તે બનેમા શ્રી ભદ્રબાહુસ્વામીને વધારે લાયક નિહાળી યશોભદ્રસૂરિએ તેમને આચાર્ય પદવી આપી તેઓ જૈન શાસ્ત્રોના સંપૂર્ણ જ્ઞાતા બન્યા તેમણે કલ્પસૂત્ર, દશવૈકાલિક, ઉત્તરાધ્યયન, દશાશ્રુતસ્કંધ, વ્યવહારસૂત્ર, આવશ્યકસૂત્ર સૂર્યપ્રજ્ઞપ્તિ, સૂયગડાગસૂત્ર, આચારાગસૂત્ર અને ઋષિભાષિત એ દશ સૂત્રો પર નિર્યુક્તિઓ રચી તે ઉપરાત તેમણે 'ભદ્રબાહુસંહિતા'ના નામે જાણીતો બનેલો જ્યોતિષ વિષયક સ્વતંત્ર ગ્રન્થ રચ્યો જૈન શાસ્ત્રોના તેઓ છેલ્લા સંપૂર્ણ જ્ઞાતા હોઈને જૈન સાહિત્યમા તેઓ અંતિમ શ્રુતકેવલી તરીકે ઓળખાય છે

શ્રી ભદ્રબાહુસ્વામીને આચાર્ય પદ મળવાથી ગર્વિષ્ઠ વરાહમિહિરના હૃદયમા ઇર્ષા જન્મી તેણે પોતાને પણ આચાર્યપદ મળે એવો આગ્રહ દર્શાવ્યો પણ એવો પદમોહ દાખવનારને આચાર્યપદ આપવુ એ વ્યાજબી નહોતુ એ સંયોગમા વરાહમિહિરે રોષથી જૈન દીક્ષા તજી દીધી અને દીક્ષાવસ્થા દરમિયાન પોતાને મળેલા જ્ઞાનના આધારે 'વારાહી સંહિતા' વગેરે કેટલાક જ્યોતિષ વિષયક ગ્રન્થો લખી તે નામાંકિત બન્યો પ્રતિષ્ઠાનના નૃપતિ જીતશત્રુએ તેને પોતાનો રાજપુરોહિત બનાવ્યો વરાહમિહિર હવે પોતાને મળેલા પદનો લાભ લઈ પ્રસંગોપાત્ત જૈન સંઘને કનડવા લાગ્યો.

પ્રતિષ્ઠાનપુરના જૈન સંઘે આ કનડગતથી બચવાને શ્રી ભદ્રબાહુસ્વામીને પ્રતિષ્ઠાનપુર આમંત્ર્યા. શ્રી ભદ્રબાહુ સ્વામી સંઘના આમંત્રણને માન આપી પ્રતિષ્ઠાનપુર આવ્યા અને પોતાના જ્યોતિષ વિષયક અપૂર્વ જ્ઞાનથી તેમણે વરાહમિહિરની કીર્તિને ઢાંકી દીધી

એક-બે પ્રસંગે તો તેમણે વરાહમિહિરને તેના ભવિષ્યકથનમા ભૂલભરી દાખવીને તેના ગર્વને પણ તોડી નાખ્યો ને એ રીતે દક્ષિણમા તેમણે જૈન સંઘની આબરૂને જાળવી લીધી તે પછી તેઓ મગધ બાજુ વિહરવા લાગ્યા તે અરસામા મગધમા દુષ્કાળનુ આગમન નિહાળીને તેઓ નેપાળમા જઈ રહ્યા ને ત્યા તપ, ધ્યાન, ચિંતનમા મગ્ન રહેવા લાગ્યા દુષ્કાળની પૂર્ણાહુતિ વખતે તેઓ મહાપ્રાણ ધ્યાનમા હોઈને તેમને માટે મગધ આવવાનુ અસંભવિત બન્યુ ત્યારે સ્થુલિભદ્રાદિને અધ્યયન માટે તેમની સમક્ષ મોકલવામા આવ્યા તે આપણે ઉપર જોઈ ગયા.

**શ્રી સ્થૂલિભદ્ર**

શ્રી સ્થૂલિભદ્ર મગધપતિ નવમા નંદના મહામંત્રી શકટાળના પુત્ર હતા અને શકટાળના વધ પછી તેમણે કેવા સંયોગોમા દીક્ષા લીધી તે આપણે ઉપર જોઈ ગયા છીએ જૈન મુનિવરો ચોમાસાના ચાર મહિના એક જ સ્થળે રહીને તપ, ધ્યાન અને અધ્યયનમા મગ્ન રહે છે સામાન્યત આ હમે ચાતુર્માસ ગાળવાને મુનિઓ ઉપાશ્રયો કે નિર્જીવ એકાત સ્થળો પસંદ કરતા પરંતુ શ્રી સ્થુલિભદ્રે દીક્ષાપછીનુ ચોમાસુ પોતાની આગલી પ્રિયતમા કોશ્યાની ચિત્રશાળામા ગાળવાની ઇચ્છા દર્શાવી તેમના ગુરુએ તેમનુ પવિત્ર વ્યક્તિત્વ નિહાળી તેમને તે માટે અનુમતિ આપી શ્રી સ્થૂલિભદ્ર ચાર મહિના લગી કોશ્યાને બહેન માનીને તેની ચિત્રશાળામા રહ્યા અને તેમને મોહિત કરવાના કોશ્યાના બધા જ પ્રયત્નો નિષ્ફળ ગયા સ્થુલિભદ્રની આ પવિત્રતાએ કોશ્યાના દિલ પર ઊંડી અસર કરી અને તે પણ જીવનશુદ્ધિને માર્ગે ચડી શ્રી સ્થૂલિભદ્રના આ ચારિત્રબળે તેમની વિશુદ્ધ કીર્તિમા ઉમેરો કર્યો. બીજે વર્ષે શ્રી સ્થુલિભદ્રના યશના ઇર્ષાળુ બનીને એક બીજા મુનિએ પણ કોશ્યાની ચિત્રશાળામા ચોમાસુ ગાળવાનો આગ્રહ સેવ્યો તે મુનિ તો અતિ ઝડપથી કોશ્યાના મોહમા જ જાઈ ગયા, પણ કોશ્યાએ તેમને સન્માર્ગે વળ્યા નૃપતિ નંદે કોશ્યાની સમક્ષ મોકલેલા એક કલાકારને પણ કોશ્યાએ સન્માર્ગે વાળ્યો

કવિવર બાણે, હિંસક પ્રતિકાર અને યુક્તિઓથી ભરેલા તેના અર્થશાસ્ત્રને કુટિલ નીતિનું ઉપદેશક માનીને ચાણક્યના કૌટલ્ય નામને તિરસ્કારમાં કૌટિલ્ય એટલે કુટિલ નીતિના પ્રતીક તરીકે ઓળખાવ્યું છે. પરંતુ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય તેમજ કેશવસ્વામી આદિ બીજા અનેક પ્રમાણભૂત ગ્રન્થકારોએ એ નામ તેના 'કુટલ' અથવા 'કોટલ' ગોત્રને આભારી હોવાનું જણાવ્યું છે. કામંદકનો અભિપ્રાય એવો છે કે કોઠારમાં અનાજ ભરી રાખે તે કુટલા કહેવાય અને તેમનો વંશજ તે કૌટલ્ય.

ચાણક્યનું સ્થાન ભારતના જ નહિ, પરંતુ જગતભરના ઇતિહાસમાં અજોડ છે. તે ઋષિ છતાં યુદ્ધનો પ્રણેતા હતો. પોતાને માટે કશી પણ કામના વિના તેણે એક વિશાળ સામ્રાજ્ય સર્જાવ્યું. રાજકારોબારમાં સતત પરોવાયલ રહેવા છતાં તેણે ધર્મશાસ્ત્ર લખ્યું. ભિન્ન ભિન્ન વિષયો પર જેટલું પ્રભુત્વ તેણે ધરાવ્યું છે તેવું પ્રભુત્વ જગતમાં બીજા કોઇએ ભાગ્યેજ ધરાવ્યું હશે. તે જેવો સૂક્ષ્મ વિચારક હતો એટલોજ મહાન કાર્યદક્ષ હતો. ધર્મે તે જૈન હતો, વર્ણથી બ્રાહ્મણ હતો; કર્તવ્યથી આર્ષદ્રષ્ટા ઋષિ અને મહાન રાજનીતિજ્ઞ હતો.

**બિન્દુસારનો જન્મ**

ચન્દ્રગુપ્તની પટરાણી દુર્ધરા ચન્દ્રગુપ્ત પર ઊંડો પ્રેમ ધરાવતી હતી, અને ચન્દ્રગુપ્તની થાળીમાં જમવાને તે હંમેશાં ઉત્સુકતા ધરાવતી હતી. પણ ચન્દ્રગુપ્તને કોઇ ઝેર આપે તો તે ઘાતક ન નીવડે એવા આશયથી ચાણક્ય ચન્દ્રગુપ્તને ઝેરનો મહાવરો પાડવાને હંમેશાં ખોરાકમાં ઝેર ખવરાવતો હતો, એટલે તેણે ચન્દ્રગુપ્તની સાથે જમવાની સર્વને મના કરી હતી. પણ એક દિવસે ગર્ભવતી દુર્ધરા ચાણક્યની ગેરહાજરીનો લાભ લઇ ચન્દ્રગુપ્ત સાથે જમવા બેસી ગઇ. ચાણક્ય અચાનક ત્યાં આવી પહોંચ્યો ને એક પળમાં પ્રસંગ કળી ગયો. ઝેરી ખોરાક ખાવાથી દુર્ધરાનું મરણ તો નિશ્ચિત થઇ ચૂક્યું હતું. પણ ગર્ભને એ અસરમાંથી બચાવી લેવાને ચાણક્યે તરતજ દુર્ધરાનું ઉદર ચીરી તેમાંથી ગર્ભને બચાવી લીધો. તે સમયે ગર્ભના કપાળ પર ઝેરનું એક બિન્દુ સ્પર્શી ચૂક્યું હતું એટલે ચાણક્યે તેને બિન્દુસાર નામ આપ્યું ને કાળજીપૂર્વક તેના ઉછેરની વ્યવસ્થા કરી.

**ભદ્રબાહુસ્વામી અને ચન્દ્રગુપ્ત**

ચન્દ્રગુપ્ત ચાણક્યને પિતા, મહામંત્રી ને રાજપુરોહિત સમાન લેખતો હતો. પણ સાચા ધર્મગુરુ તરીકે તો તેની નજર શ્રી ભદ્રબાહુસ્વામી પરજ સ્થિર બની હતી. ભદ્રબાહુસ્વામીનાં દર્શનમાં અને તેમનો ઉપદેશ સાંભળવામાં તે કૃતકૃત્યતા અનુભવતો. તે વારંવાર તેમનાં દર્શને જતો. એક વખતે ચન્દ્રગુપ્તને સોળ સ્વપ્ન આવ્યાં. તેણે શ્રી ભદ્રબાહુસ્વામી સમીપ તે સ્વપ્નો વર્ણવીને તેનું ફળ પૂછ્યું. ત્યારે શ્રી ભદ્રબાહુસ્વામીએ કહ્યું કે મગધમાં ફરીથી બાર વર્ષનો ભયંકર દુષ્કાળ પડશે. ચન્દ્રગુપ્તે આ વખતે દુષ્કાળની ઘાતક અસરમાંથી પ્રજાને બચાવી લેવાને ચાણક્યની સહાયથી પૂરતાં પગલાં લેવા માંડ્યાં.

**ચન્દ્રગુપ્તનું સામ્રાજ્ય**

જગતમાં અનેક દીર્ઘજીવી સામ્રાજ્યો ઊગ્યાં અને આથમ્યાં છે; પણ ઊગતાં જ જેની પ્રતિભાએ વિશ્વને આંજી નાંખ્યું હોય અને દોઢ સૈકા લગી જેની પ્રતિભા દિનપ્રતિદિન વિકસતીજ રહી હોય એવું તો એક મૌર્ય સામ્રાજ્ય જ છે. ચાણક્યના અર્થશાસ્ત્રમાં અને બીજી અનેક સાહિત્યકૃતિઓમાં ચન્દ્રગુપ્તના એ સામ્રાજ્યની આછી રૂપરેખા અંકાયલી મળી આવે છે. ગિરનારના તળાવની પ્રશસ્તિથી જણાય છે કે ચન્દ્રગુપ્તનું સામ્રાજ્ય પશ્ચિમે ઠેઠ ગિરનાર લગી ફેલાયલું હતું. દક્ષિણે તેની હદ કૃષ્ણા નદીના તટ લગી પથરાયલી હતી. તેના પાસે ૭ લાખ પાયદળ, ત્રીશ હજાર ઘોડેસ્વાર, નવ હજાર ગજારોહી અને આઠ હજાર રથારોહી એમ લગભગ સાડા ૭ લાખનું સૈન્ય હતું, અને એ સૈન્યના ટકાવ પાછળ વાર્ષિક ૩૬,૫૦,૫૮,૦૦૦ પણનો ખર્ચ કરવામાં આવતો હતો. સામ્રાજ્યની કાર્યવાહીનાં દરેક અંગ પર ચાણક્યે એવા કર્તવ્યશીલ અમલદારો નીમેલા કે સામ્રાજ્યનો

**ચાણુક્યનો કર્તવ્યધર્મ**

ચન્દ્રગુપ્તને જૈન ધર્મ પ્રત્યે વાળ્યા પછી ચાણુક્યનું આગળનું કામ સામ્રાજ્યને સુદૃઢ બનાવી મૌર્ય રાજવંશની કીર્તિ વધારવાનું હતું

ઉપર આપણે જોઇ ગયા છીએ કે નંદવંશનો નાશ કર્યા પછી ચાણુક્યે મહામંત્રીનું પદ અનેક યુક્તિઓ પૂર્વક છેલ્યા નંદના મહામંત્રી શ્રીયક યાને રાક્ષસના હાથમાં સોંપ્યું હતું, અને પોતે તો ચન્દ્રગુપ્તનો રાજગુરુ અને મુરબ્બી સલાહકાર જ બની રહ્યો હતો શ્રીયકે થોડાક સમય લગી તો કુનેહ પૂર્વક શાસન ચલાવ્યું અને નંદવંશની આથમતી પ્રભુતાનું અવશિષ્ટ તેજ મૌર્ય વંશમાં મેળવી દીધું પણુ પિતાનો વધ તેને ડંખતો હતો એટલે થોડા જ સમયમાં તેણે સંસાર તજીને દીક્ષા સ્વીકારી અને રાજધુરા વહન કરવાની લગભગ બધી જ જવાબદારીઓ ચાણુક્યના શિરે આવી પડી

ચાણુક્યે એક પછી એક ખાતાઓ પોતાને હસ્તક લઇને તેમને સખ્ત હાથે સુધારવા માંડયા દરેક વિભાગના અધિકારીપદે તેણે પ્રભાવશાળી અને કડક અમલદારની નિમણુક કરી તેમાં નગરના કોટવાળની નિમણુકના એકજ પ્રસંગ પરથી તેની રાજ્યવ્યવસ્થાનો ખ્યાલ આવી જશે.

એક દિવસે ચાણુક્ય કોટવાળના પદને માટે યોગ્ય પુરુષની શોધમાં ફરતો ફરતો એક કોળીના ઘેર જઇ ચડયો. કોળી તે વખતે મંકોડાના દરમાં અગ્નિ નાખતો હતો ચાણુક્યે એ જોઇ પૂછ્યું 'આમ કેમ કરે છે ?' ત્યારે કોળીએ કહ્યું કે મારા પુત્રને ઉપદ્રવ કરનાર આ દુષ્ટ મંકોડાઓનું મૂળમાંથી ઉમૂલન કરું છું કેમકે દુષ્ટોને તો પ્રાણુદંડની શિક્ષા જ ઉચિત છે' ચાણુક્યે જોયું કે કોળીની બુદ્ધિ તેમજ કર્તવ્ય બંનેમાં આગનો પ્રભાવ ભરેલો છે તેણે તરતજ તે કોળીને રાજ્ય વહીવટની થોડીક તાલીમ અપાવીને તેને કોટવાળના પદે નિયુક્ત કર્યો તે કોળીએ ચોર લુંટારાઓ તેમજ ગુપ્તવેશે ફરતા નંદના પક્ષકારોને વીણી વીણીને મરાવી નાખ્યા.

એજ રીતે ચાણુક્યે લશ્કરને વ્યવસ્થિત તાલિમ આપીને તેને સુસજ્જ બનાવ્યું અને ભારતના બીજા રાજ્યો પર મગધ સામ્રાજ્યની છાપ પાડવાને લશ્કરમાં સતત વધારો કરવા માંડયો દુષ્ટોને અને દ્રોહીઓને સખ્તમાં સખ્ત સજા અને નિર્દોષોને સંરક્ષણ એ ચાણુક્યનું નીતિસૂત્ર બની રહ્યું પ્રજાની નૈતિક શક્તિ વધારવાને તેણે વ્યભિચારીઓ, ચોરો, દ્રોહીઓ વગેરેને ભયંકર યાતનાપૂર્વક મૃત્યુદંડની સજા ફરમાવતા કાયદાઓ ઘડયા. રાજનીતિમાં તેણે દંડને ખૂબજ પ્રાધાન્ય આપ્યું

**ચાણુક્યનાં નામ અને કૃતિઓ**

ભિન્ન ભિન્ન સાહિત્યગ્રન્થોમાં ચાણુક્યને માટે ચાણુક્ય, વાત્સાયન કૌટિલ્ય કૌટલ્ય વિષ્ણુગુપ્ત, મલ્લનાગ, દ્રામિલ અંગુલ, પાક્ષિલસ્વામી આદિ નામો મળી આવે છે પણુ તેમાં ચાણુક્ય કૌટલ્ય, વાત્સાયન અને વિષ્ણુગુપ્ત એ ચાર નામ ખૂબ જાણીતા છે ધર્મ, અર્થ કામ અને મોક્ષ–પુરુષાર્થના એ ચાર પ્રકારનો ચાણુક્ય વિશિષ્ટ પ્રણેતા હતો અને એ ચારે પુરુષાર્થ પર તેણે ભિન્ન ભિન્ન નામે અભૂતપૂર્વ ગ્રંથો લખેલા છે

નીતિશાસ્ત્ર અથવા ધર્મશાસ્ત્ર તેણે ચાણુક્યના નામે લખેલું છે અને પ્રાચીન કાળમાં અભ્યાસક્રમમાં એને મહત્ત્વનું સ્થાન અપાતું અર્થશાસ્ત્ર તેણે કૌટલ્યના નામે રચેલું છે અને આજે જગતભરમાં રાજનીતિના એક અખંડ–અપ્રતિમ ગ્રન્થ તરીકે તેની ગણુના થાય છે કામશાસ્ત્ર તેણે વાત્સાયનના નામે રચેલું છે અને શૃંગારશાસ્ત્રમાં એ ગ્રન્થનું અદ્વિતીય સ્થાન છે વિષ્ણુગુપ્તના નામે તેણે મોક્ષ પુરુષાર્થ પર કોઇ એવો જ અજોડ ગ્રન્થ લખેલ હોવાનો સંભવ છે પણુ હજી એ ગ્રન્થ પ્રાપ્ય નથી

તેનું ચાણુક્ય નામ જેમ તેના માતાપિતા અને ગામના નામને આભારી છે તેમ તેનું કૌટલ્ય નામ તેની જન્મભૂમિ અથવા તેના ગોત્રનામને આભારી હોવા સંભવ છે. બૌદ્ધ સંસ્કૃતિની છાયા નીચે આવેલા

તે સંપત્તિ લેવાને પોતાના મરણુ પછી પોતાના ઘરની ઝડતી લેશે જ એ ચાણુક્ય સારી રીતે સમજતો હતો. એટલે તેણે એક દાબડામાં એવી માદક સુગંધી ફેલાવતા રાસાયણિક પદાર્થો ભર્યા કે જે સૂંઘ્યા પછી માણુસ જો બ્રહ્મચર્યનો ભંગ કરે તો તે રીબાઇને ભીષણુ દશામાં મૃત્યુ પામે. વળી દાબડાની અંદર તેણે સુબંધુને ઉદ્દેશીને લખેલો એક પત્ર પણુ મૂક્યો. તેમાં તેણે જણાવ્યું હતું કે–" તું આ દાબડો તપાસીશ એ વિષે મને જરાય શંકા નથી. જે લાલસા સંતોષવાને તું એ દાબડો તપાસીશ તે લાલસા તો સંતોષાવાની નથી તે નથી. પરંતુ મેં તને મંત્રીપદે નીમીને તારા પર જે ઉપકાર કર્યો તે વીસરીને તું મારા પર અપકાર કરી રહ્યો છે તેનો બદલો પણુ તને મળવોજ જોઇએ. આ દાબડો ઉઘાડતાંજ તું એવી માદક સુગંધ અનુભવીશ કે જે અનુભવ્યા પછી તું જો કોઇ પણુ પ્રકારનો ઉપભોગ કરીશ તો રીબાઇ રીબાઇને ભીષણુ મૃત્યુ પામીશ. તારે માટે આ સજાજ વધુમાં વધુ યોગ્ય છે. કેમકે જે ઉપભોગને ખાતર તેં આ પાપ કર્યું છે તે ઉપભોગો તારી નજર સામે હોવા છતાં તારે માટે તો તે ભીષણુ આગ સમા જ નીવડશે.'

ઉપર્યુક્ત દાબડો જાણે પોતાની અમૂલ્ય સંપત્તિ હોય તેમ ચાણુક્યે તેને કિંમતી અને સુરક્ષિત મંજુષાની અંદર ગોઠવ્યો. અને પછી સંસારથી સંપૂર્ણ નિવૃત્તિ સ્વીકારી તે નગરની બહાર પર્ણકુટિમાં તપપૂર્વક વસવા લાગ્યો.

**રાજાના કાચા કાનનું પરિણામ**

બિન્દુસારે ચાણુક્યને દૂર કરી સુબંધુના હાથમાં સત્તા તો સોંપી પણુ સુબંધુ ચાણુક્ય સમી દક્ષતા દાખવી ન શકયો. બીજી બાજુ બિન્દુસારને પણુ ચાણુક્યની મહત્તા સમજવા લાગી. તેની ધાવમાતાએ તેને સમજાવ્યું કે ચાણુક્યે દુર્ધરાનું ઉદર ચીર્યું હતું તે તેના પ્રત્યેના કોઇ વેરભાવથી નહિ, પણુ દુર્ધરા ઝેર ખાઇ ચૂકી હતી એટલે તેના બચવાનો તો કોઇ સંભવ જ નહોતો, પણુ તત્કાળ જો ઉદર ચીરવામાં આવે તો તેમાંનો ગર્ભ બચી જઇ શકે તે વિચારથી તેણે તે સાહસિક કાર્ય કર્યું હતું. એ ગર્ભ બચીને આજે રાજા બન્યો હતો. અને આ રીતે એ રાજાનું અસ્તિત્વ જ ચાણુક્યના જે કાર્યને આભારી હતું તે જ કાર્યને માટે રાજા ચાણુક્ય સમા મહા પુરુષની અવગણુના કરી બેઠો હતો, તે ખરેખર મૌર્ય રાજવંશની કીર્તિને માટે હીણુપદજનક હતુ.

ધાવમાતાના ઉપદેશથી અને સુબંધુની અલ્પતાથી બિન્દુસારનું મન ચાણુક્ય પ્રતિ ખેંચાવા લાગ્યું અને તેણે નિવૃત્ત ચાણુક્યને પુનઃ શાસન સંભાળવા વિનંતિ કરી. પણુ ચાણુક્યે હવે સંસારમાં પાછા ફરવાની પોતાની અશકિત દર્શાવી. પરિણામે બિન્દુસાર ચાણુક્ય પાસેથી રાજનીતિનો ઉપદેશ સાંભળવાને અને તેનાં દર્શનને અર્થે તેની પર્ણકુટિએ જવા લાગ્યો. બિન્દુસારને અનુસરીને સુબંધુ પણુ ચાણુક્યની પર્ણકુટિએ જવા લાગ્યો. અને ચાણુક્ય જીવતો હશે તો કદાચ રાજકાર્યમાં પાછો ફરવાને લલચાશે એવા ભયથી સુબંધુએ એક દિવસે ચાણુક્યની પર્ણકુટિને આગ લગાવી દીધી. આ રીતે અલ્પ માનવોની દોરવણી અને કાચા કાન ધરાવનાર એક નૃપતિની ભૂલથી મૌર્ય રાજવંશને માથે પોતાની કીર્તિનાં મૂળ રોપનાર મહાપુરુષના અકાળ મોતની જવાબદારી નોંધાઇ.

**અંતિમ બદલો**

ચાણુક્યના અવસાન પછી સુબંધુ ભયરહિત બન્યો અને તેણે બિન્દુસાર પર પોતાનો પ્રભાવ જમાવવા માંડ્યો. નિર્બળ બિન્દુસારે પણુ હવે સુબંધુને જ ચાણુક્યના ઉત્તરાધિકારી તરીકે સ્વીકારી લીધો. એક પ્રસંગે તક જોઇ સુબંધુએ બિન્દુસાર પાસે પોતાના નિવાસસ્થાન માટે ચાણુક્યના મકાનની માગણી કરી. બિન્દુસારે એ માગણીને માન્ય કરી સુબંધુને ચાણુક્યનું મકાન સોંપી દીધું. સુબંધુ ત્વરાએ ત્યાં રહેવાને ગયો અને ખૂણે ખાચરે તેણે ચાણુક્યના ગુપ્ત ખજાનાની શોધ આદરી. તેની નજર તરત જ સુરક્ષિત મંજુષા પર ચોંટી. તેણે તે પેટી તોડાવી ને મહીંથી સુંદર દાબડો નીકળતાંજ તેની

જેમ વિસ્તાર થતો ગયો તેમ તેમ તેની વ્યવસ્થા અને દૃઢતા પણ વધવા લાગ્યા.

**ચન્દ્રગુપ્તની દીક્ષા અને દક્ષિણ-વિહાર**

એ અરસામા બીજા દુષ્કાળે દેખાવ દીધો ચન્દ્રગુપ્ત અને ચાણક્યે એ દુષ્કાળની ઘાતક અસરમાથી પ્રજાને બચાવી શકાય તે માટે શક્ય સર્વ ઉપાય યોજ્યા પણ અનાજની તગીને સર્વથા નિવારવાનુ તો શક્ય નહોતુ એટલે ભિક્ષુકોના સખ્યાબધ ટોળાઓ મગધની બહાર વિહાર કરવા લાગ્યા શ્રી ભદ્રબાહુ સ્વામીએ પણ પોતાના સમુદાયના હજારો સાધુઓ સાથે દક્ષિણમા વિહરવાનો નિર્ણય કર્યો

ચન્દ્રગુપ્ત કોઇ પણ સયોગોમા શ્રી ભદ્રબાહુ-સ્વામીનો વિરહ સહી શકે તેમ નહોતુ તેમજ છેલ્લા કેટલાય વર્ષ થયા તે જાતે પણ નિવૃત્ત બનીને દીક્ષા સ્વીકારવાનો વિચાર કરી રહ્યો હતો એટલે આ તક તેને અનુકૂળ જણાઇ તેણે બિંદુસારના તેમજ ચાણક્યના હાથમા રાજશાસન સોપીને તરતજ દીક્ષા સ્વીકારી લીધી તેને પ્રભાચન્દ્ર નામ અપાયુ ને તેઓ ભદ્રબાહુ-સ્વામી તથા તેમના સમુદાય સાથે દક્ષિણમા વિહાર કરી ગયા

**ચન્દ્રગુપ્તનો સ્વર્ગવાસ**

અનેક ગામો અને જગલો વટાવતો સાધુ સઘ કેટલોક સમય જતા દક્ષિણમા કટવપ્ર નામે ટેકરી પર જઇ પહોચ્યો. ત્યા શ્રી ભદ્રબાહુસ્વામીએ પોતાનુ મૃત્યુ નજીક નિહાળી પ્રભાચન્દ્ર સિવાયના અન્ય સર્વ સાધુઓને વિદાય કરી દીધા અને પછી તેઓ અનશનપૂર્વક મ. સ. ૧૭૦ મા સ્વર્ગવાસ પામ્યા તે પછી પ્રભાચન્દ્ર પણ તેજ ટેકરી પર અનશનપૂર્વક બાર વર્ષે સ્વર્ગવાસ પામ્યા સમ્રાટ સપ્રતિએ પાછળથી આ તીર્થની યાત્રાએ આવી કટવપ્રની ટેકરીને ચન્દ્રગિરિ નામ આપ્યુ, જે ગુફામા ચન્દ્રગુપ્ત સ્વર્ગવાસ પામ્યો હતો ત્યા તેની ચરણ-પાદુકાઓ સ્થાપી અને ચન્દ્રગિરિની નજીકમા જ વિધ્યગિરિ નામે ટેકરી પર શ્રી ભદ્રબાહુસ્વામીની વિરાટકાય પ્રતિમા ઊભી કરી. આજે એ પ્રતિમા ગોમ્મટેશ્વરના નામે વિશ્વવિખ્યાત બનેલી છે અને ચન્દ્રગિરિ પરની જે ગુફામા ચન્દ્રગુપ્ત સ્વર્ગવાસ પામ્યો તે ગુફા ભદ્રબાહુ-ગુફાના નામે ઓળખાય છે.

**ચાણક્યની વિદાય**

ચન્દ્રગુપ્તની નિવૃત્તિ પછી મગધના સિંહાસને આવેલા બિન્દુસારે કેટલોક સમય લગી તો શાતિથી શાસન ચલાવ્યુ. પણ તેનો જન્મ ઉપર જણાવ્યા અનુસાર વિચિત્ર સયોગોમા અને અધૂરા માસે થયેલો હોઇ તેનો શારીરિક તેમજ માનસિક વિકાસ પરિપક્વ સ્વરૂપમા થઇ શક્યો નહોતો. એટલે ઇર્ષાળુઓએ તેની નિર્ણયાત્મક શક્તિની કચાશનો લાભ લઈ પોતાના સ્વાર્થ સાધવાને કાવત્રા રચવા માડ્યા રાજતત્રમા સૌથી વિશેષ સત્તા ચાણક્ય ધરાવતો હતો. એટલે સત્તાભૂખ્યા અધિકારીઓને તેની ઇર્ષા વિશેષ આવે તે સહજ હતુ બિન્દુસારને પોતાને પણ ચાણક્યની પ્રતિભા ખૂચતી હતી એટલે સુબધુ નામના એક મંત્રીએ જ્યારે ચાણક્યે બિન્દુસારની માતાનું ઉદર ચીરી નાખ્યું હતુ એ પ્રસગને આગળ ધરી ચાણક્ય વિરુદ્ધ બિન્દુસારના સતત કાન ભભેરવા માડ્યા ત્યારે બિન્દુસાર ચાણક્ય સામે ક્રમેક્રમે કોપવૃત્તિ દાખવવા લાગ્યો

ચાણક્યે જોયુ કે હવે રાજ્યવહીવટમા વધારે ગૂથાઇ રહેવામા કશો લાભ નથી એટલે સ્વમાનરક્ષાને ખાતર તે રાજ્યવહીવટમાથી છૂટો પડી ગયો. બિન્દુ-સારને પાછળથી પશ્ચાતાપ થયો પણ હવે ચાણક્યના નિર્ણયમા ફેરફાર થવાનો કોઈ સંભવ નહોતો તેણે તપપૂર્વક જીવનનો અત આણવાનો નિશ્ચય કર્યો હતો

**અપકારીને શિક્ષા**

પણ મરતા મરતા સુબધુ પર વેર લેવાની ફરજ તે વીસરી ન શક્યો વર્ષો લગી સામ્રાજ્યનો સચાલક રહ્યા છતા તેણે પોતાને માટે તો દ્રવ્યને સ્પર્શ નહોતોજ કર્યો પણ સ્વાર્થી અધિકારીઓ માનતા હતા કે તેના પાસે અખૂટ સપત્તિ હોવી જોઇએ એવા અધિકારીઓનો અગ્રણી સુબધુ.

તે સંપત્તિ લેવાને પોતાના મરણ પછી પોતાના ઘરની ઝડતી લેશે જ એ ચાણક્ય સારી રીતે સમજતો હતો. એટલે તેણે એક દાબડામાં એવી માદક સુગંધી ફેલાવતા રાસાયણિક પદાર્થો ભર્યો કે જે સુંઘ્યા પછી માણસ જો બ્રહ્મચર્યનો ભંગ કરે તો તે રીબાઇને ભીષણ દશામાં મૃત્યુ પામે. વળી દાબડાની અંદર તેણે સુબંધુને ઉદ્દેશીને લખેલો એક પત્ર પણ મૂક્યો. તેમાં તેણે જણાવ્યું હતું કે–" તું આ દાબડો તપાસીશ એ વિષે મને જરાય શંકા નથી. જે લાલસા સંતોષવાને તું એ દાબડો તપાસીશ તે લાલસા તો સંતોષાવાની નથી તે નથી. પરંતુ મેં તને મંત્રીપદે નીમીને તારા પર જે ઉપકાર કર્યો તે વીસરીને તું મારા પર અપકાર કરી રહ્યો છે તેનો બદલો પણ તને મળવોજ જોઇએ. આ દાબડો ઉઘાડતાંજ તું એવી માદક સુગંધ અનુભવીશ કે જે અનુભવ્યા પછી તું જો કોઇ પણ પ્રકારનો ઉપભોગ કરીશ તો રીબાઇ રીબાઇને ભીષણ મૃત્યુ પામીશ. તારે માટે આ સજાજ વધુમાં વધુ યોગ્ય છે. કેમકે જે ઉપભોગને ખાતર તેં આ પાપ કર્યું છે તે ઉપભોગો તારી નજર સામે હોવા છતાં તારે માટે તો તે ભીષણ આગ સમા જ નીવડશે.'

ઉપર્યુક્ત દાબડો જાણે પોતાની અમૂલ્ય સંપત્તિ હોય તેમ ચાણક્યે તેને કિંમતી અને સુરક્ષિત મંજુષાની અંદર ગોઠવ્યો. અને પછી સંસારથી સંપૂર્ણ નિવૃત્તિ સ્વીકારી તે નગરની બહાર પર્ણકુટિમાં તપપૂર્વક વસવા લાગ્યો.

**રાજાના કાચા કાનનું પરિણામ**

બિન્દુસારે ચાણક્યને દૂર કરી સુબંધુના હાથમાં સત્તા તો સોંપી પણ સુબંધુ ચાણક્ય સમી દક્ષતા દાખવી ન શક્યો. બીજી બાજુ બિન્દુસારને પણ ચાણક્યની મહત્તા સમજવા લાગી. તેની ધાવ માતાએ તેને સમજાવ્યું કે ચાણક્યે દુર્ધરાનું ઉદર ચીર્યું હતું તે તેના પ્રત્યેના કોઇ વેરભાવથી નહિ, પણ દુર્ધરા ઝેર ખાઇ ચૂકી હતી એટલે તેના બચવાનો તો કોઇ સંભવ જ નહોતો, પણ તત્કાળ જો ઉદર ચીરવામાં આવે તો તેમાંનો ગર્ભ બચી જઇ શકે તે વિચારથી તેણે તે સાહસિક કાર્ય કર્યું હતું. એ ગર્ભ બચીને આજે રાજા બન્યો હતો. અને આ રીતે એ રાજાનું અસ્તિત્વ જ ચાણક્યના જે કાર્યને આભારી હતું તે જ કાર્યને માટે રાજા ચાણક્ય સમા મહા પુરુષની અવગણના કરી બેઠો હતો, તે ખરેખર મૌર્ય રાજવંશની કીર્તિને માટે હીણપદજનક હતું.

ધાવમાતાના ઉપદેશથી અને સુબંધુની અલ્પતાથી બિન્દુસારનું મન ચાણક્ય પ્રતિ ખેંચાવા લાગ્યું અને તેણે નિવૃત્ત ચાણક્યને પુનઃ શાસન સંભાળવા વિનંતિ કરી. પણ ચાણક્યે હવે સંસારમાં પાછા ફરવાની પોતાની અશક્તિ દર્શાવી. પરિણામે બિન્દુસાર ચાણક્ય પાસેથી રાજનીતિનો ઉપદેશ સાંભળવાને અને તેનાં દર્શનને અર્થે તેની પર્ણકુટિએ જવા લાગ્યો. બિન્દુસારને અનુસરીને સુબંધુ પણ ચાણક્યની પર્ણકુટિએ જવા લાગ્યો. અને ચાણક્ય જીવતો હશે તો કદાચ રાજકાર્યમાં પાછો ફરવાને લલચાશે એવા ભયથી સુબંધુએ એક દિવસે ચાણક્યની પર્ણકુટિને આગ લગાવી દીધી. આ રીતે અલ્પ માનવોની દોરવણી અને કાચા કાન ધરાવનાર એક નૃપતિની ભૂલથી મૌર્ય રાજવંશને માથે પોતાની કીર્તિનાં મૂળ રોપનાર મહાપુરુષના અકાળ મોતની જવાબદારી નોંધાઇ.

**અંતિમ બદલો**

ચાણક્યના અવસાન પછી સુબંધુ ભયરહિત બન્યો અને તેણે બિન્દુસાર પર પોતાનો પ્રભાવ જમાવવા માંડ્યો. નિર્બળ બિન્દુસારે પણ હવે સુબંધુને જ ચાણક્યના ઉત્તરાધિકારી તરીકે સ્વીકારી લીધો. એક પ્રસંગે તક જોઇ સુબંધુએ બિન્દુસાર પાસે પોતાના નિવાસસ્થાન માટે ચાણક્યના મકાનની માગણી કરી. બિન્દુસારે એ માગણીને માન્ય કરી સુબંધુને ચાણક્યનું મકાન સોંપી દીધું. સુબંધુ ત્વરાએ ત્યાં રહેવાને ગયો અને ખૂણે ખાચરે તેણે ચાણક્યના ગુપ્ત ખજાનાની શોધ આદરી. તેની નજર તરત જ સુરક્ષિત મંજુષા પર ચોટી. તેણે તે પેટી તોડાવી ને મહીંથી સુંદર દાબડો નીહાળતાંજ તેની

લોભી દૃષ્ટિ તે દાબડામાનું ઝવેરાત ઝડપી લેવાને ઉત્સુક બની તેણે તત્કાળ દાબડો ખોલી નાખ્યો ને તેમાથી નીકળતી માદક સુગંધ પર તે ક્ષણભર મોહી રહ્યો તે દાબડામાના કાગળ પર નજર જતા જ તેણે માન્યુ કે તેમા ચાણક્યના ગુપ્ત ભંડારની માહિતી લખેલી હોવી જોઇએ એટલે તેણે જ પથી તે કાગળ ખોલીને વાચવા માંડયો પણ તે કાગળ વાચતા રહેતાજ તેના પગ ધ્રૂજવા મંડ્યા જે વિશ્વાસને ખાતર તેણે અનેક અપકૃત્ય કર્યા હતા તેનાથી હવે પોતાને વિમુખ બનવુ પડશે એ વિચારથી તે ગભરાઇ ઊઠ્યો ચાણક્યની તાંત્રિક શક્તિથી તે પરિચિત હતો એટલે તે કાગળમા લખેલી હકીકત ખોટી માનવાને તેને કંઇ કારણ ન લાગ્યુ. છતા તેણે પ્રયોગને ખાતર એક વિલાસી માણસને દાબડામાનું દ્રવ્ય સુંઘાડ્યુ અને કાગળમા જણાવ્યા પ્રમાણે જ્યારે એ માણસ રીબાઇ રીબાઇને મૃત્યુ પામ્યો ત્યારે સુબંધુને માટે મોજવિલાસ ઉપભોગ સંસાર વગેરે ઝેર સમા બની રહ્યા પરિણામે તનામા વૈરાગ્ય પ્રવેશ્યો અને તે રખડીરવડીને મરણ પામ્યો. આ રીતે ચાણક્યે મૃત્યુ પછી પણ પોતાના દુશ્મનને પોતાનો બદલો આપ્યો

નંદકૃત અપમાનથી શરૂ થઇને સુબંધુની અવદશા સુધી પહોંચતી ચાણક્યની દંડનીતિ ઘણુને અકારી લાગે છે અને તેઓ એ

**ચાણક્યની મહત્તા** મહાપુરુષને કુટિલનીતિના પ્રયોજક તરીકે ઓળખાવે છે પણ ખરી રીતે તે બ્રાહ્મણશિરોમણિ હતો તેણે કલિયુગને પારખ્યો હતો તેણે જોયુ કે કલિયુગનો માનવી સ્વાર્થ સિવાય કોઇ પ્રત્યે આકર્ષાતા નથી, દંડ વિના કોઇથી ડરતા નથી વળી વિવિધ ધર્મોએ માનવીને મરણ બાદ રૌરવ નરક ને સ્વર્ગની લાલચ બતાવી કરી નર્મના ભાર બનાવ્યા છે પણ એ જ્ઞાનને પણ કલિયુગના માનવીએ ખીસામા મૂકી દીધુ છે એટલે પરંપરાથી સામની નીતિને જે સ્થાન અપાતુ હતુ અને પરિણામે સામ્રાજ્યમા જે અંધાધૂંધી ઊભી થઇ હતી તે દૂર કરવાને ચાણક્યે અર્થ, દંડ અને ભેદ નીતિને પણ સામના જેટલુંજ મહ‐ત્ત્વ આપ્યુ ચાણક્યની પ્રતિભા અને મૌર્ય સામ્રાજ્યની કીર્તિ ચાણક્યે જે નીતિને અનુસરી તેનેજ આભારી છે તે સમર્થ રાજપુરુષ છતા મહાન યોગી હતો, શૃંગાર શાસ્ત્રનો નિષ્ણાત છતા તપસ્વી હતો ત્રેતાયુગના અંતે ભારતીય પ્રજાને જેમ શ્રીકૃષ્ણે નવજીવન બક્ષ્યુ તેમ કલિયુગના ભારતીકાળમા ચાણક્યે ભારતીય પ્રજાના જીવનનાવને યોગ્ય દિશા બક્ષી છે

ચાણક્યના અંત પછી મૌર્ય સામ્રાજ્યના પાયા ધ્રૂજવા માંડ્યા ચાણક્ય અને ચંદ્રગુપ્તની સમર્થ જોડીએ એ સામ્રાજ્યના પાયા પૂરા કરતા એટલે સામ્રાજ્ય તૂટી તો ન પડ્યુ પણ તે કંઇકંઇ તો જરૂર ઝાંખુ જ

**બિંદુસારનું વ્યક્તિત્વ** બિન્દુસારનો બાંધો પહેલેથી જ નબળો હતો તેની વૃત્તિ કંઇક દાન તરફ ઢળેલી હતી. તે હમેશા સાઠ હજાર બ્રાહ્મણને ભોજન કરાવતા પણ તેનુ વ્યક્તિત્વ પ્રતાપ રહિત હતુ ચંદ્રગુપ્ત અને ચાણક્યની પ્રચંડ તેજસ્વિતાથી તે વંચિત હતો તેને સુખચેનમા રહેવાનુ વિશેષ ગમતુ સામ્રાજ્યનુ સંગઠન જાળવવાની લાક્ષણિક નીતિ અને લશ્કરી વ્યવસ્થાઓમા તે ઘણુ ઓછુ ધ્યાન આપતો. પરિણામે સામ્રાજ્યના જુદા જુદા ભાગોમા બળવાના તણખા ઊડવા માંડ્યા તેમા પંજાબનો બળવો ખૂબ જાણીતો છે

ઈ સ પૂર્વે ૩૩૨ના ગાળામા મેસીડોનિયાના નૃપતિ ફીલીપનો યુવાન પુત્ર સિકંદર વિશ્વવિજય સાધવાના સ્વપ્ન સેવી રહ્યો

**પંજાબનો બળવો** હતો એ સ્વપ્નને સિદ્ધ કરવાને તે દિગ્વિજય પ્રસ્થાની યાત્રાએ નીકળ્યો તેણે એશિયાના મધ્યપૂર્વના ઘણાખરા દેશો પર વિજય મેળવ્યો અને ઈ સ પૂ. ૩૨૬ લગભગમા તે ઇરાન પર આવી પહોંચ્યો. તેને જે જે દેશ ઉપર આક્રમણ કરવુ હોય તે તે દેશના ભાગવા ખેર તત્ત્વોને તે અગાઉથી પોષણ આપતો એટલે ઇરાન પર આક્રમણ કરતી વેળાજ તેણે હિંદમા સુખચેન ભોગવીને ભારતીય શક્તિના શિર સમા પંજાબમા

બળવાખોર પ્રાંતિકોને વેગ આપ્યો. આ બળવાને ઉત્તેજવા પાછળ મુખ્યત્વે બે કારણો રહેલાં હતાં. એક તો પંજાબનો અને સમગ્ર અખંડ ભારતવર્ષનો મૌર્ય સમ્રાટ યવનના નૃપતિને કશી મદદ ન કરી શકે, તેની સેના વ્યવસ્થા સ્થાપવામાંજ રોકાઇ જાય, અને બીજું કારણમાં પોતે આગળના જેવો અને આ બળવો જ્યારે ઉગ્ર બને તો ભારત પર આક્રમણ કરતી વેળા એ સંજોગ ખૂબજ મદદગાર થઇ પડે. એટલે યવનોની તિજોરીમાં આવતી અઢળક સંપત્તિનો મોટો ભાગ તે હિંદી બળવાને ઉત્તેજવા પાછળ ખર્ચાવા લાગ્યો.

બિન્દુસાર તો આ સમયે માંદગીને બિછાને હતો. એટલે પંજાબનો બળવો શમાવી દેવાને તેણે પોતાના વડીલ પુત્ર સુશીમને મોકલ્યો. પરંતુ નરમ દિલનો સુશીમ, બળવો શમાવવામાં નિષ્ફળ નીવડ્યો. એટલે બિન્દુસારે તે વખતે ઉજ્જયિનીમાં સૂબાપદે રહેલા પોતાના દ્વિતીય પુત્ર અશોકને બળવો શમાવવાને પંજાબ મોકલ્યો અને ઉજ્જયિનીનો કારભાર સુશીમને સોંપ્યો. અશોકે પંજાબમાં પ્રચંડ હાથે કામ લઇને બળવાખોર માંડલિકોને દબાવી દીધા અને ત્યાં શાંતિની સ્થાપના કરીને તે પાટલીપુત્ર પાછો ફર્યો.

પાટલીપુત્રમાં એ પ્રસંગે બિન્દુસાર મોતને બિછાને પડ્યો હતો. તેનો પાટવીકુમાર તો સુશીમ હતો, પરંતુ બિન્દુસાર અને સુશીમ બંનેની નિર્બળતા નિહાળી અશોકમાં સિંહાસનના સ્વામી બનવાની મહત્ત્વાકાંક્ષા ખીલી નીકળી.

**બિન્દુસારનું કુટુંબ અને અશોકની મહત્ત્વાકાંક્ષા**

બિન્દુસારને સંખ્યાબંધ રાણીઓ હતી. અને બૌદ્ધ ગ્રન્થોમાં જણાવ્યા અનુસાર સો રાજકુમારો હતા. તેમાં અશોકની માતા સુભદ્રાંગી અથવા ધર્મા, ચંપાની બ્રાહ્મણ કન્યા હતી. તે કન્યા વિષે નાનપણમાં એમ કહેવાતું હતું કે તે રાજરાણી અને રાજમાતા બનશે. એટલે તે કન્યાના પિતાએ તેને બિન્દુસારના અંતઃપુરમાં મોકલાવેલી અને ત્યાં બંને વચ્ચે પ્રેમ થતાં તેમનાં લગ્ન થયા. તે રાણીથી બિન્દુસારને અશોક અને વીતશોક અથવા તિષ્ય નામે બે પુત્ર થયા. તેમાં તિષ્યનું મન તો ધર્મ અને નિવૃત્તિ તરફ વિશેષ દોર્યું હતું. એટલે અશોકના મનમાં પોતે નૃપતિ બનશે તે વિષે પાકી ખાત્રી થઇ ચૂકી હતી. અને પંજાબનો બળવો શમાવ્યા પછી તો પોતાને મળેલી કીર્તિથી તે પોતાને જ બિન્દુસારના યુવરાજ તરીકે જોવા લાગ્યો હતો.

**અશોકને રાજતિલક અને ભાઇઓનો ઘાત**

આમ થતાં બિન્દુસાર મૃત્યુ પામ્યો (ઇ. સ. પૂર્વે ૨૭૨), અશોકે તરતજ પોતાને બિન્દુસારના ઉત્તરાધિકારી તરીકે જાહેર કરી પોતે રાજતિલક કરાવ્યું. કેટલાક આગેવાનો કે અમલદારો અશોકના પક્ષમાં હતા. પરંતુ ન્યાય અને નીતિપ્રિય માણસોએ સુશીમના હક પર તરાપ મારવામાં સાથ આપવાની ના કહી. તિષ્ય સિવાયના સર્વે ભાઇ પણ સુશીમના પક્ષમાં જ ભળી રહ્યા. સુશીમ પોતે પણ બિન્દુસારની ગંભીર માંદગીના સમાચાર સાંભળી સૈન્ય સાથે ઉજ્જયિનીથી પાટલીપુત્ર આવવાને નીકળી ચૂક્યો હતો. રસ્તે તેને બિન્દુસારના મરણના અને અશોકે રાજતિલક કરાવ્યાના સમાચાર મળતાં તે બમણી ઝડપે પાટલીપુત્ર પ્રતિ આગળ વધ્યો. અશોકને આ સમાચાર મળતાં જ તેણે પાટલીપુત્રમાંના સુશીમના તમામ પક્ષકારોની કતલ કરાવી તેમાં તિષ્ય સિવાયના તેના ૯૯ ભાઇનો પણ વધ થઇ ચૂક્યો. અને પછી પોતાની વફાદાર સેના સાથે તે સુશીમની સામે ચાલ્યો. સુશીમ અશોકના વેગ સામે ટકી ન શક્યો. અશોકે તેના સૈન્યને છિન્નભિન્ન કરી નાંખીને સુશીમને આગની ખાઇમાં ફેંકી તેને જીવતો જલાવી દીધો. આ કારમી કતલે તેને ચંડાશોકનું ઉપનામ અપાવ્યું.

પોતાની ભીષણ શક્તિની છાપ પાડવાને તેણે પાટલીપુત્રમાં એક વધાગાર ખોલ્યું અને પોતાના સઘળા વિરોધીઓને કે વધાગાર પાસેથી પસાર થવાની હિંમત કરનારાઓને પણ તે વધાગારમાં ઉપાડી જઇ ત્યાં ઉકળતા તેલમાં નાંખવાની કે આગની જ્વાળાઓમાં હોમી દેવાની યોજના ઘડી. આ વધાગારમાં હજારો નિર્દોષ મનુષ્યો પણ

લોભી દૃષ્ટિ તે દાબડામાનું ઝવેરાત ઝડપી લેવાને ઉત્સુક બની તેણે તત્ક્ષણ દાબડો ખેલી નાખ્યો ને તેમાથી નીકળતી માદક સુગંધ પર તે ક્ષણભર મોહી રહ્યો તે દાબડામાના કાગળ પર નજર જતા જ તણે માન્યું કે તેમા ચાણક્યના ગુપ્ત ભંડારની માહિતી લખેલી હોવી જોઈએ એટલે ઝડપથી તે કાગળ ખોલીને વાચવા માડ્યો પણ તે કાગળ વચાઈ રહેતાજ તેના પગ ધ્રૂજવા માડ્યા જે વિનાસને ખાતર તેણે અનેક અપકૃત્ય કર્યાં હતા તેનાથી હવે પોતાને વિમુખ બનવુ પડશે એ વિચારથી તે ગભરાઈ ઊઠ્યો ચાણક્યની રાસાયણિક શક્તિથી તે પરિચિત હતો એટલે તે કાગળમા લખેલી હકીકત ખેટી માનવાને તેને કઈ કારણ નહોતુ. છતા તેણે પ્રયોગને ખાતર એક વિલાસી માણસને દાબડામાનું દ્રવ્ય સુંઘાડ્યુ અને કાગળમા જણાવ્યા પ્રમાણે જ્યારે એ માણસ રીબાઈ રીબાઈને મૃત્યુ પામ્યો ત્યારે સુબંધુને માટે મોજવિલાસ ઉપભોગ સસાર વગેરે ઝેર સમા બની રહ્યા પરિણામે તેનામા ધેનછા પ્રવેશી અને તે રખડીરવડીને મરણ પામ્યો આ રીતે ચાણક્યે મૃત્યુ પછી પણ પોતાના દુશ્મનને યોગ્ય બદલો આપ્યો.

નદકૃત અપમાનથી શરૂ થઈને સુબંધુની અવદશા સુધી પહોચતી ચાણક્યની દડનીતિ ઘણુને અકારી લાગે છે અને તેઓ એ

**ચાણક્યની મહત્તા**

મહાપુરુષને કુટિલનીતિના પ્રચારક તરીકે ઓળખાવે છે પણ ખરી રીતે તે બ્રાહ્મણશિરોમણિ હતો તેણે કલિયુગને પારખ્યો હતો તણે જોયુ કે કલિયુગનો માનવી સ્વાર્થ સિવાય કોઈ પ્રત્યે આકર્ષાતા નથી, દડ વિના કોઈથી ડરતો નથી વળી વિવિધ ધર્મોએ માનવીને મર્યાદામા રાખવાને સ્વર્ગની લાલચો ઊભી કરી નર્કના ભય બતાવ્યા છે પણ એ જ્ઞાનને પણ કલિયુગના માનવીએ ખીસામા મૂકી દીધુ છે એટલે પરપરાથી શામની નીતિને જે પ્રાધાન્ય અપાતુ હતુ અને પરિણામે સમાજમા જે ખટપટ વ્યાપી ગઈ હતી તે દૂર કરવાને ચાણક્યે અર્થ, દડ અને ભેદની નીતિને પણ શામના જેટલુંજ મહત્ત્વ આપ્યુ ચાણક્યની પ્રતિભા અને મૌર્ય સામ્રાજ્યની કીર્તિ ચાણક્યની એ નીતિને અનુરૂપ તેનેજ આભારી છે. તે સમર્થ રાજપુરુષ છતા મહાન યોગી હતો, શૃંગાર શાસ્ત્રોમા નિષ્ણાત છતા તપસ્વી હતો ત્રેતાયુગના અંતે ભારતીય પ્રજાને જેમ શ્રીકૃષ્ણે નવજીવન બક્ષ્યુ તેમ કલિયુગના ભરતીકાળમા ચાણક્યે ભારતીય પ્રજાના જીવનનાવને યોગ્ય દિશા બક્ષી છે

ચાણક્યના અંત પછી મૌર્ય સામ્રાજ્યના પાયા ધ્રૂજવા માડ્યા ચાણક્ય અને ચંદ્રગુપ્તની સમર્થ જોડીએ એ સામ્રાજ્યના પાયા પૂર્યા હતા એટલે સામ્રાજ્ય તૂટી તો ન પડ્યુ પણ તે હચમચી તો જરૂર ઊઠ્યુ જ

બિન્દુસારનો બાંધો પહેલેથી જ નબળો હતો તેની વૃત્તિ કંઈક દાન તરફ ઢળેલી હતી તે હમેશા સાઠ હજાર બ્રાહ્મણોને ભોજન

**બિન્દુસારનુ વ્યક્તિત્વ**

કરાવતો પણ તેનુ વ્યક્તિત્વ પ્રતાપ રહિત હતુ ચન્દ્રગુપ્ત અને ચાણક્યની પ્રચંડ તેજસ્વિતાથી તે વંચિત હતો તેને સુખચેનમા જીવવાનુ વિશેષ ગમતુ સામ્રાજ્યનુ સગઠન જાળવતી લાક્ષણિક નીતિ અને લશ્કરી વ્યવસ્થાઓમા તે ઘણુ ઓછુ ધ્યાન આપતો પરિણામે સામ્રાજ્યના જુદા જુદા ભાગોમા બળવાના તણખા ઊડવા માડ્યા તેમા પંજાબનો બળવો ખૂબ જાણીતો છે

ઈ સ પૂર્વે ૩૩૨ના ગાળામા મેસીડોનિયાના નૃપતિ ફીલીપનો યુવાન પુત્ર સિકદર વિશ્વવિજય સાધવાના સ્વપ્ન સેવી રહ્યો

**પંજાબનો બળવો**

હતો એ સ્વપ્નને સિદ્ધ કરવાને તે દિગ્વિજય પ્રતિની યાત્રાએ નીકળ્યો તેણે એશિયાના મધ્યપૂર્વના ઘણાખરા દેશો પર વિજય મેળવ્યો અને ઈ સ પૂ. ૩૨૯ લગભગમા તે ઈરાન પર આવી પહોચ્યો તેને જે જે દેશો ઉપર આક્રમણ કરવુ હોય તે તે દેશના બળવાખોર તત્ત્વોને તે અગાઉથી પોષણ આપતો એટલે ઈરાન પર આક્રમણ કરતી વેળાએ તેણે હિંદમા ગુપ્તચરો મોકલીને ભારતીય શક્તિના શિર સમા પંજાબમા

બળવાખોર પ્રવૃત્તિઓને વેગ અપાયો. આ બળવાને ઉત્તેજવા પાછળ મુખ્યત્વે બે કારણો રહેલાં હતાં. એક તો પંજાબનો અને લગભગ અખંડ ભારતવર્ષનો મૌર્ય સમ્રાટ ઇરાનના નૃપતિને કશી મદદ ન કરી શકે, તેની સેના વ્યવસ્થા સ્થાપવામાંજ રોકાઇ જાય; અને બીજું ઇરાનમાં પોતે સફળતા મેળવે અને આ બળવો વધારે ઉગ્ર બને તો ભારત પર આક્રમણ કરતી વેળા એ સંયોગો ખૂબજ મદદગાર થઇ પડે. એટલે ઇરાનની લુંટમાં સાંપડતી અઢળક સંપત્તિનો મોટો ભાગ તે હિંદી બળવાને ઉત્તેજવા પાછળ ખર્ચવા લાગ્યો.

બિન્દુસાર તો આ વખતે માંદગીને બિછાને હતો. એટલે પંજાબનો બળવો શમાવી દેવાને તેણે પોતાના વડીલ પુત્ર સુસીમને મોકલ્યો. પરંતુ નરમ હૈયાનો સુસીમ, બળવો શમાવવામાં નિષ્ફળ નીવડયો. એટલે બિન્દુસારે તે વખતે ઉજ્જયિનીમાં સૂબાપદે રહેલા પોતાના દ્વિતીય પુત્ર અશોકને બળવો શમાવવાને પંજાબ મોકલ્યો અને ઉજ્જયિનીનો કારભાર સુસીમને સોંપ્યો. અશોકે પંજાબમાં પ્રચંડ હાથે કામ લઇને બળવાખોર માંડલિકોને દબાવી દીધા અને ત્યાં શાંતિની સ્થાપના કરીને તે પાટલીપુત્ર પાછો ફર્યો.

પાટલીપુત્રમાં એ પ્રસંગે બિન્દુસાર મોતને બીછાને પડયો હતો. તેનો પાટવીકુમાર તો સુસીમ હતો, પરંતુ

**બિન્દુસારનું કુટુંબ અને અશોકની મહત્ત્વાકાંક્ષા**

બિન્દુસાર અને સુસીમ બંનેની નિર્બળતા નિહાળી અશોકમાં સિંહાસનના સ્વામી બનવાની મહત્ત્વાકાંક્ષા ખીલી નીકળી. બિન્દુસારને સંખ્યાબંધ રાણીઓ હતી. અને બૌધ્ધ ગ્રન્થોમાં જણાવ્યા અનુસાર સો રાજકુમારો હતા. તેમાં અશોકની માતા સુભદ્રાંગી અથવા ધર્મા, ચંપાની બ્રાહ્મણ કન્યા હતી. તે કન્યા વિષે નાનપણમાં એમ કહેવાતુું હતું કે તે રાજરાણી અને રાજમાતા બનશે. એટલે તે કન્યાના પિતાએ તેને બિન્દુસારના અંતઃપુરમાં મોકલાવેલી અને ત્યાં બંને વચ્ચે પ્રેમ થતાં તેમનાં લગ્ન થયા. તે રાણીથી બિન્દુસારને અશોક અને વીતશોક અથવા તિષ્ય નામે બે પુત્ર થયા. તેમાં તિષ્યનું મન તો ધર્મ અને નિવૃત્તિ તરફ વિશેષ ઢળેલું હતું. એટલે અશોકના મનમાં પોતે નૃપતિ બનશે તે વિષે પાકી ખાત્રી થઇ ચૂકી હતી. અને પંજાબનો બળવો શમાવ્યા પછી તો પોતાને મળેલી કીર્તિથી તે પોતાને જ બિન્દુસારના યુવરાજ તરીકે લેખવા લાગ્યો હતો.

સમય જતાં બિન્દુસાર મૃત્યુ પામ્યો (ઇ. સ. પૂર્વે ૩૩૦). અશોકે તરતજ પોતાને બિન્દુસારના

**અશોકને રાજતિલક અને ભાઇઓનો ઘાત**

ઉત્તરાધિકારી તરીકે જાહેર કરી પોતે રાજતિલક કરાવ્યું. કેટલાક અમીર-ઉમરાવો કે અમલદારો અશોકના પક્ષમાં ભળ્યા. પરંતુ ન્યાય અને નીતિપ્રિય માનવોએ સુસીમના હક્ક પર ત્રાપ મારવામાં સાથ આપવાની ના કહી. તિષ્ય સિવાયના સર્વે ભાઇ પણ સુસીમના પક્ષમાં જ ઊભા રહ્યા. સુસીમ પોતે પણ બિન્દુસારની ગંભીર માંદગીના સમાચાર સાંભળી સેના સાથે ઉજ્જયિનીથી પાટલીપુત્ર આવવાને નીકળી ચૂકયો હતો. રસ્તે તેને બિન્દુસારના મરણના અને અશોકે રાજતિલક કરાવ્યાના સમાચાર મળતાં તે બમણી ઝડપે પાટલીપુત્ર પ્રતિ આગળ વધ્યો. અશોકને આ સમાચાર મળતાં જ તેણે પાટલીપુત્રમાંના સુસીમના બધાજ પક્ષકારોની કતલ કરાવી તેમાં તિષ્ય સિવાયના તેના ૯૭ ભાઇનો પણ વધ થઇ ચૂકયો. અને પછી પોતાની વફાદાર સેના સાથે તે સુસીમની સામે ચાલ્યો. સુસીમ અશોકના વેગ સામે ટકી ન શકયો. અશોકે તેની સેનાને છિન્નભિન્ન કરી નાંખીને સુસીમને આગની ખાઇમાં ફેંકી તેને જીવતો જલાવી દીધો. આ ક્રૂરમી કતલે તેને ચંડાશોકનું ઉપનામ અપાવ્યું.

પોતાની ભીષણ શકિતની છાપ પાડવાને તેણે પાટલીપુત્રમાં એક વધાગાર ખોલ્યું અને પોતાના સઘળા વિરોધીઓને કે વધાગાર પાસેથી પસાર થવાની હિંમત કરનારાઓને પણ તે વધાગારમાં ઉપાડી જઇ ત્યાં ઉકળતા તેલમાં નાંખવાની કે આગની જવાળાઓમાં હોમી દેવાની યોજના ઘડી. આ વધાગારમાં હજારો નિર્દોષ મનુષ્યો પણ

હોમાતા લ ગ્યા ને અશોક એક પ્રચંડ ને દાનવી રાજકર્તા લેખાવા લાગ્યો

આ રીતે પોતાના વિરોધીઓને દબાવી દઇ તેણે પોતાનો રાજ્યાભિષેક ઉજવવાની તૈયારી કરી પણ એટલામાં સિકંદરે હિંદ પર આક્રમણ કરવાને સિંધુ નદી ઓળંગ્યાના (ઇ સ પૂ. ૩૨૭) અને તક્ષશિલાનો નૃપતિ આંભી, સિકંદર સાથે મળી ગયો હોવાના સમાચાર આવ્યા અશોકે પંજાબના નૃપતિઓ પર સિકંદરનો સામનો કરવાના પત્ર લખાવ્યા અને પોતે રાજ્યાભિષેકને મુલતવી રાખી તરતજ પ્રચંડ મૌર્ય સેના સાથે સિકંદરની સામે જવાને તૈયાર થયો

**સિકંદરની આગેકૂચ અને દોડભાગ**

સિકંદર, આંભીની મદદથી માંડલિક રાજાઓને હરાવતો હરાવતો જેલમ અને ચિનાબ બે નદીઓ ઓળંગી ગયો અને મહાન નૃપતિ પોરસને હરાવી તેણે રાવીને કાંઠે પડાવ નાખ્યો. સિકંદરની સેના પોરસ સાથે લડીને એવી ગભરાઇ ગઇ હતી કે જ્યારે તેણે પોરસ કરતાય મહાન મૌર્ય સમ્રાટની સેના પોતાની સામે આવતી હોવાના સમાચાર સાભળ્યા ત્યારે તે વિશેષ ગભરાઇ ઊઠી અને તેણે સ્વદેશ પાછા ફરવાનો આગ્રહ સેવ્યો. સિકંદરે તેને ઘણી સમજાવી પણ સેનામા વિદ્રોહ જણાતા તે તરત પાછો ફરી ગયો અસંતુષ્ટ સેના સાથે મૌર્ય સૈન્યનો સામનો કરવાની તેની તાકાત નહોતી. એટલે જીતેલા પ્રદેશમા સૂબાઓ નીમીને તે ઝડપથી પાછો ફર્યો તેમા તેને બેહદ હાડમારીઓ સહન કરવી પડી અને તેની સેનાનો મોટો ભાગ ભારતીય દેશપ્રેમીઓના હથિયારો અને કુદરતી આફતોનો ભોગ થઇ પડયો.

અશોક જ્યારે પોતાની સેના સાથે સતલજ કાંઠે આવી પહોચ્યો ત્યારે તેને એક બાજુએ સિકંદર પાછો ફરી ગયાના અને બીજી બાજુએ મગધમા હજી પણ અસંતોષ પ્રવર્તતો હોવાના સમાચાર મળ્યા. તેણે ઝડપથી પાટલીપુત્ર પાછા ફરવાનો નિર્ણય કરી દીધો નાસતા સિકંદરનો પીછો પકડવાથી ખાસ વિશેષ લાભ નહોતો, જ્યારે તેમ કરતા પોતાને મગધથી વધારે દૂર ચાલ્યા જવુ પડે તો, સુસીમના છૂટાછવાયા પક્ષકારો બળવો કરીને હજી પણ ગુપ્ત રીતે બચી ગયેલા સુસીમના બાળપુત્રને સિંહાસને સ્થાપી દે તે સંભવિત હતુ. બિન્દુસારના મરણ પછી પોતે ગાદી લઇ પચાવી પાડી હતી પણ હજી તેનો વિધિસર રાજ્યાભિષેક થયો નહોતો. એટલે ખરૂ જોતા પોતે સાચો અને સત્તાવાર નૃપતિ બની ચૂકયો નહોતો તેથી તેણે એવો નિર્ણય કર્યો કે સિકંદરને નાસી જવા દેવો અને પોતે પાટલીપુત્ર પાછા ફરવુ તથા સુસીમના પક્ષકારોનો જડમૂળથી નાશ કરી પોતાનો રાજ્યાભિષેક ઉજવવો અને તે પછી પંજાબમા સિકંદરે નીમેલા સૂબાઓને હાંકી કાઢીને સિકંદરના વિજયોને નિષ્ફળ બનાવી મૂકવા આ પ્રમાણે નિર્ણય કરીને તે પોતાની અખંડ સેના સાથે મગધ પાછો ફર્યો

**રાજ્યાભિષેકની તૈયારી**

અશોકનું નામ સાંભળતાજ મગધની પ્રજા કંપી ઊઠી ને બળવાની ચિનગારીઓ મૂળથી જ દબાઇ ગઇ અશોકે હવે સહેજ શાંતિ અખત્યાર કરીને પ્રજાને મનાવી પણ લીધી

વિશ્વવિજયી સિકંદર પોતાનું નામ સાંભળીનેજ ભાગી ગયો હતો એવા સમાચાર વહેતા મૂકી તેણે શૂરવીર પ્રજાનો પ્રેમ જીતવા માંડયો રહ્યાસહ્યા વિરોધીઓનો તેણે નાશ કરાવી નાખ્યો અને આ રીતે પોતાના સઘળા માર્ગોને નિષ્કંટક બનાવી તેણે રાજ્યાભિષેકની તૈયારી આદરી



# દ્વિતીય પરિચ્છેદ

## ચંડાશોક અને બૌદ્ધ ધર્મનો દિગ્‌વિજય

સાર—

આ પરિચ્છેદમાં—અશોકનો જીવન વિકાસ અને તેનો રાજ્યાભિષેક; તેને મળેલું ચંડાશોક યાને સેન્ડ્રૂકૉટસનું ઉપનામ; બૌદ્ધ ધર્મ સામે તેણે દાખવેલો દ્વેષ પરંતુ મોહ તેમજ ચમત્કારના પરિણામે તેનું પરિવર્તન; પંજાબમાંના બેકાબૂ પરદેશી સૂબાઓ પર તેણે મેળવેલો વિજય; તેની મહત્તાસૂચક ચમત્કારી પ્રસંગો; રાણી તિષ્યરક્ષિતાનું સ્ત્રીચરિત્ર; તેના મોહાંધ ક્રોધે હણેલા યુવરાજ કુણાલનાં ચક્ષુ; મહેન્દ્ર–સંઘમિત્રાએ સ્વીકારેલી બૌદ્ધ દીક્ષા ને તેમનો લંકાવિહાર; અશોકની ધર્મયાત્રા ને બૌદ્ધ સ્મારકો; બૌદ્ધ સાધુઓના અનાચારથી કંટાળી અશોકે આમંત્રેલી ત્રીજી બૌદ્ધ પરિષદ અને બૌદ્ધ સંઘનો કડક બંદોબસ્ત; ઠેર ઠેર બૌદ્ધ ધર્મનો પ્રચાર; લંકા સાથેનો અશોકનો વિશિષ્ટ સંબંધ; બૌદ્ધેત્તર ધર્મો સામેની તેની કડકાઈ; સેલ્યુકસ સાથેનું અશોકનું યુદ્ધ અને સેલ્યુકસની કુંવરી સાથે તેનું પાણીગ્રહણ; ગ્રીક એલચી મેગેસ્થીનીસ અને તેની નોંધના પરિણામે પાશ્ચાત્ય જગતમાં ચંડાશોકને સેન્ડ્રૂકૉટસના નામે મળેલી ખ્યાતિ; તથા અશોકનું કુટુંબ અને તેનું સામ્રાજ્ય આદિ રીતે ચર્ચાવવામાં આવી છે.

ઉપર આપણે કયા સંયોગોમા અશોકમા સિંહાસનની મહત્ત્વાકાંક્ષા જાગી અને એ મહત્ત્વાકાંક્ષાએ તેના પાસે કેવા પાપ કરાવ્યા તે ટૂંકમા અવલોકી ગયા હવે આપણે અશોકના વ્યક્તિત્વનો પૂર્ણ અભ્યાસ કરવાને તેનો જન્મ જીવન વિકાસ અને રાજ્યાભિષેક પર અનુક્રમે નજર કરી જોઈએ

**અશોકનો જન્મ અને જીવન-વિકાસ**

ચંપાના કોઈ બ્રાહ્મણની સ્વરૂપવતી કન્યા વિષે એક જ્યોતિષીએ એવુ ભવિષ્ય ભાખ્યુ હતુ કે એ કન્યા રાજરાણી અને રાજમાતા બનશે તે પરથી ઉક્ત બ્રાહ્મણે પોતાની કન્યા યુવાન બનતા તેને મગધપતિ બિન્દુસારના અંતપુરમા મોકલાવી અંતપુરની રાણીઓ તે કન્યાનુ રૂપ જોઈને ઈર્ષાથી જળવા લાગી અને તેમણે તેને બિંદુસારની મોહનજરથી દૂર રાખવાને અંતપુરમા જીર્ણશીર્ણ વસ્ત્રધારી હજામડીના પદે સ્થાપી પરંતુ એક સમયે તે બ્રાહ્મણકન્યાનુ સાચુ સ્વરૂપ બિન્દુસારની નજરે ચડી ગયુ અને તેણે તેને પોતાની રાણી બનાવી તે રાણીથી બિંદુસારને અશોક અને વીતશોક અથવા તિષ્ય એમ બે પુત્ર થયા

અશોકના જન્મ અગાઉ બિન્દુસારને પોતાની પટરાણીના પેટે સુસીમ નામે પુત્ર થઈ ચૂક્યો હતો તથા બીજી રાણીઓથી પણ તેને કેટલાક પુત્ર થયા હતા તેમજ માતૃપક્ષે અશોક સામાન્ય કુળનો હતો એટલે તેને માટે સિંહાસન પ્રાપ્તિનો કોઈ સંભવ નહોતો છતા નાનપણથી અશોક ભવ્ય મહત્ત્વાકાંક્ષાઓ દર્શાવવા અને સુસીમ વગેરે રાજકુમારો પ્રત્યે તે તિરસ્કારની નજરે જોવા લાગ્યો બિંદુસારે અશોકના આ સ્વભાવથી કંટાળી તેને ચૌદ વર્ષની વયે જ (ઈ સ પૂ. ૩૩૮) અવંતીના સૂબા તરીકે મોકલાવી આપ્યો

નાની વયે પણ અશોક બાહોશીપૂર્વક અવંતીનો કારભાર ચલાવવા લાગ્યો તે અરસામા તેણે વિદિશા નગરીના એક વણિક શ્રેષ્ઠિની લાવણ્યવતી પુત્રી સાથે લગ્ન કર્યો સાહિત્યગ્રંથોમા અશોકની આ પ્રિયતમા દેવીના નામે મશહૂર બનેલી છે. સમય જતા અશોકને આ પત્નીથી કુણાલ નામે પુત્રની પ્રાપ્તિ થઈ એજ અરસામા અશોકે તિષ્યરક્ષિતા નામે એક બીજી રૂપવતી કન્યા સાથે લગ્ન કર્યો તેનાથી તેને મહેન્દ્ર નામે પુત્ર અને સંઘમિત્રા નામે પુત્રી થઈ. આ રીતે કૌટુંબિક સુખચેન અને વૈભવમા મહાલતો અશોક કુનેહપૂર્વક શાંતિથી અવંતીનુ શાસન ચલાવવા લાગ્યો

તે પ્રસંગે, આપણે ઉપરના પરિચ્છેદમા વર્ણવી ગયા તેમ, પંજાબમા બળવો થયો અને તે બળવો સમાવવામા યુવરાજ સુસીમ નિષ્ફળ જવાથી બિન્દુસારે અશોકને પંજાબ મોકલ્યો અને અવંતીનુ શાસન સુસીમને સોંપ્યુ અશોકે કડક હાથે પંજાબનો બળવો દાબી દીધો અને તેનામા સૂતેલી સિંહાસનની મહત્ત્વાકાંક્ષા ફરી જાગી ઊઠી સુસીમને અવંતીમા જ રહેવા દઈ તે પટલીપુત્ર પહોચ્યો અને પોતાના કુટુંબને પણ તેણે ત્યા બોલાવી લીધુ તે અરસામા બિંદુસાર મૃત્યુ પામ્યો અને સુસીમની ગેરહાજરીનો લાભ લઈ અશોકે પોતે રાજતિલક કરાવ્યુ સુસીમના સઘળા પક્ષકારો અને તિષ્ય સિવાયના બીજા ભાઈઓનો અશોકે નાશ કર્યો અને સુસીમ અવંતીથી પાટલીપુત્ર પર ચડી આવતા અશોકે પોતાની વફાદાર સેનાથી તેનો પણ નાશ કર્યો તે પછી પોતાની છાપ પાડવાને તેણે સખ્ત હાથે કામ લીધુ એ અરસામા સિકંદરનુ હિંદ પર આક્રમણ થતા અશોક તેની સામે ગયો તે પ્રસંગે એક વખતે તે જંગલમા સૂતો હતો ત્યારે એક સિંહ આવીને તેના આખા શરીરને જીભથી ચાટવા લાગ્યો અશોક જાગતા તે આ પ્રસંગને પામી ગયો અને એવા લાક્ષણિક શુભ શુકનથી તેની મહત્ત્વાકાંક્ષા વધારે તીવ્ર બની તે સિકંદરને હરાવવાને તલપાપડ બની રહ્યો પણ સિકંદર અધવચથી જ પછો ફરી જતા અશોક પોતાનો રાજ્યાભિષેક ઉજવાવવાને અને મગધમા પોતાની અખંડ આણ સ્થાપવાને પાટલીપુત્ર પાછો ફર્યો

ઈ સ પૂ ૩૨૬મા વિશ્વવિજેતા સિકંદર જ્યારે પોતાની છિન્નભિન્ન સેના સાથે પાતાળ બંદરેથી વહાણમા નાસી છૂટતો હતો તે જ વખતે અશોકે પાટલીપુત્રમા પ્રવેશ કર્યો સુસીમના પક્ષકારોને કચરી નાખવાને

તેણે એવા ભીષણ માર્ગો અખત્યાર કર્યા હતા અને હજી પણ તેનો એ કાર્યક્રમ ચાલુ હતો એટલે પ્રજાએ તેને ચંડનું ઉપનામ આપ્યું. પરિણામે ઇતિહાસમાં તે ચંડાશોકના નામે મશહૂર બન્યો. પંજાબમાં દુશ્મનોને કચરી નાંખીને પણ તે એ બિરુદને લાયક બન્યો હતો. એટલે પ્રાચીન યુગમાં અવંતીમાં થઇ ગયેલા મહાન વિજેતા શાસક પ્રદ્યોતને અર્પાયલું 'ચંડ' બિરુદ તેને પ્રિય થઇ પડયું અને તેણે પોતાનો રાજ્યાભિષેક પણ એ જ નામે ઉજવવાનો નિશ્ચય કર્યો.

**રાજ્યાભિષેક**

ઇ. સ. પૂ. ૩૨૬ની સાલ રાજ્યાભિષેકની તૈયારીઓ પાછળ વીતી. શામ, દામ, દંડ અને ભેદ ચારે નીતિનો ઉપયોગ કરી અશોકે પોતાના વિરોધીઓને કચરી નાંખ્યા અને પોતાના પક્ષકારોને આગળ આણ્યા. તેના વિજયો પર મોહી પડેલા મગધના વીર પુરુષો પણ તેના પક્ષમાં ભળ્યા. એટલે ઇ. સ. પૂ. ૩૨૬–૨૫ ના ગાળામાં જ્યારે તેણે દબદબાપૂર્વક પોતાનો રાજ્યાભિષેક ઉજવાવ્યો ત્યારે તેની સામેનો વિરોધ હતો નહતો બની ગયો અને તે મગધનો કાયદેસર સમ્રાટ ગણાવા લાગ્યો. પોતાનો રાજ્યાભિષેક તેણે ચંડાશોકના નામે ઉજવાવેલો હોઇ ઇતિહાસમાં તેમજ રાજકીય વ્યવહારોમાં તે ચંડાશોકના નામે ઓળખાયો છે. પરદેશોમાં તે શબ્દનું રૂપાંતર 'સન્દ્રાશોકસ' બન્યું અને સમય જતાં તે રૂપ 'સેન્ડ્રે-કોટસ' ઉચ્ચારમાં પરિણમ્યું. પરિણામે પરદેશી ઇતિહાસોમાં તે સેન્ડ્રેકોટસના નામે ઓળખાય છે.

**બૌદ્ધ ધર્મ પ્રત્યે દ્વેષ ?**

બૌદ્ધ સાહિત્યગ્રન્થો જણાવે છે કે પોતાના શાસન-કાળની શરૂઆતમાં અશોકે બૌદ્ધ ધર્મ સામે બેહદ દ્વેષ દર્શાવેલો છે. આનું સ્પષ્ટ કારણ ક્યાંય દર્શાવાયું નથી, પરંતુ બિન્દુસારના યુવરાજપુત્ર સુસીમનો બાલપુત્ર નિગ્રોધ, નાની વયમાંજ બૌદ્ધ દીક્ષા સ્વીકારીને કુમારવયે તો તે બૌદ્ધાચાર્ય બને છે તે પરથી સંભવિત છે કે સુસીમના વધ વખતે તેની ગર્ભવતી રાણી જ્યારે નાસી છૂટી ત્યારે બૌદ્ધ ભિક્ષુકોએ તેને અશોકની વિરૂદ્ધ આશ્રય આપ્યો હોય અને તે પરથી અશોક બૌદ્ધ ધર્મ પ્રત્યે ખીજાયો હોય અથવા તો, સમય જતાં અશોકે બૌદ્ધ ધર્મ પ્રત્યે જે પક્ષપાત દર્શાવ્યો તે અશોકની મહેરબાનીને આભારી નહિ, પરંતુ બૌદ્ધ ધર્મની ચમત્કારિક મહત્તાને આભારી હતો એમ પ્રજાના મન પર ઠસાવવાને ખાતર બૌદ્ધા-ચાર્યોને અશોક પૂર્વાવસ્થામાં બૌદ્ધ ધર્મનો દ્વેષી અને વિરોધી હતો પરંતુ વિશિષ્ટ ચમત્કારોના પરિણામે તેને બૌદ્ધ ધર્મની મહત્તા સ્વીકારવી પડી હતી એમ લખવાનું ધર્મપ્રચારની દષ્ટિએ વધારે લાભદાયી જણાયું હોય. ગમે તેમ, પણ ભિન્ન ભિન્ન બૌદ્ધ સાહિત્યકૃતિઓમાં અશોકે શરૂઆતમાં બૌદ્ધ ધર્મ પ્રત્યે દ્વેષ દર્શાવ્યાનાં અને પરિણામે થયેલા ચમત્કારોથી તે બૌદ્ધ ધર્મ પ્રત્યે અંજાયો હોવાનાં વિવિધ દષ્ટાંતો મળી આવે છે.

ઉત્તરના બૌદ્ધ ગ્રન્થો જણાવે છે કે—

**ચમત્કારો**

અશોકે પોતાના શાસનકાળની શરૂઆતમાં સુસીમ-ના પક્ષકારોનો નાશ કરવાને અને પોતાની ક્રૂરતાની છાપ પાડવાને પાટલીપુત્રમાં એક વધાગાર ખોલેલું. એ વધાગારમાં માનવીને આગની ભઠ્ઠીમાં પટકીને બાળી નાંખવાના, ઉકળતા તેલની કડાઇમાં નાંખીને તેને તળી નાંખવાના કે ક્રૂર શસ્ત્રોથી તેના કકડા કરવાના આવશ્યક સાધનો રાત-દિવસ તૈયાર રહેતાં. તે વધાગારના ઉપરી તરીકે તેણે ચંડગિરિક નામે એક ક્રૂર સ્વભાવના ચાંડાલ–પુરુષની નિમણૂક કરી હતી. અશોકના વિરોધીઓ કે સુસીમના પક્ષકારોને તો વધાગારમાં ખતમ કરી નાંખવાની તેને સંપૂર્ણ છૂટ અપાઇ હતી. વળી તે ઉપરાંત એ વધાગારની નજીકથી જે પસાર થાય તે સર્વેને પણ વધાગારમાં ખેંચી જઇને મારી નાંખવાની ચંડગિરિકને અનુમતિ મળી હતી. આ છૂટનો લાભ લઇ ચંડગિરિક હજારો માનવોનો સંહાર કરી નાંખતો હતો.

એક વખતે ઉપગુપ્ત નામે એક બૌદ્ધાચાર્ય તે વધાગારની નજીકથી પસાર થતો હતો. ચંડગિરિકના સેવકોએ તેને પણ ચાલુ ક્રમ પ્રમાણે પકડી લીધો અને

વધાગારમા લઇ જઇ તેને ચંડગિરિકની અનુમતિપૂર્વક ઉકળતા તેલના તાવડામા નાખ્યો. પણ એ ઉકળતું તેલ ઉપગુપ્તને દઝાડવાને અસમર્થ નીવડયુ ઉકળતા તેલના તાવડામા પણ ઉપગુપ્ત દૈવી પુરુષની જેમ પૂર્ણ સ્વસ્થતાથી ઊભો રહ્યો. ચંડગિરિકના મન પર એની ચમત્કારિક પ્રતિભાએ ઊંડી અસર નીપજાવી તેણે સમ્રાટ અશોકને આ ચમત્કારના સમાચાર પહોચાડયા અશોક એ ચમત્કાર નજરે નિહાળવાને તરતજ ત્યા આવી પહોચ્યો. તેનુ દિલ પણ ઉપગુપ્ત પ્રત્યે આકર્ષાયુ પરંતુ આ ચમત્કારથી પણ તેનુ દિલ વધાગાર બંધ કરવાને તો નજ લલચાયું પણ ચંડગિરિકનુ બિનકેળવાયલ કઠોર મન આ ચમત્કારથી ઢળી ગયું. એટલે અશોક જ્યારે વધાગાર બંધ કરવાની આજ્ઞા આપ્યા વિના જ ત્યાથી પાછો ફરવા લાગ્યો ત્યારે ચંડગિરિકે તેની સમક્ષ પહોચી કહ્યુ–

"દેવ, આપ હવે પાછા નહિ ફરી શકો"

"કેમ ?" અશોકે ચમકીને પૂછ્યું

"વધાગારની નજીકથી પસાર થતા કે વધાગારમા પ્રવેશતા કોઇ પણ માણસને વગર તપાસે વધાગારમા હોમી દેવાની આપે મને અનુમતિ આપેલી છે તે નિયમ આપને પણ લાગુ પડે છે '

મૃત્યુને સમીપ નિહાળતા જ અશોકનુ મન ઢળી ગયું વધાગારની રચના કેટલી ક્રૂર અને અમાનુષિક છે તેનો તેને ખ્યાલ આવ્યો. તેણે તરત જ વધાગાર બંધ કરવાની ઇચ્છા દર્શાવી. અને ઉપગુપ્તના ચરણે નમીને તે બૌદ્ધ ધર્મનો ઉપાસક બન્યો.

હ્યુએન્સાંગ આદિ પરદેશી પ્રવાસીઓ અશોકના ધર્મ પરિવર્તન સંબંધમા જણાવે છે કે–

રાજ્યાભિષેકની શરૂઆતમા અશોક બૌદ્ધ ધર્મનો ચુસ્ત વિરોધી હોવાથી તેને બુદ્ધ ગયાના બોધિવૃક્ષને જડમૂળમાથી ઉખેડી તેને બાળી નાખવાની આજ્ઞા કરી પણ જ્યારે એ વૃક્ષની ભસ્મમાથી નવુ બોધિવૃક્ષ ફાલી નીકળ્યું ત્યારે અશોક તે વૃક્ષનો તેમજ બૌદ્ધ ધર્મનો ભક્ત બન્યો, અને હમેશા બોધિવૃક્ષની સમીપ જ વસવા લાગ્યો તેની એક રાણીએ તેની આ ધર્મ ઘેલછામાથી રાજકાર્યમા પાછો વાળવાને બોધિવૃક્ષને છેદાવી નાખ્યુ, પણ તે ફરી ઊગી નીકળ્યુ જેથી અશોક બૌધ્ધ ધર્મ પર વધારે શ્રધ્ધાવાન બન્યો.

દક્ષિણના બૌધ્ધ ગ્રન્થો અશોકના ધર્મ પરિવર્તન સંબંધમા જણાવે છે કે–

**વ્યકિતત્વનો પ્રભાવ**

અશોકે જ્યારે પોતાના ભાઇઓનો વધ કર્યો ત્યારે યુવરાજ સુસીમની ગર્ભવતી રાણી ત્યાથી નાસી છુટી અને જંગલમા તપસ્વી એોના આશ્રયે વસવા લાગી સમય જતા તેને નિગ્રોધ નામે પુત્ર થયો નિગ્રોધના જીવનમા બાળપણથી જ બૌધ્ધ ધર્મ ઓતપ્રોત થઇ ગયેલ જેથી તેણે બૌદ્ધ દીક્ષા સ્વીકારી. એક સમયે તે અશોકના રાજમહેલની નજીકથી પસાર થતો ત્યારે અશોકની દૃષ્ટિ તેના પ્રત્યે આકર્ષાણી. નિગ્રોધના નિર્મળ–તેજસ્વી વ્યકિતત્વે તેના દિલ પર ઊંડી અસર નીપજાવી. બૌદ્ધ ધર્મના પ્રતાપે માનવી બાલવયમા પણ કેવો વિકાસ સાધી શકે છે તે જોઇ તે તે ધર્મ પ્રત્યે આકર્ષાયો. તેણે નિગ્રોધના જીવનવિકાસ વિષે તપાસ કરાવરાવી અને તે પોતાના મૃત ભાઇ સુસીમનો પુત્ર છે એમ જાણતા તેનુ દિલ વધારે ખેચાયુ તેણે નિગ્રોધને પોતાના લઘુભાઇ અને ધર્મગુરુ સમાન સેવ્યો અને નિગ્રોધના સહવાસથી તે બૌદ્ધ ધર્મનો ઉપાસક બન્યો.

બૌધ્ધેત્તર ગ્રન્થો અશોકના ધર્મપરિવર્તન સંબંધમા જણાવે છે કે —

**મોહ**

અશોકની રૂપવતી રાણી તિષ્યરક્ષિતા બૌદ્ધ ધર્મમા અનુરકત થયેલી હતી વિશિષ્ટ બૌદ્ધાચાર્ય પ્રત્યે તે આસકિત ધરાવતી હતી. તે જેટલી કુટિલ હતી, એટલીજ પ્રભાવશાળી પણ હતી. સતત સલાહથી તેણે અશોકનુ મન બૌદ્ધ ધર્મ પ્રત્યે વાળ્યુ રાણીના રૂપમા મોહિત બનેલો સમ્રાટ

સારાસારના વિવેકને વીસરી ગયો અને તે રાણીની સલાહ અનુસાર જ વર્તવા લાગ્યો. પરિણામે તે બૌદ્ધ ધર્મનો ઉપાસક બન્યો. અશોકના આ મોહથી અને તિષ્યરક્ષિતાની કુટિલતાથી વ્યથિત બનેલી અશોકની પટરાણી અને કુણાલની માતા દેવી પોતાને પિયર વિદિશામાં જ રહેવા લાગી. અશોકે તેને ત્યાં મહેલ બંધાવી આપ્યો અને પાટલીપુત્રમાં તિષ્યરક્ષિતાને પટરાણી બનાવી. દેવીની અનિચ્છા છતાં કુણાલને તો અશોક પાટલીપુત્રમાં પોતાની સમીપ જ રાખવા લાગ્યો.

અશોકના ધર્મપરિવર્તન અંગે ઉપર દર્શાવેલાં દૃષ્ટાંતોમાંથી કોઈ પણ કારણ વાસ્તવિક હોય યા નહિ, પરંતુ ગાદીએ બેઠા પછીના પાંચ–છ વર્ષના ગાળામાંજ અશોકે બૌદ્ધ ધર્મ સ્વીકારેલ હોવાની વાત નિર્વિવાદ છે. પછી તે નિગ્રોધના પ્રભાવથી સ્વીકાર્યો હોય, બૌદ્ધાચાર્યના કે બોધિવૃક્ષના ચમત્કારથી સ્વીકાર્યો હોય અથવા તો રાણી તિષ્યરક્ષિતા પ્રત્યેના મોહથી સ્વીકાર્યો હોય.

**સિકંદરની વ્યવસ્થા**

ઈ. સ. પૂ. ૩૨૬–૨૫ ના ગાળામાં સિકંદર જ્યારે હિંદમાંથી પાછો ફરી ગયો ત્યારે તેણે સિંધુપ્રદેશ તેમજ પંજાબમાં જીતેલા મુલકની નીચે પ્રમાણે વ્યવસ્થા કરી હતી:—

જ્યાં પંજાબની નદીઓ સિંધુમાં ભળે છે ત્યાં લગીના સિંધ–પ્રદેશની હકુમત તેણે એગેનોરના પુત્ર પિથોનને સોંપી.

આ પ્રદેશની ઉત્તરે જીતેલા મુલક પર તેણે ફીલીપને અધિકારી બનાવ્યો.

તક્ષશિલાનો પ્રદેશ તેણે તેના મૂળ માલિક આંભી પાસે રહેવા દઈ તેના પર દેખરેખનું કામ ફીલીપને સોંપ્યું.

જેલમ ને ચિનાબની વચગાળાનો પ્રદેશ તેના મૂળ નૃપતિ પોરસ પાસેજ રહેવા દીધો અને ગ્રીક સાર્વભૌમત્વ સ્વીકારવાના બદલામાં તેને આસપાસનો બીજો પણ કેટલોક પ્રદેશ સોંપ્યો.

આંભી અને ફીલીપના પ્રદેશની વાયવ્યમાં પેરોપનીસીડાઈ નામનો પ્રાંત આવેલો હતો. તેનો અધિકાર અલેકઝાંડરે પોતાના સસરા ઓગ્ઝીઆર્ટસને સોંપ્યો.

જીતાયલ હિંદી પ્રદેશોની આ રીતે વ્યવસ્થા કરી સિકંદર ઈ. સ. પૂ. ૩૨૫માં બેબીલોનને પન્થે પડયો. રસ્તે તેને ફીલીપનું ખૂન થયાના સમાચાર મળતાં તેની જગ્યાએ તેણે યુડેમોસની નિમણૂક કરી.

ઈ. સ. પૂ. ૩૨૩ માં બેબીલોનમાં અલેકઝાંડરનું મરણ થતાં સામ્રાજ્યની વ્યવસ્થા માટે તેના સરદારોની કાઉન્સીલ મળી. તેમણે હિન્દી પ્રાંતોનો વહીવટ, ઉપર દર્શાવેલા અધિકારીઓને હસ્તક કાયમ રાખ્યો. પણ ઈ. સ. પૂ. ૩૨૧ માં તે વ્યવસ્થામાં કેટલોક ફેરફાર થતાં પિથોનને સિંધુ–પ્રદેશને બદલે પેરોપેનીસીડાઈની પૂર્વના પ્રદેશ પર નીમવામાં આવ્યો.

આ સમય દરમિયાન સમ્રાટ અશોક પોતાના સામ્રાજ્યને સુદૃઢ બનાવવામાં ગૂંથાયો હતો અને

**પંજાબનો બળવો**

સિંધુ–પંજાબ પ્રદેશના ઉપરોક્ત અધિકારીઓ પોતાના પ્રદેશ પર કુનેહ અને શાંતિપૂર્વક શાસન ચલાવતા હોઈ અશોકને તેમના પર આક્રમણ કરવાને જોઈતી તક મળી નહોતી. પણ ઈ. સ. પૂ. ૩૨૦ પછી હિન્દમાંના ગ્રીક સૂબાઓ અને પોરસ વગેરે ભારતીય નૃપતિઓ વચ્ચે ખટરાગ જાગ્યો. તેજસ્વી સ્વભાવનો પોરસ અહોનિશ ગ્રીક આધિપત્યને સ્વીકારી લેવાને તૈયાર નહોતો. જ્યારે લશ્કરી સ્વભાવનો ગ્રીક અધિકારી યુડેમોસ હિન્દી નૃપતિઓને ગુલામ લેખતો હતો. પરિણામે પોરસ અને યુડેમોસ વચ્ચે વિગ્રહનાં મૂળ રોપાયાં. પરંતુ પોરસની સામે ખુલ્લા યુધ્ધમાં ઊભા રહેવાની તો યુડેમોસની તાકાત નહોતી. એટલે ઈ. સ. પૂ. ૩૧૭માં યુડેમોસે પોરસનું ખૂન કરાવી નાંખ્યું

પોરસનું ખૂન થતાં જ પંજાબમાં બળવો ફાટી નીકળ્યો. આંભી વગેરે રાજવીઓ તો ગ્રીકોના ગુલામ હતા. એક પોરસે જ હાર્યા છતાં પણ હિંદનું

નાક જાળવી રાખ્યું હતું. એટલે તે પ્રજાને પ્રિય થઇ પડયો હતો તેનું ખૂન થતાં હિંદના અને તેમાં પણ મુખ્યત્વે પંજાબના લડાયક વર્ગો ગ્રીકોની સામે હથિયાર સજવા લાગ્યા અશોકને આ સંયોગોમાં સાનુકૂળ તક સાંપડી ગઇ જ્યાં સુધી મહાન નૃપતિ પોરસ ગ્રીક સાર્વભૌમત્વને વહન કરી રહ્યો હતો ત્યાં સુધી વચ્ચે પડવામાં તેને લાભ નહોતો જણાતો પણ હવે પોરસનું ખૂન થતાં અશોકે પોરસનો પક્ષ લીધો અને તે ગ્રીક-વિરોધીઓની મદદે આવી પહોંચ્યો

**પંજાબમાં વિજય**

પંજાબના લડાયક વર્ગોમાં જાગેલ ઉશ્કેરાટને લીધે મૌર્ય સમ્રાટ અશોક તેમની મદદે આવતો હોવાના સમાચાર મળતાં જ ગ્રીક અધિકારીઓ ગભરાઇ ઊઠયા કેટલાકે વિગ્રહની તૈયારી કરવા માંડી, જ્યારે યુડેમોસ તક્ષશિલા થઇને નાસી ગયો

આ વખતે અશોક ગ્રીક સેનાને સુંદર બોધપાઠ ભણાવવાનો નિર્ણય કરીને જ પાટલીપુત્રથી નીકળ્યો હતો પંજાબમાં જ્યારે તે ગ્રીક સરદારોને દબાવવાને યુધ્ધે ચડતો હતો ત્યારે એક જંગલી હાથીએ તેને સૂંઢ વતી ઊંચકીને પોતાની પીઠ પર બેસાડયો. અગાઉ પણ જ્યારે તે અલેકઝાંડરની સામે યુધ્ધે આવતો હતો ત્યારે પણ એક જંગલી સિંહ તેનું શરીર ચાટી ગયેલો આવા શુભ શુકનથી ઉત્તેજાઇને અશોક હર્ષભેર આગળ વધ્યો. ગ્રીક સેના હારવા કે કપાવા લાગી ગ્રીક સરદારોનો મોટો ભાગ કપાઇ ગયો ને થોડાક નાસી છૂટ્યા હિન્દી લડાયક વર્ગો તેને ઠેર ઠેર મદદ કરવા લાગ્યા ને થોડાજ સમયમાં અશોકે સમસ્ત પંજાબ પર પુન મૌર્ય અધિકાર સ્થાપી દીધો. આ રીતે એક વર્ષના ગાળામાં સિકંદરના વિજયોને ધૂળધાણી કરીને અશોક ઇ સ પૂ. ૩૧૬ માં પાટલીપુત્ર પાછો ફર્યો. હિન્દમાં ગ્રીક સેના અને સરદારોને મળેલા આ પરાજયને પર દેશમાં રહેલા ગ્રીક નૃપતિઓ શાંતિથી સાંખી નહિ લે તે અશોક સારી રીતે જાણતો હતો એટલે તેણે સિંધ અને પંજાબમાં એવી પ્રચંડ લશ્કરી વ્યવસ્થા કરી રાખી હતી કે અલેકઝાંડરના મુખ્ય સેનાપતિ અને સીરિયાના ગ્રીક નૃપતિ સેલ્યુકસ નીકેટોરે હિન્દમાં ગ્રીક સત્તાની પુન સ્થાપનાને માટે વારંવાર આક્રમણો કરવા માંડયા છતાંયે વર્ષો લગી તે એક તસુ પણ આગળ ન વધી શકયો

આ રીતે મળેલા લશ્કરી વિજયોએ અશોકની કીર્તિ તો વધારી પણ તેનાથી તેના સુખમાં વધારો ન થઇ શકયો ઇ સ પૂ. ૩૧૬ માં જ્યારે તે પંજાબમાં મૌર્ય ધ્વજ રોપીને પાટલીપુત્ર પાછો ફર્યો ત્યારે પ્રજાએ તેને મોતીથી વધાવી લીધો પણ તેના કુટુંબજીવનમાં તેને મોતી ન સાંપડયાં

**તિષ્યરક્ષિતાની અનાચારલીલા**

રાણી તિષ્યરક્ષિતાએ અશોકની ગેરહાજરી દરમિયાન બૌદ્ધાચાર્યો સાથેનો પોતાનો સબંધ વધારી દીધો હતો કુમાર કુણાલ પર પણ તેની નજર હતી કેટલાક ગ્રન્થો એમ કહે છે કે કુણાલના વિશાળ ચક્ષુએ તેણીને મોહાંધ બનાવી હતી અને તેણીએ કુણાલ પાસે પ્રેમની ભિક્ષા માગી હતી પરંતુ કુણાલે તેનો અસ્વીકાર કરતાં તે તેના ચક્ષુ ફોડાવી નાખવાને તત્પર બની હતી તો બીજા કેટલાક ગ્રંથો એમ કહે છે કે પોતાના પુત્ર મહેન્દ્રને સિંહાસનનો અધિકારી બનાવવાને તે યુવરાજ-પુત્ર કુણાલને અધિકારભ્રષ્ટ બનાવવાને અથવા તો મરાવી નાખવાને તત્પર બની હતી. ગમે તેમ પણ અશોક જ્યારે પંજાબથી પાછો ફર્યો ત્યારે તેના કુટુંબજીવન પર કાળાં વાદળાં ઘેરાઇ રહ્યાં હતાં

**કુણાલની અંધતા**

અશોકને યુવરાજ કુણાલ સામે કોઇ કાવતું રચાતું હોવાની ગંધ તરત આવી ગઇ, એટલે તેણે તેને સૂબો બનાવીને અવંતી મોકલાવી આપ્યો પણ તેમ કરવાથી તિષ્યરક્ષિતાએ કુણાલનો કેડો ન છોડયો બૌદ્ધાચાર્યો પણ તેને આ કાર્યમાં સતત પ્રેરણા આપતા હતા તેમનું એમ માનવું હતું કે કુણાલ જૈન વણિકની પુત્રી દેવીનો પુત્ર

હોઇને તેના અમલ દરમિયાન જૈનોને પ્રાધાન્ય મળી જશે, જ્યારે મહેન્દ્ર તિષ્યરક્ષિતાને હાથે કેળવાયલ હોય તે રાજા બને તો સર્વ સત્તા બૌદ્ધાચાર્યોને હસ્તક જ રહે. એટલે તેમણે તિષ્યરક્ષિતાને કોઇ પણ રીતે કુણાલને પદભ્રષ્ટ કરાવવાનો ઉપદેશ સતત આપ્યા કર્યો.

એક સમયે અશોકે અવંતિના અધિકારીઓ પર પત્ર લખતાં તેમાં કુણાલના અધ્યયન અંગે કેટલીક સૂચનાઓ મોકલાવી. તેમાં 'अधीयउ' પ્રયોગ વપરાયો હતો. આ પત્ર અકસ્માતથી તિષ્યરક્ષિતાના જોવામાં આવ્યો. તેની કુટિલ બુદ્ધિએ તરત જ તેને પોતાની ધ્યેયપ્રાપ્તિનો માર્ગ બતાવી આપ્યો. તેણે 'अधीयउ' પ્રયોગમાંના अ પર અનુસ્વાર ઉમેરી 'अंधीयउ' પ્રયોગ બનાવ્યો એટલે તેનો અર્થ અધ્યયન કરાવવાની સૂચનાને બદલે આંધળો બનાવવાની સૂચનાના રૂપમાં ફેરવાઇ ગયો. અશોકે છેલ્લી વેળાએ એ પત્ર વાંચ્યા વિના જ તેને પરબીડિયામાં બીડી દીધો અને તે અવંતી મોકલાવી આપ્યો. એ પત્ર અવંતીમાં પહોંચતાં જ અધિકારીઓમાં હાહાકાર પ્રવર્તી ગયો. તેઓ તરત જ સમજી ગયા કે આ સૂચના શરતદોષ અથવા તો કોઇ કાવત્રાને આભારી હશે. એટલે તેમણે વિગતવાર તપાસ માટે પાટલીપુત્ર ફરી પૂછાવવાનો વિચાર કર્યો. પણ યુવરાજ કુણાલે ઉપરોક્ત સૂચનાને તરત જ અમલમાં મુકવાનો આગ્રહ દર્શાવ્યો. તેણે જણાવ્યું કે, "શાસ્ત્રવચન અનુસાર પણ નરેન્દ્રની આજ્ઞાનો કદાપિ ભંગ ન કરી શકાય [आज्ञाभंगो नरेन्द्राणां अशस्त्र वध उच्यते], ત્યારે આ તો પ્રજાજન તરીકે મારા નરેન્દ્ર છે, પુત્ર તરીકે મારા પિતા છે અને સુબા તરીકે મારા ઉપરી શાસક છે. ત્રણે સંબંધથી હું તેમની ગમે તેવી આજ્ઞાનું ત્વરિત પાલન કરવાને બંધાયલો છું, પછી ભલે તે આજ્ઞા શરતદોષ અથવા કાવત્રાને આભારી હોય. આજ્ઞાની કડકાઇ જોઇને તેને ભૂલનું પરિણામ માની જો પુત્ર તેના પાલનમાં ઢીલ કરે તો બીજાઓ પણ એમ કરતાં શીખશે અને એક ખોટી આજ્ઞાથી બચવા જતાં અનેક ખરી આજ્ઞાઓનો ભોગ અપાશે. માટે રાજાજ્ઞાનો તરત અમલ કરવાની તૈયારી કરાવો." કુણાલનો આવો અભિપ્રાય સાંભળવા છતાં અધિકારીઓ જ્યારે સંકોચાવા લાગ્યા ત્યારે કુણાલે જાતે સળિયા તપાવીને તે પોતાની આંખોમાં ખોશી દીધા.

કુણાલની અંધતાના સમાચાર પાટલીપુત્રમાં પહોંચતાંજ પાટનગરમાં હાહાકાર પ્રવર્તી ગયો. અશોકને પોતાની ભૂલ માટે અપાર દુઃખ થયું પણ હવે એ ભૂલ સુધારવાનો કોઇ માર્ગ નહોતો. રાજનીતિ અનુસાર અંધ પુરુષ સિંહાસન પર ચડી ન શકે એટલે અંધ બનતાની સાથેજ કુણાલ સિંહાસન પરનો પોતાનો અધિકાર ગુમાવી બેસતો હતો. અને કુણાલને એકે પુત્ર નહોતો. એટલે સ્વાભાવિક રીતેજ યુવરાજનું પદ અશોકના બીજા પુત્ર મહેન્દ્રને ફાળે જતું હતું. પરિણામે કુણાલની અનુમતિપૂર્વક અશોકે મહેન્દ્રને મૌર્ય સિંહાસનના યુવરાજ તરીકે જાહેર કર્યો.

**મહેન્દ્રને યુવરાજપદ**

કુણાલની અંધતાના સમાચાર મળતાં અશોકને એવો તીવ્ર આઘાત થયેલો કે શરૂઆતમાં તો પત્રમાંની ભીષણ સૂચનાને તે પોતાની જ ભૂલનું પરિણામ માની બેઠો. પણ સહેજ શાંતિ વળતાં અને નિરીક્ષણ માટે ઉક્ત પત્ર પોતાને હાથ આવતાં તેને શંકા આવવા માંડી. પોતાને હાથે આવી ભૂલ થાય તે તેને અસંભવિત જણાયું. તેને એ સૂચનામાં કાવત્રાની ગંધ આવવા લાગી. એટલે તેણે ઊંડી તપાસ આદરી. તિષ્યરક્ષિતા પર તે એટલો મોહાંધ બનેલો હતો કે તેને તરત તેના પર શંકા ન ગઇ. પણ ધીમે ધીમે વિચાર કરતાં તે સાચી વસ્તુસ્થિતિ સમજતો થયો. તરતજ તિષ્યરક્ષિતા પરથી તેનો રાગ ઉતરી ગયો. તેને તેણે પટરાણીપદેથી દુર કરી કેદીની જેમ એકાંતવાસમાં રાખી.

**તિષ્યરક્ષિતા સ્થાનભ્રષ્ટ**

કુટુંબની આ દશા અને કુણાલની અંધતાથી

અશોક એટલો વ્યથિત બની ગયો હતો કે શાંતિ માટે તે મનોહર ધાર્મિક સ્થળોના પર્યટને જવા ઇચ્છતો હતો. પોતાની આ ઇચ્છા તેણે બૌદ્ધાચાર્યને દર્શાવી બૌદ્ધાચાર્ય તો એટલું ઇચ્છતાજ હતા તેમણે અશોક સમક્ષ બૌદ્ધ તીર્થસ્થળોની મહત્તા વર્ણવવા માડી, અને કયા કયા તીર્થો જીર્ણોદ્ધારને પાત્ર છે તેનો અહેવાલ રજૂ કર્યો. અશોકે એ બધા તીર્થોના સમારકામ માટે પ્રબંધ કર્યો અને પછી મહેન્દ્રને તેમજ મંત્રીમંડળને શાસન ભળાવી તે બૌદ્ધ તીર્થોની યાત્રાએ ઉપડયો

**અશોકની ધર્મયાત્રા**

સૌથી પ્રથમ તે લુમ્બિનીવનની યાત્રાએ ગયો આ વન ભગવાન બુદ્ધના જન્મસ્થાનક તરીકે બૌદ્ધ સાહિત્યમા ખૂબજ મશહૂર બનેલું છે આ સ્થળે અશોકે એક વિરાટકાય સ્તૂપ ઊભો કરાવરાવ્યો અને અહીં લાખ તોલા સોનાનુ દાન કર્યું

ત્યાથી તે બુદ્ધગયાના બોધિમૂલ–બોધિવૃક્ષની યાત્રાએ ગયો. એ વૃક્ષ ભગવાન બુદ્ધના જ્ઞાનપ્રાપ્તિ સ્થાનક તરીકે મશહૂર બનેલું છે એ સ્થળે પણ અશોકે દાન દીધુ અને સ્તૂપ ઊભો કરાવરાવ્યો.

એજ પ્રમાણે બીજા પણ દરેક બૌધ્ધ તીર્થસ્થળોએ અશોક યાત્રાએ ગયો અને દરેક સ્થળે ઉચિત દાન દીધુ અથવા સ્તૂપ બંધાવરાવ્યા

એક સમયે અશોકે બૌદ્ધાચાર્યને બુદ્ધભગવાને કેટલા ધર્મસૂત્રો પ્રરૂપ્યા છે તે અંગે પ્રશ્ન કર્યો અને તેનો ઉત્તર ૮૪૦૦૦ મળતા અશોકે ૮૪૦૦૦ સ્તૂપો ચણાવવાનો નિશ્ચય કર્યો અને એ નિશ્ચયને તેણે અમલમા પણ મૂકયો. બૌદ્ધ સાહિત્યમા નોંધાયલુ આ કથન ભલે કે સ્પષ્ટ રીતે અતિશયોક્તિ ભર્યું છે છતા ફાહિયાન–હ્યુએન્સાંગ સમા પરદેશી પ્રવાસીઓએ પણ તેની નોંધ લીધેલી છે તે પરથી એમ માનવાને કારણ રહે છે કે અશોકે વિપુલ પ્રમાણમા સ્તૂપો બંધાવરાવેલા હશે એજ ફાહિયાન

**બૌદ્ધ સ્મારકો**

અને હ્યુએન્સાંગની નોંધ પરથી જણાય છે કે અશોકે બૌધ્ધ સ્મારકો તરીકે થોડાક સ્થંભ પણ ઊભા કરાવરાવેલ હશે પણ તે સ્થંભોને આજે સમ્રાટ પ્રિયદર્શીના જે લેખયુકત સ્થંભો મળી આવે છે તેમની સાથે કશોજ સબંધ હોવાનો સભવ નથી.

અશોક ધર્મયાત્રાએ જતો હતો એટલે મહેન્દ્રે રાજકાર્યની જવાબદારી સ્વીકારી લીધી, પરંતુ તેનુ દિલ સસાર પરથી ઊઠી ગયુ હતુ જે સિંહાસનને માટે પોતાની માતાએ યુવરાજ કુણાલના ચક્ષુ હરયા તે સિંહાસન તેને ઝેર સમાન થઈ પડયુ પોતાની માતાનુ દુશ્ચરિત્ર ખુલ્લું થઇ ગયેલુ હોય પોતાના નામને પણ તે કલંકિત ગણવા લાગ્યો તિષ્યરક્ષિતાના પુત્ર તરીકે ઓળખાવા કરતા બૌધ્ધ ભિક્ષુક તરીકે ઓળખાવુ તેને વધુ યોગ્ય જણાવા લાગ્યુ એટલે તેણે અનતી ઝડપે બૌધ્ધ દીક્ષા સ્વીકારવાનો નિર્ણય કર્યો તેની બહેન સઘમિત્રાએ પણ તેને આ કાર્યમા સાથ આપવાની ઇચ્છા દર્શાવતા મહેન્દ્રનો ઉત્સાહ વધારે તીવ્ર બન્યો અને માતાના ઓચરિત્રથી દીક્ષાપાત્ર બનેલા એ ભાઇ બહેને ભિક્ષુક બનીને મગધ સામ્રાજ્યથી અતિ દુર ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો

**મહેન્દ્ર–સંઘમિત્રાની દીક્ષા**

અશોક ધર્મયાત્રાએથી પાછો ફરતાજ મહેન્દ્ર–સંઘમિત્રાએ તેની સમક્ષ પોતાની ઇચ્છા ખુલ્લી કરી. મગધસામ્રાજ્યનો યુવરાજ આ રીતે ભિક્ષુક બની જાય તે અશોકને મનથી તો ન રુચ્યુ પરંતુ ભાઇ–બહેનની મનોદશા તે સારી રીતે સમજી શકયો. કુણાલના ચક્ષુ તિષ્યરક્ષિતાના કાવત્રાથી હણાયા હતા તે તો હવે સમસ્ત જનતાની જેમ અશોક પણ માનતો થયો હતો પરંતુ તિષ્યરક્ષિતાએ કુણાલ પાસે પ્રેમની ભિક્ષા માગી હતી અને બૌદ્ધાચાર્ય સાથે તે અઘટિત સબંધ ધરાવતી હતી તે વાત પણ ખુલ્લી થતી જતી હતી. આવી માતાના નામ સાથે સામ્રાજ્યને ભોગવતા કરતા મહેન્દ્ર–સઘમિત્રા ભિક્ષુક બનીને દૂર ચાલ્યા જાય તે અશોકને પણ વધુ વ્યાજબી જણાયુ. એટલે તેણે

મહેન્દ્ર-સંઘમિત્રાને દીક્ષા સ્વીકારવાની અનુમતિ આપી. મહેન્દ્ર-સંઘમિત્રાએ વિદિશા જઈ, ત્યાં રહેતી કુણાલની માતા દેવીને* વંદન કરી લંકા જવાની ઇચ્છા દર્શાવી. અશોકે તેમને તે પ્રકારની મુસાફરી માટે વ્યવસ્થા કરી આપી અને લંકામાં મહેન્દ્ર-સંઘમિત્રાનું યોગ્ય માન જાળવવા અંગે લંકાપતિ પર પત્ર લખ્યો.

જેમ મહેન્દ્ર-સંઘમિત્રાનું સંસાર પરથી મન ઊઠી ગયું હતું તેમ અશોક અને તેના ભાઈ તિષ્યને પણ સંસારમાં રસ નહોતો રહ્યો. તેમાં અશોક તો યોગ્ય વારસના હાથમાં સામ્રાજ્ય સોંપ્યા સિવાય નિવૃત્ત બની શકે તેમ નહોતું; પરંતુ તિષ્ય વર્ષો થયાં નિવૃત્તિ સેવી રહ્યો હતો અને ગૃધ્રકુટ પર્વતની ગુફામાં વસીને તે શાંતિ, ચિંતન અને તપશ્ચર્યામાંજ જીવન ગાળતો હતો. ભાઈના વધ અને તિષ્યરક્ષિતાનું સ્ત્રીચરિત્ર નિહાળી તેને સંસાર ઝેર સમો થઈ પડયો હતો. તેણે પણ અશોકની અનુમતિ પૂર્વક દીક્ષા સ્વીકારી.

**તિષ્યની દીક્ષા**

આ રીતે અશોકને માટે સંસાર દાવાનળ સમો બની રહ્યો. તેણે તેનું કારણ શોધવાનો પ્રયત્ન કર્યો. પોતાના દુઃખના મૂળ તરીકે તેણે તિષ્યરક્ષિતાના સ્ત્રી-ચરિત્રને નિહાળ્યું ? પણ એ સ્ત્રીચરિત્રને પ્રેરનાર કોણ ? ને તેની નજર બૌધ્ધ ભિક્ષુકો પર પહોંચી. બૌધ્ધ ભિક્ષુકોએ જ તેના અનાચારને પોષ્યો હતો, તેનામાં મહેન્દ્રને સિંહાસને ચઢાવવાની મહત્ત્વાકાક્ષા ઉત્તેજી હતી, કુણાલને સ્થાન ભ્રષ્ટ બનાવવાની વૃત્તિ ખીલવી હતી; જે ત્યાગી સાધુવર્ગનું કર્તવ્ય સંસારમાં ઉન્માર્ગે વળેલાંને સન્માર્ગે દાખવવાનું લેખાય તે જ સાધુઓ જો ઉન્માર્ગને પોષે તો સંસાર સ્વાભાવિક રીતે જ દાવાનળ બની રહે. આ વસ્તુસ્થિતિને વિચારી અશોકે બૌધ્ધ ભિક્ષુક-સંઘને સુધારવાની પ્રવૃત્તિ હાથ ધરી.

**બૌધ્ધ પરિષદ**

આ કાર્યમાં તેણે યુવાન બૌધ્ધાચાર્યો પ્રત્યે ઉપેક્ષા દર્શાવી અને ૭૨ વર્ષની વયના બૌધ્ધ સ્થવિર મોગલીપુત્ર તિસ્સને પોતાના મુખ્ય સલાહકાર બનાવ્યા. તિસ્સે ત્રીશ વર્ષની વયે દીક્ષા સ્વીકારી હતી અને ૪૨ વર્ષ થયાં તે નિર્મળ ચારિત્રનું સેવન કરી રહ્યા હતા. બૌધ્ધ સંઘમાં તેમના પ્રત્યે પ્રશસ્ય આદરભાવ દર્શાવાતો હતો. તેમના સમક્ષ અશોકે પોતાનું હૃદય ખોલીને બૌધ્ધ ભિક્ષુકોને સુધારવાની વાત મૂકી.

અશોકની જેમ મોગલીપુત્ર તિસ્સ પણ બૌદ્ધાચાર્યોની તેમજ બૌદ્ધ ભિક્ષુકોની શિથિલ દશાથી માહિતગાર હતા. તેઓ વર્ષો થયાં એ દશાને સુધારવાની અને ભારતભરમાં બૌધ્ધ ધર્મનો ફેલાવો કરવાની, અને બને તો જગત સમસ્તને એ ધર્મ પ્રત્યે વાળવાની ભાવના સેવી રહ્યા હતા. અશોકે તેમની આ ભાવનાને ફળિભૂત કરવાને પોતાનાથી બનતું બધું જ કરવાની તત્પરતા દાખવી. પરિણામે મોગલીપુત્રે પાટલીપુત્રમાં બૌધ્ધ પરિષદ આમંત્રવાની યોજના ઘડી.

અત્યારસગી આવી બે બૌદ્ધ પરિષદો ભરાઈ ચૂકી હતી. એક ભગવાન બુધ્ધના પરિનિર્વાણ પછી તરત જ બૌદ્ધ સંઘની વ્યવસ્થાને માટે ભરાયલી અને બીજી બુદ્ધ સંવત ૧૦૦ માં બૌદ્ધ સંઘની પુનર્વ્યવસ્થાને માટે મગધપતિ કાલાશોકના આશ્રયે ભરાયલી. મોગલીપુત્ર તિસ્સે હવે પોતાના પ્રમુખપદે અને મગધપતિ ચંડાશોકના આશ્રયે બુધ્ધ સંવત ૨૩૫ માં અને ચંડાશોકના રાજ્યાભિષેકના સત્તરમા વર્ષે એવી જ ત્રીજી બૌદ્ધ પરિષદ ભરવાની આમંત્રણપત્રિકાઓ મોકલાવી.

બૌધ્ધ ઇતિહાસમાં આ પરિષદને ખૂબ જ મહત્ત્વ અપાયલું છે; કેમકે આ પરિષદમાં બૌદ્ધ ભિક્ષુકસંઘને સુધારીને સંઘની પુનર્વ્યવસ્થા કરવામાં આવી હતી, એટલું જ નહિ પરંતુ પરિષદની પૂર્ણાહુતિ વખતે સમસ્ત વિશ્વમાં બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવાને ઠેર ઠેર બૌદ્ધ ભિક્ષુકો મોકલવાની યોજના પણ વિચારાણી હતી.

---

* એકમતે કુણાલની માતા આઠ વર્ષ ઉપર મરણ પામી હતી.

અનાચારી બૌદ્ધ ભિક્ષુકવર્ગે શરૂઆતમાં તો આ પરિષદ પ્રત્યે ખૂબ જ ઉહાપોહ ઉઠાવ્યો આચાર શિથિલ બૌધ્ધાચાર્યોએ તેમને ઉત્તેજન આપ્યું પરંતુ અશોક તેમજ મોગલીપુત્રે ખૂબ જ કડક હાથે કામ લેવા માંડયું ભિક્ષુકોના આચારનું જેઓ સંપૂર્ણ પાલન ન કરી શકે તેમને સંઘ બહાર મૂકવાનો ઠરાવ કરવામાં આવ્યો એ ઠરાવનો તરત અમલ થયો અને અશોકના રાજદંડથી ડરેલા હજારો અનાચારી બૌદ્ધ ભિક્ષુકોને સંઘમાંથી બહાર નીકળવું પડયું

**ભિક્ષુકસંઘની સુધારણા**

આ રીતે ભિક્ષુકસંઘને સુધારીને બીજું કાર્ય વિશ્વના જુદા જુદા વિભાગોમાં બૌદ્ધ ધર્મના પ્રચારને માટે બૌદ્ધાચાર્યોને વિદેશમાં મોકલવાનું હાથ ધરવામાં આવ્યું તે અનુસાર કાર્તિક માસમાં કાશ્મીર, ગાંધાર, મહિષ્મંડલ (મ્હૈસુર), વનવાસ અપરાન્તક, યોન, મહારક (મહારાષ્ટ્ર) હિમવન્ત (હિમાલય), સુવર્ણભૂમિ (પેગુ–મુલમીન) લંકા ઇત્યાદિ સ્થળે ધર્મપ્રચારાર્થે મશહૂર બૌદ્ધ થેરાઓ મોકલવામાં આવ્યા તેમાંથી લંકાની જવાબદારી મહેન્દ્ર–સંઘમિત્રાને માથે મૂકવામાં આવી તે બંને વિદિશામાં કુણાલની માતા દેવીને* વંદન કરીને પોતાની માતાના દોષો માટે તેની ક્ષમા માગીને એ જ અરસામાં લંકા જઈ પહોંચ્યા હતા એટલે તેમણે હર્ષપૂર્વક પોતાની જવાબદારી સ્વીકારી લીધી

**બૌધ્ધ ધર્મનો પ્રચાર**

મહેન્દ્ર–સંઘમિત્રા જ્યારે લંકા જઈ પહોંચ્યા ત્યારે સિલોનપતિ મુતાસિવ અવસાન પામી ચૂકયો હતો અને સર્વમાન્ય વારસના અભાવે સિંહાસનનો ઝગડો ચાલતો હતો એવા પ્રસંગે ભારતપતિના પુત્ર–પુત્રી લંકાને કાંઠે ઊતરતા સિંહાસનના ભિન્ન ભિન્ન હક્કદારોએ તેમની સાથે સંપર્ક કેળવવા માંડયો તેવા હક્કદારોમાં તિસ્સ નામે રાજકુમાર બૌદ્ધ ધર્મ પ્રત્યે વિશેષ ભક્તિભાવ ધરાવતો હતો એટલે મહેન્દ્ર–સંઘમિત્રાને તે વધુ રુચિ ગયો તેમણે તિસ્સને સિંહાસનની પ્રાપ્તિમાં અશોકના સહકારનું વચન આપ્યું અને બદલામાં તિસ્સે લંકાને બૌદ્ધ ધર્મનું કીર્તિમંદિર બનાવવાની ઉમેદ દર્શાવી. મહેન્દ્ર–સંઘમિત્રાએ એ ઉમેદમાં લંકામાં ધર્મવિજય સાધવાની પોતાની ભાવનાની સિદ્ધિના બીજ નિહાળ્યા તેમણે બૌદ્ધ સંઘ તેમજ મૌર્ય સમ્રાટના પ્રતિનિધિ તરીકે તિસ્સનો પક્ષ લીધો. પરિણામે તિસ્સને માટે સિંહાસનનો માર્ગ વધુ મોકળો બન્યો, ને અન્ય પક્ષો નબળા પડવા માંડયા એ સંયોગોનો લાભ લઈ તિસ્સે પોતાને લંકાપતિ તરીકે જાહેર કર્યો અને ૪ સં પૂ. ૩૦૭ માં દેવાનાંપ્રિયના ઇલ્કાબ સાથે પોતાનો ભવ્ય રાજ્યાભિષેક ઉજવવાની તૈયારી કરવા માંડી

**લંકા સાથેનો અશોકનો વિશિષ્ટ સંબંધ**

બૌદ્ધ સાહિત્યમાં આ રાજ્યાભિષેકને ખૂબ જ મહત્ત્વ અપાયું છે કેમકે તેમાં બૌદ્ધ સંઘના મહાન ભિક્ષુક–ભિક્ષુણી મહેન્દ્ર–સંઘમિત્રાએ અને બૌદ્ધ સમ્રાટ અશોકે મહત્ત્વનો હિસ્સો નોંધાવેલો છે અને તે રાજ્યાભિષેક પ્રસંગે બુદ્ધગયાના બોધિવૃક્ષની એક ડાળ લંકા મોકલવામાં આવેલી જેનું ત્યાં દૈવી સંમાન થયું ને રાજ્યાભિષેક પ્રસંગે તેનું વૃક્ષારોપણ કરવામાં આવ્યું, જેમાંથી સમય જતાં લંકાનું બોધિવૃક્ષ ફાલી નીકળ્યું અશોકે આ રાજ્યાભિષેક પ્રસંગે બોધિડાળની સાથોસાથ પોતાનો ખાસ પ્રતિનિધિ મોકલ્યો અને તેની મારફત શુભેચ્છાનો અને મિત્રતાનો સંદેશ મોકલાવ્યો. આ રીતે લંકાપતિ અશોકનો મિત્ર બની દેવાનંપિય તિસ્સના નામે ઇતિહાસમશહૂર બન્યો અને અશોકના ધર્મપ્રચારને લંકામાં શરૂઆતમાં જ રાજ્યાશ્રય મળી જવાથી તે દેશમાં બુદ્ધ–ધર્મના ઊંડા મૂળ રોપાયા મહેન્દ્ર–સંઘમિત્રાએ એ મૂળને વિકસાવીને તેને દેશવ્યાપી પ્રભાવ બક્ષવામાં મહત્ત્વનો હિસ્સો નોંધાવ્યો.

દેવાનાંપિય તિસ્સે સિંહાસનની પ્રાપ્તિને માટે અશોકની મૈત્રી તો શોધી પણ રાજકારણમાં મોટાની

* પૃ. ૩૨૭ ની ટીકા જુઓ

મૈત્રી હંમેશાં મુરબ્બીવટમાં પરિણમે છે તે તે વીસરી ગયો. એ મૈત્રીના પરિણામે લંકા મૌર્ય સામ્રાજ્યના આડકતરા પ્રભુત્વ નીચે મૂકાયું. અશોકે તો, જો કે લંકા એ પોતાના ધર્મવિજયનું કેન્દ્ર હોઇને તેમજ લંકાપતિને પોતે મિત્ર તરીકે સન્માનેલ હોઈ ને તે દેશ પર સીધું આક્રમણ ન કર્યું પણ આ મૈત્રીએ ભાવિ મૌર્ય સમ્રાટોને માટે લંકા પર વિજયપ્રાપ્તિનો માર્ગ મોકળો બનાવ્યો.

લંકામાં મળેલા ધર્મવિજયે અશોકને અન્ય સ્થળોએ પણ એવોજ ધર્મવિજય મેળવવાને માટે ઉત્તેજ્યો. પણ સર્વત્ર લંકા જેવી સાનુકૂળ પરિસ્થિતિ નહોતી. લંકામાં અન્ય ધર્મોએ હજી ઊંડા મૂળ નહોતાં રોપ્યાં એટલે રાજકીય સહાયના પરિણામે બૌદ્ધ ધર્મને ત્યાં સહેજે પ્રભુત્વ સાંપડી ગયું. પરંતુ ભારતના બીજા ભાગોમાં તો જૈન, વૈદિક, આજીવિક વગેરે ધર્મો સૈકાઓ થયાં પ્રભુત્વ મેળવી ચૂકયા હતા. એટલે એવા પ્રદેશોમાં પણ જ્યારે બૌદ્ધ થેરાઓએ રાજકીય આશ્રયના બળે બળજબરીપૂર્વક બૌદ્ધ ધર્મને ખીલવવાના પ્રયત્નો આદર્યા ત્યારે અન્ય ધર્માનુયાયીઓએ તેનો સામનો કર્યો અને તેમાં આજીવિકોએ અગ્ર ફાળો નોંધાવ્યો.

**બૌદ્ધેતર ધર્મો સામેની અશોકની કડકાઇ**

પુન્ડ્રવર્ધન નગરમાં જૈન તેમજ આજીવિક સંપ્રદાય અતિ જોરમાં હતા. તેમણે તે પ્રદેશમાં બૌદ્ધ ધર્મને પ્રવેશતો અટકાવવા તે ધર્મની હલકાઇઓ વર્ણવવા માંડી અને જિનપ્રતિમાના ચરણમાં બુદ્ધમૂર્તિ આંકવા માંડી. અશોકને આ સમાચાર મળતાં તે ખૂબજ ખીજાઇ ગયો. તેમાં જૈનોનો તો મૌર્ય સામ્રાજ્યની સ્થાપના અને તેની ખીલવણીમાં મહત્ત્વનો હિસ્સો હતો તેમજ તેમનું પ્રભુત્વ ભારતભરમાં સ્થપાઇ ચૂકેલું હતું એટલે તેમને તો અશોક કંઇ કરી શકે તેમ નહોતો પરંતુ આજીવિકોને કડક પાઠ ભણાવવાનો તેણે નિર્ણય કર્યો. પુન્ડ્રવર્ધનમાં જે જે આજીવિકોએ બૌદ્ધ ધર્મનું કે બુદ્ધમૂર્તિનું અપમાન કરવામાં સીધો કે આડકતરો ફાળો નોંધાવ્યો હતો તે સર્વને તેણે મોતની સજા કરી. બૌદ્ધ લેખકોના જણાવ્યા અનુસાર આ પ્રસંગે પુન્ડ્રવર્ધનના ૧૮૦૦૦ આજીવિકોની કતલ થઇ હતી.

અશોકે આશા રાખી હતી કે પુન્ડ્રવર્ધનમાં પોતે જો સખત હાથે કામ લેશે તો ભારતભરમાં તેની અસર થશે, આજીવિકો કચરાઇ જશે અને જૈનો તેમજ વૈદિકો પણ ડરતા રહેશે. પરંતુ પુન્ડ્રવર્ધનની કતલની અશોકે ધારી હતી તેનાથી ઉલટી જ અસર થઇ. જૈન તેમજ વૈદિક ધર્માનુયાયીઓએ બૌદ્ધ ધર્મ સામેનો પોતાનો વિરોધ કાયમ રાખ્યો અને પાટલીપુત્રના આજીવીકોએ તો પુન્ડ્રવર્ધનની કતલના વિરોધમાં બુદ્ધમૂર્તિનું અપમાન કર્યું. પરિણામે અતિ ખીજવાયલા અશોકે પાટલીપુત્રના સઘળા આજીવિકોની કતલ કરાવી નાંખી અને કોઇ એક આજીવિકનું માથું લાવનારને માટે એકેક દીનારનું ઇનામ જાહેર કર્યું. આ પગલાના પરિણામે ભયંકર કત્લગીરી ચાલી અને તેમાં આજીવિક સંપ્રદાય કચરાઇ ગયો. પરંતુ જૈન તેમજ વૈદિક ધર્મની એ દશા કરવાનું અશોકમાં સામર્થ્ય ન હોઇને તે ધર્મના અનુયાયીઓએ બૌદ્ધ ધર્મને ઉથલાવી પાડવામાં મહત્ત્વનો ફાળો નોંધાવ્યો.

અશોક આ રીતે જ્યારે મગધમાં કૌટુમ્બિક તેમજ ધાર્મિક પ્રશ્નોમાં સંડોવાઇ ગયો હતો ત્યારે સીરિયાનો ગ્રીક નૃપતિ અને અલેક્ઝાંડરનો સેનાધિપતિ સેલ્યુકસ નિકેટોર ભારતમાંના ગ્રીક પ્રદેશોને પાછા મેળવવાને અને અશોકને હાથે નમી ચૂકેલા ગ્રીક કીર્તિધ્વજની પુનઃ સ્થાપનાને માટે હિંદની પશ્ચિમ સરહદ પર વારંવાર હુમલા કરી રહ્યો હતો. આ રીતે ઇ. સ. પૂ. ૩૧૬ થી ઇ. સ. પૂ. ૩૦૫ ના ગાળામાં તેણે ૧૧ થી ૧૮ લગભગ હુમલા કર્યા પણ એકેમાં તેને જોઇતો વિજય ન સાંપડયો. અશોકે પશ્ચિમ સરહદને એવી સુરક્ષિત બનાવી હતી કે ખડકની સાથે અથડાઇને સાગરનાં પાણી પાછાં ફરે એમ ગ્રીક સેનાઓ અશોકની રક્ષણહરોળો ભેદવામાં નિષ્ફળ નીવડીને પાછી ફરતી હતી.

**સેલ્યુકસ સાથે સંગ્રામ**

આ નિષ્ફળતાઓથી કંટાળીને સેલ્યુકસ હવે પોતાની સઘળી સેના અને લશ્કરી સામગ્રીથી સજ્જ બનીને હિંદ પર ઉગ્ર આક્રમણ લઈ આવ્યો આ વખતે તે એવી સજ્જડ તૈયારી કરીને આવ્યો હતો અને તેના વારવારના હુમલાથી અશોક પણ એવો કંટાળી ગયો હતો કે આ વેળાએ સેલ્યુકસ ફરી ઊભો જ ન થઈ શકે એવો તેને સખત પરાજય આપવાને ખાતર તેણે જાતે જ તેની સામે જવાની તૈયારી કરવા માંડી આ આક્રમણમા અશોકની પશ્ચિમ સરહદ વીંધવામાં જો કે સેલ્યુકસને કેટલીક સફળતા સાંપડી પરંતુ જ્યારે તેણે એ હરોળ વીંધીને પંજાબમાં આગળ વધવા માંડ્યું ત્યારે એક બાજુએથી અશોક મૌર્યસામ્રાજ્યની વિશાળ સેના સાથે પોતાની સામે ધસી આવતો હોવાના અને બીજી બાજુએ પોતા । તેમજ સ્વ સેનાની ગેરહાજરીથી સીરિયામા આંતરવિગ્રહ સળગ્યો હોવાના સમાચાર સેલ્યુકસને મળ્યા સેલ્યુકસ ગૂંચવાઈ ગયો જો તે અશોકની સામે સંગ્રામે ચડે ને તે સંગ્રામનો અંત આવતા વર્ષો વીતી જાય ઉપરાંત તે ગાળામા તે સીરિયામા કશી મદદ મોકલાવી ન શકે પરિણામે ત્યાં પોતાનો કાબૂ જાળવી રાખવા માટે કશી સાધનસામગ્રી ન હોઈને તે ત્યાંનું સિંહાસન જ ગુમાવી બેસે તેના છાટા પોતાની સાથેના સૈન્ય પર ઊડતા અહીં પણ વિદ્રોહનો ભય ઊભો થાય. અને જો અશોક પોતાના ધાર્યા કરતા વધારે બળવાન નીકળે ને પોતાને સીરિયાથી વધુ લશ્કરી કે અધિક મદદ મંગાવવી પડે તો તેવી મદદ ત્યાંથી મળવાનો સંભવ ઘણો ઓછો રહેતો હતો આ સંયોગોમા અશોકની સાથે સંગ્રામનું જોખમ ખેડવું તે આગની ખંદમા કૂદવા જેવું હતું બીજી બાજુ તે જો અશોકને યુદ્ધ આપ્યા વિના અલેકઝાંડરની જેમ ઝડપથી પાછો ફરી જાય તો આ વખતે અશોક તેનો પીછો પકડ્યા વિના રહે નહિ અને પોતાના હાલ અલેકઝાંડર કરતા પણ વધારે બૂરા થાય આ રીતે બધી બાજુનો વિચાર કરીને સેલ્યુકસે અશોક સાથે સુલેહ કરવાનો નિર્ણય કર્યો અને તે અનુસાર અશોકની છાવણીમા તેણે પોતાનો સુલેહનો દૂત મોકલાવ્યો

અશોકની અંતરેચ્છા તો આ વખતે સેલ્યુકસ સાથે મહાસંગ્રામ ખેલીને તેને સખ્ત પરાજય આપવાની હતી પરંતુ એક તો ભારતીય રાજનીતિશાસ્ત્રને અનુસાર દુશ્મનનૃપતિ સુલેહની માગણી કરતો આવે તો તેનો ઇન્કાર ન કરી શકાય અને બીજું તેના કુટુંબમા

**સેલ્યુકસ સાથે સંધિ અને તેની પુત્રી એથેના સાથે અશોકનું પાણીગ્રહણ**

અશાંતિની આગ જળતી હતી તથા બૌદ્ધ ધર્મના પ્રચાર ની ધૂનથી સામ્રાજ્યમા ઠેર ઠેર પ્રગટેલા ધાર્મિક કલહો હજી ઓલવાયા નહોતા એટલે અશોકની હાજરી સંગ્રામમા જેટલી કીર્તિ દાયક નીવડવાનો સંભવ હતો એટલી જ પાટનગરમા તેની હાજરી આવશ્યક પણ હતી. તેથી સેલ્યુકસના સુલેહના દૂતનો તેને સત્કાર કર્યો સેલ્યુકસ અશોકની સાથે સંગ્રામ ખેલ્યા વિના જ એક અર્ધપરાજિત નૃપતિ તરીકે સમાધાન કરવાને તત્પર બની ગયો હતો, એટલે અશોકને તો વગર જોખમે જ કીર્તિ મળતી હતી પરિણામે સુલેહની શરતો ઝડપથી નક્કી થઈ ગઈ સેલ્યુકસે અશોકને હિંદમાના બધા ગ્રીક પ્રદેશો સોંપી દીધા અને વધારામા પોતાની પુત્રી એથેના તેને પરણાવી આપવામા અશોકે સેલ્યુકસના માનને ખાતર તને થોડાક હાથી ભેટ આપ્યા આ રીતે ઈ સ પૂ ૩૦૪મા સમાધાન કરી સેલ્યુકસ સીરિયાનો પ્રશ્ન પતાવવા ઝડપથી પાછો ફરી ગયો પોતાની પુત્રીના માનમરતબાને ખાતર તે અશોકના દરબારમા મેગેસ્થીનીસ નામે એક એલચીને મૂકતો ગયો

એથેના સાથેનું અશોકનું લગ્ન ભારતીય રાજકારણમા ખૂબ જ ચર્ચાનો વિષય થઈ પડ્યું કેમકે હજી લગી કોઈ પણ ભારતીય સમ્રાટે પરદેશી રાજ્યકન્યાઓ સાથે લગ્ન કર્યા નહોતા ભારતના ધર્મશાસ્ત્રો અર્થશાસ્ત્રો અને રાજનીતિશાસ્ત્રો તથા મૌર્ય સામ્રાજ્યના સ્થાપક ખુદ ચાણક્યનું અર્થશાસ્ત્ર પણ આવા વિજાતીય લગ્નો સામે પ્રતિબંધ મૂકતું હતું પરંતુ વર્ણાશ્રમ-વ્યવસ્થાને નષ્ટ કરવા માગતા બૌદ્ધ દર્શનમા આવા લગ્નો સામે ખાસ પ્રતિબંધ નહોતો એટલે બૌદ્ધાચાર્યોએ અશોકના એથેના

સાથેના લગ્નને માન્ય રાખ્યું અને તેને પ્રસંગાનુસાર અશોકની ભિક્ષુણી બનેલી પુત્રી સંઘમિત્રાને મળતું જ 'અસંધિમિત્રા' એવું નામ આપ્યું. બૌદ્ધ સાહિત્યમાં એથેના એ જ નામે ઓળખાઇ છે.

સેલ્યુકસે અશોકના દરબારમાં મૂકેલો એલચી મેગેસ્થીનીસ એક સમર્થ વિદ્વાન, સૂક્ષ્મ નિરીક્ષક અને શાંત પ્રકૃતિનો પુરૂષ હતો.

**મેગેસ્થીનીસની નોંધ અને પાશ્ચાત્ય જગતમાં ચંડાશોકને સેન્દ્રેકોટસના નામે મળેલી ખ્યાતિ**

તે સેલ્યુકસની કન્યાનો માનમરતબો જાળવવાને અને તેને વિદેશી વાતાવરણમાં એકલતા ન લાગે તેટલા ખાતર અને સાથોસાથ મૌર્ય સમ્રાટ સાથેની મિત્રતાના સૂચક પ્રતિનિધિ તરીકે નીમાયો હતો. પરંતુ પોતાની એ ફરજો બજાવવા ઉપરાંત તેણે તત્કાલીન ભારતીય પરિસ્થિતિ અંગે એક નોંધ પણ લખેલી, જેના કેટલાંક અવશેષો આજે પણ મળી આવે છે.

મેગેસ્થીનીસ પોતાની નોંધમાં મગધને 'પ્રાસી'ના નામે, પાટલીપુત્રને 'પાલીબ્રોથા'ના નામે અને નૃપતિ ચન્ડાશોકને 'સેન્દ્રેકોટસ'ના નામે ઓળખાવે છે.

પાટલીપુત્રનું વર્ણન કરતાં મેગેસ્થીનીસ જણાવે છે કે, 'તે નગર સવાનવ માઇલ લાંબુ અને પોણા બે માઇલ પહોળું હતું. તેની આસપાસ લાકડાની ભવ્ય દિવાલ ચણાયલી હતી અને તીરો ફેંકવાને તે દિવાલમાં માટે કાણાં પાડેલાં હતાં. તે દીવાલની આસપાસ ગામના ખાળકુવાનું પાણી ઠાલવવાને માટે તેમજ પ્રાસંગિક બચાવને માટે એક ઊંડી ખાઇ ખોદાયલી હતી. આ ખાઇ ૬૦૦ ફીટ પહોળી અને ૪૫ ફીટ ઊંડી હતી. દીવાલ ઉપર ૫૭૦ બૂરજ હતા, અને નગરને ૬૪ દરવાજા હતા.'

ચંડાશોકનું વર્ણન કરતાં મેગેસ્થીનીસ જણાવે છે કે– 'તેના પુરોગામી નૃપતિઓ પોતાના ગુરુઓ તરીકે બ્રાહ્મણોને સન્માનતા પરંતુ સેન્દ્રેકોટસ તે માન શ્રમણો (બૌધ્ધ ભિક્ષુકો,)ને આપે છે તથા બ્રાહ્મણો તેના પ્રત્યે ખીજાયલા રહે છે. તે શિકારે જાય છે ત્યારે સાથે મોટો રસાલો હોય છે. દરરાત્રે તે પોતાનું નિવાસસ્થાન બદલતો રહે છે. તે પોતાને 'પાટલીપુત્રપતિ'ના નામે પણ ઓળખાવે છે.

જુદાં જુદાં રાજ્યનાં લશ્કરી બળો અને હિંદની રાજકીય, સામાજીક, ભૌગોલિક, તેમજ રોમાંચક પરિસ્થિતિ વર્ણવતાં મેગેસ્થીનીસ જણાવે છે કે– 'પ્રાસી (મગધ) રાજ્ય પાસે છ લાખ પાયદળ, ત્રીસ હજાર ઘોડેસ્વાર ને નવ હજાર હાથીઓનું સૈન્ય છે. એન્ડરૈ (આંધ્ર) રાજ્ય પાસે એક લાખ પાયદળ, બે હજાર ઘોડેસ્વાર ને એક હજાર હાથીનું સૈન્ય છે તથા તે રાજ્યમાં ત્રીશ કિલ્લેબંધ નગરો ને સંખ્યાબંધ ગામડાં આવેલાં છે. કલિંગ પાસે સાઠ હજારનું પાયદળ, એક હજાર ઘોડેસ્વાર ને સાતસો હાથીનું સૈન્ય છે. ઓરોમેલા (વલ્લભી—ચોલા ?) રાજ્ય પાસે દોઢ લાખ પાયદળ, પાંચ હજાર ઘોડેસ્વાર ને સોળસો હાથીનું સૈન્ય છે. પાંડ્ય પાસે દોઢ લાખ પાયદળ ને પાંચસો હાથીનું સૈન્ય છે. આ રાજ્યમાં ૩૦૦ કિલ્લેબંધ નગરો આવેલાં છે અને રાજ્યનો કારભાર સ્ત્રીઓને હસ્તક છે........હિંદમાં દાદૈ પ્રદેશમાં સોનું વધારે પાકે છે અને સાત પ્રદેશમાં ચાંદી પુષ્કળ પેદા થાય છે....હિંદમાં ગુલામીની પ્રથા નથી......હિંદમાં કેટલેક સ્થળે એવા સાપ પેદા થાય છે કે જે આખલાને ગળી જાય છે......વગેરે.'

હિંદના મુખ્ય ધર્મો તરીકે મેગેસ્થીનીસ બ્રાહ્મણ, જૈન અને બૌદ્ધ એ ત્રણ ધર્મને જણાવે છે અને હિંદી પ્રજા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર એ ચાર વર્ગમાં વ્હેંચાયલી હતી તેને બદલે તેને આ પ્રજા, તત્ત્વજ્ઞાનીઓ, ખેડુતો, કલાકારો, ક્ષત્રિયો, નિરીક્ષકો અને રાજપ્રકરણી તથા ન્યાયવિષયક સલાહકારો એમ સાત વિભાગમાં વહેંચાયલી હોવાનું જણાવે છે.

મેગેસ્થીનીસની પોતાની લખેલી અખંડ નોંધ તો આજે જો કે સાંપડતી નથી, પરંતુ પ્રાચીન લેખકોએ તેની નોંધમાંથી જે અવતરણો લીધેલાં તેના આધારે મેગેસ્થીનીસની નોંધનાં કેટલાંક પૃષ્ઠો વ્યવસ્થિત કરવામાં

આવ્યા છે એટલે તેના પર વધારે વિશ્વાસ મૂકી શકાય તેમ નથી છતા પણ તાત્કાલીન બીજી નોધો સાથે સરખાવવાને અને ઇતિહાસના કેટલાક તૂટતા અંકોડાઓ મેળવવાને એ પૃષ્ઠો ઉપયોગી થઇ પડે તેમ છે

### અશોકનું કુટુંબ અને તેનુ સામ્રાજ્ય

સૌથી પ્રથમ અશોક જ્યારે અવતીમા સુબાપદે હતો ત્યારે વિદિશાના શ્રેષ્ઠીની પુત્રી દેવી વેરે તે પરણ્યો હતો એમ આપણે ઉપર જોઇ ગયા તે દેવી પદ્માવતીના નામે પણ ઓળખાય છે તેનાથી તેને કુણાલ અથવા સુયશા નામે પુત્ર થયો, જેને અપરમાતા તિષ્યરક્ષિતાના કાવત્રાથી પોતાના ચક્ષુ ગુમવવા પડ્યા અશોકની બીજી રાણી તિષ્યરક્ષિતા તેનાથી તેને મહેન્દ્ર-સંઘમિત્રા નામે પુત્રપુત્રી થયા, પણ માતાના સ્ત્રીચરિત્રથી લજવાઇને તે બનેએ બૌધ્ધ દીક્ષા સ્વીકારી તે પછી અશોકે સેલ્યુકસની પુત્રી એથેના અથવા અસંધિમિત્રા સાથે લગ્ન કર્યું પણ તે ત્રણેક વરસમાજ ગુજરી જતા તેણે એથેનાની રૂપવતી દાસી સાથે લગ્ન કર્યાં અપરમાતાને પેટે જન્મેલા ભાઇઓનો તો અશોકે વધ કરી નાખ્યો હતો એટલે તેને તિષ્ય અથવા વીતશોક નામે એકજ ભાઇ બાકી રહેલો અને તેણે પણ બૌધ્ધ દીક્ષા સ્વીકારી ભ્રાતૃવધ વેળાએ વડીલ ભાઇ સુસીમની ગર્ભવતી વિધવા નાસી છૂટેલી તેણે સમય જતા નિગ્રોધ નામે પુત્રને જન્મ આપ્યો પરતુ તેણે પણ બાલ્યવયમા દીક્ષા લીધી સભવિત છે કે અશોકને આ ઉપરાંત બીજી પત્નીઓ અને બીજો પરિવાર હોય, પરતુ એકદરે કુટુબદષ્ટિએ તે દુખી હતો ઉત્તરાવસ્થામા કેવળ અસંધિમિત્રાની દાસીજ તેનું પ્રિય પાત્ર હતી

ચન્દ્રગુપ્તના સમયમા મગધ-સામ્રાજ્યની સરહદ ચારે તરફ ખૂબ વિસ્તરેલી પરતુ બિન્દુસારના સમયમા તે કંઇક સકુચિત બની ગઇ હતી પજાબનો કેટલોક ભાગ ગ્રીક સત્તાના હાથમા ચાલ્યો ગયો હતો અશોકે એ ભાગ જીતી લીધો એ વિજય વખતે તેને ઉત્તરમા પણ કેટલાક વિજયો સાપડેલા પરતુ તેની હદ કાશ્મીર લગી તો નહોતી જ લબાતી. પૂર્વ-પશ્ચિમ તેનુ સામ્રાજ્ય ગુજરાત-સૌરાષ્ટ્રથી આસામ લગી લબાયલુ હતુ પણ દક્ષિણનો મોટો ભાગ તેના મહારાજ્યની બહાર હતો. દક્ષિણે કલિંગ આંધ્ર, લકા વગેરે સ્વતત્ર હતા અશોકની આ પ્રદેશો જીતવાની મહત્ત્વાકાક્ષા હતી પણ કૌટુબિક અને ધાર્મિક કલહોના પરિણામે તે મહત્ત્વાકાક્ષા પૂરી ન થઇ શકી દેવાનાપ્રિય તિસ્સ સાથેની મૈત્રીથી એક લકા પર તેણે પોતાનો આડકતરો પ્રભાવ વિસ્તાર્યો પરતુ બીજા પ્રદેશો તેના સામ્રાજ્યની બહાર રહી ગયા



# તૃતીય પરિચ્છેદ

## કાકિણી

સાર—

આ પરિચ્છેદમાં—અંધ બનેલા કુણાલની મનોવ્યથા; અશોકે તેને માટે કરેલી વ્યવસ્થા; તેની માતા અને ધાવમાતાનું તેના પ્રત્યેનું વાત્સલ્ય; કુણાલે જ્ઞાન અને કલા પ્રત્યે વાળેલું મન; સંગીત પર તેણે મેળવેલું પ્રભુત્વ; માતા અને ધાવમાતાના આગ્રહથી તેણે કંચનમાળા નામે રાજકન્યા સાથે કરેલાં લગ્ન; કંચનમાળાનું વિશુદ્ધ શીલ ને તેની અપૂર્વ પતિભક્તિ; સમય જતાં પુત્રજન્મ; તેને માતાએ બક્ષેલું પ્રિયદર્શી નામ; તેજસ્વી પુત્રને નિહાળતાં માતાના દિલમાં પ્રગટેલી મહેચ્છા; તેણે કુણાલને રાજ્યપ્રાપ્તિ માટે કરેલી પ્રેરણા; કુણાલનું પાટલીપુત્ર પ્રતિ પ્રયાણ; તેણે અંધ ગવૈયા તરીકે નગરપ્રજાને સંગીતથી વશ કરવી; અશોકને કાને પહોંચેલી તેની કીર્તિ; તેણે તેનું સંગીત સાંભળી, તેનાથી મોહ પામી વરદાન માગવાનું કહેવું; કુણાલે કાકિણી (રાજ્ય-રત્ન)ની કરેલી માગણી; અશોકે પૂછેલો તેનો ખુલાસો; ખૂલેલો ભેદ; અશોકનું પુત્રને ભેટી પડવું; તેણે રાજ્ય માગવાનું પૂછેલું કારણ; કુણાલે તેને પોતાને ત્યાં થયેલા પુત્રજન્મની હકીકત કહેવી; અશોકે પુત્ર ક્યારે જન્મ્યાનું પૂછતાં કુણાલે 'संप्रति' (હમણાં) એવો ઉત્તર આપવો; પરિણામે તે પુત્ર સંપ્રતિના નામે પણ ઓળખાયો; અશોકે તરત જ તેને પોતાના યુવરાજ તરીકે જાહેર કરી ઉજ્જયિનીથી પાટલીપુત્ર તેડાવ્યો; સંપ્રતિ-પ્રિયદર્શીનું ભવ્ય સ્વાગત; અશોકે તેનો રાજ્યાભિષેક ઉજવી સ્વીકારેલી નિવૃત્તિ અને તેનું અવસાન—આદિ હકીકતો સમાવવામાં આવેલી છે.

**અંધ કુણાલની મનોવ્યથા**

રાજાજ્ઞા અને પિતૃઆજ્ઞાને માન આપવાને ખાતર કુણાલે હસતે મુખે એક ક્ષણના પણ વિલંબ વિના સ્વહસ્તે પોતાના ચક્ષુ તો તપાવેલ સળિયાથી ફોડી નાખ્યા, પરંતુ તેનું પરિણામ હાસ્યમય ન નિવડી શક્યું અશોકને કાને આ સમાચાર પહોંચતા જ તે બેહોશ બની ગયો અને પોતાની ગફલત પર આંસુ સારવા લાગ્યો તિષ્યરક્ષિતાને ક્ષણભર આ સમાચારથી આનંદ થયો પરંતુ તેના પરિણામે જ્યારે તે અશોકનો પ્રેમ ગુમાવી બેઠી તેના પુત્ર-પુત્રી મહેન્દ્રસંઘમિત્રા તેને તજીને ભિક્ષુક બની ગયા અને સર્વત્ર તેના નામ પર ફીટકાર વર્ષવા લાગ્યો ત્યારે તે પણ પસ્તાવા લાગી પ્રજાના દિલમાં આ પ્રસંગથી કુણાલ પ્રત્યેનું માન વધ્યું પરંતુ સાથેજ મૌર્ય રાજ-કુટુંબ પ્રત્યેના માન અને ભકિતમાં ઓટ આવી

કુણાલની પોતાની પરિસ્થિતિ પણ શોચનીય બની ગઈ આંખોમાં સતત વેદનાના કારણે તેના રાજવંશી શરીરની પ્રફુલ્લતા કરમાવા લાગી. વિશાલ ચક્ષુથી શોભતી તેની કામદેવ સમી કાન્તિ હવે સૂર્ય-ચંદ્ર વિના ના આકાશ સમી ભાસવા લાગી તેણે રાજાજ્ઞા અને પિતૃઆજ્ઞાન ચરણે પોતાનું બલિદાન દીધું હતું, પરંતુ એ બલિદાનથી એક કાવત્રાને જ પોષણ મળ્યું હતું તે સંયોગો તેની વ્યથામાં ઉમેરો કરતા હતા તેની પવિત્ર માતા દેવીના સંતાપને હદ નહોતી ગઈકાલે તે વિશ્વભરમાં અજોડ એવા મૌર્ય સામ્રાજ્યનો ભાવિ સ્વામી હતો, આજે તેની દશા તે સામ્રાજ્યમાંના દુખી માં દુખી માનવી કરતા પણ વધુ દુખભરી હતી

**અશોકે કરેલી કુણાલની વ્યવસ્થા**

અશોકનું દિલ કુણાલનું યુવરાજપદ મહેન્દ્રને સોંપવા કોઈ રીતે માનતું નહેતું પરંતુ ભારતીય રાજનીતિ અનુસાર અને વ્યવહારૂ ધોરણે પણ અંધ પુરુષ સિંહાસન પર ન વિરાજી શકે એટલે બિરાતા હૃદયે પણ અશોકને યુવરાજ પદે મહેન્દ્રને અભિષિકત કરવો પડ્યો પરંતુ હવે પિતૃભકત અને રાજ્યભકત કુણાલને માટે પણ યોગ્ય વ્યવસ્થા કરવી તે પણ તેની ફરજ હતી એટલે તેણે ઉજ્જયિનીનો પ્રદેશ કુણાલને ખર્ચ તેમજ ભોગવટા માટે દીધો તેનું શાસનતંત્ર મૌર્ય સમ્રાટના હાથમાં રહે, વહીવટ અધિકારીઓ ચલાવે પણ તેનું સ્વામીત્વ અને આવકનો અધિકાર કુણાલને હસ્તક રહે સિંહાસન ગુમાવ્યા પછી આવા કોઈ હક્કની લાલસા કુણાલને રહી નહેતી પરંતુ પિતાની ઇચ્છાને માન આપવાને તેણે આ વ્યવસ્થાને માન્ય રાખી તેની ધાવમાતા તો વર્ષો થયા તેની સાથે જ રહેતી હતી પણ હવે તેની માતા દેવી પણ પુત્રની શુશ્રૂષાને માટે સતત તેની પાસે વસવા લાગી કુણાલે પોતાનું જીવન હવે વિદિશા અને ઉજ્જયિનીમાંજ વીતાવવાનો નિર્ણય કર્યો.

**માતા અને ધાવમાતાનું વાત્સલ્ય**

કુણાલની માતા પદ્માવતીનું બીજું નામ દેવી હતું, અને તે ખરેખર દેવીનો અવતાર હતી તેણે મુગ્ધ વયે કુમાર અશોકની સાથે લગ્ન કર્યા હતા અને થોડા સમય લગી તે અશોકની હૃદયરાણી તરીકે રહી હતી તેનું લાવણ્ય જેટલું મોહક હતું, એટલાજ તેનામાં આકર્ષક ગુણો હતા એટલે અશોકનું ધ્યાન તેના પરજ કેંદ્રિત રહ્યું પરંતુ પકવ ગર્ભાવસ્થા દરમિયાન તે અશોકના સંપર્કથી દૂર રહેતા તિષ્યરક્ષિતા નામે યુવતીને અશોકનું મન કબજે કરવાની તક મળી ને થોડાજ સમયમાં અશોકે તિષ્યરક્ષિતાની સાથે લગ્ન કર્યાં દેવીએ આ લગ્ન પ્રત્યે અરૂચિ તો ન દર્શાવી, પરંતુ જ્યારે તિષ્યરક્ષિતાના વ્યક્તિત્વમાં સમાયેલા ઈર્ષા અને કુટિલતાના તત્વો તેની નજરે ચડયા ત્યારે તેણે પ્રપંચોથી ભરેલા રાજકુટુંબમાં વસવાને બદલે વિદિશામાં નિવૃત્તિ જીવન ગાળતા પિતાને ઘેરજ શાંતિથી વસવાનું પસંદ કર્યું પદ્માવતીના નિર્મળ ચરિત્રથી માહિતગાર અશોકે તેને તે રીતે વસવાની અનુમતિ આપી પરંતુ કુમાર કુણાલને તે પોતાની સમીપ રાખવા લાગ્યો અને તેણે આશા રાખી કે પુત્ર સ્નેહથી આકર્ષાઈને પદ્માવતી સ્વેચ્છાએજ રાજકુટુંબમાં આવી વસશે. પરંતુ અશોકે જ્યારે ગેરકાયદેસર રીતે

સિંહાસન પચાવી પાડવાને ભાઇઓનો વધ કર્યો ત્યારે પદ્માવતીનું મન તેના પરથી પાછું ખેંચાઇને પ્રભુ પર કેન્દ્રિત બન્યું અને તેણે આજીવન નિવૃત્તિ સ્વીકારી. પણ તિષ્યરક્ષિતાની ઇર્ષા અને સ્વાર્થાન્ધતાએ જ્યારે કુમાર કુણાલના ચક્ષુ હણ્યા ત્યારે તેનું માતૃહૃદય તટસ્થ રહી ન શક્યું ને તે પુત્રની સમીપ રહેવા લાગી. કુમાર કુણાલ પોતાની માતાનો વિદિશા પ્રત્યેનો સ્નેહ જાણતો હતો એટલે તે પણ કેટલીક વખતે માતાને સાથે લઇને વિદિશા જઇને રહેવા લાગ્યો.

અંધ કુણાલના જીવનમાં જેટલું મહત્વનું સ્થાન પદ્માવતીના વાત્સલ્યને પ્રાપ્ત થયેલું છે એટલું જ મહત્ત્વનું સ્થાન તેની ધાવમાતાના વાત્સલ્યનું પણ છે. કુણાલના જન્મ પછી થોડા જ સમયમાં અશોક અને પદ્માવતી જુદા વસવાથી તથા અશોકે પોતાના પ્રથમ પુત્રને પોતાની સમીપ જ રાખવાનો આગ્રહ દર્શાવવાથી કુણાલ નાની વયમાં જ માતાથી વિખૂટો પડી ગયો હતો અને તેની ધાવમાતાએ જ તેને ઉછેરીને મોટો કર્યો હતો. તે ધાવમાતાને કુણાલ પોતાના પુત્રથીયે વિશેષ વહાલો હતો. તે તેને પોતાથી કદી અળગો ન કરતી. અશોક સમ્રાટ બનતાં કુણાલ યુવરાજ બન્યો ને તેનું મહત્ત્વ અનેક ગણું વધી ગયું. તેનું જીવન મહા કિમતી અને અનેકની ઇર્ષાનો વિષય ગણાવા લાગ્યું. તેવા સંયોગોમાં અશોકે કુણાલની સલામતી માટે કેવળ તેની ધાવમાતા પરજ વિશ્વાસ રાખ્યો અને પાટલીપુત્રમાં જ્યારે કુણાલની સલામતી જોખમમાં જણાઇ ને અશોકે તેને ઉજ્જયિની મોકલાવી આપવાનો પ્રબંધ કર્યો ત્યારે પણ કુણાલની સંભાળ રાખવાને તેણે ધાવમાતાને સાથે મોકલાવી. ઉજ્જયિનીમાં ધાવમાતાએ કુણાલને અનેક કાવત્રાંમાંથી બચાવી લીધો. પરંતુ કુમાર કુણાલે પાટલીપુત્રમાં રચાયલા કાવત્રાને વશ થઇ જ્યારે પોતાનાં ચક્ષુ ફોડી નાંખવાનો નિર્ણય કર્યો ત્યારે ધાવમાતા નિરુપાય બની આંસુ સારતી રહી. તેના આસું કર્તવ્યમગ્ન કુણાલના હૃદયને હલાવવામાં નિષ્ફળ નીવડયાં ને કુણાલ અંધ બન્યો. તેની એ દશામાં ધાવમાતા પોતાના માતૃહૃદય સાથે તેની સમીપ દોડી આવી ને કુણાલને પોતાના ખોળામાં લીધો. જ્યારે સ્વાર્થી માનવો અંધ યુવરાજને છોડીને એક પછી એક વિખૂટા પડવા માંડયાં ત્યારે ધાવમાતા તેની શુશ્રૂષા પાછળ દિલ ઢાલવી રહી. ને તેણે તથા પદ્માવતીએ મળીને કુણાલના નષ્ટ જીવનને સ્નેહભર બનાવ્યું.

**કલા-ઉપાસના**

અંધ કુણાલે થોડાજ સમયમાં જીવનને સુવ્યવસ્થિત બનાવ્યું અને માતા તેમજ ધાવમાતાની સ્નેહછાયામાં તે શાંતિથી જીવન વીતાવવા લાગ્યો. પરંતુ તેના ચક્ષુવિહીન વ્યક્તિત્વને ઉલ્લાસ અને મનને સભર રાખવાને કોઇ બાહ્ય સાધનની જરૂર હતી. તે સંબંધમાં માતા અને ધાવમાતાનું ધ્યાન જ્ઞાન અને કલા પ્રત્યે વળ્યું. તેમણે જુદા જુદા વિદ્વાનો અને કલાકારોને આમંત્ર્યા અને તેમને પોતપોતાને માર્ગે કુણાલનું મન સભર રાખવાની સૂચના કરી. કુમાર કુણાલ દરેક વિષયમાં રસ લેવા લાગ્યો. તેણે જ્ઞાન-વિજ્ઞાનની ભિન્ન ભિન્ન શાખાઓ પર પ્રભુત્વ મેળવ્યું. તત્કાલીન સર્વ ધર્મોનો તે ઊંડો અભ્યાસી બન્યો. જુદી જુદી કલાઓ પ્રત્યે પણ તે એટલીજ અભિરુચિ દાખવવા લાગ્યો. પણ તેમાં સંગીતે તેના મનને હરી લીધું. સંગીતના સર્વ અંગો પર તેણે પ્રભુત્વ પ્રાપ્ત કર્યું. વાંસળીમાં તે ગોપીવલ્લભ કૃષ્ણને વીસરાવવા લાગ્યો ત્યારે વીણામાં તે ઉજ્જયિનીમાંથી વીણાના બળે વાસવદત્તાને હરી જનાર ઉદયનની યાદ દેવરાવવા લાગ્યો.

**કુણાલની ભાવી પત્ની**

આ રીતે કુણાલે અલ્પ સમયમાંજ જ્ઞાન અને કલા પર પ્રભુત્વ પ્રાપ્ત કરતાંજ માતા અને ધાવમાતાને તેની અંધતા પાછળ પણ છુપાયલા મહત્તર વ્યક્તિત્વની ઝાંખી થઇ અને તે બંને અવનવી આશાઓ સેવવા લાગી. પદ્માવતીને મન કુણાલ એ મૌર્ય રાજવંશનું ઝળહળતું રત્ન અને પોતાના પ્રભાવશાળી ચારિત્ર્યનું પ્રતિબિંબ હતો. તેનામાં માનવલભ્ય બધાજ

ગુણોનો સંગમ થયો હતો તે સંતાનરહિત દશામાં મરી જાય તે કેવળ દેવીને માટે કે મૌર્ય રાજવંશને માટેજ નહિ, પરંતુ ભારત ભરને માટે શોચનીય વિષય હતો તેમણે કોઇ પણ સંયોગોમાં કુણાલને પરણાવવાનો નિશ્ચય કર્યો

કુમાર કુણાલની ભાવિ પત્ની તરીકે તેમની નજર કંચનમાળા નામે એક ગુણવતી (સંભવિત છે કે અવંતીની સરહદે આવી રહેલા રાજ્યની-અત્યારનો જયપુરવાળો પ્રદેશ કે જેની રાજધાની કલકત્તા વૈરાટનો શિલાલેખવાળી જગ્યા હતી ત્યાંની) રાજકુમારી પર ઠરી કંચનમાળા બાહ્ય ભપકા કરતા આંતરિક ગુણો પ્રત્યે વિશેષ આદરભાવ ધરાવતી હતી તે શીલ અને પવિત્રતાનુ પાલન કરતી હતી એટલીજ હદે એવુ પાલન કરનારને પૂજવાની પણ તે ઉત્કંઠા ધરાવતી હતી જ્યારે કુમાર કુણાલે રૂપગર્વિતા તિષ્યરક્ષિતાની અનુચિત માગણીને ધૂત્કારી કાઢી છે એવી ઊડતી લોકવાયકા તેના કાને પહોચી હતી ત્યારે તેનુ દિલ કુણાલ પ્રત્યે ખેચાયુ હતુ પરંતુ મૌર્ય સામ્રાજ્યનો યુવરાજ પોતાને પતિ તરીકે સાંપડે એવા ભાગ્યને અસંભવિત માનીને તે ચૂપ રહી હતી એજ કુણાલે જ્યારે કાવત્રાથી રંગાયલી રાજાજ્ઞાને પિતૃઆજ્ઞાનુ પાલન કરતા પોતાના ચક્ષુ કાઢી આપ્યા ત્યારે કુણાલની અંધતાને બદલે મહત્તાજ તેની નજર સામે તરવરવા લાગી આજલગી કુણાલ મૌર્ય સામ્રાજ્યનો યુવરાજ હોઇ તેને પોતાને માટે અપ્રાપ્ય માની તે મૂગી રહી હતી પણ હવે તેણે કુણાલને માટેનો પાતાનો સ્નેહ ખુલ્લો કર્યો અંધતાએ કુણાલના બાહ્ય વૈભવને ઘટાડ્યો હશે પણ તેથી તેની મહત્તા તો ઘટવાને બદલે ઊલટી વધી છે તેજ તે વિચારી રહી આજે બીજી રાજકન્યાઓ કુણાલથી દૂર ભાગી રહી છે ત્યારે તેની નજીક પહોંચવાનો પોતાને માટેનો માર્ગ વધુ મોકળો બન્યો છે તે જોઇને તેણે પિતા મારફત તેમજ સખીઓ દ્વારા પદ્માવતીને પોતાની ઇચ્છાથી માહિતગાર બનાવી

પોતાની ઇચ્છા સાથે કંચનમાળાની ઇચ્છા આ રીતે એકરૂપ જણાતા પદ્માવતી અને ધાવમાતાને કુણાલ-કંચનમાળાના સંયોગમાં કોઇ મહાભાવિના દર્શન થવા લાગ્યા તેમણે તરતજ કુણાલને પોતાના વિચાર જણાવ્યા કુણાલે આ દશામાં લગ્ન કરીને કોઇ પણ રાજકન્યાના ભાવિજીવતરને કોઇ પણ સંયોગોમાં બગાડવાની સ્પષ્ટ ના જણાવી પદ્માવતીને કુણાલના આ ઉત્તરથી દુઃખ થયુ પરંતુ તેણે તે ગોપવી રાખ્યુ અને કંચનમાળાના સહકારથી કુણાલને ધીમે ધીમે રાહ પર લાવવાનો નિશ્ચય કર્યો

કંચનમાળાએ જ્યારે કુણાલનો ઉત્તર અને તેનુ કારણ જાણ્યા ત્યારે તે કુણાલ પર ઊલટી વધુ મોહિત બની તેણે સખીઓ મારફત કુણાલને કહાવ્યુ કે પોતે અન્ય કોઇની ઇચ્છાથી નહિ પણ સ્વેચ્છાથી કુણાલની ચરણસેવા વાછે છે પોતે વર્ષો થયા કુણાલનુ ધ્યાન ધરી રહી છે પરંતુ પ્રથમ કુણાલ મૌર્ય સામ્રાજ્યનો યુવરાજ હોઇ પોતાને અપ્રાપ્ય માની તે બોલી શકેલી નહિ, અને પછી કુણાલને અંધતનો ઘા તાજો હોઇને તેનુ જીવન વ્યવસ્થિત બનવાની તે રાહ જોઇ રહી હતી. પરંતુ હવે કુણાલ પોતાને આરાધ્ય દેવ જણાય છે કુણાલની અવદશા એ જગતને મન ઉણપો હશે પણ પોતાને મન તો મહત્તા છે પોતે એટલી હદે કુણાલમય બની ચૂકી છે કે હવે જો કુણાલ ના કહે તો બીજો સ્વામી કરવા કરતા પોતે દૂરથી કુણાલની પૂજા કરતાજ સમસ્ત જીવન વીતાવવાની ભાવના સેવે છે

કુણાલ ધર્મસંકટમાં મૂકાયો કંચનમાળાના સંદેશ એમા એવી હૃદયોર્મિઓ ઊછળતી હતી કે કંચનમાળા કોઇની દોરવણીથી પોતાની સાથે લગ્ન કરવને તૈયાર થઇ હોય તેમ તેનુ દિલ કબૂલી ન શક્યુ અને પોતાની ઊંડી ઇચ્છા પૂર્વક જો કોઈ રાજકન્યા પોતાને આરાધ્યપુરુષની ભક્તિ કરવા માગતી હોય તો તેને એ ભક્તિથી વચિત રાખવી તેમા કુણાલને એક પ્રકારનો અધર્મ જ જણાવા લાગ્યો એટલે તેણે થોડાક સમય લગી વિચાર કરીને પછી કંચનમાળાને ચોક્કસ ઉત્તર આપવાનુ જણાવ્યું.

### લગ્ન

એ અરસામાં મહેન્દ્ર–સંઘમિત્રા બૌદ્ધ દીક્ષા સ્વીકારીને લંકા જતાં પદ્માવતી તેમજ કુણાલને વંદન કરવાને અને તેમની ક્ષમા માગવાને વિદિશા આવી પહોંચ્યા. તેમની મારફત પદ્માવતી–કુણાલને રાજકુટુંબની આંતરિક ખબરો જાણવા મળી. તિષ્યરક્ષિતાના દોષોથી અશોક કેવો કંટાળી ગયો છે, તે કુણાલ અને પદ્માવતીનું કઇ રીતે સતત સ્મરણ કરે છે અને માતાના કલંકમાંથી બચવાને પોતે ભિક્ષુક બનીને ક્યાં જઇ રહ્યાં છે તે બધી વિગત તેમણે પદ્માવતી–કુણાલને વર્ણ-વી બતાવી. મૌર્ય સામ્રાજ્યનો સાચો યુવરાજ તો કુણા-લ અને કુણાલના અભાવમાં કુણાલનો પુત્ર જ હોઇ શકે એમ જણાવીને મહેન્દ્રે પોતાને એ પદ કેવું વિષમય લાગ્યું છે તેનો અનુભવ કહ્યો. કુણાલના પુત્રની વાત નીકળતાં જ કુણાલના લગ્નની પણ વાત નીકળી. અને જ્યારે મહેન્દ્ર–સંઘમિત્રાએ જાણ્યું કે કુણાલ અન્ધત્વના કારણે લગ્ન નથી કરતો ત્યારે તેમણે તેને ઠપકો દીધો. તેમણે જણાવ્યું કે રાજવંશી મહાપુરુષો કદી આપત્તી થી હારી નથી જતા. કુણાલે ચક્ષુ ગુમાવીને કલંક નહિ પરંતુ મહત્તા પ્રાપ્ત કરી છે. ચક્ષુ ગુમાવવાથી તેણે યુવરાજપદ ભલે ખોયું હોય, પણ તેથી કંઈ પુત્ર જન્માવવાની શક્તિ નથી ખોવાઇ ગઇ. કુણાલની પત્નિ કદાચ બાહ્ય દૃષ્ટિએ સંપૂર્ણ સુખી ન જણાય તોપણ જો તેના પેટે પુત્ર જન્મે ને સમય જતાં તે મૌર્ય સામ્રાજ્ય-નો સામ્રાટ બને તો તેની માતાને માટે તે સુખ જગત ભરમાં અપ્રતિમ ગણાય. એટલે કુણાલને માટે બધી આશાઓ ખોઇ બેસીને નિવૃત્તિ સ્વીકારી લેવાને બદલે લગ્ન કરીને ઉજજવળ ભાવિની આશા રાખવી એ જ માર્ગ આવકાર્ય છે. તે વસ્તુસ્થિતિ પર પદ્માવતી, ધાવ-માતા, મહેન્દ્ર અને સંઘમિત્રા સર્વેએ વિશેષ ભાર મૂકયો. એ દશામાં કુણાલ વધુ વખત ના ન કહી શકયો. તેણે લગ્નની હા ભણી. તરતજ કંચનમાળાને અને તેના પિતાને એ સમાચાર પહોંચાડવામાં આવ્યા. અને થોડાજ સમયમાં કુણાલ–કંચનમાળા લગ્નગ્રન્થિથી જોડાયાં.

### કંચનમાળાની પતિભક્તિ

કંચનમાળા ખરેખર કંચન સરખી વિશુદ્ધ અને રૂપવતી તેમજ ગુણની વેલ હતી. કુણાલ પ્રત્યે તે વર્ષો થયા ઉંડો સ્નેહભાવ ધરાવતી હતી. હવે તે પતિ તરીકે સાંપડતાંજ તેનો તે સ્નેહભાવ વધારે તીવ્ર બન્યો. કુણાલની અંગ-કાંતિ તો હજી પણ મોહક હતી અને કલા–ઉપાસનાથી તેમાં રસીકતા ઉમેરાણી હતી. ને કુણાલનાં ચક્ષુ પ્રતિ જ્યારે કંચનમાળાની નજર જતી ત્યારે તે ચક્ષુને તેજનષ્ટ નિહાળીને તેના દિલમાં વ્યથા નહોતી પ્રગટતી પરંતુ તે ચક્ષુએ રાજાજ્ઞા અને પિતૃઆજ્ઞાને માન આપવાને ખાતર પોતાનું બલિદાન દીધું છે એ ભાવનાથી તેના અંતરમાં પ્રેમ, માન અને ભક્તિની ઊર્મિઓ ઉછળતી. કુણાલ પ્રત્યેનો કંચનમાળાનો સ્નેહ કુણાલ અંધ છે અને તેને સુખ માટે સ્નેહ-રાશીની જરૂર છે એવી દયાથી પ્રેરાયલો નહોતો, તેમજ પોતાને પુત્ર થશે તો તે મૌર્ય સામ્રાજ્યનો સમ્રાટ પણ બની શકશે ને પોતાને જગતભરમાં અદ્વિતીય દરજ્જો મળશે એવી સ્વાર્થભાવનાથી રંગાયેલો પણ નહોતો. તે તો કુણાલને, પુરુષવર કુણાલ તરીકે જ પરમ વિશુદ્ધ સ્નેહથી ચાહતી હતી–જે કુણાલ મહાવૈભવી રાજવંશમાં જન્મેલ હોવા છતાં નિર્મળ સ્નેહ ને શાંતિની પ્રતિમૂર્તિ હતો, જેણે અનેક સુંદરીઓની પ્રણયલાલસાને પાછી ઠેલી હતી, અવગુણ જેની સમીપ પણ ન આવી શકતા, જ્ઞાન અને કલા જેના જીવનમાં ઓતપ્રોત થઈ ગયાં હતાં, ઉદાત્ત ભાવનાઓથી જેનું હૃદય સભર રહેતું અને જેને કામદેવ સમુ રૂપ ને સૂર્ય–ચંદ્ર સમા ચક્ષુ મળેલ હોવા છતાં જેણે ફરજને ખાતર એ ચક્ષુનું બલિદાન દીધું હતું.

કંચનમાળાનો કુણાલ પ્રત્યેનો પ્રેમ અને તેની ભક્તિ જેમ અપ્રતિમ હતાં, તેમ તેની શુશ્રૂષા પણ અજોડ હતી. કુણાલને તે પ્રેમના હિંડોળે સતત ઝૂલતો રાખતી અને જ્યારે તે થાકે ત્યારે તેને રમ્ય શાંતિ બક્ષતી. બંને ઉપવનમાં વિહરતાં અને સંગીતના સ્વરો છેડીને પ્રકૃતિને પણ સજીવ બનાવતાં. કુણાલને

પોતે ચક્ષુહીણ છે એમ વિચારવાનો કદી અવકાશ પણ ન મળતો તે પોતાની અધતાને પણ આશિર્વાદ ગણવા લાગ્યો, કેમકે કચનમાળા સમી પ્રિયતમાની પ્રાપ્તિ તેને આભારી હતી તે દશાએજ તેને એક રમણીના વિશુદ્ધ સ્નેહના દર્શનની તક બક્ષી હતી જો તે અધ ન બનતા યુવરાજ રહ્યો હોત તો મૌર્ય સામ્રાજ્યના સિહાસને વિરાજ્યો હોત અને યશસ્વી રાજવશોની અનેક રૂપવતી કન્યાઓ પોતાના ચરણ ચૂમતી હોત પરતુ તેમાની કોઇક તિષ્યરક્ષિતાની જેમ પુત્રના નયન ફોડતી હોત કે છૂપા અનાચાર ખેલતી હોત, કોઇ સ્વાર્થને ખાતર સ્નેહનુ નાટક રમતી હોત, કોઇ ઇર્ષ્યાથી જળીને ખૂની કાવત્રા ઘડતી હોત કોઇ પોતાને મૂર્ખ બનાવીને પાછળ હસતી હોત તો કોઇ વિશુદ્ધ સ્નેહ ધરાવતી રમણી અન્યની ઇર્ષાઓનો ભોગ બનીને સતાપની ભઠ્ઠીમા જળતી હોત પણ આ દશામા તો તેને એક કચનમાળાજ સાપડી હતી, જેના ભક્તિમય સ્નેહ-સાગરમા મળતુ સુખ તેને ઇદ્રના સિહાસને પણ ન સાપડી શકત આ દશામા જીવનનો ઉલ્લાસ કુણાલને વધુ ને વધુ આનદ બક્ષવા લાગ્યો, તેનામા નવજીવનનું જોમ ખીલવવા લાગ્યો

પદ્માવતીને અને ધાવમાતાને કુણાલના આ સુખથી અતિ હર્ષ થયો કુણાલના જીવનને આવુ સુવ્યવસ્થિત અને સ્નેહસભર બનેલુ જોઇ તેમનામા અવનવી આશાઓ ઉછળવા લાગી અને તેમાની મુખ્ય આશા એ હતી કે કુણાલના પુત્રને નજરે નિહાળવાનુ તેમને અહોભાગ્ય સાપડે.

**સ્વપ્ન**

પદ્માવતી અને ધાવમાતા જેમ એ આશા સેવતા હતા તેમ કચનમાળા પણ પોતાના હૃદયમા એ આશાને પોષી રહી હતી કુણાલના જીવનમા એવુ પ્રભાવશાળી જોમ પ્રગટ્યુ હતુ અને તે કુણાલની સાથે એવી તદાકાર બની ગઇ હતી કે તે કોઇ સામાન્ય સતાનની નહિ પરતુ મહાન પુત્રરત્નની આશા સેવવા લાગી

એક રાત્રે જ્યારે કચનમાળા સુખનિદ્રામા સૂતી હતી ત્યારે પરોઢનો સમય કે જ્યારે ઉષાના રક્તરંગી કિરણો પૃથ્વી પર પથરાયવા અધકારનો સહાર કરી રહ્યા હતા ત્યારે કચનમાળાએ પોતાના મુખમા જાણે એક ઉજ્જવળ હસ્તી પ્રવેશ કરી રહ્યો હોય તેવુ સ્વપ્ન નિહાળ્યુ આ સ્વપ્ન દર્શન કચનમાળાને એવુ પ્રિય લાગ્યુ કે એ સ્વપ્ન જો પુત્રજન્મની આગાહી રૂપ નીવડે તો તે પુત્રને ' **પ્રિયદર્શી** ' નામ આપવાનો તેણે સ્વપ્નમા જ નિર્ણય કરી લીધો

પ્રભાતમા કચનમાળાએ કુણાલ-પદ્માવતીને પોતાના આ સ્વપ્નની હકીકત કહી કુણાલે પોતાના અભ્યાસના બળે તરત જ જણાવ્યુ કે આ સ્વપ્ન મહાન તેજસ્વી આત્માના ગર્ભપ્રવેશનુ સૂચક છે અને તેના પરિણામે કચનમાળા યોગ્ય સમયમા અલૌકિક પુત્રરત્નને જન્મ આપશે પદ્માવતી અને ધાવમાતા આ સ્વપ્નફળ સાભળીને પુલકિત બન્યા અને એ ફળની ખાત્રીને માટે તેમણે જોશીઓને આમત્ર્યા તેમનો સત્કાર કરીને તેમની સમક્ષ સ્વપ્ન વર્ણવ્યુ અને જ્યારે જોશીઓએ પણ કુણાલ સરખો ઉત્તર આપ્યો ત્યારે સર્વે પરમ હર્ષ અનુભવવા લાગ્યા

ધીમે ધીમે કચનમાળા ગર્ભવતી હોવાનુ સ્પષ્ટ બન્યુ અને પદ્માવતીને ધાવમાતા તેની સારસભાળમા

**પુત્રજન્મ અને પ્રિયદર્શી નામ**

પરોવાયા કચનમાળાએ પણ કાળજીપૂર્વક ગર્ભનુ જતન કર્યુ અને શાસ્ત્રમા ગર્ભવતી સ્ત્રીને માટે દર્શાવેલા દરેક નિયમોનુ તે ચોકસાઇપૂર્વક પાલન કરવા લાગી કુણાલ પણ તેના મનને હમેશા પ્રફુલ્લ રાખવા લાગ્યો અને સમય જતા કચનમાળાએ એક અલૌકિક પુત્રરત્નને જન્મ આપ્યો. કચનમાળાએ તે પુત્રનુ નામ પોતે અગાઉ વિચાર્યા મુજબ **પ્રિયદર્શી** ઠેરવ્યુ અને જ્યારે પદ્માવતી, ધાવમાતા અને કુણાલને પણ આ સયોગોમા જન્મેલા પુત્રને માટે એજ નામ બધ બેસતુ અને પરમ સુદર જણાયુ ત્યારે તે પુત્ર પ્રિયદર્શીના નામે ઓળખાવા લાગ્યો

### પ્રિયદર્શીનું સ્વરૂપ અને તેનું બાલપણ

પ્રિયદર્શીનો વર્ણ સંધ્યાનાં કસુંબી વાદલે છંટાતા ચન્દ્રકિરણોના પ્રતિબિંબ સમો હતો. તેની છાતી વિશાળ અને તપ્ત લોહ સમી હતી. તેનું લલાટભવ્ય અને તેજસ્વી હતું. તેની આંખો ભૂરી ને મોહભરી હતી. તેનું મુખ કામદેવ સમું આકર્ષક હતું. તેનું આખું સ્વરૂપ કુણાલના ઓજસ્વી પ્રતિબિંબ સમું હતું. તેનામાં અને કુણાલમાં એટલો જ તફાવત હતો કે કુણાલની આંખો તેજનષ્ટ હતી જ્યારે પ્રિયદર્શીની આંખોમાંથી, જાણે કુણાલના ચક્ષુબલિદાનનો બદલો આપ્યો હોય તેમ, બમણું તેજ ઝરતું હતું.

'પુત્રના લક્ષણ પારણે ' એ કહેવત અનુસાર પ્રિયદર્શીએ પારણામાંજ પોતાની રાજવંશી પ્રતિભા અને અલૌકિક વિશિષ્ટતાનાં દર્શન કરાવવા માંડયાં. તેના ઓષ્ઠ અને નયનમાંથી હંમેશાં સ્મિત ઝરતું તેની આંખોમાં અમાપ ઊંડાણ હતું જવલ્લેજ તે રડતો અને તે પણ એકાદ ક્ષણ માટે—જાણે કે વિશ્વનાં દુઃખ નિહાળીને દિલ ઉભરાઇ આવતાં કોઇ સંત પુરુષ પળભર રુદન કરતો હોય. પણ બીજીજ પળે તેના મુખ પર તપ્ત તેજ પથરાઇ જતું—જાણે કે વિશ્વનાં દુઃખતિમિરને દૂર કરવાને ખાતર અંબરમાં દિવાકરનું તેજ પથરાઇ રહ્યું હોય.

તેની અંગકાન્તિ જેટલી અલૌકિક હતી તેટલુંજ તેનું સામર્થ્ય અજેય હતું. એક દિવસે અકસ્માતથી નિસરણી પરથી પડી જવા છતાં તે કશી ઇજા પામવાને બદલે અખંડ દેહે હસતો જ રહ્યો. કંચનમાળા, કુણાલ, પદ્માવતી ને ધાવમાતાના ખોળામાં તે ફૂલની જેમ રમવા લાગ્યો. તેમને જાણે તે ઓળખતો હોય તેમ તેમના પ્રત્યે તે પ્રેમ અને ભક્તિભરી નજરે નિહાળવા લાગ્યો. તેનાં અંગ પ્રત્યંગ ને હાવભાવમાં તે એક દુઃખી પિતાને ત્યાં જનમ્યો હોય એવી દીનતા નહિ પણ પોતે કોઇ મહાન રાજવંશી કુટુંબમાં એકના એક પુત્રરત્ન તરીકે જન્મ્યો હોય એવો પ્રભાવ ઓપવા લાગ્યો.

પુત્રમાં આવા રાજવંશી લક્ષણો નિહાળીને માતૃહૃદયો અવનવી આશાઓથી ઉછળવા લાગ્યાં. પદ્માવતીને થયું કે તિષ્યરક્ષિતાની ઇર્ષાએ પોતાના સામ્રાજ્ઞી હૃદયરાજ્ઞી પદને મોહનાં વાદળથી ઘેરી લીધું હતું અને તે જ નારીની કુટિલતાએ પોતાના પુત્રરત્નનાં ચક્ષુ હણીને પોતાના માતૃહૃદયમાં પણ સંતાપની આગ જળાવી હતી. પણ હવે જો પોતાના પૌત્રને તે યોગ્ય પદે પહોંચાડી શકે તો પોતે કૃતકૃત્ય બને અને તિષ્યરક્ષિતાને તેની ઇર્ષાનો અને પોતાને પોતાના સંતાપનો યોગ્ય બદલો મળી રહે, ને રાજમાતામહી તરીકે તે યશસ્વિની બને. ધાવમાતાને થયું કે પ્રિયદર્શીને જો સિંહાસન સાંપડે તો મૌર્ય રાજવંશની સેવામાં પોતે સમર્પેલું જીવન લેખે લાગે. અને કંચનમાળા— કઇ રાજવંશિની નારીનું હૃદય પુત્રને સિંહાસને વિરાજેલો નિહાળવાને તલપતું ન હોય ?— આમ કુણાલના ગૃહમંદિરની ત્રણે દેવીઓની આશા પ્રિયદર્શીને સિંહાસન પર શોભતો નિહાળવાના એક જ લક્ષ પર કેન્દ્રિત બની.

### કુણાલને પ્રેરણા

કુણાલ પોતે તો રાજપ્રપંચોથી એટલો કંટાળી ગયો હતો અને કંચનમાળા સાથેના એકાંત જીવને તેને એવું પરમ સુખ બક્ષ્યુ હતું કે કુણાલને તો પ્રિયદર્શી રાજમંદિરમાં વિલસતો કે સિંહાસને વિરાજતો હોય તે કરતાં તે ગૃહમંદિરમાં જીવનવિકાસ સાધીને કોઇ ગુણવતી કન્યાના હૃદયદેવ તરીકે ઉપવનમાં સજોડે વિહરતો હોય તે જોવાનું ગમે તેમ હતું. પરંતુ પદ્માવતીએ તેને સતત શિખામણ આપવા માંડી. સપત્નીની કુટિલતાએ તેને પતિનો વિરહ બક્ષ્યો, પુત્રનાં ચક્ષુ હણ્યાં, હવે શું પૌત્રને પણ તેના હકકથી વંચિત રહેલો નિહાળશે ? વર્ષો થયાં તેણે પતિસુખ ગુમાવ્યું, મહિનાઓ થયાં સ્વાસ્થ્ય ગુમાવ્યું. હવે તો તે મૃત્યુના દ્વારે જઇ ઊભી હતી. પણ એકજ આશા તેને સુખે મરતાં રોકતી હતી, અને તે એકે પોતે રાજમહિષી તરીકે ન ટકી શકી, રાજમાતા પણ ન બની શકી, પરંતુ મરતાં મરતાં તેને રાજમાતામહીનું બિરુદ

મળે ? નિષ્યરક્ષિત નો ગુણવાન પુત્ર મહેંદ્ર પણ ઇચ્છતો હતો કે કુણાલનો હક્ક નષ્ટ થતા કુણાલનો પુત્રજ મગધ સામ્રાજ્યનો યુવરાજ બની શકે ત્યારે શું પિતાની શરત ચૂકભરેલી આજ્ઞાને ખાતર પોતાના ચક્ષુનું બલિદાન દેનાર પોતાનો પુત્રજ તેની માતાની સ્વાભાવિક ઇચ્છાને પણ નહિ સંતોષે ? મરતા મરતા પ્રિયદર્શીને સિંહાસન ની સમીપ પહેંચેલો નિહાળવાની પોતાની ઇચ્છા શું અધુરી રહી જશે ?

ધાવમાતાના આગ્રહ તો પદ્માવતીની આમહભરી શિખામણને પણ વરી જતો હતો તેણે કુણાલને જીવનમા પ્રથમ જ વાર લાક્ષણિક ઠપકો આપતા કહ્યુ કે ઇતિહાસ શું કુણાલની આ મનોદશા નિહાળીને એમ નહિ કહે કે કુણાલ રાજવંશી માતાના ખોળાને બદલે તેની ધાત્રમાતાના ખોળામા ઉછર્યો એને તેની મહત્ત્વાકાક્ષા મરી ચૂકી હતી, અને તેનુ રાજતેજ આથમી ગયુ હતુ ? મૌર્ય યુવરાજની પોતે કરેલી સેવા-શુશ્રૂષાનુ પરિણામ શું એજ આવવાનું હતુ કે એ યુવરાજ અંધ અને અબુજાણુ રહે યુવરાજની માતા આસુ સારતી રહે તેની પત્નીને કોઇ પિછાણે નહિ ને તનો તેજસ્વી પુત્ર પોતાના હક્કથી વંચિત રહે ? મૌર્ય રાજવંશીના જીવનમા એવી કંઈ નિર્માલ્યતા પ્રવેશી હતી કે જે તેની પ્રભુત્વવાછનાને પણ ચૂસી રહી હતી ? જે અશોકે સિંહાસનને માટે લાખોના લોહી રેલાવ્યા તે અશોકનો પુત્ર શું એગનો નિર્બળ બની ગયો હતો કે પોતાની પાસેથી ઝુંટવાઇ ગયેલું સિંહાસન પોતાના પુત્રને પાછુ અપાવવાની તક સાપડી હતી ત્યારે તે તકની સિદ્ધિ માટે કશો પ્રયત્ન કરવાને બદલે બેસી રહીને તે સિંહાસનનુ પ્રભુત્વ ક્ષુદ્ર વૈરીઓને જ માણવા દેશે ?

કંચનમાળા મોઢેથી કશુ નહોતી બોલતી પરંતુ તેના નયન મૂક ભાવે પતિને ચરણે પુત્રને તેનો હક્ક અપાવવાની વિનંતિ કરી રહ્યા હતા કુણાલને શિખામણ આપવાની કે આગ્રહ કરવાની વૃત્તિથી તે દૂર હતી પરંતુ તે એટલું જરૂર વાછતી હતી કે પતિના હૃદયમા પુત્રને તેનો હક્ક અપાવવાની પ્રેરણા જાગે

આ ત્રિવિધ પ્રેરકબળોએ કુણાલની સૂતેલી મહેચ્છાને જાગૃત કરી તેનુ દબાઇ રહેલુ ક્ષાત્રતેજ ઝગહળી ઊઠ્યું એકાત જીવનની પોતાની ભાવનામા તેણે નિવૃત્તિ પરાયણ માનસનુ પ્રતિબિબ નિહાળ્યું વિશ્વની સંગ્રામભૂમિ પર કાવત્રા કે પ્રપંચોથી ભયભીત શા માટે બનવુ ! જે કાવત્રાએ પોતાના પાસેથી યુવરાજપદ અને ચક્ષુ છીનવી લીધા હતા તે કાવત્રાને કુદરતે પોતાને ત્યા પુત્રરત્ન જન્માવીને પડકાર કર્યો હતો હવે એ પુત્રને સિંહાસન અપાવીને તે કાવત્રાને નિષ્ફળ અને નષ્ટ બનાવવુ તે ફરજ પોતાની હતી. એ ફરજથી વંચિત શા માટે બનવુ ? કોને ખાતર માતાને આસુ સારતી ને પત્નીને વ્યથિત બનાવવી ? શું પ્રિયદર્શી સિંહાસન પર સુખી નહિ થઇ શકે એવા પોતાના મતવ્યને ખાતર ?—કુણાલને લાગ્યુ કે એવુ મતવ્ય સેવીને પોતે પ્રિયદર્શીની રાજવંશી પ્રભુતાને તેની અલૌકિક પ્રભાવ શક્તિને અન્યાય કરી રહ્યો હતો. પ્રિયદર્શીને પોતાનુ કાયદેસર સિંહાસન અપાવવુ તે આજે કુણાલની ફરજ હતી. અને પછી તેને મહાન ગણીને યશકીર્તિથી પ્રકાશમાન બનાવવુ કે અલ્પ ગણીને તજી દેવુ તે વિચારવાનુ કામ પ્રિયદર્શીનુ હતુ આ વિચારમંથનના પરિણામે કુણાલે પ્રિયદર્શીને સિંહાસન અપાવવાને માટે પોતાથી શક્ય સર્વ પ્રયત્નો કરવાનો નિર્ણય કર્યો તેના એ નિર્ણયે સર્વને હર્ષિત બનાવ્યા

### પાટલીપુત્ર પ્રતિ પ્રયાણ

સિંહાસન પ્રાપ્તિને માટે પ્રયત્ન આદરવાનો વિચાર કરવો એ એક વસ્તુ હતી, અને એ વિચારને અમલમા મૂકવો તે બીજી વસ્તુ હતી વિચાર ઘરના એકાન્ત ખૂણે કરવાનો હતો પરંતુ તેના અમલમા અનેક સાહસો ખેડવા પડે તેમ હતા કુણાલ જો ચક્ષુવિહીન ન હોત તો સાહસ એ એને માટે રમત લેખાત પણ અંધદશા તેના કર્તવ્ય પન્થને મર્યાદિત બનાવી દેતી હતી

પ્રિયદર્શીને સિંહાસન અપાવવાને માટે મુખ્ય બે કાર્ય કરવાનાં હતાં. એક તો કુણાલને ત્યાં પુત્ર જન્મેલ હોવાના સમાચાર અશોકને કાને પહોંચાડવા, અને બીજું એ પુત્રને પોતાના યુવરાજ તરીકે સ્થાપવાની તેને પ્રેરણા કરવી. મહેન્દ્રના સંસારત્યાગ પછી અશોકે પોતાના એક અન્ય સામાન્ય પુત્રને યુવરાજ તરીકે સ્વીકારી લીધો હતો. એ યુવરાજ પોતાના સ્વાર્થને ખાતર અશોકની આસપાસ પોતાનું મંડળ જમાવી દે અને તેને કાને કુણાલ અંગેના કોઇજ મહત્ત્વના સમાચાર ન પહોંચવા દે તે સ્વાભાવિક હતું. એટલે આખા માળવા કે મગધમાં પણ પ્રિયદર્શીના જન્મના સમાચાર પહોંચી જાય, તો પણ તે અશોકના કાને પહોંચવાનો કોઇ સંભવ નહોતો. અને કદાચ સંયોગવશાત્ અશોકના કાને એ સમાચાર પહોંચી જાય તો પણ તે હવે કુણાલના પુત્રને યુવરાજ તરીકે સ્વીકારી લેવાને સહજે પ્રેરાય એ મુશ્કેલ હતું. તે માટે તો તેને યોગ્ય સ્થાનેથી તીવ્ર પ્રેરણા મળવી જોઇએ.

કુણાલ એક વિગતવાર પત્રમાં બધી હકીકત વર્ણવીને કોઇ સંદેશવાહક મારફત તે અશોકને પહોંચાડે એ પણ એટલુંજ મુશ્કેલ હતું. કેમકે તે પત્ર ભાગ્યવશાત્ જો દુશ્મનોના હાથમાં જઇ ચડે તો બધી આશાઓ પર પાણી ફરી વળે એટલુંજ નહિ, પરંતુ કાવત્રાંઓના પરિણામે સર્વેની જિંદગી પણ જોખમમા મૂકાઇ જાય. જો પદ્માવતી કે ધાવમાતાને અશોકની મુલાકાતે મોકલવામાં આવે તો દુશ્મનો સ્વાભાવિક રીતેજ તેમનો ઉદ્દેશ કળી જાય અને કોઇ પણ સંજોગોમાં તે મુલાકાત થવા ન પામે. એ જ રીતે કુણાલ રસાલા સાથે જો અશોકની સમક્ષ પહોંચવા ઇચ્છે તો તે પહોચી શકે કે પ્રિયદર્શીને યુવરાજ તરીકે સ્વીકારવા અશોકને પ્રેરી શકે એ બંને અસંભવિત હતાં. તેણે જો પોતાની યોજનાને સફળ બનાવવી હોય તો કોઇને પણ તેની ઇચ્છાની ગંધ પણ આવી શકે તે પૂર્વેજ ગુપ્તરીતે તેણે અશોક સમક્ષ પહોંચી જવું જોઇએ.

અને આ વખતે કુણાલને પોતાની સંગીતસિદ્ધિ યાદ આવી. જો તે અંધ ગવૈયાના વેશે પાટલીપુત્ર લગી પહોંચી જાય અને પોતાની ગાયનકળાની કીર્તિથી અશોકનું ધ્યાન આકર્ષી શકે તો અશોકને સંગીતથી રીઝવીને તેના પાસેથી વચન મેળવી લેવું કે પ્રગટ થઇને પુત્રને માટે તેનો હક્ક માગવો એ તેને માટે સહેલું હતું. આ પ્રમાણે વિચારીને અંધ ગવૈયાના ગુપ્ત વેશે તેણે પાટલીપુત્ર પહોંચવાનો નિર્ણય કર્યો. અને એકના એક ઉપાય તરીકે સર્વેએ આ નિર્ણયને સંમતિ આપી.

બીજે દિવસે કુણાલે પાટલીપુત્ર પહોંચવાની વિગતવાર યોજના વિચારી લીધી; માતા, પ્રિયતમા ને પુત્રની સાથે પ્રેમમાં દિવસ વીતાવ્યો. સંધ્યાએ તે પાછલે બારણેથી અંધ ગવૈયાના ગુપ્તવેશે બહાર નીકળી પડયો. ને તેની ગેરહાજરી જણાઇ ન આવે તે માટે તે એકાંત ધ્યાનમાં પરોવાયલ હોવાના સમાચાર બહાર પાડવામાં આવ્યા.

પાટલીપુત્રમાં કુણાલ દેવપુત્રની જેમ ઉછર્યો હતો. ઉજ્જયિનીમાં તે રાજવંશી સૂબાપદે હતો, તે અંધ બન્યા પછી પણ પ્રજા તેના પત્યે દેવ સરખું માન ધરાવતી હતી; ફરજનો આવેગ ઊતરી ગયા પછી તેણે થોડાક સમય લગી જો કે અંધત્વનો સંતાપ અનુભવેલો પણ પછી ધીમે ધીમે વ્હાલસોયી માતાના ખોળામાં અને ભક્તિસભર પ્રિયતમાની સોડમાં તે તે સંતાપને વીસરી ગયેલો. અને પુત્ર જન્મ્યા પછી તો તેના આનંદને સીમા નહોતી. પ્રિયદર્શીને ખોળામાં રમાડતાં તે અનહદ સુખ અનુભવતો. માતા, પત્ની વગેરે પણ તેના સુખને ખાતર પોતાનું જીવન સમર્પી દેવાને પણ તૈયાર હતાં. તે ઉજ્જયિનીની આવક તેના ગમે તેવા ખર્ચાઓને પહોંચી વળે તેમ હતી.

પણ, આજે તે અંધ ગવૈયો—ભિક્ષુક હતો. કુદરતની એ અકળ લીલા હતી કે તેણે વિશ્વભરમાં અજોડ સામ્રાજ્યના કામદેવ સમા યુવરાજને અંધ બનાવીને તેને પોતાનીજ પ્રજાના બારણે બારણે સારંગી વગાડતા ભિખારીની દશામાં મૂકયો હતો. કુણાલ કુદરતની એ લીલાને વિચારી રહ્યો ને તેનું અંતર દ્રવી ઊઠયું. આજે પાટલીપુત્ર પ્રતિ આગળ વધવાને માટે તેના પાસે કેવળ કોમળ રાજવંશી પગ, ઓષ્ઠ પર સારંગી

ને હૃદયમા પુત્રને તેનું સિંહાસન અપાવવાની પોતાની ફરજની તમન્ના એટલા જ સાધન હતા પોતાની પાસે નાણુ નિહાળના કદાચ કોઈને વહેમ આવે તે ભયે તેણે સાથે પૂરતા પૈસા પણ લીધા નહોતા સંગીતની સહાયથીજ પોષણ ને પ્રેરણા પામતા પાટલીપુત્ર લગી પહોચી જવાની તેને ઉમેદ હતી ને તેની એ ઉમેદ કુદરતે પુરી પણ પાડી થોડાજ દિવસમા તે, સંગીતથી પ્રજાને રીઝવતો ને સમવડતા પામતો સેંકડો માઈલની મજલ કાપીને પાટલીપુત્રને દ્વારે જઈ પહોચ્યો

**અંધ ગવૈયો**

અહીં જ તેના વિદ્યા, કલા અને વ્યક્તિત્વની ખરી કસોટી હતી. પાટલીપુત્રની પ્રજાને સંગીતમા એવી મોહમુગ્ધ બનાવવાની હતી કે જેની કીર્તિના પડઘા દિગંતમા ગર્જીને અશોકના કાને અથડાય અને અશોક પોતાને અંધ ગવૈયા તરીકેજ આમંત્રે. આ પ્રકારે પોતાનુ કર્તવ્ય વિચારીને કુણાલે પાટલીપુત્રમા પ્રવેશ કર્યો. સંગીતની ઉપાસના અને શાંતિમય જીવનના કારણે તેના ભવ્ય કંઠસ્વરમા મૃદુતા અને માધુર્ય તો ઉમેરાઈ ચૂક્યા હતા પણ પાટલીપુત્રની પ્રજા ચહેરાથી પોતાને પિછાણી ન લ્યે તે ખાતર તેણે તેમા શક્ય પરિવર્તન કરી નાખ્યુ. ને કંગાલ અંધ ગવૈયાના વેશે તે પાટલીપુત્રની શેરીએ શેરીએ ફરવા લાગ્યો

થોડાજ દિવસમા પાટલીપુત્રની પ્રજા તેના સંગીતમા મંત્રમુગ્ધ બની ગઈ બાળકોના અને મૃગોના ટોળેટોળા તેની પાછળ ભમવા લાગ્યા. પાટલીપુત્રની કલાપ્રિય સુંદરીઓ તેનો કિન્નરની જેમ સંકાર કરવા લાગી તેના અંધત્વને વીસરી જઈને તેઓ તેના ચરણે પોતાના હૃદય ગુમાવવા લાગી, તેના અંધ ચક્ષુને પોતાના નયન કિરણથી તેજોમય બનાવવાની ઘેલછા સેવવા લાગી. નામાંકિત કે પ્રતિષ્ઠિત નરનારીઓ પણ યોગ્ય સ્થાને બોલાવીને તેના મધુર સંગીત પ્રવાહનુ પાન કરવા લાગ્યા અનેક અધિકારીઓએ તેને પોતાને ઘેર આવવાના આમંત્રણ મોકલાવ્યા પણ એ આમંત્રણનો અસ્વીકાર કરતા તેણે ઉત્તર પાઠવ્યો કે, ' પોતે કલાનો વેપારી નહિ પણ ઉપાસક છે, પોતાની કલા એ કોઈ બજારૂ ગણિકા નથી કે જેના તેના આમંત્રણનો સ્વીકાર કરી લ્યે, તે તો એક એવી દેવી છે કે જે જીવનમા એકાદ જ પ્રસંગે કોઈ પુરુષવરના આમંત્રણનો સ્વીકાર કરે, બાકીના જગતને તો તેના પ્રત્યે પ્રેમ કે ભક્તિ હોય તો પૂજનને માટે તેના ચરણે આવવુ જોઈએ ' કુણાલના આ ઉત્તરે પાટલીપુત્રની પ્રજાના દિલ હરી લીધા. અનેક માનવો તેને પાટલીપુત્રની પુણ્યવાન પ્રજાને રીઝવવાને માટે સ્વર્ગમાથી ઊતરી આવેલો દેવ માનવા લાગ્યા

થોડા જ સમયમા અંધ ગવૈયાની કીર્તિ અશોકના કાને જઈ પહોચી તેણે અધિકારીઓને પાઠવેલા ઉત્તરે તેનામા ઉત્સુકતા જગવી ગવૈયાએ પોતાના સરખા પુરુષવરનું આમંત્રણ તો સ્વીકારવુ જ જોઈએ એવો તેનામા ગર્વ જન્મ્યો એટલે તેણે એક અંગત સંદેશવાહક મારફત અંધ ગવૈયાને રાજમહેલમા પધારવાનુ આમંત્રણ મોકલાવ્યુ. ને કુણાલે પણ અશોકને પુરુષવર તરીકે ઓળખાવી તે આમંત્રણનો સહર્ષ સ્વીકાર કર્યો. ગવૈયાના આ વર્તનથી અશોકને તેના પ્રત્યે સદ્ભાવ જન્મ્યો.

**અશોકના રાજમહેલમા**

બીજે દિવસે રાજમહેલમા અંધ ગવૈયાના સંગીતનો જલસો ગોઠવવામા આવ્યો પાટલીપુત્રની પ્રજા પોતાના ભાવી યુવરાજને ભલે કે ન પિછાણી શકી પરંતુ અશોક તો પોતાના પુત્રને પ્રથમ નજરે જ ઓળખી કાઢત. પણ આ વખતે અંધત્વ કુણાલની મદદે આવ્યુ કેમકે નૃપતિ અંધ માનવીનુ મો ન નિહાળી શકે એ રાજસૂત્રનુ પાલન કરવાને તેની અને અશોકની વચ્ચે એક રેશમી પડદો ગોઠવવામા આવ્યો હતો અને સંગીતની ઉપાસના તથા શાંતિમય જીવને કુણાલના કંઠસ્વરને એવો મૃદુ અને મધુર બનાવી દીધો હતો કે અવાજથી અશોક કુણાલને ઓળખી કાઢે એ મુશ્કેલ હતુ

અશોક પોતાના સંગીતથી અતિ પ્રસન્ન બન્યા પૂર્વેજ પોતાને પિછાણી લ્યે એ કુણાલને કોઈ પણ

રીતે પસંદ નહોતું. કેમકે તેમ થાય તો પોતાને ત્યાં પુત્ર જન્મ્યાના સંયોગો વર્ણવીને તેને માટે વડીલ પુત્ર તરીકે સિંહાસનની યાચના કરવાનો જ પ્રસંગ આવે. પણ કુણાલને સિંહાસન ભીખથી નહિ, પરંતુ વરદાનથી મેળવવું હતું અને પછી તે પર પ્રિયદર્શીનો હક્ક સાબિત કરવો હતો. એટલે તેણે યોગ્ય તક મળ્યા પહેલાં જ પોતાનું વ્યક્તિત્વ પ્રગટ ન થઈ જાય તે માટે પૂરતી કાળજી રાખીને સંગીતના સ્વર છોડવા માંડ્યાં.

બે પાંચ પળમાં જ વાતાવરણ સંગીતના પ્રાણથી સજીવ બની ગયું. આસપાસ જાણે તેજનાં વર્તુલ ભમતાં હોય અને તેમાંથી હૃદય–આલ્હાદક ઝરણો નીતરતી હોય એવો સર્વને અનુભવ થવા લાગ્યો. બ્રહ્માંડભરમાં મધુર સંગીત સમી આલ્હાદક વસ્તુ અન્ય કોઈ જ ન હોઈ શકે એ વિષે રાજવંશી શ્રોતાઓ પણ એકમત બન્યા. અશોક તો જાણે અમૃતસાગરમાં સ્નાન કરતો હોય એવી આનંદતૃપ્તિ અનુભવવા લાગ્યો. કર્ણમાર્ગે હૃદયમાં ઊતરતા સંગીતસ્વરો તો તેની જેમ અન્યને પણ આહ્લાદ બક્ષતા હતા પરંતુ તેની સાથે સાથે કુણાલના પુત્રહૃદયમાંથી પ્રગટતો ધ્વનિ અશોકના વ્યથિત પિતૃહૃદયને વાત્સલ્યનાં અમૃતકિરણોથી નવજીવન બક્ષી રહ્યો હતો. અશોકને થયું કે આવી આનંદસમાધિ સતત મળતી હોય તો તેની આગળ બૌધ્ધોની નિર્વાણ–પ્રાપ્તિ કશી વિસાતમાં નથી.

સંગીતના સ્વર અટકતાંજ, મધુર સ્વપ્નમાંથી જાગતાં માનવીની જેમ સર્વે આનંદસમાધિમાંથી જાગૃત થયાં. અશોક હર્ષથી કંપતા સ્વરે એકાએક બોલી ઊઠ્યો.

" સંગીતદેવ ! તારી ઈચ્છામાં આવે તે માગી લે. મગધનો સમ્રાટ તારી કોઈ પણ માગણીને સંતોષવાને તત્પર ઊભો છે."

" મારે કાકિણી જોઈએ. " કુણાલ પોતાના ભવ્ય સ્વરે બોલી ઊઠ્યો.

"કાકિણી ? " સમીપમાં બેઠેલા મંત્રીઓ સામે જોઈને અશોક બોલી ઊઠ્યો," એ શબ્દ કઈ વસ્તુ સૂચવે છે ? શું રત્નો ? કે રાજ્ય ? "

" દેવ, " મહામંત્રીએ વિનયપૂર્વક કહ્યું, "કાકિણી શબ્દ જો કે રત્નોનો પણ સૂચક છે. પણ બહુધા તો તે શબ્દ રાજ્યનો જ પર્યાયવાચી શબ્દ છે, અને આ ગવૈયાનો આશય પણ એ શબ્દથી રાજ્યની જ માગણી કરવાનો જણાય છે."

" રાજ્ય ! " અશોકે વિસ્મય દર્શાવતાં પૂછ્યું, " અંધ ગવૈયો રાજ્યને શું કરશે ? "

" રાજન્, " કુણાલે ભાવવાહી સ્વરે કહ્યું, " અત્યારે તો હું અંધ ગવૈયા તરીકે જ ઓળખાઉં છું, પરંતુ એક દિવસે જગત મને મહાન ચન્દ્રગુપ્તના પ્રપૌત્ર, બિન્દુસારના પુત્ર અને યશસ્વી અશોકના યુવરાજ પુત્ર તરીકે સન્માનતું હતું. "

અશોકનાં નયન સામે જાણે વીજળી પ્રગટી હોય તેમ તે પળભર સ્તબ્ધ બની ગયો. પણ બીજી જ પળે વચ્ચે ઝૂલતા રેશમી પડદાને ચીરી નાંખીને કુણાલને ભેટી પડતાં તે બોલ્યો, " બેટા ! "

કુણાલના મુખમાંથી પણ ' પિતાજી ' એટલો જ શબ્દ નીકળ્યો અને પળભર તે અશોકની છાતી સરસો ચંપાઈ રહ્યો. થોડીવારે અશોકના ભુજયુગલમાંથી છૂટ્યા પછી તેના ચરણે માથું નમાવતાં તે બોલ્યો, " કુણાલ આપને વંદન કરે છે. "

અશોક થોડીક ક્ષણ સુધી અંધ પુત્રને સ્તબ્ધભાવે નિહાળી જ રહ્યો. પોતાની ભૂલથી કુણાલ અંધ બન્યો છે એ તેણે કાને સાંભળ્યું હતું, પણ ચક્ષુવિહીન પુત્રને નજરે નિહાળવાની તેની હિંમત નહોતી ચાલી. આજે તેને એ દશામાં પહેલ પ્રથમ જોતાં તેનાં નયન ભીનાં બન્યાં. કડવાં–મીઠાં અનેક સ્મરણો તેના મનને ઘેરી વળ્યાં. થોડીવારે મનને સ્વસ્થ બનાવી તે બોલ્યો, " બેટા, રાજ્યને તું શું કરીશ ? થોડાંજ વર્ષો પૂર્વે તું મૌર્ય મહારાજ્યનો યુવરાજ હતો, વિશ્વભરના ઉપભોગો તારે ચરણે રમતા હતા. પણ મારી ભૂલભરી આજ્ઞાને માન આપવાને ખાતર તેં એ સર્વને તો પહેલેથી જ ફગાવી દીધેલ છે. તો હવે એ રાજ્ય માગવાને આટલો શ્રમ કેમ ઉઠાવવો પડ્યો ? "

"પિતાજી," કુણાલે ઊર્મિલ સ્વરે કહ્યું, "આપની સહી સાથેની ગમે તેવી આજ્ઞાને પણ તત્કાલ માન આપવુ તે પુત્ર તરીકે, પ્રજાજન તરીકે અને સુભા તરીકે મારી ફરજ હતી અને છે એ ફરજનું પાલન કરતા મે નયન ગુમાવ્યા અને ચક્ષુવિહીન પુરુષ તરીકે મે રાજ્ય પરનો હક્ક ગુમાવ્યો પણ તેથી કંઈ આપના પ્રથમ પુત્ર તરીકેનો મારો હક્ક નાબૂદ નહોતો થતો આજે આ અંધ ભવૈયો આપના પાસે વચનમા રાજ્ય માગે છે તે અંધ કુણાલને માટે નહિ, પરંતુ આપના નયનરહિત વડીલ પુત્રના નયનસહિત પુત્રને માટે"

"ઓહ!" અશોક આસપાસ નિહાળીને દર્દમય સ્વરે બોલી ઊઠયો, "શુ ધનભાગ્ય છે રાજાઓના? કે હજારો સંદેશવાહકો છતા તેઓ પૌત્રજન્મના સમાચારથી પણ વંચિત રહી જાય છે!" ને પછી કુણાલને સંબોધીને તેણે પૂછયુ "કયારે પુત્ર જન્મ્યો? શુ નામ રાખ્યુ? દેખાવે કેવોક છે?"

"સપ્રતિ ( હમણા–તાજેતરમા જ )-પ્રિયદર્શી ( પ્રિયદર્શી નામ-દેખાવમા પ્રિય લાગે એવો )" કુણાલે બે શબ્દમા જ અશોકના ત્રણે પ્રશ્નોનો ઉત્તર આપ્યો

કુણાલનો આશય આ બે શબ્દોથી એમ સૂચવવાનો હતો કે પોતાને પુત્ર તાજેતરમા જ જન્મ્યો છે અને તેનું નામ પ્રિયદર્શી છે તથા દેખાવે પણ તે પ્રિય લાગે તેવો છે પરંતુ

**સંપ્રતિ-પ્રિયદર્શી**

અશોક એમ સમજ્યો કે કુણાલનો પુત્ર તાજેતરમાજ જન્મેલો છે અને તેનું નામ સંપ્રતિ છે તથા દર્શનમા તે પ્રિય થઇ પડે તેવો છે એટલે પૌત્ર અંગેની વાતચીતમા તેણે સંપ્રતિ શબ્દથીજ વ્યવહાર કરવા માડયો કુણાલે પાછળથી આ સમજફેર પર પ્રકાશ ફેકતા અશોકે તેમજ અન્ય સર્વેએ કુણાલના પુત્રને પ્રિયદર્શી નામે વધાવી લીધો અને એજ નામ વધારે સુંદર ને બંધબેસતુ હોવાનુ તેમણે જણાવ્યુ પણ સમ્રાટ અશોકના મોઢેથી પોતાના પૌત્રને માટે સમજફેરમા નીકળી ગયેલો સંપ્રતિ શબ્દ અમર બની ગયો ને પ્રિયદર્શી લાડમા સંપ્રતિના નામે પણ ઓળખાવા લાગ્યો પરિણામે રાજકીય વ્યવહારો તેમજ શિલાલેખોમા તે પ્રિયદર્શીના નામે ઓળખાયલ હોવા છતા જૈન સાહિત્યમા તે સંપ્રતિના લાડકા નામે જ જાણીતો બન્યો છે,

અશોક અંધ ભવૈયાને તેની માગણી સંતોષવાનુ વચન આપી ચૂકયો હતો એટલું જ નહિ પરંતુ કુણાલનો પુત્ર જ મૌર્ય સામ્રાજ્યનો સાચો વારસ ગણાય એ વસ્તુસ્થિતિ ઝડપથી વિચારી લઇને

**પ્રિયદર્શી ને યુવરાજપદ**

અશોકે તરત જ પ્રિયદર્શીને પોતાના યુવરાજ તરીકે જાહેર કર્યો અને તેને ઉજ્જયિનીથી પાટલીપુત્ર તેડી લાવવાને કુણાલની સાથે વિશ્વાસપાત્ર મંત્રીઓ રવાના કર્યા ને કુણાલને થયેલા અન્યાયનો બદલો વાળવાને અશોકે પોતે પ્રિયદર્શીનો સ્વર્ગીય સત્કાર કરવાની અને તેને અપ્રતિમ ધામધૂમપૂર્વક યુવરાજપદે અભિષિક્ત કરવાની તૈયારીઓ કરવા માડી

પ્રિયદર્શીના જન્મના સમાચાર પાટલીપુત્ર તરત નહોતા પહોચી શકયા પરંતુ અશોકે પ્રિયદર્શીને યુવરાજ તરીકે સ્વીકાર્યાના સમાચાર અતિ ઝડપથી ઉજ્જયિની પહોચાડી

**પદ્માવતીનુ અવસાન**

દેવાયા મોતને બિછાને સૂતેલી પદ્માવતીએ સમાચાર સાભળીને હર્ષથી પુલકિત બની ઊઠી તેના મુખ પર અંતિમ સાધ્યતેજ વરસવા લાગ્યુ ને મંત્રીઓ સાથે કુણાલ ઉજ્જયિની આવી પહોચતા જ તેણે પ્રિયદર્શીને છેલ્લી વાર રમાડી લઇ કુણાલના ખોળામા પોતાના પ્રાણ છોડયા

આ રીતે મૌર્ય રાજકુટુંબની એક પવિત્ર તેજસ્વી દીપિકા ઓલવાઇ ગઇ ઇતિહાસમા તેનુ વ્યક્તિત્વ હજી સ્પષ્ટ નથી બન્યું બૌદ્ધ ગ્રંથો તેને દેવીના નામે ઓળખાવે છે અને મહેન્દ્ર-સંઘમિત્રાની માતા તે હતી એમ જણાવે છે બીજી બાજુ એજ બૌદ્ધ ગ્રન્થો કબૂલ રાખે છે કે અશોકે સૌથી પ્રથમ લગ્ન વિદિશાની વૈશ્યકુમારી દેવી–પદ્માવતી વેરે કર્યા હતા, તેના જ પેટે અશોકનો પાટલીપુત્ર જન્મ્યો હતો, અને

અશોકનો પાટવીપુત્ર કુણાલ હતો. બૌધ્ધેત્તર ગ્રન્થો મહેન્દ્ર-સંઘમિત્રાની માતા તિષ્યરક્ષિતા હોવાનું જણાવે છે. આ પરથી એમ જણાય છે કે તિષ્યરક્ષિતા આચાર-હીન હોઇને બૌધ્ધ ગ્રન્થોએ પોતાનાં મહાન ભિક્ષુક-ભિક્ષુણી મહેન્દ્ર-સંઘમિત્રાની માતા તરીકે અશોકની પવિત્ર રાણી દેવીને ઓળખાવી હોય. કેટલાક ગ્રન્થો આ દેવી લગ્ન પછી ચારેક વર્ષના ગાળામાંજ ગુજરી ગઇ હોવાનું જણાવે છે. પરંતુ ઘણા ખરા બૌદ્ધ અને થોડાક બૌધ્ધેત્તર ગ્રન્થો પણ જણાવે છે તે પ્રમાણે દેવી તિષ્યરક્ષિતાથી ત્રાસ પામીને વિદિશામાં જ વસતી હતી અને મહેન્દ્ર-સંઘમિત્રા દીક્ષા સ્વીકારીને લંકા જતાં પહેલાં દેવીના દર્શનાર્થે ને તેની ક્ષમા માગવાને પ્રથમ વિદિશા ગયાં હતાં અને ત્યાંથી ઉજ્જયિનીના માર્ગે વળ્યાં હતાં તે પરથી એમ માનવાને કારણ રહે છે કે પદ્માવતી પ્રિયદર્શીના જન્મ લગી હયાત હશે.

કુણાલ-કંચનમાળાએ પદ્માવતીની પાછળ બેહદ આંસુ સાર્યાં. પરંતુ અત્યારે શોકપાલન કરતાંયે વિશેષ મહત્ત્વના કર્તવ્યપન્થે વળવાનું હતું અને એ કર્તવ્ય તે પ્રિયદર્શીને બનતી ઝડપે પાટલીપુત્ર પહોંચાડીને તેનો યુવરાજપદે અભિષેક કરાવવો તે. પદ્માવતીએ પણ અંત પળે એજ ઇચ્છા દર્શાવી હતી. કેમકે તે કાર્યમાં ઢીલ થાય તો તે દરમિયાન અનેક કાવત્રાંઓ રચાવાનો સંભવ હતો. એટલે કુણાલ-કંચનમાળાએ બીજાં બધાં કાર્યો અને લાગણીઓને બાજુએ મૂકી પ્રિયદર્શીને બનતી ત્વરાએ પાટલીપુત્ર લઇ જવાની તૈયારીઓ કરવા માંડી.

પ્રિયદર્શીના જન્મ વખતે તો અવંતિ દેશની પ્રજા કુણાલના વિરોધી પક્ષથી ભય પામીને શાંત રહેલી.

**પ્રિયદર્શી પાટલીપુત્રને માર્ગે**

પરંતુ હવે તો પ્રિયદર્શી મગધ મહારાજ્યના યુવરાજ તરીકે પાટલીપુત્ર જતો હતો. એટલે તેને સ્વર્ગીય ધામધૂમપૂર્વક વળાવીને જન્મોત્સવ પ્રસંગે સેવેલી શાંતિનો બદલો વાળવાને તે દેશની સમસ્ત પ્રજા તત્પર બની ગઇ. આનંદ અને ઉત્સાહનાં મોજાં ઉછળવા લાગ્યાં. ઠેરઠેર ફૂલના મંડપો રચાયા, મોતીના સાથિયા પુરાયા. રાજમાર્ગની બંને બાજુ પર રેશમ, અંબર ને કીનખાબના પડદાઓ ઝૂલવા લાગ્યા. કુણાલના મહેલમાંથી નીકળેલો પ્રિયદર્શીનો હાથી ઉજ્જયિનીના દ્વારે પહોંચ્યો ત્યાં લગીમાં તો રસ્તાઓ રંગબેરંગી ફૂલોથી શોભાયમાન બની ઊઠ્યા ને પ્રિયદર્શીનો હાથી સોનાચાંદીના તારથી ઝગમગતી ફૂલમાળાઓથી લદાઇને ઐરાવત સમો જણાવા લાગ્યો.

પ્રિયદર્શી કોઇ કાવત્રાનો ભોગ ન થઇ પડે તે માટે કુણાલે તેમજ મંત્રીઓએ પૂરતો બંદોબસ્ત કર્યો હતો. કુણાલ પ્રજાને દેવ સમો પ્રિય હતો અને તે કુણાલનો અલૌકિક પુત્ર યુવરાજપદે અભિષેક પામવાને પાટનગર જતો હતો એટલે માળવા તેમજ મગધની પ્રજાને માટે તો તે આનંદનો વિષય હતો. પરંતુ કુણાલ તેમજ પ્રિયદર્શીનાં પ્રતિપક્ષી બળોથી દોરવાઇને રાજમહેલમાંનાં કોઇ પ્રિયદર્શીના જીવનને જોખમમાં ન મૂકી દે તે માટે પૂરતી સંભાળ રાખવાનું જરૂરી હતું. પ્રિયદર્શીના હાથી પર કુણાલ, કંચનમાળા ને ધાવમાતા બેઠાં હતાં અને તે હાથીની આસપાસ રક્ષક સૈનિકોના હાથીઓ, અશ્વો, રથો વગેરે વીંટળાઇને ચાલતાં. એ પ્રમાણે આગળ વધતી પ્રિયદર્શીની સ્વારી ઠેર ઠેર સ્વર્ગીય સત્કાર અનુભવીને થોડાજ દિવસમાં પાટલીપુત્રની સમીપ આવી પહોંચી.

પ્રિયદર્શીની સ્વારી પાટલીપુત્રની નજીક આવ્યાના સમાચાર મળતાંજ સમ્રાટ અશોક ભવ્ય રસાલા સાથે સામે ગયો.

**પાટલીપુત્રમાં પ્રિયદર્શીનું સ્વાગત**

નગરને તો તેણે અગાઉથી જ કોઇ દેવનું સ્વાગત કરવાનું હોય એ રીતે શણગારાવી મૂક્યું હતું. હવે રાજવંશી ઠાઠમાઠ સાથે તે પૌત્રને મળવાને ગંગાને સામે તીર ગયો. ત્યાં પ્રભાવઝરતા પૌત્રને નજરે નિહાળતાંજ તેની આંખોમાંથી હર્ષનાં આંસુ સરવા લાગ્યાં. પૌત્રનું દર્શન તેને ખરેખર અતિ 'પ્રિય' જણાયું. એટલે તેને પ્રિયદર્શી નામ ખૂબ રુચિ ગયું. કેમકે 'પ્રિયદર્શી' શબ્દમાં જ પૌત્ર પ્રત્યેના પોતાના બધા ભાવોને વ્યક્ત કરવાની શકિત રહેલી હતી.

બીજે દિવસે પ્રભાતમા પ્રિયદર્શીની સ્વારી શુભ મુહૂર્તે પાટલીપુત્રમા પ્રવેશી અશોકે પ્રિયદર્શીને પોતાના ખોળામા લઇ લીધો હતો અને કુણાલ, કચનમાળા, ધાત્રમાતા વગેરે અશોકને વીંટળાઇને બેઠા હતા પાટલી પુત્રની પ્રજાએ પોતાના સાચા યુવરાજને મોતી ફૂલ, અક્ષત ને કકુથી વધાવી લીધો પ્રિયદર્શીના હાથીની બને બાજુ પર ઉત્સાહી માનવમેદનીના પૂર ઊછળવા લાગ્યા એ સર્વેને વટાવીને પ્રિયદર્શીનો હાથી રાજ મદિરમા પહોચ્યો

**અભિષેક**

અશોકે પ્રિયદર્શીને યુવરાજ તરીકે તો અગાઉથી જ જાહેર કરી દીધો હતો, એટલે તે પદે તો તેનો અભિષેક કરવામા કશુ વિચારવાનુ નહોતુ એટલે નગરપ્રવેશ પછી તરતજ તેને યુવરાજ પદે અભિષિક્ત કરવામા આવ્યો પરતુ પ્રિયદર્શીને નજરે નિહાળ્યા પછી અશોકમા એક નવી ભાવના પ્રગટી હતી અને તે એ કે પોતાને પ્રિયદર્શી સમો અલૌકિક પૌત્ર સાપડયો છે તો પછી તેને સિહાસન સોપીને પોતે નિવૃત્તિને પથે કા ન વળવુ ? એ ખરૂ કે પ્રિયદર્શી હજી નાનો છે અને કુણાલ ચક્ષુવિહીન છે એટલે પ્રિયદર્શી ઉમરલાયક થતા લગી પોતાને રાજ્યકારભાર સભાળવો પડે પરતુ તેમ છતા તાજના ભારમાથી તો પોતે છૂટી શકે ને ? પ્રિયદર્શી હજી નાનો છે, અને યુવરાજપદ પરનો કુણાલનો હક્ક રદ થવાથી તથા અન્ય સતાન એ પદે નીમાવાથી પોતાના વારસ અગેનો પ્રશ્ન એટલો ગૂચવાડામા મૂકાયો છે કે પ્રિયદર્શીને યુવરાજ તરીકે અભિષેક કર્યો છતા પોતે જો તે ઉંમર લાયક બનતા પહેલા કે સિહાસને ચડતા પહેલા ભાગ્યવશાત્ મરણ પામે તો પાછળથી અન્ય પુત્રો સિહાસનને માટે ઝગડો કર્યા વિના ન રહે પ્રિયદર્શી ઉમર લાયક બને ત્યા લગી જીવવાનુ તો પોતાને હસ્તક નહોતુ પરતુ પોતાની હયાતિ દરમિયાન તેને સિહાસને ચડાવી દેવાનુ પોતાના હાથમા હતુ એ પ્રમાણે વિચારીને અશોકે બનતી ઝડપે પ્રિયદર્શીનો નૃપતિપદે અભિષેક કરીને તે ઉંમર લાયક બને ત્યા લગી પોતે રાજરક્ષક (Regent) તરીકે રાજ્ય-કારોબાર ચલાવવાની યોજના ઘડી કાઢી

બીજે દિવસે મત્રીમડળમા આ યોજના વિચાર વામા આવી અને સામ્રાજ્યની ભાવી શાતિ અને સલામતીની ખાતર પ્રિયદર્શીને તરતજ રાજતિલક થાય અને તેને રાજમુકુટ સોપવામા આવે એ વિષયમા સર્વે સમ્મત બન્યા અશોકના એક બે નાના કુવરોએ યશસ્વી સમ્રાટની હયાતિ દરમિયાનજ ધાવતા બાળકને રાજદડ સોપી દેવામા આવે તે સામે પોતાની અરુચિ દર્શાવી પરતુ તેથી તો અશોક પોતાના વિચારમા વધારે મક્કમ બન્યો અને ચાલુ પખવાડિયામાજ પ્રિયદર્શીનો રાજ્યાભિષેક કરવાની તેણે પોતાની ઇચ્છા દર્શાવી

સાજરે જોશીઓને આમત્રીને તેમને મુહૂર્ત પૂછવામા આવ્યુ અને જોશીઓએ જણાવ્યુ કે જો આજથી નવમા દિવસે રાજતિલક કરવામા આવે તો તે રાજવી ચક્રવતી પદ લગી પહોચી શકે એવો યોગ છે અશોક તો ઝડપ ઇચ્છતોજ હતો એટલે તેણે ત્વરિત રાજ્યાભિષેકની તૈયારી કરવા માડી અને પ્રિયદર્શી પાટલીપુત્રમા પ્રવેશ્યાના દશમાજ દિવસે પ્રજાના અપૂર્વ ઉત્સાહ વચ્ચે તેને રાજતિલક કરીને સિંહાસને બેસાડવામા આવ્યો આ કાર્યમા પ્રિયદર્શી પ્રત્યેનો પોતાનો પક્ષપાત ન જણાઇ આવે અને એક બાળક રાજા બનવાથી સામ્રાજ્યની સલામતી જોખમમા મૂકાઇ છે એમ કોઇ ન માની બેસે એટલા ખાતર પ્રિયદર્શીને ખોળામા લઇને અશોક પોતે સિહાસને બેઠા અને પ્રિયદર્શીના માથે રાજમુગટ મૂકતા બોલ્યો કે સામ્રાજ્યની ભાવી શાતિને ખાતરજ બાળક પ્રિયદર્શીને રાજતિલક કરવામા આવ્યુ છે પણ તે ઉંમરલાયક બને ત્યા લગીને માટે રાજ્યકારોબાર પોતેજ સભાળશે, રાજદડ પોતેજ ધારણ કરશે અને રાજતત્રવાહક રાજા પોતેજ ગણાશે અશોકના આ ખુલાસાથી સર્વેને સતોષ થયો અને તેમણે અશોકની કુનેહ અને નિર્વૈપતાની પ્રશસા કરી સમ્રાટ અશોક તેમજ બાલ નૃપતિ પ્રિયદર્શીની જયજયકાર બોલાવી

આ રીતે ઈ. સ. પૂ. ૩૦૪માં જન્મીને દશ માસની વયેજ પ્રિયદર્શી ઈ. સ. પૂ. ૩૦૩ માં મૌર્ય સિંહાસનનો સૂર્ય બન્યો. તે પછી ચૌદ વર્ષ લગી સામ્રાજ્યનો શાસક અશોક રહેવા છતાં નૃપતિ તરીકે તો પ્રિયદર્શીનીજ જયજયકાર બોલાતી.

**અશોકની ઉત્તરાવસ્થા**

પૌત્ર જન્મ પછી અશોકના પ્રતિકુળ ગ્રહોએ પણ દિશા બદલવા માંડી હતી. બાર બાર વર્ષ સુધી માર માર કરી રહેલા યવનપતિ સેલ્યુકસે પણ આ અરસામાં સંધિનું કહેણ મોકલાવ્યું. સેલ્યુકસ સાથેની આ સંધિથી તેની પુત્રી એથેના સાથે અશોક લગ્નગ્રંથિથી જોડાયો હતો. બૌદ્ધ સાહિત્યમાં એથેના અસંધિમિત્રાના નામે ઓળખાયલી છે. તે અતિ રૂપવતી હતી અને અશોક પર તેનો ખૂબ પ્રભાવ પડતો. તેની સલાહથી અશોકે કેટલાક યવનરાજપુરુષોને મૌર્ય શાસનતંત્રમાં ઉચ્ચ દરજ્જા બક્ષ્યા. તેમાંના એક તુષારફ નામે યવનસરદારને તેણે સૌરાષ્ટ્રનો સૂબો બનાવ્યો. તે સૂબાએ ગિરનારની તલેટીમાં સમ્રાટ ચન્દ્રગુપ્તે બંધાવરાવેલા સુદર્શન સરોવરને અશોકની અનુમતિથી સમરાવીને શોભાયમાન બનાવ્યાનો લેખ આજે પણ મળી આવે છે.

**બે રાજદરબાર ને ડેમેક્રોસ**

રાજતિલક થયા પછી પ્રિયદર્શી કેટલોક સમય પાટલીપુત્રમાં ગાળતો તો કોઈક વખત તે પિતાની સાથે ઉજ્જયિની પણ જઈ વસતો. બાલવયમાં હોઈને તેનો ઘણોખરો સમય તો અભ્યાસમાં જ પસાર થતો છતાં તે સિંહાસનસ્થ નૃપતિ હોઈને તે જ્યાં હોય ત્યાં રાજદરબાર પણ ભરાતો. એટલે અશોકની ઉત્તરાવસ્થામાં મૌર્ય મહારાજ્યમાં બે રાજદરબાર ભરાવા લાગ્યા. તેમાંથી અશોકના રાજદરબારમાં ગ્રીક એલચી તરીકે જેમ મેગેસ્થીનીસ નીમાયો હતો તેમ હવે પ્રિયદર્શીના રાજદરબારમાં ગ્રીક એલચી તરીકે ડેમેક્રોસને નીમવામાં આવ્યો.

**કાન-ભંભેરણી**

રાણી અસંધિમિત્રા ત્રણેક વર્ષ પછી મરણ પામતાં અશોકે તેની એક રૂપવતી દાસી વેરે લગ્ન કર્યાં. આ દાસી ખૂબજ મહત્ત્વાકાંક્ષી હતી. તેને એવી ઇચ્છા હતી કે પોતાને પુત્ર થાય અને તે મૌર્ય સામ્રાજ્યનો સ્વામી બને. આવી આશાથી તેણે પ્રિયદર્શીને ઉથલાવી પાડવાને તેની વિરૂદ્ધ અશોકના કાન ભંભેરવા માંડયા.

બૌધ્ધાચાર્યો પણ પ્રિયદર્શીને રાજતિલક થવાથી ગભરાઈ ઊઠયા હતા. ને અશોકના નાના કુમારોએ તથા દાસી-રાણીએ તેમની તે ગભરામણમાં ઉમેરો કર્યો. તેમણે સમજાવ્યું કે પ્રિયદર્શી જૈન ધર્મ પ્રત્યે અનુરાગ ધરાવતી પદ્માવતી અને કંચનમાળાને ખોળે ઉછર્યો છે; જૈન ધર્મનાં કેન્દ્ર સમાં વિદિશા અને અવંતીમાં તેનું બાલપણ વીત્યું છે; તેનું મોસાળ ને માતૃભૂમિ જૈન ધર્મથી રંગાયલાં છે; અને તેનો પિતા કુણાલ પોતાને અંધ બનાવનાર કાવત્રાની રચના બૌધ્ધાચાર્યોને આભારી માને છે, એટલે પિતા-પુત્ર બંને બૌદ્ધ ધર્મ પ્રત્યે અપ્રીતિ ધરાવે તે સહજ છે. એટલે બૌદ્ધાચાર્યો જો બૌદ્ધ ધર્મના કીર્તિધ્વજને ફરકતો રાખવા માગતા હોય તો તેમણે ગમે તેમ કરીને પ્રિયદર્શીને ઉથલાવી પાડવો જોઈએ. આ અમાનુષી અને દ્વેષપૂર્ણ કથનને, ધર્મના ઠેકેદાર લેખાતા બૌદ્ધાચાર્યો, " રામ રાખે તેને કોણ ચાખે " વાળી સર્વસામાન્ય ઉક્તિ પણ વિસરી ગયા.

બૌદ્ધાચાર્યોએ હવે પ્રિયદર્શીને ઉથલાવી પાડવાને ખાતર પોતાની કુટિલ બુદ્ધિને કામે લગાડી. જો પોતે પ્રિયદર્શીની વિરૂદ્ધ અશોકને કંઈ કહેશે તો તેની ધારી અસર નહિ થાય એમ માનીને તેમણે રાજકર્મચારીઓમાંથી રાધાગુપ્ત નામના મંત્રીને પોતાના-પક્ષમાં ખેંચી લીધો. દ્રવ્યની લાલચે કેટલાક બીજા અધિકારીઓ પણ તેમના પક્ષમાં ભળ્યા. તેમણે અશોક અને પ્રિયદર્શી વચ્ચે બેદિલી ખીલવીને બંનેને ઉથલાવી પાડવાની અને પછી મૌર્ય સિંહાસને પોતાનું કહ્યું કરતા રાજકુમારનો અભિષેક કરવાની યોજના ઘડી. દાસી-રાણીએ પણ

આ યોજનાને માન્ય રાખી કેમકે તે એમ માનતી હતી કે જો અશોક સમો સમ્રાટ અને પ્રિયદર્શી સમો કાયદેસર સિંહાસને વિરાજેલો અલૌકિક બાલનૃપતિ દૂર થાય તો પછી તે પોતાના ભાવિ પુત્રને માટે તો સિંહાસનનો માર્ગ સહેજે મોકળો બનાવી શકે

**અંતિમ દાન**

બૌદ્ધાચાર્યોએ હવે અશોકને તેની પૂર્વની એક ઇચ્છાની યાદ દેવરાવીને કહ્યું કે તેણે બૌદ્ધસંઘને એક અબજ સોનામહોરનું દાન કરવાનું પણ લીધેલું છે પણ તેમાંથી હજી તેણે ૯૬ કરોડ સોનામહોરનું જ દાન કર્યું છે અને ચાર કરોડ સોનામહોરનું દાન બાકી છે. જો પોતાના જીવન દરમિયાન જ તે એ દાન પૂરૂં નહિ કરે તો તેનો આત્મા ધર્મઋણમાંથી મુક્ત નહિ બની શકે બીજી બાજુ મંત્રીઓ અને કોશાધ્યક્ષના મોઢે તેમણે પ્રિયદર્શીને જણાવ્યું કે કોશનું તળિયું જણાવા આવ્યું છે છતાં અશોક બૌદ્ધસંઘને બેહદ દ્રવ્યનું દાન કરી રહ્યો છે કોશની રક્ષા પર રાજ્યની સલામતીનો આધાર રહે છે એટલે મૌર્ય સામ્રાજ્યની સલામતીની ખાતર પ્રિયદર્શી પોતાની રાજસત્તાનો ઉપયોગ કરીને દાનનો આ અલૌકિક પ્રવાહ અટકાવે એ આવશ્યક છે

પ્રિયદર્શીને ધર્મના નામે રાજકોશને બરબાદ કરવાની અશોકની આ ધર્મઘેલછા ન રુચી છતાં પિતામહના માનને ખાતર તે મૌન રહ્યો કોશાધ્યક્ષે આ મૌનનો મનફાવતો અર્થ કરી અશોકને કહાવ્યું કે બાલનૃપતિ પ્રિયદર્શી હવે ઉંમર લાયક થયા છે અને તેમણે પોતાએ દાનનો આ વિપુલ પ્રવાહ અટકાવવાની આજ્ઞા ફરમાવી છે એટલે એ આજ્ઞાનું પાલન કરવાની પોતાની ફરજને અનુસરીને પોતે હવે દાનને માટે વિશેષ દ્રવ્ય ન આપી શકવા માટે દિલગીર છે

કોશાધ્યક્ષનો આ સંદેશો અશોકને પહોંચ્યો ત્યારે અશોકને પ્રિયદર્શીની વિરૂદ્ધ ઉશ્કેરવાને માટે રાધાગુપ્ત તૈયાર જ બેઠો હતો તેણે અશોકને કહ્યું કે, 'જે પૌત્ર પિતામહની હયાતિ દરમિયાન જ તેને પોતાના વચનનું પાલન કરતા રોકે છે તે તેના મરણ પછી શું નહિ કરે? માટે બહેતર છે કે આપ યુવાન નૃપતિને પાઠ ભણાવવાને ખાતર વ્યાજબી પગલું લ્યો.

અશોક આ વચનને માદગીને બિછાને સૂતો હતો તે રાજપ્રપંચોથી સારી રીતે માહિતગાર હતો એટલે પોતે કે પ્રિયદર્શી કોઇ કાવત્રાનો ભોગ ન થઇ પડે તે માટે તેણે કોશાધ્યક્ષના ઉપરોક્ત સંદેશ પ્રત્યે નિર્મમત દર્શાવતા કહ્યું, 'મૌર્ય સામ્રાજ્યનો સ્વામી હવે પ્રિયદર્શી છે તેની આજ્ઞાને સર્વેએ માન આપવું જ જોઇએ સામ્રાજ્યની સલામતીની ખાતર તેને કોશની રક્ષા જરૂરી જણાતી હોય તો તેની ઇચ્છા વિરૂદ્ધ હું તેમાંથી એક પાઇ પણ ન ખર્ચાવી શકું મારૂં થોડુંક ધર્મઋણ બાકી છે તે વાત સાચી, પણ તે ઋણ હું અન્યની તિજોરીમાંથી ન ચૂકવી શકું મારા પૌત્રને પોતાની ફરજ સમજાય તો ભલે તે ઋણ ચૂકવે નહિતર મારી ફરજ તો મારી પાસે જે કંઇ છે તે સર્વ સંઘને ચરણે સમર્પી દીધાથી પુરી થાય છે ' આ પ્રમાણે કહીને અશોકે પોતાના સોનાચાંદીના વાસણો, વસ્ત્રાલંકારો વગેરે બૌદ્ધ સંઘના વ્યવસ્થાપકોને મોકલાવી આપ્યા

**અશોકનું અવસાન**

અશોકના પલંગ પાસે હંમેશા રાધાગુપ્તની જ હાજરી રહેતી પ્રિયદર્શીના માથે રાજતંત્રની જવાબદારી લાદીને તે બહુધા તેને અશોકના સંપર્કથી દૂર જ રાખતો. એ સંયોગોમાં, થોડાક સમય પછી જ્યારે અશોક અવસાન પામ્યો[1] ત્યારે પણ પ્રિયદર્શી તેનાથી છેટે રહી ગયો.

---

(૧) દિવ્યાવદાન આદિ બૌદ્ધ ગ્રન્થોના આધારે અશોકનું મરણ આ સંયોગોમાં લેખીએ તો તેનું અવસાન ઇ સ. ૨૮૯ ૨૯૦ માં લેખાય. પણ બીજો મત એવો પણ છે કે આ પ્રસંગે તો અશોકે પ્રિયદર્શીને સામ્રાજ્યની તમામ સુપ્રત કરી દઇને સંન્યસ્ત સ્વીકાર્યું હતું એટલે કે શાસક વર્ગોના તેના સમયનો અંત આવ્યો હતો જ્યારે તેનું અવસાન તો ઇ સ. પૂ ૨૭૭ માં થયો હતો

[ જુઓ પ્રાચીન ભારતવર્ષ ભાગ ૨, પૃ. ૨૮૬ ]

છેવટની પળે બૌધ્ધાચાર્યો, રાધાગુપ્ત અને તેમના પક્ષકારો અશોકના પલંગની આસપાસ વીંટળાઇ વળ્યા. અને તેમણે અશોકનો અંતિમ સંદેશ મનફાવતા સ્વરૂપમાં ગોઠવી કાઢ્યો.

અશોકે પ્રિયદર્શીને અંતિમ પળે સિંહાસનભ્રષ્ટ કર્યો છે એમ જણાવવાની તો તેમની હિંમત નહોતી. પરંતુ તેમણે જાહેર કર્યું કે પ્રિયદર્શીએ અશોકને તેનું ચાર કરોડનું ધર્મઋણ ચૂકવતાં રોકેલો એટલે અશોકે પોતાને હસ્તક રહેલી પૃથ્વી બૌધ્ધ સંઘને દાન કરી દીધેલી છે જેથી કરીને ચાર કરોડ સોના મહોર આપીને તે પૃથ્વીને છોડવ્યા પછી જ પ્રિયદર્શીનો સ્વતંત્ર સમ્રાટ તરીકેનો રાજ્યાભિષેક ઉજવાઇ શકશે. આમ કરવાની પાછળ કાવત્રાંખોરોનો આશય એ હતો કે સ્વમાનશીલ પ્રિયદર્શી આ રીતે બૌદ્ધ સંઘ પાસેથી પૃથ્વી છોડાવવાના માર્ગને માનહાનિભર્યો લેખી કંઇક ઉદ્દામ પગલાં લેશે અને તેમાં પોતાને પ્રિયદર્શીની વિરૂધ્ધના પક્ષને પ્રબળ બનાવવાની તક સાંપડી રહેશે.

પણ પ્રિયદર્શીએ અશોકના આ કહેવાતા પૃથ્વીદાન અંગે બીજે દિવસે રાજસભામાં કહ્યું કે, " અમને રાજતિલક તો પિતામહની હયાતિ દરમિયાન જ થઇ ગયું છે. એટલે હવે તરતમાં ભવ્ય રાજ્યાભિષેકની આવશ્યકતા નથી રહેતી. અત્યારે તો પિતામહના પવિત્ર શબનો સ્વર્ગીય સન્માનપૂર્વક અગ્નિસંસ્કાર કરવો અને તે પછી રાજ્યમાં શોક પળાવવો એ જ આપણી પ્રથમ ફરજ છે. પિતામહની પાછળ છ માસનો શોક પળાવો જ જોઇએ. એટલે તે મુદ્દત વીત્યા પછી અમારો દબદબાભર્યો સ્વતંત્ર–રાજ્યાભિષેક ઉજવાશે. તે દરમિયાન પિતામહનાં સર્વે ધાર્મિક કે સાંસારિક ઋણોને ચૂકવી આપવાની હું વ્યવસ્થા કરીશ. ને પિતામહે જો કે પૃથ્વી કોઇને દાનમાં આપી હોય એ માની શકાય તેવી વસ્તુ નથી, કેમકે પૃથ્વીના નાથ તરીકે તો તેમણે અમને જ સ્વહસ્તે રાજતિલક કરેલું છે છતાં કોઇ એમ માનતું હોય કે પૃથ્વી તેમને દાનમાં મળી છે

**કાવત્રાંખોરોને પ્રિયદર્શીનો ઉત્તર**

તો તેમણે સમજવું જોઇએ કે પૃથ્વી કોઇને દાનમાં આપી શકાતી નથી, અને ભિક્ષુકો પાસે તે ટકતી પણ નથી. શાસ્ત્રમાં જણાવ્યા અનુસાર પણ વીરભોગ્યા વસુંધરા–પૃથ્વીના સ્વામી તરીકે તો વીર ક્ષત્રિયો જ શોભે છે. છતાં જો કોઇને એમ લાગતું હશે કે પૃથ્વીના નાથ તેઓ છે તો તેમનું તે નાથપદ માપી જોવાને માટે મૌર્ય તલવાર હંમેશાં ખુલ્લી જ રહેશે."

બૌદ્ધાચાર્યોને તો પ્રિયદર્શીનો આ ઉત્તર વિષના ઘૂંટડા સમો લાગ્યો પણ તેમનો તે ગળી ગયે જ છૂટકો હતો. કેમકે જેમના પીઠબળ પર તે કૂદતા હતા તે રાધાગુપ્ત વગેરે મંત્રીઓ તો પ્રિયદર્શીના આ ઉત્તરમાં સમાયેલા રાજતેજને નિહાળીને જ તેના ચરણે ઢળી ચૂક્યા હતા અને તેમણે વફાદારીના સોગંદ લીધા હતા. અશોકના મરણથી દાસીરાણીની પણ પુત્રજન્મની આશા પડી ભાંગી હતી અને તેણે પણ ઊગતા સૂર્ય સમા પ્રિયદર્શીનું શરણુ સ્વીકારી લીધું હતું. બીજી બાજુ પ્રિયદર્શીએ આડકતરી રીતે અશોકનું ધર્મઋણ ચૂકવી આપવાની ઇચ્છા પણ દર્શાવી દીધી હતી. એટલે બૌદ્ધ સંઘનું માન પણ જળવાઇ રહેતું હતું. આ સંયોગોમાં બૌદ્ધાચાર્યોએ પ્રિયદર્શીને ઉથલાવી પાડવાની આશાને તજી દઇ તેના સહકારની ઝંખના સેવવા માંડી. પ્રિયદર્શીએ પણ તેમને નરમ પડેલા જોઇ તેમના પ્રતિ મિત્રતાનો હાથ લંબાવ્યો અને પોતાના સામ્રાજ્યમાં બૌદ્ધોને સંરક્ષણની ખાત્રી આપી. આ રીતે પ્રિયદર્શીની આસપાસ પથરાયલાં વિરોધનાં વાદળો વીખરાઇ ગયાં અને મૌર્ય સિંહાસન પર પ્રિયદર્શી તેજસ્વી સૂર્યની જેમ પ્રકાશવા લાગ્યો.

**અશોકનો અગ્નિસંસ્કાર**

અશોકના અગ્નિસંસ્કાર માટેની રાજવંશી વિધિઓ પુરી થતાં અને તેની સ્મશાનયાત્રામાં ભાગ લેવાને દૂર દૂરનાં રાજ્યોના પ્રતિનિધિઓ આવી પહોંચતાં અશોકની ભવ્ય સ્મશાનયાત્રા કાઢવામાં આવી. માઇલોના માઇલો લગી પથરાયલી માનવમેદની એ મહાન સમ્રાટની પાછળ આંસુ સારી રહી પણ જ્યારે એ મેદનીની નજર યુવાન

નૃપતિ પ્રિયદર્શી પર ઠરતી ત્યારે ઉજ્જવળ ભવિષ્યની આશાએ એ આંસુની સાથે હર્ષની લાગણીઓ પણ સંમિશ્રિત બનતી

અશોકની અગ્નિસંસ્કારવિધિ પૂરી થતા પ્રિયદર્શીએ તેની પાછળ સામ્રાજ્યમા છ મહિનાનો શોક જાહેર કર્યો ને તેણે પોતે પણ જલસાઓ કે ઉત્સવોમા ભાગ લેવાનું છોડી દીધુ.

આ છ મહિનાના ગાળામા પ્રિયદર્શીએ અશોકના ધાર્મિક કે સામાજિક ઋણ ચૂકવી આપ્યા, રાજ્યવહીવટના બધા ખાતાઓથી તે માહિતગાર બન્યો અને અવ્યવસ્થા જણાઇ ત્યા વ્યવસ્થા આણી, અશોકની વૃદ્ધાવસ્થાનો લાભ લઇ જે સ્વાર્થી રાજપુરુષો રાજ્યસત્તા કે દ્રવ્યનો ઉપયોગ અંગત હિતો પાછળ કરી રહ્યા હતા તેમને ઉચિત દંડ દઇને તેણે સંયમમા આણ્યા રાજકોશને તર બનાવ્યો, સામ્રાજ્યના ખૂણેખૂણા લગી તેણે પોતાનો પ્રભાવ વિસ્તાર્યો. ને પછી તે રાજ્યાભિષેકની તૈયારીમા પરોવાયો

કુણાલ, કંચનમાળા ને ધાવમાતા પ્રિયદર્શિને રાજતિલક થયા પછી તરત ઉજ્જયિની પાછા ફરી ગયા હતા. તે પછી પ્રિયદર્શી પણ થોડોક સમય પાટલી-પુત્રમા તો કેટલોક વખત ઉજ્જયિનીમા રહેતો. પણ અશોકની બિમારી પછી તેને પાટલીપુત્રમા જ રહેવાનુ થયુ હતું એટલે કુણાલ–કંચનમાળાએ પણ તેનો રાજ્યાભિષેક ઉજવાઇ રહેતા લગી પાટલીપુત્રમા રહેવાનુ ઠેરવ્યું હતુ. તેઓ પણ રાજ્યાભિષેકની તૈયારીમા મદદ કરવા લાગ્યા

**પ્રિયદર્શીનો રાજ્યાભિષેક**

પાટલીપુત્રમા તો ઘેરઘેર જાણે લગ્નની તૈયારીઓ થતી હોય એવો દેખાવ થઇ રહ્યો આખુ પાટનગર અમરાપુરીની જેમ શોભવા લાગ્યુ સામ્રાજ્યના એકેએક ભાગમાથી શ્રીમંતો, સત્તાધીશો, પ્રજાના પ્રતિનિધિઓ અને માંડલિક નૃપતિઓ પાટલીપુત્ર આવવા લાગ્યા. દૂર દૂરના સ્વતંત્ર રાજ્યોએ પણ પોતાના પ્રતિનિધિઓ મોકલ્યા મેગેસ્થીનીશ તો એથેનાના મરણ પછી થોડાજ સમયમા ગ્રીસ પાછો ચાલ્યો ગયો હતો પણ ડેમેક્રાસ પ્રિયદર્શીના દરબારમા જ હતો અને ગ્રીક એલચી તરીકે તે ઊભો રહ્યો અને એ રીતે અપૂર્વ સમારંભપૂર્વક ઇ સ પૂ ૨૮૯ મા પ્રિયદર્શીનો સ્વતંત્ર રાજ્યાભિષેક ઉજવાયો ને બાલનૃપતિ પ્રિયદર્શી મૌર્ય સામ્રાજ્યનો સમ્રાટ બન્યો



# ચતુર્થ પરિચ્છેદ

## સદ્ધર્મને માર્ગે

સાર :—

આ પરિચ્છેદમાં–રાજ્યાભિષેક પછી પ્રિયદર્શીની કર્તવ્યશીલતા; સામ્રાજ્ય ભરમાં તેનો વિસ્તરેલો પ્રભાવ; સામ્રાજ્યમાં પર્યટને નીકળતાં તેનું અવંતી જઇ પહોંચવું; ત્યાં રથયાત્રાનો ઉત્સવ અને રથયાત્રાના વરઘોડામાં ફરતા શ્રી આર્ય મહાગિરિ અને શ્રી આર્યસુહસ્તી નામે બે જૈનાચાર્યોના દર્શનથી પ્રિયદર્શીને ઉપજેલું જાતિસ્મરણજ્ઞાન; તે જ્ઞાનના બળે એ આચાર્યોએ તેના ઉપર પૂર્વભવમાં કરેલા ઉપકારની તાજી બનેલી સ્મૃતિ; તેણે આચાર્યોને વંદન કરી તેમના ચરણે ધરેલું સામ્રાજ્ય; આચાર્યોએ સામ્રાજ્ય પ્રત્યે નિસ્પૃહા દર્શાવી પ્રિયદર્શીને કરેલો જૈન ધર્મનો બોધ; પ્રિયદર્શીએ કરેલો જૈન ધર્મનો સ્વીકાર; રથયાત્રાદિ ઉત્સવોમાં તેણે લેવા માંડેલો રસ; તેની માતાને થયેલો હર્ષ; પ્રિયદર્શીએ માંડલિક નૃપતિઓને સમજાવેલું જૈન ધર્મનું મહત્ત્વ તથા તે પ્રત્યે સદ્ભાવ ને અનુરાગ દાખવવાની તેણે તેમને આપેલી સલાહ; કુણાલ–કંચનમાળાનું અવસાન ને મૌર્ય રાજવંશમાં તેમનું સ્થાન; તથા પ્રિયદર્શીનું કુટુંબ વગેરે વિગતો સમાવવામાં આવી છે.

### પ્રિયદર્શીની કર્તવ્યશીલતા

રાજ્યાભિષેકની વિધિ પતી જતા અને વિશ્વભરમા પ્રિયદર્શી નો મૌર્ય સામ્રાજ્યના બિનહરીફ સમ્રાટ તરીકે સ્વીકાર થતા પ્રિયદર્શી એ સ્વતંત્રપણે મૌર્ય કારોબારની લગામ પોતાના હાથમા લીધી અને સામ્રાજ્યના રથને વિજય તેમજ ક્રાંતિને માર્ગે આગળ ધપાવવાનો નિર્ણય કર્યો

સૌથી પ્રથમ તેણે વ્યવસ્થાનુ અંગ હાથમા લીધુ ઉત્તરાવસ્થામા અશોકે પોતાની શક્તિનો મોટો ભાગ મૌર્ય સામ્રાજ્યને બદલે બૌદ્ધ સંઘની પાછળ ખર્ચ્યો હતો અને પરિણામે રાજતંત્રના અનેક અંગોમા શિથિલતા પ્રવેશવા માડી હતી અશોકના ઉત્તેજનથી વિરાટ સ્વરૂપમા વિસ્તરેલો બૌદ્ધ સંઘ સામ્રાજ્યને સહાયક બનવાને બદલે ઊલટુ રાજકારણની લગામ પોતાના હાથમા રાખવાને માટે ફાવાદાવા ખેલી રહ્યો હતો અનેક સ્થળે સત્તાની ચાવી સામ્રાજ્ય હિતચિંતક રાજપુરુષોને બદલે બૌદ્ધ ભિક્ષુકોના હાથમા રમતી હતી પરિણામે વખતો વખત રાજસત્તા અને ધર્મસત્તા વચ્ચે ઘર્ષણ જામતુ અને અનેક પ્રસંગે રાજસત્તાના હિતો જોખમમા મૂકાતા

પ્રિયદર્શી એ આ પરિસ્થિતિનુ સૂક્ષ્માવલોકન કર્યુ અને બૌદ્ધ સંઘને પોતાની ધાર્મિક મર્યાદાઓ જાળવી રાખવાની ને રાજસત્તા સાથે અથડામણમા ન ઊતરવાની સલાહ આપી પ્રિયદર્શીના પ્રભુત્વશીલ વ્યક્તિત્વથી ભયભીત બનીને બૌદ્ધ સંઘને ધીમે ધીમે પોતાની મર્યાદાઓ સ્વીકારવી પડી અને પરિણામે રાજતંત્ર વધારે નિર્મળ અને સ્વહિતતત્પર બન્યુ

અશોકનો એક મંત્રી રાધાગુપ્ત અશોકની માદગી વેળા બૌદ્ધ સંઘ સાથે મળી જઈને પ્રિયદર્શીને ઉથલાવી પાડવાને તત્પર બ યો હતો પણ અશોકના મરણ પછી પ્રિયદર્શીનુ પ્રભુત્વ નિહાળી તેણે પ્રિયદર્શીનુ શરણુ સ્વીકાર્યુ હતુ તે આપણે ઉપર જોઈ ગયા છીએ અને બીજો મંત્રી મહાદેવ તો પહેલેથી જ મૌર્ય રાજવંશને વફાદાર રહ્યો હતો આ બન્ને મંત્રીઓના હાથમા યોગ્ય સત્તા સોપીને પ્રિયદર્શીએ મહારાજ્યની આતરિક સુધારણા આદરી

સૌથી પ્રથમ સામ્રાજ્યના દરેક વિભાગોમા વહીવટીતંત્રમા સુધારણા કરીને અધિકારીપદ યોગ્ય પુરુષોના જ હાથમા રહે એવી વ્યવસ્થા કરવામા આવી તે રાજપુરુષો દરેક રાજાજ્ઞાનુ ઝડપી અને સંપૂર્ણ પાલન કરે એવો બંદોબસ્ત કરવામા આવ્યો આ રીતે સામ્રાજ્યના સચાની દરેક કડીઓ કાર્યતત્પર બનતા સામ્રાજ્યનો પાયો વધારે સુદૃઢ બન્યો જેથી તેની ગતિ સુસ્થિર અને વેગવાન બની આ વ્યવસ્થામા કશી ખામી ન રહે તે માટે પ્રિયદર્શીએ ગુપ્તચરોની નિમણૂક કરી પરિણામે અશોકના સમયમા જે અનેક કાવત્રાઓ ઘડાતા અને કેટલીયે મહત્ત્વની વિગતોથી અશોક બિનમાહિતગાર રહેતો તથા ઘણી વખત તેની આજ્ઞાઓનું પૂરૂ પાલન પણ ન થતુ તેવુ પ્રિયદર્શીના શાસનમા થઈ શકે એ અસંભવિત બ યુ

અશોકની ઘણીખરી શક્તિ બૌદ્ધ ધર્મના વિકાસમા વપરાઈ જવાથી અનેક મહત્ત્વના રાજકીય કર્તવ્યોમા ઉણપો રહી જવા પામી હતી સામ્રાજ્યવિસ્તાર અને વિજયની મહત્ત્વાકાક્ષા તો વર્ષો થયા વિસારે પડી ગઈ હતી, પરંતુ એટલુ જ નહિ પણ આંતરિક ખીલવણીના અનેક ક્ષેત્રો પ્રત્યે પણ ઉપેક્ષા સેવાણી હતી પ્રિયદર્શી એ એ બધા કાર્યો ક્રમે ક્રમે હાથ ધર્યાં

તેણે જર્જરિત રસ્તાઓ સમરાવ્યા અને મોટા નગરોને સાકળતા સખ્યાબંધ નવા રાજમાર્ગો બંધાવરાવ્યા માર્ગોની બન્ને હાર પર તેણે વૃક્ષો રોપાવ્યા અને સ્થળે સ્થળે વાવ, કુવા, સરોવરો આદિ જલાશયો બધાવરાવવાનો બંદોબસ્ત કર્યો ધર્મશાળા, મંદિરો દવાખાના પાઠશાળા, આશ્રયસ્થાનો આદિ જાહેર હિતને જાળવતી ઇમારતો જ્યા જર્જરિત બની ગઈ હતી ત્યા તે સમરાવવાનો અને આવશ્યક સ્થાનોએ તે નવી ઊભી કરાવવાનો તેણે બંદોબસ્ત કર્યો તેણે અનેક નવા ક્રીડાબગીચા બનાવરાવ્યા એક દરે—નૈતિક અને ભૈતિક—બન્ને માર્ગે પ્રજાને ઉન્નત બનાવવાના તેણે સર્વ શક્ય ઉપાયો લીધા

તેની આ કર્તવ્યશીલતાથી, બૌદ્ધ ડખલગીરીને તેણે રાજકારણમાંથી આપેલી વિદાયથી અને અધિકારીઓ પરના તેના અપ્રતિમ વર્ચસ્વથી સામ્રાજ્યના ખૂણેખૂણા લગી તેનો પ્રભાવ ફેલાયો. કર્તવ્યભ્રષ્ટ અધિકારીઓ કે દુષ્ટ પ્રજાજનો તેનાથી ધ્રૂજવા લાગ્યા. સન્માર્ગી માનવોએ તેને પોતાના જીવનસંરક્ષક મહાપુરુષ તરીકે વધાવી લીધો.

આ રીતે સામ્રાજ્યભરમાં પોતાની સત્તા અને પ્રભુતાને અચળ બનાવીને અને નિપુણ એલચીઓ મારફત પરદેશોમાં પણ મિત્રતાનાં બીજ વાવીને પ્રિયદર્શી પોતાના મહારાજ્યમાં પર્યટને નીકળ્યો.

પર્યટનમાં તેણે સૌથી પ્રથમ લક્ષ અવંતી પ્રતિ દોડાવ્યું. કેમકે સામ્રાજ્યમાં પાટલીપુત્રથી બીજે જ નંબરે અવંતીનું સ્થાન હતું. પાટલીપુત્ર જેમ મગધનું હૃદય ગણાતું તેમ ઉજ્જયિની–અવંતી એ માલવ–અવંતી પ્રદેશનું મુકુટમણિ ગણાતું. તે ઉપરાંત પ્રિયદર્શીનાં માતાપિતાએ એ પ્રદેશમાં જ પોતાનું જીવન વીતાવ્યું હતું, પ્રિયદર્શીનો પોતાનો જન્મ પણ ત્યાંજ થયો હતો અને રાજ્યાભિષેક પછી કુણાલ–કંચનમાળા પણ ત્યાંજ જઇ રહ્યાં હતાં; એટલે માતપિતાનાં દર્શનની દૃષ્ટિએ પણ ત્યાં પ્રથમ જવું આવશ્યક હતું. આ બધા સંયોગોનો વિચાર કરીને પ્રિયદર્શી ભવ્ય રસાલા સાથે અવંતીને માર્ગે ચાલ્યો.

### પર્યટન

રસ્તે જે જે ગામ કે નગરો આવ્યાં ત્યાં ત્યાં પ્રિયદર્શીને પ્રજાના હૃદયેશ્વર અને યશસ્વી સમ્રાટ સમું માન મળ્યું. પ્રિયદર્શીથી ક્યાંય વિશેષ થોભી શકાય તેમ નહોતું છતાં વિસામાનો જે કંઇ અલ્પ સમય મળ્યો તેમાં પણ, તેણે પ્રજાના પ્રતિનિધિઓને મુલાકાતો આપી તેમની જરૂરિયાતો જાણી લીધી, અધિકારીઓને એ જરૂરિયાતો સંતોષવાની અને કર્તવ્યશીલ બનવાની સલાહ–સૂચનાઓ આપી, વૃદ્ધ અને ધર્મિષ્ઠ પુરુષોનાં તેણે દર્શન કર્યાં, અને ભિક્ષુકો, અનાથો તથા વૃદ્ધોને તેણે ઉચિત દાન દીધું. આ રીતે પ્રજાના હૃદય સિંહાસન પર પોતાના સ્થાનને અમર બનાવતો પ્રિયદર્શી થોડા સમયમાં અવંતી જઇ પહોંચ્યો.



અવંતીની પ્રજાએ પોતાના બાલ રાજકુમાર અને પ્રિયતમ સમ્રાટનું ભાવભીનું સ્વાગત કર્યું. પ્રિયદર્શીએ જ્યારે યુવરાજપદે અભિષેક પામવાને પાટલીપુત્ર જવા માટે આ નગરની વિદાય લીધેલી તે પ્રસગના અને આજના સમારંભમાં એટલું જ અંતર હતું કે જેટલું અંતર વિદેશ સિધાવતા પોતાના કાન્તને કોઇ પ્રિયતમા ભાવ છલકતી વિદાય આપે અને વર્ષો પછી એ કાન્ત પાછો ફરતાં તેને તે ઉમળકાથી વધાવી લે એ બે પ્રસંગની વચ્ચે હોય છે. પ્રજાના એવા સન્માનસાગરમાં ઝુલતો પ્રિયદર્શી થોડા સમયમાં રાજમંદિરમાં પહોંચ્યો અને માતપિતાના ચરણમાં નમ્યો.

બીજે દિવસે પ્રિયદર્શીએ રાજદરબાર ભર્યો અને નગરશેઠ આદિ પ્રજાના સન્માનિત પુરુષોએ તેના ચરણે નજરાણાં ધર્યાં. પ્રિયદર્શીએ પોતે પણ કર્તવ્યશીલ રાજપુરુષો અને પ્રજાજનોને યોગ્ય ભેટોથી નવાજ્યા. આ વખતે પ્રિયદર્શીએ પોતાના પ્રભુત્વશીલ વ્યક્તિત્વનો જે પ્રભાવ દર્શાવ્યો અને પ્રજાના સર્વતોમુખી વિકાસની જે ભાવનાઓ વ્યક્ત કરી તેના પ્રવાહમાં અવંતીનાં હૃદયો તેના ચરણે આવી ઠલવાયાં.

### રથયાત્રાનો વરઘોડો

એ યુગમાં અવંતી એ જૈનોનું પરમ ધામ હતું. ભગવાન મહાવીર એ પ્રદેશમાં જ નિર્વાણ પામ્યા હતા અને મહાન સમ્રાટ ચંડપ્રદ્યોતે અવંતીમાંથી જ વિજયડંકો વગડાવ્યો હતો. અવંતી એ અનેક જૈન મહાપુરુષોની પુણ્યભૂમિ હતી. ત્યાંની જૈન પ્રજા પ્રાણવાન અને ધર્મિષ્ઠ હતી. વખતો વખત ત્યાં ભવ્ય જૈન ઉત્સવો ઉજવાતા.

આજે પણ એવો જ એક સ્વર્ગીય ઉત્સવ ઉજવાતો હતો. અવંતીમાં વર્ષોવર્ષ જીવંતસ્વામીની રથયાત્રા નીકળતી અને આજે તેને લગતો વરઘોડાનો દિવસ હતો. શ્રી જીવંતસ્વામીને વાંદવાને અને આ ઉત્સવમાં ભાગ લેવાને થોડાક સમય થયાં અવંતીમાં પધારેલા બે મહાન

જૈનાચાર્ય શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્યસુહસ્તી પણ આ વરઘોડામાં ભાગ લેનાર હોઇ અવંતીની જૈન પ્રજામાં અજબ ઉત્સાહ ખીલી નીકળ્યો હતો

રથયાત્રાનો વરઘોડો જ્યારે ફરતો ફરતો રાજમહેલની સમીપથી પસાર થવા લાગ્યો ત્યારે મહેલના ઝરૂખામાં બેઠેલા સમ્રાટ પ્રિયદર્શીની નજર એ વરઘોડા પ્રતિ આકર્ષાણી વરઘોડાની કલામય ભવ્યતાને તે

**પ્રિયદર્શી અને તેનો પૂર્વભવ**

પ્રશંસનીય નજરે નિહાળી રહ્યો એટલામાં તેની દૃષ્ટિ તે વરઘોડાની આગળ ચાલતા બે અલૌકિક મુનિવરો પર ઠરી. તેમને અવલોકતાં વેંત તેની સ્મૃતિ વધારે ઊંડી ઊતરવા લાગી અને તેને થયું કે પોતે કોઇક પ્રસંગે આ બેમાંથી એક મુનિવરના ગાઢ સંપર્કમાં આવેલો છે. એ વિચાર સાથે જ તે આત્મમંથન અનુભવી રહ્યો અને તેમ કરતાં તેને પૂર્વજન્મનું જ્ઞાન ઉપજ્યું એ જ્ઞાનના બળે તેણે જોયું કે પૂર્વજન્મમાં પોતે એક રંક ભિક્ષુક હતો પણ એ મુનિવરના પ્રતાપે જ ધર્મમાર્ગે વળી તેના બળે આ જન્મમાં સમ્રાટપદ પામ્યો હતો આ પ્રમાણે તેની જ્ઞાનદૃષ્ટિ પૂર્વભવ સાથે સંકળાવાથી પળભર તે બેહોશ બની ગયો પરિચારકોએ તરત જ આવી પહોંચી તેને સચેત બનાવ્યો તે સચેત બનતાં જ પ્રિયદર્શીની નજર સામે મુનિવરોનું અલૌકિક વ્યક્તિત્વ તરવરવા લાગ્યું. તેની સ્મૃતિ ઝડપથી વર્તમાનકાળમાં પાછી ફરી તેણે રાજમહેલ પાસેથી પસાર થઇ રહેલો વરઘોડો અને તેની આગળ વિચરતા મુનિવરો પ્રતિ દૃષ્ટિ દોડાવી તે પૂર્વજન્મ અને આ જન્મનો સંબંધ વિચારી રહ્યો તરત જ તેને મુનિવરો પ્રત્યેની પોતાની ફરજ યાદ આવી તે તત્કાળ રાજમંદિરમાંથી નીચે ઊતર્યો સમ્રાટને નીચે આવ્યા નિહાળી વરઘોડો પળભર થોભી રહ્યો પ્રિયદર્શી ઝડપથી વરઘોડાની આગળ જઇ પહોંચ્યો અને શ્રી આર્યસુહસ્તીના ચરણમાં માથું નમાવતાં બોલ્યો, "હે ભગવન્! જૈન ધર્મની આરાધનાથી કેવાંક ફળ પ્રાપ્ત થાય?"

"રાજન્!" શ્રી આર્યસુહસ્તી મહારાજે શાંત વદને ઉત્તર આપ્યો, "જૈન ધર્મની આરાધનાથી સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે"

પ્રિયદર્શીએ ફરી પૂછ્યું, 'દેવ! સામાયિકનું શું ફળ મળે?"

"નૃપતિ!" શ્રી આર્યસુહસ્તીએ પ્રિયદર્શીના ચહેરા પર નજર ઠેરવતાં કહ્યું, "અવ્યક્ત સામાયિકના બળે રાજ્યાદિકની પ્રાપ્તિ થાય છે જ્યારે વ્યક્ત સામાયિકથી મોક્ષ પણ પ્રાપ્ત થઇ શકે છે"

"સાચી વાત, આપ કહો છો તે અક્ષરશઃ યથાર્થ છે." પ્રિયદર્શી શ્રી આર્યસુહસ્તી સ્વામીને ઉદ્દેશીને મોટેથી બોલ્યો. અને પછી મનમાં વિચારી રહ્યો કે, "મને આ જે રાજ્ય પ્રાપ્ત થયું છે તે પૂર્વજન્મમાં આ ગુરુદેવે મને કરાવેલી સામાયિકની આરાધનાને જ આભારી હોવું જોઇએ"—પછી તે મોટેથી બોલ્યો, "ગુરુદેવ! આપ મને ઓળખો છો?"

"મેં ધં સામ્રાજ્યના સ્વામીને કોણ ન ઓળખે?" શ્રી આર્યસુહસ્તીએ શાંતિથી ઉત્તર દીધો

"એમ નહિ." પ્રિયદર્શીએ ભક્તિભાવે કહ્યું. "કોઇક બીજા સંબંધે."

'બીજો સંબંધ પૂર્વભવનો' શ્રી આર્યસુહસ્તીએ પ્રિયદર્શીના ચહેરા પર હૃદયમાં ઊતરી જાય એવી સૂક્ષ્મ, તેજોમય ને નિર્મળ નજર ઠેરવતા કહ્યું

"શું આપ મારો પૂર્વભવ જાણો છો?" પ્રિયદર્શીએ ભક્તિમય ઉત્સુકતાથી પૂછ્યું.

"કેમ નહિ?" શ્રી આર્યસુહસ્તીએ લોકોત્તર સ્વરે ઉત્તર દીધો. અને પછી તેઓએમ વાણીમાં બોલ્યા.

"પૂર્વે શ્રી આર્યમહાગિરિ આચાર્યની સાથે વિચરતા વિચરતા અમે એક પ્રસંગે ગચ્છ સહિત કૌશાંબી જઇ પહોંચેલા અને સ્થાનના સંકોચથી બન્ને આચાર્ય જુદી જુદી વસ્તીમાં રહેલા એવામાં ત્યાં ભયંકર દુષ્કાળ પડ્યો પરંતુ ત્યાંની ધર્મપ્રિય પ્રજા અમારા પ્રત્યેની ભક્તિથી અમને અન્નપાનાદિક વહોરાવવામાં ઊલટી વિશેષ ઉત્સાહી બની. એક દિવસે અમારા

શિષ્યો ભિક્ષાને માટે એક શેઠને ઘેર ગયા. ત્યાં તેમની પાછળ કોઈ રંક પુરુષ આવ્યો. તે રંકના દેખતાં મુનિઓએ ગૃહસ્થના આગ્રહથી મોદકાદિકની ભિક્ષા લીધી. તે ભિક્ષા વહોરીને વસતી તરફ આવતા સાધુઓની પાછળ આવી પેલો રંક બોલ્યો, “ હે ભગવન્! મને ભોજન આપો.” તે પ્રસંગે અમારા શિષ્યોએ ઉત્તર દીધો કે, ‘ ગુરુની આજ્ઞા વિના અમારાથી કશું જ ન બની શકે. ’ તે સાંભળીને તે રંક તેમની પાછળ પાછળ અમારી સમીપ આવી પહોંચ્યો ને દીન થઇ અમારા પાસે ભોજન માગ્યું. અમે ભાવિ સુકૃત્યોની પરંપરા અવલોકીને કહ્યું, “ ભાઇ, આ ભિક્ષા દીક્ષિત મુનિઓને વહોરાવવામાં આવી છે. એટલે સાધુ વિના અન્ય કોઇથી એનો ઉપયોગ ન થઇ શકે. જો તું દીક્ષા લે તો જ તને એમાંથી ભોજન મળી શકે. ” એ સાંભળીને તે રંક વિચારવા લાગ્યો કે, “ આજીવન કષ્ટ તો હું વેઠતો આવ્યો છું. તેની સાથે સરખાવતાં આ વ્રતનું કષ્ટ સહેલું ગણાય. કેમકે તેમાં છેવટે સુંદર ભોજનનો તો લાભ મળે જ છે. ” આમ વિચારીને, તે રંકે તરત જ અમારા પાસે દીક્ષા લીધી. પછી અમે તેને તેની ઇચ્છાનુસાર ભોજન આપ્યું. પણ તેણે ઘણા દિવસે મીષ્ટ પદાર્થો નિહાળ્યા હોઇ તેનું કંઠપર્યન્ત ભોજન કર્યું. પરિણામે અતિશય આહારથી શ્વાસ રોકાઇ જતાં તે જ રાત્રિએ તે મરણ પામ્યો. પરંતુ મધ્યસ્થ ભાવે રહેતાં તે સાધુ અવ્યક્ત સામાયિકના બળે મૌર્ય યુવરાજ કુણાલના પુત્ર તરીકે અવતરીને મૌર્ય સામ્રાજ્યનો સ્વામી બન્યો છે.”

પ્રિયદર્શી શ્રી આર્યસુહસ્તી મહારાજના આ વાણીપ્રવાહને એક ચિત્તે સાંભળી રહ્યો. અને તેમનું વર્ણન પોતે નિહાળેલા પૂર્વજન્મના દૃશ્ય સાથે સંપૂર્ણ મળતું આવતાં તે પોતાના ઉપકારી ગુરુદેવને ફરીફરીને નમ્યો. તે ગુરુવર્યની સમીપ ઊભેલા તેમના વડીલ ગુરુભાઇ શ્રી આર્યમહાગિરિને પણ તેણે વંદન કર્યું અને પછી શ્રી આર્યસુહસ્તી આચાર્યને સંબોધીને બોલ્યો, “ દેવ! આપના જ પ્રસાદથી હું આ પદની પામ્યો છું. આપે જો તે પ્રસંગે મને દીક્ષા ન આપી હોત તો હું, રંક ભિક્ષુક તરીકે જ રહ્યો હોત અને કેવીયે ગતિ પામત. એટલે મારા સામ્રાજ્યના સાચા સ્વામી તો આપ જ છો. પૂર્વભવે જેમ આપ મારા ગુરુ હતા, તેમ આ ભવે પણ આપ જ મારા ગુરુ છો. હું તો આપનો આજ્ઞાંકિત શિષ્ય લેખાઉં.”

“ રાજન્” શ્રી આર્યસુહસ્તી સ્વામીએ શાંત સ્વરે કહ્યું, “ અમારા નિસ્પૃહી જીવનને સામ્રાજ્યો સાથે કશો જ સંબંધ ન હોઇ શકે. તે વિષયમાં અમારું કર્તવ્ય તો સામ્રાજ્યના સ્વામીઓ સદ્ધર્મને માર્ગે વળે ત્યાં જ પૂરું થાય છે. ”

### સદ્ધર્મને માર્ગે

“ તો પછી આપ મને એ સદ્ધર્મનો પ્રધાન માર્ગ દર્શાવો. ”

“ હે રાજન્! ” શ્રી આર્યસુહસ્તી સ્વામીએ પ્રેરક વાણીમાં કહ્યું, “ આલોક અને પરલોકના સુખને માટે તું જૈન ધર્મનો સ્વીકાર કર. તે ધર્મમાં માનવી પ્રતિક્રમણના યોગે પાપથી પાછો હટી શકે છે. તે ધર્મના ઉપાસકો પરલોકમાં સ્વર્ગ અને મોક્ષ પામે છે અને આ લોકમાં હસ્તી, અશ્વ અને કોશાદિકની ઉત્તરોત્તર વૃદ્ધિગત સંપત્તિ પામે છે.”

રાજાએ તરત જ તે સ્થળે જૈન ધર્મનો સ્વીકાર કરતાં કહ્યું કે–‘ શ્રી જિનેશ્વર ભગવંત દેવ, સુસાધુ ગુરુ અને અર્હત્ પ્રણિત ધર્મ જ મારે પ્રમાણ છે. ” ને એ પ્રમાણે સમક્તિના ઉચ્ચારપૂર્વક સમ્રાટ પ્રિયદર્શીએ તરત જ ઉપાસક–શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કર્યાં.

### શ્રાવકનાં બાર વ્રત

પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત ને ચાર શિક્ષાવ્રત–એમ બાર વ્રત સાચા જૈન–શ્રાવક–ઉપાસકનાં આવશ્યક લક્ષણો ગણાય છે. તેમાં પ્રાણાતિપાત વિરમણ યાને અહિંસા, મૃષાવાદ વિરમણ યાને સત્ય, અદત્તાદાન વિરમણ યાને અસ્તેય, મૈથુન વિરમણ યાને શીલ ને પરિગ્રહપરિમાણ યાને દ્રવ્યમર્યાદા ( અપરિગ્રહ ) એ પાંચ અણુવ્રત ગણાય છે. દિગ્પરિમાણ યાને દેશાટનાદિની મર્યાદા, ભોગોપભોગ

જૈનાચાર્ય શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્યસુહસ્તી પણ આ વરઘોડામા ભાગ લેનાર હોઇ અવતીની જૈન પ્રજામા અજબ ઉત્સાહ ખીલી નીકળ્યો હતો

### પ્રિયદર્શી અને તેનો પૂર્વભવ

રથયાત્રાનો વરઘોડો જ્યારે ફરતો ફરતો રાજમહેલની સમીપથી પસાર થવા લાગ્યો ત્યારે મહેલના ઝરૂખામા બેઠેલા સમ્રાટ પ્રિયદર્શીની નજર એ વરઘોડા પ્રતિ આકર્ષાણી વરઘોડાની કલામય ભવ્યતાને તે પ્રશસનીય નજરે નિહાળી રહ્યો એટલામા તેની દૃષ્ટિ તે વરઘોડાની આગળ ચાલતા બે અલૌકિક મુનિવરો પર ઠરી. તેમને અવલોકતા વેત તેની સ્મૃતિ વધારે ઊંડી ઊતરવા લાગી અને તેને થયુ કે પોતે કોઇક પ્રસગે આ બેમાથી એક મુનિવરના ગાઢ સંપર્કમા આવેલો છે. એ વિચાર સાથે જ તે આત્મમંથન અનુભવી રહ્યો અને તેમ કરતા તેને પૂર્વજન્મનુ જ્ઞાન ઉપજ્યુ એ જ્ઞાનના બળે તેણે જોયુ કે પૂર્વજન્મમા પોતે એક રક ભિક્ષુક હતો પણ એ મુનિવરના પ્રતાપે જ ધર્મમાર્ગે વળી તેના બળે આ જન્મમા સમ્રાટપદ પામ્યો હતો આ પ્રમાણે તેની જ્ઞાનદૃષ્ટિ પૂર્વભવ સાથે સકળાવાથી પળભર તે બેહોશ બની ગયો પરિચારકોએ તરત જ આવી પહોચી તેને સચેત બનાવ્યો તે સચેત બનતા જ પ્રિયદર્શીની નજર સામે મુનિવરોનુ અલૌકિક વ્યક્તિત્વ તરવરવા લાગ્યુ. તેની સ્મૃતિ ઝડપથી વર્તમાનકાળમા પાછી ફરી તેણે રાજમહેલ પાસેથી પસાર થઇ રહેલો વરઘોડો અને તેની આગળ વિચરતા મુનિવરો પ્રતિ દૃષ્ટિ દોડાવી તે પૂર્વજન્મ અને આ જન્મનો સબધ વિચારી રહ્યો તરત જ તેને મુનિવરો પ્રત્યેની પોતાની ફરજ યાદ આવી તે તત્કાળ રાજમદિરમાથી નીચે ઊતર્યો સમ્રાટને નીચે આવ્યા નિહાળી વરઘોડો પળભર થોભી રહ્યો પ્રિયદર્શી ઝડપથી વરઘોડાની આગળ જઇ પહોચ્યો અને શ્રી આર્યસુહસ્તીના ચરણમા માથુ નમાવતા બોલ્યો, "હે ભગવન્! જૈન ધર્મની આરાધનાથી કેવાક ફળ પ્રાપ્ત થાય?"

"રાજન્!" શ્રી આર્યસુહસ્તી મહારાજે શાત વદને ઉત્તર આપ્યો, "જૈન ધર્મની આરાધનાથી સ્વર્ગ અને મોક્ષની પ્રાપ્તિ થાય છે"

પ્રિયદર્શીએ ફરી પૂછ્યુ, 'દેવ! સામાયિકનુ શુ ફળ મળે?"

"નૃપતિ!" શ્રી આર્યસુહસ્તીએ પ્રિયદર્શીના ચહેરા પર નજર ઠેરવતા કહ્યુ, "અવ્યક્ત સામાયિકના બળે રાજ્યાદિકની પ્રાપ્તિ થાય છે, જ્યારે વ્યક્ત સામાયિકથી મોક્ષ પણ પ્રાપ્ત થઇ શકે છે"

"સાચી વાત, આપ કહો છો તે અક્ષરશઃ યથાર્થ છે." પ્રિયદર્શી શ્રી આર્યસુહસ્તી સ્વામીને ઉદ્દેશીને મોટેથી બોલ્યો અને પછી મનમા વિચારી રહ્યો કે, "મને આ જે રાજ્ય પ્રાપ્ત થયુ છે તે પૂર્વજન્મમા આ ગુરુદેવે મને કરાવેલી સામાયિકની આરાધનાને જ આભારી હોવુ જોઇએ."—પછી તે મોટેથી બોલ્યો, "ગુરુદેવ! આપ મને ઓળખો છો?"

"મૌર્ય સામ્રાજ્યના સ્વામીને કોણ ન ઓળખે?" શ્રી આર્યસુહસ્તીએ શાતિથી ઉત્તર દીધો

"એમ નહિ." પ્રિયદર્શીએ ભક્તિભાવે કહ્યુ. "કોઇક બીજા સબધે."

"બીજો સબધ પૂર્વભવનો" શ્રી આર્યસુહસ્તીએ પ્રિયદર્શીના ચહેરા પર હૃદયમા ઊતરી જાય એવી સૂક્ષ્મ, તેજોમય ને નિર્મળ નજર ઠેરવતા કહ્યુ

"શુ આપ મારો પૂર્વભવ જાણો છો?" પ્રિયદર્શીએ ભક્તિમય ઉત્સુકતાથી પૂછ્યુ.

"કેમ નહિ?" શ્રી આર્યસુહસ્તીએ લોકોત્તર સ્વરે ઉત્તર દીધો અને પછી તેજોમય વાણીમા બોલ્યા.

"પૂર્વે શ્રી આર્યમહાગિરિ આચાર્યની સાથે વિચરતા વિચરતા અમે એક પ્રસગે ગચ્છ સહિત કોશાબી જઇ પહોચેલા, અને સ્થાનના સકોચથી બને આચાર્ય જુદી જુદી વસ્તીમા રહેલા એવામા ત્યા ભયકર દુષ્કાળ પડયો, પરતુ ત્યાની ધર્મપ્રિય પ્રજા અમારા પ્રત્યેની ભક્તિથી અમને અન્નપાનાદિક વહોરાવવામા ઊલટી વિશેષ ઉત્સાહી બની એક દિવસે અમારા

પ્રિયદર્શીએ પોતાના ધર્મપરિવર્તનની સામ્રાજ્યભરમાં થયેલી આ અસરનું થોડાક સમય લગી તટસ્થ ભાવે નિરીક્ષણ કર્યું અને જ્યારે તેણે જોયું કે એ પરિવર્તનથી વિરોધી કરતાં સહાયક બળોને વધારે વેગ મળ્યો છે ત્યારે તે જૈન ધર્મમાં વધુને વધુ રસ દાખવવા માંડયો.

**પ્રિયદર્શીએ જૈન ધર્મમાં લેવા માંડેલો વધુ રસ**

તે પ્રતિદિન શ્રી આર્યસુહસ્તી આચાર્યના વંદને જવા લાગ્યો તેમજ મહત્ત્વની દરેક ધાર્મિક ક્રિયાઓમાં હાજરી પણ આપવા લાગ્યો. અને તેને અનુસરીને અવંતીની પ્રજા પણ ધાર્મિક ક્રિયાઓમાં વધુ રસ લેવા લાગી.

આ પ્રમાણે થોડા જ સમયમાં ધર્મપરિવર્તનની શુભ અસરો નીપજાવીને પ્રિયદર્શીએ પોતાનું અધૂરૂં સામ્રાજ્ય-પર્યટન ફરી શરૂ કર્યું. ને તેણે અવંતીથી નીકળીને તક્ષશિલા આદિ સામ્રાજ્યનાં મહત્ત્વનાં કેન્દ્રોની મુલાકાત લીધી.

**સામ્રાજ્ય-પર્યટન**

સ્થળે સ્થળે તેનું ભવ્ય સ્વાગત થયું. જૈનોએ તેને પોતાના નૃપતિ તરીકે વધાવી લીધો, બૌધ્ધોએ તેને ભયથી સન્માન્યો, વૈદિક ધર્માનુયાયીઓએ તેને શુભેચ્છાની આશાથી પ્રેરાઈને સત્કાર્યો. તેણે સર્વ ધર્મોને સંરક્ષણની ખાત્રી આપી; અધિકારીઓને વધુ કર્તવ્યશીલ અને પ્રજાહિતતત્પર બનવાની શિખામણ દીધી. ભિક્ષુકોને, બ્રાહ્મણોને, શ્રમણોને, દરિદ્રોને, અશક્તોને, અનાથોને, વૃધ્ધોને તેણે ઉચિત દાન દીધું. જ્યાં જ્યાં નહેરો, વાવ, કુવા, આંબાવાડી, ઉદ્યાનો આદિની આવશ્યકતા હતી ત્યાં ત્યાં તે બનાવરાવવાનો તેણે પ્રબંધ કર્યો. પ્રજાજનોને મળીને તેણે તેમનાં દુઃખ સાંભળ્યાં અને ત દુઃખ બનતી ઝડપે નિવારવાની તેણે વ્યવસ્થા કરી. આ પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રજાઓનાં હૃદયસિંહાસને પોતાનું અમર સ્થાન અંકિત કરીને તે થોડા સમયમાં પાટલીપુત્ર પાછો ફર્યો અને રાજતંત્રનું સુકાન પોતાના હાથમાં સંભાળી લીધું.

પોતાની ગેરહાજરી દરમિયાન મંત્રીઓએ ચલાવેલા રાજકારોબારનું નિરીક્ષણ કરીને તેણે તે અંગે સંતોષ વ્યક્ત કર્યો અને જ્યાં જ્યાં સુધારાની આવશ્યકતા જણાઈ ત્યાં ત્યાં તેણે તે દાખલ કર્યા. પોતાની પ્રજા આલોક અને પરલોક બંને સ્થળે સુખ પ્રાપ્ત કરે એવા આશયથી તેણે પ્રજાની આધ્યાત્મિક, નૈતિક ને ભૌતિક—ત્રણે શક્તિઓને વિકસાવવાના સર્વ શક્ય ઉપાય અજમાવ્યા.

આ પ્રમાણે તે પ્રજાવિકાસના માર્ગો ખીલવી રહ્યો હતો એટલામાં અવંતીથી કુણાલની માંદગીના સમાચાર આવ્યા. એક તો પ્રિયદર્શીને અવંતી પ્રત્યે નૈસર્ગિક આકર્ષણ હતું, અને તેમાં પ્રેમાળ પિતાની માંદગીના સમાચાર આવ્યા. એટલે તે ત્વરાએ અવંતી પહોંચવાને રવાના થયો અને થોડા જ દિવસમાં માતા—પિતાને જઈ નમ્યો.

પુત્રને સિંહાસને ચડાવવાની પત્નીની મહેચ્છા સંતોષ્યા પછી કુણાલને જીવનમાં ખૂબ રસ નહોતો રહ્યો. કંચનમાળાની ભક્તિ તેના જીવનને રસમય અને આનંદપૂર્ણ બનાવી રહી હતી, પણ સામ્રાજ્યનું યુવરાજપદ ભોગવી ચૂકેલા પ્રભાવશાળી પુરુષરત્નને માટે નયનનો અભાવ અને કેદીના જેવું એકાંત જીવન એ ઓછા વિષાદનો વિષય નહોતો.

**કુણાલની માંદગી**

યુવાનીમાં તેણે જ્ઞાન અને કલાને ચરણે પોતાનું જીવન સમર્પેલું પણ હવે તો એ ભૂખ પણ સંતોષાઈ ચૂકી હતી. એટલે પ્રૌઢ વયમાં પ્રવેશ્યા પૂર્વે પણ તેના જીવનમાં વૃદ્ધાવસ્થાની છાયા ઊતરી રહી હતી. તેના દેહપરથી રાજવંશી પ્રભા આથમી રહી હતી અને અંગેઅંગ ઉપર ઓલવાતા જીવનની કરચલીઓ પણ પથરાઈ ચૂકી હતી. તેની આંતરિક વ્યથા દિનપ્રતિદિન વધી રહી હતી. કંચનમાળા તેની સતત શુશ્રૂષા કરતી પણ તેની અસર ન જેવી થતી. એટલે પ્રિયદર્શીને તેની માંદગીના સમાચાર પહોંચાડવામાં આવ્યા હતા.

કુણાલે પુત્ર સમક્ષ પોતાની વ્યથાઓ, આશાઓ અને ઇચ્છાઓ વ્યક્ત કરી. તેણે જણાવ્યું કે પોતે હવે

વિરમણ યાને ભોગ–ઉપભોગના અમર્યાદિત સાધનોથી નિવૃત્તિ ને અનર્થદંડ વિરમણ યાને નિરર્થક હાનિ અને તેના સાધનોથી નિવૃત્તિ એ ત્રણ ગુણવ્રત લેખાય છે. ને સામાયિક, દેશાવકાસિક, પૌષધોપવાસ ને અતિથિ સંવિભાગ એ ચાર શિક્ષાવ્રત મનાય છે આ બારે વ્રતોનો સ્વીકાર કરીને સમ્રાટ પ્રિયદર્શી યાને સંપ્રતિ સાચો જૈન–શ્રાવક–ઉપાસક બન્યો.

**ધર્મપરિવર્તનની અસર**

કુણાલ–કંચનમાળાને પ્રિયદર્શીનું આ સ્વૈચ્છિક ધર્મપરિવર્તન ખૂબ જ રુચિકર નીવડ્યું કેમકે જૈન ધર્મ પ્રત્યે તેઓ અનુરાગ ધરાવતા હતા એટલું જ નહિ, પરંતુ બૌદ્ધ ધર્મ પ્રત્યે તેઓ અરુચિ પણ ધરાવતા હતા એ ધર્મે જ તેમને અવનતિને માર્ગે ધકેલ્યા હતા એ ધર્મના આચાર્યોએ અને બૌદ્ધ રાણી તિષ્યરક્ષિતાએ મળીને કુણાલની આંખો ફોડાવી હતી તેને યુવરાજપદેથી પદભ્રષ્ટ કરાવ્યો હતો અને કુણાલની માતા પદ્માવતીને પતિનો આજીવન વિરહ કરાવ્યો હતો. પ્રિયદર્શી બૌદ્ધ ધર્મ પ્રત્યે જો કે અનુરાગ નહોતો ધરાવતો પણ જ્યાં લગી તે જાહેર રીતે ધર્મપરિવર્તન ન કરે ત્યાં લગી અશોકના પૌત્ર તરીકે તે બૌદ્ધ સંઘનો જ સભ્ય ગણાતો હતો, અને કુણાલ–કંચનમાળાને માટે તે અતિ દુઃખનો વિષય હતો પ્રિયદર્શી એ વસ્તુસ્થિતિ સમજતો હતો, પરંતુ તે ધર્મપરિવર્તનને માટે યોગ્ય તકની રાહ જોઈ રહ્યો હતો. સામ્રાજ્યભરમાં પોતાનો પ્રભાવ પથરાયા પૂર્વે કે પાટલિપુત્રમાં, જો તે તેમ કરવા જાય તો બૌદ્ધ સંઘ તેને ઉથલાવી પાડવાને માટે ભયાનક કાવત્રાઓ રચવાનું સામર્થ્ય ધરાવતો હતો એટલે તેણે આજલગી ધર્મવિષયમાં તટસ્થ રહીને કેવળ બૌદ્ધોના વયસ્વને જ રાજતંત્રમાંથી કમી કરવાનું કાર્ય કર્યું હતું પણ હવે ધર્મપરિવર્તન માટે સમય, સ્થળ અને સંયોગોની સાનુકૂળતા સાંપડતાંજ તેણે તે તક ઝડપી લીધી ને તે પોતાના પૂર્વભવના પરમ ઉપકારી ગુરુદેવ શ્રી આર્ય સુહસ્તીના ઉપદેશથી શ્રાવક–ઉપાસક બન્યો.

આ પ્રમાણે આભારની લાગણીથી પ્રેરાઈને પોતે કરેલા ધર્મપરિવર્તનની સામ્રાજ્યભરમાં શી અસર થાય છે તેના અવલોકન માટે થોડાક સમય લગી પ્રિયદર્શી અવંતીમાં જ રહ્યો અને સર્વ ધર્મો પ્રત્યે સમભાવથી નીરખવા લાગ્યો જૈન મંદિરોમાં દર્શન–પૂજા કે આર્ય સુહસ્તી આદિ જૈન મુનિવરોને વંદન વગેરે ધાર્મિક ક્રિયાઓમાં તે જૈન ધર્મને અનુસરતો હતો, પણ રાજકીય વિષયમાં તેણે ધાર્મિક તટસ્થતા જાળવી રાખી

પ્રિયદર્શીના આ ધર્મપરિવર્તનથી બૌદ્ધ સંઘ શરૂઆતમાં તો ચોંકી ઊઠ્યો, ને તેણે પ્રિયદર્શીને ઉથલાવી પાડવા માટે કાવત્રાઓની શક્યતા વિચારી પરંતુ સામ્રાજ્યના સ્વામી તરીકે પ્રિયદર્શીનું સ્થાન એવું અચળ થઈ ચૂક્યું હતું અને પ્રજામાં તે એવો અપૂર્વ પ્રેમ ધરાવતો હતો કે જો કાવત્રાઓ નિષ્ફળ જાય તો બૌદ્ધ સંઘને માટે તો સર્વનાશની નોબત જ વાગે તેમ હતું બીજી બાજુ પ્રિયદર્શીનું આ ધર્મપરિવર્તન જૈન યુક્તિપ્રયુક્તિથી નહિ પરંતુ આભારની લાગણીને અનુસરીને સ્વાભાવિક સંયોગોમાં થયું હતું અને પ્રિયદર્શી જૈન ધર્મ પ્રત્યે ધાર્મિક દૃષ્ટિએ જ રસ ધરાવતો હતો જેથી બૌદ્ધ સંઘને વિશેષ ગભરામણનું કારણ નહોતું એટલે બૌદ્ધ સંઘે પ્રિયદર્શીએ કરેલા બૌદ્ધ ધર્મના ત્યાગ પ્રત્યે દુઃખદ લાગણી દર્શાવીને જ સંતોષ માન્યો અને બૌદ્ધ સંઘને બાદ કરતાં અન્ય પ્રજા અને અધિકારી વર્ગો તો બૌદ્ધ વર્ચસ્વથી એટલા કંટાળી ગયા હતા કે તેમણે તો પ્રિયદર્શીના આ ધર્મપરિવર્તનને હર્ષભેર વધાવી લીધું પ્રિયદર્શીને વૈદિક ધર્મ પ્રત્યે આકર્ષવા ઇચ્છતા વૈદિક ધર્માનુયાયીઓ પ્રિયદર્શીના આ ધર્મપરિવર્તનથી કંઈક કચવાયા પરંતુ તેમણે એમ વિચારીને સંતોષ માન્યો કે જો પ્રિયદર્શી બૌદ્ધ દર્શનમાં જ કાયમ રહ્યો હોત તો બૌદ્ધ ધર્મ ભારતભરમાં સર્વવ્યાપી અને અચળ બની જાત જ્યારે હવે જૈન અને બૌદ્ધ સંઘો પરસ્પર સાથે અથડાઈને પોતાના માર્ગને મોકળો બનાવશે ને આ વિચારથી તેઓ પણ આ ધર્મપરિવર્તન પ્રત્યે તટસ્થ રહ્યા.

માર્ગમાં રથની આગળ કલાપ્રિય નાગરિક રમણીઓ પરસ્પર તાલપૂર્વક રાસડા લેતી હતી, ચતુર્વિધ વાદ્યના નાદ સાથે સુંદર નાટક થઇ રહ્યું હતું, અને ચારે બાજુ કોકિલકંઠી શ્રાવિકાઓ ધવલમંગલ ગાઇ રહી હતી. કુંકુમ અને સુગંધી જળના અતિશય છંટકાવથી જમીન નવપરણિયત રકતવર્ણી શરમાળ વધૂની જેમ મધમઘી રહી હતી. એ જમીન પર ચાલતી ભક્તિવંત માનવમેદની વાતાવરણને પ્રાણ, પ્રકાશ, રંગ, સુગંધ ને સંગીતના પંચાંગી સંગમથી અભિષિકત કરીને તેમાં અલૌકિક આલ્હાદ પુરી રહી હતી. એવી રીતે ચાલતો અને પ્રત્યેક મંદિર ને મકાન પાસે ઊભો રહીને વિવિધ પ્રકારની પૂજાને ગ્રહણ કરતો રથ થોડા જ સમયમાં સમ્રાટ પ્રિયદર્શીના રાજમહેલના પ્રવેશદ્વારે જઇ થોભ્યો.

રાજમાતા કંચનમાળા આ દશ્યથી અપૂર્વ આનંદ અનુભવવા લાગી. તે સ્વર્ગમાંથી ઊતરતી કોઇ દેવીની જેમ પ્રભુ પૂજનને માટે રાજમહેલની અટારીએથી નીચે ઊતરી આવી. ચક્ષુ-વિહીન કુણાલ માંદો માંદો પણ પ્રભુ પૂજનને માટે ને સંઘની ચરણરજ લેવાને રથની સમીપ આવી પહોંચ્યો. સમ્રાટ પ્રિયદર્શી માત-પિતાની સમીપ ઉભો રહીને પરમ શ્રાવકની જેમ વિવિધ પ્રકારે પ્રભુની પૂજા કરવા લાગ્યો. કંચન-માળાની પૂજન સામગ્રી તો ઐશ્વર્યમાં ઇન્દ્રાણીને પણ શરમાવે એવી હતી. તેણે પ્રભુના રથને અને સંઘને સાચા મોતીથી વધાવી લીધો. પ્રભુપ્રતિમાની તેણે વિવિધ પ્રકારની સાધનસામગ્રી અને ભાવભક્તિથી પૂજા કરી. ને પછી પુત્રને ઉદ્દેશીને તે બોલી, "બેટા, આજે અમારું જીવન સફળ થયું છે. હવે તો ફક્ત એક જ આશા બાકી રહી છે."

**કંચનમાળાને થયેલો હર્ષ**

"કઇ ?" પ્રિયદર્શીએ પ્રેમ અને ભક્તિભર્યા સ્વરે પૂછ્યું.

"જેવો તેં અવંતીમાં આજે જૈન ધર્મનો પ્રભાવ ફેલાવ્યો છે," માતા અફાટ જનસમૂહ પર નજર નાંખતાં બોલી, "એવો જ તેનો પ્રભાવ તું વિશ્વભરમાં વિસ્તારે."

"એ તો તમે મારી જ ઇચ્છા કહી." પ્રિય-દર્શીએ ભાવભરી વાણીમાં કહ્યું. "એ ભવ્ય ભાવનાની સિદ્ધિને માર્ગે પ્રથમ વિરાટ પગલું માંડવાને માટે તો મેં આજે માંડલિક નૃપતિ-ઓને આમંત્ર્યા છે. તેમની મારફત હું પ્રથમ સામ્રાજ્ય-ભરમાં જૈન ધર્મનો પ્રભાવ ફેલાવવા માગું છું. તે પછી દેશ અને વિદેશમાં લાખો જૈન મંદિરો ચણાવવાં, અસંખ્ય મૂર્તિઓ ભરાવરાવવી, ભવ્ય સ્મારકો ઊભાં કરવાં, દેશેદેશ ધર્મપ્રચારકો મોકલવા, તીર્થોના ઉદ્ધાર કરાવવા અને ભવ્ય સંઘો કાઢવા ઇ. ઇ.—ને એ રીતે વિશ્વભરમાં જૈન ધર્મનો વિજયડંકો વગડાવવો એ મારી ભાવના છે."

**પ્રિયદર્શીએ માંડલિક નૃપતિઓને કરેલો જૈન ધર્મનો ઉપદેશ**

પુત્રના આ ભાવનાદર્શનને માતા પ્રશંસાપૂર્ણ નેત્રે અવલોકી રહી. પ્રિયદર્શીએ એ જ ક્ષણે માંડલિક નૃપતિઓને પોતાની સમક્ષ બોલાવ્યા અને તેમને ઉદ્દેશીને તે ભાવભક્તિભર્યા તેજસ્વી કંઠે બોલ્યો, "હે સામંતો, જો તમે મને તમારો સાચો સમ્રાટ માનતા હો અને મારી રાજકીય આજ્ઞાઓની જેમ મારી આધ્યા-ત્મિક સલાહને પણ માનની નજરે નિહાળતા હો તો તમે જૈન ધર્મ પ્રત્યે અહોનિશ આદર ધરાવતા બનો, અને શક્ય હોય તો સુવિહિત એવા શ્રમણોના ઉપાસકો—શ્રાવકો થઇ જાઓ. તમે મને આર્થિક ખંડણી આપો તે કરતાં મારી ધાર્મિક સલાહને અનુસરો એ મને વધારે પ્રિયકર છે."

સમ્રાટ પ્રિયદર્શીની આ ધર્મપ્રેમભરી વાણીની માંડલિક નૃપતિઓ પર ઊંડી અસર થઇ. અને તેમાંના ઘણાખરાએ શ્રી આર્યસુહસ્તી આચાર્યની સમીપ જ જૈન ધર્મ સ્વીકારી લીધો. અને ઉત્સવની પૂર્ણાહુતિ પછી પોતપોતાને દેશ સિધાવતાં તે માંડલિક નૃપતિઓ ત્યાં સ્વામીભક્તિ અને શ્રમણોની ઉપાસના કરવા લાગ્યા અને ભવ્ય રથયાત્રાઓ પ્રવર્તાવીને જૈન ધર્મનો પ્રભાવ ફેલાવવા લાગ્યા. જેઓ આંતરિક કારણોને અનુસરીને જૈન ધર્મનો સ્પષ્ટ સ્વીકાર ન કરી શક્યા તેઓ પણ

જીવનસંધ્યાને આરે આવી ઊભો છે પોતે અને કંચનમાળાએ જૈન ધર્મ પ્રત્યે આજીવન અનુરાગ સેવ્યો છે અને બૌદ્ધ કાવત્રાઓએ તેમના જીવન પ્રકાશનો ભોગ લીધો છે. એટલે તેઓ પુત્ર પાસેથી સહેજે એવી આશા રાખે છે કે તે બૌદ્ધ કાવત્રાખોરીને દાબી દઈને જૈન ધર્મનો પ્રભાવક–પ્રચારક પુરુષરત્ન બને અને જો તેઓ પોતાના આથમતા જીવનની પળોમાં પુત્રને હાથે પોતાની એ મહેચ્છાના મંગલાચરણ થતા નિહાળી શકે તો તેમને અતિહર્ષ થશે પ્રિયદર્શી માત–પિતાની કોઈ પણ ઈચ્છા સંતોષવાને તૈયાર હતો જ્યારે આ તો તેને મનગમતી જ વસ્તુ હતી. એટને તેણે પોતાની પ્રભાવક શક્તિનો માતપિતાને પરિચય કરાવવાનો નિર્ણય કર્યો.

થોડા જ દિવસ પછી જીવંતસ્વામીની રથયાત્રાનો ઉત્સવદિન આવતો હતો, અને તે દિવસે પ્રિયદર્શીએ જૈન ધર્મનો સ્વીકાર કર્યાને એક વર્ષ પણ પૂરું થતું હતું એટલે આ વખતે એ ઉત્સવને એવા અલૌકિક સ્વરૂપમા ઉજવવાનો પ્રિયદર્શીએ નિશ્ચય કર્યો કે જેવા સ્વરૂપમા કોઈ ઉત્સવ ત્રણે લોકમા કોઈ કાળમા પણ ઉજવાયો ન હોય ને તે ઉત્સવના અંતે તેણે જૈન ધર્મના દિગ્વિજયની ઘોષણા પ્રગટાવવાની ભાવના સેવી

**રથયાત્રાનો ભવ્ય મહોત્સવ**

પ્રિયદર્શીએ ધર્મપરિવર્તન કર્યા પછી થોડાક સમય લગી બૌદ્ધ ક્ષેત્રમા જે સહેજ અસ્થિરતા આવી હતી તે પણ હવે તો સમી ગઈ હતી, અને સામ્રાજ્યના સર્વે વિભાગોમા પ્રિયદર્શીનું ધર્મ પરિવર્તન સન્માનને પાત્ર બન્યું હતું એટલે હવે પ્રિયદર્શી જૈન ધર્મનો પ્રભાવ વિસ્તારવાને સમે તે પગલા લે તો પણ તેના અનુચિત પ્રત્યાઘાતનો કોઈ સંભવ નહોતો

તેણે રથયાત્રાનો આગામી ઉત્સવ ભવ્ય સ્વરૂપમા ઉજવવાને માટે જૈન સંઘને રાજમંદિરમાથી દ્રવ્ય અને સાધન–સામગ્રીની પૂરતી સગવડ આપી, શ્રી આર્યસુહસ્તી સ્વામી, શ્રી આર્યમહાગિરિ વગેરે નામાંકિત આચાર્યોને તેણે એ ઉત્સવમા ભાગ લેવાને આમંત્ર્યા એ જ રીતે સામ્રાજ્યના માડલિક રાજવીઓને પણ તેણે આ ઉત્સવમા ઝડપથી આવી પહોચવાના આમંત્રણો મોકલાવ્યા. ને ભારતભરના જૈન સંઘોને પણ તેણે એ આશયની આમંત્રણ–પત્રિકાઓ મોકલાવી

પ્રિયદર્શીના આમંત્રણનો ક્યાય પણ અસ્વીકાર ન થયો લગભગ બધા જ માડલિક નૃપતિઓ ઉત્સવમા ભાગ લેવાને અવંતી આવી પહોચ્યા શ્રી આર્યસુહસ્તી, આર્યમહાગિરિ વગેરે નામાંકિત આચાર્યો પણ ગત વર્ષની જેમ આ વર્ષે પણ જીવંતસ્વામીને વાદવાને અને રથયાત્રાના ઉત્સવમા ભાગ લેવાને અવંતી આવી પહોચ્યા એ જ રીતે માળવાની ધર્મિષ્ઠ જૈન પ્રજાના ટોળેટોળા અવંતી પ્રતિ ઊમટ્યા. માળવા બહારની ભક્તિવંત પ્રજામાથી પણ જેઓ પહોચી શકે તેમ હતા તેઓ અવંતી ભાજુ દોડ્યા અનેક અધિકારીઓ અને જૈનેતર વર્ગો પણ ઉત્સુકતાના પ્રેર્યા ઉત્સવ નિહાળવાને અવંતી આવી પહોચ્યા.

ઉત્સવનો દિન આવી પહોચતા જીવંતસ્વામીના મંદિરમાથી રથયાત્રાનો ભવ્ય વરઘોડો નીકળ્યો એ વરઘોડાની ભવ્યતા ઇન્દ્રની સ્વારીને પણ વીસરાવી દે એવી હતી ભારતભરના માડલિક નૃપતિઓ, અધિકારીઓ, નામાંકિત નરરત્નો ને માળવાની ભક્તિવંત પ્રજા પોતાના રંગબેરંગી વસ્ત્રાલંકારોથી વાતાવરણમા અપાર્થિવ પ્રભુતા રેલાવી રહ્યા હતા. અવંતીમા આનંદ, ભક્તિ અને પવિત્રતાનો અદ્ભુત ત્રિવિધ સંગમ થયો હતો. અર્હત્ પ્રતિમા એ વરઘોડાનો પ્રાણ હતી, મહાકૂર તપસ્વી અને જ્ઞાની મુનિવરો તેની શોભા હતા અને સમ્રાટ પ્રિયદર્શી અલૌકિક પૂજારી સમો ભાસતો હતો

પ્રભુની પ્રતિમાથી શોભતો રથ સૂર્યના રથ સમાન લાગતો અને સુવર્ણ ને માણિક્યની પ્રભાથી તે દિશાઓને પણ દેદિપ્યમાન કરી રહ્યો હતો. વિધિને જાણનારા મહાર્દ્ધિક શ્રાવકો એ રથમા વિરાજિત પ્રતિમાની સ્નાત્ર, વિલેપન, પુષ્પ, ધૂપ આદિથી અનુક્રમે પૂજા કરવા લાગ્યા પૂજનના અંતે આરતી ઉતારવામા આવી અને વરઘોડો આગળ વધ્યો ભક્તિવંત શ્રાવકો પ્રભુના રથને જાતે જ ખેચવા લાગ્યા

વારિસાર અને અમિત્રકેતુ એટલા શબ્દ મળે છે. અશોક ચંડાશોકના નામે ઓળખાયલ છે અને ગ્રીકોએ તેને માટે ' સેન્ડ્રેકોટસ ' શબ્દ વાપરેલ છે. ઉત્તરના બૌદ્ધ ગ્રન્થો અનુસાર અશોકની માતાનું નામ સુભદ્રાંગી હતું અને દક્ષિણના ગ્રન્થો અનુસાર ધર્મા હતું તે પરથી લાગે છે કે અશોકની માતા પણ સુભદ્રાંગી અને ધર્મા એમ બે નામે ઓળખાતી હશે. અશોકના મોટા ભાઇ સુસીમ અને તેના પુત્ર નિગ્રોધનાં વિશેષ નામો જણાતાં નથી. અશોકનો નાનો ભાઇ તિષ્ય વીતશોકના નામે પણ ઓળખાયલ છે. મોટાભાગના ગ્રન્થો તો મહેન્દ્રને અશોકના પુત્ર તરીકે ઓળખાવે છે પણ હ્યુએનસંગ તેને અશોકનો ભાઇ કહે છે. પાલીગ્રન્થો મહેન્દ્રને તિષ્યના નામે, દિવ્યાવદાન તેને વીતશોકના નામે અને ચાઇનીઝ ગ્રન્થો તેને સુદત્ત કે સુગાત્રના નામે ઓળખાવે છે. આ નામોએ અશોકના ભાઇ તિષ્ય અને પુત્ર મહેન્દ્રના વ્યક્તિત્વને ગૂંચવી નાંખ્યું છે પણ લંકા પહોંચનાર મહેન્દ્ર અશોકનો પુત્ર હતો અને ગુફાઓમાં નિવૃત્તિજીવન ગાળતો તિષ્ય અશોકનો ભાઇ હતો. અશોકની પ્રથમ રાણી અને કુણાલની માતા પદ્માવતી 'દેવી'ના ઉપનામથી પણ ઓળખાયલ છે. અશોકની બીજી રાણી અને મહેન્દ્ર–સંઘમિત્રાની માતા તિષ્યરક્ષિતાનું બીજું નામ જણાતું નથી. પણ અશોક સેલ્યુકસની પુત્રી એથેનાને પરણ્યો તે બૌદ્ધ ગ્રન્થોમાં અસંધિમિત્રાના નામે ઓળખાયલ છે. દિવ્યાવદાનમાં કુણાલનું નામ ધર્મવિવર્ધન મળે છે અને દક્ષિણના કેટલાક બૌદ્ધ ગ્રન્થો ને રાજાવલીકથા તેને ચન્દ્રગુપ્તના ઉપનામથી પણ ઓળખાવે છે. કુણાલની પત્ની ને સંપ્રતિ–પ્રિયદર્શીની માતા કંચનમાળાનું અન્ય ઉપનામ જણાતું નથી.

કુણાલના વ્યક્તિત્વને સ્પષ્ટ કરવાને માટે તેના પુરોગામી મૌર્ય રાજવંશીઓનાં અને તેનાં પોતાનાં વિવિધ નામોનું નિરીક્ષણ જેટલી હદે જરૂરી છે એટલી જ હદે તેના વ્યક્તિત્વ પર સુંદર પ્રકાશ ફેંકવાને માટે અશોકના વારસો અને તેમનાં વિવિધ નામો તથા પ્રિયદર્શીની કૌટુંબિક પરિસ્થિતિ પર દૃષ્ટિપાત કરી જવો આવશ્યક છે.

**અશોકના અનુગામીઓ**

દિવ્યાવદાનના જણાવ્યા પ્રમાણે અશોકની પછી અનુક્રમે સંપ્રતિ અને દશરથ, ભાગવતના જણાવ્યા પ્રમાણે સુયશા અને સંગત, બ્રહ્માંડપુરાણના જણાવ્યા પ્રમાણે કુશાલ અને બંધુપાલિત, વાયુપુરાણના જણાવ્યા પ્રમાણે કુણાલ અને બંધુપાલિત અને વિષ્ણુપુરાણના જણાવ્યા પ્રમાણે સુયશા અને દશરથ સિંહાસને આવ્યા. જૈન ગ્રન્થો એટલું જ જણાવે છે કે અશોકની પછી કુણાલ મૌર્ય સિંહાસનનો સ્વામી બનવાનો હતો, પરંતુ તે અંધ બનવાથી તેણે સિંહાસન પરનો અધિકાર ગુમાવ્યો અને અશોકે તેને અવંતીનું રાજ્ય સોંપ્યું; અને કુણાલને સંપ્રતિ યાને પ્રિયદર્શી નામે પુત્ર થતાં તેને પોતાનો ઉત્તરાધિકારી બનાવ્યો. સંપ્રતિના અનુગામીનું નામ જૈન ગ્રન્થોમાં નથી નોંધાયું. કેટલાંક પુરાણોમાં સંપ્રતિના લગભગ સમયમાં શાલિસૂક નામે મૌર્ય રાજવંશી સૌરાષ્ટ્રમાં સૂબાપદે નિમાયલ હોવાની અને પછી તે મગધ ગયો હોવાની હકીકત મળી આવે છે. મૌર્ય રાજવંશમાં કુણાલ અને પ્રિયદર્શી યાને સંપ્રતિના ચોક્કસ સ્થાનની સમજને માટે આ બધી વ્યક્તિઓ અને આ બધાં નામોનું સ્પષ્ટીકરણ જરૂરી છે.

કુણાલનાં ધર્મવિવર્ધન અને ચન્દ્રગુપ્ત એ બે ઉપનામો તો આપણે ઉપર અવલોકી ગયા છીએ. તે ઉપરાંત બ્રહ્માંડપુરાણનું કુશાલ અને વિષ્ણુ–ભાગવતનું સુયશા નામ પણ કુણાલને માટે જ વપરાયલાં જણાય છે. એટલે કુણાલનાં કુશાલ, સુયશા, ચન્દ્રગુપ્ત અને ધર્મવિવર્ધન એ ચાર ઉપનામો થયાં. અને મોટા ભાગના પૌરાણિક ગ્રન્થો અશોકના ઉત્તરાધિકારી તરીકે ઓળખાવે છે.

આમ તો જૈન અને બૌધ્ધ ગ્રન્થો પણ અશોકના યુવરાજ તરીકે કુણાલને જ ઓળખાવે છે; પરંતુ વધારામાં તેઓ એમ જણાવે છે કે અપરમાતાના કાવત્રાથી કુણાલ અંધ બન્યો અને તેણે સિંહાસન પરનો અધિકાર ગુમાવી દીધો. પણ સમય જતાં

સમ્રાટની ઇચ્છાને અનુસરીને જૈન ધર્મનો પ્રભાવ ફેલાવવામાં આડકતરી સહાય તો કરતા જ થયા. આ રીતે પ્રિયદર્શીના ૧૬૦૦ માંડલિક નૃપતિઓમાંથી ઘણાખરા જૈન ધર્મના પ્રચારકો બની રહ્યા અને એ રીતે ભારતભરમાં જૈન ધર્મનો વિજયડંકો વાગવા લાગ્યો.

પોતાની બધી ઉમેદો અને તેને સિદ્ધ કરવાની શક્તિ પુત્રમાં કેન્દ્રિત થયેલી જોઈને કુણાલ-કંચનમાળા કૃતકૃત્યતા અનુભવવા લાગ્યા.

### કુણાલ-કંચનમાળાનું અવસાન અને મૌર્ય રાજ્યવંશમાં તેમનું સ્થાન

તેમને પોતાનું જીવન સાર્થક થયું જણાયું. તેમના હૃદયમાં અસંતોષ કે અતૃપ્તિનો એકે અંશ ન રહ્યો. કુણાલને પોતાની અંધતાનો અને કંચનમાળાને ચક્ષુવિહીન પુરુષના કંઠમાં વરમાળ આરોપ્યાનો બદલો મળી ગયો જણાયો. બન્ને પ્રૌઢ વયમાં જો કે હજી હવે પ્રવેશવાના હતા છતાં યુવાનીમાં ભોગવેલી અકથ્ય વ્યથાઓએ તેમના જીવનનું નૂર ચૂસી લીધું હતું. એટલે બન્ને જીવન સંધ્યાને આરે આવી ઊભાં હતાં. એ સંધ્યાને પ્રિયદર્શીએ પોતાના પ્રભાવથી પ્રકાશવતી કરી હતી. હવે કુણાલ-કંચનમાળા ઇચ્છતા હતા કે એ પ્રકાશના આનંદમાં જ તેમના જીવન-દીપ પૂરા થાય.

ને ભાગ્યજોગે તેમની એ ઇચ્છા પણ સંતોષાઈ. કુણાલ મહિનાઓ થયાં માંદગીને બિછાને પડ્યો હતો. રથયાત્રાના મહોત્સવ વખતે તેણે થોડું ઘણું પ્રાણતેજ દાખવ્યું પણ પાછી માંદગીએ ફરી ઉથલો માર્યો. કંચનમાળા પણ થોડાક સમયથી પતિની સાથે સહગમન કરવાને આકરી તપશ્ચર્યાઓ કરી રહી હતી. પ્રિયદર્શીએ બન્નેને બચાવવાને અનહદ પ્રયત્નો કર્યા પણ બન્નેની ઇચ્છાશક્તિ પરલોક સાથે સંકળાઈ ચૂકી હતી. એટલે થોડા જ દિવસમાં બન્ને સજોડે સ્વર્ગમાં ચાલ્યાં ગયાં.

મૌર્ય રાજ્યવંશના ઇતિહાસમાં અંધ યુવરાજ ને કલાકાર તરીકે કુણાલનું નામ જળવાઈ રહ્યું છે અને અંધ પુરુષની વફાદાર પ્રિયતમા તરીકે કંચનમાળા માનની નજરે નિરખાય છે પણ હજી તે બન્નેને તેમને ઉચિત સ્થાન તો નથી જ મળ્યું. મૌર્ય રાજ્યવંશનો સાચો શિરતાજ તો કુણાલ છે. પોતાની પૂર્વેના અને પછીના સામ્રાજ્યસ્વામીઓને એણે સુવર્ણની દોરીએ ગૂંથી લીધા છે ને કંચનમાળા અંધ પુરુષની પ્રિયતમા તરીકે જેટલા સંમાનને પાત્ર છે એથી યે વિશેષ તો પ્રતિકૂળ સંયોગોમાં પણ વિશ્વના એક મહાન સમ્રાટને વિરલ સંસ્કાર પાનાર જનની તરીકે સન્માનને પાત્ર છે. તેનું અખંડ જીવન, પ્રેમ, સુંદરતા અને તપશ્ચર્યાનો ત્રિવિધ સંગમ સમું છે.

મૌર્ય રાજ્યવંશના સાચા સ્વરૂપ ઉપર હજી કેટલીક તિમિર છાયા પથરાયેલી છે. અને તે જેટલી હદે ઇતિહાસના અધૂરા અથવા વિકૃતદર્શનને આભારી છે તેટલી જ હદે તેને રાજ્યવંશની વ્યક્તિઓના વિવિધ નામોના વાસ્તવિક પૃથક્કરણના અભાવને પણ આભારી છે. જૈન, બૌદ્ધ ને પૌરાણિક ગ્રંથો તથા વર્તમાન સંશોધનના ચતુર્મુખી પ્રવાહમાં કેટલાક નામો એકબીજાની સાથે એવી વિચિત્ર રીતે સંકળાઈ ગયા છે કે જેની નીચે એકબીજાનું વ્યક્તિત્વ પણ ઢંકાઈ જાય છે.

ગ્રીકોએ વાપરેલો 'સેન્ડ્રેકોટસ' શબ્દ ચન્દ્રગુપ્તને નહિ પણ ચંડાશોકને લાગુ પડે છે તે આપણે ઉપર અવલોકી ગયા છીએ. એ જ રીતે શિલાલેખોમાં વપરાયલો 'પ્રિયદર્શી' શબ્દ ચંડાશોકને નહિ પરંતુ સંપ્રતિ ધર્માશોકને લાગુ પડે છે તે પણ આપણે અનેક પ્રમાણોથી પુરવાર કરી ગયા છીએ. આ સંશોધન ચન્દ્રગુપ્ત, ચંડાશોક ને સંપ્રતિના વ્યક્તિત્વ પર શુદ્ધ પ્રકાશ ફેંકવામાં ખૂબ મદદગાર બને તેમ છે. અહીં કુણાલના વ્યક્તિત્વની સ્પષ્ટતાને ખાતર મૌર્ય રાજ્યવંશની વિવિધ વ્યક્તિઓના વિવિધ નામો પર દૃષ્ટિપાત કરી લઈએ.

### મૌર્ય રાજ્યકર્તાઓનાં વિવિધ નામ

સમ્રાટ ચન્દ્રગુપ્ત તેના રાજ્યકર્તા જીવનમાં ચન્દ્રગુપ્તના નામે જ ઓળખાયો છે, ને દીક્ષા લીધા પછી તેને 'પ્રભાકર' નામ અપાયું. બિન્દુસારના ઉપનામોમાં સિંહસેન, ભદ્રસાર,

આ પ્રમાણે પ્રિયદર્શીનાં ઉપનામોનો નિર્ણય કરી લીધા પછી આપણે તેની કૌટુંબિક સ્થિતિ પણ વિચારી લઇએ.

કુણાલના અવસાન વખતે પ્રિયદર્શીને કયા નામની અને કેટલી રાણીઓ હતી તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે, પરંતુ રાજ્યાભિષેક પહેલાં તેનાં લગ્ન થઇ ચૂક્યાં હતાં અને તે પછી પણ પ્રસંગોપાત તે નવી રાજ-કન્યાઓ પરણતો રહ્યો હોય તે સ્વાભાવિક છે. દિવ્યાવદાન તેના પુત્ર તરીકે બૃહસ્પતિમિત્રને ઓળખાવે છે, મત્સ્યપુરાણ દશરથને જણાવે છે, રાજતરંગિણી જાલૌકને ઓળખાવે છે, અને શિલાલેખોમાં તીવર નામે રાજકુમારનું નામ મળે છે. આમાંથી બૃહસ્પતિમિત્ર, જેણે ઓદ્રકના દસમા વર્ષે કૌશાંબીથી બે માઇલ દૂર રહેલી પભોષા ગુફા જૈન સાધુઓને ચરણે ધરેલી અને અહિછત્રાના નરેશ આષાઢસેનનો ભાણેજ છે તેજ ન ઠરે તો સંપ્રતિની એક મુખ્ય રાણી ગોપાલી ગણાય. જાલૌકની માતા તરીકે રાજતરંગિણી ઇશાનદેવી–ઇશ્વરાદેવી નામથી ઓળખાવે છે. અને તીવરની માતાને શિલા-લેખમાં ચારુવાકીના નામે ઓળખાવવામાં આવી છે. નેપાળનરેશ દેવપાળની પત્ની ચારુમતી ધર્માશોકની પુત્રી હોવાની નેપાળના ઇતિહાસમાં નોંધ મળે છે. તે ચારુમતી બનતાં લગી રાણી ચારુવાકીની જ પુત્રી હશે.

ઉપર જણાવેલા પુત્રોમાંથી દશરથને, તીવરને તેમજ જાલૌકને હાલના વિદ્વાનો ચંડાશોકના પુત્રો તરીકે ઓળખાવે છે અને ચારુમતીને પણ અશોકની પુત્રી કહે છે અને પરિણામે ચારુવાકી તેમજ ઇશાનદેવીને અશોકની રાણીઓ તરીકે ઓળખાવે છે. પરંતુ આ ભૂલ શિલાલેખો સંપ્રતિના નહિ પણ અશોકના છે અને દેવાનાંપ્રિય પ્રિયદર્શી તથા ધર્માશોક એ ઉપનામો સંપ્રતિનાં નહિ પણ અશોકનાં છે એ મંતવ્યને આભારી છે. પણ તે મંતવ્ય ભૂલભરેલું ઠરતાં જ ઉપરોક્ત કુટુંબ પ્રિયદર્શીને ફાળે જાય છે.

શાલિસૂકને કેટલાક ગ્રન્થો સંપ્રતિના વંશજ તરીકે ઓળખાવે છે જ્યારે બીજા કેટલાક ગ્રન્થો અને વિદ્વાનો તેને પ્રિયદર્શી યાને સંપ્રતિના નાના ભાઇ તરીકે ઓળખાવે છે. તે ગણત્રીએ તો બંધુપાલિત (ભાઇથી પળાયલ) શાલિસૂકનું અને ઇંદ્રપાલિત સંપ્રતિનું પોતાનું ઉપનામ ઠરે છે ને તેમનાં જીવનચરિત્ર જોતાં તે ઉપનામો વ્યુત્પત્તિસત્ય ઠરે છે. જો બીજું વિધાન સાચું હોય તો કુણાલ–કંચનમાળાના યુગલે પ્રિયદર્શી ઉપરાંત શાલિસૂક નામે એક બીજા પુત્રને પણ જન્મ આપેલો ગણાય કેમકે કુણાલ, કંચનમાળા ઉપરાંત બીજી રાણી તો પરણ્યો નહોતો. કેટલાક જૈન ગ્રંથો સંપ્રતિની માતાનું નામ સરદશ્રી હોવાનું જણાવે છે. તે પરથી સંભવિત છે કે, કંચનમાળાનું બીજું નામ સરદશ્રી પણ હોય; તે પતિની સાથે સ્વર્ગે સિધાવી હતી. એ રીતે મૌર્ય રાજવંશનાં બે ઝળહળતાં રત્નો પૃથ્વી પરથી અદૃશ્ય થયાં હતાં.

પ્રિયદર્શીએ ભારે દિલે માતપિતાનો અગ્નિ–સંસ્કાર કર્યો.

કુણાલને માથે મૌર્ય સામ્રાજ્યનો તાજ ભલે ન મૂકાયો હોય, પણ પ્રિયદર્શીને મન તો કુણાલ પોતાનો અને મૌર્ય રાજવંશનો પણ શિરતાજ હતો. ને કુણાલ જેટલો ભવ્ય અને દૈવાંશી હતો એટલી જ કંચનમાળા પવિત્ર અને અમૃતમયી હતી. તે બંનેએ મૌર્ય રાજવંશને અપૂર્વ યશ, બલિદાનની સોનેરી ભાવના અને અલૌકિક્તા બક્ષ્યાં હતાં. અશોકની પછી મૌર્ય સામ્રાજ્ય છિન્ન ભિન્ન ન થઇ ગયું તે તેમના કર્તવ્યપ્રેમને આભારી હતું. પિતાની અસ્વાભાવિક આજ્ઞાને પણ માન આપીને પોતાના નયનતેજને ઓલવી નાંખનાર, નયનનું બલિદાન દીધા પછી ઋષી સમી શાંતિ–નિવૃત્તિ જાળવનાર, મહેન્દ્ર દીક્ષિત બનતાં મૌર્ય સિંહાસનને સાચો અને પ્રતાપી વારસ બક્ષવાને એ દશામાં પણ લગ્ન કરનાર, પુત્રને તાજ પહેરાવવાને અંધ ગવૈયાના વેશે પાટલીપુત્રનો પ્રવાસ ખેડનાર અને યોગ્ય તાલીમપૂર્વક પુત્રમાં પ્રભુતા પ્રગટાવનાર કુણાલ ન હોત, તેમજ અનેક નૃપતિઓ અને રાજકુમારોને બાજુએ મૂકી સ્થાનભ્રષ્ટ અંધ મહાપુરુષના ગળામાં વરમાળ પરોવનાર ને પતિ તેમજ પુત્રની પાછળ જીવનનું નૂર નીચોવી નાંખનાર કંચનમાળા ન હોત તો આજે મૌર્ય સામ્રાજ્ય વિશેષ ભવ્ય અને દીર્ઘજીવી બનવાને બદલે પતનને માર્ગે ધકેલાયું હોત. એ બંને કેવળ સન્માનને જ નહિ, પરંતુ સ્મરણ, પૂજન અને ભક્તિને પણ પાત્ર હતાં. પ્રિયદર્શીને તેમનો વિરહ હ્રદયમાં શૂળની જેમ સાલવા લાગ્યો. તેણે સામ્રાજ્યભરમાં તેમનો શોક તાજધારી રાજ્યુગલની પાછળ પળાતા શોકની ઢબે જ પળાવવાનો પ્રબંધ કર્યો ને તે પોતે પણ તેમનું સતત સ્મરણ કરવા લાગ્યો.

**માતાપિતાના અવસાનની પ્રિયદર્શી પર થયેલી અસર**

પ્રિયદર્શી યુવાન હતો, સામ્રાજ્યનો સ્વામી હતો, અનેક રૂપવતી રમણીઓનો ભરથાર હતો; છતાં માતાપિતાના વિરહને–શોકને વીસરવાનું તો તેને માટે દુઃશક્ય જ બન્યું. તે પ્રસંગે શ્રી આર્યસુહસ્તી મહારાજે તેને સમજાવ્યું કે મરણ પામેલાંની પાછળ અતિ શોક દર્શાવવો તે લાગણીનો ઊભરો છે અને તે સદ્‌ગુણ ગણાતો હોય તો પણ તે ક્રિયારહિત અને કર્તવ્યચ્યૂત સદ્‌ગુણ છે. સ્નેહીની પાછળ સાચો શોક તો એ ગણાય કે તેને જે કર્તવ્યો પ્રિય હોય તેને નવજીવન આપીને આગળ ધપાવવાં. પ્રિયદર્શીને આ સલાહ સાચી લાગી. તેણે માતાપિતાના સ્મરણને તેમને પ્રિય એવા કર્તવ્યોની પ્રગતિ સાથે ગૂંથી લેવાનો નિશ્ચય કર્યો.

**શોકનું ધર્મમાર્ગે થયેલું પરિવર્તન**

કંચનમાળાને પવિત્રતા, પૂજા, ભક્તિ, ધર્મ વગેરે પ્રિય હતાં, અને કુણાલને ફરજ, રાજવંશનું ગૌરવ, વિજય, પ્રગતિલક્ષી શાંતિ, ધર્મ, નીતિ, જ્ઞાન, કલા આદિ પ્રિય હતાં. બંનેમાં ધર્મ મુખ્ય હતો, અને પોતાને પણ એજ પ્રિય હતો એટલે પ્રિયદર્શીએ ધર્મને પ્રધાનપદે રાખીને પોતાનાં કર્તવ્યો અને માતપિતાની કર્તવ્યભાવનાઓને સક્રિય રૂપમાં આગળ ધપાવવાનો નિર્ણય કર્યો.

જૈન ધર્મ, તીર્થંકરની મૂર્તિઓ અને જિનમંદિરો જેટલી હદે કુણાલ કંચનમાળાને પ્રિય હતાં, એટલીજ હદે તે સંપ્રતિને પણ વહાલાં હતાં. એટલે સંપ્રતિએ સૌથી પ્રથમ પૃથ્વીને જિનમૂર્તિમય મંદિરોથી મઢી લેવાની અને પછી જગતભરમાં જૈન ધર્મનો વિજયધ્વજ ફરકાવવાની ભાવના સેવી. તેણે પોતાની એ ભાવના આર્યસુહસ્તી આચાર્યને દર્શાવી અને આચાર્યે તેને સહર્ષ ટેકો આપ્યો. પ્રિયદર્શીએ તરતજ તેના સક્રિય અમલની યોજના વિચારી કાઢી અને માતપિતાના શોકને કર્તવ્યપ્રેમ સાથે સાંકળી દઇને તે પાટલીપુત્ર પાછો ફર્યો.

પાટલીપુત્રમાં થોડાક દિવસ તેણે રાજમહેલની, પાટનગરની ને સામ્રાજ્યની પરિસ્થિતિનું સૂક્ષ્મ અવલોકન કર્યું અને ધીમે ધીમે રાજ્યતંત્રની બધીજ ચાવીઓ પોતાને હસ્તક લીધી. તેણે જોયું કે રાજમહેલમાં રચાતાં બધાંજ ષડ્‌યંત્રો નિર્મૂળ થઇ ગયાં છે. રાજમહેલની દરેક વ્યક્તિ પોતાનાં પ્રત્યે સન્માન, પ્રેમ અને ભયની લાગણી ધરાવે છે; મંત્રીઓ અને અધિકારીઓ



## પંચમ પરિચ્છેદ

# ધર્મયાત્રા અને અનાર્યભૂમિમાં પણ ધર્મવિજય


સાર—

આ પરિચ્છેદમા—માતા પિતાના અવસાન પછી પ્રિયદર્શીની શોકમગ્ન સ્થિતિ અને તેનું ધર્મ માર્ગે પરિવર્તન, પ્રિયદર્શીએ દેશવિદેશમા બંધાવરાવેલા લાખો મંદિરો ને ભરાવરાવેલી કરોડો મૂર્તિઓ, અનાર્ય ભૂમિમા પણ જૈન ધર્મના પ્રચારને માટે તેણે મોકલેલા સાધુવેષધારી રાજપુરુષો અને પછી સાચાસાધુઓ મોકલી ત્યા સાધેલો ધર્મવિજય, પરદેશો સાથેનો પ્રિયદર્શીનો સબંધ, પુત્ર-જન્મ, રાજ્યાભિષેકના ત્રીજા વર્ષે તેણે સુવર્ણગિરિ, ગિરનાર, શત્રુંજય, ભરુચ, કટવપ્ર આદિ તીર્થો પ્રતિ આદરેલી ધર્મયાત્રા—સઘયાત્રા, તેણે કરાવરાવેલા સખ્યાબંધ તીર્થોદ્ધાર—તેમા શત્રુંજય અને ભરુચના મુખ્ય ઉદ્ધારો તથા ગિરનારમા તેણે બધાવરાવેલી ટૂક, કટવપ્રને ચન્દ્રગિરિ નામ આપી ત્યા તેણે વસાવેલુ શ્રવણ-બેલગોલ નગર અને ગોમ્મટેશ્વરની તેમજ તેના સરખી અન્ય વિરાટકાય મૂર્તિઓ ઘડાવવાની તેની યોજના, તેણે બધાવરાવવા માંડેલી હજારો ધર્મશાળાઓ—દાનશાળાઓ, તે દાનશાળાઓમાં સાધુઓને આહાર વહોરવા સબંધમા શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્યસુહસ્તી આચાર્ય વચ્ચે પડેલો મતભેદ, શ્રી આર્યસુહસ્તીએ ભૂલ માટે માગેલી ક્ષમા ને બન્ને આચાર્યોનું સમિલન, અને આર્યસુહસ્તીને ગચ્છનો ભાર સોંપી આર્ય મહાગિરિએ સ્વીકારેલુ એકાકીપણુ; ગજેન્દ્રપદ તીર્થે તેમનો સ્વર્ગવાસ અને શ્રી આર્યસુહસ્તી યુગપ્રધાનપદે, તેમણે સપ્રતિની મદદથી શ્વેતાબર જૈન સઘને અપાવેલો ભવ્ય વિજય, તેમજ સ્થવિરકલ્પનો વિકાસમાર્ગ—વગેરે હકીકતો સમાવવામાં આવી છે

આવ્યા અને પ્રિયદર્શી તેમની કાર્યવાહી પર જાતે દેખરેખ રાખવા લાગ્યો.

અધિકારીઓની જેમ માંડલિક નૃપતિઓ, મિત્ર-રાજવીઓ અને પરદેશના શાસકોએ પણ પોતાના ઉત્તરમાં પ્રિયદર્શીની મહેચ્છા અને તેના વ્રત પ્રત્યે પ્રશંસક સન્માન દાખવતાં પોતાના રાજ્યમાં તે મહેચ્છાની પૂર્તિ માટે શું શું થઇ શકે તેમ છે તેનો હેવાલ મોકલાવ્યો. આ પ્રમાણે વિશ્વભરમાંથી આવેલાં પ્રયુત્તરો અવલોકી ગયા પછી મંત્રીઓને જણાયું કે સમ્રાટ પ્રિયદર્શીની મહેચ્છા ધાર્યા કરતાં પણ સુંદર સ્વરૂપમાં સિદ્ધ થઇ શકશે એટલું જ નહિ પરંતુ તેનાથી મૌર્ય રાજવંશને અપૂર્વ કીર્તિ સાંપડશે, તેમજ સામ્રાજ્યની સઘળી પ્રજાઓમાં અને સામ્રાજ્ય બહારના વિશ્વમાં પણ ધર્મ, ભક્તિ અને કર્તવ્યનું નિર્મળ ઝરણુ સતત વહેતું રહેશે; પરિણામે પ્રિયદર્શી વિશ્વભરના ઇતિહાસમાં વિરાટ ધાર્મિક યોજનાને સિદ્ધ કરનાર મહાન નૃપતિ તરીકે પોતાનું નામ સુવર્ણાક્ષરે અમર બનાવી જશે.

### વિશ્વભરમાં ચાલતું ધાર્મિક ઘડતર

થોડા જ સમયમાં વિશ્વના વિવિધ પ્રદેશોમાં જીર્ણ મંદિરો સમરાવા માંડયાં, નવાં બંધાવા માંડયાં અને સુંદર મૂર્તિઓ ઘડાવા લાગી. વિશ્વભરમાં જાણે ચેતનનો ફુવારો ઊડતો હોય તેમ અપૂર્વ ઉત્સાહ-પૂર્વક ઝડપથી આ કાર્ય આગળ ધપવા લાગ્યું. આ બધી પ્રગતિનું નિરીક્ષણ કરતાં પ્રિયદર્શીને અને તેના મંત્રીઓને જણાયું કે પ્રિયદર્શીએ જીવનમાં પ્રતિદિન ઓછામાં ઓછા અકેક મંદિર પર ધ્વજ ચડયાના સમાચાર સાંભળ્યા પછી દાતણ કરવાનું જે વ્રત લીધું છે તેને બદલે કદાચ દશ દશ મંદિર પર ધ્વજ ચડયાના સમાચાર સાંભળ્યા પછી દાતણ કરવાનું વ્રત લીધું હોત તો પણ તેનું તે વ્રત જળવાઇ રહેત.

### પાટલીપુત્રના પ્રથમ મંદિર પર પ્રિયદર્શીએ ચડાવેલો ધ્વજ

થોડા જ દિવસમાં પાટલીપુત્રનું પ્રથમ મંદિર બંધાઇને તૈયાર થયું અને પાટનગરની પ્રજા એક મહિના કરતાં પણ ઓછા ગાળામાં બંધાયલા એ ભવ્ય મનોહર મંદિરને અવાચક નજરે નિહાળી રહી. આ પ્રસંગે પ્રતિષ્ઠા–મહોત્સવમાં ભાગ લેવાને પ્રિયદર્શીના આગ્રહભર્યા આમંત્રણને માન આપી શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્યસુહસ્તી આચાર્ય પાટલીપુત્ર પધાર્યા હતા. પ્રિય-દર્શીએ તેમનું ભવ્ય સ્વાગત કર્યું અને તેમની નિશ્રામાં વ્રતના પ્રથમ દિવસે તેણે મંદિરમાં મૂર્તિની પ્રતિષ્ઠા કરીને મંદિર પર ધ્વજ ચડાવ્યો. પાટલીપુત્રની ભક્તિ-વંત પ્રજા પોતાના પ્રિય સમ્રાટના આ અદ્‌ભુત ધર્મપ્રેમને હર્ષભરી નજરે નિહાળી રહી. પાટલીપુત્રમાં પૂર્વે કદી ન ઉજવાયો હોય એવો ભવ્ય પ્રતિષ્ઠામહોત્સવ ઉજવાયો. પ્રિયદર્શીએ ખર્ચમાં કશી મણા ન રાખી.

### મંદિરો અને મૂર્તિઓની સંખ્યા

આ રીતે પ્રિયદર્શીના જીવનકાળ દરમિયાન વિશ્વ-ભરમાં મંદિરોનું બાંધકામ, સમારકામ ને મૂર્તિઓનું ઘડતર સતત ચાલુ રહ્યું. પ્રત્યેક પ્રભાતે સંખ્યાબંધ મંદિરો પર ધ્વજ ચડવાના સમાચારો સામ્રાજ્યના જુદા જુદા પ્રદેશોમાંથી આવવા લાગ્યા. આ રીતે શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યના શબ્દોમાં પ્રિયદર્શીએ ત્રિખંડ ભરતભૂમિને જિનમંદિરોથી શોભાયમાન બનાવી [त्रिखंडं भरतक्षेत्रं जिनायतन मंडितं] અને આ રીતે, અનેક પ્રાચીન –પ્રમાણભૂત ગ્રન્થોમાં નોંધાયું છે તે પ્રમાણે પ્રિયદર્શીએ પોતાના આયુષ્યકાળ દરમિયાન સવા લાખ નવાં જિનમંદિરો બંધાવ્યાં, ૩૬૦૦૦ જીર્ણમંદિરોના ઉદ્ધાર કરાવ્યા અને સવા કરોડ પત્થરની અને ૯૫૦૦૦ ધાતુની જિનમૂર્તિઓ ભરાવરાવી.

પ્રિયદર્શીના આ સર્જન સંબંધમાં આજે પૂરતા પ્રમાણમાં સ્પષ્ટ શિલાલેખીય પ્રમાણો સાંપડતા નથી એટલે કેટલાક તેના આ વિરાટ કર્તૃત્વ અંગે શંકા સેવે છે. પણ આ ગ્રન્થના ત્રીજા ખંડના દ્વિતીય પરિચ્છેદમાં આપણે પુરવાર કરી ગયા તે પ્રમાણે આ

પોતાની બંધીજ આજ્ઞાઓનું અક્ષરશ: પાલન કરે છે, અને સામ્રાજ્યની શક્તિ, ભક્તિ અને ગૌરવ પોતાના પ્રભુત્વશીલ વ્યક્તિત્વમાં કેન્દ્રિત થઇ ચૂક્યાં છે. આ સંયોગોમાં પોતાની કોઇ પણ ઇચ્છાનો સામનો થાય એ તેને અસંભવિત લાગ્યું. એટલે તેણે ધીમે ધીમે પોતાની યોજનાઓને બહાર મૂકવા માંડી.

**વિશ્વભરમાં લાખો જિનમંદિરો બંધાવવા અંગે પ્રિયદર્શિનું વ્રત**

સૌથી પ્રથમ તેણે મંત્રીઓને જણાવ્યું કે પોતે મગધમાં, ભારતવર્ષમાં અને તેની બહાર પણ જ્યાં જ્યાં પોતાનો અધિકાર કે લાગવગ પહોંચી શકે ત્યાં ત્યાં સર્વત્ર ગામેગામ, નગરે-નગર અને શેરીએ શેરીએ ભવ્ય, કલામય અને સુંદર જિનમંદિરો બંધાવવા ઇચ્છે છે. જ્યાં જ્યાં મંદિરો જીર્ણ થયાં હોય ત્યાં ત્યાં સર્વત્ર તે મંદિરો સમરાવવાની તેની ભાવના છે અને આ નવા-જૂના સર્વ મંદિરોને માટે સુંદર જિનમૂર્તિઓ ભરાવવાની તેની મહેચ્છા છે. અને આ મહેચ્છાની સફળતાને માટે તેણે એવું વ્રત લીધું છે કે બીજા મહિનેથી પ્રત્યેક પ્રભાતે ઓછામાં ઓછા એક નવા જિનમંદિર પર ધ્વજ ચડ્યાના સમાચાર આવ્યા પહેલાં પોતે દાતણ નહિ કરે.

મંત્રીઓ પ્રિયદર્શીની આ વિરાટ યોજના સાંભળીને આશ્ચર્યચકિત થઇ ગયા. આ યોજનાની સિદ્ધિને માટે પ્રતિ વર્ષે લાખો સોનામહોરોના ખર્ચની જોગવાઇ કરવી પડે તેમ હતું. પણ બીજી બાજુ સમ્રાટની ઇચ્છાની વિરૂદ્ધ એક અક્ષર પણ બોલવો તે તેમની ફરજની બહારની વસ્તુ હતી. પ્રિયદર્શીનું વ્રત અફર હતું. તેમ આ યોજનાને સફળ બનાવવાને માટે મૌર્ય રાજભંડારમાં પૂરતું દ્રવ્ય પણ હતું. સાથોસાથ ભૌતિક તેમજ રાજકીય દૃષ્ટિએ આ યોજના સામ્રાજ્યના કરોડો માનવીને કર્તવ્યમગ્ન રાખીને તેમનામાં ભાવ, ભક્તિ, ધર્મપ્રેમ ને નીતિની સરિતાઓ વહાવે તેમ હતું. વળી તેનાથી દ્રવ્ય અને કાર્યના સુલભ વહેણ અને તેની વહેંચણીના રાજકર્તવ્યો સહજ રીતે સિદ્ધ થતાં હતાં. એટલે મંત્રીઓએ આ યોજનાને સમ્રાટ પ્રત્યેની ફરજને લીધે તેમજ ધાર્મિક, આર્થિક, રાજકીય, નૈતિક, સામાજિક તથા ભૌતિક સર્વ દૃષ્ટિએ વધાવી લીધી.

બીજે જ દિવસે પાટલીપુત્રમાં અને તેની આસપાસના ગામોમાં એવા સેંકડો જિનમંદિરોના બાંધકામની તૈયારી થવા માંડી કે જેથી એક મહિનાની મુદત વીતતાં પ્રતિદિવસે એકેક નવું મંદિર તૈયાર થઇ શકે. આ રીતે પાટલીપુત્ર અને તેની આસપાસના પ્રદેશની વ્યવસ્થા કરીને મંત્રીઓએ સમ્રાટની અનુમતિથી જુદા જુદા પ્રદેશના અધિકારીઓને પ્રિયદર્શીની ઉપરોક્ત મહેચ્છાથી માહિતગાર બનાવ્યા અને દરેક અધિકારી પોતાના અમલ તળેના પ્રદેશમાં વધુમાં વધુ કેટલાં નવા જિનમંદિરો બંધાવી શકે તેમ છે, કેટલાં જીર્ણ મંદિરોના ઉદ્ધાર કરાવી શકે તેમ છે અને કેટલી સુંદર મૂર્તિઓ ભરાવરાવી શકે તેમ છે, તેના અહેવાલ મંગાવ્યા. આ અહેવાલો તૈયાર થઇ આવે તે દરમિયાન મંત્રીઓએ માંડલિક નૃપતિઓ, મિત્રરાજવીઓ ને પરદેશોના શાસકો સાથે તેમના રાજ્યમાં જિનમંદિરો બંધાવવા અંગે પ્રિયદર્શીની મહેચ્છા તેમજ તે અંગે તેણે લીધેલું ધાર્મિક વ્રત આદિની વિગતોથી ભરેલો મૈત્રીસભર પત્રવ્યવહાર ચલાવ્યો.

**જિનમંદિરો બંધાવવાની પ્રિયદર્શીની મહેચ્છાને સર્વત્ર મળેલો આવકાર**

થોડા જ સમયમાં અધિકારીઓ તરફથી અહેવાલો આવવા લાગ્યા અને તેમાં સમ્રાટની મહેચ્છા અને તેના વ્રત પ્રત્યે પ્રશંસક ભક્તિ ભાવ દાખવીને તેઓએ પોતાના પ્રદેશમાં કેટલાં મંદિરો જીર્ણ છે, કેટલાં નવાં બાંધી શકાય તેમ છે અને પોતે કેટલી મૂર્તિઓ ભરાવરાવી શકે તેમ છે તેની વિગતો જણાવી. આ વિગતોનો અભ્યાસ કરીને મંત્રીઓ નવા મંદિરો બંધાવવા અંગે, જૂનાં સમરાવવા અંગે અને મૂર્તિઓ ભરાવરાવવા અંગે ઝીણવટભરી આજ્ઞાઓ મોકલાવવા લાગ્યા. આ યોજનાને સુંદર સ્વરૂપમાં સિદ્ધ કરવાના આશયથી મધ્યસ્થ વહીવટ તેમજ સૂચનાઓની આપ-લે માટે પાટલીપુત્રમાં ખાસ નિષ્ણાત અમલદારો રોકવામાં

વાને કૃત્રિમ સાધુઓ સ્થળે સ્થળે પથરાઇ ગયા અને પોતાનું કાર્ય આગળ ધપાવવા લાગ્યા.

આ કૃતિમ સાધુઓ પ્રિયદર્શીના પુરૂષો તરીકે ઓળખાતા અને પ્રિયદર્શીએ તેમને અનાર્ય રાજાઓ અને અધિકારીઓ પર આજ્ઞામૂલક ભલામણ પત્રો લખી આપ્યા હતા. સાથોસાથ તે રાજાઓને સિધો સંદેશ મોકલાવતાં પણ તેણે લખ્યું કે, "અમારા પુરૂષો ત્યાં આવ્યા છે; તેઓ જે પ્રકારે કર માગે તે પ્રકારે તમારે તેમને કર આપવો." દ્રવ્યરૂપ કરની તો ખાસ આવશ્યકતા નહોતી. એટલે અનાર્ય નૃપતિઓ અને પ્રજાઓને આ રાજપુરૂષો વધારે રુચવા લાગ્યા. તેઓ અનાર્ય પ્રજાઓને શિખામણ આપવા લાગ્યા કે–" તમારે અમારા જેવા પુરૂષોને આ આ પ્રકારના બેતાળીશ દોશ રહિત વસ્ત્ર, પાત્ર, અન્ન અને પાનાદિક આપવાં, ને અમુક અમુક પ્રકારે ભણવું. તેમ કરવાથી સંપ્રતિ રાજા તમારા પર સંતુષ્ઠ થશે અને તેમ નહિ કરો તો તે કોપાયમાન થશે."

**અનાર્ય પ્રજાઓનું માનસ-પરિવર્તન**

અનાર્ય પ્રજાઓ સંપ્રતિના પુરુષોની આ શિખામણને સહર્ષ અનુસરવા લાગી. કેમકે ભૂતકાળમાં જે જે શહેનશાહોએ તેમના પર વિજય મેળવેલો તે તે શહેનશાહના રાજપુરુષો જ્યારે ફરવાને નીકળતા ત્યારે તેઓ પ્રજાઓ પાસે દ્રવ્યની સતત માગણી કરતા ને તેમને લૂટતા, કનડતા, સજા કરતા અને પ્રસંગોપાત રૂપવતી રમણીઓને ઉપાડી જતા. પરાજિત નૃપતિઓને પણ તેઓ એટલી જ હદે કનડતા હતા. પણ સંપ્રતિના આ પુરુષો તો સર્વની સાથે મમતાથી વર્તતા હતા અને ત્યાગી મુનિવરો પ્રત્યે કેમ વર્તવું ને તેમને કયા પ્રકારની ભિક્ષા આપવી તે અંગેની શિખામણ આપીને જ સંતોષ માનતા હતા. તેઓ દ્રવ્ય ને મોજ-શોખ પ્રત્યે નિસ્પૃહી હતા. એટલે અનાર્થ પ્રજાઓ તેમના પ્રત્યે સન્માનની નજરે નિરખવા લાગી, ને તેમની એકેએક શિખામણનું અક્ષરશઃ પાલન કરવા લાગી. પરિણામે થોડા જ સમયમાં તેઓ સાધુઓના આહાર-વિહારથી માહિતગાર બની ગઇ, અને તેમનું માનસ ધર્મ પ્રત્યે ઢળવા લાગ્યું. આ રીતે પોતાનો ઉદ્દેશ સિદ્ધ થતાં કૃત્રિમ સાધુઓએ પ્રિયદર્શીને સફળતાના સમાચાર મોકલાવ્યા.

એ સમાચાર મળતાં જ પ્રિયદર્શીએ શ્રી આર્યસુહસ્તી મહારાજ સમક્ષ જઇ તેમને પૂછ્યું, " દેવ ! આ શ્રમણો કેવળ ધાર્મિક પ્રજાઓથી અલંકૃત આર્ય ભૂમિમાં જ કેમ વિહરે છે ? અનાર્ય ભૂમિમાં તેઓ કેમ નહિ વિચરતા હોય ? ત્યાં જાય તો અનેક ધર્મરહિત પ્રજાઓને તેઓ સુધર્મનો માર્ગ દાખવી શકે.

"રાજન્" શ્રી આર્યસુહસ્તીસૂરિએ ભાવભર્યા સ્વરે કહ્યું, " તમારી ભાવના સુંદર છે. પરંતુ અનાર્ય દેશોમાં અજ્ઞાન વિશેષ હોવાથી તેમજ ત્યાંની પ્રજાઓ સાધુઓના આહાર-વિહારથી બિનમાહિતગાર હોઇને શ્રમણોને માટે ત્યાં જ્ઞાન-દર્શન-ચારિત્રની વૃદ્ધિ સાધવાનું દુષ્કર થઇ પડે."

" દેવ, " રાજાએ પ્રેરક વાણીમાં કહ્યું, " આપ એક વખત ત્યાં શ્રમણોને મોકલીને તે પ્રજાઓની ગુણગ્રતા અને તેમના આચારની ચતુરાઇનું નિરીક્ષણ તો કરી જુઓ. મને લાગે છે કે છેલ્લા થોડાક સમયમાં તેમણે સુંદર માનસ-પરિવર્તન સાધ્યું છે."

**અનાર્ય પ્રજાઓમાં શ્રમણ-વિહાર અને તે પ્રજાઓ પણ સુધર્મના માર્ગે**

શ્રી આર્યસુહસ્તી મહારાજે પ્રિયદર્શીની આ સલાહને માન્ય રાખી શરૂઆતમાં દક્ષિણ-ભારતના આંધ્ર-દ્રમિલ વગેરે દેશોની ધર્મરહિત પ્રજાઓમાં વિચરવાની ને ત્યાં ધર્મનો ઉપદેશ કરવાની શ્રમણોને અનુમતિ આપી. પરિણામે સેંકડો ઉત્સાહી સાધુઓ તે પ્રદેશોમાં જઇ પહોંચ્યા. ત્યાં પ્રજાઓએ તેમનું સુંદર સ્વાગત કર્યું ને તેમના આહાર-વિહારની સંપૂર્ણ જોગવાઇ સાચવી. અનાર્ય પ્રજાઓના આ વર્તને શ્રમણોના ઉત્સાહને એવડું જોમ બક્ષ્યું. તેઓ પોતાના વિશુદ્ધ અને મર્યાદિત આહાર-વિહાર તથા નિર્મળ ચારિત્રથી પ્રજાઓના મન પર જૈન ધર્મની વિશિષ્ટ છાપ પાડવા લાગ્યા

શંકા અસ્થાને છે કેમકે તે યુગમાં મૂર્તિઓ પર લેખો કોતરાવવાની પ્રથા પ્રચારમાં નહોતી. કીર્તિના આશયથી કદાચ કોઈ મહત્ત્વાકાંક્ષી પુરુષે લેખ કોતરાવ્યા હશે, પણ બહુધા તો મૂર્તિઓ લેખ વિના જ પ્રતિષ્ઠાપિત થતી હતી. દશમી સદીમાં ગચ્છભેદની શરૂઆત થતા મૂર્તિઓ પર લેખો કોતરાવવાની પ્રવૃત્તિ વિશેષ પ્રમાણમાં ચાલુ થઈ સંભવે છે. તે પૂર્વેની મૂર્તિઓ પર લેખ જવલ્લે જ મળી આવે છે. એટલે આજે જુદા જુદા પ્રદેશોમાં લેખ વિનાની જે લાખો મૂર્તિઓ મળી આવે છે અને પ્રાચીન ખોદકામોમાં પણ ઘણી વખત જે લેખરહિત મૂર્તિઓ મળી આવે છે તેમાંની ઘણીખરી સંપ્રતિએ ભરાવરાવેલી હોવાનો સંભવ છે.

જૈન સમાજમાં એવી પરંપરાગત માન્યતા ચાલી આવે છે કે સંપ્રતિએ ભરાવરાવેલી મૂર્તિઓની કોણી નીચે ડટ્ટાનો ઉપમેનો આકાર હોય છે. આવી મૂર્તિઓ ગિરનાર, નાદીયા, નાડોલ, પાટણ, ભવાનીમંડી, ભરૂચ, રાણકપુર, બ્રાહ્મણવાડા, ઓશિયા, વામજ, તળાજા, હોલીપટ્ટન, ચંપા ઇત્યાદિ સ્થળે મળી આવે છે. આ મૂર્તિઓ અતિ પ્રાચીન હોવાનું બીજું એક પ્રમાણ એ છે કે બીજી-ત્રીજી સદીમાં જિનમૂર્તિઓ પર તે ક્યા તીર્થંકરની મૂર્તિ છે તેની ઓળખ માટે તે તે તીર્થંકરના લંછનો કોતરવાની પ્રથા શરૂ થયેલી પણ ઉપરોક્ત મૂર્તિઓ પર એવા લંછન પણ નજરે ચડતા નથી.

પ્રિયદર્શીના મંદિરો આજે વિપુલ પ્રમાણમાં નથી મળી આવતા તે અંગે તો મુખ્ય દલીલ એ છે કે બે હજાર વર્ષો સામે ગમે તેવી મહાકાય ઇમારતો પણ ટક્કર ન ઝીલી શકે તો પછી લાખો મંદિરોમાંના ઘણાખરા કાળબળે તૂટી પડ્યા હોય તો તે અસંભવિત નથી. ઉપરાંત પરદેશી અને મુસ્લિમ આક્રમણોએ ભારતવર્ષના દેવમંદિરો અને મૂર્તિઓનો નાશ કરવામાં હદ નથી રાખી. એટલે સંપ્રતિના મંદિરો ને મૂર્તિઓનો મોટો ભાગ એ આક્રમણોનો ભોગ બન્યો હોય તો તે અસ્વાભાવિક નથી. છતાં અનેક સ્થળે સંપ્રતિના મંદિરોની સ્મૃતિઓ તો જળવાઈ જ રહી છે અને કેટલેક સ્થળે તેના મંદિરોનો જીર્ણોદ્ધાર થયાની હકીકત પણ સાંપડે છે. પરદેશોમાં ચાલતા ખોદકામોમાં પણ વખતોવખત જિનમૂર્તિઓ કે મંદિરો મળી આવે છે તે પ્રિયદર્શીની કૃતિઓ હોવાનો જ સંભવ છે. ગિરનાર, ઓશિયા, બ્રાહ્મણવાડા, હોલીપટ્ટન, ભરૂચ આદિ સ્થળે સંપ્રતિએ બંધાવરાવેલા મંદિરોના અવશેષો આજે પણ મળી આવે છે.

**કૃત્રિમ સાધુઓ**

જિનમંદિરો અને મૂર્તિઓથી વિશ્વને અલંકૃત કરવાની યોજના ચાલે પડી ગયા પછી પ્રિયદર્શીએ ભારતની અને પરદેશોની જૈનેતર પ્રજાને જૈન દર્શન, જૈન આચાર-વિચાર અને જૈન વિશિષ્ટતાનો પરિચય કરાવવાની અને ધીમે ધીમે તે પ્રજાઓને જૈન ધર્મ પ્રતિ વાળવાની ભાવના સેવવા માંડી. પણ આ કાર્ય ગૃહસ્થો કરતા સાધુ ઉપદેશકો દ્વારા વિશેષ સફળતાને વરી શકે. અને જૈન શ્રમણોના આચારવિચારના ને તેમની જીવનચર્યાના દર્શન વિના જૈનેતર પ્રજાઓ જૈન વિશિષ્ટતાને સમજી પણ ન શકે. વળી જૈન દર્શનની સાચી મહત્તા શ્રમણ સંસ્થાને જ આશ્રયીને રહેલી છે. એટલે ઇતર પ્રજાઓને જૈન ધર્મ પ્રતિ આકર્ષવી હોય તો તેમને જૈન શ્રમણોના સંપર્કમાં જ મૂકવી જોઈએ. પણ અનાર્ય પ્રજાઓ જૈન શ્રમણોના આહારવિહારથી બિનમાહિતગાર હોઈ સાચા શ્રમણોને માટે તેમના પ્રદેશમાં વિહાર કરવો અસંભવિત જ ગણાય. એટલે પ્રિયદર્શીએ હજારો રાજસેવકોને જૈન સાધુનો કૃત્રિમ વેષ પહેરાવ્યો. તેમને જરૂરી સાધન-સામગ્રી અને પ્રમાણપત્રો પૂરા પાડ્યા અને તેમને અનાર્ય ભૂમિમાં પાર પાડવાના કર્તવ્યની દિશા સમજાવી તેમને વિશ્વના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં રવાના કર્યા.

આ કૃત્રિમ સાધુઓનું મુખ્ય કાર્ય અનાર્ય પ્રજાઓને સાચા જૈન શ્રમણોના આહાર વિહારથી માહિતગાર બનાવવાનું હતું, જેથી સાચા જૈન સાધુઓ વિશ્વભરમાં નિરૂપદ્રવ વિહાર કરી શકે અને પ્રજાઓને જૈન ધર્મનો સંદેશ સંભળાવી શકે. આ ઉદ્દેશને લક્ષ્ય કર-

ધર્મને વિજય અપાવ્યો હતો. ત્યાંજ પથરાઇ ગઇ અને પરિણામે બૌદ્ધધર્મ ત્યાં વિશેષ સ્થિર બન્યો. જ્યારે પશ્ચિમ અને દક્ષિણના જે પ્રદેશોમાં પ્રિયદર્શીએ જૈન ધર્મને વિજય અપાવ્યો હતો ત્યાં પાછળથી રાજકીય કારણો-સર ઘર્ષણ જામતાં જૈન ધર્મને વેઠવું પડ્યું. છતાં જૈન ધર્મ તેની ભારતીય કેન્દ્રભૂમિમાં અચળ રહેવાથી તેની મૂળભૂત શક્તિઓને બહાર આશ્રય શોધવાનું કારણ ન રહ્યું. જો કે પશ્ચિમના પ્રદેશોમાં યહૂદી, ખ્રિસ્તી અને મુસ્લિમ ધર્મો તથા યુરોપીય સંસ્કૃતિનાં પૂર ફરી વળવાથી જૈન ધર્મ ત્યાં નામશેષ બની રહ્યો છે. તેમ છતાં પૂર્વ અને ઉત્તરના પ્રદેશોમાં ચાલતાં ખોદકામોમાં જેટલાં બૌદ્ધ અવશેષો મળી આવે છે, એટલાં જ પશ્ચિમ અને દક્ષિણનાં ખોદકામોમાં જૈન અવશેષો પણ સાંપડે છે. વળી દક્ષિણમાં તો ગોમ્મટેશ્વર સમી સંખ્યાબંધ મૂર્તિઓ, ચન્દ્રગિરિ સમા પર્વતો, સંખ્યાબંધ ગુફાઓ અને અનેક વિહારો-મંદિરોમાં તો પ્રિયદર્શીના ધર્મવિજયની સ્મૃતિઓ અખંડ રૂપમાં પણ જળવાઇ રહેલી નજરે ચડે છે.

પ્રિયદર્શીએ પરદેશોમાં સાધેલા ધર્મવિજયનું અવલોકન કરતાં સાથોસાથ પરદેશો સાથેના તેના સંબંધો વિચારી જવાનું પણ સસ્થાને થઇ પડશે.

**પરદેશો સાથેનો પ્રિયદર્શીનો સંબંધ**

સમ્રાટ અશોકે સેલ્યુકસ સાથે કરેલી સંધિ પછી મૌર્ય રાજવંશે સીરિયા, ગ્રીસ ને મેસીડોનિયા સાથે મિત્રતાનો સંબંધ જાળવી રાખ્યો હતો. સીરિયાનો નૃપતિ એન્ટીયોકસ પહેલો પ્રિયદર્શીને ચંડાશોક કરતાં પણ વધુ માન આપતો હતો અને તેની ઇચ્છાઓને શહેનશાહની આજ્ઞાઓની જેમ વધાવી લેતો. એટલે પ્રિયદર્શીએ તેના પ્રદેશમાં જ્યારે દવાખાનાંઓ અને પાંજરાપોળો ખોલવાની તથા મંદિરો બંધાવવાની ને શ્રમણોના વિહારની અનુમતિ માગી ત્યારે એન્ટીયોકસે એવી અનુમતિ આપી એટલું જ નહિ પરંતુ પ્રિયદર્શીની એ ઇચ્છાઓની સિદ્ધિમાં તેણે પોતાનાથી બનતો ફાળો પણ નોંધાવ્યો. સંપ્રતિ-પ્રિયદર્શી-અમિત્રઘાતે આ એન્ટીયોકસ પર લખેલો એક પત્ર અને તેનો ઉત્તર હેગેસેન્ડરની નોંધના આધારે એથેનસની કૃતિઓમાં જળવાઇ રહ્યો છે જેમાં અમિત્રઘાત એન્ટીયોકસ પાસે સૂકાં અંજીરો અને દ્રાક્ષાસવ મંગાવે છે અને એન્ટીયોકસ તે મોકલાવી આપવાની તત્પરતા દાખવે છે. પ્રિયદર્શીએ પોતાના બીજા અને તેરમા શિલાલેખમાં આ એન્ટીયોકસની પોતાના સામ્રાજ્યની સરહદો પરના આજ્ઞાંકિત યોનપતિ તરીકે ઓળખ આપી છે અને તેના મુલકમાં પોતે સાધેલા ધર્મવિજયની હકીકત પણ જણાવી છે. આ એન્ટીયોકસના એલચી તરીકે પ્રિયદર્શીના દરબારમાં ડેમેક્સ જ કાયમ રહેલો. તે ગ્રીક એલચી તરીકેની પણ ફરજ બજાવતો હતો. આ એન્ટીયોકસનો શાસનકાળ ઇ. સ. પૂ. ૨૮૦ થી ૨૬૧ લગી ચોક્કસ છે. અને સંપ્રતિનો સમય ઇ. સ. પૂ. ૨૮૯ થી ૨૩૫ નો છે. બંને નૃપતિઓનો આ સમય અને ઉપરોક્ત હકીકતો વિચારતાં સંપ્રતિ-પ્રિયદર્શી યાને અમિત્રઘાતની એન્ટીયોકસ સાથેની સમકાલિકતા અફર બની રહે છે.

પ્રિયદર્શીના સમયમાં મેસીડોનિયામાં એન્ટીગોનસ (ઇ. સ. પૂ. ૨૭૬ થી ૨૩૯), ઇજીપ્તમાં ટોલેમી ફીલાડેલ્ફસ બીજો (ઇ. સ. પૂ. ૨૮૫ થી ૨૪૭), સાઇરીનમાં મગ (ઇ. સ. પૂ. ૩૦૦ થી ૨૫૦) ને ઇપીરસમાં અલેકઝાંડર (ઇ. સ પૂ. ૨૭૨ થી ૨૫૫) નું શાસન ચાલતું હતું. પ્રિયદર્શીએ પોતાના તેરમા શિલાલેખમાં આ નૃપતિઓને એન્ટીયોકસના પડોશીઓ અને પોતાના સામ્રાજ્યની સરહદો પરના આજ્ઞાંકિત રાજવીઓ તરીકે ઓળખાવ્યા છે અને તેમના પ્રદેશમાં પોતે સાધેલા ધર્મવિજયની હકીકત પણ વર્ણવી છે. આમાંના ટોલેમી ફીલાડેલ્ફસ બીજાએ પ્રિયદર્શીના દરબારમાં ડાયોનીસિયસ નામે એલચીને મૂકેલો અને એ એલચીએ ગ્રીક એલચી મેગેસ્થીનીસની જેમ પોતાનાં ભારતીય સંસ્મરણોની નોંધ લખેલી. ગ્રીક ઇતિહાસકાર પ્લીનીના જણાવ્યા પ્રમાણે તેણે એ નોંધ જોઇ હતી પણ કમભાગ્યે આજે તે નોંધ નથી મળતી. જો એ નોંધ મળી આવે તો સંપ્રતિ-પ્રિયદર્શી-અમિત્રઘાતના વ્યક્તિત્વ પર સુંદર પ્રકાશ ફેંકી શકાય.

ને ધીમે ધીમે પ્રજાઓને જૈન ધર્મના સૂત્રો સમજાવવા લાગ્યા. આ શાંત પ્રગતિક્રમથી અનાર્ય પ્રજાઓનો મોટો ભાગ ધર્મમાર્ગે આકર્ષાઈને જૈન ધર્મનો સ્વીકાર કરવા લાગ્યો.

આન્ધ્ર-દ્રમિળ ગયેલા શ્રમણોએ જ્યારે પાટલીપુત્ર પાછા ફરીને આર્ય સુહસ્તી મહારાજને ત્યાંની પ્રજાઓનો માનસ–પરિવર્તનનો ઇતિહાસ વર્ણવી સંભળાવ્યો ત્યારે આચાર્યે શ્રમણોને દૂર દૂરના અનાર્ય પ્રદેશોમાં અને પશ્ચિમે તો હિંદની બહાર પણ યોન, કંબોજ, ગંધાર, ઇરાન, અરબસ્તાન, સીરિયા, ઇજીપ્ત, ગ્રીસ વગેરે અનાર્ય દેશોમાં પણ વિચારવાની છૂટ આપી. પૂર્વના પ્રદેશોમાં જલમાર્ગ ને વિકટ ગિરિમાળાઓના ભૌગોલિક અંતરાયો નડતા હતા તથા અશોકે એ દેશોમાં બૌધ્ધ ધર્મનો પ્રચાર કર્યો હતો, ને અત્યારે પ્રિયદર્શી માટે પોતાના પિતામહે સાધેલા બૌધ્ધ ધર્મવિજયને ઉથલાવવું કે બૌદ્ધ સંઘની સાથે અથડામણમાં ઊતરવાનું યોગ્ય ન હોવું એટલે શ્રી આર્યસુહસ્તી આચાર્ય તથા પ્રિયદર્શી બન્ને એ દૂર પૂર્વમાં જૈન શ્રમણોને મોકલવાનું મુલતવી રાખ્યું. તેથી અશોકે પૂર્વ અને ઉત્તરના સુવર્ણભૂમિ (પેગુ-મુલમીન) ચીન, હિંદીચીન, કંબોડિયા, હિમવન્ત વનવાસ અપરાન્તક, યુનાન વગેરે જે જે પ્રદેશોમાં બૌદ્ધ ધર્મવિજય સાધ્યો હતો તેમને બાજુએ રાખી પ્રિયદર્શીએ દક્ષિણ અને પશ્ચિમના આંધ્ર, દ્રમિળ પુલિંદસ, ચોલ, પાંડય, સતિયપુત્ર, કેરલપુત્ર, યોન, કંબોજ, ગાંધાર, ઇરાન, સીરિયા, ઇજીપ્ત, ગ્રીસ, મેસીડોનિયા, સીરીન, એપીરસ, વગેરે દેશોમાં જૈન ધર્મવિજયનું પોતાનું ધ્યેય પાર પાડવાની ઇચ્છા સેવી. ઉત્તરે કાશ્મીર તથા દક્ષિણે લંકા એ બે દેશો એવા જણાય છે કે જ્યાં અશોકે બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો હતો અને સંપ્રતિદ્વારા ત્યાં જૈન ધર્મનો વિજય પણ સધાયો છે પરંતુ આ કાર્ય ધર્મ સ્પર્ધાને આભારી નહિ પણ અશોકે કાશ્મીર અને લંકામાં વિજય મેળવ્યા વિનાજ ધર્મપ્રચાર કર્યો હતો જ્યારે પ્રિયદર્શીના વિજયમાં ત્યાં રાજકીય વિજય સાધતી વેળા આપોઆપ ધર્મપ્રચાર થયો હતો. એટલે આ બન્ને દેશોપર રાજકીય વિજય પ્રાપ્ત કર્યો પહેલાં પ્રિયદર્શીએ ત્યાં જૈન શ્રમણોના વિહારને પ્રબંધ કર્યો હોય તે સંભવિત નથી જણાતું.

**અનાર્યભૂમિમાં ધર્મવિજય**

આ રીતે, આર્યાવર્તની દક્ષિણે અને પશ્ચિમે પ્રિયદર્શીએ કરી આપેલી વિહારની સાનુકૂળતાથી જૈન મુનિવરો તે તે અનાર્ય પ્રદેશોમાં પણ ચાલુ વિહાર કરવા લાગ્યા, અને પોતાના ચારિત્રના પ્રભાવથી અનાર્ય પ્રજાઓનું ચારિત્ર ઘડવા લાગ્યા. પોતાના આહારવિહારની અસરથી તે પ્રજાઓમાં અભક્ષ્યનિષેધ અને આચારવિચારની મર્યાદા આણવા લાગ્યા. તેમજ પોતાના અપૂર્વ સંયમથી તેઓ તે પ્રજાઓ પર જૈન ધર્મનો પ્રભાવ પાડવા લાગ્યા અને ધર્મોપદેશથી તે પ્રજાઓને જ્ઞાન અર્પીને તેમને જૈન ધર્મનો પ્રભાવ પાડવા લાગ્યા, એવે ધર્મોપદેશથી તે પ્રજાઓને જ્ઞાન અર્પીને તેમને જૈન ધર્મ પ્રત્યે વાળવાનું ઘણું સુંદર બન્યું. આ રીતે અનાર્ય પ્રદેશોમાં એક બાજુએ મૂર્તિઓના ઘડતર ને મંદિરોના બાંધકામ તેમ બીજી બાજુએ સંયમી મુનિવરોના દર્શન અને તેમના ઉપદેશનો પ્રવાહ સતત ચાલુ રહેતા, અનાર્ય પ્રજાઓનો મોટો ભાગ જૈન ધર્મ પ્રત્યે વળ્યો અને સંપ્રતિએ ત્યાં પોતાનો વહાલો ધર્મ-વિજય સાધ્યો. આથીજ પોતાના તેરમા મુખ્ય શિલાલેખમાં તે આવા ધર્મવિજય પ્રત્યેની પોતાની પ્રીતિ વ્યક્ત કરે છે અને પોતાના 'રૂપનાથ' વગેરે ગૌણ શિલાલેખોમાં તે શ્રાવકપદના ત્રીજા વર્ષમાં પોતે સમસ્ત જંબુદ્વીપની અનાર્ય પ્રજાઓને પણ દેવમૂર્તિઓ અને મુનિવરોના સંપર્કમાં લાવ્યો હોવાની વિગત નોંધે છે તે યથાયોગ્ય છે.

સમય જતાં અશોક અને પ્રિયદર્શીના આ ધર્મ વિજયના પ્રચંડ પ્રત્યાઘાતો થયા. તેમાં બૌદ્ધ ધર્મને

**ધર્મવિજયનાં અવશેષો**

હિંદમાંથી દેશવટો મળ્યો પરિણામે બૌદ્ધ ધર્મની બધી શક્તિઓ ચીન, જાપાન, યુનાન હિંદીચીન, બ્રહ્મદેશ, લંકા વગેરે આર્યાવર્તની બહારના જે જે પ્રદેશોમાં અશોકે બૌધ્ધ

ધર્મને વિજય અપાવ્યો હતો ત્યાંજ પથરાઇ ગઇ અને પરિણામે બૌદ્ધધર્મ ત્યાં વિશેષ સ્થિર બન્યો. જ્યારે પશ્ચિમ અને દક્ષિણના જે પ્રદેશોમાં પ્રિયદર્શીએ જૈન ધર્મને વિજય અપાવ્યો હતો ત્યાં પાછળથી રાજકીય કારણો-સર ઘર્ષણ જામતાં જૈન ધર્મને વેઠવું પડ્યું. છતાં જૈન ધર્મ તેની ભારતીય કેન્દ્રભૂમિમાં અચળ રહેવાથી તેની મૂળભૂત શક્તિઓને બહાર આશ્રય શોધવાનું કારણ ન રહ્યું. જો કે પશ્ચિમના પ્રદેશોમાં યહૂદી, ખ્રિસ્તી અને મુસ્લિમ ધર્મો તથા યુરોપીય સંસ્કૃતિનાં પૂર ફરી વળવાથી જૈન ધર્મ ત્યાં નામશેષ બની રહ્યો છે. તેમ છતાં પૂર્વ અને ઉત્તરના પ્રદેશોમાં ચાલતાં ખોદકામોમાં જેટલાં બૌદ્ધ અવશેષો મળી આવે છે, એટલાં જ પશ્ચિમ અને દક્ષિણનાં ખોદકામોમાં જૈન અવશેષો પણ સાંપડે છે. વળી દક્ષિણમાં તો ગોમ્મટેશ્વર સમી સંખ્યાબંધ મૂર્તિઓ, ચન્દ્રગિરિ સમા પર્વતો, સંખ્યાબંધ ગુફાઓ અને અનેક વિહારો–મંદિરોમાં તો પ્રિયદર્શીના ધર્મવિજયની સ્મૃતિઓ અખંડ રૂપમાં પણ જળવાઇ રહેલી નજરે ચડે છે.

પ્રિયદર્શીએ પરદેશોમાં સાધેલા ધર્મવિજયનું અવલોકન કરતાં સાથોસાથ પરદેશો સાથેના તેના સંબંધો વિચારી જવાનું પણ સસ્થાને થઇ પડશે.

**પરદેશો સાથેનો પ્રિયદર્શીનો સંબંધ**

સમ્રાટ અશોકે સેલ્યુકસ સાથે કરેલી સંધિ પછી મૌર્ય રાજવંશે સીરિયા, ગ્રીસ ને મેસીડોનિયા સાથે મિત્રતાનો સંબંધ જાળવી રાખ્યો હતો. સીરિયાનો નૃપતિ એન્ટીયોકસ પહેલો પ્રિયદર્શીને ચંડાશોક કરતાં પણ વધુ માન આપતો હતો અને તેની ઇચ્છાઓને શાહેનશાહની આજ્ઞાઓની જેમ વધાવી લેતો. એટલે પ્રિયદર્શીએ તેના પ્રદેશમાં જ્યારે દવાખાનાંઓ અને પાંજરાપોળો ખોલવાની તથા મંદિરો બંધાવવાની ને શ્રમણોના વિહારની અનુમતિ માગી ત્યારે એન્ટીયોકસે એવી અનુમતિ આપી એટલું જ નહિ પરંતુ પ્રિયદર્શીની એ ઇચ્છાઓની સિદ્ધિમાં તેણે પોતાનાથી બનતો ફાળો પણ નોંધાવ્યો. સંપ્રતિ–પ્રિયદર્શી–અમિત્રઘાતે આ એન્ટીયોકસ પર લખેલો એક પત્ર અને તેનો ઉત્તર હેગેસેન્ડરની નોંધના આધારે એથેનસની કૃતિઓમાં જળવાઇ રહ્યો છે જેમાં અમિત્રઘાત એન્ટીયોકસ પાસે સૂકાં અંજીરો અને દ્રાક્ષાસવ મંગાવે છે અને એન્ટીયોકસ તે મોકલાવી આપવાની તત્પરતા દાખવે છે. પ્રિયદર્શીએ પોતાના બીજા અને તેરમા શિલાલેખમાં આ એન્ટીયોકસની પોતાના સામ્રાજ્યની સરહદો પરના આજ્ઞાંકિત સેનપતિ તરીકે ઓળખ આપી છે અને તેના મુલકમાં પોતે સાધેલા ધર્મવિજયની હકીકત પણ જણાવી છે. આ એન્ટીયોકસના એલચી તરીકે પ્રિયદર્શીના દરબારમાં ડેમેક્સ જ કાયમ રહેલો. તે ગ્રીક એલચી તરીકેની પણ ફરજ બજાવતો હતો. આ એન્ટીયોકસનો શાસનકાળ ઇ. સ. પૂ. ૨૮૦ થી ૨૬૧ લગી ચોક્કસ છે. અને સંપ્રતિનો સમય ઇ. સ. પૂ. ૨૮૯ થી ૨૩૫ નો છે. બંને નૃપતિઓનો આ સમય અને ઉપરોકત હકીકતો વિચારતાં સંપ્રતિ–પ્રિયદર્શી યાને અમિત્રઘાતની એન્ટીયોકસ સાથેની સમકાલિકતા અફર બની રહે છે.

પ્રિયદર્શીના સમયમાં મેસીડોનિયામાં એન્ટીગોનસ (ઇ. સ. પૂ. ૨૭૬ થી ૨૩૯), ઇજીપ્તમાં ટોલેમી ફીલાડેલ્ફસ બીજો (ઇ. સ. પૂ. ૨૮૫ થી ૨૪૭), સાઇરીનમાં મગ (ઇ. સ. પૂ. ૩૦૦ થી ૨૫૦) ને ઇપીરસમાં અલેકઝાંડર (ઇ. સ. પૂ. ૨૭૨ થી ૨૫૫) નું શાસન ચાલતું હતું. પ્રિયદર્શીએ પોતાના તેરમા શિલાલેખમાં આ નૃપતિઓને એન્ટીયોકસના પડોશીઓ અને પોતાના સામ્રાજ્યની સરહદો પરના આજ્ઞાંકિત રાજવીઓ તરીકે ઓળખાવ્યા છે અને તેમના પ્રદેશમાં પોતે સાધેલા ધર્મવિજયની હકીકત પણ વર્ણવી છે. આમાંના ટોલેમી ફીલાડેલ્ફસ બીજાએ પ્રિયદર્શીના દરબારમાં ડાયોનીસિયસ નામે એલચીને મૂકેલો અને એ એલચીએ ગ્રીક એલચી મેગેસ્થીનીસની જેમ પોતાનાં ભારતીય સંસ્મરણોની નોંધ લખેલી. ગ્રીક ઇતિહાસકાર પ્લીનીના જણાવ્યા પ્રમાણે તેણે એ નોંધ જોઇ હતી પણ કમભાગ્યે આજે તે નોંધ નથી મળતી. જો એ નોંધ મળી આવે તો સંપ્રતિ–પ્રિયદર્શી–અમિત્રઘાતના વ્યક્તિત્વ પર સુંદર પ્રકાશ ફેંકી શકાય.

પ્રિયદર્શી ઉપર પ્રમાણે પરદેશોમા જ્યારે ધર્મવિજય સાધી રહ્યો હતો ત્યારે તેના રાજમહેલમા તેની બે રાણીઓએ બે પુત્રોને જન્મ આપ્યો. તેમાથી પહેલા પુત્રનું નામ બૃહસ્પતિમિત્ર અને બીજાનું નામ દશરથ રખાયું.

**પુત્ર-જન્મ**

જિનમદિરો, જિનમૂર્તિઓ ને જૈન શ્રમણોના વિહારથી દેશ-પરદેશમા સાધવાના ધર્મવિજયનું કાર્ય થાળે પડી જતા પ્રિયદર્શીએ હવે જાતેજ પોતાની દર્શનશુદ્ધિને માટે તેમજ જૈન ધર્મનો પ્રભાવ ફેલાવવાને માટે ધાર્મિક કાર્યક્રમોમા અગ્ર ભાગ લેવાનો નિશ્ચય કર્યો આ કાર્યની સિદ્ધિને માટે સારામા સારો માર્ગ તેને સંઘ-યાત્રાનો જણાયો તેમા ભવ્ય સંઘો કાઢીને તીર્થયાત્રાએ જવુ, જ્યાથી સંઘ નીકળે ત્યાની ભક્તિવત પ્રજા સંઘમા જોડાય એટલું જ નહિ પણ જ્યા જ્યાથી સંઘ પસાર થાય તે તે પ્રદેશની પ્રજાઓ પણ તેમા જોડાઈ શકે, સ્થળે સ્થળે ઉચિત દાન દેવાય, આવશ્યક સ્થળોએ મંદિરો-ઉપાશ્રય-ધર્મશાળાઓ વગેરે બંધાવાય, મૂર્તિઓ ભરાવાય, પાજરાપોળો બનાવાય કે પાઠશાળાઓ સ્થપાય, પ્રજાની પરિસ્થિતિના દર્શન કરીને શક્ય સુધારાનો પ્રબંધ કરાય વગેરે ઉદ્દેશો સિદ્ધ થઈ શકે આ ધાર્મિક ઉદ્દેશો ઉપરાત આર્થિક, સામાજિક અને રાજકીય દૃષ્ટિએ આ કાર્યક્રમોથી દ્રવ્યનો પ્રવાહ સતત વહેતો રહે પ્રજાની ઉત્પાદનશક્તિ સુધરે અને ખરીદશક્તિ વધે, વધેલા ઉત્પાદનનો નિકાલ થાય, પ્રજાની રસવૃત્તિ તેમજ ઉમગને ખીલવણીનો અવકાશ મળે, વિવિધ પ્રજાઓ એકમેકના સંપર્કમા આવે, નૃપતિ અને રાજતંત્ર પ્રત્યેનો પ્રજાનો ભક્તિભાવ વિકાસ પામે અને માનવો અને પ્રાણીઓનો મોટો ભાગ સતત કાર્યશીલ રહે-વગેરે રાજકર્તવ્ય સાથે સંકળાયલા લાભો પણ સાધી શકાય તેમ હતું. એટલે પ્રિયદર્શીએ સંઘ યાત્રાના રૂપમા ભારતભરમા વખતોવખત કરતા રહેવાની યોજના ઘડી કાઢી.

**સંઘ-યાત્રા**

આ સંઘોમા પાટલીપુત્રની અને મગધની પ્રજા ઉપરાત ભારતના અન્ય પ્રદેશોની ભક્તિવત પ્રજાઓ પણ જોડાવા લાગી. પ્રિયદર્શીએ ખર્ચની કશી હદ નહોતી રાખી પ્રજાઓના હિતાર્થે તે તિજોરીનુ બધુજ નાણુ ખર્ચી નાખવાને તૈયાર હતો જિનમૂર્તિઓ, મંદિરો ને શ્રમણ-વિહારના કાર્યક્રમોમા વિપુલ દ્રવ્ય ખર્ચાઈ રહ્યુ હતુ પણ તે આખરે તો પોતાની પ્રજાને જ સંપત્તિમાન બનાવતુ હતુ અને એ ઉદ્દેશને આગળ ધપાવવાને હજી પણ મૌર્ય તિજોરી પાસે પુષ્કળ નાણુ હતુ પ્રિયદર્શીની આર્થિક કુનેહ સાગર સરીખી હતી. ઉનાળામા સાગર પોતાના પાણીને શોષાવા દે પણ આખરે તો તે પાણી વૃષ્ટિરૂપે પૃથ્વીને અને પ્રાણીઓને પોષીને સરિતાઓના માર્ગે સાગરમા જ પાછુ ફરે છે તેમ પ્રિયદર્શી જેમ જેમ વિશેષ દ્રવ્ય ખર્ચતો તેમ તેમ રાજ્યની આવકમા વિશેષ ને વિશેષ વધારો થતો જતો

સંપ્રતિના આ સંઘો તેમની ભવ્યતા અને અદ્ભુતતાને માટે જૈન ઇતિહાસમા અમર બની ગયા છે તેમા લાખોની માનવમેદની જોડાતી અને કરોડોનો ખર્ચ થતો સંઘ ચાલતો હોય ત્યારે જાણે ઈંદ્ર પોતાની અમરાવતી સાથે બ્રહ્માડની યાત્રાએ નીકળ્યો હોય તેમ જણાતું હાથીઓ, અશ્વો, ગાડાઓ, રથો, ઊંટ વગેરે સંખ્યાનો પાર નહોતો સંખ્યાબંધ ફરતા મંદિરો સંઘની સાથે રહેતા રસોઈયાની સંખ્યા કે ભોજન સામગ્રીની હદ નહોતી સંઘ એવી વ્યવસ્થાપૂર્વક આગળ વધતો કે લાખોની મેદની હોવા છતા ખાધાખોરાકી કે આવ-જા ના કારણે કોઈ ગામને, કોઈ પ્રજાજનને કે કોઈ સંઘ યાત્રીને નુકશાન ન પહોચતુ. સાથે હાથીઓ, રથો અને અશ્વો વિપુલ પ્રમાણમા હોવા છતા સંપ્રતિ બહુધા મુનિવરોની સાથે પગે જ ચાલતો. સંપ્રતિના ઘણાખરા સંઘોમા શ્રી આર્યસુહસ્તી મહારાજ હાજર રહેતા

આ રીતે ભવ્ય સંઘથી પરવરેલો પ્રિયદર્શી વખતો વખત સિદ્ધાચલ, ગિરનાર, ભરુચ, શંખેશ્વર, સુવર્ણગિરિ, નાદીયા, બ્રાહ્મણવાડા વગેરે તીર્થોની યાત્રાએ જવા લાગ્યો. અને માર્ગમા તથા તીર્થો પર અનેક પ્રકારના

પુણ્ય કરવા લાગ્યો. સામ્રાજ્યની પ્રજા પણ તેને અનુસરીને પુણ્યના માર્ગે વળી.

પ્રિયદર્શીએ ઉપરોક્ત તીર્થોમાં આવશ્યકતા અનુસાર તીર્થોદ્ધાર કે જીર્ણોદ્ધાર કરાવેલા ને યોગ્ય સ્થાનકે નવાં જિનમંદિર પણ બંધાવરાવેલાં. તેમાં તેણે કરાવેલો શત્રુંજય મહાતીર્થનો ઉદ્ધાર, ગિરનાર પર્વત પર તેણે બંધાવરાવેલી ટૂંક અને ભરુચમાં 'શકુનિકા વિહાર' નામે અલૌકિક જિનમંદિરનો તેણે કરાવેલો જીર્ણોદ્ધાર મુખ્યત્વે નોંધપાત્ર છે.

**જીર્ણોદ્ધાર**

શ્રી શત્રુંજય એ પ્રથમ જૈન તીર્થંકર શ્રી આદિનાથના સમયથી જૈનોનું મહાતીર્થ લેખાતું આવ્યું છે અને શ્રી આદિનાથથી માંડીને ચોવીશમા જૈન તીર્થંકર શ્રી મહાવીર સ્વામી પર્યન્તના યુગોના ગાળા દરમિયાન શ્રી ભરત ચક્રવર્તી આદિ નરવીરો દ્વારા તેનો વખતોવખત ઉદ્ધાર થતો રહ્યો છે. પણ શ્રી મહાવીર સ્વામીના નિર્વાણ પછી થયેલા ઉદ્ધારોમાં તો સૌથી પ્રથમ ઉદ્ધાર સંપ્રતિનો છે.

તે તીર્થનો ઉદ્ધાર થયાને સંપ્રતિના સમયે કેટલીએ સદીઓ વીતી ગઇ હતી. વળી ત્યાંના અનેક મંદિરો જીર્ણશીર્ણ થયાં હતાં એટલે અખિલ તીર્થ પુનર્રચનાની આવશ્યકતામાં મૂકાયું હતું. સંપ્રતિએ અપૂર્વ ઉત્સાહપૂર્વક એ વિરાટ કાર્ય હાથ ધર્યું. અલ્પ નુકશાન પામેલાં મંદિરોને તેણે સમરાવ્યાં, જીર્ણ થયેલાં નવેસરથી બંધાવ્યાં અને તે પવિત્ર પર્વત પર જ્યાં જ્યાં નવાં મંદિર બાંધવાને યોગ્ય ખુલ્લી જગ્યા જણાઇ ત્યાં ત્યાં તેણે નવાં ભવ્ય જિનમંદિરો ચણાવ્યાં. આ રીતે તે તીર્થને રમણીય મંદિરોના મહાનગર સમું દેદિપ્યમાન બનાવીને તે સંઘ સાથે તીર્થદર્શને ગયો અને શ્રી આર્યસુહસ્તી મહારાજને હાથે તે તીર્થની પુનઃપ્રતિષ્ઠા કરાવી.

પ્રિયદર્શી વખતોવખત ગિરનાર તીર્થનાં દર્શને જતો. ત્યાં તેણે ૩૨૦૦ ફીટની ઊંચાઇએ પર્વત જાણે પૃથ્વીના અંકમાં ઝુલી રહ્યો હોય એવું મનોહર દૃશ્ય ઉપજાવતું એક રમ્ય એકાંત સ્થળ નિહાળ્યું. તે સ્થળે જો થોડાંક સુંદર મંદિરો બંધાવ્યાં હોય તો તે રમણીના કંઠમાં શોભતી મોતીની માળાની જેમ દીપી ઊઠે એમ વિચારીને તેણે ત્યાં પાંચ ભવ્ય મનોહર મંદિરો ચણાવ્યાં. આજે તો તે મંદિરોના ભગ્નાવશેષોજ નજરે ચડે છે.

ભરુચમાં 'શકુનિકા વિહાર'ના નામે ઓળખાતું એક બાવન જિનાલય યુક્ત અલૌકિક પ્રાચીન મંદિર હતું. તે મંદિર મૂળ રામાયણયુગમાં સિંહલદ્વીપના નૃપતિ ચન્દ્રરાજની પુત્રી સુદર્શનાએ બંધાવ્યું હતું, અને તેમાં તેણે તે યુગના તીર્થપતિ વીશમા જૈન તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીની પ્રતિમાને પ્રતિષ્ઠિત કરેલી હોઇ તે મંદિર મુનિસુવ્રતસ્વામીના મંદિરને નામે પણ જાણીતું હતું. સમય જતાં વખતોવખત તેના ઉદ્ધાર થતા રહ્યા, છતાં સંપ્રતિના સમયમાં તે પુનઃ જીર્ણ દશામાં પ્રવેશી રહ્યું હતું. સંપ્રતિએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવાનો નિશ્ચય કર્યો એટલુંજ નહિ, પરંતુ તેણે તેને સુદર્શનાના મૂળ મંદિરની પણ તે સરસાઈ કરે એવું ભવ્ય અને અલૌકિક બનાવવાની ભાવના સેવવા માંડી. ને દ્રવ્ય, સત્તા ને સગવડતાના બળે તેણે એ ભાવનાને સિદ્ધ પણ કરી. આજે તો એ મંદિર ફરી જીર્ણ થઇને જુમ્મામસ્જિદના રૂપમાં પલટાઇ ગયું છે પરંતુ તે મસ્જિદમાં નજરે ચડતા શીખરસ્થંભો, આબૂજીની શૈલીમાં કોતરેલ છજાંઓ, કીર્તિમુખ દેવીઓની પંક્તિઓ ઇત્યાદિ શણગારોથી શોભિત વિશાળ મંડપો, ઉદુંબર અને કીર્તિમુખવાળા મંડારકો, મંગલ મૂર્તિઓ તથા અવશેષરૂપે પણ હૃદયને આકર્ષતી રમણીયતા પ્રિયદર્શીએ સમરાવેલા એ મંદિરની અપૂર્વતાની ઝાંખી કરાવે છે.

**સંઘ સાથે દક્ષિણ–પ્રયાણ**

આ રીતે હયાત તીર્થોની યાત્રા અને તેમના જીર્ણોદ્ધારનો પ્રબંધ કરીને કુદરતે પોતાને શીરે લાદેલું ઋણ ફેડવા માટે પ્રિયદર્શીએ જાતે એક નવું તીર્થ સર્જાવવાની મહેચ્છા સેવવા માંડી. એટલેજ તેની નજર જ્યાં અંતિમ શ્રુતકેવલી જૈનાચાર્ય શ્રી ભદ્રબાહુસ્વામી

અને તેમના શિષ્ય પ્રભાચન્દ્ર યાને પૂર્વાવસ્થામા મૌર્ય સામ્રાજ્યની સ્થાપના કરનાર ને મૌર્ય રાજવંશના આદિ પુરુષ અને પોતાના પ્રપિતામહ સમ્રાટ ચન્દ્રગુપ્ત સ્વર્ગવાસ પામ્યા હતા ત્યાની કટવપ્રની ટેકરી પર હરી આ સ્થળ દક્ષિણે મહિષ્મંડલ ( મ્હૈસુર )મા આવેલુ હતુ અને પ્રકૃતિના સૌન્દર્યથી સમુ તે રમણીય હતુ તે સ્થળની પ્રાકૃતિક રમ્યતાની સાથે ધાર્મિક સંસ્મૃતિઓ, ઐતિહાસિક પ્રસંગો ને ભવ્ય માનવકૃતિઓને સાકળી દઇને પ્રિયદર્શીએ તેટલા પ્રદેશને અમર વિશ્વતીર્થ બનાવવ ની આશાઓ સેવવા માડી આ આશાઓને સિદ્ધ કરવાને તે સંઘ સાથે દક્ષિણે ચાલ્યો

પ્રિયદર્શી જ્યારે સંઘ સાથે કટવપ્ર જઇ પહોચ્યો ત્યારે તે સ્થળ કેવળ પ્રકૃતિના વિવિધ રૂપોની લીલાભૂમિ

**શ્રવણબેલગોલનુ નૂતન તીર્થ**

સમુ ભાસતુ હતું કટવપ્રની ટેકરી પર શ્રી ભદ્રબાહુ સ્વામી અને પ્રભાચન્દ્રના અવસાનની નહીં જેવી સ્મૃતિઓ જળવાઇ રહી હતી તે ટેકરીની તળેટીમા મેદાન હતુ અને તે મેદાનની સામી બાજુ વિન્ધ્યગિરિ પર્વત પથરાયલો પડ્યો હતો વિન્ધ્યગિરિની ઊંચાઇ તલેટીના મેદાનથી ૪૭૦ ફીટ, અને ચન્દ્રગિરિની ઊંચાઇ ૧૭૫ ફીટ હતી પરંતુ તળેટીનુ મેદાનજ સમુદ્રતળથી ૨૮૭૭ ફીટની ઊંચાઇએ આવેલુ હતુ એટલે પથરાયલી એકાદ પર્વતશ્રેણીના સામસામા બે શિખરો સમી ઉપરોક્ત બને ટેકરીઓ જણાતી ઉન્નત સ્તનોથી શોભતી સુંદરીના કંઠમા કોઇ વીર મોતીની માળા પરોવે તેમ ઉન્નત શિખરોથી શોભતી આ ભૂમિને પ્રિયદર્શીએ અમરતાથી અંકિત કરવાની યોજના વિચારી કાઢી અને શ્રી આર્યસુહસ્તી આચાર્ય સંઘની સાથે હોઇ તેણે આ વિષયમા તેમની સલાહ પૂછી

**સ્મરણતીર્થ ને સંગમસ્થાન**

શ્રી આર્યસુહસ્તી મહારાજ આ વખતે સ્થવિર કલ્પના* પ્રભાવના બીજ વાવીને શ્વેતાંબર જૈન સંઘની પ્રભુતા ખીલવી રહ્યા હતા તેમ છતા જિન કલ્પ* પ્રત્યે રુચિ ધરાવનાર વડીલ ગુરુબન્ધુ શ્રી આર્ય-મહાગિરિ પ્રત્યે પણુ તેમને એટલુ જ સન્માન હતુ એટલે તેમણે પ્રિયદર્શીને આ નૂતન તીર્થને શ્રી ભદ્રબાહુસ્વામી અને સમ્રાટ ચન્દ્રગુપ્તના સ્મારક્ષેત્ર ઉપરાત તેને સ્થવિરકલ્પના અને જિનકલ્પના સોનેરી સંગમ સ્થાન સમુ તેમજ શ્વેતાંબર સંઘના અમર નામ સાથે સંકલિત બનાવવાની સલાહ આપી પ્રિયદર્શીને આ સલાહ રુચી ગઇ અને તેણે તે અનુસાર કામ હાથ ધર્યું.

બે ટેકરીઓની વચ્ચેના મેદાનમા તેણે એક સુંદર સરોવર બંધાવ્યુ અને તેને બે ગોલ (બેલ=સફેદ, ધવલ, શ્વેત—શ્વેતાંબર ગોલ=

**શ્વેતાંબર-સ્મારક**

સરોવર બેલગોલ=શ્વેત-શ્વેતાંબર સરોવર ) નામ આપ્યુ આ સરોવરનુ પાણી પણુ સ્વચ્છ રૂપેરી રંગનુ હોઇને તેને માટે બેલગોલ શબ્દ જેટલો કુદરતી જણાતો હતો તેટલો જ શ્વેતાંબર નામની સાથે તે સંકલિત પણુ બની જતો હતો આ સરોવરની આસપાસ તેણે એક ભવ્ય મનોહર નગર વસાવવાની યોજના ઘડી અને તે નગરને તેણે શ્રવણુ-બેલગોલ (શ્રવણુ=જૈન સાધુ-શ્રમણુ બેલગોલ-શ્વેત સરોવર શ્રવણુબેલગોલ=શ્વેત-શ્વેતાંબર જૈન શ્રમણોનુ સરોવર-વિહારભૂમિ)

---

* * સ્થવિરકલ્પ એટલે સાધુઓએ શ્વેત વસ્ત્રો ધારણુ કરીને ઉપાશ્રયદિમા વસવુ ને વિચરતા રહેવુ તે જિનકલ્પ એટલે સાધુઓએ વસ્ત્ર રહિતમાં વસ્તીથી દૂર જંગલમાં ફરવુ ને પ્રસંગોપાત્ત જ તીર્થદર્શન કે એવા કારણે વસતીમાં આવવુ તે સ્થવિરકલ્પનો પ્રભાવ આજના શ્વેતાંબર જૈન સંઘની વ્યવસ્થા પરથી આવી શકશે ને જિનકલ્પનો પ્રભાવ દિગંબર સંપ્રદાયની વ્યવસ્થા પરથી મળી રહેશે અતિ પ્રાચીન કાળમાં જિનકલ્પને મહત્વ અપાતુ પણુ પ્રજાઓ જેમ જેમ લઘુતા પામવા લાગી તેમ તેમ પ્રજાઓના કલ્યાણને માટે ને સાધુઓની નિર્વિઘ્નપ્રગતિને માટે સ્થવિર-કલ્પનું પ્રબન્ધ અનિવાર્ય બન્યું. બે પક્ષના મહાપુરુષ અને પ્રીતભાવ સંપ્રદાયો આ જિનકલ્પના અને સ્થવિરકલ્પ લગભગ પ્રતિબિંબ સમા છે

નામ આપ્યું. આ રીતે મેદાનનાં સરોવર ને નગરને શ્વેતાંબર નામ સાથે સાંકળી પ્રિયદર્શીએ ત્યાં સંખ્યાબંધ વિહારો અને ચૈત્યો બંધાવ્યાં.

કટવપ્રની જે ટેકરી પર શ્રી ભદ્રબાહુસ્વામી અને સમ્રાટ ચન્દ્રગુપ્ત યાને પ્રભાચન્દ્ર અવસાન પામ્યા હતા તે ટેકરીને તેણે ચન્દ્રગુપ્તના સ્મરણમાં ચન્દ્રગિરિ નામ આપ્યું; વળી જે ગુફામાં શ્રી ભદ્રબાહુસ્વામીએ સમાધિમરણ પ્રાપ્ત કર્યું હતું તે ગુફાને તેણે ભદ્રબાહુ-ગુફા નામ આપ્યું અને ગુફામાંના જે સ્થળે ચન્દ્રગુપ્તે છેલ્લો શ્વાસ લીધો હતો તે સ્થળ ઉપર તેણે ચન્દ્રગુપ્તની સુવર્ણ-પાદુકાઓ સ્થાપી. આ ઉપરાંત તે ટેકરી પર તેણે ચન્દ્રગુપ્ત-વસહી આદિ વિહારો બંધાવ્યા.

તીર્થના મોટા ભાગને આ રીતે શ્વેતાંબર સંઘ અને સ્થવિરકલ્પની સાથે સાંકળ્યા બાદ પ્રિયદર્શીએ જિનકલ્પના સ્મારકને માટે પણ દૃષ્ટિ દોડાવી. આ અંગે તેની નજર વિન્ધ્યગિરિની નક્કર ટેકરી પર ઠરી. વિચાર કરતાં તેને લાગ્યું કે, એ ટેકરીની વિરાટ શિલાઓમાંથી જો એક ભવ્ય અને અપૂર્વ પ્રતિમા કોરી કાઢવામાં આવે તો આ તીર્થ પણ એક અમર વિશ્વતીર્થ બની જાય તેથી આ તીર્થને તેણે શ્રી ભદ્રબાહુની સ્મૃતિ સાથે સાંકળવાને એ પ્રતિમાને ભદ્રબાહુના નામથી અંકિત કરવાની તેમજ આ તીર્થમાં જિનકલ્પનો સંગમ સાધવાને તે પ્રતિમાને પ્રકૃતિગત નગ્ન સ્વરૂપમાં જ કોરાવવાની ગણતરી બાંધી.

પોતાની આ વિચારણા અંગે તેણે રાજશિલ્પીઓની સલાહ પૂછી. શિલ્પીઓએ વિન્ધ્યગિરિનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને જણાવ્યું કે એ ટેકરીમાંથી પ્રિયદર્શીની ભાવનાનુસાર એક સુંદર વિરાટકાય પ્રતિમા કોરી કાઢી શકાય તેમ છે. પ્રિયદર્શીએ તરત જ તેમને કામે લાગી જવાની આજ્ઞા આપી. સરોવર, નગર અને પ્રતિમાના કાર્યની પ્રગતિ પર દેખરેખ રાખવાને તેણે એક મંત્રીની નિમણુક કરી. અને બીજા વર્ષે પોતે સંઘ સાથે પુનઃ આ તીર્થની યાત્રાએ આવે ત્યારે સરોવર પાણીથી છલકાઇ રહ્યું હોય, નગર પચરંગી વસ્તીથી ઊભરાઇ રહ્યું હોય, વિરાટકાય પ્રતિમા પ્રતિષ્ઠાને માટે તૈયાર થઈ ચૂકી હોય એ ગણતરીએ કામમાં આગળ વધવાની અધિકારીઓ તેમજ કાર્યવાહકોને સૂચના આપીને તે પાટલીપુત્ર પાછો ફર્યો.

પ્રિયદર્શીના મંત્રીની આજ્ઞાનુસાર સરોવર, નગર અને ચૈત્યાદિનાં બાંધકામો ઝડપથી આગળ વધ્યાં. થોડાજ સમયમાં સરોવર રૂપેરી પાણીથી છલકાવા લાગ્યું. નગર વસવાને માટે તૈયાર થઇ ગયું ને ચૈત્યાદિનાં બાંધકામો પણ પૂરાં થતાં આવ્યાં મંત્રીએ વિવિધ ભક્તિવંત પ્રજાઓને આ નગરમાં વસવાને આમંત્રી અને અનેક સગવડતાઓથી પ્રેરાઇને અથવા તીર્થભૂમિથી આકર્ષાઇને પ્રજાઓના ટોળેટોળાં તે નગર પ્રતિ ધપવા લાગ્યાં.

### વિરાટકાય પ્રતિમા

મૌર્ય સામ્રાજ્યના કુશળ કારીગરો અને શિલ્પીઓ વિરાટકાય પ્રતિમા કોતરવાની પ્રિયદર્શીની ભાવનાને સિદ્ધ કરવાને દિવસો લગી વિન્ધ્યગિરિની ટેકરી પર ફરતા રહ્યા અને આખરે તેમણે ટેકરીના મથાળે સર્વ આશાઓ લગભગમાં ફળે એવી એક સાઠ ફીટ લાંબી વિરાટકાય શિલા શોધી કાઢી. આ શિલામાંથી તેમણે ૫૬ થી ૫૮ ફીટ લગભગની ઊંચાઇની એક ભવ્ય પ્રતિમા કોરી કાઢીને વિશ્વને એક અલૌકિક કૃતિ ભેટ ધરવાના મનોરથ સેવવા માંડ્યા.

યોગ્ય મુહૂર્તે પ્રતિમાનું કોતરકામ હાથ ધરવામાં આવ્યું. અને કુશળ કારીગરોના અથાગ પ્રયાસથી થોડાજ મહિનામાં વસુધાસુંદરીના આભૂષણ સમી એક ભવ્ય પ્રતિમા ઘડાઇને તૈયાર થઇ. તે પ્રતિમાના મુખ પર શાંતિ, કાંતિ અને ચિંતનનો ત્રિવિધસંગમ અંકાયો હતો. તે પ્રતિમાના માથાના વાળ ગૂંચળિયા, કાન લાંબા અને મોટા, અને છાતી પહોળી; કમર સહેજ પાતળી, હાથ ઘૂંટણ લગી લાંબા લટકતા અને હાથના અંગૂઠા સહેજ બહાર પડતા હતા. પ્રતિમાનો નીચેનો ભાગ એવી રીતે કોરવામાં આવ્યો કે જાણે એ પ્રતિમા કમળના સિંહાસન પર ખડ્ગાસન રૂપમાં ઊભેલી હોય. શ્રી ભદ્રબાહુસ્વામીની ધ્યાનસ્થ દશા સૂચવવાને જાણે પ્રતિમાના સાથળ લગીના ભાગમાં રાફડાઓ બાઝી ગયા હોય અને તેમાંથી સર્પ નીકળતા હોય એવું દૃશ્ય કોતરાયું. પ્રતિમાના પગ

શ્રી ભદ્રબાહુસ્વામી અને ચન્દ્રગુપ્તનાં સ્મરણસ્થાને તેણે ચૈત્યો બંધાવરાવ્યાં ને પાદુકાઓ સ્થાપી.'

આ રીતે દિગંબરો ગોમ્મટેશ્વરની પ્રતિમા સંપ્રતિએ બનાવરાવેલી છે એ વિગતને ગોપવી રાખવા છતાં શ્રવણબેલ્ગોલ તીર્થનાં બીજાં બધાં અંગો નૃપતિ ભાસ્કર (સંપ્રતિ-પ્રિયદર્શી) તેમજ શ્વેતાંબર સંઘ સાથે સંકળાયલાં છે તે વિગતને તો નથીજ છૂપાવી શકતા.

ઉપર પ્રમાણે સંઘયાત્રાદિ કાર્યક્રમોને વ્યવસ્થિત બનાવ્યા પછી પ્રિયદર્શીએ ધર્મશાળાઓ અને દાનશાળાઓ પ્રતિ વિશેષ ધ્યાન આપવા માંડયું.

**ધર્મશાળાઓ-દાનશાળાઓ**

પૂર્વભવની પોતાની રંક દશાથી તે માહિતગાર બન્યો હતો. એટલે ગરીબોને અન્ન, વસ્ત્ર કે નિવાસ-સ્થાનના અભાવે કેવાં કેવાં દુઃખ વેઠવાં પડે છે તેનો તેને સ્પષ્ટ ખ્યાલ હતો. એટલે તેણે યાત્રિકો, પ્રવાસીઓ, ગરીબો ઇત્યાદિના નિવાસને માટે વિવિધ ધર્મશાળાઓ બંધાવવા માંડી. તેમના ભોજનના પ્રબંધને માટે હજારો દાનશાળાઓ બનાવરાવવા માંડી. તે દાનશાળાઓમાંથી ગરીબોને વસ્ત્રાદિ મળી રહે એવી તેણે વ્યવસ્થા કરી. તેમજ પ્રવાસીઓ, જનસમૂહ અને પ્રાણીઓના હિતને ખાતર પણ તેણે હજારો જળાશયો બંધાવવાં માંડયાં.

જૈન સાધુઓને દરેક પ્રકારની સગવડતા પૂરી પાડવાને સંપ્રતિ ખૂબજ આતુર હતો. પરંતુ શાસ્ત્ર નિયમાનુસાર જૈન સાધુઓથી રાજપિંડ (રાજા કે રાજ્ય તરફથી મળતી ભિક્ષા) સ્વીકારી ન શકાય, એટલે તે નિરુપાય હતો. છતાં જૈન મુનિઓના ઉતારાને માટે મોટાં જિનમંદિરોની સમીપમાં તેણે બે હજાર ધર્મ-શાળાઓ-ઉપાશ્રયો બંધાવ્યાં અને જૈન સાધુઓને વિશેષ ઉપયોગી થઇ પડવાની તકની તે રાહ જોવા લાગ્યો.

એટલામાં મગધમાં મોટો દુષ્કાળ પડયો અને સાધુઓ સીધી રીતે રાજભિક્ષા સ્વીકારે એ તો અસંભવિત હતું. એટલે

**ઔદારિક રાજપિંડ**

પ્રિયદર્શીએ દાનશાળાઓમાં ગરીબોને ખવરાવતાં વધેલાં ભોજનાદિ રસોઇયાઓ લઇ જાય એવી જે પ્રથા હતી તેને પલટાવતાં રસોઇયાઓને કહ્યું કે-'દાનશાળાઓમાં ગરીબોને ખવરાવતાં જે ભોજનાદિ વધે, તે હવે પછી તમારે ન લઇ જવું પણ સાધુઓને વહોરાવવું. અને તેનાં યોગ્ય નાણાં તમને રાજભંડારમાંથી ચૂકવાશે.' રસોઇયાઓને તો આ ફેરફાર લાભદાયી થઇ પડયો એટલે તેઓ વધેલાં ભોજનાદિ ઉત્સાહપૂર્વક સાધુઓને વહોરાવવા લાગ્યા.

એ જ રીતે રાજાએ નગરના કંદોઇ, તેલી, ઘી-દૂધ-દહીંના વેપારીઓ તેમજ કાપડિયાઓ ઇત્યાદિને પોતાની સમક્ષ બોલાવી કહ્યું કે, "સાધુઓને જે કંઇ જોઇએ તે તમારે તેમને આપવું અને તેના મૂલ્ય અંગે તેમના સાથે કશી વાતચીત ન કરતાં તમારે તે મારા પાસેથી લઇ જવું." રાજાનો આવો આદેશ મળવાથી વેપારીઓ પણ ઉત્સાહપૂર્વક સાધુઓને જોઇતી ચીજો પૂરી પાડવા લાગ્યા. આમ થવાથી સાધુઓને આહાર-પાણી-વસ્ત્રાદિ સહેજે પ્રાપ્ત થવા લાગ્યાં અને તેમને કશી ખોટ ન રહી.

શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્યસુહસ્તી મહારાજ બંને આચાર્ય સાધુઓને મળતી આ સગવડતા રાજ-કૃપાને આભારી છે તે જાણતા હતા, અને તે પ્રકારનાં આહાર, પાણી કે વસ્ત્રાદિ સાધુઓને ન કલ્પે તે પણ તેઓ સમજતા હતા. પણ તે બંનેમાં નિયમપાલનમાં આર્યમહાગિરિ વધારે દૃઢ હતા. એટલે તેમણે તરત જ પોતાના શિષ્યોને રાજકૃપાથી મળતી ભિક્ષા સ્વીકારવાની મના કરી. જ્યારે શ્રી આર્યસુહસ્તી મહારાજ શિષ્યો ઉપરના અનુરાગથી મનમાં લિપ્ત થઇને સાધુઓની એ શિથિલતા ચલાવી લેતા હતા.

અને બાહુ પર માધવી લતાઓ વીંટાયાય વળી હોય એવો દેખાવ કોતરવામાં આવ્યો. પ૭ ફીટ ઉપરાંત સહેજ ઊંચી એ પ્રતિમાના સાથળ સુધીના ભાગને પહાડની શિલાઓનો સહેજ ટેકો રહેલો પણ તેની ઉપરનો ભાગ કશા પણ ટેકા વિના ખુલ્લા આકાશમાં શોભી રહ્યો હતો. પોતાના ચરણથી પૃથ્વીને પાવન કરતા ને પોતાના મસ્તક પર અંબરનો ભાર વહતા કોઈ વિચાર પુરુષરત્ન સમી ભાસતી આ પ્રતિમા તેના નિરખનારને માટે ચિરિમન ભક્તિનું સાધન થઈ પડી પ્રિયદર્શીના મંત્રીએ તે પ્રતિમાની સન્મુખ મેદાનમાં ભવ્ય મંડપ બંધાવ્યો, શિખરના વિશાળ મેદાન ફરતો કોટ બંધાવ્યો ને તે ગિરિ પર પણ કેટલાક સુંદર ચૈત્યો બનાવરાવ્યાં

થોડાક સમય પછી પ્રિયદર્શી જ્યારે સંઘ સાથે ચંદ્રગિરિની પુનઃ યાત્રાએ આવ્યો ત્યારે તે રૂપેરી જળથી છલકાતું સરોવર પચરંગી વસ્તીથી ઊભરાતું નગર ને બંને ટેકરીઓ પરના ચૈત્યાદિ જોઈને સંતોષ પામ્યો પણ વિરાટકાય પ્રતિમાને નજરે નિહાળીને તો તેના નયનમાંથી આનંદ, ભક્તિ અને કૃતકૃત્યતાના કિરણો ફૂટવા લાગ્યાં અપૂર્વ મહોત્સવપૂર્વક તેણે એ પ્રતિમા અને ચૈત્ય ગિરિની પ્રતિષ્ઠા કરી. પ્રતિમાના ઘડનાર શિલ્પીઓને તેણે બહુ મોટાં ઇનામો આપ્યાં અને દક્ષિણમાં જ્યાં જ્યાં આવી વિરાટકાય પ્રતિમાઓ ઘડવાને માટે શિલાઓની અનુકૂળતા મળે ત્યાં ત્યાં તેવી પ્રતિમાઓ ઘડવાનું તેમણે કામ સોંપ્યું તેના પરિણામે આજે પણ સાતપુડા પહાડ ઉપર, ત્રિપુર, કારકુલ, ગ્વાલિયર ઇત્યાદિ સ્થળે નજરે ચડતી ભવ્ય પ્રતિમાઓ ઘડવા પામી.

સમય જતાં શ્રવણ-બેલ્ગોલા તીર્થમાં અનેક પરિવર્તનો થયાં પરંતુ સંપ્રતિએ ઘડાવેલી એ વિરાટકાય પ્રતિમા તો આ જ સુધી એને એ રૂપમાં ઊભેલી છે. સમયે સમયે યાત્રિકો એ પ્રતિમાને વિવિધ નામે ઓળખાવવા લાગ્યા અને બાહુમાંથી "ભુજબલી" નામ જન્મ્યું. વળી તદુપરાંત એ પ્રતિમાની આસપાસ કુર્કુટ સર્પો ફરતા હોઈને તે પ્રતિમા 'કુર્કુટેશ્વર' ના નામે તેમજ એ પ્રતિમા કામદેવ સમી સુંદર જણાતી હોઈને તે 'ગોમ્મટેશ્વર' ના નામે પણ ઓળખાવા લાગી. આજે એ પ્રતિમા ગોમ્મટેશ્વર'ના નામે સુવિખ્યાત બનેલી છે

સંપ્રતિએ તો આ પ્રતિમા અને શ્રવણ-બેલ્ગોલા તીર્થને જિનકલ્પ ને સ્થવિરકલ્પના યોગોના સંગમસ્થાન સમા શ્વેતામ્બર સંઘના

દિગંબરોના કબજામાં અમર નામ સાથે સર્જિત બનાવ્યાં હતાં. પણ વખત જતાં શ્વેતામ્બરોએ પોતાનું બધું ધ્યાન ઉત્તરમાં જ કેન્દ્રિત કર્યું અને પરિણામે દક્ષિણમાં દિગંબરોને જોર જમાવવાની તક મળી. તે તકનો લાભ લઈ તેમણે ઈ. પૂર્વ બીજા અનેક શ્વેતામ્બર તીર્થોની જેમ શ્રવણ-બેલ્ગોલા તીર્થ પણ પોતાને કબજે કર્યું ગોમ્મટેશ્વરની પ્રતિમા જિનકલ્પના સુંદર પ્રતીક તરીકે નગ્ન સ્વરૂપવાળી હોવાથી તે તો તેમને પોતાના સંપ્રદાયને સહાયક થઈ પડી અને તીર્થોદ્ધારના નામે તેમણે ચૈત્યાદિમાંથી શ્વેતામ્બર સ્મારકોને દૂર કર્યાં અને ઈ. સ. ૯૮૧ માં ચૈસુરના મહામંત્રી દિગંબર વીર ચામુંડરાયે આ પ્રતિમાની પુનઃ પ્રતિષ્ઠા કરી અને ચૈત્યાદિનો ઉદ્ધાર કરાવ્યો ત્યારથી શ્રવણ-બેલ્ગોલાનું તીર્થ આખુંય દિગંબર તીર્થ તરીકે ઓળખાતું આવ્યું છે

પણ દિગંબરો ભલે ઐતિહાસિક ભ્રમ સેવીને સર્વથા લુપ્ત નથી જ કરી શક્યા તેઓ સંપ્રતિને ભાસ્કર-ના નામે ઓળખાવે છે અને તેને ચંદ્રગુપ્ત મૌર્ય માને પ્રપૌત્ર જણાવે છે ભાસ્કર આ તીર્થમાં સંઘ સાથે યાત્રાએ આવ્યા હોવા અંગેનો લેખ હજી પણ જળવાઈ રહ્યો છે દિગંબરો આ તીર્થ સાથે નૃપતિ ભાસ્કર અને શ્વેતામ્બરોના સંબંધ અંગે આજે પણ એવું તો કબુલ રાખેજ છે કે-પોતાના મહાગુરૂ અને પ્રપિતામહ આ સ્થળે સ્વર્ગવાસ પામ્યા છે એમ જાણીને નૃપતિ ભાસ્કર અહીં શ્વેતામ્બરોના સંઘ સાથે યાત્રાએ આવ્યો. તેના આગમન પૂર્વે આ સ્થળ કટવપ્રના નામે ઓળખાતું હતું પણ તેણે બે ગિરિઓની વચ્ચે એક સુંદર સરોવર બનાવરાવી તેની આસપાસ નગર વસાવ્યું અને શ્વેતામ્બરોની ભાષામાં તેને શ્રવણબેલ્ગોલ (જૈન મુનિવરોનું શ્વેત-સરોવર અથવા શ્વેતામ્બર જૈન મુનિવરોનું સરોવર-વિહારસ્થાન) નામ આપ્યું કટવપ્રની ટેકરીને તેણે ચન્દ્રગુપ્તની યાદમાં ચન્દ્રગિરિ નામ આપ્યું

શ્રી ભદ્રબાહુસ્વામી અને ચન્દ્રગુપ્તનાં સ્મરણસ્થાને તેણે ચૈત્યો બંધાવરાવ્યાં ને પાદુકાઓ સ્થાપી.'

આ રીતે દિગંબરો ગોમ્મટેશ્વરની પ્રતિમા સંપ્રતિએ બનાવરાવેલી છે એ વિગતને ગોપવી રાખવા છતાં શ્રવણબેલ્ગોલ તીર્થનાં બીજાં બધાં અંગો નૃપતિ ભાસ્કર (સંપ્રતિ–પ્રિયદર્શી) તેમજ શ્વેતાંબર સંઘ સાથે સંકળાયલાં છે તે વિગતને તો નથીજ છૂપાવી શકતા.

ઉપર પ્રમાણે સંઘયાત્રાદિ કાર્યક્રમોને વ્યવસ્થિત બનાવ્યા પછી પ્રિયદર્શીએ ધર્મશાળાઓ અને દાનશાળાઓ પ્રતિ વિશેષ ધ્યાન આપવા માંડ્યું.

**ધર્મશાળાઓ–દાનશાળાઓ**

પૂર્વભવની પોતાની રંક દશાથી તે માહિતગાર બન્યો હતો. એટલે ગરીબોને અન્ન, વસ્ત્ર કે નિવાસ-સ્થાનના અભાવે કેવાં કેવાં દુઃખ વેઠવાં પડે છે તેનો તેને સ્પષ્ટ ખ્યાલ હતો. એટલે તેણે યાત્રિકો, પ્રવાસીઓ, ગરીબો ઇત્યાદિના નિવાસને માટે વિવિધ ધર્મશાળાઓ બંધાવવા માંડી. તેમના ભોજનના પ્રબંધને માટે હજારો દાનશાળાઓ બનાવરાવવા માંડી. તે દાનશાળાઓમાથી ગરીબોને વસ્ત્રાદિ મળી રહે એવી તેણે વ્યવસ્થા કરી. તેમજ પ્રવાસીઓ, જનસમૂહ અને પ્રાણીઓના હિતને ખાતર પણ તેણે હજારો જળાશયો બંધાવવાં માંડયાં.

જૈન સાધુઓને દરેક પ્રકારની સગવડતા પૂરી પાડવાને સંપ્રતિ ખૂબજ આતુર હતો. પરંતુ શાસ્ત્ર નિયમાનુસાર જૈન સાધુઓથી રાજપિંડ (રાજા કે રાજ્ય તરફથી મળતી ભિક્ષા) સ્વીકારી ન શકાય, એટલે તે નિરુપાય હતો. છતાં જૈન મુનિઓના ઉતારાને માટે મોટાં જિનમંદિરોની સમીપમાં તેણે બે હજાર ધર્મ-શાળાઓ–ઉપાશ્રયો બંધાવ્યાં અને જૈન સાધુઓને વિશેષ ઉપયોગી થઇ પડવાની તકની તે રાહ જોવા લાગ્યો.

એટલામાં મગધમાં મોટો દુષ્કાળ પડયો અને સાધુઓ સીધી રીતે રાજભિક્ષા સ્વીકારે એ તો અસંભવિત હતું. એટલે

**ઔદારિક રાજપિંડ**

પ્રિયદર્શીએ દાનશાળાઓમાં ગરીબોને ખવરાવતાં વધેલાં ભોજનાદિ રસોઇયાઓ લઇ જાય એવી જે પ્રથા હતી તેને પલટાવતાં રસોઇયાઓને કહ્યું કે–' દાનશાળાઓમાં ગરીબોને ખવરાવતાં જે ભોજનાદિ વધે, તે હવે પછી તમારે ન લઇ જવું પણ સાધુઓને વહોરાવવું. અને તેનાં યોગ્ય નાણાં તમને રાજભંડારમાંથી ચૂકવાશે.' રસોઇયાઓને તો આ ફેરફાર લાભદાયી થઇ પડયો એટલે તેઓ વધેલાં ભોજનાદિ ઉત્સાહપૂર્વક સાધુઓને વહોરાવવા લાગ્યા.

એ જ રીતે રાજાએ નગરના કંદોઇ, તેલી, ઘી–દૂધ–દહીંના વેપારીઓ તેમજ કાપડિયાઓ ઇત્યાદિને પોતાની સમક્ષ બોલાવી કહ્યું કે, “ સાધુઓને જે કંઇ જોઇએ તે તમારે તેમને આપવું અને તેના મૂલ્ય અંગે તેમના સાથે કશી વાતચીત ન કરતાં તમારે તે મારા પાસેથી લઇ જવું.” રાજાનો આવો આદેશ મળવાથી વેપારીઓ પણ ઉત્સાહપૂર્વક સાધુઓને જોઇતી ચીજો પૂરી પાડવા લાગ્યા. આમ થવાથી સાધુઓને આહાર–પાણી–વસ્ત્રાદિ સહેજે પ્રાપ્ત થવા લાગ્યાં અને તેમને કશી ખોટ ન રહી.

શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્યસુહસ્તી મહારાજ બંને આચાર્ય સાધુઓને મળતી આ સગવડતા રાજ-કૃપાને આભારી છે તે જાણતા હતા, અને તે પ્રકારનાં આહાર, પાણી કે વસ્ત્રાદિ સાધુઓને ન કલ્પે તે પણ તેઓ સમજતા હતા. પણ તે બંનેમાં નિયમપાલનમાં આર્યમહાગિરિ વધારે દઢ હતા. એટલે તેમણે તરત જ પોતાના શિષ્યોને રાજકૃપાથી મળતી ભિક્ષા સ્વીકારવાની મના કરી. જ્યારે શ્રી આર્યસુહસ્તી મહારાજ શિષ્યો ઉપરના અનુરાગથી મનમાં લિપ્ત થઇને સાધુઓની એ શિથિલતા ચલાવી લેતા હતા.

**શ્રી આર્યમહાગિરિ અને શ્રી આર્યસુહસ્તી વચ્ચે મતભેદ**

શ્રી આર્યમહાગિરિએ થોડાક સમય સુધી તો સાધુઓની આ શિથિલતા અટકાવવાને શ્રી આર્યસુહસ્તી સ્વયં કંઈક પગલાં લેશે એવી આશામાં રાહ જોઈ. પણ છેવટે શ્રી આર્યસુહસ્તીને એ વિષયમાં મૌન જાળવતા નિહાળી એક દિવસે શ્રી આર્યમહાગિરિએ શ્રી આર્યસુહસ્તીને પૂછ્યું, "તમે જાણો છો કે કેટલાક સમય થયા સાધુઓને જે ભિક્ષા સહેજે પ્રાપ્ત થઈ રહી છે તેનું મૂલ્ય રાજા ચૂકવે છે ?"

"સંભવિત છે" શ્રી આર્યસુહસ્તીએ શાંત સ્વરે કહ્યું, "પણ તે કરતાં મને વિશેષ સંભવિત તો એ જણાય છે કે 'યથા રાજા તથા પ્રજા' ના ધોરણે પ્રજા રાજાનું અનુકરણ કરીને સ્વેચ્છાએ જ સાધુઓને ભિક્ષા વહોરાવતી હોય."

શ્રી આર્યમહાગિરિ શ્રી આર્યસુહસ્તી મહારાજના આ સત્યશિથિલ ઉત્તરથી કોપાયમાન થઈને બોલ્યા, "પાપ શાંત થાઓ તમે સારી રીતે જાણો છો કે સાધુઓને જે ભિક્ષા સહેજે પ્રાપ્ત થઈ રહી છે તેનું મૂલ્ય રાજા ચૂકવે છે. અને તમે એ પણ સમજો છો કે જૈન શાસ્ત્રાનુસાર સાધુઓને માટે એ પ્રકારની ભિક્ષા અનુચિત છે. છતાં તમે કાં તો શિષ્યમોહથી અથવા તો શિથિલતાથી તે સામે આંખ આડા કાન કરી રહ્યા છો. હું આ પ્રકારની શિથિલતાને ચલાવી શકું એમ નથી એટલે હવે પછી આપણો આહારાદિકનો વ્યવહાર ભિન્ન થશે, કેમકે સમાચારીમા સમાન એવા સાધુઓ સાથે રહેવું યુક્ત છે સમાચારીમા વિભિન્ન એવા તમારો માર્ગ મારાથી ભિન્ન હોઈને મારે તેમજ મારા શિષ્યસમુદાયે તમારી સાથે રહેવું યુક્ત નથી."

**ક્ષમા અને સંમેલન**

શ્રી આર્યસુહસ્તી આચાર્ય શ્રી આર્યમહાગિરિના આ નિશ્ચયથી સાધુસંઘમા પડનાર ભાગનાના ભયે કંપી ઊઠ્યા અને તેમણે તત્ક્ષણ સમાચારીમા શ્રી આર્યમહાગિરિને અનુસરવાનો નિર્ણય કરી લીધો. એટલે તરતજ વડીલ ગુરુબન્ધુ શ્રી આર્યમહાગિરિના ચરણમાં વંદન કરીને તે અંજલિ પૂર્વક બોલ્યા, "હે ભગવન્ ! હું અપરાધી છું, મને મિથ્યા દુષ્કૃત થ ઓ; મારો અપરાધ ક્ષમા કરો. હવેથી હું કદાપિ આવી શિથિલતા નહિ ચલાવી લઉં."

તરતજ શ્રી આર્યમહાગિરિ શ્રી આર્યસુહસ્તી આચાર્યને ક્ષમા બક્ષતાં બોલ્યા, "એમાં તમારો દોષ નથી, કેમકે પૂર્વે ભગવંત મહાવીરસ્વામીએ કહ્યું છે કે–' શ્રી સ્થૂલભદ્રમુનિ પછી મારા શિષ્યસંતાનમાં સાધુઓની સમાચારી અતિ શિથિલ થતી જશે.' શ્રી સ્થૂલિભદ્ર મુનિ પછી આપણે શ્રમણસંઘના મોવડી અને તીર્થપ્રવર્તક થયા; તેથી ભગવંતનું તે વચન તમે સત્ય કરી બતાવ્યુ છે"

**શ્રી આર્યસુહસ્તીને ગચ્છનો ભાર સોંપી શ્રી આર્યમહાગિરિએ સ્વીકારેલું એકાકીપણું**

આમ કહીને શ્રી આર્યમહાગિરિ શ્રી આર્યસુહસ્તી આચાર્યની સાથે પુનઃ સંમિલિત બન્યા, ને સંઘમાં વિહરવા લાગ્યા. પણ સાધુઓમાં આ રીતે શિથિલતા ડોકિયું કરી જાય તે જેમ તેમને રુચતું નહોતું તેમ બીજી બાજુ તે એ એ પણ જોઈ શક્યા કે આ શિથિલતા કાળબળનું જ પરિણામ હતું. તેને રોકવી તે માનવ સામર્થ્યની બહારનું કામ હતું. પોતાના શિષ્યો પણ અંતરમા તો શ્રી આર્યસુહસ્તીના શિષ્યોના માર્ગનેજ પસંદ કરી રહ્યા હતા. પોતે ભલે જિનકલ્પમાં રાચે પણ સાધુસમુદાયનો મોટો ભાગ તો સ્થવિરકલ્પને જ ઝંખી રહ્યો હતો શ્રી મહાવીરપ્રભુએ પણ એજ ભવિષ્ય ભાખ્યુ હતુ. એ દષ્ટિએ શ્રી આર્યસુહસ્તી આચાર્ય શિથિલાચારને પોષનાર નહિ પણ યુગદૃષ્ટા હતા. આ પ્રમાણે વિચાર કરતાં શ્રી આર્યમહાગિરિ શ્રી આર્યસુહસ્તી મહારાજની વિશિષ્ટતા સમજી શક્યા અને પોતાના શિષ્યસમુદાયની જવાબદારી પણ શ્રી આર્યસુહસ્તી મહારાજને સોંપીને તે જિનકલ્પની ભાવનામા એકાકીપણે વિચરવા લાગ્યા.

પોતાનો ભાર શ્રી આર્યસુહસ્તી મહારાજને ભળાવી દીધા પછી શ્રી આર્યમહાગિરિ આચાર્ય બહુધા

એકાંત વિહાર જ કરવા લાગ્યા અને ધ્યાન–ચિંતન ને તપમાં જ મગ્ન રહેવા લાગ્યા. ક્વચિત તે આર્યસુહસ્તી આચાર્યને મળતા પરંતુ સાધુસમુદાય તેમજ સંઘની બધી જવાબદારી તેમણે તેમને સોંપી દીધેલી હોઇ તેઓ શ્રી આર્યસુહસ્તી મહારાજની ભવ્ય યોજનાઓમાં માથું ન મારતા. પરંતુ ક્વચિત્ ક્વચિત્ તટસ્થ ભાવે જ તેનું નિરીક્ષણ કરતા ને તીર્થદર્શન આદિ વિષયોમાં રસ દાખવતા.

એક પ્રસંગે શ્રી આર્યમહાગિરિ તથા શ્રી આર્યસુહસ્તી આચાર્ય બંને પાટલીપુત્રથી સાથે વિચરતા વિચરતા વિદિશા પહોંચ્યા અને ત્યાં શ્રી જીવિત પ્રતિમાને વંદન કરી શ્રી આર્યસુહસ્તી આચાર્ય અવંતીને માર્ગે વળ્યા અને શ્રી આર્યમહાગિરિ દશાર્ણપુરના ગજાગ્રપદ તીર્થનાં દર્શને ગયા. ત્યાં પ્રકૃતિ અને ધર્મનું પ્રફુલ્લ વાતાવરણ જોઇ તથા પોતાના આયુષ્યનો સાંધ્યકાળ નજરે નિહાળી તેમણે અણુશણ (આજીવન તપ) સ્વીકાર્યું ને થોડા જ દિવસમાં જીવનનું તેજ આથમી જતાં તે સ્વર્ગવાસી બન્યા.

**શ્રી આર્ય મહાગિરિનો સ્વર્ગવાસ ને શ્રી આર્યસુહસ્તી આચાર્ય યુગપ્રધાનપદે**

આ રીતે જૈન શાસ્ત્રાનુસાર મહાવીર સંવત ૨૪૫ (ઇ. સ. પૂ. ૨૮૨) માં શ્રી આર્યમહાગિરિ સ્વર્ગે સિધાવ્યા અને તેમની પછી શ્રી મહાવીર પ્રભુની પટ્ટ–પરંપરામાં શ્રી આર્યસુહસ્તી આચાર્ય યુગપ્રધાન–પટ્ટધર–તીર્થ પ્રવર્તક થયા.

શ્રી આર્યસુહસ્તી મહારાજ શ્રમણ–સંઘના શિરોમણિ બનતાંજ તેમણે સ્થવિરકલ્પ અને શ્વેતાંબર–સંઘની વિશિષ્ટતાને મહત્ત્વ આપ્યું. અને તેમાં તેમને પ્રિયદર્શીની મદદથી અભૂતપૂર્વ વિજય સાંપડયો. પ્રિયદર્શીએ સર્વે જૈન શ્રમણોને શ્વેતાંબર જૈન સંઘના નિયમો સ્વીકારવાની આગ્રહભરી વિનંતિ કરતો રાજ–ઢંઢેરો બહાર પાડતાં જણાવ્યું કે—

**સ્થવિરકલ્પ અને શ્રી શ્વેતાંબર સંઘનો વિજય–ધ્વજ**

' પ્રિયદસિ રાજા મહામાત્રા (મંત્રી–સૂબો–અધિકારી) ને આમ કહે છે કે—

' જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરના ભિક્ષુકો અને ભિક્ષુણીઓને કહેવું કે–" જે ભિક્ષુઓ અને ભિક્ષુણીઓ સંઘને અભેદ્ય રાખવા ઇચ્છતાં હોય તેમણે શ્વેત વસ્ત્રો ધારણ કરવાં અને ઉપાશ્રયોમાં વસવું એવી મારી ઇચ્છા છે. કેમ ? તો કે સંઘની એકતા ચિરસ્થાયી રહે એટલા માટે. "

પ્રિયદર્શીના આ શાસનની એક નકલ આજે પણ તેના સાંચી–સ્થંભ ઉપર નજરે ચડે છે.



## ષષ્ઠમ પરિચ્છેદ

# મૌર્ય મધ્યાન્હ—વિજયયાત્રા અને સમ્રાટપદ

સાર—

આ પરિચ્છેદમાં—પ્રિયદર્શીની ધાર્મિક વૃત્તિના પરિણામે પ્રતિસ્પર્ધી અને માંડલિક નૃપતિઓમાં તેની આક્રમણ શક્તિવિષે પ્રગટેલી શંકા ને તેમણે મૌર્ય સત્તા પ્રત્યે દાખવવા માંડેલી ઉપેક્ષા; કેટલાકે ખંડણી આપવાની પણ પાડેલી ના; અને પરિણામે પ્રિયદર્શીએ સેનાને સુસજ્જ કરી હાથમાં લીધેલી તલવાર; તેની વિરાટ લશ્કરી શક્તિ; તેણે અવંતીથી સેના સાથે પશ્ચિમે આદરેલું પ્રયાણ ને આનર્ત—સૌરાષ્ટ્ર ઉપર વિજય મેળવી દક્ષિણે અપરાંત, આંધ્ર, દ્રમિલ, પલિંદસ, અનૂપ, મહિષ્મંડલ વગેરે દેશો પ્રતિ કરેલી કૂચ અને ત્યાં જય મેળવી પાટલીપુત્રને માર્ગે તે પાછો વળેલ; પાટલીપુત્રમાં સેનાને પુનઃ સુસજ્જ કરી તેણે મગધની આસપાસ ને મધ્યપૂર્વ હિંદના ગૌડ, વિદેહ, વંગ, કામરૂપ, પ્રાગજ્યોતિષ, પુંડ્ર, કાશી, કોશલ, કૌશાંબી, અંગ, ચેદી, પુલીંદ્ર, અટવી વગેરે દેશો પર મેળવેલો વિજય ને ત્યાંથી ઉત્તરે હસ્તિનાપુર, મત્સ્ય, શૂરસેન, કુરુ, પાંચાલ, મદ્ર, બ્રહ્માવર્ત, કાશ્મીર તિબેટ—ખોટાન, નેપાળ—ભૂતાન, વગેરે દેશો પર વિજય મેળવી ઉત્તર—પશ્ચિમે બાલ્હિક,

ચીન, કંબોજ, ગાંધાર, પહ્લવ, શક-પારસ, અરબસ્તાન, એશિયાઈ તુર્કી, સીરિયા, ગ્રીસ લગી તેની વિજયકૂચ ને ત્યાંથી પાછા ફરતાં તાશ્કંદ, સમરકંદ, સિંધ-સૌવીર વગેરે જીતી તેનો પાટલી-પુત્રમાં વિજય-પ્રવેશ; તેની વિજયકૂચમાંથી ચીનને બચાવી લેવાને ચીનના શહેનશાહ શી હુવાંગે બંધાવેલી ભવ્ય દીવાલ; તે પછી પ્રિયદર્શીએ દક્ષિણના ઉત્કલ-કલિંગ, ચોલ, પાંડય, સત્યપુત્ર, કેરલપુત્ર, તામ્રપર્ણી વગેરે દેશો પ્રતિ કરેલી કૂચ પણ કલીંગનાં લાખો માનવોનો થયેલો સંહાર; આ સંહારથી પ્રિયદર્શીના ધર્મપ્રિય હૃદયને ઉપજેલી ગ્લાનિ ને સાથોસાથ બાકીનાં રાજ્યોમાં પ્રગટેલી ભીતિ; તેઓએ વિનાયુદ્ધે જ સ્વીકારી લીધેલું નૃપતિ પ્રિયદર્શીનું પ્રભુત્વ—આ રીતે સાધેલા મહાવિજયથી સિદ્ધ થયેલું પ્રિયદર્શીનું સ્વયં સમ્રાટપદ; તેના હુન્નરો માંડલિક નૃપતિઓ અને તેમાંના કેટલાકની કુંવરીઓ સાથે તેનાં લગ્ન; મગધ, અવંતી, ગાંધાર, સૌરાષ્ટ્ર, કાશ્મીર, નેપાળ, કૌશાંબી, તિબેટ, સુવર્ણગિરિ, તોસલી ઇત્યાદિ સ્થળે તેણે નીમેલા રાજવંશી સૂબાઓ; તેનું વ્યક્તિત્વ, તેના શિક્ષા, તેની ન્યાયઘંટા ને તેની મંત્રી-પરિષદ; તેના રાજતંત્રના યુક્ત, રજ્જૂક, પ્રાદેશિક, મહામાત્રા, ધર્મમહામાત્રા, અંત-મહામાત્રા, ધર્મયુક્ત, વ્રજભૂમિક, પુરુષ, સ્ત્રી-અધ્યક્ષ, નગર-વિયોહાલક આદિ અધિકારીઓ તથા તે અધિકારીઓની સત્તા તેમજ તેમની જવાબદારીઓ—વગેરે હકીકતો સમાવવામાં આવી છે.

---



## ષષ્ઠમ પરિચ્છેદ

# મૌર્ય મધ્યાન્હ—વિજયયાત્રા અને સમ્રાટપદ

સાર—

આ પરિચ્છેદમા—પ્રિયદર્શીની ધાર્મિક વૃત્તિના પરિણામે પ્રતિસ્પર્ધી અને માંડલિક નૃપતિઓમાં તેની આક્રમણ શક્તિવિષે પ્રગટેલી શંકા ને તેમણે મૌર્ય સત્તા પ્રત્યે દાખવવા માંડેલી ઉપેક્ષા, કેટલાકે ખંડણી આપવાની પણ પાડેલી ના, અને પરિણામે પ્રિયદર્શીએ સેનાને સુસજ્જ કરી હાથમાં લીધેલી તલવાર, તેની વિરાટ લશ્કરી શક્તિ, તેણે અવંતીથી સેના સાથે પશ્ચિમે આદરેલું પ્રયાણ ને આનર્ત—સૌરાષ્ટ્ર ઉપર વિજય મેળવી દક્ષિણે અપરાંત, આંધ્ર, દ્રમિલ, પલિદસ, અનૂપ, મહિષ્મંડલ વગેરે દેશો પ્રતિ કરેલી કૂચ અને ત્યાં જય મેળવી પાટલીપુત્રને માર્ગે તે પાછો વળેલ, પાટલીપુત્રમા સેનાને પુનઃ સુસજ્જ કરી તેણે મગધની આસપાસ ને મધ્યપૂર્વ હિંદના ગૌડ, વિદેહ, વંગ, કામરૂપ, પ્રાગ્જ્યોતિષ, પુંડ્ર, કાશી, કોશલ, કૌશાંબી, અંગ. ચેદી, પુલીંદ્ર, અટવી વગેરે દેશો પર મેળવેલો વિજય ને ત્યાંથી ઉત્તરે હસ્તિનાપુર, મત્સ્ય, શરસેન, કુરુ, પાંચાલ, મદ્ર, બ્રહ્માવર્ત, કાશ્મીર તિબેટ—ખોટાન, નેપાળ—ભૂતાન, વગેરે દેશો પર વિજય મેળવી ઉત્તર—પશ્ચિમે બાલ્હિક,

પાયદળની ખડી લશ્કરી તાકાત; ત્રણ કરોડનું પાયદળ, એક કરોડનું અશ્વદળ, ચાર લાખનું નૌકાદળ ને ૨૪૩૦૦ નું હસ્તીદળ ધરાવતી મહાન વિક્રમાદિત્યની લશ્કરી શકિત; કનોજપતિ હર્ષનું સાઠ હજારનું હસ્તીદળ; એક ખાલાઘાટ ઉપરના આક્રમણ વખતે જ સુલતાન મહમદ તઘલકે મેદાનમાં ઊતારેલું આઠ લાખનું અશ્વદળ; રાયચુર ઉપરના આક્રમણ વખતે કૃષ્ણદેવે મેદાનમાં ઊતારેલું સવાસાત લાખનું પાયદળ; ઇ. સ. ૧૫૪૩ માં ખંભાતના નાનકડા નૃપતિ પાસે સવા ચાર લાખનું પાયદળ ને એક લાખનું અશ્વદળ; એજ અરસામાં વિજયનગર રાજ્ય પાસે અગ્યાર લાખનું પાયદળ ને બે લાખ લગભગના અશ્વદળની ખડી સેના વગેરેને લગતી ઐતિહાસિક નોંધો આપણે જ્યારે અવલોકીએ છીએ ત્યારે પ્રિયદર્શી સમા ચક્રવર્તી સમ્રાટની ઉપરોકત લશ્કરી તાકાત વિશે શંકાને સ્થાન નથી રહેતું. તે ઉપરાંત પ્રિયદર્શી પોતે પણ પોતાના તેરમા શિલાલેખમાં જણાવે છે તે પ્રમાણે ‘ એક કલીંગ સાથેના યુદ્ધમાંજ કલીંગના એક લાખ માણસો હણાયાં હતાં, દોઢ લાખ કેદ થયાં હતાં અને તેનાથી અનેકગણાં મરી ગયાં હતાં ’ તે જોતાં કલીંગ જેવા અનેક દેશોને સંગ્રામમાં હરાવનાર પ્રિયદર્શી પોતાના માંડલિક નૃપતિઓના સહકાર સાથે ઉપર જણાવેલી લશ્કરી તાકાત ધરાવતો હોય તો તેમાં વિસ્મય પામવા જેવું કંઈજ નથી.

પ્રિયદર્શીને જ્યારે શાંતિને માર્ગે મૌર્ય સામ્રાજ્યની પ્રભુતાનું રક્ષણ અસંભવિત જણાયું ત્યારે તેણે પોતાની ઉપરોકત લશ્કરી તાકાતના મોટા ભાગને અવંતીમાં એકત્ર કર્યો ને હાથમાં સંગ્રામદંડ લીધો. માંડલિક નૃપતિઓની વફાદારીનું માપ આંકવાને તેણે મૌર્ય મહારાજ્યના દરેક માંડલિક નૃપતિને વખતસર ખંડણી મોકલાવી આપવાનાં ને પોતે આદરેલા સંગ્રામમાં સેના સાથે મદદે આવી પહોંચવાનાં આજ્ઞાપત્ર મોકલાવ્યાં. તે પછી તરતજ તે અવંતીથી પ્રચંડ સેના સાથે વિજયયાત્રાએ* નીકળી પડયો પ્રતિસ્પર્ધી નૃપતિઓ અને માંડલિક રાજવીઓ પોતે જેને ધર્મઘેલો અને શાંતિપ્રિય રાજર્ષિ માની બેઠા હતા તેના આ ભવ્ય વિજય–પ્રસ્થાનથી મુંઝી ઊઠયા. પ્રિયદર્શીનો સામનો કરવાને તેમને એકત્ર બનવાની તક જ ન સાંપડી. એટલે કેટલાક માંડલિક નૃપતિઓ તેના છેલ્લા આજ્ઞાપત્રને માન આપીને દ્રવ્ય અને સેના સાથે તેની મદદે આવી પહોંચ્યા તો કેટલાક પ્રતિસ્પર્ધી નૃપતિઓ વિનાયુધ્ધે જ પ્રિયદર્શીના ચરણમાં નમી પડવાની વેતરણમાં પડયા, જ્યારે થોડાક તેની સાથે સંગ્રામ ખેલવાની તૈયારીમાં ગૂંથાયા.

**પ્રિયદર્શીએ અવંતીથી આદરેલી વિજયયાત્રા**

---

* પ્રિયદર્શીએ પોતાના જીવનમાં ધર્મવિજય અને સંગ્રામ વિજય બંને વિજયો સિદ્ધ કર્યા હતા તે વિષે તો શંકાને સ્થાન છેજ નહિ. પણ બેમાંથી તેણે પ્રથમ ધર્મવિજય સાધ્યો કે સંગ્રામ–વિજય તે પ્રશ્ન હજી વિવાદગ્રસ્ત છે. કેમકે જૈન શાસ્ત્રોના જણાવ્યા અનુસાર તેની ઘણીખરી ધાર્મિક પ્રવૃત્તિઓ શ્રી આર્યમહાગિરિ આચાર્યની હયાતિમાંજ એટલે કે ઇ. સ. પૂ. ૨૮૨ પહેલાં ( રાજ્યાભિષેક પછીનાં સાત વર્ષના ગાળા દરમિયાન ) હાથ ધરી દેવામાં આવી હતી. તદ્દપરાંત તેણે રાજ્યાભિષેક પછી તરતમાં જ જૈન ધર્મ સ્વીકાર્યો છે અને પોતાના ‘ રૂપનાથ ’ વગેરે નાના ખડકલેખોમાં તે જણાવે છે તે પ્રમાણે તેણે શ્રાવક–ઉપાસક બન્યા પછી દોઢેક વર્ષ તો ધાર્મિક નિષ્ક્રિયતામાં ગાળ્યું હતું ને તે પછી તરતજ તેણે વિશ્વભરમાં સાધુઓ અને દેવમૂર્તિઓ ફેલાવવાની પ્રવૃત્તિ હાથ ધરી હતી.આ પ્રમાણે શ્રાવકપદને અઢી વર્ષ થતાં સંઘ–યાત્રાદિ પ્રવૃત્તિમાં પણ તે જોડાઇ ગયો છે. એટલે કે તેણે પોતાના ઘણાખરા ધર્મવિજયો રાજ્યાભિષેક પછીનાં પાંચ–છ વર્ષમાં હાથ ધરી લીધા છે અને સાતમા વર્ષે તો વિજયયાત્રા શરૂ કરીને તે પોતાના તેરમા શિલાલેખમાં જણાવે છે તે પ્રમાણે આઠમા વર્ષે તો તેણે કલીંગ પર વિજય મેળવ્યો પણ છે, પરંતુ બીજી બાજુ પોતાના આઠમા શિલાલેખમાં તે પોતે રાજ્યાભિષેકના દશમા વર્ષે ધર્મયાત્રાએ નીકળ્યાની હકીકત વર્ણવે છે. એટલે કેટલાક એમ ધારે છે કે તેણે પ્રથમ વિશ્વવિજય સાધીને પછી ધર્મવિજયની પ્રવૃત્તિ શરૂ કરી છે. પણ અમને લાગે છે કે દશમા વર્ષે વર્ણવાયલી તેની ધર્મયાત્રા એ તેની પહેલીજ યાત્રા નથી. તેણે પ્રથમ ધાર્મિક પ્રવૃત્તિઓ શરૂ કરી, પછી તે સંગ્રામના સંયોગોમાં મૂકાયો અને પછી તેણે વિશ્વવ્યાપી ધર્મવિજય સાધ્યો. એ ક્રમ ઐતિહાસિક તેમજ ચરિત્રપ્રવાહની દૃષ્ટિએ વધારે બંધબેસતો જણાય છે એટલે અમે અહીં ચરિત્રવર્ણનમાં તેજ ક્રમ ગ્રહણ કર્યો છે.

**પ્રિયદર્શીની આક્રમણ શકિત વિષે પ્રગટેલી શકા**

પ્રિયદર્શીએ જ્યારે ઉપર જણાવ્યા અનુસાર પોતાનુ બધુ ધ્યાન ધર્મવિજયમાજ કેંદ્રિત કર્યું હતુ ત્યારે મૌર્ય રાજવશના પ્રતિસ્પર્ધી નૃપતિઓ અને માડલિક રાજાઓ તેની દરેક યોજનાનું બારીક નિરીક્ષણ કરી રહ્યા હતા મૌર્ય સામ્રાજ્યનુ બધુ સામર્થ્ય અને મૌર્ય રાજકોશનુ દ્રવ્ય ધાર્મિક પ્રવૃત્તિઓની પાછળ ખર્ચાતુ જોઇ તેઓ હર્ષ પામતા હતા, અને મનમા એવી આશા સેવી રહ્યા હતા કે આ પ્રવૃત્તિઓથી થોડાજ સમયમા વિશાળ મૌર્ય સામ્રાજ્યનું રક્ષણ કરી શકવાની પ્રિયદર્શીની શક્તિ ચૂસાઇ જશે અને પરિણામે પોતે સ્વતત્ર બની શકશે, મૌર્ય સામ્રાજ્યની લૂટમા પોતાનો હિસ્સો નોંધાવી શકશે આ ગણતરીથી જેમ જેમ પ્રિયદર્શી ધાર્મીક પ્રવૃતિઓમા વધુ ને વધુ ઊડો ઉતરતો ગયો તેમ તેમ તેઓ મૌર્ય તાજ પ્રત્યેની વફાદારીમા શિથિલ બનવા લાગ્યા મૌર્ય રાજવશની વિશ્વવ્યાપી પ્રભુતા પ્રત્યેની ઉપેક્ષા દર્શાવવા લાગ્યા ને કેટલાક ઉગ્ર મહત્ત્વાકાક્ષી સ્વભાવના માડલિક નૃપતિઓ તો ખડણી આપવામા પણ આનાકાની કરવા લાગ્યા. ઘણાખરા નૃપતિઓ તો એમજ માનવા લાગ્યા કે મૌર્ય રાજવશની આક્રમણશકિત તો શુ પણ બચાવ કરવાની શકિત પણ અશોક અને પ્રિયદર્શીની ધાર્મિક પ્રવૃત્તિઓના પ્રવાહમા તણાઇ ગઇ છે અને મૌર્ય સામ્રાજ્યને વીંખી ખાવાની તક વધુ નજીક આવી રહી છે

**પ્રિયદર્શીએ હાથમા લીધેલી તલવાર**

પ્રિયદર્શીએ થોડાક સમય લગી તો પલટાતા સયોગોનુ સૂક્ષ્મ નિરીક્ષણ કર્યું અને બની શકે તો વિદ્રોહના બીજને શાતિથી જ દાબી દેવાનો પ્રયત્ન કર્યો પરતુ પ્રતિસ્પર્ધી નૃપતિઓ તે તેની શાતીમય નીતિને નબળાઇનુ ઢાકણુ જ સમજવા લાગ્યા અને તાજ પ્રત્યે વધુ ને વધુ બિનવફાદાર બનવા લાગ્યા પ્રિયદર્શીએ જ્યારે જોયુ કે પોતાની શાતિમય નીતિથી હવે મૌર્ય રાજવશની કીર્તી અને મૌર્ય સામ્રાજ્યનુ અસ્તિત્વ પણ જોખમાઇ રહ્યા છે, ત્યારે આ વિચારદર્શન સાથેજ તેનો પ્રભુત્વશીલ સ્વભાવ તપ્ત સૂર્યની જેમ પ્રકાશી ઊઠ્યો. તેને લાગ્યુ કે પોતાના યશ અને તાજની રક્ષા હવે તો કેવળ તલવારની ધારથીજ શક્ય છે એટલે તેણે ધર્મદડને બાજુએ મૂકી હાથમા ઝળહળતું ખડ્ગ લીધુ. પ્રતિસ્પર્ધી નૃપતિઓ ધારતા હતા તેમ તેણે પોતાની ધાર્મિક પ્રવૃત્તિઓની પાછળ સામ્રાજ્યની લશ્કરી શક્તિને ક્ષીણ નહોતી બનવા દીધી પરતુ તેને કેન્દ્રિત કરવાને બદલે ફરતી અને ગમે તે સ્થળે એકત્ર કરી શકાય એવા સયોગોમા રાખી હતી. બીજી બાજુ મૂર્તિઓના ઘડતર મદિરો—ધર્મશાળાઓ આદિના બાધકામ જળાશયોના ખોદકામ તથા સઘ—યાત્રાદિના પર્યટનથી પ્રજા સતત પ્રવૃત્તિશીલ દ્રવ્યવાન અને ધર્મપ્રિય બની હતી અને પરિણામે તેનામા લશ્કરી શક્તિના પ્રાણરૂપમા કૌવત અને નીતિબળ ભવ્ય સ્વરૂપમા વિકાસ પામ્યા હતા એટને પ્રિયદર્શીની ચાલુ લશ્કરી શકિત તો અપૂર્વ અને અજય્ય હતી જ ઉપરાત તેનુ પુરવઠાનુ બળ પણ અકલ્પ્ય બન્યુ હતું તે ધારે તો વિશ્વભરના સમસ્ત નૃપતિઓને એક પછી એક તો શુ પણ એકી સાથે પણ હરાવી શકે તેમ હતો

**પ્રિયદર્શીની વિરાટ લશ્કરી શકિત**

જૈન ગ્રન્થોના જણાવ્યા અનુસાર આક્રમણના પ્રસગે સંપ્રતિની લશ્કરી તાકાત પચાસ હજારનુ હસ્તીદળ નવ લાખનુ રથ દળ, એક કરોડનુ અશ્વદળ ને સાત કરોડના પાયદળ જેટલી હતી. શાતિયુગમા કે યુદ્ધભિરુ પ્રજાઓના મનમા કોઇ પણ સમ્રાટની આટલી લશ્કરી શકિત વિષે શકા જન્મે તે સહજ છે પરતુ આજે યુદ્ધમા ઊતરેલા યુરોપના એક એક દેશ પાસે કરોડોની સેનાઓ હોવાની વિગતો જ્યારે આપણે વાચીએ છીએ અને બીજી બાજુ ચેટક તથા અજાતશત્રુ વચ્ચે ખેલાયલા સગ્રામમા થયેલો એક કરોડ ને એશી લાખ માનવોનો સહાર મેગેસ્થીનીસના પ્રવાસ વખતે શાતિયુગમા પણ મગધ પાસે નવ હજારનું હસ્તીદળ, ત્રીશ હજારનુ અશ્વદળ ને ૭ લાખના

પાયદળની ખડી લશ્કરી તાકાત; ત્રણ કરોડનું પાયદળ, એક કરોડનું અશ્વદળ, ચાર લાખનું નૌકાદળ ને ૨૪૩૦૦ નું હસ્તીદળ ધરાવતી મહાન વિક્રમાદિત્યની લશ્કરી શક્તિ; કનોજપતિ હર્ષનું સાઠ હજારનું હસ્તીદળ; એક બાલાઘાટ ઉપરના આક્રમણ વખતે જ સુલતાન મહમદ તઘલકે મેદાનમાં ઊતારેલું આઠ લાખનું અશ્વદળ; રાયચુર ઉપરના આક્રમણ વખતે કૃષ્ણદેવે મેદાનમાં ઊતારેલું સવાસાત લાખનું પાયદળ; ઈ. સ. ૧૫૪૩ માં ખંભાતના નાનકડા નૃપતિ પાસે સવા ચાર લાખનું પાયદળ ને એક લાખનું અશ્વદળ; એજ અરસામાં વિજયનગર રાજ્ય પાસે અગ્યાર લાખનું પાયદળ ને બે લાખ લગભગના અશ્વદળની ખડી સેના વગેરેને લગતી ઐતિહાસિક નોંધો આપણે જ્યારે અવલોકીએ છીએ ત્યારે પ્રિયદર્શી સમા ચક્રવર્તી સમ્રાટની ઉપરોક્ત લશ્કરી તાકાત વિશે શંકાને સ્થાન નથી રહેતું. તે ઉપરાંત પ્રિયદર્શી પોતે પણ પોતાના તેરમા શિલાલેખમાં જણાવે છે તે પ્રમાણે 'એક કલીંગ સાથેના યુદ્ધમાંજ કલીંગના એક લાખ માણસો હણાયાં હતાં, દોઢ લાખ કેદ થયાં હતાં અને તેનાથી અનેકગણાં મરી ગયાં હતાં' તે જોતાં કલીંગ જેવા અનેક દેશોને સંગ્રામમાં હરાવનાર પ્રિયદર્શી પોતાના માંડલિક નૃપતિઓના સહકાર સાથે ઉપર જણાવેલી લશ્કરી તાકાત ધરાવતો હોય તો તેમાં વિસ્મય પામવા જેવું કંઈજ નથી.

**પ્રિયદર્શીએ અવંતીથી આદરેલી વિજયયાત્રા**

પ્રિયદર્શીને જ્યારે શાંતિને માર્ગે મૌર્ય સામ્રાજ્યની પ્રભુતાનું રક્ષણ અસંભવિત જણાયું ત્યારે તેણે પોતાની ઉપરોક્ત લશ્કરી તાકાતના મોટા ભાગને અવંતીમાં એકત્ર કર્યો ને હાથમાં સંગ્રામદંડ લીધો. માંડલિક નૃપતિઓની વફાદારીનું માપ આંકવાને તેણે મૌર્ય મહારાજ્યના દરેક માંડલિક નૃપતિને વખતસર ખંડણી મોકલાવી આપવાનાં ને પોતે આદરેલા સંગ્રામમાં સેના સાથે મદદે આવી પહોંચવાનાં આજ્ઞાપત્ર મોકલાવ્યાં. તે પછી તરતજ તે અવંતીથી પ્રચંડ સેના સાથે વિજય-યાત્રાએ* નીકળી પડયો પ્રતિસ્પર્ધી નૃપતિઓ અને માંડલિક રાજવીઓ પોતે જેને ધર્મઘેલો અને શાંતિપ્રિય રાજર્ષિ માની બેઠા હતા તેના આ ભવ્ય વિજય-પ્રસ્થાનથી ધ્રુજી ઊઠયા. પ્રિયદર્શીનો સામનો કરવાને તેમને એકત્ર બનવાની તક જ ન સાંપડી. એટલે કેટલાક માંડ-લિક નૃપતિઓ તેના છેલ્લા આજ્ઞાપત્રને માન આપીને દ્રવ્ય અને સેના સાથે તેની મદદે આવી પહોંચ્યા તો કેટ-લાક પ્રતિસ્પર્ધી નૃપતિઓ વિનાયુધ્ધે જ પ્રિયદર્શીના ચરણમાં નમી પડવાની વેતરણમાં પડયા, જ્યારે થોડાક તેની સાથે સંગ્રામ ખેલવાની તૈયારીમાં ગૂંથાયા.

---

* પ્રિયદર્શીએ પોતાના જીવનમાં ધર્મવિજય અને સંગ્રામ વિજય બંને વિજયો સિદ્ધ કર્યો હતા તે વિષે તો શંકાને સ્થાન છેજ નહિ, પણ બેમાંથી તેણે પ્રથમ ધર્મવિજય સાધ્યો કે સંગ્રામ-વિજય તે પ્રશ્ન હજી વિવાદગ્રસ્ત છે. કેમકે જૈન શાસ્ત્રોના જણાવ્યા અનુસાર તેની ઘણીખરી ધાર્મિક પ્રવૃત્તિઓ શ્રી આર્યમહાગિરિ આચાર્યની હયાતિમાંજ એટલે કે ઇ. સ. પૂ. ૨૮૨ પહેલાં (રાજ્યાભિષેક પછીનાં સાત વર્ષના ગાળા દરમિયાન) હાથ ધરી દેવામાં આવી હતી. તદુપરાંત તેણે રાજ્યાભિષેક પછી તરતમાં જ જૈન ધર્મ સ્વીકાર્યો છે અને પોતાના 'રૂપનાથ' વગેરે નાના ખડક-લેખોમાં તે જણાવે છે તે પ્રમાણે તેણે શ્રાવક-ઉપાસક બન્યા પછી દોઢેક વર્ષ તો ધાર્મિક નિષ્ક્રિયતામાં ગાળ્યું હતું ને તે પછી તરતજ તેણે વિશ્વભરમાં સાધુઓ અને દેવમૂર્તિઓ ફેલાવવાની પ્રવૃત્તિ હાથ ધરી હતી.આ પ્રમાણે શ્રાવકપદને અઢી વર્ષ થતાં સંઘ-યાત્રાદિ પ્રવૃત્તિમાં પણ તે જોડાઇ ગયો છે. એટલે કે તેણે પોતાના ઘણાખરા ધર્મવિજયો રાજ્યાભિષેક પછીનાં પાંચ-છ વર્ષમાં હાથ ધરી લીધા છે અને સાતમા વર્ષે તો વિજયયાત્રા શરૂ કરીને તે પોતાના તેરમા શિલાલેખમાં જણાવે છે તે પ્રમાણે આઠમા વર્ષે તો તેણે કલીંગ પર વિજય મેળવ્યો પણ છે. પરંતુ બીજી બાજુ પોતાના આઠમા શિલાલેખમાં તે પોતે રાજ્યાભિષેકના દશમા વર્ષે ધર્મયાત્રાએ નીકળ્યાની હકીકત વર્ણવે છે. એટલે કેટલાક એમ ધારે છે કે તેણે પ્રથમ વિશ્વવિજય સાધીને પછી ધર્મવિજયની પ્રવૃત્તિ શરૂ કરી છે. પણ અમને લાગે છે કે દશમા વર્ષે વર્ણવાયલી તેની ધર્મયાત્રા એ તેની પહેલીજ યાત્રા નથી. તેણે પ્રથમ ધાર્મિક પ્રવૃત્તિઓ શરૂ કરી, પછી તે સંગ્રામના સંયોગોમાં મૂકાયો અને પછી તેણે વિશ્વવ્યાપી ધર્મવિજય સાધ્યો. એ ક્રમ ઐતિહાસિક તેમજ ચરિત્રપ્રવાહની દૃષ્ટિએ વધારે બંધબેસતો જણાય છે એટલે અમે અહીં ચરિત્રવર્ણનમાં તેજ ક્રમ ગ્રહણ કર્યો છે.

પ્રિયદર્શીએ પોતાનું પ્રથમ ધ્યાન આનર્ત અને સૌરાષ્ટ્ર પ્રતિ દોડાવ્યું અને ત્યાં વિજય મેળવી દક્ષિણે

**વિજય-માર્ગ**

સાગરકાંઠે કાંઠે આગળ વધતાં અપરાંત, આંધ્ર, દ્રમિલ, પલિંદસ, અનૂપ, મહિષ્મંડલ વગેરેને નમાવી, સેના સાથે પાટલીપુત્ર ચાલ્યા જવાની ગણતરી બાંધી આમ કરવાની પાછળ તેના અનેક ઉદ્દેશો હતા એક તો આ પ્રદેશોમાંના નૃપતિઓએ મૌર્ય રાજવંશ પ્રત્યેની વફાદારીમાં વધારે ક્ષતિ દાખવી હતી તે જ્યારે ભરુચ, ગિરનાર, સિદ્ધાચલ, સોપારા, કટવપ્ર આદિ તીર્થોની યાત્રાએ ગયેલો ત્યારે તે તે ક્ષેત્રોમાં રાજકીય અધિકારો ધરાવનાર ઉપરોક્ત પ્રદેશોના નૃપતિઓની પોતાના પ્રત્યે ઉત્કટ ભક્તિ દાખવવાની ફરજ છતાં તેમણે કેટલીક ઉપેક્ષાવૃત્તિ સેવી હતી. બીજું પોતાને પ્રિય તીર્થોનો મોટો ભાગ આ પ્રદેશોમાં આવેલો હોઇ ત્યાં પોતાનું અબાધિત રાજકીય વર્ચસ્વ સ્થપાય એ ધાર્મિક દૃષ્ટિએ આવશ્યક હતું. ત્રીજું આ પ્રદેશો અવંતીની આસપાસમાં આવેલા હતા અને એક આંધ્ર સિવાયના બીજા રાજ્યો એટલું ઓછું લશ્કરી સામર્થ્ય ધરાવતા હતા કે તે તેમને અતિ ઝડપે જીતી લઇ શકે તેમ હતું ચોથું ગિરનાર આદિ સ્થળે બ્રાહ્મણોનું ધાર્મિક પ્રભુત્વ હોઇ તેઓ યજ્ઞયાગાદિના નામે ભયંકર હિંસા કરતા હતા તેને તે રોકવા માગતો હતો પાંચમું વારંવારની સંઘ-યાત્રાના કારણે તે તેમજ તેના સહકાર્યકરો આ બધા પ્રદેશોના માર્ગોથી પરિચિત હતા એટલે તેમને વિજયપ્રાપ્તિમાં કશી જ ભૌગોલિક મુશ્કેલી નડે તેમ નહોતું. અને સૌથી છેલ્લો તેમજ મહત્ત્વનો ઉદ્દેશ એ હતો કે મગધમાં બૌદ્ધો પોતાનું પ્રભુત્વ જમાવવાનો પુન પ્રયત્ન કરી રહ્યા હતા, એટલે જો તે અવંતીથી વિજયકૂચ આદરીને ઝડપી વિજયો પ્રાપ્ત કરી સૈન્ય સાથે પાટલીપુત્ર જઇ પહોંચે તો બૌદ્ધો ચમકીને દબાઇ જાય અને બીજા માંડલિક નૃપતિઓ ભયત્રસ્ત બની રહે

આવા અનેક ઉદ્દેશોથી પ્રિયદર્શીએ આનર્ત અને સૌરાષ્ટ્ર ઉપર પ્રથમ આક્રમણ કર્યું ત્યાંના નૃપતિઓ પ્રિયદર્શીની વિરાટ સેના સામે એક અઠવાડિયું પણ

**આનર્ત-સૌરાષ્ટ્ર પર વિજય અને ગિરનારમાં શાલિસૂકની નિમણૂક**

ટકી ન શક્યા, અલ્પ યુદ્ધ ખેલાયું ન ખેલાયું ને આનર્ત-સૌરાષ્ટ્રના બધા જ નૃપતિઓ પ્રિયદર્શીને ચરણે નમતા આવ્યા પ્રિયદર્શીએ તેમાંના કેટલાકની કન્યાઓ સાથે લગ્ન કર્યાં ને થોડાક વિદ્રોહીઓ પાસેથી આવશ્યક દંડ લીધો. તે પછી વ્યાજબી ખંડણી ઠેરવીને તે બધાને તેણે તેમના સ્થાને પુન સ્થાપિત કરી પોતાના માંડલિક નૃપતિઓની શ્રેણીમાં દાખલ કર્યા ને તેમને મૌર્ય રાજવંશ પ્રત્યે વફાદારીના સોગંદ લેવરાવ્યા વિદ્રોહીઓના ધામ સરીખા ગિરનારમાં તેણે પોતાના ભાઇ શાલિસૂકને સૂબા તરીકે નીમ્યો તે પછી ગિરનાર, સિદ્ધાચલ, ભરુચ વગેરે તીર્થોની યાત્રા કરીને સુરત-દમણની સાગરપટ્ટી જીતતો જીતતો અપરાંત પહોંચ્યો ડૉ૦ ભાંડારકર ધારે છે તેમ પ્રિયદર્શીના શિલાલેખોમાંના રાષ્ટ્રિક, પેતનિક અને ભોજ-પેતનિક પ્રયોગો આ અપરાંતને અનુલક્ષીને જ થયેલા છે

અપરાંતમાં ત્વરિત વિજય મેળવીને તેમજ ત્યાં

**અપરાંત-વિજય**

ખંડણીની વ્યવસ્થા કરીને તે આંધ્રમહારાજ્યમાં ધસી ગયો.

આંધ્રના સાતકર્ણી નૃપતિએ પ્રિયદર્શીનો સામનો કર્યો, પરંતુ પ્રિયદર્શીની વિરાટ સેના સામે તે વિશેષ

**આંધ્ર-દ્રમિલ વિજય ને સાતકર્ણિની બહેન વેરે લગ્ન**

ટકી ન શક્યો તે તરતજ પ્રિયદર્શીના વિશાલ હૃદયને શરણે આવ્યો. પ્રિયદર્શીએ તેની રૂપ-ગુણવંતી બહેન વેરે લગ્ન કર્યાં ને નજેવી ખંડણી ઠેરવીને તેને મૌર્ય રાજવંશના પ્રથમ પંક્તિના માંડલિક નૃપતિઓની કોટિમાં દાખલ કર્યો. તે પછી તેણે નજીકના દ્રમિલ-પલિંદસ રાજ્યો જીતી લઇ ત્યાંના નૃપતિઓ પાસે પણ ખંડણી કબુલાવી ને તેમને પણ માંડલિક રાજવીઓની શ્રેણીમાં દાખલ કર્યા. આ પછી

સમાં સંપ્રતિએ સેંકડો ભવ્ય જિન–મંદિરો બંધાવ્યાં, જેના અવશેષો આજે પણ હોલીપટ્ટન આદિ સ્થળે જળવાઇ રહ્યાં છે.

ત્યાંથી દક્ષિણે આગળ વધતો પ્રિયદર્શી મહિષ્મંડલના વિશાળ રાજ્ય પર કુદી પડયો. આજે મ્હેસુર રાજ્યની હદ છે તે કરતાં પણ તે વખતના મહિષ્મંડલ (મ્હેસુર) પ્રદેશની હદ જો કે ઘણી મોટી હતી પણ ત્યાંનો નૃપતિ પ્રિયદર્શી સામે ટક્કર ઝીલી શકે તે મુશ્કેલ હતું. પ્રિયદર્શી સંઘ સાથે અહીં વખતોવખત ચન્દ્રગિરિની યાત્રાએ આવ્યો હતો તથા તેણે શ્રવણ–બેલ્ગોલ નગર વસાવ્યું હતું એટલે પ્રજામાં તે પ્રિય થઇ પડયો હતો અને રાજ્યના બધા જ સંયોગો તેમજ માર્ગોથી તે માહિતગાર હતો. ત્યાંના નૃપતિને પ્રિયદર્શીની સામે થવાની ઇચ્છા પણ નહોતી. અને વિદ્રોહી માંડલિક નૃપતિઓએ તેને કુનેહથી પોતાની જાળમાં જો સપડાવ્યો ન હોત તો, તે તો હંમેશાં પ્રિયદર્શીની સેવા કરવાને જ આતુર હતો. એટલે જેવા તેણે પ્રિયદર્શીએ પોતાના રાજ્યમાં સેના સાથે પ્રવેશ કર્યાના સમાચાર સાંભળ્યા કે યુદ્ધનો વિચાર પડતો મૂકી પ્રિયદર્શીને તે સત્કારવાને સામે ગયો. પ્રિયદર્શીએ તેને તેની ભૂલ માટે ક્ષમા બક્ષી અને ન જેવી ખંડણી ઠેરવી તેને પ્રથમ પંકિતના માંડલિકોની કોટિમાં દાખલ કર્યો. મ્હેસુરપતિએ પોતાની લાવણ્યવતી પુત્રી પ્રિયદર્શીને પરણાવી તથા કન્યાદાનમાં કેટલોક પ્રદેશ પણ આપ્યો. પ્રિયદર્શીએ તે પ્રદેશો (સુવર્ણગિરિ–તોસલી ?) પર પોતાના રાજવંશી સૂબાઓ નીમ્યા. ત્યાંથી શ્રવણ–બેલ્ગોલના યાત્રાધામ ને ગોમ્મટેશ્વરની વિરાટ પ્રતિમાનાં દર્શન કરી તે ઉત્તરે વળ્યો.

**મહિષ્મંડલ–વિજય અને રાજવંશી સૂબાઓની નિમણુક**

ઉત્તરે પાટલીપુત્ર જતાં માર્ગમાં આવતા અનૂપ (વરાડ વગેરે) પ્રદેશ પર તેણે વિજયધ્વજ ફરકાવ્યો અને અનૂપના નૃપતિને નમાવી, તેના પાસે ખંડણી કબૂલાવી. તેને પણ માંડલિક નૃપતિની શ્રેણીમાં દાખલ કરી પ્રિયદર્શી સેના સાથે પાટલીપુત્રને માર્ગે ચાલ્યો.

**અનૂપ–વિજય**

થોડાજ સમયમાં તે પોતાની ભવ્ય વિજયી સેના સાથે પાટલીપુત્રને આંગણે આવી પહોંચ્યો.

પાટલીપુત્રની પ્રજાએ પોતાના વિજયી સમ્રાટનો ભાવભીનો સત્કાર કર્યો. ઉત્સાહી અને વહાલસોયી કુમારિકાઓએ તેને ફૂલહાર ને મોતીએ વધાવી લીધો. મંદિરોમાં સુંદર ઉત્સવો ઉજવાવા લાગ્યા. નગર–સુંદરીઓએ પોતાના નૃપતિને શુભેચ્છાની ભાવનાથી વિવિધ મંગલો (શ્રીફળ, કુંકુમ, સાકર, અક્ષત, કેસર, ગોળ–ધાણા, ધૂપ, દીપ ઇત્યાદિની મદદથી કરાતી માંગલિક ક્રિયાઓ) કર્યાં. સૂર્યના પ્રકાશમાં તારા અંજાય તેમ મંત્રીઓ સમ્રાટના પ્રતાપમાં અંજાવા લાગ્યા. વિદ્રોહી બૌધ્ધો પણ પ્રિયદર્શીના ત્વરિત વિજયોથી ચમકી ઊઠયા અને પળભર કાવત્રાંઓને વીસરી જઇ તેમણે પણ તેને સન્માનથી નવાજ્યો. રાજમંદિરમાં તો પ્રિયદર્શી દેવની જેમ સન્માન–પૂજાને પાત્ર બન્યો.

**પાટલીપુત્રમાં વિજેતા સમ્રાટનો સુંદર સત્કાર**

પ્રિયદર્શીએ પોતાની વિજયી સેનાને થોડાક દિવસનો આરામ આપ્યો. મગધના મધ્ય ભાગમાં આવેલાં આનંદ–પ્રમોદનાં વિવિધ સ્થળોએ વિહરવાની તેણે સૈનિકોને છૂટ આપી, પરંતુ તેણે સેનાને વીખેરી તો નજ નાંખી. ઊલટું મગધના જે મહત્ત્વાકાંક્ષી વીર પુરુષો પ્રિયદર્શીના યશસ્વી ધ્વજ નીચે સંગ્રામ ખેલવાને આતુર હોય તેમને સૈન્યમાં દાખલ કરવાની તેણે નાયબ સેનાપતિઓને આજ્ઞા ફરમાવી. યુદ્ધનાં સાધનોનું ઉત્પાદન તેને વધવા દીધું ને આ રીતે સંપૂર્ણ સુસજ્જ રહીને તે મંત્રીઓ દ્વારા ચાલતા રાજકારોબાર પર પોતાના વિજયોની શી અસર થાય છે તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવા લાગ્યો.

બૌદ્ધ કાવત્રાખોરોએ હજી પોતાના પ્રયત્નો પડતા નહોતા મૂક્યા. મગધમાં તેમનાં પંડ્યન્ત્રોને માટે સ્થાન

**બૌદ્ધ ષડયંત્ર**

ન રહેતા તેઓ મગધની આસપાસના રાજ્યોમાં પથરાઈ વળ્યા અને જુદા જુદા નૃપતિઓને વિવિધ દલીલોથી ઉશ્કેરવા લાગ્યા તેમના જણાવ્યા અનુસાર દક્ષિણ–પશ્ચિમે પ્રિયદર્શીને સાંપડેલા વિજયો તેની આક્રમણ શક્તિને આભારી નહિ, પરંતુ પ્રિયદર્શી પ્રત્યેનો ત્યાંની બહુધા જૈન પ્રજાઓનો પક્ષપાત, ધાર્મિક પ્રવૃત્તિઓના બહાને તે રાજ્યોમાં પ્રિયદર્શીએ અગાઉથી જમાવેલો પગદંડો અને ત્યાંના નૃપતિઓની એકત્ર થઈને સખ્ત સામનો કરવાની અણઆવડતથી જ પ્રિયદર્શી ત્યાં સરતો વિજય વરી ગયો હતો પણ જો મગધની આસપાસના બળવાન નૃપતિઓ એકત્ર થઈને પ્રિયદર્શીને યુદ્ધ આપે તો હિંદભરની બૌદ્ધ પ્રજા તેમને મદદ કરવાને તૈયાર હતી અને પ્રિયદર્શી તે બંને શક્તિઓ સામે ટકી શકે તે કોઈ પણ રીતે સંભવિત નહોતુ

મહત્વાકાંક્ષી નૃપતિઓ બૌદ્ધોની આ લાલચમાં સહેલાઈથી ઝડપાઈ ગયા તેમણે વિચાર્યું કે પ્રિયદર્શીની લશ્કરી તાકાત ગમે તેવી અપૂર્વ હોય પણ તેણે છેલ્લા કેટલાક વર્ષ થયા જૈન ધર્મનો જે વિશ્વવ્યાપી પ્રભાવ ફેલાવવા માંડ્યો છે તે સામે ભારતભરના બૌદ્ધો દ્વેષ ધરાવે છે એટલે તેમને અંદરથી અને બહારથી વિપુલ મદદ મળી રહેશે જેથી જુદા જુદા રાજ્યોની સંયુક્ત લશ્કરી તાકાત તે મદદના બળે સહેજે પ્રિયદર્શીને ઉથલાવી શકશે આવી વિચારણા સાથે મગધની આસપાસના નૃપતિઓ પોતાની લશ્કરી શક્તિને સંયોજિત કરવા માંડ્યા

વિવિધ રાજ્યોની પ્રવૃત્તિઓ પર સૂક્ષ્મ નજર રાખી રહેલો પ્રિયદર્શી તરત જ આ યોજનાથી માહિતગાર બની ગયો અને તેને જણાયું કે હવે શક્તિ અને વટાઘાટનો માર્ગ કપાઈ ગયો છે એટલે પોતાની તેમજ મૌર્ય રાજ્યશાહીની કીર્તિનું અને મૌર્ય સામ્રાજ્યનું જો હવે રક્ષણ કરવું હોય તો પ્રતિસ્પર્ધી નૃપતિઓમાંના દરેકને બૌદ્ધ પીઠબળ એકત્ર થઈ શકે તે પહેલા જ એક પછી એક દાબી દેવા જોઈએ સાથે સાથે તેને એ પણ જણાયું કે નૃપતિ ગમે તેટલો મહાન હોય અને સામ્રાજ્ય ગમે તેવું મોટું હોય તો પણ લશ્કરી વિજયો વિના તેમના પ્રભુત્વ પ્રત્યે હમેશા શંકા જ દાખવવામાં આવે છે

**વિશ્વવ્યાપી વિજયની ભાવના**

આ વિચાર સાથે જ તેનામાં વિશ્વવ્યાપી લશ્કરી વિજય સાધવાની અને દરેક પ્રતિસ્પર્ધી તેમજ વિરોધી રાજ્યોને મૌર્ય વિજય ધ્વજ નીચે આણવાની ભાવના ખીલી નીકળી

**મગધની આસપાસ ને મધ્યપૂર્વ હિંદમાં રોપેલો વિજયધ્વજ**

તેણે તરત જ પોતાની સેનાને પુન એકત્ર કરી અને ઝડપથી તે મગધની આસપાસના ને મધ્યપૂર્વ હિંદના ગૌડ, વિદેહ, વંગ, કામરૂપ, પ્રાગ્જ્યોતિષ (આસામ), પુંડ્ર, કાશી, કોશલ, કૌશાંબી, અંગ, ચેદી, મદ્ર, પુલીંદ, અટવી વગેરે દેશો પર એક પછી એક તે તૂટી પડ્યો ને થોડાજ સમયમાં એ પ્રદેશોના નૃપતિઓને પરાજય આપી ત્યાં પોતાનો વિજયધ્વજ રોપ્યો તે નૃપતિઓએ ક્ષમા માગતા, પ્રિયદર્શીએ તેમને વ્યાજબી દંડ અને યોગ્ય ખંડણી ઠેરવીને માંડલિક નૃપતિઓની શ્રેણીમાં દાખલ કર્યા અને તેમાંના કેટલાકની કન્યાઓ સાથે પોતે લગ્નપણ કર્યાં વળી આ નૃપતિ–સમુદાય પર નજર રાખવાને તેણે કૌશાંબીમાં પોતાના પુત્ર તીવરને સૂબાપદે નીમ્યો.

**ઉત્તર–ભારતમાં રોપેલો વિજયધ્વજ**

હવે પોતાની દિગ્‌વિજય યાત્રા પૂરી કર્યા પહેલા પાટલીપુત્ર પાછા ફરવાની પ્રિયદર્શીની ઇચ્છા જ નહોતી. એટલે તેણે મધ્યભાગનો વિજય પૂરો થતા સેનાને ઉત્તરે દોરી ને હસ્તિનાપુર, મત્સ્ય (વૈરાટ) શૂરસેન, કુરુ, પાંચાલ, બ્રહ્માવર્ત (શિલાલેખોમાં નાભક–નાભ પંક્તિના નામે સુચવાતો પ્રદેશ), નેપાળ, ભૂતાન, તિબેટ, ખોટાન, કાશ્મીર વગેરે દેશોના નૃપતિઓને હરાવ્યા,

નમાવ્યા, તેમના પાસેથી દંડ ને ખંડણી પણ વસૂલ કર્યાં. ઉપરાંત કેટલાકને માંડલિક નૃપતિઓની કોટિમાં દાખલ પણ કર્યા. આમાંથી નેપાળના યુવાન નૃપતિ દેવપાળની સાહસિક વૃત્તિ તેમજ યુદ્ધકુનેહ પર તે એટલો ખુશ થયો કે તેણે દેવપાળનો દંડ માફ કરીને તેને પ્રથમ પંક્તિના માંડલિકોની કોટિમાં મૂક્યો. ને વખત જતાં રાજકુમારી ચારૂમતી સાથે તેના લગ્ન કરાવી આપ્યાં.

આમાંનાં ઘણાંખરાં રાજ્યો તો તેણે માંડલિક નૃપતિઓને હસ્તક જ રહેવા દીધાં. પણ તેમના પર દેખરેખ રાખવાને તેમજ કેટલાક પ્રદેશો પર શાસન ચલાવવાને તેણે રાજવંશી સૂબાઓની નિમણૂક કરી.

**રાજવંશી સૂબાઓની નિમણૂક**

તેમાંથી કાશ્મીરનો અધિકાર તેણે પોતાના પુત્ર જાલૌકને સોંપ્યો ને તિબેટ ઉપર કુસ્થનની નિમણૂક કરી. સમય જતાં તે બંનેના વારસો, સૂબાઓ મટીને તે તે પ્રદેશના સ્વતંત્ર નૃપતિઓ ગણાતા થયા.

આ રીતે વિજેતા પ્રિયદર્શી જ્યારે અલૌકિક ઝડપે પોતાની વિરાટ સેના સાથે ઉત્તર–ભારતમાં આગળ વધવા લાગ્યો ત્યારે ચીન ઇત્યાદિ મધ્ય–ઉત્તર એશિયાના મુલકો તો તેના નામથી કંપવા લાગ્યા. તેમાં ચીનના શહેનશાહ શી હુઆંગે તેની વિજયી સેનાની અબાધિત કુચમાંથી પોતાના પ્રદેશને બચાવી લેવાને એક ભવ્ય દીવાલ બંધાવરાવી; જે આજે પણ વિશ્વની એક અજાયબી તરીકે જળવાઇ રહી છે.

**ચીનની દીવાલ**

આ રીતે આર્યાવર્તમાં વિજયધ્વજ ફરકાવ્યા પછી પ્રિયદર્શીએ પોતાની નજર ઉત્તર–પશ્ચિમના સરહદી પ્રદેશો અને તેની પેલે પારના શક-પારસ, સીરિયા આદિ મુલકો પર દોડાવી.

**ઉત્તર–પશ્ચિમે પ્રયાણ**

અશોકે જેમ દૂર પૂર્વમાં અને ઉત્તરે બૌદ્ધ ધર્મની વિજયપતાકા ફરકાવી હતી તેમ પ્રિયદર્શીએ પશ્ચિમે ઠેઠ ગ્રીસ–એથેન્સ લગી જૈન ધર્મનો અને મૌર્ય રાજવંશનો વિજયવાવટો ફરકાવવાની મહેચ્છા સેવવા માંડી. અગાઉ તો તેણે આ પ્રદેશોમાં યુદ્ધવિજય સાધ્યા વિના જ ધર્મવિજય સિદ્ધ કરવાની ભાવના સેવી હતી અને તે અનુસાર તેણે ત્યાં ઘણીખરી પ્રવૃત્તિઓ હાથ ધરી પણ દીધી હતી. પરંતુ ધીમે ધીમે તેને જણાવા લાગ્યું કે એ પ્રદેશોના નૃપતિઓએ પોતાની ધાર્મિક પ્રવૃત્તિઓને જે આવકારી હતી તે ધર્મપ્રેમથી પ્રેરાઇને નહિ, પરંતુ મૌર્ય સમ્રાટ પ્રત્યેના ભયયુક્ત ભાવથી દોરવાઇને તેઓ તેમ કરી રહ્યા હતા. પણ જેમ જેમ તે ધર્મમાં વિશેપ રસ લેવા લાગ્યો ને હૃદયની કુમાશને ખીલવવા લાગ્યો તેમ તેમ નૃપતિઓમાં ભયની લાગણી ઓછી થવા માંડી હતી, તથા ચાલુ ધાર્મિક પ્રવૃત્તિઓ પ્રત્યે તેઓ ઉપેક્ષાવૃત્તિ દાખવવા લાગ્યા હતા; એટલે તક મળતાં મૌર્ય સામ્રાજ્ય પર તૂટી પડવાની મહત્ત્વાકાંક્ષા પણ સેવતા હતા. તેથી આ મુલકોમાં ધર્મવિજયનો માર્ગ વધારે મોકળો બનાવવાને યુદ્ધ વિજય જેટલો આવશ્યક હતો તેટલો જ તે મૌર્ય સામ્રાજ્યના રક્ષણને માટે અનિવાર્ય પણ હતો. એટલે પ્રિયદર્શીએ ઉત્સાહથી થનગનતી પોતાની વિજયી સેનાને ઝડપથી ઉત્તર–પશ્ચિમે દોરી.

આ દિશાએ સરહદ પરના વિસ્તારમાં યોન, કંબોજ, ગાંધાર, બાલ્હિક વગેરે દેશો મુખ્ય હતા. તેમાંથી ગાંધારમાં તો વર્ષો થયાં મૌર્ય મહારાજ્યનું પ્રભુત્વ સ્થપાઇ ચૂક્યું હતું. આજે પણ તે દેશ મૌર્ય સમ્રાટના સીધા કાબૂ તળે હતો અને ત્યાં રાજવંશી સૂબો શાસન ચલાવતો હતો. એટલે ગાંધારમાં તો પ્રિયદર્શીને સુંદર સન્માન મળ્યું, ને તેની સેનાને પ્રફુલ્લ થવાનો અવકાશ મળ્યો.

અહીં પ્રિયદર્શીએ પશ્ચિમના એક પછી એક દેશો પર ત્વરિત વિજય સાધવાની ઝીણવટભરી યોજના ઘડી કાઢી. આર્યાવર્તમાં પોતાની ગેરહાજરી દરમિયાન મૌર્ય કારોબાર અસ્ખલિત ચાલ્યા કરે તે માટે જરૂરી સૂચનાઓ લખી કાઢી, આવશ્યક લશ્કરી પૂરવઠાની

**પરદેશોમાં ફરકાવેલો વિજયધ્વજ**

વ્યવસ્થા કરી, ક્યાં ક્યા પોતાને સંગ્રામ ખેલવો પડશે અને કયા કયા નૃપતિઓ વિનાયુધ્ધે જ પોતાનું પ્રભુત્વ સ્વીકારી લેશે તેની તેણે ચોક્કસ ગણતરી બાંધી અને પછી તે ચોન, કમ્બોજ, બાહ્લિક, પઠાણ (અફઘાનિસ્તાન), શક-પારસ (ઈરાન), અરબસ્તાન વગેરે દેશોમાં એક પછી એક વિજયધ્વજ રોપવા લાગ્યો. તેની લશ્કરી વ્યવસ્થા એટલી કુનેહભરી હતી કે સંહારની દૃષ્ટિએ સ્વપક્ષ તેમજ પરપક્ષ બંનેને ઓછામાં ઓછું નુકશાન પહોંચાડીને તે વિજય પ્રાપ્ત કરી લેતો. વિજિત દેશોની પ્રજાને નિરર્થક હાનિ ન પહોંચે તેની તે કાળજી રાખતો. પરાજિત નૃપતિઓ પ્રત્યે પણ તે સન્માનની દૃષ્ટિએ નિહાળતો. ઓછામાં ઓછો દંડ ને સામાન્ય ખંડણી ઠેરવીને તે તેમને જતા કરતો. તેઓ પોતાના ધર્મવિજયમાં સહકાર આપે, નિયમિત ખંડણી ભર્યા કરે અને મૌર્ય સમ્રાટ પ્રત્યે સતત વફાદારી દાખવે એટલી જ પ્રિયદર્શી તેમના પાસે આશા રાખતો અને ભયભીત નૃપતિઓને તેમાં ગુમાવવા જેવું ઘણું ઓછું હતું. એટલે મોટા ભાગના નૃપતિઓ પ્રિયદર્શીના વિશ્વાસ હૃદયનું તરતજ શરણ સ્વીકારી લેતા કેટલાકે તેનો ઝનુની સામનો કર્યો પરંતુ આખરે તો તેમને પણ નમતા આવવું પડયું. પ્રિયદર્શીએ તેમના પ્રદેશોમાંથી વિદ્રોહના ભયસ્થાનોને નાબુદ કર્યા, તેમની લશ્કરી શક્તિને મર્યાદિત બનાવી, કેટલાકને તેણે અરસપરસ સંબંધની સાંકળે ગૂંથ્યા, તો કેટલાકના પુત્રોને કે એલચીઓને તેણે મૌર્ય રાજદરબારમાં આમંત્ર્યા તો કેટલાકને તેમના પોતાના સ્થાને પુન સ્થાપિત કર્યા.

આ રીતે પ્રિયદર્શી જ્યારે મધ્ય એશિયાને વ્યવસ્થિત કરવામાં ગૂંથાયો હતો ત્યારે સીરિયામાં ભયાનક

**સીરિયામાં સ્થપાયલું પ્રભુત્વ**

અંધાધૂંધી ફેલાયલ હોવાના તેને સમાચાર મળ્યા. ત્યાં કેટલાક સેનાપતિઓ અને વીર રાજપુરુષો સિંહાસન પ્રાપ્ત કરવાને મહાવિગ્રહ ખેલવાની તૈયારી કરી રહ્યા હતા. તેમાંથી એન્ટિયોકસ નામના સેનાપતિએ પ્રિયદર્શીની મદદ માગી. પ્રિયદર્શીએ તરતજ સીરિયન મહારાજ્યમાં પોતાનો પ્રભાવ વિસ્તારવાની આ તક ઝડપી લીધી. તેણે એન્ટિયોકસને સંપૂર્ણ સહાય કરી તેના પક્ષને અજય્ય બનાવ્યો બદલામાં એન્ટિયોકસે પ્રિયદર્શીને ઇજીપ્ત, ગ્રીસ-એથેન્સ, સાયરીન, કોરીંથ, ઈપીરસ ને મેસીડોનિયા લગી પોતાનું પ્રભુત્વ વિસ્તારવાની સાનુકૂળતા કરી આપી તથા તે પોતે મૌર્ય સમ્રાટના માંડલિક અને મિત્રનૃપતિ સમો બની રહ્યો. તેણે પ્રિયદર્શીને વિશ્વવ્યાપી ધર્મવિજય સાધવામાં સંપૂર્ણ મદદ કરવાનું વચન આપ્યું. તે પછીના પ્રિયદર્શી અને એન્ટિયોકસ વચ્ચેના સંબંધો અવલોકતા જણાય આવે છે કે એન્ટિયોકસ મૌર્ય સમ્રાટને અંત લગી વફાદાર રહ્યો છે.

ગ્રીસમાં પ્રિયદર્શીને સંગ્રામ ખેલવો પડયો કે કેમ તે ચોક્કસ નથી થઇ શકતુ, પરંતુ હંગરીના એક ગ્રામ-

**ગ્રીસમાં રોપાયલો વિજયધ્વજ**

ક્ષેત્રમાંથી પરિકરસહિત જે એક ભવ્ય પાષાણ જીનબિંબ મળી આવ્યું છે તે જોતા તેમજ શિલાલેખમાં લેખાયેલી નીચેની હકીકતનો વિચાર કરતા જણાય છે કે ત્યાં પણ તેનો વિજયધ્વજ તો રોપાયો જ હતો. પોતાના શિલાલેખોમાં ગ્રીસના અલેક્ઝાંડર, એન્ટીગોનસ, મક વગેરે નૃપતિઓને તે પોતાના મિત્ર-માંડલિક નૃપતિઓ તરીકે ઓળખાવે છે અને તેમના રાજ્યોમાં પોતે ધર્મવિજય સાધ્યાની હકીકત વર્ણવે છે આ ઉપરાંત ગ્રીક તત્વજ્ઞાન ઉપર જૈન તત્ત્વજ્ઞાનની અસર,[1] મહાન ગ્રીક તત્ત્વજ્ઞાની પીરોએ જૈનાચાર્યો પાસે કરેલો તત્ત્વજ્ઞાનનો અભ્યાસ[2] તથા એથેન્સમાં મળી આવેલી જૈનાચાર્યની સમાધિ[3] વગેરે પણ પ્રિયદર્શીએ ગ્રીસમાં સાધેલા

---

1. Greek philosophy do betray Jain influence Confluence of Opposites.

2. The Greek philosopher Pyrrho studied near the Jain sramans and preached his doctrine in Greece Historical Gleanings. p. 42

3. A naked sramanacharya (Jain preacher) went to Greece as his samadhi spot was found marked at Athens. I. H. Q. Vol. II p. 293

ધર્મવિજયની સાક્ષી પૂરે છે.

ગ્રીસની જેમ ઉત્તર અને પૂર્વ આફ્રિકામાં પણ પ્રિયદર્શીએ વિજયધ્વજ રોપ્યો હતો અને ત્યાં ધર્મવિજય સાધ્યો હતો. પૂર્વ–આફ્રિકામાં મળી આવતાં ગીઝ્માબ્વેનાં પ્રાચીન ખંડિયેરોમાં જે જૈન સ્મારકો નજરે ચડે છે તે પ્રિયદર્શીનેજ આભારી જણાય છે. ઇજીપ્ત અને એબીસીનિયામાં પણ એવાંજ અનેક જૈન સ્મૃતિ ચિન્હો મળી આવે છે. તેમાં ઇજીપ્તના તત્ત્વજ્ઞાન ઉપર તો જૈન તત્ત્વજ્ઞાનની મોટી અસર છે.[૪] ઇજીપ્તના નૃપતિ ટોલેમી ફીલાડેલ્ફસ બીજાને પ્રિયદર્શી પોતાના તેરમા શિલાલેખમાં માંડલિકમિત્ર નૃપતિ તરીકે ઓળખાવે છે અને તેના મુલકમાં પોતે સાધેલા ધર્મવિજયની હકીકત વર્ણવે છે. વળી ઐતિહાસિક પ્રમાણોથી એ પણ પુરવાર થઇ ચૂકયું છે કે ટોલેમી ફીલાડેલ્ફસ બીજાએ અમિત્રઘાત (પ્રિયદર્શી–સંપ્રતિ) ના રાજદરબારમાં ડાયોનીસિયસ નામે એલચીને મોકલ્યો હતો. તે ઉપરાંત પ્રાચીન ગ્રીક નોંધોના અવલોકનથી જણાય છે કે ઇથોપિયા–એબીસીનિયામાં પ્રવાસ કરતા ગ્રીકોએ ત્યાં વિચરતા જૈન શ્રમણોનાં દર્શન કર્યાં હતાં.[૫] તે ઉપરથી ઉત્તર અને પૂર્વ–આફ્રિકામાં પ્રિયદર્શીએ સાધેલા ધર્મવિજય અંગે શંકાને જરાય સ્થાન નથી રહેતું.

**ઉત્તર અને પૂર્વ–આફ્રિકામાં ધર્મવિજય**

આ રીતે આર્યાવર્તની બહાર પણ એશિયા, યુરોપ અને આફ્રિકાના મહત્ત્વના પ્રદેશો પર વિજયધ્વજ ફરકાવીને પ્રિયદર્શી પાછો ફર્યો: અને પુનરાગમનનો માર્ગ સહેજ ઉત્તરે યોજીને તેણે રસ્તામાં તાસ્કંદ–સમરકંદ વગેરે જીતી લીધાં, ને પોતાની વિજયી સેના સાથે તે ગાંધારની રાજધાની તક્ષશિલામાં આવી પહોંચ્યો. તક્ષશિલાની પ્રજાએ તેનો વિજયપ્રવેશ ઉજવ્યો અને તેને વિજેતા દેવની જેમ વધાવી લીધો. ત્યાં થોડાક દિવસ ઠરી તે દક્ષિણે આગળ વધ્યો ને માર્ગમાં સિંધ–સૌવિર વગેરે જીતી તેણે અવંતીમાં પ્રવેશ કર્યો.

**પુનરાગમન ને સત્કાર**

અવંતીની પ્રજા પોતાના બાલ–કુમારને વિજેતા સમ્રાટ તરીકે નીરખીને હર્ષઘેલી બની ગઇ. તેમાં પણ જૈન પ્રજાના આનંદને તો સીમાજ નહોતી. પ્રિયદર્શીને અને તેની વિજયી સેનાને અવંતીમાં પુષ્પવૃષ્ટિનો અનુભવ થયો. રૂપની હરીફાઇમાં રતિની, કલામાં સરસ્વતીની, કંઠમાં કિન્નરીની ને શીલ–ગુણમાં સતીઓની સ્પર્ધા કરતી લાવણ્યવતી કુમારિકાઓએ પ્રિયદર્શીને સાચાં મોતીએ વધાવી લીધો. નગર–સુંદરીઓએ અનેક મંગલો કર્યાં. વીરોએ પ્રિયદર્શીને પોતાના આદર્શ તરીકે લેખ્યો. રાજકન્યાઓએ પોતાને પ્રિયદર્શી સમો સ્વામી મળે તે માટે તપશ્ચર્યાઓ આદરી.

અવંતીમાં મૌર્ય સમ્રાટના રાજવંશી સૂબા તરીકે નીમાઇને શિક્ષણ પામતો પ્રિયદર્શીનો બાલ–યુવરાજપુત્ર બૃહસ્પતિમિત્ર પિતાની સામે આવીને તેના ચરણમાં નમ્યો. પ્રિયદર્શીએ તેને પોતાના બંને હાથમાં ઊંચકી લીધો ને તે પ્રજાના સન્માન–સાગર ઝીલતો ઝીલતો રાજમંદિરમાં પહોંચ્યો. પ્રિયદર્શીની ઘણીખરી રાણીઓ તો અવંતીના અંતઃપુરમાં રહેતી હતી એટલે ત્યાં થોડાક દિવસ રોકાઇને તે આગળ વધ્યો.

પ્રિયદર્શીની ઇચ્છા તો દક્ષિણમાં બાકી રહેલાં કલિંગ, ચોલ, પાંડય, કેરલપુત્ર (ચેર), સત્યપુત્ર (ત્રાવણકોર) અને લંકાનાં મહારાજ્યોને જીતી લઇને પછીજ વિશ્વવિજેતા તરીકે પાટલીપુત્રમાં પ્રવેશ કરવાનો હતો. પણ તેની સેનાનો કેટલોક ભાગ ઉત્તર–પશ્ચિમનાં યુધ્ધોમાં હણાઇ ગયો હતો અને બાકીનું સૈન્ય સતત સંગ્રામો ખેલીને થાકી ગયું હતું, જ્યારે કલિંગ વગેરે

૪. The Egyptian philosophy do betray Jain influence. Confluence of Opposites.

૫. Ancient Greeks found the sramans, who should be Jains, traversing the countries of Euthopia and Abyssinia.

Asiatic Researches Vol. III, p. 6.

મહારાજ્યો તેની સાથે મહાસંગ્રામ ખેલવાને વર્ષો થયા તૈયાર થઈ રહ્યા હતા અને એકમેકની મદદે ઊભા રહેવાના કરારથી બંધાયા હતા બીજી બાજુ પાટલીપુત્રમા પોતાના બાલપુત્ર દશરથને સૂબા તરીકે નીમીને પોતે દિગ્‌વિજયયાત્રાએ નીકળ્યો હતો એટલે લાબા સમયની ગેરહાજરી પછી ત્યાની પરિસ્થિતિનું ત્વરિત અવલોકન આવશ્યક બન્યુ હતુ ધર્માંધ બૌધ્ધો પોતાના ગમે તેવા વિજયોથી પણ ન ગભરાતા પોતાની વિદ્રોહી ચળવળ ચાલુ રાખે તેમ હતા દક્ષિણના અવિજિત દેશોની યુદ્ધની તૈયારી પાછળ તેમનોજ હાથ લાગતો હતો એટલે પ્રિયદર્શીએ બનતી ત્વરાએ પાટલીપુત્ર પહોચીને ત્યાના રાજકારોભારને પુનર્જીવન બક્ષવાનો અને પછી નવી સૈન્ય ભરતી સાથે દક્ષિણમા તૂટી પડવાનો નિર્ણય કર્યો

થોડાજ સમયમા તે પાટલીપુત્ર જઈ પહોચ્યો પ્રજાએ તેને અગાઉની જેમજ વધાવી લીધો મત્રીઓએ તેને પોતાની ભક્તિ અને કુનેહના દર્શન કરાવ્યા રાજકારોભારનુ નિરીક્ષણ કરતા પ્રિયદર્શીને તેમા ખાસ ક્ષતિઓ ન જણાઈ એટને તેણે સેનાને સુસજ્જ બનાવવામા જ પોતાનુ ધ્યાન પરોવ્યુ ને અલ્પ સમયમા તે ઉદ્દેશ સિદ્ધ કરીને તે કલિંગ પર તૂટી પડયો

આ વખતે પ્રિયદર્શી રાજાના રાજ્યાભિષેકને આઠ વર્ષ પૂરા થયા હતા અને નવમુ વર્ષ ચાલતુ હતુ

**કલિંગનુ મહાયુદ્ધ**

અત્યારલગીના યુધ્ધોમા પ્રિયદર્શીએ રહેમદિલી દાખવી હતી, પરતુ અનુભવે તેને શિખવ્યુ હતુ કે યુદ્ધમા દયાને સ્થાન આપવાથી જોઈતી અસર નથી નીપજતી. વીતેલા આઠ વર્ષમા તે અપૂર્વ ધર્મવિજયો અને ભવ્ય સંગ્રામવિજયો સાધીને લગભગ વિશ્વદેર બન્યો હતો છતા દક્ષિણના રાજ્યો તેની સામે સંગ્રામમા ઊતરવાનુ સાહસ ખેલતા હતા, કેમકે તેમને તેની રહેમદિલી પર વિશ્વાસ હતો. યુદ્ધમા જો વિજય સાપડે તો તેઓ તેનો લાભ ઉઠાવવા માગતા હતા, અને જો પરાજય મળે તો પ્રિયદર્શીની રહેમદિલીના આશ્રયે બચી જવાની આશા સેવતા હતા એથી

આ વખતે પ્રિયદર્શીએ દયાને ક્ષણભર બાજુએ મૂકી અને અત્યાર લગી દરેક યુદ્ધમા ધર્મની મર્યાદા જાળવતી સેનાને તેણે બેફામપણે હુમલો કરવાની અનુમતિ આપી.

થોડાક દિવસ લગી તો દક્ષિણના અન્ય રાજ્યોની મદદથી કલિંગની સેનાએ ટક્કર ઝીલી પરતુ પ્રિયદર્શીની વિશ્વવિજયી સેનાએ જ્યારે પોતાના પ્રચંડ સ્વરૂપમા આક્રમણ આદર્યું ત્યારે કલિંગની સેના ઘાસની જેમ કપાવા માડી કલિંગની સમસ્ત પ્રજાએ ત્રાસની ધ્રૂજારી અનુભવી અને પ્રિયદર્શી પોતાના તેરમા શિલાલેખમા જણાવે છે તે પ્રમાણે આ સંગ્રામમા કલિંગના એક લાખ માણસો હણાયા દોઢ લાખ કેદ પકડાયા અને તેનાથી અનેકગણા યુદ્ધના દાવાનળમા ઝડપાઈને મરણને શરણ થયા. અને આ રીતે રક્તસરિતાઓની વચ્ચે કલિંગ પર પ્રિયદર્શીનો વિજયધ્વજ ચડયો

પ્રિયદર્શીએ રાજનીતિને અનુસરીને થોડાક સમય માટે તો દયાને બાજુએ મૂકી પરતુ આ કત્લેઆમ નિહાળતા તેનું મહાન હૃદય કપી ઊઠ્યું હવે બાકીના રાજ્યોમા આ પ્રમાણે રક્તસાગરમા સ્નાન કરવાની તેનામા હિંમત ન રહી પણ બીજી બાજુએ ચોલ પાડય, સત્યપુત્ર, કેરલપુત્ર, તામ્રપર્ણી ( લંકા ) વગેરે મહારાજ્યો પણ કલિંગના સંગ્રામથી કપી ઊઠ્યા હતા લાખોની સેનાઓનો ત્વરિત નાશ કરવાની તાકાત ધરાવતા પ્રિયદર્શીના સૈન્ય સામે સંગ્રામમા ઊતરવાની તેમની હિંમત ન રહી કલિંગની કત્લથી કપી ઊઠેલી તેમની પ્રજાઓએ પણ તેમને સમાધાન માટે આગ્રહ કર્યો પરિણામે તે તે પ્રદેશના નૃપતિઓએ પ્રિયદર્શીને પોતાની રૂપવતી પુત્રીઓ પરણાવી ને તેની સાથે સંબંધ સાધવાની, તેને કિંમતી ભેટોથી નવાજી તેનુ આધિપત્ય માન્ય રાખવાની ને પોતાના મુલકમા પ્રિયદર્શીની ધાર્મિક પ્રવૃત્તિઓમા સહકાર નોંધાવીને તેની સાથે મિત્રતા બાધવાની યોજના ઘડી. અને તે અનુસાર તેમણે પોતાના એલચીઓને ઘટિત સૂચનાઓ આપી તેમને પ્રિયદર્શીની હજુરમા મોકલ્યા.

પ્રિયદર્શી પોતે પણ હવે યુદ્ધથી કંટાળી ગયો હતો, અને કલિંગની કત્લ નિહાળીને તો તેનું હૃદય કંપી ઊઠયું હતું એટલે તેણે દક્ષિણના નૃપતિઓની માગણીને માન આપ્યું અને તેમને પોતાના મિત્ર નૃપતિઓની શ્રેણીમાં દાખલ કર્યા. આ રીતે પ્રિયદર્શીને વિના યુધ્ધે જ ચોલ, પાંડય, કેરલપુત્ર (ત્રાવણકોર) ને લંકામાં ધર્મવિજયની સાનુકૂળતા મળી.

**ચોલ, પાંડય, સત્યપુત્ર, કેરલપુત્ર, લંકા આદિ રાજ્યોમાં સધાયલો ધર્મ વિજય**

કેટલાક વિદ્વાનો લંકામાં બૌદ્ધ ધર્મનું સાતત્ય નિહાળી એમ માને છે કે જૈન ધર્મને બીજે બધે સ્થળે ભલે વિજય સાંપડયો હોય, પરંતુ લંકામાં તો તેમને પ્રવેશ નથીજ મળ્યો. પરંતુ જ્યારે આપણે પ્રિયદર્શીના સમકાલિક લંકાપતિએ પોતાના રાજ્યમાં ભવ્ય જૈન વિહાર બંધાવ્યાની ઐતિહાસિક નોંધ અવલોકીએ છીએ૬ ત્યારે લંકામાં પણ ફેલાયલા જૈન ધર્મના પ્રભાવ વિષે શંકાને સ્થાન નથી રહેતું.

**ઓજસ્વી સમ્રાટ અને તેના માંડલિક નૃપતિઓ**

આ રીતે વિશ્વવિજય સાધીને પ્રિયદર્શીએ જ્યારે પાટલીપુત્રમાં પ્રવેશ કર્યો ત્યારે તેની આસપાસ ફરતી નૃપતિઓની હારમાળાઓ પ્રિયદર્શીને પૃથ્વી પરના સૂર્યસમો શોભાવી રહી હતી અશોક તેને વારસામાં સિંહાસન સોંપી ગયો હતો, પરંતુ આજે પ્રિયદર્શી વિશ્વવિજય સાધીને એ સિંહાસનનો સ્વયં વિધાતા, વિજેતા અને યશસ્વી સમ્રાટ બન્યો હતો. વિશ્વભરમાં તેનો કોઇ પ્રતિસ્પર્ધી નહોતો રહ્યો. હજારો માંડલિક નૃપતિઓ [ સત્તાવાર જૈન ગ્રન્થો પ્રિયદર્શીના માંડલિક નૃપતિઓની સંખ્યા ૧૬૦૦ ની જણાવે છે, તો કેટલેક સ્થળે તે સંખ્યા ૮૦૦૦ ની પણ નોંધવામાં આવી છે. ] તેની સેવા માટે હરિફાઇ કરી રહ્યા હતા. તે માંડલિક નૃપતિઓની રૂપવતી કન્યાઓ પોતાના અંતઃપુરને પ્રાણ, પ્રેમ, પ્રકાશ, સુરભિ અને પૂજનથી શોભાવી રહી હતી.

પોતાના આઠમા શિલાલેખમાં પ્રિયદર્શી જણાવે છે કે–' આ રીતે દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાના રાજ્યનો બીજો ભાગ અતિ સુખમય બને છે. ' આ બીજા ભાગની શરૂઆત અશોકના અવસાન પછી પ્રિયદર્શીનો સ્વતંત્ર સમ્રાટ તરીકે રાજ્યાભિષેક થાય છે ત્યારથી ગણવામાં આવી છે કે ઉપર પ્રમાણે વિશ્વવિજય સાધીને રાજ્યાભિષેક દશમા વર્ષે તેણે સ્વયંસમ્રાટ પદ સિદ્ધ કર્યું ત્યારથી ગણવા–વીષે તેનો ચોક્કસ નિર્ણય બાંધવાનું મુશ્કેલ છે. પરંતુ પ્રિયદર્શીના રાજ્યના કાળદૃષ્ટિએ બે ભાગ જરૂર પડે છે. એક તો અશોકને આભારી પૂર્વ ભાગ, અને બીજો પોતાની શકિતને આભારી ઉત્તર ભાગ.

**પ્રિયદર્શીનું વ્યકિતત્વ**

આ રીતે વિશ્વવિજયી બનેલા પ્રિયદર્શીનું વ્યક્તિત્વ અજોડ અને અજય્ય હતું. તેનાં નયનમાંથી, તેના લલાટમાંથી, તેનાં અંગેઅંગમાંથી તેજકિરણો છૂટતાં. તેની છાતી પહોળી ને કપાળ ભવ્ય હતું. તેની કાંતિ તપ્ત તામ્ર અને સુવર્ણના મિશ્રણ સમી હતી. તેની ભૂજાઓ લાંબી અને મુખ મોહક હતું. તેની ઊંચાઇ નવથી દશ ફુટ લગભગ હતી. ૭

**તેના સિક્કા**

પોતાના સિક્કાઓમાં તે પોતાના વ્યકિતત્વની સાથોસાથ ધર્મ અને મૌર્ય રાજવંશને પણ વિશિષ્ટ સ્થાન આપતો હતો તે આપણે સિક્કાઓના પ્રકરણમાં તેણે ચન્દ્રગિરિ, સ્વસ્તિક, હસ્તી, ગરૂડ, મોર, વગેરે ચિન્હોને આપેલી પસંદગીથી અવલોકી ગયા છીએ.

---

૬. The ruling monarch of Ceylon built a vihar and a monastery for Nigranthas in 3rd centary B.C. On the Indian sect of Jains, p. 15

૭. પ્રાચીન ભારતવર્ષ–ભાગ બીજો, પૃ. ૨૯૫.

**તેની ન્યાયઘટા**

કેટલાક જૈન ગ્રન્થોના જણાવ્યા પ્રમાણે મધ્યયુગમા સમ્રાટ જહાંગીરે પ્રત્યેક ફરિયાદીને ન્યાય આપવાને માટે જે ન્યાયઘટાની પદ્ધતિ અમલમા મૂકી હતી તેની શરૂઆત કરવાનુ માન પ્રિયદર્શિને ફાળે જાય છે તેના રાજમહેલની નીચે મોટો ઘંટ બાંધેલો રહેતો અને તે ઘટ વાગતાજ પ્રિયદર્શી ગમે તેવા કામને પણ પડતુ મૂકી છજામા આવતો અને ફરિયાદીને ન્યાય ચૂકવ્યા પછીજ તે મહેલમા પાછો ફરતો. આ પદ્ધતિથી સામાન્યમા સામાન્ય માનવીને પણ ન્યાય મળતો અને લાંચ-રૂશ્વતથી ન્યાયનો નિર્મળ પ્રવાહ મુક્ત રહેતો

**તેની મંત્રી-પરિષદ**

પોતાના ત્રીજા શિલાલેખમા તે પોતાની મત્રી પરિષદ અને પોતાના શાસનો તેમજ રાજસૂત્રો અનુસાર 'યુક્ત' વગેરે અધિકારીઓને આજ્ઞાઓ આપવાની અને કામના ઝડપી નિકાલની તે પરિષદની કાર્યપ્રણાલીનુ જે વર્ણન કરે છે તે જોતા જણાય છે કે તેની મત્રી-પરિષદ મોટી હોવી જોઈએ અને પ્રિયદર્શીએ તેને બહોળી સત્તાઓ સુપ્રત કરી હશે.

**તેના અધિકારીઓ અને તેની ફરજો**

આ ઉપરાત તેના શિલાલેખોમા તેના રાજતત્રના યુક્ત ( ખજાનચી ), રજ્જુક ( ન્યાયાધીશ ), પ્રાદેશિક ( મહેસુલી અધિકારી ), ધર્મયુક્ત ( ધાર્મિક પ્રવૃત્તિઓ પાછળના ખર્ચની વ્યવસ્થા જાળવનાર અધિકારી ) મહામાત્ર (મત્રી), ધર્મમાત્ર (ધાર્મિક પ્રવૃત્તિઓ અગેના મત્રી), અત-મહામાત્ર ( સરહદ પરના મત્રીઓ ), વ્રજભૂમિક ( પશુ અને ખેતીવાડી ખાતાનો અધિકારી અથવા જગલી કે અર્ધઅનાર્ય ભૂમિમા ફરતા ધર્મોપદેશકો ), પુરુષ ( ધર્મપ્રચારકો ), સ્ત્રીઅધ્યક્ષ (સ્ત્રીઓના પ્રશ્નોના નિકાલ અને સ્ત્રી-ઉન્નતિ પર દેખરેખ રાખનાર અધિકારી) તેમજ નગરવ્યિોહારક ( નગરપતિઓ ) આદિ જે અધિકારીઓનું વર્ણન કરે છે તે જોતા જણાય છે કે તેણે ધર્મને પ્રાધાન્ય આપીને નક્કર રાજતત્ર ઘડયુ હતુ અને તેમા વિવિધ અધિકારીઓ પોતાની ફરજ બજાવતા હતા. આ અધિકારીઓને તેણે વિશિષ્ટ સત્તાઓ સુપ્રત કરી હતી અને પાચ પાચ વર્ષે ફેરવણીએ નીકળવાની તેમના પર જવાબદારી લાદવામા આવી હતી આમાના ધર્મમહામાત્રાઓ નામના અધિકારીઓની વિવિધ ધાર્મિક અને નૈતિક ફરજોનુ તેણે પોતાના પાચમા શિલાલેખમા વર્ણન કર્યું છે તે જોતા જણાય છે કે પ્રિયદર્શીએ પોતાના અધિકારીઓને કર્તવ્યશીલ બનાવીને પોતાના સામ્રાજ્યને સ્વર્ગસમુ સુદર અને સામ્રાજ્યની પ્રજાને દેવો સરખી સુખી તથા ધર્મપ્રેમી બનાવી હતી



# સપ્તમ પરિચ્છેદ

# અમર કૃતિઓ

**સાર—**

આ પરિચ્છેદમાં—પ્રિયદર્શીએ અગાઉ હાથ ધરેલાં મૂર્તિઓ, મંદિરો, ધર્મશાળાઓ, ઉપાશ્રયો, દાનશાળાઓ, પાંજરાપોળો, દવાખાનાં, તીર્થોદ્ધાર, જળાશયો, રાજમાર્ગો આદિ સર્જન-કાર્યો પર પ્રથમ દૃષ્ટિપાત કરીને, આ બધી ધાર્મિક અને સાંસારિક કૃતિઓનાં સર્જન પાછળ પ્રિયદર્શી ધર્મપ્રગતિનો કેવો મહાન ઉદ્દેશ ધરાવે છે તે શિલાલેખીય પ્રમાણોથી દર્શાવવામાં આવ્યું છે. તે પછી ગોમ્મટેશ્વર આદિ વિરાટકાય મૂર્તિઓનું ઘડતરકામ સંપૂર્ણ થયા પછી પ્રિયદર્શીએ હાથ ધરેલું ભવ્ય સ્થંભો ઊભા કરાવવાનું કાર્ય; તેમાંથી આજે જળવાઈ રહેલા દશ લેખયુક્ત અને કેટલાક લેખરહિત સ્થંભો; રાજ્યાભિષેકના બારમા વર્ષથી સત્તાવીશમા વર્ષ લગી તેણે શિલાઓ તેમજ સ્થંભો ઉપર કોતરાવેલી સંખ્યાબંધ ધર્મલિપિઓ; તેણે દાનમાં દીધેલી સુંદર ગુફાઓ ને નેપાળ જતાં માર્ગમાં આવતાં રૂમ્મિનડેઈ–નિગ્લીવનાં બૌદ્ધ (?) યાત્રાસ્થાનો પ્રત્યે પણ તેણે દાખવેલી સન્માનવૃત્તિ; નેપાળમાં તેની પુત્રી ચારુમતીએ દેવપાળ વેરે કરેલાં લગ્ન ને વસાવાયલું લલિતપટ્ટણ નગર; ત્યાં પ્રિયદર્શીએ બનાવરાવેલ કેટલાક સ્તૂપો; ત્યાંથી તે કાશ્મીરના પર્યટને; તેણે કાશ્મીરમાં વસાવેલી શ્રીનગર નામે નવી રાજધાની ને બંધાવેલાં ૫૦૦ ચૈત્યો, સ્તૂપો, સ્મારકો વગેરે; ત્યાંથી પાછા ફરીને તેણે માળવા–મગધમાં પણ હાથ ધરેલું ભવ્ય સ્તૂપોનું બાંધકામ ને પરિણામે સર્જાયલા સાંચી, ભારહૂત, કેસરિયા આદિ અમર સ્તૂપો; તેણે દક્ષિણે શ્વેત–સરોવર ઉપરાંત ઉત્તરે બંધાવરાવેલું કુણાલ–સરોવર ને ગિરનારના મશહૂર સુદર્શન–સરોવરનું કરેલું સમારકામ; તેમજ અવંતી અને પાટલીપુત્રની તેણે કરેલી પુનર્રચના ને ત્યાં બંધાવેલા સંખ્યાબંધ અપૂર્વ મહેલો—વગેરે હકીકતો સમાવવામાં આવી છે.

કેટલાક જૈન ગ્રંથોના જણાવ્યા પ્રમાણે મધ્યયુગમાં સમ્રાટ જહાંગીરે પ્રત્યેક ફરિયાદીને ન્યાય આપવાને માટે જે ન્યાયઘટાની પદ્ધતિ અમલમાં મૂકી હતી તેની શરૂઆત કરવાનું માન

**તેની ન્યાયઘટા**

પ્રિયદર્શીને ફાળે જાય છે તેના રાજમહેલની નીચે મોટો ઘંટ બાંધેલો રહેતો અને તે ઘંટ વાગતાજ પ્રિયદર્શી ગમે તેવા કામને પણ પડતું મૂકી છજામાં આવતો અને ફરિયાદીને ન્યાય ચૂકવ્યા પછીજ તે મહેલમાં પાછો ફરતો આ પદ્ધતિથી સામાન્યમાં સામાન્ય માનવીને પણ ન્યાય મળતો અને લાંચ-રૂશ્વતથી ન્યાયનો નિર્મળ પ્રવાહ મુક્ત રહેતો.

પોતાના ત્રીજા શિલાલેખમાં તે પોતાની મંત્રી પરિષદ અને પોતાના શાસનો તેમજ રાજસૂત્રો અનુસાર ‘યુક્ત વગેરે અધિકારીઓને આજ્ઞાઓ આપવાની અને કામના ઝડપી નિકાલની

**તેની મંત્રી-પરિષદ**

તે પરિષદની કાર્યપ્રણાલીનું જે વર્ણન કરે છે તે જોતા જણાય છે કે તેની મંત્રી-પરિષદ મોટી હોવી જોઈએ અને પ્રિયદર્શીએ તેને બહોળી સત્તાઓ સુપ્રત કરી હશે

આ ઉપરાંત તેના શિલાલેખોમાં તેના રાજતંત્રના યુક્ત (ખજાનચી) રજ્જૂક (ન્યાયાધીશ) પ્રાદેસિક (મહેસુલી અધિકારી) ધર્મયુક્ત (ધાર્મિક પ્રવૃત્તિઓ પાછળના ખર્ચની વ્યવસ્થા જાળવનાર અધિકારી) મહામાત્ર (મંત્રી) ધર્મમાત્રા (ધાર્મિક

**તેના અધિકારીઓ અને તેની ફરજો**

પ્રવૃત્તિઓ અંગેના મંત્રી), અંત-મહામાત્રા (સરહદ પરના મંત્રીઓ), વ્રજભૂમિક (પશુ અને ખેતીવાડી ખાતાનો અધિકારી અથવા જંગલી કે અર્ધઅનાર્ય ભૂમિમાં ફરતા ધર્મોપદેશકો), પુરુષ (ધર્મ પ્રચારકો) સ્ત્રીઅધ્યક્ષ (સ્ત્રીઓના પ્રશ્નોના નિકાલ અને સ્ત્રી-ઉન્નતિ પર દેખરેખ રાખનાર અધિકારી) તેમજ નગરવિયોહાલકા (નગરપતિઓ) આદિ જે અધિકારીઓનું વર્ણન કરે છે તે જોતા જણાય છે કે તેણે ધર્મને પ્રાધાન્ય આપીને નક્કર રાજતંત્ર ઘડયું હતું અને તેમાં વિવિધ અધિકારીઓ પોતાની ફરજ બજાવતા હતા આ અધિકારીઓને તેણે વિશિષ્ટ સત્તાઓ સુપ્રત કરી હતી અને પાંચ પાંચ વર્ષે ફેરવણીએ નીકળવાની તેમના પર જવાબદારી લાદવામાં આવી હતી આમાંના ધર્મમહામાત્રાઓ નામના અધિકારીઓની વિવિધ ધાર્મિક અને નૈતિક ફરજોનું તેણે પોતાના પાંચમા શિલાલેખમાં વર્ણન કર્યું છે તે જોતા જણાય છે કે પ્રિયદર્શીએ પોતાના અધિકારીઓને કર્તવ્યશીલ બનાવીને પોતાના સામ્રાજ્યને સ્વર્ગસમું સુંદર અને સામ્રાજ્યની પ્રજાને દેવો સરખી સુખી તથા ધર્મપ્રેમી બનાવી હતી



# સપ્તમ પરિચ્છેદ

## અમર કૃતિઓ

**સાર—**

આ પરિચ્છેદમાં–પ્રિયદર્શીએ અગાઉ હાથ ધરેલાં મૂર્તિઓ, મંદિરો, ધર્મશાળાઓ, ઉપાશ્રયો, દાનશાળાઓ, પાંજરાપોળો, દવાખાનાં, તીર્થોદ્ધાર, જળાશયો, રાજમાર્ગો આદિ સર્જનકાર્યો પર પ્રથમ દૃષ્ટિપાત કરીને, આ બધી ધાર્મિક અને સાંસારિક કૃતિઓનાં સર્જન પાછળ પ્રિયદર્શી ધર્મપ્રગતિનો કેવો મહાન ઉદ્દેશ ધરાવે છે તે શિલાલેખીય પ્રમાણોથી દર્શાવવામાં આવ્યું છે. તે પછી ગોમ્મટેશ્વર આદિ વિરાટકાય મૂર્તિઓનું ઘડતરકામ સંપૂર્ણ થયા પછી પ્રિયદર્શીએ હાથ ધરેલું ભવ્ય સ્થંભો ઊભા કરાવવાનું કાર્ય; તેમાંથી આજે જળવાઈ રહેલા દશ લેખયુક્ત અને કેટલાક લેખરહિત સ્થંભો; રાજ્યાભિષેકના બારમા વર્ષથી સત્તાવીશમા વર્ષ લગી તેણે શિલાઓ તેમજ સ્થંભો ઉપર કોતરાવેલી સંખ્યાબંધ ધર્મલિપિઓ; તેણે દાનમાં દીધેલી સુંદર ગુફાઓ ને નેપાળ જતાં માર્ગમાં આવતાં રૂમ્મિનદેઈ–નિગ્લીવનાં બૌદ્ધ (?) યાત્રાસ્થાનો પ્રત્યે પણ તેણે દાખવેલી સન્માનવૃત્તિ; નેપાળમાં તેની પુત્રી ચારુમતીએ દેવપાળ વેરે કરેલાં લગ્ન ને વસાવાયલું લલિતપટ્ટણ નગર; ત્યાં પ્રિયદર્શીએ બનાવરાવેલ કેટલાક સ્તૂપો; ત્યાંથી તે કાશ્મીરના પર્યટને; તેણે કાશ્મીરમાં વસાવેલી શ્રીનગર નામે નવી રાજધાની ને બંધાવેલાં ૫૦૦ ચૈત્યો, સ્તૂપો, સ્મારકો વગેરે; ત્યાંથી પાછા ફરીને તેણે માળવા–મગધમાં પણ હાથ ધરેલું ભવ્ય સ્તૂપોનું બાંધકામ ને પરિણામે સર્જાયલા સાંચી, ભારહૂત, કેસરિયા આદિ અમર સ્તૂપો; તેણે દક્ષિણે શ્વેત–સરોવર ઉપરાંત ઉત્તરે બંધાવરાવેલું કુણાલ–સરોવર ને ગિરનારના મશહૂર સુદર્શન–સરોવરનું કરેલું સમારકામ; તેમજ અવંતી અને પાટલીપુત્રની તેણે કરેલી પુનર્રચના ને ત્યાં બંધાવેલા સંખ્યાબંધ અપૂર્વ મહેલો–વગેરે હકીકતો સમાવવામાં આવી છે.

**મૂર્તિઓ, મંદિરો, ધર્મશાળાઓ, પાંજરાપોળો, જળાશયો આદિ હાથ ધરાઇ ચૂકેલાં સર્જનકામો પર દૃષ્ટિપાત**

પ્રિયદર્શીએ મૂર્તિઓના ઘડતરકામ તેમજ મંદિરો ધર્મશાળાઓ વગેરેના બાંધકામોનું મંગલાચરણ તો જો કે વિશ્વવિજય સાધ્યા પૂર્વે જ કરી દીધું હતું, પરંતુ તેમાં ખરો વેગ તો વિજયની પછીજ આવ્યો. છે હવે તેની સત્તા અમર્યાદિત બની હતી, મૌર્ય રાજકોશ દ્રવ્યથી ઉભરાઇ રહ્યો હતો ને હવે તેના ઉદ્દેશો કે તેણે હાથ ધરેલા કાર્યોની આડે આવવાની અખિલ પૃથ્વી પર કોઇની તાકાત નહોતી એટલે હવે વિશ્વભરમાં મૂર્તિઓનું ઘડતરકામ વધારે સ્ફૂર્તિથી આગળ વધવા માંડ્યું તેમજ મંદિરો, ધર્મશાળાઓ ઉપાશ્રયો, દાનશાળાઓ, પાંજરાપોળો, દવાખાના, તીર્થોદ્ધાર, જળાશયો, રાજમાર્ગો આદિ બાંધકામોમાં વિશેષ વિપુલતા અને વધારે ઝડપ આવી. અગાઉ જણાવ્યા મુજબ સવા કરોડ મૂર્તિઓ, કેટલીક વિરાટકાય પ્રતિમાઓ સવા લાખ નવા જિનમંદિરો, ૩૬૦૦૦ મંદિરોના જીર્ણોદ્ધાર, શત્રુંજય-ભરુચના તીર્થોદ્ધાર, ગિરનારની ટૂંક, શ્રવણબેલ્ગોલ નગરની પ્રગતિ, ચંદ્રગિરિ-વિંધ્યગિરિ પર કેટલાક નવા ચૈત્યો ને વિહારો બે હજાર ઉપાશ્રયો, તેર હજાર જળાશયો તેમજ હજારો દાનશાળાઓ, ધર્મશાળાઓ પાંજરાપોળો, દવાખાના રાજમાર્ગો વગેરે પ્રિયદર્શીની કૃતિઓનું સર્જનકાર્ય વિશ્વકર્મા જાણે પોતાની અલૌકિક શક્તિથી પૃથ્વીને સ્વર્ગમાં પલટાવી રહ્યો હોય એવા અન્ય કલામય વેગથી આગળ વધવા લાગ્યું

પોતાના બીજા મુખ્ય શિલાલેખમાં પ્રિયદર્શી જણાવે છે કે–'દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાના રાજ્યમાં સર્વત્ર, તેમજ સરહદો પર તામ્રપર્ણી સુધીના ચોડ, પાંડય, સાતિયપુત્ર કેતલપુત્ર વગેરે રાજાઓના મુલકમાં, અંતિયક (એંટિયોકસ) નામક યોન રાજાના તેમજ જેઓ અંતિયકના પડોશી છે તેમના રાજ્યમાં સર્વત્ર દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાએ બે પ્રકારની ચિકિત્સાઓ સ્થાપેલી છે મનુષ્ય-ચિકિત્સા (દવાખાના) અને પશુ-ચિકિત્સા (પાંજરાપોળો-ઢોરોના દવાખાના) તથા જ્યાં જ્યાં મનુષ્યોના ઉપયોગની અને પશુઓના ઉપયોગની ઔષધીઓ નથી નીપજતી ત્યાં ત્યાં તે મંગાવીને રોપવામાં આવી છે મૂળ અને ફળ જ્યાં જ્યાં નથી થતા ત્યાં ત્યાં તે મંગાવીને રોપવામાં આવેલ છે ધોરી માર્ગો પર પશુઓ અને મનુષ્યોના ઉપયોગને માટે કૂવાઓ ખોદાવવામાં આવ્યા છે અને વૃક્ષો રોપાવવામાં આવ્યા છે '

**કૃતિઓ પાછળનો પ્રિયદર્શીનો ઉદ્દેશ**

આગળ જતા પોતાના સાતમા મુખ્ય સ્થંભલેખમાં તે જણાવે છે કે–'રસ્તાઓ પર મેં વડના ઝાડ રોપાવેલા છે તે મનુષ્યોને અને પશુઓને છાંયડો આપશે. મેં આંબાવાડીઓ રોપાવેલી છે અડધા અડધા કોસને અંતરે મેં કૂવા ખોદાવેલા છે અને મેં નિષિધિઓ (આરામગૃહો-ધર્મશાળાઓ) બંધાવરાવેલ છે મનુષ્યોના અને પશુઓના પરિભોગને માટે મેં વિવિધ સ્થળે જળાશયો બંધાવરાવેલા છે પરંતુ આ પરિભોગ ખરેખર સામાન્ય કોટિનો છે કારણ કે આવા અનેક સુખસાધનોથી તો મારી પહેલા થઇ ગયેલા રાજાઓએ પણ મારી જ માફક લોકોને સુખી કર્યા છે પરંતુ મેં આમ એટલા માટે કરેલ છે કે લોકો ધર્મોચિત માર્ગને અનુસરે '

પોતે ધાર્મિક કૃતિઓની સાથોસાથ કેવી કેવી સાંસારિક કૃતિઓમાં પણ રસ લીધો છે તે વર્ણવીને તે કૃતિઓ પાછળના પોતાના ઉદ્દેશની પ્રિયદર્શીએ આ પ્રમાણે કરેલી સ્પષ્ટતાથી તે દરેક કર્તવ્યોની પાછળ કેવી નિર્મળ ધર્મદૃષ્ટિ ધરાવતો હતો તેનો સહેજે ખ્યાલ આવી શકશે.

**વિરાટકાય પ્રતિમાઓ જ્યાં એવી પ્રતિમાઓ સર્જાવવાનું શક્ય હોય**

ગોમ્મટેશ્વરની વિરાટકાય પ્રતિમાનું સર્જનકાર્ય પૂર્ણ થયા પછી પ્રિયદર્શીએ તે પ્રતિમા ઘડનાર કુશળ કારીગરોને દક્ષિણમાં જ્યાં જ્યાં એવી પ્રતિમાઓ સર્જાવવાનું શક્ય હોય ત્યાં ત્યાં તે કામે લાગી જવાની સૂચના કરી હતી. તે

અનુસાર તે કલા–કોવિદ્ શિલ્પીઓએ આજે સાતપુડા, મદ, અંગદ, ત્રિપુર, કારકુલ, ગ્વાલિયર ઇત્યાદી સ્થળોને શોભાવી રહેલી ભવ્ય પ્રતિમાઓ ઘડી હતી અને હવે તેઓ પ્રિયદર્શી પાસેથી નવા અમર કાર્યની આશા રાખી રહ્યા હતા.

**સ્થંભો ઊભા કરાવવાની પ્રિયદર્શીને મળેલી પ્રેરણા**

પ્રિયદર્શીએ હવે પોતાનું ધ્યાન સ્થંભો પ્રતિ દોડાવ્યું. દક્ષિણ–ભારતને તેણે જેમ વિરાટકાય મૂર્તિઓથી શોભાવ્યું હતું તેમ હવે ઉત્તર-ભારતને તે ભવ્ય અમર સ્થંભોથી શણગારવાની ભાવના સેવવા લાગ્યો. તેણે શ્રી આર્યસુહસ્તી મહારાજ આદિ જૈનાચાર્યો પાસે વ્યાખ્યાનમાં વખતોવખત સાંભળ્યું હતું કે પૂર્વે તીર્થંકરોના સ્મરણમાં ભવ્ય માનસ્થંભો ઊભા કરાતા હતા. પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ અને બીજા તીર્થંકર શ્રી અજીતનાથના સ્મરણમાં સુરેન્દ્રાદિએ ભવ્ય રત્નમય માણવકસ્થંભો ઊભા કરાવેલા. એજ રીતે જૈન ધર્મના દિગ્વિજયની યાદમાં સ્થળે સ્થળે જયસ્થંભો પણ ઊભા કરાતા હતા. પ્રિયદર્શીએ આચાર્યો પાસેથી આવા સ્થંભોની રચનાનો વિગતવાર અભ્યાસ કર્યો. અને પછી તેણે આર્યાવર્તનાં જૈન સ્મરણસ્થાનો પર એવા ભવ્ય સ્થંભો ઊભા કરાવવાની યોજના ઘડી કાઢી.

પ્રિયદર્શીની પૂર્વે અશોક વગેરેએ કેટલાક નાના સ્થંભો કરાવ્યા હતા પરંતુ તે સ્થંભોને ભવ્યતા, અમરતા અને મનોહરતાનાં તત્ત્વો સ્પર્શી શક્યાં નહોતાં. એટલે પ્રિયદર્શીએ પોતાના કુશળ કારીગરોને સ્થંભો વિષેની પોતાની ભાવનાથી સવિગત માહિતગાર બનાવ્યા અને તેઓ પોતાની કલ્પનાનુસાર અમર, મોહક, ભવ્ય અને ભક્તિપ્રેરક સ્થંભો સર્જાવી શકશે કે કેમ તે વિષે તેમનો અભિપ્રાય પૂછ્યો. ગોમ્મટેશ્વરની પ્રતિમાના ઘડનાર કારીગરોએ એવા સ્થંભો સર્જવાની પોતાની શક્તિ વિષે પ્રિયદર્શીને ખાત્રી આપી.

થોડાજ દિવસમાં શ્રી આર્યસુહસ્તી મહારાજની સલાહથી ક્યાં ક્યાં સ્થંભો ઊભા કરવા તેનો નિર્ણય કરવામાં આવ્યો. અને તે અનુસાર આર્યાવર્તમાં સંખ્યાબંધ સ્થળોએ અમર સ્થંભો ઘડાવા લાગ્યા.

આ સ્થંભો ક્યારે, કેવી રીતે અને કેટલી સંખ્યામાં ઘડાયા તેનો ચોક્કસ ઇતિહાસ આજે સાંપડતો નથી. પરંતુ આજે પ્રિયદર્શીના જે સ્થંભો મળી આવે છે તે પરથી તેનો કંઇક ખ્યાલ બાંધી શકાય છે.

**પ્રિયદર્શીના સ્થંભો**

આજે હિંદમાં મળી આવતા સંખ્યાબંધ સ્થંભોમાં દિલ્હી–ટોપ્રા, દિલ્હી–મિરત, લોરિય–અરરાજ, લોરિય–નંદનગઢ, રામપૂર્વા અને અલ્હાબાદ–કોશાંબી એ નામે ઓળખાતા ૭ સ્થંભો પર તો પ્રિયદર્શીના પોતાના લેખો છે અને ભવ્યતા તેમજ મનોહરતામાં તે એવા અજોડ છે કે તે પ્રિયદર્શીની કૃતિઓ હોવા અંગે શંકાને જરાય સ્થાન નથી. તે ઉપરાંત રામપૂર્વા, બખરા, સંકીસા ને કોસામના નામે ઓળખાતા ચાર લેખરહિત ભવ્ય–મનોહર સ્થંભો પણ પ્રિયદર્શીના પુરવાર થઇ ચૂક્યા છે. તે ઉપરાંત સાંચી, સારનાથ, રૂમ્મિન્ડેઇ ને નિગ્લીવના નામે ઓળખાતા ચાર સુંદર સ્થંભો પર પ્રિયદર્શીના પોતાના પ્રકીર્ણ લેખો કોતરાયા હોઇ તે પણ નિર્વિવાદ પણે પ્રિયદર્શીના ઠરે છે. આ રીતે ચૌદ સ્થંભો તો અચળ રીતે પ્રિયદર્શીના નામે ચડી ચૂક્યા છે. અને વિશેષમાં સાંચીના સંખ્યાબંધ સ્થંભો, ભારહૂત–સ્થંભ, બનારસની નજીકનો લાટ–ભૈરવ સ્થંભ, તક્ષશિલા–સ્થંભ, ગાઝીપુર–સ્થંભ, બક્રોર–સ્થંભ અને ઉદયગિરિ–સ્થંભ આદિ મૌર્યકાલીન સ્થંભોમાંના જૈન ધર્મ, જૈન તીર્થભૂમિઓ અને જૈન સ્મારક–સ્થાનો સાથે સંકળાયેલા તથા વિશિષ્ટ જૈન ચિન્હોથી યુક્ત ઘણાખરા સ્થંભો પ્રિયદર્શીનાજ હોવાનો સંભવ છે.

તેમાંથી દિલ્હી–ટોપ્રા સ્થંભ સોળમા, સત્તરમા ને અઢારમા જૈન તીર્થંકરોની જન્મભૂમિ હસ્તિનાપુરના સ્થાને, ખીઝરાબાદ પ્રાંતમાંના ટોપ્રા ગામમાં ઊભો કરાયલ પણ ત્યાંથી ફીરોજશાહ સુલતાન તેને અથાગ શ્રમે દિલ્હી લઇ ગયો તેથી તે દિલ્હી–ટોપ્રાના નામે ઓળખાય છે. દિલ્હી–મિરતનો સ્થંભ તેરમા જૈન

તીર્થંકરની જન્મભૂમિ કાપિલ્યપુરના સ્થાને, સયુક્ત પ્રાતમાના મિરત નગરમા ઊભો કરાયલ પરતુ ટોપ્રાના સ્થભની જેમ આ સ્થભ પણ ફીરોજશાહ દિલ્હી લઇ ગયેલ જેથી તે દિલ્હી-મિરતના નામે ઓળખાય છે લોરિય-અરરાજ સ્થભ ઉત્તર-બિહારમા ઓગણીશમા અને એકવીશમા જૈન તીર્થંકરોની જન્મભૂમિ મિથિલાના સ્થાને ઊભો થયેલ, લોરિયન્‌નંદનગઢનો સ્થભ એ જ પ્રદેશમા ભગવાન શ્રી મહાવીરની વિહારભૂમિના સ્મારક લેખે ઊભો થયેલ અને રામપૂર્વાના બને સ્થભો જૈન તીર્થનગરી પૃથ્થંપાના સ્થાને ને ભગવાન મહાવીર દેવના વિહારથી પવિત્ર બનેલી ભૂમિમા ઊભા કરાયલ અલ્હાબાદ-કૌશાબીનો સ્થભ મૂળ તો જ્યા શ્રી મહાવીર સ્વામીને ચમરેન્દ્રનો ઉત્પાત નડયો ને જ્યા તેમણે દીર્ઘ તપશ્ચર્યાનુ પારણુ કર્યું તે કૌશાબીમા ઊભો કરાયલ પરતુ પાછળથી સમ્રાટ સમુદ્રગુપ્ત, ફીરોજશાહ અકબર અથવા જહાગીર તેને અલ્હાબાદ લઇ ગયા અને આજે પણ તે અલ્હાબાદના કિલ્લામા શોભી રહ્યો છે, એટલે તે અલ્હાબાદ-કૌશાબીના સયુક્ત નામે ઓળખાય છે બખરાનો સ્થભ શ્રી મહાવીર પ્રભુના જન્મસ્થાનકે, સકીસાનો સ્થભ શ્રી સુવિધિ નાથના જન્મસ્થાનકે અને કોસામનો સ્થભ શ્રી મહાવીર પ્રભુના ઉપસર્ગ અને પારણાથી તીર્થસ્વરૂપ બનેલી કૌશાબીમા રોપાયલ સાચીનો સ્થભ મહાવીર પ્રભુની નિર્વાણભૂમિ, મધ્ય હિંદના ભોપાળ રાજ્યમા સાચી-સ્તૂપને અડીને ઊભો કરાયલ સારનાથનો સ્થભ સાતમા, આઠમા, અગ્યારમા અને ત્રેવીશમા જૈન તીર્થંકરોની જન્મભૂમિ બનારસની સમીપ ઊભો કરાયલ લાટ-ભૈરવ સ્થભ પણ એ જ પવિત્ર સ્થાનકે રોપાયલ તક્ષશિલા-સ્થભ ભગવાન ઋષભદેવના વિશિષ્ટ વિહાર સ્થાને અને ભારહુત-સ્થભ ભગવાન મહાવીરની જ્ઞાન પ્રાપ્તિના સ્થાનકે ઊભો કરાયલ આ પ્રમાણે પ્રિયદર્શીના બધા જ સ્થભો જૈન તીર્થભૂમિઓ કે સ્મારકસ્થાનોએ ઊભા કરાયલા છે જેના જેના ઉપર સિંહાકૃતિ નજરે પડે છે-કે મૂળ ગોઠવેલ પણ હવે અદૃશ્ય થઇ હોય-તેવા સર્વ સ્થાનો શ્રી મહાવીરના જીવન પ્રસગો સાથે સકળાયેલા હોવાની શક્યતા વિશેષ સમજવી રહે છે આ સ્પષ્ટ કરણ ઉપરાત એમ પણ સમજવુ રહે છે કે રૂમ્મિન્‌દેઇ અને નિગ્લીવના સ્થભોના સ્થાનો બહુધા બૌદ્ધ જણાય છે પરતુ આપણે તે સ્થભ-લેખોની ફૂટનોટોમા પુરવાર કરી ગયા તેમજ આગળ ઉપર વર્ણવીશુ તે પ્રમાણે નેપાળ-યાત્રાએ જતા પ્રિયદર્શીને આ સ્થાનેથી પસાર થવુ પડતા તેણે અહીં સ્વધર્મની ભાવનાથી પ્રેરાઇને નહિ પણ સર્વ ધર્મ પ્રત્યે સન્માનવૃત્તિના રાજધર્મને અનુસરીને આ બે સ્થભ ઊભા કરાવેલા. એ જ પ્રમાણે તેણે આજીવિકોને પણ ત્રણ સુદર ગુફાઓ ભેટ આપેલી

પ્રિયદર્શીના સ્થભોની સરેરાશ ઊચાઈ ૫૦ ફીટ ઘેરાવો ૫૦ ઇચ અને વજન ૫૦ ટન જણાય છે તે ઉપરથી આ અમર કૃતિઓની ભવ્યતાનો સહેજે ખ્યાલ આવી શકશે લોરિયન્‌નંદનગઢનો સ્થભ કે જે આજે પણ મૂળ સ્વરૂપમા જળવાઇ રહ્યો છે તેના મૂળમા ખોદકામ કરતા જણાઇ આવ્યુ છે કે પ્રિયદર્શીના સ્થભો સરેરાશ ૬ જમીનની અદર અને ૪ જમીનની ઉપર, એ સ્વરૂપમા ઊભા કરાયલા સ્થભને દશ ફૂટ જેટલો જમીનની અદર રાખવા છતા તેની નીચે પણ પાયામા પથરના ભવ્ય ચોરસા પથરાયલા છે આ ઉપરથી પોતાની કૃતિઓને કાળના તોફાનો સામે અણનમ રાખવાની પ્રિયદર્શીના કારીગરોની બુદ્ધિમતાનો ખ્યાલ આવી શકશે સ્થભોના મૂળમાથી મૌર્ય સમ્રાટના પ્રતીક સમી મોરની આકૃતિ મળી આવે છે, જે મૌર્ય રાજવશ પ્રત્યેનો પ્રિયદર્શીનો ઊડો સ્નેહભાવ સૂચવે છે આ સ્થભોનુ દાર્શનિક સ્વરૂપ આજે પણ ભવ્ય, દેદિપ્યમાન મનોહર અને ભક્તિપ્રેરક છે તે જોતા બે હજાર વર્ષ પૂર્વે જ્યારે તે ઊભા કરાયા હશે ત્યારે તે કેટલા અલૌકિક હશે તેની તો કલ્પના જ કરવી રહે છે

આ બધા સ્થભોના મથાળે આકૃતિઓ બેસાડવામા આવેલી છે તેમા મોટે ભાગે તો અતિમ જૈન તીર્થંકર અને વર્તમાન તીર્થસ્વામી શ્રી મહાવીર સ્વામીના લછન સિંહની જ એકમુખી, ચતુર્મુખી અથવા અષ્ટમુખી આકૃતિઓ નજરે ચડે છે છતા રામપૂર્વાના લેખરહિત સ્થભ ઉપર પ્રથમ જૈન તીર્થંકર શ્રી આદિ

નાથનું લંછન વૃષભ, સંકીસાના લેખરહિત સ્થંભ ઉપર બીજા જૈન તીર્થંકરનું લંછન હસ્તી અને સારનાથના સ્થંભને મથાળે સિંહની ચતુર્મુખી આકૃતિઓ છતાં તેની અધવચમાં અનુક્રમે પહેલા, બીજા, ત્રીજા અને ચોવીશમા જૈન તીર્થંકરોનાં લંછનરૂપ વૃષભ, હસ્તિ, અશ્વ અને સિંહની આકૃતિઓ છે. સાંચી નજીકના એક લેખરહિત સ્થંભ પર નવમા જૈન તીર્થંકરનું લંછન મગરમચ્છ છે તો બીજા પર ચૌદમા જૈન તીર્થંકરનું લંછન ક્રૌંચ પક્ષી છે. સાંચીના એક સ્થંભ પર ગણધરવર શ્રી ગૌતમસ્વામી સમી પ્રતિમા પણ નજરે ચડે છે. આ બધામાંથી લૌરિય-નંદનગઢનો અખંડ સ્થંભ અને બીજા વિવિધ આકૃતિઓવાળા સાત સ્થંભોના ટોચના ભાગનાં ચિત્રો આ ગ્રન્થની પાછળના ચિત્રપટોમાં આપવામાં આવ્યા છે તે ઉપરથી પ્રિયદર્શીના સ્થંભોનો યથાસ્થિત ખ્યાલ આવી શકશે.

આ સ્થંભોમાંના દિલ્હી-ટોપ્રા, દિલ્હી-મિરત, લૌરીય અરરાજ, લૌરીય-નંદનગઢ, રામપૂર્વા ને અલ્હાબાદ-કૌશાંબી નામથી જાણીતા

**વિવિધ ધર્મલિપિઓ**

૭ મુખ્ય સ્થંભો ઉપર પ્રિયદર્શીએ 'મુખ્ય સ્થંભલેખો' ના નામે મશહુર બનેલી પોતાની સાત ધર્મલિપિઓની એકેક નકલ કોતરાવી છે. તદુપરાંત અલ્હાબાદ-કૌશાંબીના સ્થંભ ઉપર તેણે દેવી-શાસન ને કૌશાંબી-શાસનના નામે જાણીતા બે ગૌણ-સ્થંભલેખો પણ કોતરાવ્યા છે. આ બધી ધર્મલિપિઓ તેણે રાજ્યાભિષેકના છવ્વીશમા-સત્તાવીશમા વર્ષે કોતરાવેલી. સાંચી અને સારનાથના સ્થંભો ઉપર તેણે જૈન ભિક્ષુક-ભિક્ષુણીઓને શ્વેત વસ્ત્રો ધારણ કરવાની સલાહ આપતા લેખો કોતરાવ્યા છે. આ બંને શાસનો મુખ્ય સ્થંભલેખોથી એકાદ બે વર્ષ કેડે કોતરાયાં હશે એમ જણાય છે. રૂમ્મિન-દેઈ ને નિગ્લીવના સ્થંભો તેણે બૌદ્ધ તીર્થસ્થાનો પ્રત્યેની પણ પોતાની સન્માન-દૃષ્ટિ દાખવવાને રાજ્યાભિષેકના વીશમા વર્ષે ઉભા કરાવેલા અને તે જ વર્ષમાં તે સ્થંભો ઉપર તેણે તે અંગેના નાના સ્મારક લેખ કોતરાવ્યા. તે ઉપરાંત વિવિધ સ્થળે શિલાઓ કે પર્વતો ઉપર તેણે 'મુખ્ય શિલાલેખો'ના નામે જાણીતી બનેલી પોતાની ચૌદ ધર્મલિપિઓની એકેક નકલ કોતરાવી, જેમાંથી ગિરનાર, કાલ્સી, શાહબાઝગઢી, મન્શેરા, ધૌલી, જગૌડા ને સોપારા એ સાત સ્થળે આજે પણ એ ધર્મલિપિઓ અખંડ અથવા ખંડિત હાલતમાં મળી આવે છે. વિશેષમાં રૂપનાથ, સહસ્રામ, વૈરાટ, કલકત્તા-વૈરાટ, બ્રહ્મગિરિ, સિધ્ધાપુર, જટીંગ-રામેશ્વર ને મસ્કી એ આઠ સ્થળે તેના ગૌણ શિલાલેખો મળી આવે છે. તેમાંથી કલકત્તા-વૈરાટના શિલાલેખમાં તેણે બૌદ્ધ સંઘને મોકલાવેલો શુભેચ્છાનો સંદેશ છે, મસ્કીમાં પોતે અશોકની અનુમતિથી ઉપાસક બન્યાની હકીકત છે, અને બાકીના શિલાલેખોમાં પોતે શ્રાવક બન્યા પછી દોઢ વર્ષે ધર્મપ્રવૃત્તિમાં પરોવાયો, અઢી વર્ષે સંઘયાત્રામાં જોડાયો ને તે દરમિયાન તેણે વિશ્વભરમાં (સાધુઓ-દેવમૂર્તિઓ) ફેલાવ્યા તે વર્ણવવા સાથે નૈતિક ફરજોનું આલેખન કરવામાં આવ્યું છે. આ બધા શિલાલેખો બહુધા તેના રાજ્યાભિષેકના બારમા-તેરમા વર્ષે કોતરાયા છે.

સાધુ-ભિક્ષુકને નિવાસ માટે તેણે અનેક સુંદર ગુફાઓ પણ ભેટ આપી જણાય છે. તેમાં સર્વ ધર્મ સન્માનવૃત્તિમય પોતાના

**ગુફાઓ**

સ્વભાવને અનુસરીને તેણે જૈનેતરોને પણ કેટલીક ગુફાઓ ભેટ આપી જણાય છે. તેમાં આજીવિકોને તેણે ભેટ આપેલી ત્રણ ગુફાઓમાં તો આજે પણ શિલાલેખીય પ્રમાણો સાંપડે છે. આ ત્રણે ગુફાઓ ગયાથી પંદર માઇલ ઉત્તરે બરાબરગિરિમાં આવેલી છે. આ ગુફાઓને કોરાવીને તેને વસવાટને યોગ્ય સુંદર બનાવવાનું કાર્ય પ્રિયદર્શીનું જ જણાય છે. એ ત્રણ ગુફાઓમાંની પહેલી ગુફા પ્રિયદર્શીએ પોતાના રાજ્યાભિષેકના બારમા વર્ષે, બીજી ગુફા વીશમા વર્ષે અને ત્રીજી ગુફા ઓગણીસમાં વર્ષે આજીવિકોને ભેટ આપી હતી. એ જ પ્રમાણે પ્રિયદર્શીના પુત્ર દશરથે પણ બરાબરગિરિ નજીકની નાગાર્જુન ટેકરીમાં આવેલી ત્રણ ગુફાઓ આજીવિકોને

ભેટ આપ્યાના શિલાલેખીય પ્રમાણો સાંપડે છે. તે જોતાં જણાય છે કે પ્રિયદર્શીની સર્વધર્મસન્માન દૃષ્ટિ તેના વારસોમાં પણ ઊતરી આવી હતી.

રાજ્યાભિષેકને ૫ દરેક વર્ષ વીતતા પહેલાં તો પ્રિયદર્શી આર્યાવર્ત અને દક્ષિણના લગભગ બધાજ તીર્થોની સંઘયાત્રા કરી ચૂક્યો હતો,

**રુમ્મિનદેઇ-નિગ્લીવ**

અને પ્રસંગોપાત તે ત્યાં ફરી ફરીને પણ દર્શને જતો. કેટલાક તીર્થોની તો પ્રતિ વર્ષે યાત્રા કરવાનું તેણે મત લીધું હતું. પણ હજી લગી વિરલ તીર્થોના અમર ધામ સમા નેપાળ ને કાશ્મીરની સંઘયાત્રા-ધર્મયાત્રાએ જવાની તક તેને નહોતી સાંપડી તે બંને દેશોમાં પોતાની સેના સાથે તે વિજયયાત્રાએ ગયો હતો, તે બંને દેશોના પાટનગર પર તેણે પોતાના વિજયધ્વજ ફરકાવ્યા હતા અને બંને દેશોમાં તેણે યશસ્વી યુદ્ધવિજય પ્રાપ્ત કર્યો હતો, પરંતુ તેનું પ્રધાન ધ્યેય યુદ્ધ વિજયનું નહિ પણ ધર્મવિજયનું હતું પોતાના તેરમા મુખ્ય શિલાલેખમાં તે જણાવે છે કે—'ધર્મવિજય એજ દેવાનુપ્રિયનો મુખ્ય વિજય છે' નેપાળ અને કાશ્મીરમાં આ વિજય હજી સંપૂર્ણ સિદ્ધ નહોતો થયો એટલે રાજ્યાભિષેકના વીસમા વર્ષે તે નેપાળની સંઘયાત્રા-ધર્મયાત્રાએ ચાલ્યો

માર્ગમાં રુમ્મિનદેઇ (લુંબિનીવન[1]) ને નીગ્લીવ (નિગાલી-સાગર) નામક બે બૌદ્ધ* તીર્થસ્થળો આવતા હતા તેમાંના પહેલા સ્થાને ભગવાન બુદ્ધ ગૌતમ શાક્યમુનિ જન્મ્યા હતા ને બીજું સ્થળ ગૌતમબુદ્ધની પૂર્વેના ત્રીજા બુદ્ધ કનકમુનિનું સ્મારકતીર્થ હતું પ્રિયદર્શી સર્વ ધર્મો પ્રત્યે સમાનભાવ ધરાવતો હતો અને તેમાં પણ બૌદ્ધ ધર્મને તો તેના પિતામહે રાજધર્મ તરીકે સ્થાપ્યો હતો એટલે તે ધર્મ પ્રત્યે ખાસ હદે કૃપાદૃષ્ટિ રાખવી તે તેની ફરજ હતી. એ ફરજને અનુસરીને તેણે પોતાના રાજ્યાભિષેકના ચૌદમા વર્ષે જ્યારે કોનાકમન (કનકમુનિ) બુદ્ધનો સ્તૂપ જીર્ણ થઈ ગયેલો ત્યારે બૌદ્ધ સંઘની વિનંતિને માન આપી તેણે તે સ્તૂપને સમરાવીને બેવડો મોટો બનાવેલો. આજે તે નિગાલી સાગરની નજીક આવેલા કોનાકમન બુદ્ધનો સ્મારકસ્તૂપ તેમજ ગૌતમબુદ્ધના જન્મસ્થાનક લુંબિની વનની નજીકથી પસાર થતા તે, એમ બંને સ્થળે સ્થંભો ઊભા કરાવ્યા અને પોતાના આઠમા મુખ્ય શિલાલેખમાં તે ધર્મયાત્રા દરમિયાન પોતાની મુખ્ય પ્રવૃત્તિઓ તરીકે જે દર્શન, દાન, ધર્મોપદેશ ને ધર્મચર્ચાનો નિર્દેશ કરે છે તે અનુસાર કેટલુંક દાન દીધું

આ ધર્મયાત્રામાં પ્રિયદર્શીની સાથે તેના મહત્ત્વના સંબંધીઓમાં તેની પ્રિય પુત્રી ચારુમતી પણ હતી તેઓ બધા થોડા સમયમાં નેપાળમાં જઈ પહોંચ્યા

નેપાળમાં તે વખતે વૃદ્ધ રાજપિતા સ્થુંકો અને યશસ્વી પુત્ર દેવપાળનું શાસન ચાલતું હતું. રૂપગુણમાં દેવપાળ તે યુગના કોઈપણ

**દેવપાળ-ચારુમતીનાં લગ્ન**

રાજકુમારની સરસાઈ કરી શકે તેવો હતો, અને તેના શૌર્યની તો નેપાળ પરના આક્રમણ પ્રસંગે પ્રિયદર્શીએ સ્વયં પ્રશંસા કરી હતી. પ્રિયદર્શીએ તેને પોતાના પ્રથમ દરજ્જાના માંડલિક અને મિત્રનૃપતિની પંક્તિમાં ગણીને તેના પ્રભાવશાળી વ્યક્તિત્વને ઉચિત સન્માન પણ આપ્યું હતું

પ્રિયદર્શી નેપાળમાં ધર્મયાત્રાએ આવતો હોવાના સમાચાર મળતાં સ્થુંકો અને દેવપાળ તેને સત્કારવાને સામે ગયા. પ્રિયદર્શીનું તેમણે રાજરાજેન્દ્રને યોગ્ય

---

૧ અત્યારે પ્રવર્તી રહેલ આ માન્યતા કેટલે દરજ્જે માન્ય રહે તેવી ગણાય તેની ૧૧ મુદ્દા સાથે સમજૂતી પ્રાચીન ભારતવર્ષ પરિશિષ્ટ ન. ૪ માં પૃ ૧૦ માં આંક ન. ૫ માં આપી છે તથા સહજ સમજાશે કે નીચેના ફુટનોટ * માં કરેલા ચિન્હથી કેટલી ખાતરી છે

* રુમ્મિનદેઇને નિગ્લીવના સ્થંભો પર કોતરાવેલ પ્રિયદર્શીના લેખો જ આજે વિદ્વાનો જે પ્રમાણે વાંચન કરે છે તે અનુસાર તો તે બન્ને સ્થળો અનુક્રમે બૌદ્ધ જણાય છે, પણ તે વાંચનમાં કેટલાક ફેરફારને પણ અવકાશ છે અને તેમ કરતાં તે બન્ને જૈન સ્થળો હોવાનું પણ સંભવ રહે છે તેના પ્રમાણો માટે જુઓ આગળ અધ્યાયમાં પૃ. ૧૦૪-૧૦૫-૧૦૬-૧૦૭ પર પ્રગટ કરેલા તે બન્ને લેખોના અનુવાદો તેમજ તે પરની નોંધ.

ભવ્ય સ્વાગત કર્યું. પ્રિયદર્શીએ તેમની સાથે ફરીને નેપાળમાં વિરલ ધર્મ તીર્થોની યાત્રા કરી.

એક પ્રસંગે પ્રિયદર્શીની પુત્રી ચારુમતીએ ત્યાં એક રમણીય પ્રદેશમાં બાણવિદ્યા અજમાવવાને પોતાના ભવ્ય ધનુષ્યમાંથી દૂર તાકીને બાણ છોડયું. તે બાણ ક્યાં પહોંચ્યું છે તેની તપાસ કરાવતાં તેને જણાયું કે તે બાણ એકાદ માઇલ છેટે એક જંગી વૃક્ષમાં ભીતરી ગયું છે; પરંતુ સાથે જ તે લોખંડનું બાણ પત્થરના રૂપમાં ફેરવાઇ ગયું છે. ચારુમતીએ જાતે તપાસ કરી અને તેને આ ચમત્કારની ખાત્રી થતાં તે આશ્ચર્યચકિત બની ગઇ. તે આ પ્રદેશને દેવભૂમિ માની બેઠી અને તેણે આજીવન ત્યાં જ વસવાની અફર ભાવના દર્શાવી. પ્રિયદર્શીએ જોયું કે પુત્રી પોતાના નિશ્ચયમાં ફરે તેમ નથી એટલે તેણે તરતજ દેવપાળ વેરે ચારુમતીનાં લગ્ન કરી નાંખ્યાં અને ચારુમતી હંમેશાં આ રમણીય પ્રદેશમાં વસી શકે તે માટે તેણે ત્યાં એક ભવ્ય નગર વસાવવાની યોજના ઘડી.

**લલિતપટ્ટણની સ્થાપના અને ભવ્ય સ્તૂપો–ચૈત્યો–વિહારોનું બાંધકામ**

તે યોજનાના અમલમાં દેવપાળ અને ચારુમતીએ મહત્ત્વનો ફાળો નોંધાવ્યો. દેવપાળે પોતાની રાજધાની આ નવા નગરમાં ફેરવવાની તત્પરતા દર્શાવી, જ્યારે ચારુમતીએ નગરની રચના પર જાતિ દેખરેખ રાખીને તેને ભવ્ય મનોહર અને કલામય બનાવવાની ભાવના સેવી. આ રીતે પ્રિયદર્શી, ચારુમતી અને દેવપાળના સંયુક્ત પ્રયત્નથી નેપાળની નવી લલિત રાજધાની લલિતપટ્ટણનો જન્મ થયો. દેવપાળે આપેલી ભૂમિની સગવડતા, પ્રિયદર્શીએ આપેલી દ્રવ્યની અનુકૂળતા અને ચારુમતીના લલિત દર્શનથી થોડાજ સમયમાં લલિતપટ્ટણ અમરાવતીની જેમ શોભવા લાગ્યું. પ્રિયદર્શીએ ત્યાં કેટલાંક ચૈત્યો, સ્તૂપો, અને વિહારો બંધાવ્યાં. તેનું બાંધકામ એવા કુશળ કલાકારોને હાથે થયું કે બબ્બે હજાર વર્ષો વીતવા છતાં આજે પણ એ સ્તૂપોનાં ભવ્ય મનોહર અવશેષો વિશ્વના પ્રવાસીઓને આકર્ષી રહ્યાં છે.

ત્યાંથી પ્રિયદર્શી કાશ્મીરની યાત્રાએ ચાલ્યો. કાશ્મીરમાં તે સમયે તેનો કુમાર જાલૌક સૂબાપદે હતો.

**કાશ્મીરમાં શ્રીનગરની સ્થાપના અને સુંદર સ્તૂપો, ચૈત્યો, વિહારો તેમજ સરસ્વતી–મંદિરનું સર્જન**

તે પિતાને સત્કારવાને સામે આવ્યો. પ્રિયદર્શી તેને સ્નેહથી ભેટી પડ્યો. ત્યાં પ્રિયદર્શીએ પુત્રની સાથે કાશ્મીરના મનોહર રમણીય પ્રદેશોમાં ફરીને સુંદર તીર્થોની યાત્રા કરી. ખીણના અલૌકિક વિસ્તારમાં તેણે જાલૌકને માટે એક મનોહર પાટનગર વસાવવાની ભાવના સેવી. અને તે ભાવનાનુસાર આજ લગી પણ કાશ્મીરની રાજધાની તરીકે જળવાઇ રહેલા શ્રીનગરની સ્થાપના થઇ. પછી તો પ્રિયદર્શીના અલૌકિક પ્રભાવથી તે નગરનું બાંધકામ અતિ ઝડપે આગળ વધ્યું. પ્રિયદર્શીએ ત્યાં ૫૦૦ સુંદર જિનચૈત્યો તેમજ કેટલાક ભવ્ય સ્તૂપો અને વિહારો બંધાવ્યા. તે ઉપરાંત શ્રીનગરમાં તેણે ભારતીય વિદ્યાના કેન્દ્ર સમા સરસ્વતી–મંદિરની સ્થાપના કરી. તે પછી તે સરસ્વતી–મંદિર સૈકા લગી ભારતીય વિદ્વાનો અને પરદેશી પ્રવાસીઓનું યાત્રધામ રહ્યું. સરસ્વતીનો નિવાસ એ મંદિરમાં જ મનાવા લાગ્યો. પ્રિયદર્શીએ વિશ્વભરની અલૌકિક વિદ્યાઓ, અલભ્ય ગ્રન્થો અને સુંદર કલા–સાહિત્ય સામગ્રીનો ત્યાં સંગ્રહ કરાવ્યો. પરિણામે એ સરસ્વતી–મંદિરની કીર્તિ વિશ્વભરમાં પથરાઇ વળી અને તે મંદિરનાં દર્શન ન કર્યાં હોય એવો પુરુષ કવિ, વિદ્વાન કે પંડિતના બિરુદને પણ અપાત્ર ગણાવા લાગ્યો. ત્યાં પ્રિયદર્શીએ સ્થાપિત કરેલી સરસ્વતીની મૂર્તિ જ્ઞાન અને કલાના પ્રતીક તરીકે મનાવા લાગી. કાલિદાસ સમા કવિવરોને પણ એ મંદિરનાં દર્શને દોડવું પડ્યું હતું. શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યને જ્યારે સિદ્ધહેમ વ્યાકરણની રચના કરવી હતી ત્યારે તેમને જોઇતી સાહિત્ય–સામગ્રી આ મંદિરમાંથી જ મળી આવી હતી. આ રીતે ભારતીય કલા, સાહિત્ય, સંસ્કાર,

સરસ્કૃતિ ને વિદ્યાના ધામ સમુ એ સરસ્વતી-મંદિર સૈકાઓ લગી વિશ્વને જ્ઞાન કલાનો નિર્મળ પ્રકાશઅર્પતિ મુસ્લિમ આક્રમણ કર્તાઓને હાથે નષ્ટ બન્યુ આજે તો પ્રિયદર્શીનુ એ સરસ્વતી-મંદિર તથા તેના સ્તૂપો, ચૈત્યો, વિહારો આદિના ભગ્નાવશેષો જ નજરે ચડે છે

કાશ્મીરથી પાછા ફરીને પ્રિયદર્શીએ મગધમા પણ ભવ્ય અમર સ્તૂપો બંધાવવાનુ કામ હાથ ધર્યુ આ કાર્યક્રમમા તેણે કેટલા સ્તૂપો બંધાવ્યા તેનો ચોક્કસ આક કાઢવો મુશ્કેલ છે, પરંતુ ભગવાન મહાવીરની જન્મભૂમિમા નંદનગઢ-કેસરિયાના સ્તૂપો, તેમને જ્યા કેવળજ્ઞાન ઉપજ્યુ તે સ્થાન પરનો ભારહુત સ્તૂપ અને ભગવાન મહાવીરનુ નિર્વાણ થયુ તે સ્થળનો સાચી-સ્તૂપ તો પ્રિયદર્શીની કૃતિઓના અમર અલૌકિક અવશેષો તરીકે આજે પણ પુરાતત્ત્વવિદોને આકર્ષી રહ્યા છે આ ઉપરાત સંભવિત છે કે જે બીજા પણ મૌર્યકાલીન સ્તૂપોના અવશેષો જે આજે મળી આવે છે તે પહાડપુર આદિ સ્તૂપો પણ પ્રિયદર્શીની કૃતિઓ હોય વળી બનવા યોગ્ય છે કે તેના કેટલાય સ્તૂપો કાળબળે નષ્ટ થયા હોય ને કેટલાકના અવશેષો આજ લગી પણ ન મળી આવ્યા હોય

**પહાડપુર-સ્તૂપ**

પહાડપુર-પુન્ડ્રવર્ધન એ અતિ પ્રાચીન કાળથી જૈન પ્રજાનુ કેન્દ્ર લેખાતુ આવ્યુ છે અશોકે ત્યા બુદ્ધ મૂર્તિનુ અપમાન કરવા માટે આજીવિકોની કતલ કરાવી હતી અને સંભવિત છે કે તેમા જૈનોનો પણ કેટલોક ભોગ લેવાયો હોય તે જૈનોનુ મહત્ત્વનુ યાત્રાધામ ગણાતુ હતુ ચીની બૌદ્ધ પ્રવાસી હ્યુએન્સાગ પણ કબુલે છે—"પુંડ્રવર્ધનમા વધારે પ્રમાણ જૈનોનુ છે જૈન નિગ્રન્થ સાધુઓની સખ્યા પણ વિપુલ છે જિનચૈત્યો પણ વધારે છે તેમનાથી બીજે નબરે સો બ્રાહ્મણોના ચૈત્યો છે બૌધ્ધ વિહારો ત્યા ૨૦ છે

આવા મહત્ત્વના જૈન કેન્દ્રમા પ્રિયદર્શી સ્તૂપ બંધાવવાને આકર્ષાય તે સહજ છે તાજેતરમા તે સ્તૂપનુ ખોદકામ થતા * તેમાથી ભિન્ન ભિન્ન યુગના અનેક અવશેષો મળી આવેલ છે પરંતુ મૂળ બાધકામની દૃષ્ટિએ તો તે મૌર્યકાલીન જૈન સ્તૂપ જણાય છે તેમાથી ત્રણ ફીટ ઊંચી, ચરણ-પીઠિકારૂઢ તીર્થંકરની પ્રતિમા મળી આવેલ છે તેમજ પાછલા યુગના (ગુપ્ત સંવત ૧૫૯) એક લેખમા એક બ્રાહ્મણ-દંપતીએ ત્યાના જૈન વિહારમા, આર્હત મંદિરમા સુખડ, ધૂપ, દીપક વગેરેને માટે દાન આપ્યાનો નિર્દેશ છે

ભગવાન મહાવીરની જન્મભૂમિ ક્ષત્રિયકુંડની આસપાસમા તો સ્તૂપો અને સ્થભોની હારમાળ પથરાઈ ગઈ છે તેમાની મોટા ભાગની કૃતિઓ તો પ્રિયદર્શીને જ આભારી છે તેમાથી તેના પાચ સ્થભો (લૌરિય-અરરાજ, લૌરિય-નંદનગઢ, રામપુર્વાના બે અને બખારા) નુ અવલોકન તો આપણે ઉપર કરી ગયા છીએ હવે નંદનગ. તેમજ કેસરિયાના સ્તૂપો પર દૃષ્ટિપાત કરી જોઈએ

**નંદનગઢ-કેસરિયાના સ્તૂપો**

નંદનગઢની નજીકમા ચાર સ્તૂપો મળી આવેલ છે તે સ્તૂપોનુ ખોદકામ થતા તેમાથી ભિન્ન ભિન્ન યુગના અનેક અવશેષો મળી આવ્યા છે પરંતુ મૂળ બાધકામની દૃષ્ટિએ તો તે મૌર્યકાલીન જૈન સ્તૂપો જણાય છે આ પ્રદેશ ભગવાન મહાવીરસ્વામીના જન્મ અને વિહારથી પવિત્ર બનેલો હોઈ પ્રિયદર્શી અહીં સખ્યાબંધ સ્તૂપો બંધાવવાને આકર્ષાય તે સ્વાભાવિક છે

નંદનગઢના ઉપર દર્શાવેલ ચાર સ્તૂપોમાથી એક નાના સ્તૂપમા પાછલા યુગની કેટલીક બૌદ્ધ નિશાનીઓ મળે છે, પણ તેને બાદ કરતા આ સ્તૂપોમા જૈન લક્ષણો જ પ્રધાનપદે રહે છે આ સ્તૂપોમાથી મથુરાના જૈન સ્તૂપમા મળી આવે છે એવી પ્રાચીન દેવી-મૂર્તિઓ પણ મળી આવેલી છે એટલે આ સ્તૂપોને જૈન ધર્મના તેમજ તે મૌર્યકાલીન હોઇને પ્રિયદર્શીની કૃતિઓ ગણીએ તો તેમા અસંભવિત જેવુ કંઈ નથી

---

*આ બે દફાઓનો વિગતવાર અહેવાલ 'Memoirs of the Archaeological Survey of India. No. 55 Excavations at Paharpur ગ્રન્થમા પ્રગટ થયો છે

કેસરિયાનો સ્તૂપ પણ નંદનગઢના સ્તૂપોની નજીકમાં મળી આવ્યો છે. આ સ્તૂપને શ્રી રાધાકુમુદ મુકરજી સમા વિદ્વાનોએ પણ પ્રિયદર્શીની કૃતિ તરીકે માન્ય રાખેલ છે.

પ્રિયદર્શીના ઉપરોક્ત સ્તૂપો જેમ ભગવાન મહાવીરસ્વામીની જન્મભૂમિ સાથે સંકળાયલા છે તેમ ભારહૂત અને સાંચીના તેના વિશ્વવિખ્યાત સ્તૂપો ભગવાનની જ્ઞાનભૂમિ અને નિર્વાણભૂમિ સાથે સંકળાયલ હોવાનો પૂરતો સંભવ છે.

### ભારહુત-સ્તૂપ

ભારહુત-સ્તૂપનાં અવશેષો અલ્હાબાદથી જબલપુરને માર્ગે ૧૨૦ માઇલ ઉત્તર-પૂર્વે પથરાયલા પડ્યા છે. આપણે આ ગ્રન્થના ત્રીજા ખંડના પ્રથમ પરિચ્છેદમાં પુરવાર કરી ગયા તેમ આ સ્થળની લગભગમાં જ ભગવાન મહાવીરસ્વામીને કેવળજ્ઞાન ઉપજ્યું હતું. એટલે સંભવિત છે કે મહાવીરસ્વામીની જ્ઞાનપ્રાપ્ત પછી તરતના યુગમાં જ તે સ્મરણીય સ્થળે સ્તૂપ ચણાયો હોય. પણ તે સ્તૂપને, આજે પણ જેનાં સુંદર અવશેષો વિશ્વના કલાપ્રેમીઓને આકર્ષી રહ્યા છે એવો ભવ્ય, અમર, મનોહર ને કલામય સ્તૂપ બનાવવાનું માન તો પ્રિયદર્શીને ફાળે જ નોંધાય છે.

સાંચી વગેરે જૈન સ્તૂપોની જેમ આ સ્થળે પણ ભગવાન મહાવીરસ્વામીના ગર્ભપ્રવેશનું દૃશ્ય કોતરાયલું છે અને અજાતશત્રુ આદિ જૈન નૃપતિઓ ભગવાન મહાવીરસ્વામીને વાંદવા જઇ રહ્યા છે એવા ભાવાર્થનાં લેખયુક્ત દશ્યો પણ ત્યાં મળી આવે છે. સ્તૂપની નજીકમાં જ જ્ઞાનભૂમિના અમર સ્મારક તરીકે એક માનસ્થંભ ઊભો કરાયલો છે, જે આજે ભારહૂત-સ્થંભના નામે ઓળખાય છે.

### સાંચી સ્તૂપ

આશ્વિની અમાવાસ્યાની રાત્રે ભગવાન મહાવીરસ્વામી મધ્યમ અપાપામાં જ્યારે નિર્વાણ પામ્યા ત્યારે વિશ્વના ભાવદીપક સમા તે દેવને આ પૃથ્વી પરથી આથમી ગયા માની કાશી-કોશલના અઢાર નૃપતિઓએ તેમના સ્મરણમાં [illegible] પ્રગટાવ્યા ને ત્યારથી દીપોત્સવી પર્વની શરૂઆત થઇ. ધીમે ધીમે તે પર્વ માળવાથી આગળ વધીને અખિલ ભારતવર્ષનું મહાપર્વ બન્યું. તે પછી મ. સં. ૧૫૫માં સિંહાસને આવેલો મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્ત જ્યારે એ સ્મરણીય પુનિત સ્થાનનાં દર્શને આવ્યો ત્યારે તેણે તે નાના સુંદર સ્તૂપને જીર્ણ થયેલો નિહાળી તે સ્થળે મ. સ. ૧૬૨ માં ભવ્ય અમર સ્તૂપ ચણાવ્યો, જેનાં અવશેષો આજે પણ જળવાઇ રહ્યાં છે. આ રીતે સાંચીના મૂળ ભવ્ય સ્તૂપનું માન સમ્રાટ ચન્દ્રગુપ્તને ફાળે જાય છે. પરંતુ તેને ભવ્ય સ્થંભો, કલામય કઠેરાઓ, રમણીય કોતરકામો ને પ્રવેશદ્વારનાં તોરણો તથા નાના નાના મનોહર સ્તૂપોની હારમાળાથી અલંકૃત કરીને અલૌકિક બનાવવાનો યશ તો સમ્રાટ પ્રિયદર્શીના જ ફાળે આવે છે.

શ્રી આર્યમહાગિરિ અને આર્યસુહસ્તી આચાર્ય જ્યારે આ સ્થળનાં પ્રથમ દર્શને જાય છે ત્યારે તેનો નિર્દેશ ' વિદિશા ' નામથીજ થયેલો છે. તે પરથી એમ માનવાને કારણ રહે છે કે પ્રિયદર્શીએ આ સ્તૂપને અલંકૃત કર્યો પૂર્વે તે વિદિશાની નજીકમાં જ આવેલો હોઇ વિદિશા-સ્તૂપના નામે ઓળખાતો હશે. પણ જ્યારે પ્રિયદર્શીએ એ મુખ્ય સ્તૂપનો જીર્ણોધ્ધાર કરાવી તેની આસપાસ કલામય કઠેરાઓ અને ભવ્ય સ્થંભોથી શોભતાં સિંહદ્વારો બનાવરાવ્યાં, મુખ્ય સ્તૂપમાં જેમ શ્રી મહાવીરસ્વામીનાં અવશેષો જળવાઇ રહ્યાં હતાં તેમ તેમના ગણધરો અને પ્રધાન શિષ્યોનાં ભસ્માવશેષો ભિન્ન ભિન્ન સ્થળેથી એકત્ર-સંચિત કરી તે પર ફરતા સ્તૂપો બનાવરાવ્યા; મનોહર મૂર્તિઓ અને અપૂર્વ ચૈત્યોથી તેણે તે સ્થળને શોભાયમાન બનાવ્યું ત્યારે તે સ્થળ સાંચી-સંચય-સચ્ચઉરીના નામે ઓળખાવા લાગ્યું.

પ્રિયદર્શીને બૌધ્ધ ધર્માવલંબી અશોક માનતા કેટલાક વિદ્વાનો સાંચીના અવશેષોને બૌધ્ધ દર્શાવવાનો પ્રયત્ન કરે છે પરંતુ આ ગ્રંથમાં આપણે પુરવાર કરી રહ્યા છીએ તેમ પ્રિયદર્શી એ બૌધ્ધ ધર્માવલંબી અશોકનું નહિ પરંતુ જૈન ધર્માવલંબી સંપ્રતિનું ઉપનામ છે અને [illegible] જૈન ધર્મની જ દ્યોતક છે.

તેના પુરાવા રૂપે પ્રિયદર્શી જૈન સમ્રાટ હતો એટલું જ નહિ, પરંતુ આપણે ત્રીજા ખંડના પ્રથમ પરિચ્છેદમાં વર્ણવી ગયા તે પ્રમાણે ત્યાંથી મળી આવતી સંખ્યાબંધ જિનમૂર્તિઓ, સ્પષ્ટપણે જૈન જણાતા કેટલાક સ્તૂપો, જિનચૈત્યોના અવશેષો, ઐતિહાસિક જૈન પ્રસંગો સાથે સંકળાયેલા કોતરકામો, લેખોમાંના જૈન પારિભાષિક શબ્દો, જૈન અવશેષ-લેખો, પ્રિયદર્શીએ જ્ઞાતપુત્રના ભિક્ષુઓ અને ભિક્ષુણીઓને શ્વેત વસ્ત્રો ધારણ કરવાની વિનંતિ રૂપે મુખ્ય સ્થંભ પર કોતરાવેલો શ્વેતામ્બર સંઘનો વિજયલેખ ભિન્ન ભિન્ન લેખોમાં મળી આવતા અનેક જૈન ધર્મવીરોના નામો, તથા તે સ્તૂપ મૂળ સ્વરૂપમાં જૈન હોવાની પરંપરાગત પ્રાચીન માન્યતા આદિ પ્રમાણો, પ્રિયદર્શીથી સ્વતંત્રપણે પણ આ સ્તૂપને જૈન ઠેરવવાને પૂરતા થઈ પડે તેમ છે ફાહિયાન અને હ્યુએન્સાંગ સમા નામાંકિત ચીની બૌદ્ધ પ્રવાસીઓએ પોતાની નોંધોમાં ભારતવર્ષના બધા જ બૌદ્ધ સ્તૂપોનો વિગતવાર પરિચય કરાવ્યો છે પણ તેમાં સાંચી અને ભારહૂતનું નામ નથી નોંધાયું તે જોતા જણાય છે કે આ બંને સ્તૂપો સદીઓ સુધી જૈન સ્તૂપો તરીકે ઓળખાયેલા પરંતુ જૈન અને બૌદ્ધ વિશિષ્ટતાઓનું વર્ગીકરણ કરવાને અશક્ત યુરોપીય સંશોધકોએ જૈન ધર્મને જેમ બૌદ્ધ ધર્મના એક પેટા ભાગ રૂપે ઠેરવી દીધેલો તેમ અનેક જૈન અવશેષોને પણ તેમણે બૌદ્ધ ધર્મ સાથે સાંકળી દીધેલા પણ હવે તેઓ જેમ બૌદ્ધ ધર્મથી સ્વતંત્રરૂપે જૈન ધર્મનું અસ્તિત્વ સ્વીકારતા થયા છે તેમ વખત જતા તેમને પ્રિયદર્શી અને તેની કૃતિઓનું જૈનત્વ પણ માન્ય રાખ્યે જ છૂટકો છે

**સરોવરો**

પ્રિયદર્શીએ ખોદાવેલા ભવ્ય સરોવરોમાં તો આજે દક્ષિણમાં શ્રવણબેલગોલનું શ્વેત-સરોવર અને ઉત્તરે હિમાલયનું કુણાલ-સરોવર એ બે જ સરોવરોની નોંધો મળે છે તદુપરાંત ગિરનાર તીર્થની તળેટીમાં મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્તે બંધાવરાવેલા અને અશોકે અલંકૃત બનાવરાવેલા વિશ્વવિખ્યાત સુદર્શન સરોવરનું સમારકામ પણ તેને હાથે થયું છે ખૂબીની વાત એ છે કે આ ત્રણે સરોવરો તીર્થ-પર્વતોને અડીને આવેલા છે

શ્રવણબેલગોલનું શ્વેત-સરોવર વિંધ્યગિરિ અને અને ચન્દ્રગિરિ નામે ટેકરીઓની વચ્ચે શ્રવણ-બેલગોલ નગરની મધ્યમાં આવેલું છે આ ટેકરીઓ પર અંતિમ જૈન શ્રુતકેવળી શ્રી ભદ્રબાહુસ્વામી તેમજ તેમના શિષ્ય પ્રભાચન્દ્ર (મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્ત) પંચત્વ પામેલા હોઈ પ્રિયદર્શીએ આ ટેકરીઓને તીર્થનું સ્વરૂપ આપ્યું, ત્યાં ચૈત્યો બંધાવ્યા, ગોમ્મટેશ્વર આદિ પ્રતિમાઓ સ્થાપી, બંને ટેકરીઓની વચ્ચે નગર વસાવ્યું અને તે નગરની મધ્યમાં આ સરોવર બંધાવરાવ્યું સરોવરનું પાણી સ્વચ્છ રૂપેરી રંગનું હોઈને તેમજ તે સરોવરની સાથે શ્વેતામ્બર સંઘનું અમર નામ સંકલિત કરવાની પ્રિયદર્શીની ઇચ્છા હોઈને તેણે તે સરોવરને શ્વેત-સરોવર નામ આપ્યું

પ્રિયદર્શીએ હિમાલય-પ્રદેશમાં બંધાવેલા કુણાલ-સરોવરની ચોક્કસ ઓળખ આપવી મુશ્કેલ છે પરંતુ તે સરોવરની નોંધો અંગુત્તર નિકાય', મનોરથ પૂરણી તથા પરમાર્થ જ્યોતિક' આદિ શાસ્ત્રીય ગ્રંથોમાં મળી આવે છે પ્રિયદર્શીએ પોતાના પિતાની યાદમાં તે સરોવરને કુણાલ-સરોવર નામ આપેલું

સુદર્શન-સરોવરની પ્રશસ્તિના પૂર્વભાગમાં તેનું સમારકામ કરાવનાર મહાન નૃપતિનું નામ જો કે તૂટી ગયું છે પરંતુ તે પ્રશસ્તિમાં વપરાયેલા વિશેષણો, તે નૃપતિની અહિંસા વૃત્તિ તેના પુરોગામીઓ તેમજ તેણે સાધેલા વિશ્વવિજય અને ધર્મવિજય આદિના તેમાં થયેલા નિર્દેશનું સૂક્ષ્માવલોકન કરતા જણાય છે કે એ સરોવર મૌર્ય સમ્રાટ ચન્દ્રગુપ્તે બંધાવરાવ્યું હતું અશોકના સમયમાં તે અલંકૃત બન્યું હતું અને અતિવૃષ્ટિથી તેનો બંધ તૂટી જતા પ્રિયદર્શીએ તે સમરાવરાવ્યું હતું.

**પાટલીપુત્ર-અવંતીની શોભા**

વસુધાપટને અમર કૃતિઓથી અલંકૃત કરનાર નૃપતિએ પોતાના સામ્રાજ્યની કીકીઓ સમાં પાટલીપુત્ર અને અવંતીને અમરાવતીની જેમ શણગાર્યાં હોય તેમાં નવાઇ પામવા જેવું કંઇજ નથી. તેના શિલાલેખોમાં વિવિધ સ્થળનાં તેના અંતઃપુરોનો નિર્દેશ થયેલો છે તે જોતાં જણાય છે કે તેણે અનેક નગરોમાં સુંદર મહેલો બંધાવરાવ્યા હશે. તે જોતાં પાટલીપુત્ર અને અવંતીના મહેલોની કેવળ કલ્પના જ કરવી રહે છે. આજે પણ પાટલીપુત્ર-ઉજ્જયિનીનાં ખોદકામોમાં જે મૌર્યકાલીન અવશેષો મળી આવે છે તે પ્રિયદર્શીનાં અદ્ભુત મહેલો અને મનોહર ચૈત્યોનું વિહંગ-દર્શન કરાવે છે. પાટલીપુત્રમાંથી તો તેની ભવ્ય ટંકશાળનાં અવશેષો પણ મળી આવે છે. પાટલીપુત્ર તેના સામ્રાજ્યનું શીશ હતું, અને અવંતી તેનું હૃદય હતું. એ બંનેની સુંદરતા પર તેના સામ્રાજ્યની શોભા અવલંબેલી હતી. એટલે એ બંને નગરોને તેણે જે મનોહર કૃતિઓથી શણગાર્યાં હશે તેનું સ્પષ્ટ દર્શન આપણે અમરાવતીની કલ્પનામાંથી જ મેળવી શકીયે. જ્યાંસુધી મૌર્ય સામ્રાજ્ય પૂર્વ હિંદમાં જ વિસ્તરેલું હતું ત્યાં લગી તેના પાટનગર તરીકે પાટલીપુત્ર સુઘટિત હતું. પરંતુ તે સામ્રાજ્ય વસુધાના મોટા ભાગ પર પથરાઇ વળતાં પાટનગરને ભારતના હૃદય સમા અવંતીમાં ફેરવવાનું આવશ્યક બન્યું હતું. ધાર્મિક દૃષ્ટિએ પણ અવંતીજ કેન્દ્ર હતું. એટલે પ્રિયદર્શી પાટનગરને ત્યાં ફેરવવાની ભાવના સેવી રહ્યો હતો તે બહુતરીએ તેણે અવંતીને તો અમરાપુરી જ બનાવી દીધી. તેની પછી અઢીસો વર્ષે થયેલો મહાકવિ કાલિદાસ એ અલૌકિક નગરીનું જે મુગ્ધ વર્ણન કરે છે તે જોતાં જણાય છે કે પ્રિયદર્શીના અવંતીની જગતમાં જોડ નહોતી, એટલું જ નહિ પરંતુ પ્રિયદર્શીની પછી પણ કોઇ નૃપતિ એની જોડ જન્માવી શક્યો નથી અને હવે પછી જન્માવશે કે કેમ તે પણ એક શંકા છે.



## અષ્ટમ પરિચ્છેદ

# ધર્માશોક અને વિશ્વકલ્યાણ


સાર—

આ પરિચ્છેદમાં—મગધના નૃપતિઓની અશોક શબ્દ પ્રત્યેની અભિરુચિ અને સંપ્રતિ-પ્રિયદર્શીનું ધર્માશોક બિરુદ, ભારતના અઠ્ઠાવીશ વિવિધ સ્થળે થઇ, આજે મળી આવતી તેની છત્રીશ ખંડિત-અખંડિત વિવિધ ધર્મલિપિઓ, તે ધર્મલિપિઓનું સ્વરૂપ, તે ધર્મલિપિઓમાં વ્યક્ત થએલ અહિંસા, સત્ય, શીલ, વિવેક, ભાવશુદ્ધિ, વચનગુપ્તી, દાન, શુશ્રૂષા, સેવા, ધર્મસહિષ્ણુતા આદિ ધર્મોપદેશ; ધર્મપ્રચારના પ્રિયદર્શીએ અપનાવેલા વિવિધ માર્ગો, તેના ધર્મમહામાત્રાઓ અને તેમની ફરજો, કેદીઓ પ્રત્યેની પ્રિયદર્શીની ઉદાર વલણ, તેના ધર્મવિજયનું વિશિષ્ટ સ્વરૂપ, પ્રિયદર્શીની ધર્મયાત્રા-સંઘયાત્રા, ધર્મવૃદ્ધિને માટે તેણે ફરમાવેલાં નિયમનો, પ્રજામાં ધર્મસહિષ્ણુતા કેળવવાની તેની ઉત્સુકતા, તેની વિશ્વકલ્યાણકારી ભાવના, ધર્મલિપિઓમાં વ્યક્ત થયેલી પ્રિયદર્શીની પોતાની, તેના રાજકર્મચારીઓની, મંત્રી-પરિષદની, પ્રજાની અને પ્રિયદર્શીના વંશજોની ફરજો, દાન, કૃતિઓ અને કાર્યોનો નિર્દેશ, ધર્મલિપિઓમાં વિવિધ પ્રકારે વ્યક્ત થતો પ્રિયદર્શીનો જૈન ધર્મ, પ્રિયદર્શીએ પાટલીપુત્રથી અવંતીમા કરેલી પાટનગરની ફેરબદલી, દીપોત્સવી-પર્વનો મહિમા, સાંચી-સ્તૂપમા દીપકોની હારમાળા, અવંતી-સુકુમાલ અને અવંતી-પાર્શ્વનાથનું મંદિર—આદિ હકીકતો સમાવવામાં આવી છે.

દક્ષિણના કેટલાક બૌદ્ધ ગ્રન્થોને અનુસરીને ઘણા ખરા વિદ્વાનો 'ધર્માશોક' એટલે બૌદ્ધ સમ્રાટ 'ચંડાશોક' એમજ માની બેઠા છે.

**ધર્માશોક**

પણ આપણે જો અશોક શબ્દ પર સૂક્ષ્મ નજર દોડાવીશું તો આપણને સહેજે જણાઇ આવશે કે 'ધર્માશોક' એ સંપ્રતિ યાને પ્રિયદર્શીનું ઉપનામ છે.

પાછલા યુગમાં અવંતીપતિઓએ જેમ 'વિક્રમાદિત્ય' નામને પસંદગી આપેલી તેમ પ્રાચીનકાળમાં મગધપતિઓ 'અશોક' નામને પસંદગી આપતા હતા, અને ગ્રન્થકારો એક અશોકની બીજા અશોક સાથેની ભિન્નતા દર્શાવવાને ખાતર તે અશોક શબ્દની આગળ, તે તે નૃપતિના સ્વભાવને યોગ્ય વિશેષણ મૂકતા હતા. આ રીતે બુદ્ધ સંવત ૧૦૦ (ઇ. સ. પૂ. ૪૪૩)માં મગધના સિંહાસને વિરાજતો અશોક પોતાનાં કુટિલ અને કાળાં કૃત્યોને કારણે 'કાળાશોક'ના નામે ઓળખાયો છે. બુદ્ધ સંવત ૨૧૮ (ઇ. સ. ૩૨૬)માં મગધના સિંહાસને ચડનાર 'અશોક' પોતાની પ્રચંડ તાકાત અને ક્રૂર સ્વભાવના કારણે 'ચંડાશોક' ના નામે મશહૂર બન્યો છે, અને તે પરથી પરદેશી નોંધોમાં તે 'સેન્ડ્રેકોટસ' ના નામે ઓળખાયો છે. એ જ રીતે ચંડાશોકની પછી મગધનો તાજ ધારણ કરનાર સંપ્રતિ–પ્રિયદર્શીએ 'અશોક' ના પરંપરાગત નામને પસંદગી આપી હોય ને તે પોતાની ધાર્મિક વૃત્તિના પરિણામે 'ધર્માશોક' ના નામે ઓળખાયો હોય તો તે સહજ છે.

કેટલાક બૌદ્ધ ગ્રન્થો એમ જણાવે છે કે, "અશોક પોતાની પૂર્વાવસ્થામાં ક્રૂર સ્વભાવના કારણે 'ચંડાશોક'ના નામે ઓળખાયેલો, પરંતુ બૌદ્ધ ધર્મનો સ્વીકાર કરીને તે ધર્મમાર્ગે વળતાં ઉત્તરાવસ્થામાં તેને 'ધર્માશોક' નું બિરુદ મળ્યું." પરંતુ એકજ નૃપતિને માટે પરસ્પર વિરોધી બે વિશેષણો જેમ અસંગત ગણાય તેમ કાશ્મીર અને તિબેટની ઐતિહાસિક નોંધો પણ આ બૌદ્ધ વિધાનને ખોટું ઠરાવે છે. કાશ્મીરના મશહૂર ઐતિહાસિક ગ્રન્થ 'રાજતરંગિણી'માં જણાવેલું છે કે, "ધર્માશોકે શ્રીનગરની સ્થાપના કરીને ત્યાં ૫૦૦ જિનચૈત્યો બંધાવ્યાં." તેમજ તિબેટીયન ઇતિહાસકાર તારાનાથ જણાવે છે કે "મગધપતિ અશોકે ૫૪ વર્ષ શાસન ચલાવ્યું" આ બંને વિધાનો બૌદ્ધ સમ્રાટ ચંડાશોકને નહિ પરંતુ જૈન સમ્રાટ સંપ્રતિ યાને પ્રિયદર્શીને લાગુ પડે છે. આ સંયોગોમાં આપણે એ સહેજે સ્વીકારી લેવું જોઇએ કે 'ધર્માશોક' એ સંપ્રતિ યાને પ્રિયદર્શીનું બિરુદ છે. અને તે તેનાં વિવિધ ધર્મ કાર્યો અને ઊંડી ધર્મવૃત્તિને આભારી છે.

ઉપરનાં કારણોમાં વર્ણવી ગયા મુજબ ધર્મવિજય સાધવાને માટે તેમજ વિશ્વની સમસ્ત પ્રજાઓનાં કલ્યાણને માટે તેણે આદ-

**ધર્મલિપિઓ**

રેલ ધર્મયાત્રા–તીર્થયાત્રા–સંઘયાત્રાની પ્રવૃત્તિ; જિન મૂર્તિઓનું ઘડતરકામ; જિનમંદિરો, ઉપાશ્રયો, ધર્મશાળાઓ, સ્તૂપો આદિનું બાંધકામ તથા અનાર્ય દેશોમાં પણ ધર્મપ્રચારને માટે સાધુઓનો વિહાર વગેરે તેનાં ધર્મકાર્યો તો અલૌકિક ઝડપે આગળ વધી જ રહ્યાં હતાં, અને પૃથ્વીને સ્વર્ગીય સૌન્દર્ય, પ્રેમ, પ્રભુતા અને ભક્તિથી અલંકૃત કરી રહ્યાં હતાં. પરંતુ સાથોસાથ તેણે ઉપરોક્ત બધાં કાર્યો કે કૃતિઓ કાળબળે કદાચ નષ્ટ થાય કે વીસરાઇ જાય તોપણ કાળનો પ્રવાહ જેને ભૂંસી ન શકે એવી ધર્મલિપિઓ કોતરાવવાની શરૂઆત કરી. આ ધર્મલિપિઓ પ્રિયદર્શીએ ક્યાં અને કેટલી કોતરાવરાવી હશે તેનો ચોક્કસ નિર્ણય બાંધવો મુશ્કેલ છે, પરંતુ આજે જુદાં જુદાં ૨૮ સ્થળે થઇ તેની ભિન્ન ભિન્ન પ્રકારની ૩૬ ધર્મલિપિઓ મળી આવે છે તેનું અવલોકન કરતાં જણાય છે કે પ્રજાઓનાં કલ્યાણને ખાતર પ્રિયદર્શીએ ભારતના ખૂણેખૂણામાં સુઘટિત ધર્મશાસનો કોતરાવરાવ્યાં હતાં. આ ધર્મલિપિઓમાં જળવાઇ રહેલા સમયનિર્દેશ પરથી જણાય છે કે રાજ્યાભિષેકના બારમા વર્ષે તેણે ધર્મલિપિઓ કોતરાવવાની શરૂઆત કરી હતી અને આજે મળી આવતું તેનું છેલ્લું ધર્મશાસન રાજ્યાભિષેકના સત્તાવીશમા



## અષ્ટમ પરિચ્છેદ

# ધર્માશોક અને વિશ્વકલ્યાણ

સાર—

આ પરિચ્છેદમા—મગધના નૃપતિઓની અશોક શબ્દ પ્રત્યેની અભિરુચિ અને સમ્રાટ પ્રિયદર્શીનુ ધર્માશોક બિરુદ, ભારતના અઠ્ઠાવીશ વિવિધ સ્થળે થઇ, આજે મળી આવતી તેની છત્રીશ ખંડિત–અખંડિત વિવિધ ધર્મલિપિઓ, તે ધર્મલિપિઓનુ સ્વરૂપ, તે ધર્મલિપિઓમા વ્યક્ત થએલ અહિંસા, સત્ય, શીલ, વિવેક, ભાવશુદ્ધિ, વચનગુપ્તી, દાન, શુશ્રૂષા, સેવા, ધર્મસહિષ્ણુતા આદિ ધર્મોપદેશ, ધર્મપ્રચારના પ્રિયદર્શીએ અપનાવેલા વિવિધ માર્ગો, તેના ધર્મમહામાત્રાઓ અને તેમની ફરજો, કેદીઓ પ્રત્યેની પ્રિયદર્શીની ઉદાર વલણ તેના ધર્મવિજયનુ વિશિષ્ટ સ્વરૂપ, પ્રિયદર્શીની ધર્મયાત્રા–સંઘયાત્રા, ધર્મવૃદ્ધિને માટે તેણે ફરમાવેલા નિયમનો, પ્રજામા ધર્મસહિષ્ણુતા કેળવવાની તેની ઉત્સુકતા, તેની વિશ્વકલ્યાણકારી ભાવના, ધર્મલિપિઓમા વ્યક્ત થયેલી પ્રિયદર્શીની પોતાની, તેના રાજકર્મચારીઓની, મંત્રી–પરિષદની, પ્રજાની અને પ્રિયદર્શીના વંશજોની ફરજો દાન, કૃતિઓ અને કાર્યોનો નિર્દેશ, ધર્મલિપિઓમા વિવિધ પ્રકારે વ્યક્ત થતો પ્રિયદર્શીનો જૈન ધર્મ, પ્રિયદર્શીએ પાટલીપુત્રથી અવંતીમા કરેલી પાટનગરની ફેરબદલી, દીપોત્સવી–પર્વનો મહિમા, સાંચી–સ્તૂપમા દીપકોની હારમાળા, અવંતી–સુકુમાલ અને અવંતી–પાર્શ્વનાથનુ મંદિર—આદિ હકીકતો સમાવવામા આવી છે

વિશિષ્ટ અધિકારીઓનો પરિચય કરાવીને તે શિલાલેખમાં તેમજ સાતમા મુખ્ય સ્થંભલેખમાં તેમની ફરજો વર્ણવે છે. પ્રિયદર્શી અધિકારીઓ પાસેથી કેવી રીતે કામ લેતો હતો અને ધર્મપ્રચાર માટે તે કેટલો ઉત્સુક હતો તથા તેના હૃદયમાં વિશ્વકલ્યાણની કેવી મંગલ ભાવના વિકસેલી હતી તેનો પરિચય આપણને આ તેના વિશિષ્ટ અધિકારીઓની ફરજનું અવલોકન કરવાથી સહેજે આવી શકશે. પ્રિયદર્શી જણાવે છે કે :—

'પૂર્વે ઘણા વખતથી ધર્મના મહામાત્રાઓ નીમાતા નહોતા. મારા રાજ્યાભિષેકને તેર વર્ષ થતાં મેં ધર્મમહામાત્રાઓ નીમ્યા. તેમને ધર્મ સ્થાપવાને માટે, ધર્મ વધારવાને માટે અને યોન, કંબોજ, ગાંધાર કે પશ્ચિમ સરહદના બીજા પ્રદેશોમાં પણ રહેલા ધર્મિષ્ઠ માનવોનાં હિતસુખને માટે સર્વ પાખંડો (ધર્મો) માં કામે લગાડેલા છે. તેઓ નોકરી કરતા બ્રાહ્મણો અને વૈશ્યોના તથા અનાથો અને વૃદ્ધોનાં હિતસુખનું તેમજ ધર્મિષ્ઠ લોકોને બંધનમાંથી મુક્ત કરવાનું કામ કરી રહ્યા છે. તેઓ, કેદીઓ જો સંતાનવાળા હોય તો તેમને નાણાંની મદદ આપવાનું, તેમને (કેદીઓને) કનડગત થતી હોય તો બંધનમુક્ત કરવાનું અને તેઓ (કેદીઓ) જો વૃદ્ધ હોય તો તેમને છોડી મૂકવાનું કાર્ય કરે છે. તેઓ અહીં અને બીજાં સર્વ નગરોમાં, મારા ભાઇ, ભગિની કે સગાંઓનાં અંતઃપુરમાં સર્વત્ર જોડાયલા છે. તેઓ, મારા રાજ્યમાં સર્વત્ર જે ધર્મિષ્ઠ માણસો ધર્મના જિજ્ઞાસુ કે દાનશીલવાળા હોય તેની સાથે જોડાયલા છે. મારા ધર્મમહામાત્રાઓ પણ અનુગ્રહને લગતાં વિવિધ કાર્યોમાં પરોવાયલા છે. સાધુઓ અને ગૃહસ્થોમાં તથા સર્વ ધર્મોમાં પણ તે કામ કરી રહ્યા છે.'

કેદીઓ પ્રત્યેનું પ્રિયદર્શીનું વલણ આજની પ્રગતિશીલ રાજસત્તાઓ કરતાં પણ વધારે ઉદાર જણાય છે.

**કેદીઓ પ્રત્યેની ઉદાર વલણ**

ઉપર ધર્મમહામાત્રાઓની ફરજોમાં કેદીઓ પ્રત્યેના સદ્વર્તનનો સમાવેશ થાય છે તે ઉપરાંત પોતાના ચોથા મુખ્ય સ્થંભલેખમાં તે જણાવે છે કે—'ન્યાયની સમતા અને દંડની સમતા ઇચ્છવા યોગ્ય છે. વળી મારો હુકમ તો એટલે સુધી પણ છે કે જે લોકો બંધનમાં બંધાયલા હોય, જેમની સજાનો ચુકાદો થઇ ચૂક્યો હોય અને જેમનો વધ થવાનો હોય તેમને મારા તરફથી ત્રણ દિવસની મહેતલ આપવી. તે મુદતમાં કાંતો તેમનાં સગાં સંબંધીઓ તેમની જિંદગી બચાવી લેવાને માટે તેમને (અધિકારીઓને) તેમનો દંડ ઓછો કરવાની વિનંતિ કરશે અને એવી વિનંતિ કરવાને કોઇ ન હોય એવા સંયોગોમાં તેઓ (કેદીઓ) પારલૌકિક હિતને માટે દાન આપશે અથવા ઉપવાસ કરશે. કેમકે મારી ઇચ્છા એવી છે કે મહેતલ પુરી થતાં પહેલાં તેઓ પરલોકના સુખને મેળવવાનો યત્ન કરે અને લોકમાં વિવિધ પ્રકારનાં ધર્માચરણો, આત્મસંયમ અને દાનશીલતા વધવા પામે.'

સાતમા સ્થંભલેખમાં ધર્મપ્રચારને માટે પોતે ધર્મસ્થંભો ઊભા કરાવ્યા છે, ધર્મમહામાત્રાઓ નીમ્યા છે અને ધર્મશાસનો લખાવ્યાં છે તે વર્ણવીને તે ધર્મવૃદ્ધિને માટે ધર્મશ્રવણો (જ્ઞાન) અને ધર્માનુષ્ઠાન (ક્રિયા) ના માર્ગ સૂચવે છે અને તેની ખીલવણીમાં પોતે નોંધાવેલો ફાળો વર્ણવે છે.

પ્રિયદર્શીએ રાજવંશની કીર્તિ અને સામ્રાજ્યના રક્ષણને ખાતર જો કે વિશ્વવિજય તો સાધ્યો છે, પરંતુ તે વિશેષ મહત્ત્વ તો ધર્મવિજયને જ આપે છે.

**ધર્મવિજય**

તેરમા શિલાલેખમાં કલિંગ પર યુદ્ધવિજય મેળવતાં ત્યાં થયેલ સંહાર અને હાનિને પરિણામે પોતાને ઉપજેલ ગ્લાનિ વર્ણવીને જણાવે છે કે, 'ધર્મવિજય એ જ દેવાનુપ્રિયનો મુખ્ય વિજય છે.' અને આગળ જતાં પોતે એવો વિજય ક્યાં ક્યાં પ્રાપ્ત કર્યો છે તે સૂચવીને અધિકારીઓને કલિંગની પ્રજા પ્રત્યે પિતાની જેમ વર્તવાની અને બાહ્ય વિજય કરતાં ધર્મવિજયને પ્રાધાન્ય આપવાની સલાહ આપે છે.

પ્રિયદર્શી પોતાના ચોથા સ્થંભલેખમાં જણાવે છે તેમ તેણે ધર્મપ્રચાર અને ધર્મવિજયને માટે ધર્મમહા-

વર્ષે કોતરાયલ હોઇ, તેની તે પ્રવૃત્તિ ઓછામા ઓછી ૫ દર વર્ષ લગી તો ચાલુ હતી

તેની ૩૬ ધર્મલિપિઓમા ૧૪ મુખ્ય શિલાલેખો, ૨ ભિન્ન શિલાલેખો, ૪ ગૌણ શિલાલેખો, ૭ મુખ્ય સ્થભલેખો, ૬ ગૌણ સ્થભલેખો ને ૩ ગુફાલેખો છે આમાના ચૌદ મુખ્ય શિલાલેખોની ખડિત-અખડિત નકલો ગિરનાર, કાલ્સી, શાહબાઝગઢી, મન્શેરા, સોપારા, ધૌલી અને જમૌગડા એમ સાત સ્થળે મળી આવે છે આ ચૌદ મુખ્ય શિલાલેખોમાના તેરમા લેખમા કલિંગ પરના વિજયનુ વર્ણન હોઇને કલિંગની હદમા આવેલા ધૌલી-જમૌગડાના સ્થળે મુખ્ય શિલાલેખોમાથી ન. ૧૧-૧૨-૧૩ રદ કરીને તેને સ્થળે બીજા બે ભિન્ન શિલાલેખો કોતરાવવામા આવ્યા છે ગૌણ શિલાલેખો રૂપનાથ, સહસ્રામ, વૈરાટ, કલકત્તા-વૈરાટ, મસ્કી, બ્રહ્મગિરિ, સિદ્દાપુર અને જટીંગ-રામેશ્વર એમ આઠ સ્થળોચિત નામે ઓળખાય છે પણ તેમાથી રૂપનાથ, સહસ્રામ ને વૈરાટના લેખો એકબીજાને મળતા આવે છે તથા બ્રહ્મગિરિ, સિદ્દાપુરને જટીંગ-રામેશ્વરના લેખો એકમેકને સમાન છે એટલે વિવિધતાની દૃષ્ટિએ તો ગૌણ શિલાલેખો ચાર જ ગણાય સાત મુખ્ય સ્થભલેખોની નકલો દિલ્હી-ટોપ્રા, દિલ્હી-મીરત, લૌરીય-અરરાજ, લૌરીય-નન્દનગઢ, રામપુર્વા ને અલ્હાબાદ-કોશાબી એ છ સ્થળોચિત નામક સ્થભો પર મળી આવે છે અને તેમાથી દિલ્હી-ટોપ્રા સિવાયના અન્ય સ્થભો પરના લેખો બહુધા ખડિત છે. દેવી-શાસન, કોશાબી-શાસન, સાચી સારનાથ, રૂમ્મિન્દેઇ ને નિગ્લીવ એ નામે જાણીતા થયેલા છ ગૌણ સ્થભલેખોમાના પ્રથમ બે અલ્હાબાદ-કોશાબીના મુખ્ય સ્થભ પર કોતરાયલા છે અને બાકીના ચાર તે તે સ્થળસૂચક સ્થભ પર કોતરાયા છે ત્રણ ગુફાલેખો બરાબરગિરિની ત્રણ ગુફાઓમા કોતરાયલા છે

આ ધર્મલિપિઓમા પ્રિયદર્શીએ ધર્મોપદેશ ધર્મપ્રચાર, ધર્મવિજય, ધર્મયાત્રા, ધર્મશ્રવણ, ધર્મનિયમનો, ધર્મસહિષ્ણુતા, ધર્મમગલ, દાન આલોક-પરલોકની સિદ્ધિ તેમજ પોતાની, પોતાના વશજોની, રાજકમ ચારીઓની અને પ્રજાની ફરજો આદિનુ ધર્મશાસનના સ્વરૂપમા દિગ્દર્શન કરાવ્યુ છે

**ધર્મોપદેશ**

પ્રિયદર્શીની પ્રત્યેક ધર્મલિપિમા એક યા બીજા પ્રકારનો ધર્મોપદેશ પ્રધાનપદે રહે છે પહેલા શિલાલેખમા તે હિંસક મેળાઓ સામે પ્રતિબંધ મૂકીને પ્રજાને ધર્મોત્સવો ઉજવવાની સલાહ આપે છે ત્રીજા શિલાલેખમા તે અપરિગ્રહના ઉપદેશ સાથે બ્રાહ્મણો, ગુરુજનો, વડીલો શ્રમણો આદિ પ્રત્યે સન્માન અને ઔદાર્ય દાખવવાની સલાહ આપે છે ચોથા શિલાલેખમા તે અહિંસા, શીલ, વિવેક આદિની વૃદ્ધિ પર ભાર મૂકે છે, તો સાતમામા તે સયમ, ભાવશુદ્ધિ, અનાસક્તિ કૃતજ્ઞતા ને દૃઢભક્તિની આવશ્યકતા વર્ણવે છે દશમામા તે ત્યાગ અને ધર્મપરાક્રમનો ઉપદેશ આપી પ્રજાને પરિશ્રમથી બચવાની સલાહ આપે છે તો અગ્યારમામા તે અહિંસા દાન, સેવા, શુશ્રૂષા, ધર્મસસ્તવન આદિ પર ભાર મૂકે છે બ્રહ્મગિરિના ગૌણ શિલાલેખમા તે સત્ય, સેવા શુશ્રૂષાને મહત્ત્વ આપે છે પ્રથમ સ્થભલેખમા તે સર્વ ક્રિયાઓ ધર્મમાર્ગે આદરવાની શિખામણ આપે છે બીજા સ્થભલેખમા તે દયા, દાન, સત્ય, શૌચ, અલ્પાશ્રવ આદિ પર ભાર મૂકે છે ત્રીજા સ્થભલેખમા તે આત્મપરીક્ષા-હૃદયમથનનો ઉપદેશ આપે છે, અને આશ્રવથી બચવાની શિખામણ આપે છે ચોથામા તે દાન અને તપ પર ભાર મૂકે છે તો સાતમામા ભાવ અને દ્રવ્યને માર્ગે વિવિધ પ્રકારે ધર્મવૃધ્ધિ સાધવાનો ઉપદેશ આપે છે.

**ધર્મપ્રચાર અને ધર્મ-મહામાત્રાઓની ફરજ**

ધર્મપ્રચારને માટે પ્રિયદર્શીએ લીધેલા માર્ગો પણ યશદાયી છે ચોથા મુખ્ય શિલાલેખમા તે વિમાન, હાથી, અગ્નિસ્કંધ આદિ દિવ્ય રૂપોના પ્રજાને દર્શન કરાવીને તેને ધર્મમાર્ગે આકર્ષવાનો કાર્યક્રમ વર્ણવે છે તો પાચમામા પોતે રાજ્યાભિષેકના તેરમા વર્ષે ધર્મપ્રચારને માટે નીમેલા 'ધર્મમહામાત્રાઓ' નામક

વિશિષ્ટ અધિકારીઓનો પરિચય કરાવીને તે શિલાલેખમાં તેમજ સાતમા મુખ્ય સ્થંભલેખમાં તેમની ફરજો વર્ણવે છે. પ્રિયદર્શી અધિકારીઓ પાસેથી કેવી રીતે કામ લેતો હતો અને ધર્મપ્રચાર માટે તે કેટલો ઉત્સુક હતો તથા તેના હૃદયમાં વિશ્વકલ્યાણની કેવી મંગલ ભાવના વિકસેલી હતી તેનો પરિચય આપણને આ તેના વિશિષ્ટ અધિકારીઓની ફરજનું અવલોકન કરવાથી સહેજે આવી શકશે. પ્રિયદર્શી જણાવે છે કે :—

'પૂર્વે ઘણા વખતથી ધર્મના મહામાત્રાઓ નીમાતા નહોતા. મારા રાજ્યાભિષેકને તેર વર્ષ થતાં મેં ધર્મમહામાત્રાઓ નીમ્યા. તેમને ધર્મ સ્થાપવાને માટે, ધર્મ વધારવાને માટે અને યોન, કંબોજ, ગાંધાર કે પશ્ચિમ સરહદના બીજા પ્રદેશોમાં પણ રહેલા ધર્મિષ્ઠ માનવોનાં હિતસુખને માટે સર્વ પાખંડો (ધર્મો) માં કામે લગાડેલા છે. તેઓ નોકરી કરતા બ્રાહ્મણો અને વૈશ્યોના તથા અનાથો અને વૃદ્ધોનાં હિતસુખનું તેમજ ધર્મિષ્ઠ લોકોને બંધનમાંથી મુક્ત કરવાનું કામ કરી રહ્યા છે. તેઓ, કેદીઓ જો સંતાનવાળા હોય તો તેમને નાણાંની મદદ આપવાનું, તેમને (કેદીઓને) કનડગત થતી હોય તો બંધનમુક્ત કરવાનું અને તેઓ (કેદીઓ) જો વૃદ્ધ હોય તો તેમને છોડી મૂકવાનું કાર્ય કરે છે. તેઓ અહીં અને બીજાં સર્વ નગરોમાં, મારા ભાઈ, ભગિની કે સગાંઓનાં અંતઃપુરમાં સર્વત્ર જોડાયલા છે. તેઓ, મારા રાજ્યમાં સર્વત્ર જે ધર્મિષ્ઠ માણસો ધર્મના જિજ્ઞાસુ કે દાનશીલવાળા હોય તેની સાથે જોડાયલા છે. મારા ધર્મમહામાત્રાઓ પણ અનુગ્રહને લગતાં વિવિધ કાર્યોમાં પરોવાયલા છે. સાધુઓ અને ગૃહસ્થોમાં તથા સર્વ ધર્મોમાં પણ તે કામ કરી રહ્યા છે.'

કેદીઓ પ્રત્યેનું પ્રિયદર્શીનું વલણ આજની પ્રગતિશીલ રાજસત્તાઓ કરતાં પણ વધારે ઉદાર જણાય છે.

**કેદીઓ પ્રત્યેની ઉદાર વલણ**

ઉપર ધર્મમહામાત્રાઓની ફરજોમાં કેદીઓ પ્રત્યેના સદ્વર્તનનો સમાવેશ થાય છે તે ઉપરાંત પોતાના ચોથા મુખ્ય સ્થંભલેખમાં તે જણાવે છે કે–'ન્યાયની સમતા અને દંડની સમતા ઇચ્છવા યોગ્ય છે. વળી મારો હુકમ તો એટલે સુધી પણ છે કે જે લોકો બંધનમાં બંધાયલા હોય, જેમની સજાનો ચુકાદો થઈ ચૂક્યો હોય અને જેમનો વધ થવાનો હોય તેમને મારા તરફથી ત્રણ દિવસની મહેતલ આપવી. તે મુદ્દતમાં કાંતો તેમનાં સગાં સંબંધીઓ તેમની જિંદગી બચાવી લેવાને માટે તેમને (અધિકારીઓને) તેમનો દંડ ઓછો કરવાની વિનંતિ કરશે અને એવી વિનંતિ કરવાને કોઈ ન હોય એવા સંયોગોમાં તેઓ (કેદીઓ) પારલૌકિક હિતને માટે દાન આપશે અથવા ઉપવાસ કરશે. કેમકે મારી ઇચ્છા એવી છે કે મહેતલ પુરી થતાં પહેલાં તેઓ પરલોકના સુખને મેળવવાનો યત્ન કરે અને લોકમાં વિવિધ પ્રકારનાં ધર્માચરણો, આત્મસંયમ અને દાનશીલતા વધવા પામે.'

સાતમા સ્થંભલેખમાં ધર્મપ્રચારને માટે પોતે ધર્મસ્થંભો ઊભા કરાવ્યા છે, ધર્મમહામાત્રાઓ નીમ્યા છે અને ધર્મશાસનો લખાવ્યાં છે તે વર્ણવીને તે ધર્મવૃદ્ધિને માટે ધર્મશ્રવણો (જ્ઞાન) અને ધર્માનુષ્ઠાન (ક્રિયા) ના માર્ગ સૂચવે છે અને તેની ખીલવણીમાં પોતે નોંધાવેલો ફાળો વર્ણવે છે.

પ્રિયદર્શીએ રાજવંશની કીર્તિ અને સામ્રાજ્યના રક્ષણને ખાતર જો કે વિશ્વવિજય તો સાધ્યો છે, પરંતુ

**ધર્મવિજય**

તે વિશેષ મહત્ત્વ તો ધર્મવિજયને જ આપે છે. તેરમા શિલાલેખમાં કલિંગ પર યુદ્ધવિજય મેળવતાં ત્યાં થયેલ સંહાર અને હાનિને પરિણામે પોતાને ઉપજેલ ગ્લાનિ વર્ણવીને જણાવે છે કે, 'ધર્મવિજય એ જ દેવાનુપ્રિયનો મુખ્ય વિજય છે.' અને આગળ જતાં પોતે એવો વિજય ક્યાં ક્યાં પ્રાપ્ત કર્યો છે તે સૂચવીને અધિકારીઓને કલિંગની પ્રજા પ્રત્યે પિતાની જેમ વર્તવાની અને બાહ્ય વિજય કરતાં ધર્મવિજયને પ્રાધાન્ય આપવાની સલાહ આપે છે.

પ્રિયદર્શી પોતાના ચોથા સ્થંભલેખમાં જણાવે છે તેમ તેણે ધર્મપ્રચાર અને ધર્મવિજયને માટે ધર્મમહા-

માત્રાઓ ઉપરાંત 'પુરુષ' સંજ્ઞાવાચક અધિકારીઓની પણ નિમણૂક કરી હતી અને રૂપનાથ આદિ ગૌણ શિલાલેખોમાં તે જણાવે છે તે પ્રમાણે તેણે સમસ્ત જંબુદ્વીપની પ્રજાઓમાં દેવો (સાધુઓ)ના વિહારની વ્યવસ્થા કરી હતી.

**ધર્મયાત્રા-સંઘયાત્રા**

પ્રિયદર્શી પોતાની ધર્મલિપિઓમાં ધર્મવિજયના માર્ગમાં ધર્મયાત્રા-તીર્થયાત્રા-સંઘયાત્રાનું પણ મહત્ત્વ આંકે છે. રૂપનાથ વગેરે ગૌણ શિલાલેખોમાં તે શ્રાવક બન્યા પછી અઢી વર્ષે સંઘયાત્રાદિ પ્રવૃત્તિમાં જોડાયાનો નિર્દેશ કરે છે જ્યારે આઠમા મુખ્ય શિલાલેખમાં તે રાજ્યાભિષેકના દશમા વર્ષે પોતે કરેલી તીર્થયાત્રા-સંઘયાત્રા-ધર્મયાત્રાનું વર્ણન કરતા માર્ગમાં પોતે કઈ રીતે દાન, દર્શન, ધર્મોપદેશ, ધર્મચર્ચા આદિ પ્રવૃત્તિઓને અનુસરતો તેનો ખ્યાલ કરાવે છે

**ધર્મનિયમનો**

પોતાના હાથમાં રાજસત્તા હોઈ પ્રિયદર્શીએ ધર્મ-વિજયની સિદ્ધિને માટે કેટલાક ધર્મનિયમનો પણ કરેલા તેમાં પહેલા મુખ્ય શિલાલેખમાં વર્ણવ્યા પ્રમાણે રાજ્યાભિષેકના બારમા વર્ષે તેણે પ્રાણીવધ, માંસાહાર, હિંસક મેળાઓ વગેરે પર અંકુશ મૂક્યો હતો જ્યારે પાંચમા સ્થંભલેખમાં તે જણાવે છે તેમ રાજ્યાભિષેકના છવ્વીસમા વર્ષે તેણે અનેક પ્રાણીઓને અભયદાન આપી તેમના વધ સામે પ્રતિબંધ મૂક્યો હતો અને અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા આદિ પર્વદિવસોએ સંપૂર્ણ અહિંસાપાલનનો કાયદો કર્યો હતો.

**ધર્મ-સહિષ્ણુતા**

પ્રજામાં ધાર્મિક સહિષ્ણુતા કેળવવાને માટે પણ પ્રિયદર્શીએ પોતાની ધર્મલિપિઓમાં મહત્ત્વનો ફાળો નોંધાવ્યો છે. પોતાના બારમા મુખ્ય શિલાલેખમાં તેણે પ્રજાને ધાર્મિક સહિષ્ણુતા કેળવવાને માટે વિવિધ પ્રકારે ઉપદેશ દીધો છે અને સહિષ્ણુતાના માર્ગ દાખવ્યા છે ત્યાં તે કહે છે કે " અસ્થાને પોતાના ધર્મની પ્રશંસા કે પારકા ધર્મની નિન્દા ન કરવી જોઈએ, અથવા તે તે પ્રસંગે માધ્યસ્થ્ય જાળવવું જોઈએ .. દરેક પ્રસંગે પારકા ધર્મનું સન્માન જાળવવું જોઈએ .. દેવાનુપ્રિયની ઇચ્છા આજ છે કે બધા ધર્મો બહુશ્રુત અને કલ્યાણ સાધક બને." કલકત્તા-વૈરાટના શિલાલેખમાં તેણે બૌદ્ધ સંઘને મોકલાવેલો શુભેચ્છાનો સંદેશો પણ તેની ધાર્મિક સહિષ્ણુતાની સાક્ષી પૂરે છે. પોતાના સાતમા મુખ્ય સ્થંભલેખમાં પણ તેણે ભારતના વિવિધ ધર્મો અને ધાર્મિક સહિષ્ણુતાનો નિર્દેશ કર્યો છે

પ્રિયદર્શી પોતાના ત્રીજા, પાંચમા અને છઠ્ઠા મુખ્ય શિલાલેખમાં, કલિંગના દ્વિતીય ભિન્ન શાસનમાં, ચોથા મુખ્ય સ્થંભ-લેખમાં તેમજ સારનાથ આદિ ગૌણ સ્થંભલેખોમાં પોતાની, રાજકર્મચારીઓની અને મંત્રી-પરિષદની વિવિધ ફરજોનું વર્ણન કરે છે

**રાજા, રાજકર્મચારીઓ અને મંત્રી-પરિષદની ફરજો**

પોતાની ફરજોમાં પ્રજાનું આલોક-પરલોકનું હિત વિચારવું અને ગમે તે સંયોગોમાં પણ પ્રજાકીય અને રાષ્ટ્રીય સંયોગોથી પ્રતિ પળે માહિતગાર રહેવું અને દરેક કામોના સુંદર ઉકેલની યોગ્ય વ્યવસ્થા કરવી આદિ કર્તવ્યોનો સમાવેશ થાય છે. મંત્રી-પરિષદની ફરજોમાં રાજાજ્ઞાઓનું યોગ્ય પાલન કરાવવું, કામનો ઝડપી નિકાલ આણવો, અધિકારીઓને ઘટિત આજ્ઞાઓ મોકલાવવી વગેરેનો સમાવેશ થાય છે. તેમજ રજ્જૂક, પ્રાદેશિક, યુક્ત, ધર્મયુક્ત, મહામાત્રા, ધર્મમહામાત્રા, અંત-મહામાત્રા, વ્રજભૂમિક, પુરુષ, સ્ત્રી-અધ્યક્ષ, નગરવિયો હાલકા આદિ અધિકારીઓની ફરજોમાં પાંચે પાંચે વર્ષે પોતાના વિસ્તારમાં ફેરવણીએ નીકળવું-પ્રજા પ્રત્યે સંતાન સમું વાત્સલ્ય રાખવું, ધર્મવૃદ્ધિના પ્રેરક બનવું. પોતે પણ પૌષધ આદિ ધર્માનુષ્ઠાનો કરવા, ધર્મસહિષ્ણુતા કેળવવી અને ન્યાય તેમજ દંડની બાબતમાં સમતા દાખવવી વગેરેનો સમાવેશ થાય છે.

**પ્રજાની અને વંશજોની ફરજો**

પ્રિયદર્શીએ પોતાની ધર્મલિપિઓનો મોટો ભાગ લોગતી પ્રજાની વિવિધ નૈતિક ફરજો વર્ણવવામાં રોકયો છે. તેમાં તેણે માતાપિતાની સેવા, ગુરુ–બ્રાહ્મણ–શ્રમણ આદિ પ્રત્યે સન્માન ને ઉદારતા, પ્રાણીઓ પ્રત્યે દયા, નાનાંઓ પ્રત્યે વાત્સલ્ય, શીલ, સત્ય આદિ પર ભાર મૂકેલ છે. પોતાના વંશજો પણ પોતાની ધર્મ-લિપિઓનું ઘટિત પાલન કરાવે તે અંગે પણ તે જુદાં જુદાં શાસનોમાં વારંવાર નિર્દેશ કરે છે.

**ધર્મલિપિઓમાં દાન અને કૃતિઓનો નિર્દેશ**

પોતાની આ ધર્મલિપિઓમાં પ્રિયદર્શી પોતાની વિવિધ કૃતિઓ, કાર્યો અને દાનોનો પણ ઉલ્લેખ કરે છે. તેમા દવાખાનાં ને પાંજરાપોળોની સ્થાપના; વૃક્ષારોપણ; સઘળી પ્રજાઓમાં દેવમૂર્તિઓ ને મંદિરોની સ્થાપના; વિશ્વભરમાં ધર્મપ્રચાર; રાજમાર્ગો, જળાશયો, ધર્મશાળાઓ વગેરેનાં બાંધકામ; આંબા-વાડીઓની રચના; તેમજ ધર્મસ્થંભોનું ઘડતર આદિનો સમાવેશ થાય છે. તદુપરાંત પોતાની રાણીઓ અને કુમારોનાં વિવિધ દાનોનો પણ તે નિર્દેશ કરે છે.

આ રીતે પ્રિયદર્શીની સઘળી ધર્મલિપિઓમાં વિશ્વની સમસ્ત પ્રજાઓનાં કલ્યાણની ભાવના વ્યકત થઇ છે.

પ્રિયદર્શીની આ ધર્મલિપિઓમાં જેમ વિશ્વકલ્યાણની ભાવના વ્યક્ત થઇ છે તેમ તે લિપિઓમાંના કેટલાક નિર્દેશો અને સંખ્યાબંધ પારિભાષિક શબ્દો જૈન ધર્મ સાથેની તેની એકતા દાખવવામાં પણ મદદગાર બને છે.

**ધર્મલિપિઓ અને પ્રિયદર્શીનો ધર્મ**

પોતાના છઠ્ઠા સ્થંભલેખમાં તે જણાવે છે કે–'બધા ધર્મોને મેં વિવિધ પૂજાથી પૂજ્યા છે; પરંતુ મારો પોતાનો મુખ્ય મત (ધર્મ) તો એ છે કે જેમાં આત્માનું પ્રતિક્રમણ થઇ શકે છે.' સાંચી વગેરે ગૌણ સ્થંભલેખોમાં તે જ્ઞાતપુત્ર (ભગવાન મહાવીર)ના ભિક્ષુઓ અને ભિક્ષુણી-ઓને શ્વેત વસ્ત્રો ધારણ કરીને ઉપાશ્રયોમાં વસવાની અને એ રીતે શ્વેતાંબર સંઘને અપનાવવાની સલાહ આપે છે તથા સારનાથ વગેરે ગૌણ સ્થંભલેખોમાં તે પોતાના અધિકારીઓને અષ્ટમી–ચતુર્દશીએ પૌષધ કરવાની સૂચના આપે છે. નવમા શિલાલેખમાં તે અહિંસા, સંયમ, દાન, વિવેક (તપ) આદિને ધર્મમંગલ તરીકે ઓળખાવે છે. તથા વિવિધ ધર્મલિપિઓમાં તે પોતાની સંઘયાત્રા, અનાર્ય પ્રજાઓમાં પણ ધર્મપ્રચારાર્થે તેણે મોકલેલા 'પુરુષ' નામક ધર્માધિકારીઓ, સઘળી પ્રજાઓને તેણે કરાવેલા દેવમૂર્તિઓ, દેવમંદિરો ને સાધુઓના પરિચય આદિનું જે વર્ણન કરે છે તે જૈન સમ્રાટ સંપ્રતિનાં કર્તવ્યો સાથે સંપૂર્ણ સુમેળ ધરાવે છે. એટલે પ્રિયદર્શી એ જૈન છે એટલું જ પુરવાર કરીને ધર્મલિપિઓ અટકી નથી જતી પણ જૈન સાહિત્યમાં વર્ણવાયલાં સમ્રાટ સંપ્રતિનાં કાર્યોને તે શિલાલેખીય પ્રમાણો પુરાં પાડે છે.

તદુપરાંત ધર્મલિપિઓમાં વપરાયલા અહિંસા, સત્ય, શૌચ, શીલ, અપરિગ્રહ, પ્રાણારંભ, દાન–શીલ–તપ–ભાવના, ધર્મમંગલ–અહિંસા, સંયમ, તપ, ઉપવાસ, ભાવશુદ્ધિ, પ્રાણદાન, અભયદાન, ચક્ષુદાન, ધર્મદાન, ધર્મવૃદ્ધિ, ધર્મવિજય, ધર્માનુષ્ઠાન, દ્વિપદ–ચતુષ્પદ–પક્ષી–વારિચર, ઉપભોગ, પરિભોગ, પરિત્યાગ, પર્યુપગમન, અનારંભ, નિર્જ્ઝપય, કલ્પ, શ્રાવક, ઉપાસક, શ્રમણ, અપવ્યય, પાપ, આશ્રવ, પરિશ્રવ, વેદનીય, દાન–પૂજા, નિષિધિ, ચાતુર્માસી, પોષધ, સમચરિયં, કલ્યાણ, જીવનિકાય, વચનગુપ્તી, સમવાય, એકદેશ–આદિ શબ્દો કે શબ્દસમુચ્ચયો પણ જૈન પરિભાષાના જ સૂચક છે.

**પાટનગરની ફેરબદલી**

આ રીતે પ્રિયદર્શી એક બાજુએ વિશ્વકલ્યાણના અમર સંદેશ તરીકે જ્યારે ધર્મલિપિઓ કોતરાવરાવી રહ્યો હતો ત્યારે બીજી બાજુએ તે પોતાના પાટનગરને પાટલીપુત્રથી ફેરવીને અવંતી લઇ જવાની યોજના ઘડી રહ્યો હતો. મૌર્ય સામ્રાજ્ય જ્યારે પૂર્વહિંદમાં જ પથરાયલું હતું ત્યારે તેના પાટનગર તરીકે પાટલીપુત્ર સસ્થાને અને સુઘટિત હતું. પરંતુ હવે તે સામ્રાજ્ય વિશ્વના

મોટા ભાગ પર પથરાઈ વળતા ભારતના હૃદયપ્રદેશ સમું અવંતી જ તેના પાટનગર તરીકે શોભી શકે. અવંતી એ ભારતનું હૃદય-સિંહાસન હતું એટલું જ નહિ, પણ જૈન સંઘનું પણ તે કેન્દ્ર હતું. એટલે સંપ્રતિ યોગ્ય મુહૂર્ત જોઈ મૌર્ય સિંહાસનને પાટલીપુત્રથી અવંતી લઈ ગયો અને અવંતીને તેણે મૌર્ય તેમજ ભારતીય રાજધાની તરીકે ઉભરતા બક્ષી ત્યારથી શરૂ થયેલો અવંતીનો ઉદય સદીઓ લગી વિકસતો રહ્યો.

**દીપોત્સવી-પર્વ અને સાંચી વગેરે સ્તૂપોમાં દીપકોની હારમાળા**

એક દિવસે પ્રિયદર્શીએ શ્રી આર્યસુહસ્તી મહારાજને દીપોત્સવી-પર્વનો ઇતિહાસ પૂછતાં શ્રી આર્યસુહસ્તી આચાર્યે કહ્યું કે, 'હે રાજન્! આશ્વિન વદી અમાવાસ્યાની રાત્રે ભગવાન મહાવીરસ્વામી જ્યારે નિર્વાણ પામ્યા ત્યારે જગત પરથી મહાવીરરૂપી ભાવ દીપકને આથમી ગયો માની કાશી-કોશલના મલ્લ અને લિચ્છવી જાતિના અઢાર નૃપતિઓએ વિશ્વ-કલ્યાણને માટે તે ભાવ-દીપકના સંસ્મરણમાં દ્રવ્ય દીપકો પ્રગટાવ્યા અને ત્યારથી તે પર્વ પર દીપકો પ્રગટાવવાની પ્રથા શરૂ થઈ. આ રીતે દીપકોને ધર્મ સાથે સુસંકલિત નિહાળીને પ્રિયદર્શીએ સાંચી વગેરે સ્તૂપોમાં દીપકો પ્રગટાવવાની પ્રથા શરૂ કરી અને પરિણામે સદીઓ લગી એ સ્તૂપોમાં દીપકો ઝળહળતા રહેલા. સાંચીના દાનલેખોમાં પણ દીપકો પ્રગટાવવા માટેના દાનોના વધુ ઉલ્લેખો મળે છે.

**અવંતીસુકુમાલ અને અવંતી-પાર્શ્વનાથનું મંદિર**

એક વખતે શ્રી આર્યસુહસ્તી મહારાજ, અવંતીના ઉપાશ્રયમાં, જૈન સૂત્રોમાં વર્ણવાયેલ નલિનીગુલ્મ વિમાન નામક સ્વર્ગના એક ભાગનું વર્ણન કરી રહ્યા હતા ત્યારે અવંતીસુકુમાલ નામે એક વિલાસી શ્રીમંતપુત્ર તે વર્ણન સાંભળીને બેહોશ બની ગયો. તેને જાતિસ્મરણ-પૂર્વભવના દર્શન કરાવતું-જ્ઞાન ઉપજ્યું જેથી તેને પોતાનો પૂર્વભવ યાદ આવ્યો. તે ભવમાં તે નલિનીગુલ્મ નામક વિમાનમાં જ દેવ પણે વિચરતો હતો અને તે વિમાનનું વર્ણન સાંભળતાં તેની સુષુપ્ત સ્મૃતિઓ જાગૃત બની, ને તેને પૂર્વભવનું જ્ઞાન ઉપજ્યું. તે જ્ઞાનના બળે તેણે જોયું કે શ્રી આર્યસુહસ્તી આચાર્યે કરેલું નલિનીગુલ્મ વિમાનનું વર્ણન પોતે જ્યાં વિહરતો હતો તે વિમાનની સાથે આબેહૂબ મળતું આવે છે એટલે તેણે આચાર્યને પૂછ્યું, 'દેવ, શું આપ પણ મારી જેમ નલિનીગુલ્મ વિમાનમાં જ વિચરતા હતા કે આપ તેનું આવું હુબહુ વર્ણન કરી શકો છો?"

"નહિ," આચાર્યે શાંતિથી કહ્યું, "મેં તે વિમાન જોયું નથી. હું તો જૈન શાસ્ત્રોમાં તેનું જે વર્ણન મળે છે તે જ કથી રહ્યો છું."

અવંતીસુકુમાલના મનમાં સ્વર્ગની સ્મૃતિઓ જાગૃત થતાં જ આ વિશ્વ તેને નર્ક સમું ભાસવા લાગ્યું. તેને હવે અહીં રહેવું આકરું થઈ પડ્યું. એટલે તેણે આચાર્યને પૂછ્યું, "દેવ, જે શાસ્ત્રો સ્વર્ગના આવા આબેહૂબ વર્ણન કરી શકે છે તે શું ત્યાં પહોંચવાનો માર્ગ નથી દાખવી શકતાં?"

"જૈન દીક્ષા સ્વીકારીને માનવી સહજે સ્વર્ગે જઈ શકે છે." શ્રી આર્યસુહસ્તી આચાર્યે કહ્યું.

અવંતીસુકુમાલે તરત જ દીક્ષા સ્વીકારી લીધી અને લાંબા સમય લગી વ્રત પાળવાને અશક્ત હોઈ તે અનશન (આજીવન તપ) સ્વીકારીને નજીકના વનમાં જઈ રહ્યો.

રસ્તે કાંટા-કાંકરા વાગવાથી તેમના કોમળ ચરણમાંથી લોહી નીકળ્યું. તે લોહીથી આકર્ષાયેલી એક શિયાળણ તેમની પાછળ પડી અને તેમની નિર્મમતાનો લાભ લઈ તેણે મુનિના કેટલાક અંગ ફાડી ખાધાં. એ રીતે અવસાન પામી શ્રી અવંતીસુકુમાલ સ્વર્ગે સિધાવ્યા.

અવંતીસુકુમાલના પિતા તો વર્ષો પર અવસાન પામી ચૂક્યા હતા. એટલે તેમની વિધવા માતા ભદ્રા જ્યારે પુત્રવધુઓ સાથે મુનિ-પુત્રના દર્શને આવી

ત્યારે વનમાં તેમનું કલેવર પડ્યું નિહાળી તેને સંસાર પર ઉદ્વેગ આવ્યો. તેણે ગર્ભવતી પુત્રવધુને ગૃહકારભાર સોંપી અન્ય પુત્રવધુઓ સાથે તરત દીક્ષા સ્વીકારી.

તે ગર્ભવતી પુત્રવધુને સમય જતાં મહાકાલ નામે પુત્ર થયો અને તેણે પિતાના અવસાન સ્થળે ભવ્ય જિનપ્રાસાદ બંધાવરાવ્યો. એ પ્રાસાદની રચના નલિનીગુલ્મ વિમાનના વર્ણનને અનુસાર કરવામાં આવી. ને તે પ્રાસાદમાંની મૂળ–પ્રતિમા અવંતી–પાર્શ્વનાથના નામે મશહૂર બની. સમય જતાં તે પ્રાસાદ પર બ્રાહ્મણોએ પ્રભુત્વ જમાવ્યું પણ વિક્રમાદિત્યના સમકાલિક જૈનાચાર્ય શ્રી સિદ્ધસેનસૂરિએ પુનઃ તે પ્રાસાદનું જૈનત્વ સિદ્ધ કર્યું.

આ રીતે સંપ્રતિના ઉત્તર કાળમાં બંધાયલા એક ઐતિહાસિક જૈન મંદિરની આ કથા અનેક જૈન ગ્રન્થોમાં જળવાઈ રહી છે અને સંપ્રતિના જીવન સાથે તેને ઓછો સંબંધ છતાં તેના સમયની એક વિશિષ્ટ પ્રસંગકથા તરીકે તેને અહીં સ્થાન આપવાનું ઉચિત લેખેલ છે.



# નવમ પરિચ્છેદ

## મૌર્ય સંધ્યા

**સાર—**

આ પરિચ્છેદમા—પ્રિયદર્શીના રાજવંશી સૂબાઓ અને તેના માડલિક નૃપતિઓ, તેની ધર્મલિપિઓમા થયેલો વંશજોનો નિર્દેશ, તેનો યુવરાજ બૃહસ્પતિમિત્ર, દ્વિતીય પુત્ર દશરથને સોપાયલુ મગધનુ રાજ્ય, દશરથનું વ્યક્તિત્વ, તેના સિક્કા, તેના દાનલેખો ને તેનું અવસાન, પ્રિયદર્શીની વૃદ્ધાવસ્થા, ધર્મસાથેની તેની એકતીનતા, શ્રી આર્યસુહસ્તી આચાર્યનો સ્વર્ગવાસ અને પછી તરત જ પ્રિયદર્શીનુ મરણ, સામ્રાજ્યભરમા પથરાયલો શોક, પ્રિયદર્શીના મૃત્યુની રાજકીય અસરો, બૃહસ્પતિમિત્રનો રાજ્યાભિષેક, તેનુ વ્યક્તિત્વ અને તેના સિક્કા, શાલિસૂકની મૌર્ય સિંહાસન પ્રત્યેની બિનવફાદારી, ને પરિણામે મૌર્ય સામ્રાજ્યથી છૂટું પડેલુ મગધ, શાલિસૂકનુ વ્યક્તિત્વ અને તેના સિક્કા, મૌર્ય સામ્રાજ્યથી છૂટુ પડેલુ કલીંગ, બૃહસ્પતિમિત્ર અને શાલિસૂકનું મરણ, બૃહસ્પતિમિત્રના વૃષભસેન, પુષ્યધર્મા આદિ ઉત્તરાધિકારીઓ ને શાલિસૂકના દેવધન્વા, શતધન્વા ને બૃહદ્રથ વગેરે વંશજો, તેમના વ્યક્તિત્વ ને તેમના સિક્કા, મગધ અને અવંતી વચ્ચે કલહ, પરિણામે મગધ સામ્રાજ્ય પર પથરાયલી સંધ્યા અને અનેક માડલિક નૃપતિઓએ જાહેર કરેલી સ્વતંત્રતા, પુષ્યધર્મોના સેનાપતિ પુષ્યમિત્રે કરેલો બૃહદ્રથનો નાશ ને તેના હાથમા આવેલા મગધ-અવંતીના સિંહાસનો, તેણે સિંહાસન પર ન ચડતા સેનાપતિ તરીકે બજાવેલો દરજ્જો, તેના પુત્ર અગ્નિમિત્રનું સમ્રાટપદ ને શુંગવંશની શરૂઆત, તથા શ્રમણ સંસ્કૃતિના ઓસરતા પાણી ને વૈદિક સંસ્કૃતિનો ઉદય—આદિ હકીકતો સમાવવામા આવી છે

પ્રિયદર્શી પોતાની રાજધાની જ્યારે પાટલીપુત્રથી અવંતી લઇ ગયો ત્યારે મગધનો કારભાર તેણે પોતાના દ્વિતીય પુત્ર દશરથને સોંપ્યો અને અવંતીના સિંહાસને પોતાના યુવરાજ તરીકે વડીલ પુત્ર બૃહસ્પતિમિત્રની નિમણૂક કરી. કાશ્મીરનો અધિકાર તેણે કુમાર જાલૌકને અને તિબેટ--ખોટાનનો અધિકાર કુમાર કુસ્થનને ભળાવ્યો હતો. નેપાળનું શાસનતંત્ર દેવપાળ--ચારુમતીના હાથમાં હતું. ગિરનારમાં શાલિસૂક અને ગાંધારમાં વીરસેન સૂબાપદે હતો. કાશી--કૌશાંબીનું રાજતંત્ર કુમાર તીવર સંભાળતો હતો અને સુવર્ણગિરિ તેમજ દસીલામાં રાજવંશી કુમારો સૂબા-પદે હતા. આમાંથી કેટલાક કુમારો તો પ્રિયદર્શી અને તેના મંત્રી–મંડળની સીધી આજ્ઞા મુજબ કારભાર ચલાવતા સૂબાઓ જ હતા. પરંતુ દશરથ, જાલૌક, કુસ્થન, દેવપાળ, શાલિસૂક, વીરસેન વગેરેના સંબંધમાં જણાય છે કે પ્રિયદર્શીએ તે સૂબાઓને જે તે પ્રદેશનો સ્વતંત્ર અધિકાર સોંપી તેમને માંડલિક નૃપતિઓની કોટિમાં દાખલ કર્યા હતા. કેમકે મગધની ગાદી પર દશરથનો રાજ્યાભિષેક થયાનું પ્રમાણ સાંપડે છે જ્યારે કાશ્મીર, નેપાળ, ખોટાન ઇત્યાદિ સ્થળે રાજ્યાધિકાર તે સૂબાઓના વારસોના હાથમાં જ રહ્યો છે.

**રાજવંશી સૂબાઓ**

પ્રિયદર્શી પોતાની ધર્મલિપિઓમાં પોતાના વંશ-જોનો ઉલ્લેખ કરતાં પુત્ર, પૌત્ર, દૌહિત્ર, પ્રપૌત્ર વગેરેનો નિર્દેશ કરે છે. પરંતુ તેમાં ખરી ખૂબી એ છે કે તે ગિરનારનાં શાસનોમાં પુત્રની પછી પૌત્ર અને પ્રપૌત્ર એવો ક્રમ વર્ણવે છે, ને શાહબાઝગઢીના તેરમા શાસનમાં તો તે પુત્રની પછી તરતજ પ્રપૌત્રનો નિર્દેશ કરે છે. આ ઉલ્લેખભેદ અનેક કલ્પનાઓનો સૂચક બને છે. એક તો એ કે ગિરનાર સિવાયનાં અન્ય સ્થળોનાં રાજવંશી સૂબાઓએ લગ્ન ન કરતાં બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું હોય અને પરિણામે તે તે સ્થળનો અધિકાર પ્રિયદર્શીના પુત્રની પછી તેના દૌહિત્રના હાથમાં ચાલ્યો જવાનો હોય. અથવા તો તે તે સ્થળે વારસામાં પુત્રની પછી પુત્રીનો હિસ્સો પણ નોંધાતો હોવો જોઇએ અને તેથી ત્યાં પ્રિયદર્શીના પુત્રની પછી તેના દૌહિત્રો શાસક બનવાના હોય. અથવા તો પછી પ્રિયદર્શી પોતાના ચૌદમા મુખ્ય શિલાલેખમાં જણાવે છે કે—' સર્વ સ્થળે સર્વ સુઘટિત નહોતું એટલે ઓછું–વધતું અથવા ઘટિત ફેરફાર સાથે પણ લખાવાયું હશે.'—તે અનુસાર, તે કાળમાં, ગિરનાર સિવાયના પ્રદેશોમાં વારસો પુત્રની પછી પુત્રીના વંશજોને સોંપવાની પ્રથા હશે તેને અનુસ-રીને તે તે પ્રદેશોની ધર્મલિપિઓમાં પ્રિયદર્શીએ પુત્રની પછી દૌહિત્રનો નિર્દેશ કર્યો છે

**ધર્મલિપિઓમાં વંશજોનો નિર્દેશ**

ધર્મલિપિઓમાં ફક્ત પાંચ જ વિશેષ નામોનો નિર્દેશ થયેલો છે. તેમાંથી એક તો લિપિકાર–શિલ્પી ચપડ છે. બીજું દેવાનાંપ્રિય પ્રિયદર્શી પોતે. ને ત્રીજો તેનો પિતામહ અશોક. આ રીતે ત્રણ નામો જતાં પ્રિયદર્શીના કુટુંબીજનોનાં તો બાકી બે જ નામ મળી આવે છે. એક દેવી–રાણી કારુવાકી અને બીજો તેનો કુમાર તીવર. આ બંને નામ પ્રિયદર્શીના વંશજોનું સ્વરૂપ વર્ણવવામાં પૂરતાં મદદગાર બની શકે તેમ નથી એટલે તે માટે તો આપણે અન્ય પ્રમાણોનો જ આધાર લેવો રહેશે

'મત્સ્યપુરાણ'ના જણાવ્યા પ્રમાણે દશરથ સંપ્રતિનો પુત્ર હતો અને તેનું શાસન આઠ વર્ષ ચાલ્યું હતું. તેનો આ શાસનકાળ પ્રિયદર્શીની હયાતિ દરમિ-યાન જ ગણવો કે તેની પછી તેનો નિર્ણય કરવો મુશ્કેલ છે. પણ બહુધા તો તે પ્રિયદર્શીની હયાતિ દરમિયાન જ મૃત્યુ પામ્યો હતો. કેમકે પુરાણોમાં નિર્દેશ થયા અનુસાર સંપ્રતિ–પ્રિયદર્શીએ દશરથના અવસાન પછી મગધનું શાસન શાલિસૂકને સોંપ્યું હતું. બીજી બાજુ દશરથ પોતે પણ નાગાર્જુન–ગુફાના પોતાના દાનલેખમાં પોતાનો પરિચય આપતાં જણાવે છે કે–' દેવાનુપ્રિયને અનંતર જેનો રાજ્યાભિષેક થયો છે એવા દશરથે આ ગુફા આજીવિકોને નિવાસ માટે ભેટ આપી.' અહીં દશરથ પોતાને દેવાનુપ્રિય પ્રિયદર્શીના ઉત્તરાધિકારી કે પુત્ર તરીકે ન ઓળખાવતાં વાક્યનો પ્રયોગ એવી રીતે કરે છે કે જાણે દેવાનુપ્રિય પ્રિયદર્શીએ અમુક સિંહાસન પરનો પોતાનો અધિકાર તજી દેતાં ત્યાં દશરથનો અભિષેક થયો હોય. આ દશરથના કેટલાક સિક્કાઓ

**દશરથ**

મળી આવે છે અને તેના પર રાજ્ઞો દશરથસ મુર્યસ એવા અક્ષરો સાથે ગિરિચન્દ્ર, હસ્તિ, અશ્વ આદિ ચિન્હો મળી આવે છે આમાનું ગિરિચંદ્ર ચિન્હ દક્ષિણમાં ચન્દ્રગિરિ પર સ્વર્ગવાસ પામેલા ચંદ્રગુપ્તનું સ્મારક છે, હસ્તિનું ચિન્હ પ્રિયદર્શી-સંપ્રતિનું રાજચિન્હ છે, અને દશરથે પોતે પોતાના પુરોગામીઓના ગિરિચંદ્ર ને હસ્તિ એ બે ચિન્હો ઉપરાંત પોતાના તરફથી અશ્વ ઉમેરેલ જણાય છે દશરથનું અવસાન થતા પ્રિયદર્શીએ મગધનું રાજ્ય શાલિસૂકને સોંપ્યું

દશરથના અવસાન પછી પ્રિયદર્શીની પોતાની તબિયત પણ લથડવા માંડી તે વૃદ્ધાવસ્થામાં પ્રવેશી ચૂક્યો હતો વિશ્વવિજય અને ધર્મવિજયની તેની બધી ભાવનાઓ સિદ્ધ થઈ ચૂકી હતી. હવે તે પોતાનો ઘણોખરો સમય ધર્મધ્યાનમાં જ વીતાવતો હતો ગુરુવર્ય શ્રી આર્યસુહસ્તી મહારાજના પ્રવચન સાભળવા, જિનમંદિરમાં પૂજા કરવી, વખતોવખત તીર્થયાત્રાએ જવું વગેરે તેનો વ્યવસાય થઈ પડ્યો હતો તેના દૃષ્ટાંતથી પ્રજા પણ ધર્મમાર્ગમાં રુચિ દાખવતી બની. યુદ્ધો ખૂબ ઓછાં થઈ ગયા હતા અને પ્રજા સ્વર્ગીય શાંતિ અનુભવી રહી હતી. મૌર્ય સામ્રાજ્યનો યશધ્વજ ઊંચે ઊંચે દિગંતમાં ફરકી રહ્યો હતો અને તેનો ધર્મદીપક પરમ તેજે ઝળહળી રહ્યો હતો

**પ્રિયદર્શીની વૃદ્ધાવસ્થા**

આ મહા સુખમય દશામાં પ્રિયદર્શીના જીવનના અંતિમ વર્ષો પસાર થવા લાગ્યા પણ એ અરસામાં મહાન જૈનાચાર્ય અને સંપ્રતિના ગુરુવર્ય શ્રી આર્યસુહ

**શ્રી આર્યસુહસ્તી આચાર્યનો સ્વર્ગવાસ**

પ્રિયદર્શીએ થોડા જ સમય અગાઉ દશરથના મૃત્યુનો ઘા અનુભવ્યો હતો પણ એ ઘા તેણે શાંતિથી સહી લીધેલો પણ ગુરુવર્ય શ્રી આર્યસુહસ્તીનો વિરહ તેને માટે અસહ્ય નીવડ્યો પરિણામે તેની પ્રાણશક્તિ ખૂટવા લાગી તેનો જીવનદીપ ઝાંખો પડવા લાગ્યો ને છ મહિનાના ગાળામાં જ (ઇ સ પૂ ૨૩૫) તે પણ અવસાન પામ્યો

**પ્રિયદર્શીનો સ્વર્ગવાસ**

પ્રિયદર્શીના અવસાન પછી તરત જ બૃહસ્પતિમિત્રને રાજતિલક કરવામાં આવ્યું અને સામ્રાજ્યભરમાં શોક જાહેર કરવામાં આવ્યો સઘળી પ્રજાઓ જાણે પોતે પિતા ગુમાવ્યો હોય એટલી ગમગીન બની

પ્રિયદર્શીનું મરણ મૌર્ય સામ્રાજ્યને માટે ખૂબ જ હાનિજનક નીવડ્યું તેનામાં કોન્સ્ટેંટાઇનની પવિત્રતા મહત્તા, અને ધર્મભાવના હતી અને સિકંદર સીઝર, શાર્લમેન અને નેપોલિયન સમો પ્રભાવ હતો તેણે વિસ્તારેલું સામ્રાજ્ય આ નૃપતિઓના સામ્રાજ્ય કરતા પણ વધારે વિશાળ બન્યું હતું તેનો વિશ્વવિજય પણ એવો જ ઝડપી હતો એટલે તેની સિદ્ધિઓને જાળવી રાખવાને માટે તેનો ઉત્તરાધિકારી જો તેના સરીખો મહાન ન હોય તો ઉપરના બધા નૃપતિઓના સામ્રાજ્યની જે દશા થઈ તે જ દશા મૌર્ય સામ્રાજ્યની પણ થાય તે સહજ હતું ચંદ્રગુપ્તે રોપેલા અને અશોકે ખીલવેલા સામ્રાજ્યવૃક્ષને તેણે એવું ભવ્ય, વિશાળ અને રમણીય બનાવ્યું હતું કે તેનો હવે પછીનો જાળવનાર જો બાહોશ નીવડે તો તે વૃક્ષ વિશ્વપોષક બને ને નહિતર લૂંટાઈ જાય

**પ્રિયદર્શીના મૃત્યુની અસર**

શોકની મુદત પૂરી થતા અવંતીના સિંહાસને બૃહ

સુશાસન ચલાવવાની ખાત્રી આપી ને મૌર્ય સામ્રાજ્ય રથ ઠાઠના પ્રવાહ સાથે પ્રગતિ સાધવા લાગ્યો

પ્રગતિશાળી નૃપતિ તરીકે તો બૃહસ્પતિમિત્ર પિતા પ્રિયદર્શીના જેટલો જ બાહોશ હતો પણ પ્રિયદર્શીમાં અલૌકિક પ્રભુતા, સર્વસાધી સમન્વય શક્તિ અજબ કુનેહ અને અપ્રતિમ

**ઘેરાતા વાદળ**

વિજયશક્તિ આદિ જે ગુણો એકત્ર થયા હતા તે ઓછે-વધતે અંશે પણ બૃહસ્પતિમિત્રમાં ખૂટતા હતા. બીજી બાજુ પ્રિયદર્શીએ પોતાના વિશ્વવ્યાપી યુદ્ધવિજયને ધર્મવિજયમાં ફેરવીને તેને સ્થાયી સ્વરૂપ આપેલ હોવા છતાં કેટલાક પ્રદેશોમાં પ્રત્યાઘાતી બળો કામ કરી રહ્યાં હતાં અને તેઓ મૌર્ય સામ્રાજ્યના પ્રભુત્વમાંથી મુક્તિ મેળવવાને વિવિધ માંડલિક નૃપતિઓને પ્રેરી રહ્યાં હતાં.

મૌર્ય સામ્રાજ્યને અસ્તાચળને માર્ગે ઉતારવામાં સૌથી મહત્ત્વનો ફાળો શાલિસૂકનો જણાય છે. તેણે મગધના તાજને અવંતીના સિંહાસનથી સ્વતંત્ર બનાવ્યો અને મૌર્ય સમ્રાટની આજ્ઞાઓને માન આપવાની અનિચ્છા દર્શાવી. બૃહસ્પતિમિત્રે પ્રથમ તો શાલિસૂકને પરાજય આપી મૌર્ય સિંહાસનની કીર્તિને બચાવી લેવાનો વિચાર કર્યો. પણ બીજી બાજુ તેને યુદ્ધ પ્રત્યે અભિરુચિ નહોતી, શાલિસૂક પોતાનો કાકો હતો અને મગધ ને અવંતી વચ્ચે વિગ્રહ સળગે તો કલિંગ વગેરે બીજાં રાજ્યો પણ તેનો લાભ ઉઠાવવાનું ચૂકે તેમ નહોતાં. એટલે બૃહસ્પતિમિત્રે શાલિસૂકની બેવફાઈને સ્નેહના નામે ચલાવી લીધી. અને મગધનું રાજ્ય મૌર્ય સામ્રાજ્યમાંથી છૂટું પડી ગયું.

### મૌર્ય સામ્રાજ્યની સાંકળમાંથી છૂટું પડેલું મગધ

મગધ મૌર્ય સામ્રાજ્યની ધૂંસરીમાંથી સ્વતંત્ર થઈ જતાં બીજાં મોટાં માંડલિક રાજ્યોમાં પણ સ્વતંત્રતાની તમન્ના પ્રગટી તેમાં સૌથી પ્રથમ કલિંગે માથું ઊંચક્યું. કલિંગની લશ્કરી તાકાત વિપુલ હતી. પ્રિયદર્શીની વિશ્વવિજયી સેના સામે પણ તેણે મહિનાઓ લગી ટક્કર ઝીલી હતી. એટલે પ્રિયદર્શી મરણ પામતાં અને મૌર્ય સામ્રાજ્યની તાકાત અવંતી અને મગધ એમ બે વિભાગમાં વ્હેંચાઈ જતાં તેને માટે મૌર્ય ધૂંસરીને પડકાર આપવાનો માર્ગ મોકળો બન્યો હતો. એ તકનો લાભ લઈ કલિંગે હવે મૌર્ય સામ્રાજ્યને ખંડણી આપવાની આનાકાની કરવા માંડી. બૃહસ્પતિમિત્રે શાલિસૂકની બિનવફાદારી તો તેની સાથેના સંબંધ અંગે ચલાવી લીધેલી, પણ કલિંગનો દ્રોહ ચલાવી લેવાય તેમ નહોતું. એટલે તેણે તરત જ કલિંગ સામે યુદ્ધ જાહેર કર્યું. આ યુધ્ધમાં મૌર્ય સેનાએ પ્રચંડ આક્રમણપૂર્વક પોતાના લશ્કરી યશનો બચાવ તો કર્યો પણ એક બાજુએ મગધ તટસ્થ હતું અને બીજી બાજુ કલિંગ ભયંકર રીતે સુસજ્જ બન્યું હતું. તેથી કલિંગની તાકાતને સર્વથા કચરી નાંખવાનું તો અસંભવિત જ રહ્યું. પરિણામે બૃહસ્પતિમિત્ર અને કલિંગપતિ વચ્ચે સંધિ થઈ અને તેમાં બૃહસ્પતિમિત્રે કલિંગની સ્વતંત્રતા માન્ય રાખી.

### કલિંગ–સ્વાતંત્ર્ય

આ રીતે પોતાને હાથે મૌર્ય સામ્રાજ્યના દિગંતવ્યાપી પ્રકાશ પર વાદળ ઘેરાતાં જોઈ બૃહસ્પતિમિત્ર ઝંખવાઈ ગયો, અને થોડા જ વર્ષનું શાસન ભોગવી તેનું જીવનતેજ ઓલવાઈ ગયું. મૌર્ય સામ્રાજ્યની એકતાને ખંડિત કરનાર અને એ રીતે મૌર્ય સામ્રાજ્યમાં કુહાડી મારનાર મગધપતિ શાલિસૂક પણ તે પછી થોડા જ સમયમાં અવસાન પામ્યો.

### બૃહસ્પતિમિત્ર અને શાલિસૂકનું અવસાન

બૃહસ્પતિમિત્ર સ્વભાવે શાંત અને પ્રભાવશાળી સમ્રાટ હતો. તેના સિક્કાઓ પર મૌર્ય રાજવંશના પ્રધાન ચિન્હ ગિરિચન્દ્રની સાથોસાથ વૃષભ (બળદ) કોતરાયલ છે, જે તેની શાંત મનોવૃત્તિનું પ્રમાણ છે. તે પિતાની સાથે જ રહેલ હોઈ તેનામાં સદ્‌ગુણો સુંદર સ્વરૂપમાં વિકાસ પામ્યા હતા. પણ એક મહાસામ્રાજ્યના સંરક્ષક તરીકે સંગ્રામ પ્રત્યેની જે અભિરુચિ અને વિજયની તમન્ના જોઈએ તે તેનામાં પૂરતા પ્રમાણમાં વિકસ્યાં નહોતાં. તે પિતાને પગલે જૈન ધર્મનું જ પાલન કરતો હતો. પણ વિજેતા બનવાની તેની ભાવના સુખ–શાંતિ પ્રત્યેના સ્નેહમાં પલટાઈ ગઈ હતી. એટલે તે સામ્રાજ્યદેહમાં આવશ્યક પ્રાણશક્તિ ન પૂરી શક્યો, બીજી બાજુ સંયોગો અને કાળબળ પણ તેની વિરૂદ્ધ કામ કરી રહ્યાં હતાં. અશોક અને પ્રિયદર્શીએ એટલું બધું પ્રાપ્ત કર્યું હતું કે તે પ્રાપ્તિને ઝુંટવી લેવાને વિશ્વની ભૂખી આંખો હૃદયમાં દ્વેષ અને પ્રતિકારભાવને પોષી રહી હતી. એ બધા વિરોધભાવો તેના સમયમાં વધુ ખીલવણી પામીને મૌર્ય સંધ્યાને નજીક આણવા લાગ્યા.

### બૃહસ્પતિમિત્રનું વ્યક્તિત્વ

મૌર્ય સામ્રાજ્યને ગોગો ફટકો શાલિશુકની બેવફાઈએ જ લગાવ્યો છે નાની વયમાં જ તે છ માસ ચડી ગયો હતો અને તેનામાં

**શાલિશુક**

બિનજવાબદારીના તત્વો તથા સ્વતંત્ર તાજની વેલ્છા પ્રગટી તેણે બૃહસ્પતિમિત્રની આજ્ઞા માનવાની ના પાડી એટલું જ નહિ પરંતુ પાટલીપુત્રને જ મગધ સામ્રાજ્યનું પાટનગર લેખીને તે પોતાને જ સમ્રાટ માનવા લાગ્યો અને બૃહસ્પતિમિત્રને પોતાનો માંડલિક નૃપતિ બનાવવાની આશા સેવવા લાગ્યો પણ એ આશાને સિદ્ધ કરવાને સક્રિય પગલાં લેતા પહેલા બૃહસ્પતિમિત્ર અને તે બન્ને અવસાન પામ્યા ને આન્તરિક વિગ્રહ થોડાક વર્ષ આગળ ધકેલાયો પણ મૌર્ય રાજવંશની આ દશાનો દુશ્મનોએ લાભ ઉઠાવ્યો અને એક પછી એક માંડલિક નૃપતિઓ સામ્રાજ્યની ધુંસરીમાંથી છૂટા પડવા લાગ્યા. તેના સિક્કાઓ પર ગિરિચન્દ્ર હસ્તિ વગેરે મૌર્ય રાજચિન્હો મળી આવે છે

અવંતીના સિંહાસન પર બૃહસ્પતિમિત્રની પછી અનુક્રમે વૃષભસેન અને પુષ્પધર્મા આવ્યા અને પાટલીપુત્રની ગાદી પર દેવધર્મા અને શતધન્વા આવ્યા

**બૃહસ્પતિમિત્ર ને શાલિશુકના ઉત્તરાધિકારીઓ**

તેમના સમયમાં મગધ અને અવંતી એકમેક પર સરસાઈ ભોગવવાને લડતા જ રહ્યા અને પરિણામે અનેક માંડલિક નૃપતિઓ ધીમે ધીમે પોતાની સ્વતંત્રતા જાહેર કરતા ગયા આમાંથી વૃષભસેન દેવધર્મા શતધન્વા આદિના સિક્કાઓ મળી આવે છે તેમાંથી દેવધર્મા અને શતધન્વાના સિક્કાઓ પર ગિરિચન્દ્ર હસ્તિ સ્વસ્તિક આદિ જૂના મૌર્ય રાજચિન્હો મળી આવે છે જ્યારે વૃષભસેનના સિક્કાઓ પર ગિરિચન્દ્રની સાથે ત્રિશૂલ ઉમેરાયું છે આવું ત્રિશૂલ પ્રિયદર્શીના બરાબર ગિરિના ગુફા-લેખન અંતે પણ કોતરાયલું છે

આ પરથી જણાય છે કે મગધ અને અવંતી બન્ને પ્રદેશના નૃપતિઓ પ્રિયદર્શી-સંપ્રતિ સુધીના મૌર્ય સમ્રાટો પ્રત્યે માન અને ભક્તિભાવની નજરે જોતા હતા.

**મૌર્ય સંધ્યા**

પણ પ્રિયદર્શી સમો સૂર્ય આથમી ગયા પછી તેઓ આન્તરિક કલહમાં ગૂંથવાઈ ગયા હતા અને પરિણામે મહાન જૈન સમ્રાટ ચન્દ્રગુપ્તે સ્થાપેલા અને બીજા મહાન જૈન સમ્રાટ પ્રિયદર્શીએ મધ્યાહ્નમાં આણેલા મૌર્ય સામ્રાજ્યનો પ્રકાશ આથમી જઈને તેને સ્થાને સંધ્યાનું ઝાંખુ તેજ આવી રહ્યું હતું

મગધની ગાદી પર શતધન્વાની પછી બૃહદ્રથ આવ્યો તે અવંતી સાથેના વિગ્રહમાં પુષ્પધર્માના સેનાપતિ પુષ્યમિત્રને હાથે હણાઈ ગયો તે પછી પુષ્પધર્મા પણ નિર્વંશ મૃત્યુ પામતા પુષ્યમિત્ર બન્ને સિંહાસનોનો માલિક બન્યો પણ તે મૌર્ય રાજવંશ પ્રત્યેની પોતાની ફરજ વિચારીને સિંહાસન પર ન ચડ્યો. પણ તેની પછી તેના પુત્ર અગ્નિમિત્રે સિંહાસને ચડીને શુંગવંશની શરૂઆત કરી ને તેણે મૌર્ય રાજવંશે સાધેલા ધર્મ વિજયને નષ્ટ કર્યો તેણે શ્રમણ સંસ્કૃતિના પૂરને પાછા વાળ્યા ને પુન વૈદિક સંસ્કૃતિનો વિજયધ્વજ રોપ્યો.

## ચતુર્થ ખંડના વિષયોની

# ચાવી

આ પુસ્તકનાં ચાર ખંડ પાડયા છે. પ્રથમના ત્રણ ખંડ સંશોધનના હોઇને, તેને લગતી 'સમયાવળી' તથા 'શું અને કયાં' છૂટાં પાડીને પુસ્તકના પાછલા ભાગમાં આપ્યાં છે જ્યારે ચતુર્થ ખંડ કેવળ જીવનચરિત્રનો વર્ણનાત્મક હોઇને તેને બીજાથી છૂટો પાડયો છે, પરંતુ તેમાં આવેલ વિષયો સમજી શકાય તેથી તેની ચાવી અત્રે મૂકી છે.

વિષયને અક્ષરના અનુક્રમમાં ગોઠવ્યા છે. સાથે જોડેલ આંકસંખ્યા જે પૃષ્ઠો ઉપર તે લખાયાં છે તે બતાવવા માટે છે.


અલેકઝાંડરના સરદારો વચ્ચેની ખટપટને લીધે પંજાબમાં થયેલ બળવો ૩૨૩
અલેકઝાંડરે ભારત ઉપરના આક્રમણ પૂર્વે પાથરેલી જાળ ૩૧૭-૮
આચાર્યદેવ પાસેથી પૂર્વભવ સાંભળીને સંપ્રતિએ સ્વીકારેલો જૈન ધર્મ ૩૫૫-૬
અંગ અને પૂર્વ તે બેમાંથી કયું મોટું, તેની શંકા લાવનારને મળતો ખુલાસો ૩૧૧
અશોકને ચંડાશોક બિરુદની પ્રાપ્તિના બે મુખ્ય બનાવો ૩૧૭-૨૧
અશોકે ગાદીએ બેસી રાજ્યાભિષેક કરાવ્યો, તે વચ્ચેના ગાળામાં ખેલેલી રાજપટુતા ૩૧૮-૨૦
અશોકને બૌદ્ધ ધર્મ પ્રત્યે પ્રથમ દ્વેષ હતો એવા બૌધ્ધ ગ્રન્થોના કથનનો ભેદ ૩૨૧
અશોકે ખોલેલ વધાગારના નિયમોનો પડછો, જેથી બંધ કરાવવાની તેને પડેલી ફરજ ૩૨૨
અશોકના ધર્મ-પરિવર્તન અંગે બૌધ્ધેતર ગ્રંથોએ કરેલું કથન ૩૨૨
અશોકના યુવરાજ કુણાલ ઉપર તેની વ્યભિચારિણી અપરમાતાએ ગુજારેલ ગજબ ૩૨૪-૫
અશોકે કરેલ ધર્મયાત્રા અને ઊભાં કરેલાં સ્મારકોનો આપેલ કાંઇક હેવાલ ૩૨૬
અશોકના સહોદર કુમાર તિષ્યે સ્વીકારેલી બૌદ્ધ દીક્ષાના સંયોગો ૩૨૭
અશોકે બૌધ્ધેતર-તેમાંયે ખાસ કરીને આજીવિક ધર્મ પ્રત્યે વાપરેલી કડકાઈ ૩૨૯
અશોકની ગ્રીક રાણી એથેનાનું નામ અસંધિમિત્રા પાડવાનું કારણ ૩૩૦
અશોકના કુટુંબની તથા સામ્રાજ્યની હદની આપેલી સમીક્ષા ૩૩૨

**શાલિસુક**

મૌર્ય સામ્રાજ્યને ગોટો ફટકો શાલિસુકની બેવફાઈએ જ લગાવ્યો છે નાની વયમાં જ તે ઉ માગ ચડી ગયો હતો અને તેનામાં બિનજવાબદારીના તરવા તથા સ્વતંત્ર તાજની ધગશ પ્રગટી તેણે બૃહસ્પતિમિત્રની આજ્ઞા માનવાની ના પાડી એટલું જ નહિ પરંતુ પાટલીપુત્રને જ મગધ સામ્રાજ્યનું પાટનગર લેખીને તે પોતાને જ સમ્રાટ માનવા લાગ્યો અને બૃહસ્પતિમિત્રને પોતાનો માંડલિક નૃપતિ બનાવવાની આશા સેવવા લાગ્યો પણ એ આશાને સિદ્ધ કરવાને સક્રિય પગલા લેતા પહેલા બૃહસ્પતિમિત્ર અને તે બંને અવસાન પામ્યા ને આતરિક વિગ્રહ થોડાક વર્ષ આગળ ધકેલાયો પણ મૌર્ય રાજવંશની આ દશાનો દુશ્મનોએ લાભ ઉઠાવ્યો અને એક પછી એક માંડલિક નૃપતિઓ સામ્રાજ્યની ધુંસરીમાંથી છૂટા પડવા લાગ્યા. તેના સિક્કાઓ પર ગિરિચન્દ્ર હસ્તિ વગેરે મૌર્ય રાજચિહ્નો મળી આવે છે

**બૃહસ્પતિમિત્ર ને શાલિસુકના ઉત્તરાધિકારીઓ**

અવંતીના સિંહાસન પર બૃહસ્પતિમિત્રની પછી અનુક્રમે વૃષભસેન અને પુષ્પધર્મા આવ્યા અને પાટલીપુત્રની ગાદી પર દેવધર્મા અને શતધન્વા આવ્યા તેમના સમયમાં મગધ અને અવંતી એકમેક પર સરસાઈ ભોગવવાને લડતા જ રહ્યા અને પરિણામે અનેક માંડલિક નૃપતિઓ ધીમે ધીમે પોતાની સ્વતંત્રતા જાહેર કરતા રહ્યા આમાંથી વૃષભસેન, દેવધર્મા શતધન્વા આદિના સિક્કાઓ મળી આવે છે તેમાંથી દેવધર્મા અને શતધન્વાના સિક્કાઓ પર ગિરિચંદ્ર હસ્તિ સ્વસ્તિક આદિ જૂના મૌર્ય રાજચિહ્નો મળી આવે છે જ્યારે વૃષભસેનના સિક્કાઓ પર ગિરિચંદ્રની સાથે ત્રિશૂલ ઉમેરાયું છે આવું ત્રિશૂલ પ્રિયદર્શીના બરાબર ગિરિના ગુફા-લેખને અંતે પણ કોતરાયલું છે

**મૌર્ય સંધ્યા**

આ પરથી જણાય છે કે મગધ અને અવંતી બંને પ્રદેશના નૃપતિઓ પ્રિયદર્શી–સંપ્રતિ સુધીના મૌર્ય સમ્રાટો પ્રત્યે માન અને ભક્તિભાવની નજરે જોતા હતા પણ પ્રિયદર્શી સમો સૂર્ય આથમી ગયા પછી તેઓ આંતરિક કલહમાં ગૂંચવાઈ ગયા હતા અને પરિણામે મહાન જૈન સમ્રાટ ચન્દ્રગુપ્તે સ્થાપેલા અને બીજા મહાન જૈન સમ્રાટ પ્રિયદર્શીએ મધ્યાહ્નમાં આણેલા મૌર્ય સામ્રાજ્યનો પ્રકાશ આથમી જઈને તેને સ્થાને સંધ્યાનું ઝાંખું તેજ આવી રહ્યું હતું

મગધની ગાદી પર શતધન્વાની પછી બૃહદ્રથ આવ્યો તે અવંતી સાથેના વિગ્રહમાં પુષ્પધર્માના સેનાપતિ પુષ્યમિત્રને હાથે હણાઈ ગયો. તે પછી પુષ્પધર્મા પણ નિવારસ મૃત્યુ પામતા પુષ્યમિત્ર બંને સિંહાસનોનો માલિક બન્યો પણ તે મૌર્ય રાજવંશ પ્રત્યેની પોતાની ફરજ વિચારીને સિંહાસન પર ન ચડ્યો. પણ તેની પછી તેના પુત્ર અગ્નિમિત્રે સિંહાસને ચડીને શુંગવંશની શરૂઆત કરીને તેણે મૌર્ય રાજવંશે સાધેલા ધર્મવિજયને નષ્ટ કર્યો તેણે શ્રમણ સંસ્કૃતિના પૂરને પાછા વાળ્યા ને પુનઃ વૈદિક સંસ્કૃતિનો વિજયધ્વજ રોપ્યો.

**ચાણક્યના** જન્મ પ્રદેશ, માતાપિતા તથા કુળધર્મ વિશે કંઇક ૩૦૮
**ચાણક્યનું** નીપજેલું આકસ્મિક મૃત્યુ ૩૧૫
**ચાણક્યની** દંડનીતિમાં કુટિલતા નહીં પણ યુગપરીક્ષાની મહત્તા હતી ૩૧૬
**ચાણક્યે** કોટવાલપદ માટેના અધિકારીની કરેલ પરીક્ષા ૩૧૨
**ચંદ્રગુપ્તની** ઉત્પત્તિ અને તેનો મયૂર-પોષકો સાથેનો સંબંધ ૩૦૧
**ચંદ્રગુપ્ત** અને ચાણક્યના જીવનનો મુખ્ય હેવાલ ૩૦૧થી આગળ
**ચંદ્રગુપ્તની** પટરાણી-નંદપુત્રીની પ્રાપ્તિના પ્રસંગો ૩૦૩
**ચંદ્રગુપ્ત**-વિષકન્યા અને રાજા પર્વતકના પ્રસંગો ૩૦૪
**ચંદ્રગુપ્ત** સાથે ભોજન લેતા બે સાધુઓનો આખો યે કિસ્સો ૩૦૭
**ચંદ્રગુપ્તને** આવેલા સ્વપ્નનું શ્રી ભદ્રબાહુસ્વામીએ ભાખેલું ફળ ૩૧૩
**ચંદ્રગુપ્તના** સામ્રાજ્યબળનો આપેલ ખ્યાલ ૩૧૩
**ચંદ્રગુપ્તે** લીધેલી દીક્ષા અને અનશનપૂર્વક આણેલો જીવનનો અંત ૩૧૪
(રાણી) **તિષ્યરક્ષિતાની** અનાચારલીલાએ કુણાલને બનાવેલ અંધ ૩૨૪-૫
**દીપોત્સવી** નામે હિંદુ ધર્મના પર્વના મંગળાચરણનું કારણ ૪૧૦
**દુષ્કાળમાં** થયેલ જૈન સાધુદશાનું મળી આવતું સાહિત્ય-ગ્રંથોમાંનું ખ્યાન ૩૦૭
**દુષ્કાળની** કાયમી રાહત માટે ચાણક્યે અંગીકાર કરેલી નીતિ ૩૦૬
(બારવર્ષી) **દુષ્કાળ** (ઇ. સ. પૂર્વે ૩૭૯-૩૬૭) ના નિવારણ માટે તુરતમાં લીધેલ ઉપાયો ૩૦૬
**દેવપાળ** વેરે પ્રિયદર્શીએ પોતાની પુત્રી ચારુમતીનાં કરી આપેલ લગ્ન ૩૯૮
**'ધર્માશોક'** બિરુદની ચાલી આવતી માન્યતાનો ભાંગેલો ભ્રમ ૪૦૫
**ધર્મલિપિ**-ધર્મોપદેશ ઇ નું પ્રિયદર્શીએ પોતે કરેલું વિવરણ ૪૦૬
**નહેરનો** નોંધાયલ ઐતિહાસિક પ્રારંભકાળ ૩૯૦
**નેપાળમાં** નવું રાજનગર વસાવી તેમાં અનેક સ્તૂપો, ચૈત્યોની થયેલી બાંધણી ૩૯૮
**નેપાળની** પેઠે કાશ્મીરમાં પણ બંધાવેલું નવું નગર, સ્તૂપો ચૈત્યો ઇ ૩૯૯
**નંદવંશના** નૃપતિઓનો રાજધર્મ ૩૯૦
**પદ્માવતીની** જીવનલીલા વિશે ભિન્ન ભિન્ન માન્યતા ૩૪૫
**પાટલીપુત્રની** જૈન વાચનાનો પ્રસંગ અને ઉત્પત્તિ ૩૦૮
**પંજાબના** બળવામાં અશોકે ફેરવેલો રાજદંડ અને કરેલ ગ્રીક સત્તાનો નાશ ૩૨૩-૪
**પાટલીપુત્રમાંથી** અવંતીમાં પ્રિયદર્શીએ ફેરવેલું પાટનગર ૪૦૩
**પ્રિયદર્શીની** તેજોમય કાંતિ નિહાળી તેનાં માતાપિતાના મનમાં જાગેલા ઉમળકા ૩૩૯
**પ્રિયદર્શીના** ભવિષ્ય માટેની યોજના અને કુણાલે કરેલ તેનો અમલ ૩૪૦-૪૨
**પ્રિયદર્શી** સંપ્રતિના ઉપનામથી જ સાહિત્યમાં ઓળખાયો હોવાનું કારણ ૩૪૪
**પ્રિયદર્શી** યુવરાજપદે નીમાતાં, માતામહી પદ્માવતીએ અતિરેકમાં કરેલું સ્વર્ગગમન ૩૪૪
**પ્રિયદર્શીનો** યુવરાજ તરીકે પાટલીપુત્રમાં થયેલ ભારે સ્વાગત સાથે પ્રવેશ ૩૪૫-૬
**પ્રિયદર્શીનો** રાજ્યાભિષેક અને તે સમયે તેની ઉમર ૩૪૭
**પ્રિયદર્શીના** રાજ્યાભિષેકથી અસંતુષ્ટ બનેલાં તત્ત્વોનું ષડયંત્ર અને થયેલ તેમનો રકાસ ૩૪૭-૮

અશોકના ગ્રહોએ પણ પૌત્રજન્મ પછી લીધેલો પલટો અને તેનુ મગનાચરણ ૩૪૭
અશોકની ઉત્તરાવસ્થામા બે ઠેકાણે ભરાતા દરબાર તથા ત્યાના એલચીઓ ૩૪૭
અશોકે ધમ ઋણ મુક્ત થયા બાદ સ્વીકારેલુ સન્યસ્ત ૩૪૮
અશોકના સન્યસ્ત વખતે ઉપડેલ ખટપટની પ્રિયદર્શીએ લીધેલી ખબર ૩૪૮
અશોકના અવસાનનો શોક પૂરો થતા પ્રિયદર્શીનો થયેલ રાજ્યાભિષેક ૩૪૯-૫૦
અશોકે પ્રિયદર્શીને નેતા જ, યુવરાજપદને બન્ને રાજ્યાભિષેક કરવાની અને પોતે કેવળ રાજરક્ષક રહેવાની બનાવેલી તૈયારી ૩૪૬
આર્યસુહસ્તી આચાર્યે અનાર્ય દેશોમા પણ સાધુઓને વિહરવાની આપેલી છૂટ ૩૬૯-૭૧
આર્ય સુહસ્તીજીનો થયેલ સ્વર્ગવાસ ૪૧૪
આર્ય મહાગિરિ અને આર્ય સુહસ્તી વચ્ચે રાજપિંડ વિશે થયેલ મતફેર ૩૭૭-૮
શ્રી આર્ય સુહસ્તીને શિષ્યસમુદાય સોપીને આર્ય મહાગિરિજીનુ છૂટા પડવુ ૩૬૮
આર્ય મહાગિરિજીના સ્વર્ગગમન બાદ આર્ય સુહસ્તીજીએ ફરકાવેલો શ્વેતામ્બર વિજયધ્વજ ૩૭૯
ઈતિહાસ-મશહૂર "સે ડ્રેકોટસ ' નામ મૂળે સ ડ્રાશીકમ' હોવાની શકાના ૩૨૧
ઉજ્જયિનીમા બધાયલ અવતિપાર્શ્વ નાથના મદિરના અન્ય અને ધતિ ૪૧૦
કાશ્મીરમા પ્રિયદર્શીએ બધાવેલ સરસ્વતી-મદિરના યશોગાન ૩૯૯
કુણાલને પદભ્રષ્ટ કરવામા બૌદ્ધાચાર્યોએ પુરાવેલ હિસ્સા પ છળનો ભેદ ૩૨૫
કુણાલના સ્થાને મહેદ્ર યુવરાજપદે, પાછળથી તેણે કરેલો અસ્વીકાર ૩૨૫-૬
કુણાલના અધત્વનુ કારણ ઉઘાડુ પડતા રાણી તિષ્યરક્ષિતાના થયેલ બેહાલ ૩૨૫
કુણાલના અધત્વથી રાજકુટુબના મુખ્ય માણસોની મનોદશાનો આપેલ ચિતાર ૩૩૪
કુણાલ અધ થતા અશોકે કરેલી તેના જીવનને સુખી બનાવવાની વ્યવસ્થા ૩૩૪
કુણાલે જીવનના ઉલ્લાસ માટે સાધેલી સગીતની કળા ને તેની અણધારી સફળતા ૩૩૫-૩૪૧
(અધ) કુણાલના અનેક ગુણોથી આકર્ષાઈ કચનમાળાએ માગેલી લગ્નની ભિક્ષા, ને થયેલ સ્વીકાર ૩૩૫થી ૩૭
કુણાલ પ્રત્યેની કચનમાળાની પતિભક્તિ ૩૩૭-૮
કુણાલને ગુરુદેવીઓએ પાયેલી પ્રેરણા અને પ્રગટેલી ત્રદ્ધિ સાચવવા ી તમન્ના ૩૩૮
કુણાલને પુત્રશ્રેય માટે ઉઠાવેલ જહેમતમા મળેલી સફળતા ૩૪૨-૩
કુણાલ ને કચનમાળાના જીવનની સક્ષિપ્ત મિમાસા ૩૬૫-૬
કૌટલ્ય નામની ઉત્પત્તિનો આપેલ ખ્યાલ, તેની વર્ણવેલી અદ્વિતીય પ્રભાવિકતા ૩૧૩
(પતિપરાયણ) કચનમાળાને આવેલ સ્વપ્ન, અને તે આધારે પુત્રનુ પ્રિયદર્શી પાડેલુ નામ ૩૩૮
ગિરનારનુ સુદર્શન તળાવ બધાવવામા ચદ્રગુપ્ત-ચાણક્યની સુવાદ ૩૦૭
ચમત્કારોએ કરેલી અશોકના મન ઉપર અસર-બૌદ્ધ ગ્રથોના ઉલ્લેખો ૩૨૧-૨૨
ચાણક્યે રાજકારણમાથી નિવૃત્તિ લેતા, ફરજ પાડનાર સુબધુને બતાવેલો પરચો ૩૧૪-૧૫
ચાણક્યના નામ અને કૃતિઓનુ કરેલ સક્ષિપ્ત અવલોકન ૩૧૨
ચાણક્યે લીધેલી નતિતા અને તેની સિદ્ધિ માટે લીધેલા ઉપાયો ૩૦૧ થી આગળ
ચાણક્યે બેનેલી કૂટનીતિના દૃષ્ટાંતો ૩૦૩ થી આગળ
ચાણક્ય અને રાક્ષસમત્રીની પરસ્પર રમાતી ગજગ્રાહ મનો ૩૦૫

પ્રિયદર્શીની સર્વ પ્રકારની કૃતિઓ પાછળ રહેલ ઉદ્દેશ ૩૯૪–૫
પ્રિયદર્શીના સર્વ સ્તંભોનું અનેક દૃષ્ટિથી આપેલું દિગ્દર્શન ૩૯૫–૬
પ્રિયદર્શીની ધર્મલિપિ અને ગુફાઓના સમય વિશેનું કરેલું પૃથક્કરણ ૩૯૭–૮
પ્રિયદર્શીએ નેપાળની–રૂમ્મિન્ડેઇ–નિગ્લીવની–કરેલી ધર્મયાત્રા ૩૯૮
પ્રિયદર્શીએ માતપિતાની ઇચ્છાને માન આપી વિશેષ ફેરવવા માંડેલુ પરાક્રમ ૩૫૮–૯
પ્રિયદર્શીએ સાધેલા ધર્મવિજય તથા સંઘયાત્રાનુ વર્ણન ૪૦૭–૮
પ્રિયદર્શીએ પ્રજાને તથા પોતાના વંશજોને સમજાવેલી ફરજ અને ધર્મ ૪૦૯
પ્રિયદર્શીએ પ્રાંતિક સૂબાની નિમણૂક અંગે સ્વીકારેલું ધોરણ ૪૧૩
પ્રિયદર્શીની વૃદ્ધાવસ્થા અને મરણ; તેનાથી સામ્રાજ્ય ઉપર થયેલી અસર ૪૧૪
બિંદુસાર નામને ગર્ભાવસ્થા સાથેના સંબંધનું કરેલું વર્ણન ૩૧૨
બિંદુસારની નબળાઇનો સુબંધુએ લાભ લેતાં ઝંખવાયલી મૌર્ય રાજકીર્તિ ૩૧૪–૫
બિંદુસારનું વ્યક્તિત્વ અને પંજાબમાં ઊઠેલ બળવો ૩૧૬
બિંદુસારના મરણથી તેના પુત્રોમાં થયેલ સંક્ષોભ અને જામેલી અવ્યવસ્થા ૩૧૭
ત્રીજી બૌદ્ધ પારષદ મેળવવાનું કારણ અને તેનું સિદ્ધ થયેલ કાર્ય ૩૨૭–૮
ત્રણે બૌદ્ધ પરિષદના સમય ઉપર પાડેલ પ્રકાશ ૩૨૭
ધર્મઘેલા બૌદ્ધોએ રચેલુ ષડ્યંત્ર ને તેમને કરવી પડેલી પીછેહઠ ૩૮૬
બૃહસ્પતિમિત્રનો રાજ્યાભિષેક અને સામ્રાજ્ય ઉપર ઘેરાવા માંડેલ વાદળ ૪૧૪–૧
બૃહસ્પતિમિત્ર અને શાલિસૂકના કારભાર અને મૌર્ય રાજ્યની સંધ્યા ૪૧૬
(શ્રી) ભદ્રબાહુસ્વામી અને તેમના વડીલબંધુ વરાહમિહિરના જ્ઞાનકસોટીના પ્રસંગો ૩૧૦
'ભદ્રબાહુ સંહિતા' અને વારાહીસંહિતા' ના નિર્માણ પ્રસંગ ૩૧૦
ભદ્રબાહુસ્વામી અને ચંદ્રગુપ્તનાં સ્વર્ગસ્થાનોનાં જળવાઇ રહેલાં સ્મારકો ૩૧૪
ભિક્ષુક સંઘની સુધારણા અને બૌદ્ધ ધર્મનો થયેલ પ્રચાર ૩૨૮
ભિક્ષામાં શિથિલતા કાળબળને લીધે હોઇ આર્ય મહાગિરિજીને સમજાયલી વિશિષ્ટતા ૩૭૮
મગધના બારવર્ષી દુષ્કાળનો ચાણક્યે ઉઠાવેલ લાભ ૩૦૨
મેગેસ્થેનીઝે કરેલું પાલીબોથ્રા અને સેન્ડ્રેકોટસનું વર્ણન ૩૩૧
મેગેસ્થેનીઝે આપેલા જુદા જુદા રાજ્યના લશ્કરી બળનો ચિતાર ૩૩૧
મૌર્ય સામ્રાજ્યમાંથી ખરવા માંડેલ એક પછી એક તેના પ્રાંતરૂપી મણિ ૪૧૫–૬
યુડેમોસે (ગ્રીક સરદાર) પંજાબપતિ પોરસના કરાવેલ ખૂનને લીધે ફાટી નીકળેલ બળવો ૩૨૩
રથયાત્રાના વરઘોડામાં પ્રિયદર્શીને તેના પૂર્વભવની મળેલી ભાળ ૩૫૪
રાક્ષસમંત્રીને ઉખેડવા કરતાં તાબે કરવામાં ચાણક્યે જોયેલું ડહાપણ ૩૦૫
રાક્ષસમંત્રી ને ચાણક્ય વચ્ચેની પ્રપંચજાળમાં રાક્ષસની થયેલી ફસામણી ૩૦૫
રાક્ષસમંત્રી નારાજ હોવા છતાં તેને ચંદ્રગુપ્તના મહામંત્રી બનવું પડ્યું ૩૦૬
લંકાપતિ તિસ્સ તરફથી બાંહેધરી મળતાં ત્યાં બૌદ્ધ ધર્મપ્રચારને મળેલો વેગ ૩૨૮
શકટાળ મંત્રીના કારભારનો મધ્યાન્હ તથા અંત ૩૦૦
શકટાળ પુત્ર શ્રીયક મગધ–સામ્રાજ્યના મંત્રીપદે ૩૦૧

પ્રિયદર્શીએ રાજ્યવગામ હાથ લઈને કરવા માડેલ સુધારા ૩૫૨
પ્રિયદર્શી ઇ સ. પૂ ૩૦૫-૪ મા પૂર્વભવે રખડતા રક ભિક્ષુક તરીકે કૌશામ્બીમા ૩૫૫
પ્રિયદર્શીના સ્વૈચ્છિક ધર્મપરિવર્તનથી, બૌદ્ધ અને વૈદિક ધર્મ ઉપર પડેલી પ્રથમ અસર ૩૫૬
પ્રિયદર્શીએ ધર્મ–પરિવર્તન પછી આદરેલું પ્રથમ સામાજ્ય–પર્યટન ૩૫૭
પ્રિયદર્શીના ૧૬૦૦ માડલિકોએ, ખડણી દેવા કરતા ધર્મવિકાસને આપેલી પસદગી ૩૫૯
પ્રિયદર્શીના માતાપિતાનુ ઐહિક ભાવનાના સતોષ સાથે સ્વર્ગગમન ૩૬૦
પ્રિયદર્શીના પોતાના કૌટુબિક સબધોની ટૂક સમીક્ષા ૩૬૨–૩
પ્રિયદર્શીએ માતપિતાના અવસાન બાદ તેમની મહેચ્છાને આપેલો વેગ ૩૬૫-૭
પ્રિયદર્શીએ ભરતના ત્રિખડને જિનમદિરમય બનાવ્યાની સખ્યા–ગણુત્રીની નોધ ૩૬૮
પ્રિયદર્શીના બનાવેલ જિનમદિર–પ્રતિમાદિની વર્તમાન સ્થિતિ ની નોધ ૩૬૮
પ્રિયદર્શીએ કૃત્રિમ સાધુ તથા ધમ્મમહામાત્રા દ્વારા પ્રજાને આપેલ ધર્માચારનુ જ્ઞાન ૩૬૮–૯
પ્રિયદર્શીએ સાધેલો ધર્મવિજય અને તેના અવશેષો ૩૭૦ થી ૭૨
પ્રિયદર્શીએ પરદેશો સાથે બાધેલ મૈત્રીક તથા ધાર્મિક સબધ ૩૭૧
પ્રિયદર્શીએ ધર્મવિજય સાધવાની સાથે કરેલી અનેક તીર્થોની સઘયાત્રા ૩૭૨
પ્રિયદર્શીના અનેકમાના મહત્ત્વના ત્રણ જીર્ણોદ્ધાર સાહિત્ય–ગ્રથોના પાને ૩૭૩
પ્રિયદર્શીએ સઘ સાથે કરેલુ દક્ષિણમા પ્રયાણ અને નૂતન તીર્થ–સ્થાપના ૩૭૩–૫
પ્રિયદર્શીએ બધાવેલ ધર્મશાળાઓ અને દાનશાળાઓ ૩૭૭
પ્રિયદર્શીની ધાર્મિકવૃત્તિથી ઉપેક્ષિત બનેલ માડલિકોને તેણે બતાવેલ લશ્કરી તાકાત ૩૮૨
પ્રિયદર્શીના લશ્કરી બળની જુદા જુદા દેશ સાથે કરેલી સરખામણી ૩૮૨–૪
પ્રિયદર્શીએ બધાવેલા ત્રણ સરોવરનો ઇતિહાસ ૪૦૨
પ્રિયદર્શીના ધર્મવિજય અને સગ્રામ–વિજયમા પહેલુ શુ તેની શકાનુ નિવારણ (૩૮૩)
પ્રિયદર્શીના સગ્રામ–વિજયના પ્રદેશનો દોરેલો માગ ૩૮૪
પ્રિયદર્શીએ જુદા જુદા પ્રદેશો જીતી તે ઉપર રાજપુત્રોની સૂબા તરીકે કરેલી નિમણુક ૩૮૫–૭
પ્રિયદર્શીનો ધર્મવિજયથી પાછા ફરતા રાજનગરની પ્રજાએ કરેલો સત્કાર ૩૮૫
પ્રિયદર્શીની આગેકૂચથી સાવચેત બની ચીનાઇ શહેનશાહે બધાવેલી જગમશહૂર દીવાલ ૩૮૭
પ્રિયદર્શીએ દૂર પશ્ચિમમા, એશિયા આફ્રિકા યુરોપમા પણ ફરકાવેલો ધર્મધ્વજ ૩૮૭ થી ૮૯
પ્રિયદર્શીએ દૂર પશ્ચિમમાથી પાછા વળતા લીધેલી મધ્ય એશિયાની ખબર ૩૮૯
પ્રિયદર્શીનો ધર્મવિજયમાથી પાછા ફરતા બીજીવારનો થએલ સત્કાર ૩૯૦
પ્રિયદર્શીને હૃદયમથાવી મૂકનાર કલિગનુ યુદ્ધ ને તેને મળેલી જીત ૩૯૧
પ્રિયદર્શીના લકાના પ્રભાવની શકા ઉઠાવનારને અપાતો જવાબ ૩૯૧
પ્રિયદર્શીના વ્યક્તિત્વની આપેલ સમજણ ૩૯૧
પ્રિયદર્શીના માડલિક નૃપતિઓને લગ્નની સખ્યા ૩૯૧
પ્રિયદર્શીની રાજ્યઘટા અને મત્રી–પરિષદ ૩૯૨
પ્રિયદર્શીના વિવિધ અમલદારો અને તેમની ફરજ ની સમજૂતિ ૩૯૨
પ્રિયદર્શીએ જનોપયોગી (કૂવા, દવાખાના, પાજરાપોળો ઇ ઇ) બધાવેલા અનેક કાર્યો ૩૯

પ્રિયદર્શીની સર્વ પ્રકારની કૃતિઓ પાછળ રહેલ ઉદ્દેશ ૩૯૪–૫
પ્રિયદર્શીના સર્વ સ્થંભોનું અનેક દૃષ્ટિથી આપેલું દિગ્દર્શન ૩૯૫–૬
પ્રિયદર્શીની ધર્મલિપિ અને ગુફાઓના સમય વિશેનું કરેલું પૃથક્કરણ ૩૯૭–૮
પ્રિયદર્શીએ નેપાળની–રૂમ્મિનદેઈ–નિગ્લીવની–કરેલી ધર્મયાત્રા ૩૯૮
પ્રિયદર્શીએ માતપિતાની ઈચ્છાને માન આપી વિદેશ ફેરવવા માંડેલું પરાક્રમ ૩૫૮–૯
પ્રિયદર્શીએ ચાલેલા ધર્મવિજય તથા સંઘયાત્રાનું વર્ણન ૪૦૭–૮
પ્રિયદર્શીએ પ્રજાને તથા પોતાના વંશજોને સમજાવેલી ફરજ અને ધર્મ ૪૦૯
પ્રિયદર્શીએ પ્રાંતિક સૂબાની નિમણુક અંગે સ્વીકારેલું ધોરણ ૪૧૩
પ્રિયદર્શીની વૃદ્ધાવસ્થા અને મરણ; તેનાથી સામ્રાજ્ય ઉપર થયેલી અસર ૪૧૪
બિંદુસાર નામને ગર્ભાવસ્થા સાથેના સંબંધનું કરેલું વર્ણન ૩૧૨
બિંદુસારની નબળાઈનો સુબંધુએ લાભ લેતાં ઝંખવાયલી મૌર્ય રાજકીર્તિ ૩૧૪–૫
બિંદુસારનું વ્યક્તિત્વ અને પંજાબમાં ઉઠેલ બળવો ૩૧૬
બિંદુસારના મરણથી તેના પુત્રોમાં થયેલ સંક્ષોભ અને જામેલી અવ્યવસ્થા ૩૧૭
ત્રીજી બૌદ્ધ પારષદ મેળવવાનું કારણ અને તેનું સિદ્ધ થયેલ કાર્ય ૩૨૭–૮
ત્રીજી બૌદ્ધ પરિષદના સમય ઉપર પાડેલ પ્રકાશ ૩૨૭
ધર્મઘેલા બૌદ્ધોએ રચેલું ષડ્યંત્ર ને તેમને કરવી પડેલી પીછેહઠ ૩૮૬
બૃહસ્પતિમિત્રનો રાજ્યાભિષેક અને સામ્રાજ્ય ઉપર ઘેરાવા માંડેલ વાદળ ૪૧૪–૧
બૃહસ્પતિમિત્ર અને શાલિશૂકના કારભાર અને મૌર્ય રાજ્યની સંધ્યા ૪૧૬
(શ્રી) ભદ્રબાહુસ્વામી અને તેમના વડીલબંધુ વરાહમિહિરના જ્ઞાનકસોટીના પ્રસંગો ૩૧૦
'ભદ્રબાહુ સંહિતા' અને વારાહીસંહિતા' ના નિર્માણ પ્રસંગ ૩૧૦
ભદ્રબાહુસ્વામી અને ચંદ્રગુપ્તનાં સ્વર્ગસ્થાનોનાં જળવાઈ રહેલાં સ્મારકો ૩૧૪
ભિક્ષુક સંઘની સુધારણા અને બૌદ્ધ ધર્મનો થયેલ પ્રચાર ૩૨૮
ભિક્ષામાં શિથિલતા કાળબળને લીધે હોઈ આર્ય મહાગિરિજીને સમજાયલી વિશિષ્ટતા ૩૭૮
મગધના બારવર્ષી દુષ્કાળનો ચાણક્યે ઉઠાવેલ લાભ ૩૦૨
મેગેસ્થેનીઝે કરેલું પાલીબોથ્રા અને સેન્ડ્રેકોટસનું વર્ણન ૩૩૧
મેગેસ્થેનીઝે આપેલા જુદા જુદા રાજ્યના લશ્કરી બળનો ચિતાર ૩૩૧
મૌર્ય સામ્રાજ્યમાંથી ખરવા માંડેલ એક પછી એક તેના પ્રાંતરૂપી મણિ ૪૧૫–૬
યુડેમોસે (ગ્રીક સરદાર) પંજાબપતિ પોરસના કરાવેલ ખૂનને લીધે ફાટી નીકળેલ બળવો ૩૨૩
રથયાત્રાના વરઘોડામાં પ્રિયદર્શીને તેના પૂર્વભવની મળેલી ભાળ ૩૫૪
રાક્ષસમંત્રીને ઉખેડવા કરતાં તાબે કરવામાં ચાણક્યે જોયેલું ડહાપણ ૩૦૫
રાક્ષસમંત્રી ને ચાણક્ય વચ્ચેની પ્રપંચજાળમાં રાક્ષસની થયેલી ફસામણી ૩૦૫
રાક્ષસમંત્રી નારાજ હોવા છતાં તેને ચંદ્રગુપ્તના મહામંત્રી બનવું પડ્યું ૩૦૬
સંકાપીત તિસ્સ તરફથી આંહેધરી મળતાં ત્યાં બૌદ્ધ ધર્મપ્રચારને મળેલો વેગ ૩૨૮
શકડાળ મંત્રીના કારભારનો મધ્યાન્હ તથા અંત ૩૦૦
શકડાળ પુત્ર શ્રીયક મગધ–સામ્રાજ્યના મંત્રીપદે [illegible]

પ્રિયદર્શીએ રાજ્યલગામ હાથ લઈને કરવા માંડેલ સુધારા ૩૫૨
પ્રિયદર્શી ઈ. સ. પૂ. ૩૦૫-૪ મા પૂર્વભવે રખડતા રંક ભિક્ષુક તરીકે કૌશાંબીમાં ૩૫૫
પ્રિયદર્શીના સ્વૈચ્છિક ધર્મપરિવર્તનથી, બૌદ્ધ અને વૈદિક ધર્મ ઉપર પડેલી પ્રથમ અસર ૩૫૬
પ્રિયદર્શીએ ધર્મ-પરિવર્તન પછી આદરેલું પ્રથમ સામ્રાજ્ય-પર્યટન ૩૫૭
પ્રિયદર્શીના ૧૬૦૦ માંડળિકોએ, ખંડણી દેવા કરતા ધર્મવિકાસને આપેલી પસંદગી ૩૫૯
પ્રિયદર્શીના માતાપિતાનું ઐહિક ભાવનાના સંતોષ સાથે સ્વર્ગગમન ૩૬૦
પ્રિયદર્શીના પોતાના કૌટુંબિક સબંધોની ટૂંક સમીક્ષા ૩૬૨-૩
પ્રિયદર્શીએ માતપિતાના અવસાન બાદ તેમની મહેચ્છાને આપેલો વેગ ૩૬૫-૭
પ્રિયદર્શીએ ભરતના ત્રિખંડને જિનમંદિરમય બનાવ્યાની સંખ્યા-ગણત્રીની નોંધ ૩૬૮
પ્રિયદર્શીના બનાવેલ જિનમંદિર-પ્રતિમાદિની વર્તમાન સ્થિતિની નોંધ ૩૬૮
પ્રિયદર્શીએ કૃત્રિમ સાધુ તથા ધમ્મમહામાત્રા દ્વારા પ્રજાને આપેલ ધર્માચારનું જ્ઞાન ૩૬૮-૯
પ્રિયદર્શીએ સાધેલો ધર્મવિજય અને તેના અવશેષો ૩૭૦ થી ૭૨
પ્રિયદર્શીએ પરદેશો સાથે બાંધેલ મૈત્રીક તથા ધાર્મિક સંબંધ ૩૭૧
પ્રિયદર્શીએ ધર્મવિજય સાધવાની સાથે કરેલી અનેક તીર્થોની સંઘયાત્રા ૩૭૨
પ્રિયદર્શીના અનેકમાના મહત્ત્વના ત્રણ જીર્ણોદ્ધાર સાહિત્ય-ગ્રંથોના પાને ૩૭૩
પ્રિયદર્શીએ સંઘ સાથે કરેલું દક્ષિણમા પ્રયાણ અને નૂતન તીર્થ-સ્થાપના ૩૭૩-૫
પ્રિયદર્શીએ બંધાવેલ ધર્મશાળાઓ અને દાનશાળાઓ ૩૭૭
પ્રિયદર્શીની ધાર્મિકવૃત્તિથી ઉપેક્ષિત બનેલ માંડળિકોને તેણે બતાવેલ લશ્કરી તાકાત ૩૮૨
પ્રિયદર્શીના લશ્કરી બળની જુદા જુદા દેશ સાથે કરેલી સરખામણી ૩૮૨-૩
પ્રિયદર્શીએ બંધાવેલા ત્રણ સરોવરનો ઇતિહાસ ૪૦૨
પ્રિયદર્શીના ધર્મવિજય અને સંગ્રામ-વિજયમા પહેલું શું તેની શંકાનું નિવારણ (૩૮૩)
પ્રિયદર્શીના સંગ્રામ-વિજયના પ્રદેશનો દોરેલો માર્ગ ૩૮૪
પ્રિયદર્શીએ જુદા જુદા પ્રદેશો જીતી તે ઉપર રાજપુત્રોની સૂબા તરીકે કરેલી નિમણુક ૩૮૫-૭
પ્રિયદર્શીનો ધર્મવિજયથી પાછા ફરતા રાજનગરની પ્રજાએ કરેલો સત્કાર ૩૮૫
પ્રિયદર્શીની આગેકૂચથી સાવચેત બની ચીનાઈ શહેનશાહે બંધાવેલી જગમશહૂર દીવાલ ૩૮૭
પ્રિયદર્શીએ દૂર પશ્ચિમમા, એશિયા આફ્રિકા યુરોપમા પણ ફરકાવેલો ધર્મધ્વજ ૩૮૭ થી ૮૯
પ્રિયદર્શીએ દૂર પશ્ચિમમાથી પાછા વળતા લીધેલી મધ્ય એશિયાની ખબર ૩૮૯
પ્રિયદર્શીનો ધર્મવિજયમાથી પાછા ફરતા બીજીવારનો થયેલ સત્કાર ૩૯૦
પ્રિયદર્શીને હૃદયમચાવી મૂકનાર કલિંગનુ યુદ્ધ ને તેને મળેલી જીત ૩૯૧
પ્રિયદર્શીના લંકાના પ્રભાવની શંકા ઉઠાવનારને અપાતો જવાબ ૩૯૧
પ્રિયદર્શીના વ્યક્તિત્વની આપેલ સમજણ ૩૯૧
પ્રિયદર્શીના માંડલિક નૃપતિઓની લગતી સંખ્યા ૩૯૧
પ્રિયદર્શીની ન્યાયપદ્ધતિ અને મંત્રી-પરિષદ ૩૯૨
પ્રિયદર્શીના વિવિધ અમલદારો અને તેમની ફરજની સમજૂતિ ૩૯૨
પ્રિયદર્શીએ જનોપયોગી (કૂવા, દવાખાના, પાંજરાપોળો ઇ ઇ) બંધાવેલાં અનેક કાર્યો ૩૯૪

# શિલાલેખ અને સ્થંભલેખ

પ્રિયદર્શી અને અશોક ભિન્ન છે તેના મુદ્દાઓ જુદા જુદા દૃષ્ટિબિંદુઓથી તારવીને પરિશિષ્ટો બનાવ્યાં છે (પરિ.૧ અને ૨ પૃ. ૨૦૧ થી ૨૧૫; પરિ.૩,૪ અને ૫ પાછળના ભાગમાં ૧ થી ૧૫); છતાં વિગતવાર વાંચનની અપેક્ષા માટે નીચેની ટીપ વિશેષ ઉપયોગી થશે.


પ્રસ્તાવના વાળા વિભાગે—પૃ. ૧૯ અને ૨૦ ઉપરાંત

**ખંડ પહેલો:—**

**પ્રથમ પરિચ્છેદ**, પૃ. ૧૧ (ટી. ૧૪), પૃ. ૧૨ થી ૧૫ અને પૃ. ૧૯ થી ૨૧ તથા પૃ. ૨૩ નો વચલો પારિગ્રાફ

**દ્વિતિય પરિચ્છેદ**—કાલગણનાનો આખો પરિચ્છેદ

**ખંડ બીજો—** ધર્મલિપિઓ

**પ્રથમ પરિચ્છેદ**—શિલાલેખો

**પહેલું શાસન**—પૃ. ૫૧ ટી. ૧, ૨, ૫ ( મધ્યભાગ ), ૭ અને ૧૨
**બીજું** ,, પૃ. ૫૬ ટી. ૧, ૨ ને ૩
**ત્રીજું** ,, પૃ. ૫૯ ટી. ૬, ૭, ૯ ને ૧૦
**ચોથું** ,, પૃ. ૬૩ ટી. ૧, ૨, ૩, ૫, ૭, ૧૦, ૧૧, ૧૨ ને ૧૩
**પાંચમું** ,, પૃ. ૭૦ ટી. ૨, ૩, ૭, ૯, ૧૭, ૧૮, ૧૯
**છઠ્ઠું** ,, પૃ. ૭૬ ટી. ૬, ૭, ૮ ને ૧૦
**સાતમું** ,, પૃ ૭૮ ટી ૧ થી ૭
**આઠમું** ,, પૃ. ૮૧ ટી. ૧, ૨, ૪ ને ૬
**નવમું** ,, પૃ. ૮૬ ટી. ૧, ૪, ૬, ૯ ને ૧૦
**દસમું** ,, પૃ. ૮૯ ટી. ૧, ૩, ૪, ૫, ૬, ૭ ને ૮
**૧૧ મું** ,, પૃ. ૯૨ ટી. ૧, ૨, ૩, ૪, ૬ ને ૭
**૧૨ મું** ,, પૃ. ૯૫ ટી. ૧, ૨, ૩, ૬, ૭, ૮, ૯, ૧૧, ૧૨, ૧૫ ને ૧૬ ના અંતિમ ભાગો ને ૧૭
**૧૩ મું** ,, પૃ. ૧૦૨ ટી ૨, ૫, ૧૨, ૧૩, ૧૫, ૧૬, ૨૭ નો અંત ભાગ, ૩૩ ને ૩૭
**૧૪ મું** ,, ખાસ એકે ટીપણ નથી

**પ્રથમ ભિન્ન શાસન** પૃ. ૧૧૬ ટી. ૫, ૭, ૧૫, ૧૯, ૨૦, ૨૨, ૨૪, ૨૫. ૨૬
**બીજું ભિન્ન શાસન** પૃ. ૧૨૨ ટી. ૧૪ ને ૧૬

**દ્વિતિય પરિચ્છેદ**—ગૌણ લેખો

**રૂપનાથ**—પૃ. ૧૨૯ ટી. ૨, ૪. ૫, ૯ ને ૧૧
**બ્રહ્મગિરિ**—પૃ. ૧૩૩ ટી. ૫
**મસ્કી**—પૃ. ૧૩૬ ટી. ૧
**કલકત્તા-વૈરાટ**—પૃ. ૧૩૯ ટી. ૨, ૪, ૫, ૬, ૭ ને ૮

**તૃતીય પરિચ્છેદ**—સ્થંભલેખો

**પ્રથમ શાસન** પૃ. ૧૪૪ ટી. ૬, ૭, ૮
**બીજું** ,, પૃ. ૧૪૭ ટી. ૧ થી ૬
**ત્રીજામાં** —નોંધ જેવું કાંઇ નથી
**ચોથું** ,, પૃ. ૧૫૩ ટી. ૨, ૬, ૧૦, ૧૧, ૧૬, ૧૮, ૧૯ ને ૨૨
**પાંચમું** ,, પૃ. ૧૬૨ ટી. ૧૫, ૧૭, થી ૨૬ તથા ૨૮, ૩૧ ને ૩૪
**છઠ્ઠું** ,, પૃ. ૧૬૭ ટી. ૫ ને ૬
**સાતમું** ,, પૃ. ૧૭૫ ટી. ૨, ૫, ૭, ૮, ૧૭, ૧૮, ૧૯, ૨૧, ૨૩, ૨૫, ૩૧, ૪૦, ૪૫, ૪૬, ૫૩, ૫૪, ૫૭ ને ૫૯

**ચતુર્થ પરિચ્છેદ**—ગૌણ સ્થંભ-લેખો અને ગુફા-લેખો

**સારનાથ**—પૃ. ૧૯૦ ટી. ૭ ને ૮
**રૂમ્મિન્ડેઇ**—પૃ. ૧૯૪ ટી. ૧, ૨, ૩, ૫, ૬, ને ૭
**બરાબરગિરિ**—પૃ. ૧૯૯ ટી. ૩

**ખંડ ત્રીજો**—આખોયે લગભગ પુરવાર કરી આપે છે કે બન્ને સમ્રાટો ભિન્ન છે. તેમાં પણ મુખ્યત્વે કરીને સાંચીસ્તૂપ, સાંચીસ્થંભ, અવશેષ લેખો, નવીનલેખ, અન્ય જૈન પ્રમાણો, જૈન ભૌગોલિક-નામો, બૌદ્ધ દૃષ્ટિએ-અસંગતિ, અક્ષરમંત્રો, ભારહૂત-સ્તૂપ, બૌદ્ધ યાત્રિકોની નોંધો સાથેની અસંગતિ, શ્રવણ બેલગોલ વાળા પારિગ્રાફો, વિરાટકાયમૂર્તિનું આખુંયે પ્રકરણ, સિક્કાને લગતો ચોથો પરિચ્છેદ વ.

શ્રવણ બેલગોલ નગર અને આસપાસ પ્રિયદર્શીએ રચેલુ નવુ શ્વેતાંબર તીર્થધામ ૩૭૩-૫
શ્રવણ બેલગોલની વિરાટકાય મૂર્તિને આપેલુ જિનકલ્પનું સ્વરૂપ ૩૭૫
શ્રવણ બેલગોલ શ્વેતામ્બરતીર્થનો દિગંબર સંપ્રદાયે લીધેલ કબજો ૩૭૬
(જેમ) **સાંચી–સ્તૂપ** તેમ ભારહુત–સ્તૂપ પણ જૈનધર્મનું પ્રતીક ૪૦૧-૨
સેલ્યુકસ સાથેના સંગ્રામના અંતે થયેલી સંધિ અને અશોકને મળેલ લાભો ૩૨૯-૩૦
**સંઘની** સત્તાની શ્રી ભદ્રબાહુસ્વામીના પ્રસંગે થયેલી ચોખવટ ૩૦૯
**સંપ્રતિએ** અખત્યાર કરેલા ન્યાયનાં અને કાર્ય-ઉકેલનાં ધોરણ ૪૦૭-૮
**સ્થૂલિભદ્રમુનિના** કામદેવ ઉપરના અદ્વિતીય કાબૂનું વર્ણન ૩૧૦
**સ્થૂલિભદ્રમુનિની** જ્ઞાનપરિચય માટેની ઝંખના ૩૧૧
**સ્થવીરકલ્પ** અને જિનકલ્પ વચ્ચેનો સમજાવેલ ભેદ (૩૭૪)
**સ્તૂપો** ( પચ્ચુરણ ) નો કર્તા પ્રિયદર્શી હોવાની શક્યતાનું વર્ણન ૪૦૦

# પરિશિષ્ટ-૩

# અન્ય વિશેષ તારવણીઓ

## અશોક અને પ્રિયદર્શી

બે હજાર ઉપરાંત વર્ષથી જળવાઇ રહેલાં તેમનાં સ્મારકનું વર્ગીકરણ તથા ઓળખ ચિન્હોની સમજૂતિઃ—

ઉપરમાં પૃ. ૨૦૧ થી ૨૦૪ સુધી પ્રિયદર્શીએ કોતરાવેલ લિપ્યંતર્ગત ધર્મરહસ્ય ઉપરથી પોતે બૌદ્ધધર્મી કે જૈનધર્મી હોઇ શકે તેની વિચારણા માટે તારવણી કરી બતાવી છે. હવે અહીં તે ધર્મલિપિઓના બાહ્ય સ્વરૂપની તથા પ્રિયદર્શીએ કરેલી અન્ય કૃતિઓની ટીપ આપી, બૌદ્ધધર્મી અશોકે તેવાજ પ્રકારની કૃતિઓ કરાવ્યાની જે નોંધ બૌધ્ધસાહિત્યમાંથી તેમજ તે ધર્મના પરદેશી મુસાફરોના વર્ણનમાંથી મળે છે તે પણ સાથે સાથે આપી છે. આ સર્વના નિરીક્ષણ ઉપરથી આપોઆપ સમજી જવાશે કે અશોક અને પ્રિયદર્શી એક છે કે ભિન્ન અને ભિન્ન છે તો પછી સમ્રાટ પ્રિયદર્શી જૈન છે કે બૌધ્ધ.

## (૧) શિલાલેખ તથા સ્થંભલેખ

શિલાલેખ પરત્વે પ્રથમ વિચાર કરી લઇએ. મૂળે તો અશોકે કોઇ શિલાલેખજ કોતરાવેલ નથી એટલે મૂલં નાસ્તિ કુત: શાખા જેવું થયું કહેવાય. બીજી બાજુ એક અતિશયોકતિ ભરેલી નોંધમાં તેણે ૮૪૦૦૦ સ્થંભો ઊભા કરાવ્યાનું (અને તે બહુ નાના કદના હોવાથી તે સર્વ ઉપર કાંઇ કોતરાવાયાનો સંભવ નથી એવું) પણ નીકળે છે. આ પ્રકારની બન્ને સ્થિતિ જોતાં તે વિશે કોઇ પ્રકારની વિચારણા કરવા જેવું જ રહેતું નથી. છતાં પ્રસ્તુત શિલાલેખો અશોકના હોવાની માન્યતા જ્યારે ચાલી રહી છે ત્યારે તે શંકાસ્પદ પ્રશ્નનું પણ નિરાકરણ કરી લેવું જરૂરી બને છે. નિમ્ન લિખિત લગભગ સો ઉપરાંત મુદ્દા, તેનાં સ્થાન, તેમજ પ્રમાણિત બૌધ્ધ સાહિત્યીક પુરાવાઓ પણ આપ્યા છે એટલે તેની યથાર્થતા વિશ્વસનીયજ ગણાશે. આ સર્વના અવલોકનથી તે લેખો અશોકના નથી એમ નિશંક પુરવાર થઇ જાય છે.

| પ્રિયદર્શી | અશોક |
|---|---|
| **પ્રથમ શાસન**—(૧) પ્રાણીઓના વધની મનાઇ તથા (૨) સમાજ—મેળાના પ્રતિબંધ ફરમાવે છે. | તેણે કયાંય ઉલ્લેખ કરેલ નથી. |
| **દ્વિતીય શાસન**—(૩) તામ્રપર્ણી, ચોડ, પાંડય, સાતિયપુત્ત અને કેરલપુત્તનો તેના રાજ્યની હદમાં સમાવેશ કર્યો છે. | તેના રાજ્યનો તેટલો લાંબો વિસ્તાર બતાવાયો નથી. |
| (૪) યોન રાજાઓ સાથે મિત્રાચારી બાંધી છે. (૫) મનુષ્ય ચિકિત્સા અને પશુ ચિકિત્સાના ઉપાય કર્યા છે. | પુસ્તકો આ વિશે મૌન સેવે છે. |

